# ગુજરાતી નાટ્ય

(ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર)

તંત્રી: પ્રાગજી જ. ડોસા

પુસ્તક ચોથું: અંક પહેલો

કિંમત: આઠ આના







પદ્મશ્રી સંગીતમાર્તણ્ડ સંગીતમહામહોદય
**પંડિતશ્રી ઓમ્કારનાથજી ઠાકુર**

हास्यशृंगारयोः कार्यौ स्वरौ मध्यपंचमौ। षड्जर्षभौ तथा चैव वीररौद्राद्भुतेषु च ॥
गांधारश्च निषादश्च कर्तव्यौ करुणे रसे। धैवतश्च निषादश्च बिभत्से सभयानके ॥

# ગુજરાતી નાટ્ય

(ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર)

તંત્રી: પ્રાગજી જ. ડોસા

પુસ્તક ચોથું: અંક પહેલો

કિંમત: આઠ આના







પદ્મશ્રી સંગીતમાર્તણ્ડ સંગીતમહામહોદય

## પંડિતશ્રી ઓમ્કારનાથજી ઠાકુર

हास्यशृंगारयोः कार्यौ स्वरौ मध्यपंचमौ। षड्जर्षभौ तथा चैव वीररौद्राद्भुतेषु च ॥
गांधारश्च निषादश्च कर्तव्यौ करुणे रसे। धैवतश्च निषादश्च बीभत्से सभयानके

ગુજરાતી નાટ્ય મંડળના માનનીય મુરબ્બી

## શ્રી પ્રાણલાલભાઈ



આ અંકનું મુદ્રણકાર્ય ચાલતું હતું તે દરમિયાન બુધવાર તા. ૨૫-૭-૧૯૫૬ ને દિને રાતના ૭-૩૦ વાગ્યે મંડળના માનનીય મુરબ્બી **શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના** શોકજનક અવસાનના સમાચાર મળ્યા. ગુજરાતી નાટ્યનો આગામી અંક તેઓશ્રીના "સ્મારક-અંક" તરીકે પ્રકટ થશે.

# ગુજરાતી નાટ્ય

પુસ્તક : ચોથું    ઑગસ્ટ : ૧૯૫૬    અંક : ૧

## અનુક્રમ

☆



મુદ્રક અને પ્રકાશકઃ—ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ-૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જયંતિલાલ ત્રિવેદી
પ્રા. છોટાલાલ ધીવાળા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી અરદેશર પાવરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
પ્રાગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | ઓગસ્ટ: ૧૯૫૬ | અંક: ૧-લો

## ઊઘડતે પડદે

### એ પૂણ્ય સ્મૃતિ!

**મા**નવતાની સાક્ષાત મૂર્તિસમા, સત્યના પરમ ઉપાસક, મૂંઝવણના માર્ગદર્શક અને સૌ કોઈના સ્નેહી એવા શ્રી. પ્રાણલાલભાઈ બુધવાર તા. ૨૫-૭-૫૬ની રાતે પંચત્વને પામ્યા. પરંતુ જેઓ જેઓ એમના નિકટ સંપર્કમા આવ્યા એમનાં અંતરમાં એમની પૂણ્ય સ્મૃતિ તો સદા ચિરંજીવ રહેશે અને એ સ્મૃતિગંગા વહી છે મહાત્માઓ, રાજદ્વારી વ્યક્તિઓ, મહારાજાઓથી માંડીને રોજનું રળી ખાનારા ગરીબ, રાંક મનુષ્યોના હૃદયમાં. એનું કારણ તવંગર અને ગરીબના ભેદ એમને મન વસ્યા નહોતા. એઓ તો મનુષ્યને એક ઈશ્વરી અંશની દૃષ્ટિએ જોતા હતા અને તેથી નાનામાં નાનો માણસ પણ એમની સમીપ જાય એને પ્રેમથી પાસે બોલાવી એની વાતો સહૃદયતાથી સાંભળતા. તેઓ ઘણીવાર કહેતા કે "જીવનમાં અનેક લીલી સૂકી મેં પણ જોઈ છે અને દુઃખ સહ્યાં છે" એ અનુભવોથી જીવમાત્ર પ્રત્યે સમદૃષ્ટિની ભાવના તેમણે કેળવી. એ ભાવના કેવળ શબ્દોમાં જ નહિ પરંતુ એમનાં પ્રત્યેક કાર્યમાં એમણે ઊતારી અને જનતા સમક્ષ એક ભવ્ય આદર્શ મૂર્ત કર્યો. જે કાર્ય તેઓ હાથ પર લેતા તેને યશસ્વીપણે પરિપૂર્ણ કરવાની તેમની એક વિશિષ્ટ દૃષ્ટિ હતી. એ કાર્ય પાછળ એમનાં મનમાં અવિરતપણે વિચારધારા ચાલ્યા કરતી અને કાર્યસિદ્ધિની વેળા આવતી ત્યારે એ યશ અને એ કાર્યનું સુકાન અન્ય લાયક વ્યક્તિને સોંપી તેઓ માર્ગદર્શક બની રહેતા એનાં અનેક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે.

### શતાબ્દી મહોત્સવ

ગુજરાતી રંગભૂમિનો શતાબ્દી મહોત્સવ એમાંનું એક દૃષ્ટાંત છે. ૧૯૫૨માં અમે એક નાનીશી સમિતિ સ્થાપી હતી. રંગભૂમિ સપ્તાહ ઊજવવાનું નક્કી કર્યું હતું. નાના પાયા ઉપર એ ઉત્સવ માટેની તૈયારીઓ થવા લાગી. કઈ કઈ સંસ્થાઓ કયા કયા નાટકો ભજવશે એ નક્કી થયું; નાટ્ય-પ્રદર્શન ભરવાનું નક્કી થયું; નાટ્યના વિષયો પર વ્યાખ્યાન આપનારા વક્તાઓ નક્કી થયા; સમારંભના પ્રમુખની વરણી હજી બાકી હતી. સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે શ્રી. પ્રાણલાલભાઈનું નામ સૂચવાયું અને મારે તેમને મળવું એમ નક્કી થયું. દેનાબેંકમાં હું તેમને મળ્યો. એવી જ લાગણી અને મીઠાશથી એમણે મને બેસાડ્યો, હકીકત પૂછી અને કહ્યું.

> "જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવાનું મેં બંધ કરી દીધું છે, છતાં રંગભૂમિનો હું ચાહક છું અને તેમાં યે રંગભૂમિની શતાબ્દી જેવો મહોત્સવ ઊજવવાનો છે તો એ કાર્ય વિશાળ પાયા પર થવું જોઈએ. માત્ર મુંબઈમાં નહિ પરંતુ ગુજરાત-સૌરાષ્ટ્રમાં પણ એની ઊજવણી થાય અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ, સાહિત્યકારો, પત્રકારોને તમારે સમિતિ પર લેવા જોઈએ. તમારી સમિતિના સભ્યોને પૂછી મને કહેજો એટલે આખી યોજના પર વિચાર કરશું."

આ સંદેશો લઈ મેં મારી સમિતિ સમક્ષ મૂક્યો, પરંતુ પચીસ દિવસ સુધી કંઈ નિર્ણય ન થયો. સમિતિના કેટલાક સભ્યોને એમ લાગ્યું કે આટલા મોટા પાયા પર મહોત્સવ ઊજવતાં પહોંચી વળાશે કે કેમ? છેવટે જેમણે એ સૂચન કર્યું છે એમને સુકાન સોંપી, શ્રદ્ધા રાખી, નિષ્ઠા રાખી કાર્યરત થવું એ નિર્ણય લીધો. બીજી વખત હું એમને મળવા ગયો ત્યારે મને તો બીક હતી કે એટલો મોડો જવાબ મળવાથી તેમને ખોટું લાગ્યું હશે, કદાચ મને ઠપકો પણ મળશે પરંતુ

દેના બેન્કના બોર્ડ રૂમમાં પગ મૂકતાં એવો જ ભાવભીનો આવકાર, સ્મિત વેરતું મુખ અને સ્નેહભર્યા શબ્દો. યોજના નક્કી થઇ, અમે એમને શતાબ્દી મહોત્સવ સમિતિના પ્રમુખ બનાવ્યા અને શાનદાર ઉજવણી થઇ.

## નાટ્ય જગતમાં જાગૃતિ

એ ઉજવણી બાદ અમને સત્ય સમજાયું કે શ્રી. પ્રાણલાલભાઇએ પ્રથમથી જ ભવિષ્યનું કેવું સુરેખ દર્શન કર્યું હશે! એ ભાવિ દૃષ્ટાએ નાટ્યજગતમાં હલચલ મચાવી મૂકી. રંગભૂમિમાં નવો રંગ પૂરાયો. રંગમંચ પર સુસ્તી અનુભવતી ભૂમિ સજાગ બની અને એનો વિશેષ લાભ મળ્યો જે 'અવેતન'ને નામે ઓળખાતી હતી એવી સંસ્થાઓ અને એનાં કલાકારોને. જ્યારે જ્યારે પણ 'અવેતન' પ્રયોગો યોજાય તેમાં રપથી ૩૦ આગળની હરોળની ટિકિટો શ્રી. પ્રાણલાલભાઇ અને એમનાં કુટુંબીજનોની હોય, એટલું જ નહિ પણ એમના પરિચિત વર્ગમાં પણ તેઓ ભલામણ કરે અને એમને કોણ ના કહે? પરંતુ આડકતરી રીતે એમણે નાટ્યરસિક જનતાનો પ્રવાહ આ 'અવેતન પ્રયોગો' તરફ વાળ્યો. 'ભાઇ બાપા' કરીને જેઓને ઘેરઘેર ટિકિટો વેચવા જવું પડતું હતું તેને બદલે આજે સંસ્થાઓને House full નાં પાટિયાં મૂકવાં પડે છે. એ 'અવેતન' શબ્દને બદલે "નવી પ્રણાલીની રંગભૂમિ" કહેવાય છે. એ બધો યશ શ્રી. પ્રાણલાલભાઇને ઘટે છે.

શતાબ્દીની ઉજવણી પછી ગુજરાતી નાટ્ય મંડળની સ્થાપના થઇ અને તેઓ પ્રથમ પેટ્રન અને પ્રમુખ બન્યાં. મંડળના ધ્યેય અને કાનુનો, રાતોરાત જાગી એમણે પોતે ઘડયાં. પ્રતિ વર્ષ મૌલિક નાટ્યલેખન હરીફાઇ યોજાઇ એટલે નાટકો મળવાં લાગ્યાં. એ નાટકો માટે પ્રતિ વર્ષ નાટ્યોત્સવ પણ યોજાયો અને રંગભૂમિ વેગવંતી થઇ પણ સાથે, સાથે જૂની પ્રણાલિની રંગભૂમિને તેઓ ભૂલ્યાં નહિ. એ રંગભૂમિ અને એનાં નાટકો અને ગીતો પ્રત્યે તો એમને અનહદ માન અને મમતા હતાં. એ નાટકો અને ગીતોને સ્વરાંકન સાથે ગ્રંથસ્થ કરવાં એને પણ મંડળનાં ધ્યેયમાં સમાવેશ કર્યો તથા ઇતિહાસ તો જૂની રંગભૂમિનો જ લખવાનો છે એ દિશા તરફ પણ સંશોધન કાર્ય માટે એમણે સૂચના કરી. આજે ગુજરાતી નાટ્ય મંડળ ગૌરવભરી રીતે કહી શકે છે કે મંડળની સમિતિએ, તેમાં વિશેષ કરીને ડૉ. ડી. જી. વ્યાસ અને મંડળના ઉપ-પ્રમુખ શ્રી. જયંતિલાલ ત્રિવેદી પાસે સારી સંખ્યામાં એ ઇતિહાસને લગતી સામગ્રી અને માહિતી એકત્ર થઇ છે.

## ગુજરાતી નાટ્ય

અને 'ગુજરાતી નાટ્ય' તો એમનું લાડીલું બાળક હતું. તેઓ વારવાર કહેતો "તમારાં નાટકો ક્ષણજીવી નીવડશે, વ્યાખ્યાનો અને ઇતર પ્રવૃત્તિ ભૂલાઇ જવાશે પણ આ માસિક, એ જ એક એવી વસ્તુ છે જે ચિરંજીવ રહેશે. એ દ્વારા તમે રંગભૂમિની પ્રવૃત્તિને જનતા સમક્ષ જીવતી રાખી શકશો." અને એમનાં દેહાન્તને આગલે દિવસે હું અને શ્રી. દામુ ઝવેરી એમને મળવા ગયા ત્યારે પણ 'ગુજરાતી નાટ્ય' પગભર રહે એની એમને કાળજી હતી. એમણે કહ્યું: "દામુભાઇ, ગુજરાતી નાટ્યના એક હજાર ગ્રાહકો થવા જોઇએ."

શ્રી. પ્રાણલાલભાઇનું એ વાક્ય જાણે પ્રત્યેક નાટ્યરસિકને ઉદ્દેશીને બોલાયેલું લાગતું હતું.

## શ્રદ્ધાંજલિ

સંસ્કાર અને કલાપ્રવૃત્તિના એ પોષક તો ગયા, પરંતુ કલાપ્રવૃત્તિના સાધકો પર, સંસ્થાઓ પર, લેખકો, અદાકારો અને કાર્યકરો પર મોટું ઋણ મૂકતા ગયા છે. છુટે હાથે એમણે દાન આપ્યાં છે, પ્રોત્સાહન આપ્યું છે, માર્ગદર્શન કર્યું છે અને એ અવિરત ... પોતાની કાયાને ઘસી નાખી છે. હવે તો સાહિ... વિલાસીઓની કલ્પનામાં, શિલ્પીનાં સર્જનમાં, ચિત્રકા... પીંછીમાં–રંગપૂરવણીમાં, સંગીતકારની સુરાવટમાં; ના... કારની જાદુઇ સૃષ્ટિમાં, કલાકારના ભાવ-આવિષ્કારમાં, નૃત્યકારના રેખાંકનોમાં કલા મૂર્તિમંત બને ત્યારે એ... એના સાચા અર્થમાં સંગીન, સુરેખ અને આ... સંસ્કૃતિની દ્યોતક બને તો જ એ પુણ્યાત્માને શ્રદ્ધાંજલિ આપી કહેવાશે.

પ્રેમશંકર ડો.



# કલાકાર અધિવેશન

સંયોજક

**શ્રી. ચંદુલાલ ડી. નાયક**

> સો વર્ષ સુધી જેમણે ગુજરાતી રંગભૂમિને જીવંત અને સજાગ રાખી છે એવા નાયક અને ભોજક જ્ઞાતિના કલાકારો એકત્ર મળી રંગભૂમિના ઉત્કર્ષ માટે કલાકારોનું અધિવેશન ભરે એ હકીકત ખરેખર અભિનંદનીય અને રંગભૂમિના ઇતિહાસને નોંધપાત્ર છે. અનેક પ્રશ્નોના ઉકેલ માટે અને નાટકો રજૂ કરતાં પોતાને તથા પોતાની સંસ્થાઓને નડતી મુસીબતો દૂર કરવા એમણે હૈયાં ઠાલવ્યાં છે એ તરફ અધિકારીઓ લક્ષ આપે તો રંગભૂમિની પ્રવૃત્તિ વિશેષ વેગવાન બને એ નિઃસંદેહ છે. —તંત્રી

તા. ૮–૭–૫૬ના રોજ મહેસાણામાં ઉત્તર ગુજરાતના કલાકારોએ જાણીતા ધારાસભ્ય શ્રી. પુરુષોત્તમદાસ ત. પટેલના પ્રમુખપદે, 'રંગભૂમિ દ્વારા સમાજક્રાન્તિ' માટે શુદ્ધ લક્ષી, રાષ્ટ્રીય પ્રચાર નાટકો, રંજન કાર્યક્રમો વગેરેનું પદ્ધતિસર નિયંત્રણ કરવા પ્રથમ અધિવેશન યોજ્યું હતું આ પ્રસંગે અમદાવાદ, સાબરકાંઠા, બનાસકાંઠા તથા ગુજરાત-ભરની ગ્રામ્ય નાટ્ય સંસ્થાઓના સંચાલકો કવિઓ, દિગ્દર્શકો. સંગીતકારો અને પત્રકારો હાજર હતા. 'રંગભૂમિ ઝિન્દાબાદ"ના બુલંદ સૂત્રોથી ગર્જના થઇ અને તે બાદ શ્રી. સ. ના. બો. કેળવણી મંડળના પ્રમુખ શ્રી. છગનલાલ હ. ભોજકે અધિવેશનનું ઉદ્‌ઘાટન કર્યું હતું. મુંબઇ, અમદાવાદ અને અન્ય જિલ્લાઓમાંથી આવેલા સંદેશાઓનું વાંચન થયું હતું, જેમાં ડૉ. ડી. જી. વ્યાસ, શ્રી. પ્રાગજી જ. ડોસા, પ્રા. મધુકર રાંદેરિયા, ધારાસભ્યો શ્રી શંકરજી ઠાકોર (મેરાણુ) અને શ્રી. ક. ત્રી. પરેલ (પાટણ), તેમ જ શ્રી. પ્રાણસુખ નાયક અને સ્થાનિક જીલ્લા કાર્યકરોના સંદેશા હતા.

ઉદ્‌ઘાટન કરતાં શ્રી. છગનભાઇ ભોજકે અનુવંશીય, પરંપરાગત કલાકાર તરીકે રંગભૂમિને સદીઓનો સર્જન-જૂનો વારસો આપી જનાર નામી નટો, નાટ્યકારો અને સંસ્થાના સંચાલકોને અંજલિ આપી હતી અને સરકારને, અન્ય દેશો માફક ગ્રાન્ટ, સહાય તથા લોન આપવા અને મનોરંજન કરનો ભાર ઓછો કરવા અપીલ કરી હતી.

શ્રી જયહિન્દ કલામંદિરના સંચાલક શ્રી ચંદુલાલ નાયકે રંગભૂમિના સો વર્ષનો ઇતિહાસ વર્ણવતું મનનીય પ્રવચન કર્યું હતું અને ફિલ્મ ઉદ્યોગ સામે દીન અને તેજહીન બનેલી નાટ્યકલાને વિકસાવવા તથા સ્વતંત્ર ભારતના માનસને નાટકો દ્વારા ઘડવા સરકારને વિનંતિ કરી હતી.

મુખ્ય વક્તાઓમાં ખેડુત પ્રતિનિધિ શ્રી. મગનલાલ અં. પરેલ, શ્રી. કાન્તિભાઇ યાતિક શ્રી. મગનભાઇ બ્રહ્મભટ્ટ, શ્રી. અંબાલાલ, સંચાલક શ્રી. સયાજી વિજય નાટક સમાજ; શ્રી. મૂળચંદરાય, સંચાલક શ્રી. પ્રભાકર નાટક સમાજ; શ્રી. વ્રજલાલ, સંચાલક શ્રી. વિજય નાટક સમાજ; શ્રી. પ્રભાશંકર પાંચોટિયા, સંચાલક શ્રી કીર્તિ નાટક સમાજ; શ્રી બળવંતપ્રસાદ, સંચાલક શ્રી બળવંતપ્રકાશ નાટક સમાજ; શ્રી રામલાલ, સંચાલક શ્રી કૃષ્ણા નાટક સમાજ તથા ડૉ. અચારિયા વગેરેએ નાટ્યસંસ્થાઓને પડતી તકલીફો દૂર કરવા અને મનોરંજન કર નાબૂદ કરવા પ્રવચનો કર્યાં હતાં.

પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે નાટક એ એક અમોઘ પ્રચારશસ્ત્ર છે અને તેમાં મહાગુજરાતના કલાકારોનો બહુમૂલ્ય ફાળો છે. શ્રી. અમૃત કેશવ નાયક, શ્રી. પ્રાણસુખ એડીપોલો, શ્રી. જયશંકર (સુંદરી), શ્રી. બાપુલાલ નાયક વગેરે પ્રથમ કક્ષાના નટોએ ઉત્તમ સેવા આપી છે અને આજના નટો પણ હજુ વધુ સેવા આપવા મથે છે. પરંતુ, શહેરોની દૃષ્ટિએ ગામડાંની રંગભૂમિ નષ્ટપ્રાય થતી જાય છે. ચીનના ઇતિહાસમ રંગભૂમિ દ્વારા સરકારે કરેલી ક્રાન્તિનું દૃષ્ટાંત આપણી પાસે મોજુદ છે. આજે ભારતની કેન્દ્ર સરકારે અને મુંબઇ સરકારે સમાજવાદી અર્થરચના, દારૂનિષેધ, સામુદાયિક વિકાસ તથા નવચેતન લાવવા નાટ્ય સંસ્થાઓને હાથ પર લઇ વ્યાપક દોરવણી આપવી જોઇએ. તાજેતરમાં સ્થપાયેલી 'ગુજરાત સંગીત નાટક અકાદમી' ગ્રામ્યસંસ્થાઓને લાયસન્સો મેળવવાની વેઠવી પડતી તકલીફો, "મેળા રૂલ્સ," મનોરંજનનો કરભાર વગેરે દૂર કરી પ્રજામાનસને ઘડવા માટે તમામ કલાકારોનું સમૂહસંગઠન કરવું જોઇએ.

બાદ આ અધિવેશને ચાર ઠરાવો પસાર કર્યા હતા.

(૧) શહેરનાં ધોરણે ગામડાંમાં પણ લેવાતા મનોરંજન કરથી મુક્તિ.

(૨) લાઇસન્સ મેળવવાની સરળતા.

(૩) 'મેળારૂલ્સ'માંથી નાટક કંપનીઓને બાકાત રાખવી.

(૪) નાટ્યસંસ્થાઓને ગ્રાન્ટ અને સહાય. એ પછી 'ઉત્તર ગુજરાત કલાકાર સંઘ'ની સ્થાપના થઇ હતી અને વંદેમાતરમનું ગીત ગવાયા બાદ અધિવેશનની પૂર્ણાહુતિ થઇ હતી. ★

# સ્વામીભક્ત સામંત

## (વીર દુર્ગાદાસ)

(ત્રિઅંકી નાટયપ્રયોગનું પ્રથમ દૃશ્ય)

કવિશ્રી લખે છે કે, "એક વખતના જમાનામાં પ્રતાપ, શિવાજી, દુર્ગાદાસ વગેરે દેશભક્તોનાં જાહેર યશગાન ગાનાર પર બ્રિટીશ સરકારની ઇતરાજી રહેતી. કરાંચીમાં (સિંધ) અમે લાયસન્સ નકલ પર "વીર દુર્ગાદાસ" નામ મૂકેલું તે વાંચતા જ પોલિસ અધિકારીએ પ્લે ફેંકી દીધેલે અને આવા રાષ્ટ્રવીરો સંબંધી કંઇ જ નહીં લખવા–બોલવા ધમકી આપેલી. મેં "વીર દુર્ગાદાસ" નામનું પાનું ફાડી નાખી તેના પર 'સ્વામીભક્ત સામંત" એ નવા નામનું પાનું ચિટકાવી દીધું ને સિંધી અફસરે આ એને ગમતું નવું નામ સાંભળી ખુશ થઇ એ જ પેજ પર મંજૂરીની મહોર મારી, થોડીક શીખામણ સાથે પ્લેને ખોલ્યો કે અંદર જોયા વગર જ ભજવવાની રજા આપી દીધી."

☆

કવિ શ્રી ગૌરિશંકર અ. વૈરાટી

(પ્રથમવાર ભજવાયેલો, કરાંચી મુકામે સંવત ૧૯૭૨ની વસંતપંચમીએ.)

અંક ૧ લો — પ્રવેશ ૧ લો

મહાન મોગલ સલ્તનત પર સંધ્યાકાળના ઓળા ઊતારનાર મોગલવંશના છેલ્લા બાદશાહ આલમગીરને ઇશ્વરનેય ડર નહોતો એથી વધુ ડર હિંદના બે નરકેસરીનો હતો. એક દક્ષિણના છત્રપતિ શિવાજી અને બીજા ઉત્તરના રાજવી જશવંતસિંહ.

શિવાજી મહારાજને માટે તો આલમગીરની માન્યતા એવી હતી કે "એ ડુંગરના ઉંદરને તો દાવ આવ્યે મુઠ્ઠીમાં મસળી નાખીશ પણ જશવંતસિંહ મહારાજના તેજ પ્રતાપે આલમગીરને આકુળ વ્યાકુળ બનાવી દીધો હતો. એમાં વળી સિંહના સંતાન સિંહ સમાન જ નીવડે એ ન્યાયે જશવંતસિંહનાં પાટવી પુત્ર પૃથ્વીસિંહના પ્રચંડ પરાક્રમોએ તો એની રહી સહી ધીરજ પણ પરવારી ગઇ હતી અને........

"ક્યારે એ પૃથ્વીસિંહને પકડી નાખું? કેવી રીતે જશવંતસિંહનો પણ જાન લઉં? શી રીતે એનું જોધપુર જેર કરી શકું ને મોગલ સલ્તનત સદાને માટે નિષ્કંટક બનાવી શકું?" એજ લગની એને લાગી રહી હતી. આખરે હને એક સરસ યુક્તિ સુઝી. એણે જોયું કે વખતો વખત કાબુલ પ્રાંતમાં જાગતા બળવાઓ એનું વિશાળ લશ્કર બાવીશ વર્ષોના શાસનકાળ દરમિયાન હજી સુધી દબાવી શક્યું નથી. જશવંતસિંહને ત્યાં મોકલવો. એ વિરાટ યોદ્ધો કાંતો બળવો દાબી દેશે અગર પોતે જ બલિદાન બની જશે ને એની ગેરહાજરીમાં વિષપ્રયોગથી પૃથ્વીસિંહનો પ્રાણ સહેલાઇથી લઇ શકાશે આ પ્રસંગથી આ પ્રયોગનો પ્રારંભ થાય છે.

સ્થળ: કાબુલમાં જોધપુરનરેશ જશવંતસિંહની શિબીર.

પાત્રો: જશવંતસિંહ, મહારાણી મહામાયા, યોગીશ્વરી–નિરૂપમા, દુર્ગાદાસ, જયમંગલ, સરદાર દયાલદાસ, મોગલ સેનાપતિ દિલેરખાન અને રાજપૂતો, મોગલો તથા કાબુલી યોદ્ધાઓ.

(કાબુલનો બળવો દબાવી દઇ દિલ્હી પાછા ફરવાની તૈયારી કરતા મહારાજ જશવંતસિંહની આકસ્મિક માંદગી વચ્ચે જીવનમરણની ઘડીઓ ગણાઇ રહી છે જ્યારે બીજી બાજુથી એ વિરાટ જોદ્ધાની જડ ઉખેડી નાખવા આલમગીરે દિલેરખાનની સરદારી નીચે દસ હજારની ફોજ મોકલાવી છે. ઉપરાંત હારીને દબાઇ ગયેલા કાબુલીઓને ગુપ્તચરો દ્વારા ઉશ્કેરી ફરી રાઠોડરાજને પૂરેપૂરા તારાજ કરવા કાવતરાની જાળ બિછાવી છે. સ્વામીની શય્યા પાસે બેસી તેમની માવજત કરી રહેલી મહામાયા હૈયાવરાળ ઠાલવી રહી છે)

મહામાયા: શું થાય છે? મને આ શું થાય છે! મારી દેવી દુનિયા મને ડૂબતી કેમ દેખાય છે! દિવસના સૂર્યનાં અને રાત્રીના આ ચંદ્ર તારાઓનાં તેજ આજ મને ઝાંખા ઝાંખા કેમ લાગે છે?

અરે ફરકી રહ્યું છે કેમ જમણું અંગ આ મારું ?
અને ભાસી રહ્યાં છે ભ્રમભરેલાં સ્વપ્ન શા સારુ ?
અરે ક્યાંથી મને પ્રારબ્ધ લાવ્યું ઢસરડી આ દેશમાં!
કહો ભગવાન ક્યારે સલામત પહોંચીશ મારા દેશમાં?

જશવંતસિંહ : (ભર નિંદમાં એક ભયંકર સ્વપ્ન જુએ છે ને ત્રુટક શબ્દો ઉચ્ચારે છે.)

ઓહ! ઓહ! પૃથ્વીસિંહ, મારા પ્યારા બેટા! મારા સિતારા, મારી મરૂભૂમિના ધ્રુવતારા...ઓહ...ઓહ!

મહામાયા : આ શું, આ શું ? આવી બિમારી ને બેશુદ્ધિ વચ્ચે પ્રાણેશ મારા પૃથ્વીશને કેમ યાદ કરતા હશે? અરેરે! આજ આવી આપત્તિ સમયે મારો એ પરશુરામ સમો પ્રતાપી પુત્ર અહીં હતે તો ? તો ! તો ? આહ ! આહ !

(ચકરી ખાઇને કોચ પર ફસડાઇ પડે છે)

જશવંત : (સ્પષ્ટ સ્વપ્ન જોતાં) ઓહ! શહેનશાહ આ તુ શું કરી રહ્યો છે? હું તને મારા પુત્ર જેટલો જ પ્રિય માનું છું ત્યારે તું મારા પ્રિય પુત્રનો પ્રાણ લઇ રહ્યો છે? આલમગીર! એને છળકપટનાં તીરથી ન માર-ઝેરનાં નીરથી એને ન માર. મર્દ હો તો મર્દાઇથી માર, એની સામે દ્વંદ્વ યુદ્ધમાં ઊતર અને ખાતરી કર કે જશવંતસિંહનો બહાદૂર બેટો સવાઇ જશવંતસિંહ છે ઓહ! રહેવા દે, રહેવા દે આલમગીર! આ ઠંડી કતલ રહેવા દે.

(આવેશને વશ થઇ બિછાનામાં બેઠા થઇ સમશેર વીંઝે છે.)

મહામાયા : (ઝબકીને બેઠી થતાં) શાંત શાંત સ્વામી! શાંત! (હાથમાંની સમશેર આસ્તેથી ખેંચી લઇ, મ્યાનમાં મૂકી સ્વામીને સુવાડી દઇને) કેમ ઉશ્કેરાઇ ગયા મારા નાથ? શું થયું સ્વામી ? તમને શું થાય છે ?

જશવંત : થવાનું થઇ ગયું માયા! હવે કંઇ જ બાકી ન રહ્યું. કુમાર પૃથ્વીસિંહના પ્રારબ્ધે વધુ પડતું જોર કર્યું. એ વહેલો ગયો. હું જરા મોડો પડયો માયા!

મહામાયા : હેં હેં હેં! પૃથ્વીકુમાર ગયો ? ક્યાં ગયો ?

જશવંત : જ્યાં જન્મમૃત્યુની જંજાળ નથી ત્યાં, ઇશ્વરના અમર ધામમાં.



મહામાયા : પણ શી રીતે! સ્વામી શી રીતે?

(રડી પડે છે)

જશવંત : આલમગીરે આપેલો ઝેરી પોશાક પહેરીને. મારું સ્વપ્નું કદીય ખોટું નથી થયું. માયા.

ઇશ્વરનાં આમંત્રણ આવી ગયાં.

મહામાયા : ઔરંગઝેબ! ઔરંગઝેબ, અકબર જેવા તારા પ્રતાપી પૂર્વજોની કીર્તિને તેં ઝેબ ન આપી પણ એબ લગાડી. તને મેં મારા ખોળામાં ખેલવ્યો હતો ત્યારે તેં મારો જ ખોળો ખાલી કરાવ્યો? ઘને અમ્મા કહેનારા આલમગીર! તને મારી આંખની શરમેય ન આવી? પણ ક્યાંથી આવે? જે બાપની આંખો ફોડે એ માતાને શાનો છોડે?

રે કૃતઘ્ની તારા સમો સંસારભરમાં કોઇ નહિ
આથી વધુ નિમકહરામી નર્કમાં પણ હોય નહિ
અમે તારાં હતાં રખવાળ ત્યારે તું અમારો કાળ છે
રે ભ્રષ્ટ તેં ભરખી લીધો નિર્દોષ મારા લાલને
જલ્લાદ થઇ તેં જનેતાને જીવતી મારી
છે ખલ્કને માથે ખુદા લેશે ખબર તારી

(બેશુદ્ધ થઇને પછડાય છે. જશવંતસિંહની હૈયાફાટ ભરી ચીસ સાંભળી સેવકો અને તે સાથે યોગીશ્વરી નિરૂપમા ધસી આવે છે.)

જશવંત : ઓહ! માયા! હૃદયેશ્વરી માયા! મૃત્યુપથારી પર પડેલો હું તારી સારવાર પણ શું કરી શકું?

યોગીશ્વરી : શાંત હો મહારાજ! હું આવી પહોંચી છું. મહારાણીની જવાબદારી હવે મારે માથે છે.

જશવંત : પણ, પણ નિરૂ! બેટી! તને ખબર છે એને ઉદરે સાત માસનો ગર્ભ છે?

યોગીશ્વરી : એ મને ખબર છે માટે તો અહીં આવી છું. મને ખબર છે મારો ભાઇ પૃથ્વીસિંહ પૃથ્વી પરથી ચાલી ગયો છે, મને ખબર છે આપનો જીવનદીપ પણ બુઝાવાની અણી પર આવી રહ્યો છે, મને ખબર છે આલમગીર આ કાબુલની ભૂમિ પર જ હવે આપને ખતમ કરવા કમર કસી રહ્યો છે, મારી યોગ સમાધિમાં એ બધાં કાળસંજોગ દેખાતાં હું અહીં દોડી આવી છું. આપને ખાતરી આપું છું કે રાણીજીના ઉદરમાં

રમેતો આપનો ભાવી કુમાર જ મારવાડનો રાજેશ્વર થશે. હું આપને મારી યોગસિદ્ધિની શક્તિથી ફરીવાર ખાતરી આપું છું કે એક શું એકસો આલમગીર પણ આપની મરૂભૂમિની સ્વતંત્રતાને નહિ છીનવી શકે બોલો, કાકાજી બોલો.

ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહી...''

(મૃત્યુવેળાનો શાસ્ત્રમંત્ર ઉચ્ચારાય છે એ જોઇ ધસ્યો આવતો જાસુસ જયમંગલ સમસમીને સ્થિર થઇ જાય છે.)

યોગીશ્વરી : બોલો જયમંગલ ! મહારાજને જે કહેવું હોય તે કહી દો અને એમને જે કહેવું હશે તે કહી રહેશે ત્યાં સુધી એમના આત્માને હું રોકી રાખીશ.

જશવંત : કોણ ! મારો જયમંગલ આવ્યો છે?

જયમંગલ : હા, મારા માલિક ! આજ મારા જયમંગલ નામ પર ધૂળ ફરી વળી. જીવનભર આપને મેં મંગલ સમાચાર આપ્યા છે; જીવનની છેલ્લી ઘડીએ હું અભાગિયો અમંગલ સમાચાર આપવા આવ્યો છું મારા અન્નદાતા !

જશવંત : ખુશીથી કહી દે જયમંગલ ! જીવનનાં તમામ મંગલ તત્વો અમંગલના અંત પછી જ આરંભાય છે.

જયમંગલ : મારા પ્રભુ ! પહેલું અમંગલ એ છે કે મોગલશાહે ઝેરી પોશાક પહેરાવી યુવરાજ પૃથ્વીસિંહના પ્રાણ હર્યા એવા પ્રમાણભૂત ખબર મને મળ્યા.

જશવંત : એ હું જાણી ચૂક્યો છું.

જયમંગલ : બીજી વાત એ છે કે આપણો એક પણ રાઠોડ બચ્યો અહીંથી જીવતો જવા ન પામે માટે મોગલ જાસૂસોએ કાબુલીઓને ઉશ્કેરી આપણી સામે યુધ્ધે ઊતાર્યા છે ને દસહજાર સૈનિકો સાથે દિલેરખાન શિબીરને ઘેરી વળ્યા છે.

(યોગીશ્વરી ક્ષણભર બન્ને નેત્રો બંધ કરી યોગશક્તિથી યુદ્ધક્ષેત્રનું દૃશ્ય જોઇ લે છે)

યોગીશ્વરી : તો પણ કશી જ ફિકર નથી કાકાજી ! દુર્ગાદાસની દારૂણ સમશેરે દિલેરખાનના પાંચહજાર સૈનિકોને સાફ કરી નાખ્યા છે. બાકીના પાંચહજારના પ્રાણ બચાવવા દિલેરખાન પીછેહઠ કરી રહ્યો છે અને દયાલદાસ કાબુલીઓની કારમી કતલ ચલાવી રહ્યા છે. કાબુલીઓ જીવ લઇને નાસી રહ્યા છે.

જશવંત : જયમંગલ ! દુર્ગાદાસ ક્યાં છે?

દુર્ગાદાસ : (પ્રવેશીને) હાજર છે, હાજર છે માલિકની સેવામાં દુર્ગાદાસ હાજર છે.

ભગવાન કેરા દ્વાર પર છે ભક્તજન હાજર
શ્રીરામ કેરા નામ પર હનુમાન છે હાજર
જ્યમ પિતા પ્રત્યે પુત્રનો વિશ્વાસ છે હાજર
ત્યમ આપ હો ત્યાં સદા દુર્ગાદાસ છે હાજર

જશવંત : મારા છેલ્લા શ્વાસ પર મને પરમ સંતોષ છે કે મારી મરૂભૂમિ અને મહામાયાને હું તારા સમા સમર્થ સેવકને સોંપી જાઉં છું. બાકીનું તને મારી આ નીરૂ બેટી કહેશે.

(યોગીશ્વરી નીરૂ તંબુના છેડા પર સમાધિમાં બેઠી છે.)

દુર્ગાદાસ : યોગીશ્વરીએ તો મને ક્યારનુંય કહી દીધું છે. હવે હું કહી દઉં છું.

'મહારાણીને ઉદરે કુમાર અવતરશે તો એને મારવાડનો મહાસમ્રાટ બનાવીશ. પણ કુમારી અવતરશે તો પણ એને મરૂભૂમિની રાજેશ્વરી બનાવીશ. માતૃભૂમિનો સ્વતંત્ર વિજયધ્વજ શત્રુઓની છાતી પર ફરકાવીશ. એ મારી ભીષ્મ પ્રતિજ્ઞા છે. મારા માલિક !

સોગંદ સઘળા દેવના મુજ ધર્મના સમશેરના
વન્હી જગાવીશ ચોતરફ માતૃભૂમિનાં વેરના
ડોલાવી દિલ્હી તખ્તને ધ્રુજાવી આલમગીરને
દેખાવીશ મરૂભૂમિનાં મહામૂલાં નીરને

(યોગીશ્વરી ચમકીને સમાધિ મુક્ત થઇ મહારાજની પાસે આવે છે)

યોગીશ્વરી : બસ ! સમય ભરાઇ ગયો મહારાજ ! હવે શ્રીહરિને સ્મરો. બોલો

'સોઽહમ, શિવોહમ, શિવોહમ'

વાસાંસિ જીર્ણાની યથાવિહાય...'

(યોગીશ્વરી ગીતાનુ ગાન આરંભે છે. મહારાજના મુખ પર સ્મિત અને શાંતિ છવાઇ જાય છે અને પરમ સંતોષ સાથે તેઓ દેહ ત્યજે છે. સરદારો, સામંતો, સેવકો, સમશેરો મુક્ત કરી માલિકના મૃતદેહને ભાવભીની સલામી આપે છે. મુર્છામાંથી જાગ્રત થતી મહામાયાની આંખો આ દૃશ્ય જોતાં જ ફાટે છે)

મહામાયા : ઓહ ! જાઓ છો સ્વામી ! મને મૂકીને ? આવુ છું નાથ ! આવું છું.

(શરીર પરના શૃંગાર અલંકાર તોડી ફોડીને ફેંકતાં ફેંકતાં ઉચ્ચરે છે)

જો ઉતાવળ છે આપને તો મને વલ્લભ વાર શું?
ભરથાર વિણ સન્નારને સંસારમાં છે સાર શું?
અરે આત્મા વિના અબળા તણો આલમ ઉપર આધાર શું?
રે જળ વગરની માછલીના જીવનમાં જયકાર શું?

દોડો દોડો દાસીઓ, મારું અંબર લાવો, મારું મંગળસૂત્ર લાવો, અગ્નિપૂજનનો થાળ લાવો, મારું પરણ્યાનું પાનેતર લાવો, મારાં સૌભાગ્યકંકણ લાવો, ઝટ લાવો, ઝટ લાવો મારે મોડું થાય છે રે! મારો હંસલો ઉડી જાય છે એને ને મારે છેટું પડી જાય છે.

(આંખમાં આંસુની ધારા સાથે એવા કરુણસ્વરથી ઉચ્ચરે છે કે સર્વ કોઈ રડી પડે છે. દાસીઓનાં ડૂસકાં સંભળાય છે.)

મહામાયા: દુર્ગાદાસ! મારે માટે ચિતા ખડકાવો.

દુર્ગાદાસ: ચિતા? ચિતા શા માટે માતા?

મહામાયા: અરે, અરે તું ક્ષત્રિયનો પુત્ર થઈ મને આવો પ્રશ્ન પૂછે છે?

દુર્ગાદાસ: ક્ષત્રિયનો પુત્ર તો છું પણ માતા, પહેલાં તો હું આપનો પુત્ર છું માટે જ આપની ચિતા નહિ ખડકાવા દઉં. જાન જાય તોય બહેતર, આપને સતી તો નહિ જ થવા દઉં.

મહામાયા: અરે વાહ ભાઈ! માતાને એના સતીપદેથી પદચ્યુત કરનાર પુત્ર તો મને બહુ સારો (!) મળ્યો હો? દુર્ગાદાસ! જોઈ લે તું સ્મશાનમાં ચિતા સરજવા ના કહે છે તો હું આ શિબીરમાં જ મારી ચિતા સરજાવું છું.

(આંખ મિંચી અગ્નિદેવનું આવાહન કરતાં જમણો પગ તાલબદ્ધ નર્તનની અદાથી આસ્તે આસ્તે પૃથ્વી પર પછાડે છે તે સાથે ધરતી માતા જગા આપે છે અને અંદરથી બહુ જ નાનકડા પુષ્પ જેટલી અગ્નિજ્વાળા ઉઠે છે. સર્વ સ્તબ્ધ બને છે. દુર્ગાદાસ પાગલ હાલતે યોગીશ્વરીના પગ પકડે છે.)

યોગીશ્વરી: (અગ્નિશિખા પર કમંડળના જળની અંજલિ છાંટી અગ્નિને આણ દે છે) અદૃશ્ય હો અગ્નિદેવતા! મેં દોરેલા આ વર્તુલની અંદર આવવા આગને કોઈ જ અધિકાર નથી. સતીના આવાહનથી આવ્યા છો તો સત્વર પાછા ફરો. એને સતી થવાનો અધિકાર જ નથી.

(અગ્નિજ્વાળા અદૃશ્ય થતાં સૌનાં દિલ હેઠાં બેસે છે.)

મહામાયા: અરે, અરે જન્મની યોગીશ્વરી! આ તું શું કરી રહી છે? તારી યોગશક્તિના ગુમાનમાં ભાન ભૂલતી ના જગદંબા! તું જોગમાયા છે તો હું મહામાયા છું. મને સતી થવાનો અધિકાર નથી એવું તને કહ્યું કોણે!

યોગીશ્વરી: ધર્મ અને શાસ્ત્રોએ કહ્યું. તમારા સ્વામીએ કહ્યું.

મહામાયા: શું કહ્યું? શું કહ્યું? મારા સ્વામીએ તને શું કહ્યું?

(યોગીશ્વરી ખૂબ નિકટમાં જઈ એના કાનમાં કહે છે. મહામાયા ચમકે છે તે જ ક્ષણે દુર્ગાદાસ સમશેર મ્યાનમાંથી ખેંચી એના પગ પાસે મૂકતાં કહે છે).

દુર્ગાદાસ: માતા! મારા માલિકે યોગીશ્વરીને જે કહ્યું તે મને પણ કહ્યું છે ને એ આજ્ઞાનું જાનના જોખમે પણ પાલન કરવા મેં પ્રતિજ્ઞા લીધી છે. મારે માટે તો માત્ર બે જ માર્ગ છે. કાં તો પ્રતિજ્ઞાનું પાલન અગર તો પ્રાણનું બલિદાન. આપ તો સાક્ષાત ભવાની છો. મારી આ ભાગ્યભવાની એટલા માટે મેં આપના ચરણમાં મૂકી છે કે આપ આપનો નિશ્ચય ન ફેરવી શકો તો મારું શીષ ઉડાવી દો, નહિ તો મારી પ્રતિજ્ઞાનું પાલન થવા દો.

(ઘુંટણિયે પડી માથું ધરે છે)

મહામાયા: (સ્વહસ્તે એની સમશેરને મ્યાનમાં નાખતાં) ઊઠ મહાવીર! ઉભો થા. દુર્ગાદાસનું શીષ એ સામાન્ય વસ્તુ નથી. એને ઊતારનારી સંસારપટ પર કોઈ શક્તિ જ નથી. કોને ખબર ભગવાન બ્રહ્મદેવે કેટલીય બુદ્ધિ, શક્તિ અને સમયનો ભોગ આપી એને સરજ્યું હશે? પણ દુર્ગાદાસ! કેવી દુર્ભાગી છું હું? પતિ ગયા, પુત્ર ગયો, મારો સોનાનો સંસાર સુનો થયો તોય હજી મારે કર્મે તો જોવાનું અને રોવાનું રહ્યું. અરેરે યોગીશ્વરી! મને જીવતાંય ન આવડ્યું, મરતાંય ન આવડ્યું.

દુર્ગાદાસ: માતાજી ખરી વાત તો એ છે કે આપ જેવું જીવન જીવી જાણવા માટે તો જન્મોજન્મનાં તપ જોઈએ અને કોણ કહે છે કે માલિક ગયા! ગયા નથી મા! એ તો આર્યાવર્તના ઇતિહાસમાં અમર થયા. આ

રહ્યા આપના સામતો? પૂછો એમને તો એ જ જવાબ મળશે કે

હનુમાન કેરા હૃદયમાં શ્રી રામ છે અમર
મહારાજનું છે નામ અમર સર્વને અંતર

દયાલદાસ: અને પુત્રવિયોગથી શા માટે તલપો છો માતા? દુર્ગાદાસથી માંડી એક ખવાસ સુધીનો સામાન્ય દાસ પણ એ જ કહેશે કે,

મહામાયા એ જ બસ માતા અમારાં છે
ન્યારા નથી પ્યારા બધાં પુત્રો તમારાં છે

જયમંગલ: (પ્રવેશીને) સરદાર! કાબુલીઓનાં ટોળા વળી પાછાં તોફાને ચડયાં છે અને દિલેરખાન પાંચ હજાર સૈનિકોની બીજી ટૂકડી લઇ બહાદુરી બતાવવા આવી રહ્યા છે.

દુર્ગાદાસ: ભલે આવે. આવવા દો આવવા દો. જાઓ જયમંગલ તમારા ગેરિલા મંડળને લઇ કાબુલીઓ પર તૂટી પડો. હવે ત્રીજીવાર તેઓ તોફાન કરવા ન પામે માટે

કાબુલના એકેક ઘરને કબર સમ ઉજ્જડ કરો
એકેક નર કાબુલનો દેખાય ત્યાંથી સંહરો

હવે હું જાઉં છું દિલેરખાન સામે. આ વખતે એ દિલ્હીનો દરવાજો દેખવા જ નહિ પામે.

હતો સાગર સમો હું શાંત નર પણ હવે હું વિકાળ છું
ભલે યમરાજ પણ આવે હવે હું કાળનો પણ કાળ છું.

તમે હવે તાકીદ કરો દયાલદાસ!

દયાલદાસ: (મહામાયાને) તૈયાર થઇ જાઓ માતાજી! શિબીરના દ્વાર પર મહારાજનો માનીતો અશ્વ હાજર છે. આપ અને યોગીશ્વરી અશ્વારૂઢ થઇ જાઓ.

મહામાયા: કેમ! કેમ! શા માટે?

દયાલદાસ: એ માટે કે દુર્ગાદાસથી દ્વારપાલ સુધીના દરેક રાઠોડ વીરે પોતપોતાની ફરજ સંભાળી લીધી. હવે મારી ફરજ મને તાકીદ કરી રહી છે.

મહામાયા: અને શું છે તમારી ફરજ?

દયાલદાસ: હું મહારાજનો વિશ્વાસુ ભાઇ છું. મારી પહેલી ફરજ મારા મુરબ્બીને અગ્નિદાહ દેવાની હતી. આપ ચિતા ભડકાવાની ચિંતામાં હતા તે દરમિયાન દુર્ગાદાસની સમસ્યા મુજબ મેં એ ફરજ બજાવી લીધી (તંબુનો પડદો ઊંચકે છે. પાછળ ચિતા જલતી દેખાય છે) જોઇ લો માતા! ચિતાની ધૂમ્રશિખા મહારાજના સ્વર્ગાગમનની છડી પોકારતી સ્વર્ગદ્વાર તરફ દોડી રહી છે.

મહામાયા: (ચિતાની જવાળાને વંદીને) હજાર હજાર ધન્યવાદ! હવે તમારી બીજી ફરજ શી છે?

દયાલદાસ: જાન ખરચી નાખીને પણ આપને જોધપુરના કિલ્લામાં પહોંચાડી દેવાની.

મહામાયા: એટલે? મારે માટે નાસી જવાની પેરવી કરી રહ્યા છો? પણ દયાલભાઇ! જગતના આરંભથી આજસુધી સંતાનોને કાળના ખપ્પરમાં હોમતા મૂકી નાસી જનારી છપ્પરપગી જનેતા તમે કયાંય જોઇ છે? સંતાન કરતાં પોતાના પ્રાણને પ્યારો ગણનારી કોઇ માતા તમે કયાંય સાંભળી છે? અરે દાસી! મારા તીર ધનુષ્ય ને તલ્વાર લાવો.

દયાલદાસ: (ગભરાટમાં) એટલે? એટલે? શું આપ યુદ્ધમાં ઊતરવા માગો છો?

મહામાયા: નહિ તો શું?

બલિદાન દઇ સંતાનનાં હું પ્રાણને પ્યારા કરૂ?
માતા બની હું પુત્ર મારા પનોતા ન્યારા કરૂં?
વરસે વિપદનાં વજ્ર પણ ત્રાસે નહિ માતા
પુત્રો મૂકી પરલોકમાં નાસે નહિ માતા.

દુર્ગાદાસ: આપે માતૃદેવતાનો ધર્મ અમને સમજાવી દીધો. હવે અમારો પુત્રધર્મ સમજી લો માતા! પહાડ જેવા પુત્રો હયાત હોવા છતાં માતાને એક સોય જેવી ચીજ પણ શોધવા જેટલી મુઝવણમાં મૂકે તો

શા કામના? શયતાન સરખા હોય સો સો દીકરા?
દુભાય જેની જનેતા એ દીકરા નહિ ઠીકરા
માતા, ફેર જણ્યાં, મજૂરી, ને, એમજ જેવા દીકરો
હો ધિક્ક એ દુનિયા ઉપર દેવે દીધેલા દીકરા

દયાલદાસ: છતાંય આપ હઠ કરશો તો આપના માર્ગ પર અમારાં શરીર લંબાવશું. અમને ખાતરી છે કે કોઇ પણ માતા, પુત્રની છાતી પર પગ મૂકીને પસાર થવાનું પાપ હરગીજ ન કરે.

મહામાયા: આહ! આહ! હરાવી દીધી. મારા દીકરાઓએ મને હરાવી દીધી. મારા માતૃધર્મ કરતાં તમારો પુત્રધર્મ તમે ટોચે ચઢાવી દીધો. અરેરે દુર્ગાદાસ! તેં મને મરવા તો ન દીધી, યુદ્ધમાંય ઊતરવા ન દીધી

તોય હું અહીંથી નાસવાનો તો નથી જ. સજેલાં શસ્ત્રો ઉતારવાય ઇચ્છતી નથી. જાઓ તમે સૌ જઇ શકો છો. હુ અહીં સલામત છુ એટલી શ્રદ્ધા રાખજો.

દુર્ગાદાસ: હું જાઉં છું. સંભાળજો દયાલદાસ! શિબીરની જવાબદારી તમારે શિરે.

યોગીશ્વરી: ઠેરો દુર્ગાદાસ! જયમંગલ આવે છે એ શું માગે છે તે પહેલાં સમજી લો.

જયમંગલ: સરદાર! કાબુલીઓ જાન લઇને નાસી છુટયા છે. મને ને મારા યોદ્ધાઓને શ્રદ્ધા છે કે એ લોકો કોઇ કાળે હવે રાઠોડ સૈન્ય સામે ફરકશે જ નહિ પણ દિલેરખાન આવે છે.

દુર્ગાદાસ: ભલે આવે. એના સામૈયા માટે તો હું સામે જાઉં છું.

યોગીશ્વરી: સામે જવાની કશી જ જરૂર નથી દુર્ગાદાસ! એને જ શિબીરના સિંહદ્વાર સુધી આવવા દો.

દુર્ગાદાસ: પણ શિબીર મારા અન્નદાતાની છે. અંદર મારી માતાની હાજરી છે. આ શિબીરથી સ્વર્ગના દેવોનેય સો સો ગજ દૂર રાખું તો શત્રુને અહીં સુધી આવવા જ કેમ દઇ શકું?

યોગીશ્વરી: પણ શત્રુ તરીકે નથી આવતો, મિત્ર તરીકે આવે છે, તમારો મેમાન થવા આવે છે.

દુર્ગાદાસ! આ કાબુલની ધરતી પર શસ્ત્રયુદ્ધની હવે સમાપ્તિ થઇ ચૂકી. સાવધાન સુભટ સમ્રાટ! હવે યુક્તિ અને બુદ્ધિનું યુદ્ધ શરૂ થાય છે. દિલેરખાન લડાઇ લડવા નથી આવતો તમે એના પાંચહજાર સૈનિકો પૂરા કરી નાખ્યા, એનાં રોદણાં રડવા આવી રહ્યો છે.

(દૂરથી આવતા દિલેરખાન તરફ દૃષ્ટિ ફેંકીને) ખરેખર લાગે છે તો એમ જ. એના આગમનની લઢણ જ કહી આપે છે કે એ લડાઇનાં લક્ષણ નથી, જાઓ સાવધાન જયમંગલ! સૈનિકોને સૂચવી દો કે રક્ષણ માટે લેશ પણ ગાફલ રાખવાની નથી.

૧ સૈનિક: નમસ્તે માલિક! સામેના મેદાનમાં મોગલ સેનાપતિ દિલેરખાન આપની મુલાકાત માગે છે.

દુર્ગાદાસ: મુલાકાત! યુદ્ધ નહિ?

સૈનિક: જી નહીં, એ કહે છે કે દિલેરખાન દુશ્મન તરીકે નહિ મેમાન તરીકે મળવા માગે છે.

દુર્ગાદાસ: તો પછી કહી દો, મેદાનમાં શા માટે? ક્ષત્રીવીરો પોતાના મેમાનને મેદાનમાં મૂકી દેતા નથી. જાનના બિસ્તર પર જાળવે છે દુર્ગાદાસ પર વિશ્વાસ હોય તો ખુશીથી અહીં આવી શકે છે.

(શિબીરના પડદા પડાવી દઇ સ્વાગત માટે બહાર આવે છે).

દિલેરખાન: (પ્રવેશીને) વિશ્વાસ છે દુર્ગાદાસ! તમારી જબાન અને ઇમાન પર મને અટલ વિશ્વાસ છે.

દુર્ગાદાસ: અને દિલાવર દિલના પવિત્ર મુસ્લીમ મર્દ તરીકે મને તમારા પર પણ વિશ્વાસ છે દિલેરખાન! કહો શું ફરમાન છે?

દિલેરખાન: ફરમાન નહિ મારા અંતરનું અરમાન! અને તે સાફ જબાનમાં કહી દઉં. હું તમારી સામે લડવા આવ્યો છું એમ સમજી તમે મારું પાંચહજારનું સૈન્ય પલકારામાં પૂરું કરી નાખ્યું; પણ એમાં મોટી કસૂર મારા યોદ્ધાઓની હતી કે તેમણે મારી સંજ્ઞા સમજ્યા સિવાય યુદ્ધનું રણશિંગું ફૂંકી દીધું. હવે બાકીનુ મારું પાંચહજારનું સૈન્ય દિલ્હી પાછું મોકલું છું. હું અહીં લડાઇ લડવા નથી આવ્યો. શાહના હુકમથી તમને સર્વેને દિલ્હી તેડી જવા આવ્યો છું.

દુર્ગાદાસ: શહેનશાહ શા માટે અમને દિલ્હી બોલાવે છે એ હું સારી રીતે સમજું છું; દિલેરખાન! આલમગીરે અમને ન તેડાવ્યાં હતે તોય અમારો જોધપુર જવાનો માર્ગ દિલ્હીનાં પાદર પર જ છે એટલે દિલ્હીના પાદર પરથી પસાર થઇએ અને શહેનશાહને સલામ કર્યા વગર ચુપચાપ ચાલી જઇએ તો રાઠોડની જનેતા લાજે દિલેરખાન! વર્ષાઋતુના ત્રણ માસ પૂરા થતાં લગી મારા તમે મેમાન છો.

દિલેરખાન: સલામ શૂરશિરોમણી દોસ્ત દુર્ગાદાસ સલામ!

દુર્ગાદાસ: સલામ દિલેર દોસ્ત દિલેરખાન સલામ!

(હિન્દુ મુસ્લિમ દિસ્તા સમા બન્ને મર્દ મિત્રો પરસ્પર હાથ મિલાવે છે એ ભાવભર્યાં દૃશ્યને બન્ને પક્ષના સૈનિકો સલામી આપે છે.)

---



# ભવાઇ અને તખતો



[ કવિ, વાર્તાલેખક, નિબંધકાર, પ્રાચીન છંદોના ઇતિહાસલેખક, પિંગળ શાસ્ત્રનાં વિસ્તીર્ણ ગ્રન્થકર્તા–એવા આપણા સાક્ષર-અગ્રણી વિવેચક સ્વ. રામનારાયણ વિ. પાઠકનો પરિચય આપવો પડે એવું નથી.

આ લેખમાં એમણે ભવાઇની વિશિષ્ટતા અને આપણી રંગભૂમિનો સ્વરૂપવિકાસ આલેખીને પ્રચલિત નાટકસ્વરૂપોમાં ભવાઇના સુતત્ત્વોનો સમન્વય કરવાની દિશા દર્શાવી છે. ]

આપણા અર્વાચીન સાહિત્યના પ્રકારો, જેવા કે કાવ્ય, નવલકથા, નવલિકા એ સર્વ અર્વાચીન અંગ્રેજી સાહિત્યની પ્રેરણા અને અનુકરણથી અસ્તિત્વમાં આવ્યા છે. અત્યારે તખતા ઉપર ભજવાતાં નાટકો પણ એ જ રીતે અસ્તિત્વમાં આવ્યાં છે. ૧૯ મી સદીમાં આપણા લોકોએ શેક્સ્પિયરનાં નાટકો ભજવાતાં જોયાં અને તેના અનુકરણમાં ત્રણ અંક અને દૃશ્યોમાં વિભક્ત સીનસીનેરીવાળાં અને પડદા પાડીને ભજવાતાં નાટકોના પ્રયોગો શરૂ કર્યા. આપણાં ધંધાદારી નાટકો હજી મુખ્યત્વે આજ નમૂનાનાં રહ્યાં છે.

આ રીતે આપણા તખતાએ અંગ્રેજી નાટકોનું અનુકરણ કર્યું તે પહેલાં આપણા સમાજજીવનમાં ભવાઇ એ એક જ નાટ્યપ્રકાર પ્રચલિત હતો. એ એક પ્રકારનું, આપણે લોકસાહિત્ય કહીએ તેવું, લોકનાટક હતું. આપણી ગ્રામ્ય વ્યવસ્થામાં તેનું સ્થાન હતું. ભવાઇ એ દેવીની પૂજાની સાથે સંકળાયેલો એક પ્રકાર હતો. અમુક અમુક નાતો ઉપર ભવાઇ કરવાનો માતાજીનો લાગો હતો અને તે સિવાય ભવાઇ કરનારી અમુક અમુક નાતો પણ હતી. આ, સંસ્કૃત કે અત્યારે ભજવાતાં નાટકો જેવાં, અંકબદ્ધ નાટકો નહોતાં, એ વેષ નામે પ્રસિદ્ધ હતાં અને વેષ જ હતાં. તેમાં સ્ત્રીનો પાઠ પુરુષો ભજવતા. એક વખત તો એ આખા જીવનમાં વ્યાપ્ત હતાં. ગામના ચોકમાં કે માતાજીના ચાચરમાં તે ખુલ્લામાં ભજવાતાં અને પ્રેક્ષકવર્ગ આસપાસ કુંડાળે બેસતો. તે ભૂંગળ, તબલાં

લેખક :



સ્વ. રામનારાયણ પાઠક

વગેરે દેશી સાજ સાથે, ગીતો અને નૃત્ય સાથે ભજવાતાં.

આ નાટ્યપ્રકાર નવીન નાટક સામે ટકી શક્યો નહિ. નવા નાટકમાં સીનસીનેરી અને પડદાનું ખાસ આકર્ષણ હતું, અને થિયેટર તેના કલાકારો અને ટિકિટની પશ્ચિમની વ્યવસ્થાની એક પ્રતિષ્ઠા હતી. પણ ભવાઇના લોપનું વિશેષ કારણ તો તેની અશ્લીલતા હતી જેની સામે નવા કેળવાયેલા વર્ગે જેહાદ પોકારી, અને તેને નિર્મૂળ કરવા સાક્ષર રણછોડભાઇ ઉદયરામે કેટલાંય નાટકો લખ્યાં.

પણ તેમ છતાં નવાં નાટકો ઉપર ભવાઇની બાહ્ય નહિ પણ આંતર અસર પુષ્કળ રહી હતી. ભજવાતાં નાટકોના નટોમાં ઘણો મોટો વર્ગ ભવાઇ કરનાર તરગાળા નાતનો હતો. અભિનય કરવાની સ્વાભાવિક બુદ્ધિ અને ચતુરાઇ તેમનામાં વારસાથી ઊતરી આવી હતી. પુરુષો સ્ત્રીનો પાઠ લે એવી તેમનામાં સાભા વક પરંપરા હતી, એટલું જ મહત્ત્વનું એક બીજું અંગ વિદૂષક હતું. હાસ્ય વ્યાપી છે અને તેથી તખતા ઉપર હાસ્ય હંમેશા વિજયી થાય છે. શેક્સ્પિયરનાં નાટકોમાં વિદૂષક–ફૂલ (fool) હતો, સંસ્કૃત નાટકોમાં વિદૂષક હતો, તેવો ભવાઇમાં રંગલો હતો. નવાં નાટકોએ નામ તો વિદૂષકનું રાખ્યું પણ તેમની પાસે જીવતો જાગતો રંગલો જ હતો, એટલે એ રંગલો માત્ર નામફેરે નવા તખતા ઉપર આવી ગયો. આ નાટકોની કેટલીક સફળતા અને કમાણી આ વિદૂષક ઉપર આધાર રાખતી, અને વિદૂષકના હાસ્યનો વિષય ઘણોખરો ભવાઇમાંથી લીધેલ કોઇ વસ્તુનો હતો. વિદૂષક નામનું પાત્ર

બેલે (ballet) પ્રકારના અનુકરણથી અસ્તિત્વમાં આવી છે. છેલ્લી પીઢીમાં આપણા પ્રાંતમાં નૃત્ય પ્રવેશ પામતું જાય છે.-શ્રી. ઉદયશંકરે તે સારી રીતે લોકપ્રિય બનાવ્યું છે. ધનિક વર્ગમાં એ સારી રીતે પ્રતિષ્ઠા પામ્યું છે અને આપણી શાળાઓએ એને અપનાવ્યું છે. આ પ્રકારના ઉદ્‌ગમને લીધે તેમાં મણિપુરી નૃત્યનું અને કંઇક અંગ્રેજી પદ્ધતિનું અનુકરણ થાય છે. શાળાઓમાં સ્થાન મળવાને લીધે તેના પ્રયોગને વિસ્તૃત અવકાશ પણ છે. આ નાટિકાપ્રકાર તો ભવાઇમાંથી ઘણું ઘણું એમ ને એમ સાંગોપાંગ લઇ શકે.

ભવાઇના લગભગ બધાજ વેશો નૃત્યનાટિકાઓ હતી. વચમાં ક્યાંક પૂર્વવૃત્તાંત આપવા ગદ્ય આવતું પણ બજવણી.તો નૃત્યગીતમાં જ થતી. એ નૃત્યપાત્રનો સ્વભાવ કે નાત સારી રીતે વ્યક્ત કરી શકતું. સ્ત્રી-પાત્રો અને પુરુષ પાત્રો બંને નાચતાં. ઘણે ભાગે પાત્ર નાચતું નાચતું જ પ્રવેશ કરતું. મોટી ઉંમરના પુરુષોને પણ ચોપાઇમાં સુંદર પગનો ઠમકો લેતા મેં જોયા છે. આપણી નાટિકાઓમાં આપણે મણિપુરી કે કથકલિ નૃત્ય દાખલ કરીએ તેની ના નથી, પણ તે પહેલાં અને તે સાથે આપણા ગુજરાતમાં કોઇ વિશિષ્ટ નૃત્ય હતું કે નહિ, હતું તો કેવું હતું તેની શોધ કરી, તેને સંસ્કારી ઉપયોગમાં લેવાની આપણા કલાકારની અને સંશોધકની ફરજ છે. ભવાઇનાં તબલાં વિશિષ્ટ રીતે જ વાગે છે એમ તદ્‌વિદો કહે છે. તો આપણું નૃત્ય પણ વિશિષ્ટ હોવાનો સંભવ છે.

મારે ભારપૂર્વક બીજું એ કહેવાનું કે આપણી નૃત્યનાટિકાઓમાં આપણે ભવાઇના પાઠ્ય છંદો અને ગેય ઢાળો જરૂર અપનાવી શકીએ. ભવાઇમાં મેં જે કાંઇ જોયું છે અને તે વિષે વાંચ્યું છે તે ઉપરથી હું એવો તર્ક કરું છું કે પુરુષો પાઠ્ય છંદોમાં ગાતા અને સ્ત્રીઓ વિલંબિત ઢાળોમાં ગાતી. પુરુષો કેટલાક છંદો એમ ને એમ પણ બોલતા. પણ કેટલાક છંદોને અંતે નૃત્યના બોલ બોલીને નાચ કરતા. હું દરેકનું દૃષ્ટાંત આપું. પઠનમાં કુંડળિયા બોલતા. ઝંડા ઝુલણમાં દીન દરવેશના ઘણા કુંડળિયા આવે છે. પણ હું કંસારાના વેશમાં ફકીર મુંડા બોલે છે તેમાંથી એક કુંડળિયો લઉં છું:

મઢુડી તેરી છાંયમેં બૈઠે દીન ફકીર,
કહાં સોઇએ બાગમેં કહાં સરોવર તીર,
કહાં સરોવર તીર અનોપમ તેરા છાયા,
બૈઠે દીન ફકીર દો ઘડી દીન ગુમાયા.
કહત દીન દરવેશ જુગોજુગ જીવો રવડી,
બૈઠે દીન ફકીર છાંયમેં તેરી મઢુડી*

પાનનાં કાવ્યોમાં કુંડળિયો બહુ સુંદર લાગે છે. તેમાં વચમાં દોહરાતી અને અંતે બેવડાતી પંક્તિઓ સુંદર અસર કરે છે. બીજો એક છંદ ઝંડાઝુલણમાંથી લઉં છું. એ છંદો વાર્જંદા× કહ્યા છે, તે હું માનું છું કે તેના કવિનું નામ છે. પિંગળની દૃષ્ટિએ આ છંદ પ્લવંગમ છે. આપણે જોઇએ:

દો દો દીપક જોડ પલકમેં પોઢતે
નારી સાથે નેહ પલક ના તોડતે
ચૂઆ ચંદન ફુલેલ કે કાયા ચામકી
હરદાં બાજંદ, મરદ ગરદ હો જાય દવાઇ રામકી

કવિનું નામ કાવ્યમાં કોઇ જગાએ બોલવાનો રિવાજ હતો. ઘણીવાર તેને કાવ્યની પંક્તિમાં જ કવિ ગૂંથતો, અને કોઇ વાર તેને પંક્તિ બહાર બોલી છંદની પંક્તિ સાથે જોડી દેતો. અહીં એ નામ પંક્તિની બહાર બોલાય છે. આવા બીજા ઘણા દાખલા મળી આવે છે

આગળ રજૂ કરેલા કુંડળિયા અને પ્લવંગમે પાછળ ભવાઇના નૃત્યના બોલ આવતા નથી. એ છૂટા જ પઠાય છે. પણ બીજા કેટલાક છંદોમાં, ખાસ કરીને રેખતાના ખંડોમાં, ખંડ પૂરો થયે પંક્તિ બેવડાઇને તેને ખાસ વિલંબિત પઠનમાં લઇને તેની સાથે નૃત્યના બોલો જોડવામાં આવે છે. ઝુંડાના વેષનો એક રેખ્તો મને યાદ રહ્યો છે તેનું હવે હું પઠન કરું છું રેખતાના પઠનમાં પંક્તિઓ કોઇ કોઇ બબ્બે વાર બોલાતી તે પ્રમાણે હું પાઠ કરીશ. ઝંડો પહેલીવાર તેજાને જુએ છે અને તેને મોહ થાય છે તેનું તે પોતે આ રેખતામાં વર્ણન કરે છે. પાઠની શુદ્ધિની મને ખાતરી નથી.

*આ મઢુડીનું કાવ્ય વાંચતાં દલપતરામની બાપાની પીંપર યાદ આવે છે તેમાં પણ

ત્યાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિસરામ
અતિ સુખ ઉપજ્યું તે થકી, આશિષ દીધી આમ
આશિષ દીધી આમ નામ તુજ જુગ જુગ રહેજે,
તુજને વાળી જેહ, લાખ સુખ સ્વર્ગે લેજે,
કહે દલપતરામ પરમ પદમાં પેસીને
લેજો ઉત્તમ લહાવ બહુ જુગ ત્યાં બેસીને.

મઢુડી અને પીંપર બંને કાવ્યો કુંડળિયામાં છે. દલપતરામ ઉપર દીનદરવેશની તો અસર નહિ હોય?

×ભવાઇપ્રકાશ પૃ. ૧૪૫

આગળ જતાં નીકળી ગયા પછી પણ ફારસ રહ્યું હતું જેમાં એ જ રંગલો રૂપાન્તરે આવતો.



પ્રારંભમાં, હમણાં બતાવ્યું તેમ, તખતાને સાહિત્યકારોનો સારો સહકાર હતો. રણછોડભાઈ ઉદયરામે તો ઘણાં નાટકો લખ્યાં છે, પણ દલપતરામ, નર્મદાશંકર, મણિભાઈ, નથુભાઈ, દિવાકર એમણે પણ તખતા માટે નાટકો લખ્યાં છે. પણ ધીમે ધીમે આ સંબંધ શિથિલ થતો જાય છે. નાટક કંપનીઓના માલિકો મુખ્યત્વે કમાણી માટે આ ધંધો ખેડતા હતા. તેમની ખેડમાં કોઈ આદર્શ નહોતો. વળી, સીનસીનેરીને વધારે પડતું મહત્ત્વ અપાયેલું હોવાથી, નાટકનો ખેલ એટલો બધો ખરચાળ હતો કે કંપનીના માલિકો કોઈ અખતરો કરી જોવા તૈયાર નહોતા. તેથી એમનામાં તો એમની નજરે લોકોને ગમતા ગીતો અને વિદૂષકનાં દૃશ્યોને વધારે ને વધારે તીખાં તમતમાં કરવાની સ્પર્ધા ચાલી; જેને પરિણામે નાટક કલામાં ઊતરતું ગયું, હલકી વૃત્તિને ઉત્તેજનારું થયું. અને ધીમે ધીમે સાહિત્યિક વર્ગ તેનાથી અળગો જતો ગયો. દરમિયાન જે પશ્ચિમના અનુકરણથી આપણે અર્વાચીન નાટકનો આરંભ કર્યો હતો, ત્યાં ઇબ્સન અને શૉથી એક નવો નાટકપ્રકાર અસ્તિત્વમાં આવ્યો, જેણે આપણા સાહિત્યકારોને આકર્ષ્યા. આ નાટકમાં પ્રધાનતઃ સમાજના કોઈ અનિષ્ટ તરફ ધ્યાન દોરવું, સમાજના કોઈ પ્રશ્ન કે સમસ્યાને ખુલ્લી કરી બતાવવી, તેના ઉપાયો સૂચવવા એ છે. આ નાટક સામાન્ય સમાજમાં પ્રચલિત પરિસ્થિતિ ઉપર રચાતું હોવાથી તેમાં નૃત્ય કે ગીત કે વિદૂષક કે એ કશાને અવકાશ નથી. એ સાદા ગદ્યમાં જ ચાલે છે. આ નાટક આપણા બહોળા સમાજમાં લોકપ્રિય થઈ શક્યું નથી અને નથી તેની બજવણી અવૈતનિક નટોથી થાય છે. આ રીતે આપણે ત્યાં અત્યારે બે પ્રકારના નાટકપ્રવાહો ચાલે છે. એક ધંધાદારી શેક્સપિયરનાં નાટકોના અનુકરણથી અને તેનાં નાટકોની યોજનાથી શરૂ થયેલાં નાટકો જે અત્યારે અપ્રગતિશીલ છે, અને જે અત્યારે ઉત્તમ સાહિત્યકારોનો સાથ મેળવી શકતું નથી. ને, અને જે બીજો નાટકપ્રવાહ ઇબ્સન-શૉની પ્રણાલીની પ્રેરણાથી શરૂ થયેલો, જે લોકપ્રિય થઈ શક્યો નથી. આ બીજો નાટકપ્રવાહ સિદ્ધાન્તથી ખોટો છે એમ તો કોઈ કહી શકે એમ નથી. પણ નાટક જેવું લોકાશ્રિત સાહિત્યસ્વરૂપ સફળ થવાને લેખકમાં લોકમાનસની લોકરુચિની પરખ હોવી જોઈએ. આ પરખ લાંબા સમયના નાટકપ્રવાહના પરિચયથી જ આવી શકે. શેક્સપિયર, મોલિયેર, ઇબ્સન, જેમણે નાટકમાં તેજસ્વી સફળતા મેળવી છે તે બધાંયે નાટક કંપનીમાં કામ કરેલું હતું. અને મારું કહેવું એ છે કે આપણા લેખકોએ પણ એ રીતે નાટકોનો પરિચય મેળવવો જોઈએ, અને તે સાથે ભવાઈનો પરિચય પણ કેળવવો જોઈએ. ભવાઈ એક દિવસ તો આપણા આખા જીવનવ્યાપી હતી. *જીવનમાંથી ઉપહસનીય શોધી કાઢવાની ભવાઈઓને એક સૂઝ હતી અને સ… નિરૂપણનાં નાટકોમાં પણ શો જોવા જે સફળતા છે તે મુખ્યત્વે તો ઉપહાસની જ છે, ને!

આગળ બે નાટકપ્રવાહો કહ્યા તે ઉ… હમણાં ત્રીજો નાટકપ્રવાહ ધીમે ધીમે અસ્તિ… જાય છે; એ છે આપણી નૃત્યનાટિકા. એ

બૅલે (ballet) પ્રકારના અનુકરણથી અસ્તિત્વમાં આવી છે. છેલ્લી વીશીમાં આપણા પ્રાંતમાં નૃત્ય પ્રવેશ પામતું જાય છે. શ્રી. ઉદયશંકરે તે સારી રીતે લોકપ્રિય બનાવ્યું છે. ધનિક વર્ગમાં એ સારી રીતે પ્રતિષ્ઠા પામ્યું છે અને આપણી શાળાઓએ એને અપનાવ્યું છે. આ પ્રકારના ઉદ્‌ગમને લીધે તેમાં મણિપુરી નૃત્યનું અને કંઈક અંગ્રેજી પદ્ધતિનું અનુકરણ થાય છે. શાળાઓમાં સ્થાન મળવાને લીધે તેના પ્રયોગને વિસ્તૃત અવકાશ પણ છે. આ નાટિકાપ્રકાર તો ભવાઈમાંથી ઘણું ઘણું એમ ને એમ સાંગોપાંગ લઈ શકે.

ભવાઈના લગભગ બધાજ વેશો નૃત્યનાટિકાઓ હતી. ચમાં ક્યાંક પૂર્વવૃત્તાંત આપવા ગદ્ય આવતું પણ નજરણી તો નૃત્યગીતમાં જ થતી. એ નૃત્યપાત્રનો સ્વભાવ કે નાત સારી રીતે વ્યક્ત કરી શકતું. સ્ત્રી-પાત્રો અને પુરુષ પાત્રો બન્ને નાચતાં. ઘણે ભાગે પાત્ર નાચતું નાચતું જ પ્રવેશ કરતું. મોટી ઉંમરના પુરુષોને પણ ચોપાકમાં સુંદર પગનો ઠમકો લેતા મેં જોયા છે. આપણી નાટિકાઓમાં આપણે મણિપુરી કે કથકલિ નૃત્ય દાખલ કરીએ તેની ના નથી, પણ તે પહેલાં અને તે સાથે આપણા ગુજરાતમાં કોઈ વિશિષ્ટ નૃત્ય હતું કે નહિ. હતું તો કેવું હતું તેની શોધ કરી, તેને સંસ્કારી ઉપયોગમાં લેવાની આપણા કલાકારની અને સંશોધકની ફરજ છે. ભવાઈનાં તબલાં વિશિષ્ટ રીતે જ વાગે છે એમ તદ્‌વિદો કહે છે. તો આપણું નૃત્ય પણ વિશિષ્ટ હોવાનો સંભવ છે.

મારે ભારપૂર્વક બીજું એ કહેવાનું કે આપણી નૃત્યનાટિકાઓમાં આપણે ભવાઈના પાઠ્ય છંદો અને ગેય ઢાળો જરૂર અપનાવી શકીએ. ભવાઈમાં મેં જે કાંઈ જોયું છે અને તે વિષે વાંચ્યું છે તે ઉપરથી હું એવો તર્ક કરું છું કે પુરુષો પાઠ્ય છંદોમાં ગાતા અને સ્ત્રીઓ વિલંબિત ઢાળોમાં ગાતી. પુરુષો કેટલાક છંદો એમ ને એમ પણ બોલતા. પણ કેટલાક છંદોને અંતે નૃત્યના બોલ બોલીને નાચ કરતા. હું દરેકનું દૃષ્ટાંત આપું. પાનમાં કુંડળિયા બોલતા. ઝંડા ઝુલણમાં દીન દરવેશના ઘણા કુંડળિયા આવે છે. પણ હું કેસારાના વેશમાં ફકીર મુંડા બોલે છે તેમાંથી એક કુંડળિયો લઉં છું:

મહુડી તેરી છાંયમેં બેઠે દીન ફકીર,
કહાં સોઈએ બાગમેં કહાં સરોવર તીર,
કહાં સરોવર તીર અનોપમ તેરી છાયા,
બેઠે દીન ફકીર દો ઘડી દીન ગુમાયા,

કહત દીન દરવેશ જુગોજુગ છત્રો રવડી,
બેઠે દીન ફકીર છાંયમેં તેરી મહુડી*

પાનનાં કાવ્યોમાં કુંડળિયો બહુ સુંદર લાગે છે. તેમાં વચમાં દોહાતી અને અંતે બેવડાતી પંક્તિઓ સુંદર અસર કરે છે. બીજો એક છંદ ઝંડાઝૂલણમાંથી લઉં છું. એ છંદો વાઝંદાસ કહ્યા છે, તે હું માનું છું કે તેના કવિનું નામ છે. પિંગળની દૃષ્ટિએ આ છંદ પ્લવંગમ છે. આપણે જોઈએ:

દો દો દીપક જોડ પલકમેં પોઢતે
નારી સાથે નેહ પલક ના તોડતે
ચૂઆ ચંદન ફુલેલ કે કાયા ચામકી

હરદાં બાઝંદ, મરદ ગરદ હો જાય દવાઈ રામકી

કવિનું નામ કાવ્યમાં કોઈ જગાએ બોલવાનો રિવાજ હતો. ઘણીવાર તેને કાવ્યની પંક્તિમાં જ કવિ ગૂંથતો, અને કોઈ વાર તેને પંક્તિ બહાર બોલી છંદની પંક્તિ સાથે જોડી દેતો. અહીં એ નામ પંક્તિની બહાર બોલાય છે. આવા બીજા ઘણા દાખલા મળી આવે છે.

આગળ રજૂ કરેલા કુંડળિયા અને પ્લવંગમો પાછળ ભવાઈના નૃત્યના બોલ આવતા નથી. એ છૂટા જ પઠાય છે. પણ બીજા કેટલાક છંદોમાં, ખાસ કરીને રેખતાના ખંડોમાં, ખંડ પૂરો થયે પંક્તિ બેવડાઈને તેને ખાસ વિલંબિત પાનમાં લઈને તેની સાથે નૃત્યના બોલો જોડવામાં આવે છે. ઝુંડાના વેષનો એક રેખતો મને યાદ રહ્યો છે તેનું હવે હું પઠન કરું છું. રેખતાના પાનમાં પંક્તિઓ કોઈ કોઈ બબ્બે વાર બોલાતી તે પ્રમાણે હું પઠન કરીશ. ઝંડો પહેલીવાર તેમને જુએ છે અને તેને મોહ થાય છે તેનું તે પોતે આ રેખતામાં વર્ણન કરે છે. પાઠની શુદ્ધિની મને ખાતરી નથી.

---

*આ મહુડીનું કાવ્ય વાંચતાં દલપતરામની બાપાની પીંપર યાદ આવે છે તેમાં પણ

'ત્યાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિરામ
અતિ સુખ ઉપજ્યું તે થકી, આશિષ દીધી આમ
આશિષ દીધી આમ નામ તુજ શુભ શુભ રહેજે.
તુજને વાળી કોડ, લાખ સુખ સ્વર્ગે લેજે,
દાખે દલપતરામ પરમ પદમાં પેસીને
લેજે ઉત્તમ લ્હાવ બહુ શુભ ત્યાં બેસીને.

મહુડી અને પીંપર બન્ને કાવ્યો કુંડળિયામાં છે. દલપતરામ ઉપર દીનદરવેશની તો અસર નહિ હોય?

×ભવાઈપ્રકાશ પૃ. ૧૪૫

કાન્યકુબ્જના યશોવર્મનના રાજ્યમાં, આઠમી સદીમાં થઇ ગયેલા ભવભૂતિ (જેનું સાચું નામ શ્રીકંઠ) પદ્મપુરમાં રહેતો ને નીલકંઠ ને જતુ કર્ણીનો પુત્ર હતો. શાસ્ત્રોનો ને કાવ્યકલાનો સારો જ્ઞાતા. ભાષાગૌરવ ને નિરીક્ષણ સમૃદ્ધિ એની જ. 'ઉત્પત્સ્યતેસ્તિ મમ કોપિ સમાનધર્મા' એ ગર્વવાક્ય એનું! એનાં ત્રણ નાટકો 'ઉત્તરરામચરિત,' 'મહાવીરચરિત' (રામજીવનને સ્પર્શતું જ) અને ત્રીજું, 'માલતીમાધવ' તે દશાંકી, અને વાત્સ્યાયનના કામસૂત્ર પર આધારિત. પછી 'તાપસવત્સરાજ' અને 'ઉન્મત્તરાઘવ'ના કર્તા મયૂરરાજ અથવા અનંગહર્ષને સંભારી, રામશર્પણખાની કથાને નાટ્યરૂપે 'આશ્ચર્યચૂડામણિ'માં અવતારનાર શક્તિભદ્રનો ઉલ્લેખ કરી, 'અનર્ઘરાઘવ'ના કર્તા મુરારી ('બાલવાલ્મીકિ')ને અંજલિ આપીએ. ક્ષેમિશ્વને રાજા હરિશ્ચન્દ્રના કરુણામય કથાવસ્તુને અવલંબી 'ચંડકૌશિક' નાટક રચ્યું છે. 'નૈષધાનન્દ'નો કર્તા પણ જ મનાય છે. કાન્યકુબ્જના રાજા મહીપાલના દરબારમાં એ હતો. પછી ખાસ ઉલ્લેખપાત્ર છે, દશમી સદીના પૂર્વાર્ધમાં થઇ ગયેલો રાજશેખર, જેણે રચ્યાં છે 'બાલરામાયણ,' 'બાલભારત', 'વિદ્ધશાલભંજિકા' ને 'કર્પૂર--મંજરી'. કોઇક 'રતનમંજરી' નામે નાટકનો રચનાર પણ એને માને છે. અર્જુન પાશુપતાસ્ત્ર માટે મહેશ્વર પાસે જાય છે અને બે વચ્ચે યુદ્ધ થાય છે, એ પ્રસંગને સ્પર્શતા વિગ્રહરાજ દેવના નાટકનું નામ છે 'હરકેલિ' એની સાલ ગણાય છે ઇ. સ. ૧૧૬૩. બારમી સદીમાં થઇ ગયેલા રાજા વિગ્રહરાજનાં માનમાં રચેલું સોમદેવનું 'લલિતવિગ્રહરાજ' અને તેરમી સદીમાં થયેલા ગણાતા જયદેવનું રામલક્ષ્મણપરશુરામની કથાને સ્પર્શતું 'પ્રસન્નરાઘવ'—એ નોંધપાત્ર નાટકો છે. આ જયદેવ ને ગીતગોવિંદનો કર્તા એમ કેટલાક માને છે. બારમી ને પંદરની સદી વચ્ચે નાટ્યલેખન કરનારા અનેક લેખકોનાં નામ આવે છે: પ્રહ્લાદન, મદન, રામભદ્ર, રવિવર્મન, ગંગદેવ, માણિક્યવર્મન, જયમલ્લદેવ, રામેન્દ્રદાસ અને જીવરામ આમાં ખાસ ગણનાપાત્ર.



બાલકવિ (કોચીનના રાજવી રામવર્મન ૧૫૩૧–૧૫૬૧ ના રાજ્યમાં થયેલા) ને 'રત્નકેતૂદયમ'નો લેખક. રામભદ્ર દીક્ષિત તે 'જાનકીપરિણયમ'નો રચનાર; એ ૧૭ મી સદીમાં થઇ ગયો એમ ગણાય છે. એનું આ નાટક સંસ્કૃતમાં 'કોમેડી ઓફ' એરર્સ'નું સારું દૃષ્ટાન્ત છે, ને હાસ્ય તથા અદ્ભુતના રસો સરસ રીતે રચાયેલું છે. શૃંગારી નાટક 'રતિમન્મથમ' અને 'વસુમતી પરિણયમ' નામે બીજું નાટક અઢારમી સદીમાં થયેલા એક જગન્નાથ કવિને નામે છે.

અઢારમી ઓગણીસમી સદીમાં કૃષ્ણદત્ત, વિશ્વનાથ, કૃષ્ણનાથ, અશ્વિનીતિરુનલ, ગોવર્ધનયુવરાજ,' કવિ સાર્વભૌમ જેવા કેટલાક નાટ્યકારો થઇ ગયા છે. છેલ્લા દોઢેક શતકમાં પશ્ચિમી અસરો આપણા પર ખૂબ થઇ તેથી સંસ્કૃત નાટ્યલેખન કાંઇક મંદ પડયું, છતાં આ બધાંની વચ્ચે નન્દુકાવેરી નારાયણ શાસ્ત્રી–સંસ્કૃત શીઘ્રકવિ અને નાટ્યકાર, પોતાનાં 'મૈથિલીયમ' 'શર્મિષ્ઠાવિજયમ' અને 'કલિવિભૂષણમ' નાટકોથી ધ્યાન ખેંચે છે, તો ઓગણીસમી સદીના બીજા નાટ્યકાર સુન્દરરાજ આચાર્ય, રૂપક પ્રકારના સામાજિક નાટક 'સ્નૂષાવિજયમ'થી સંસાર સુધારાના વિષયમાં કલમ ચલાવે છે. આ જ શ્રેણીમાં બીજા એકને સંભારીએ: રામાયણ કથાનકને સ્પર્શતું 'પૌલસ્ત્યવધ' તે મહામહોપાધ્યાય લક્ષ્મણ સૂરિનું.

અર્વાચીનોમાં દક્ષિણ ભારતમાં કેટલાય નામી નાટ્યકારો છે. તેમાં 'પ્રતિરાજસૂયમ' નાટકના લેખક મહાલિંગ શાસ્ત્રીનો ઉલ્લેખ કરીએ, કારણ, એ નાટકને મદ્રાસ સંસ્કૃત અકાદમીએ પારિતોષિક આપ્યું છે. એમણે જ 'કૌટિલ્ય પ્રહસનમ' નામે એક પ્રહસન પણ રચ્યું છે. 'પ્રબોધચન્દ્રોદયમ'ના કર્તા કૃષ્ણમિશ્ર, 'અમૃતોદયમ'ના કર્તા ગોકુલનાથ, 'મોહપરાજયમ'ના કર્તા યશોપાલ અને 'સંકલ્પસૂર્યોદયમ'ના કર્તા વેંકટનાથનાં નામો સારા નાટ્યકારો તરીકે ગણવાં જ પડશે આમ. સંસ્કૃત નાટક સાહિત્ય સંખ્યાદૃષ્ટિએ કે ગુણદૃષ્ટિએ અલ્પ કહી શકાય એવું નથી. તને જો રસ પડે, પદમા, તો આ માહિતી ઉપરાંત નાટકની કલા, સંસ્કૃત સાહિત્યમાં નાટકનું સ્થાન, સંસ્કૃત નાટકનાં પાત્રો, ઇત્યાદિ વિશે પણ કોઇકવાર લખીશ, પણ અત્યારે તો તારા નાનકડા શિરને પૂરતી વેદના કે યાતના કરવા માટે મારા તરફથી આટલું બસ થશે, એમ માનું છું.

શ્રીમાન કેમ છે? અને બાબો? બાબાને મૂળેથી જ સંસ્કૃતના સંસ્કાર આપશો તો જ આ બોજારોજિયા યુગમાં એ 'સંસ્કૃત' થશે હં! ★

# ☆ રંગભૂમિનો એ સિતારો

સ્વર્ગસ્થ

# ☆ અમૃત કેશવ નાયક.



☆

લેખક: ડૉ. ડી. જી. વ્યાસ



ગુરુવારે તા૦ ૧૮ મી જુલાઇ ૧૯૦૭, સવારે સાડાચાર વાગે આ અભિનય સમ્રાટની જ્વલંત કારકિર્દીનો અકાલીન અંત આવ્યો. તેણે માત્ર ત્રીસ વસંતો જ જોઇ હતી. અમૃતના દેહવિલયથી સમગ્ર ભારતની રંગભૂમિને ન પૂરી શકાય તેવી ખોટ પડી. આજના જે વયોવૃદ્ધ પ્રેક્ષકોએ તેને તખ્તા ઉપર જોયો હતો તેમની દૃષ્ટિ સામે તેની મનોહર મૂર્તિ હજી તરવર્યાં કરે છે અમૃતની સાથે અને તેના હાથ નીચે જેમણે કામ કર્યું હતું તેઓ ઘણા આદર અને ગૌરવથી તેને યાદ કરે છે. જે 'નટો' તેની પાસે અભિનય શિક્ષણ લેવાને ભાગ્યશાળી થયા હતા તેઓ પોતાને તેના શિષ્યો કહેવડાવવામાં અભિમાન લે છે. તેની સમકાલિન વ્યક્તિઓ અમૃતનો ઉલ્લેખ "ન ભૂતો ન ભવિષ્યતિ"થી જ કરે છે. આજ એ અમૃતની મૃત્યુતિથિએ તેને શ્રદ્ધાંજલિ આપવી ઘટે.

ગુજરાતમાં સાહિત્યકારોની-જયંતીઓ ઉજવાય છે, ષષ્ટી પૂર્તિના સમારંભો યોજાય છે, ત્યાં નાટ્યકારો અને નટો કદી ગણનાને પાત્ર લેખાતા નથી. નાટકનાં ક્ષેત્રમાં અમૃતનો એક એક સાહિત્યકાર જેવો દરજ્જો હતો. સાહિત્યમાં તેનું પોતાનું સ્થાન કાયમ હોવા છતાંય તેનુ નામ કોઇ લેતુ નથી. દોષ એટલો જ હશે કે અમૃત રંગભૂમિનો કલાકાર હતો! અને ઘણાની દૃષ્ટિએ 'નાટકિયો' હતો!

રંગભૂમિની સ્થાપના ૧૮૫૩માં થઇ અને ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદ અસ્તિત્વમાં આવી. તેના પ્રથમ અધિવેશનમાંજ રંગભૂમિ વિષે વિસ્તારથી ચર્ચા થઇ તેમાં ગૌહરના અભિનયની પ્રશંસા કરવામાં આવી, પરંતુ ગૌહરને 'ગૌહર' બનાવનાર અમૃતના નામનો ક્યાંય પણ નિર્દેશ થયો નહિ. જો કે એ અરસામાં અમૃત ભારતવર્ષના નાટ્યફલક પર એક અજોડ અભિનેતા અને દિગ્દર્શક તરીકે ઝળકી ચૂક્યો હતો.

## ભોજક જ્ઞાતિ

ગુજરાતની નાયક-ભોજક જાતિએ કેવળ ગુજરાત અને મુંબઇને નહિ પણ સમગ્ર દેશને સંખ્યાબંધ નટો આપ્યા છે તેઓ વચ્ચે અમૃત એક વિરલ નાટ્ય-વિશારદ હતો અને તેણે બીજા પ્રાંતોમાં પણ ગુજરાતને દીપાવ્યું હતું. આ જાતિના શૃંગારરૂપ નાટ્યાચાર્ય જયશંકરભાઇ અત્યારે પણ રંગભૂમિના પુનરુત્થાનના કાર્યમાં કીમતી સેવા આપી રહ્યા છે.

હવે ગુજરાતનું નવનિર્માણ થઇ રહ્યું છે. સંગીત, નાટક આદિ-કલાઓ માટે સંસ્થાઓ સ્થાપવાની અત્યારથી હિલચાલ શરૂ થઇ છે. સૌરાષ્ટ્રમાં તો ક્યારની એવી સંસ્થાની સ્થાપના થઇ ગઇ છે. આ પ્રસંગે રંગભૂમિના કલાકારોની કદર થાય અને નાયક ભોજક આદિ જાતિઓએ રંગભૂમિમાં જે નોંધ લેવા લાયક ફાળો આપ્યો છે તેની કંઇક ગણના થાય, એવી આશા વ્યાજબી



ડૉ. ડી જી. વ્યાસ

રીતે રાખી શકાય.

ભવિષ્યમાં જો કંઇ થાય તે પહેલાં ગુજરાતી નાટ્ય મંડળે તો એક પ્રશંસનીય અને જવાબદારીભર્યું કામ આરંભી દીધું છે અને તે છે રંગભૂમિનો કડીબદ્ધ ઇતિહાસ લખવાનું. નાટ્યમંડળે તેના માટે નિયુક્ત કરેલી સમિતિ આ દિશામાં ઘણી આગળ વધી ગઇ છે અને અનુમાન કરી શકાય છે કે અમૃત સરખા મહાન કલાકારોના કામનું ગુજરાતી નાટ્ય મંડળના પ્રયાસથી હવે મૂલ્યાંકન થશે.

અમૃતનું આખું નામ હતું અમૃતલાલ કેશવલાલ નાયક. તેને બે ભાઇઓ હતા, પન્નાલાલ અને વલ્લભદાસ. પન્નાલાલ ઘણી નાની ઉંમરે મરણ પામ્યા. વલ્લભ નાયક 'લલ્લાભાઇ'ના લાડિલા નામે પ્રસિદ્ધ થયા હતા અને તેમણે પોતાના મોટાભાઇની નાટ્યપ્રણાલિકા ચાલુ રાખીને પૂર્ણ કીર્તિ સંપાદન કરી હતી.

અમૃતનો જન્મ ઇ. સ. ૧૮૭૭માં થયો હતો. તેણે અમદાવાદની શાળાઓમાં ગુજરાતી પાંચ ધોરણ અને ઉર્દૂ બે ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. નાયક ભોજક જાતિના બીજા બાળકો માફક તેણે પણ અગિયાર વર્ષની કુમળી વયે રંગભૂમિ પર પ્રવેશ કર્યો હતો અને તેને કાવસજી પાલનજી ખટાઉની ઓલ્ફ્રેડ નાટક મંડળીમાં માસિક રૂ. ૪૦ના પગારની નોકરી મળી હતી. એ યુગમાં બાળકો માટે આ વેતન બહુ મોટું કહેવાય, પરંતુ અમૃતને એ અપવાદરૂપે આપવામાં આવ્યું હતું એટલે આરંભમાંજ તેની પ્રતિભા અને શક્તિની કદર થઇ હતી એમ સ્વાભાવિક રીતે માનવું જોઇએ.

ઓલ્ફ્રેડ નાટક મંડળીના તખ્તા ઉપર પ્રવેશ કરતાં જ અમૃતને પ્રથમ વાર બમનજી નવરોજજી કાબરાજીના 'ગામરેની ગોરી" અને પછી 'બીમાર બુલબુલ'માં ઉતારવામાં આવ્યો હતો. આ બંને ભૂમિકાઓ છોકરાની હતી, પરંતુ બન્નેના ભાષાવિધાન અને અભિનય માટે ઊંડી સમજની જરૂરત હતી અને અમૃતે તેમાં સફળતા પ્રાપ્ત કરી, માલિક અને દિગ્દર્શકનો પ્રેમ મેળવ્યો. પ્રેક્ષકોએ આ બાળનટને વધાવી લીધો.

સને ૧૮૯૧ પછી ઓલ્ફ્રેડ નાટક મંડળીના ભાગલા પડ્યા. અમૃત નવી ઓલ્ફ્રેડમાં જોડાયો અને સોરાબજી ઓગરાના હાથ નીચે મદદનીશ દિગ્દર્શકની જગ્યા તેને મળી. આ મંડળીમાં તેણે સાતથી આઠ વર્ષ કામ કર્યું. દિગ્દર્શન ઉપરાંત ઘણાખરા ખેલોમાં તેની ભૂમિકાઓ રહેતી અને નાટકજીવનના આરંભથી જ વિદ્યાવિલાસી હોવાથી, ગુજરાતી, ઉર્દૂ, હિંદી, મરાઠી ઇત્યાદિ ભાષાઓ અને સાહિત્યનો અભ્યાસ તેણે ચાલુ રાખ્યો હતો.

## દિગ્દર્શક

સમય જતાં કાવસજી પાલનજી ખટાઉએ જૂની ઓલ્ફ્રેડ નાટક મંડળીને ફરીથી જીવંત કરી મજબૂત પાયા ઉપર મૂકી, અને અમૃતને પૂરી સત્તા આપીને દિગ્દર્શક બનાવ્યો. જ્ઞાન, સમજ અને અનુભવમાં નાની ઉંમરે પણ આગળ વધેલ અમૃતને રંગભૂમિને નવીન રંગત આપવાનો અવસર મળ્યો અને તેના હાથથી જ તૈયાર થયેલાં નાટકોએ વસ્તુસંકલના, અભિનય, સંગીત ઇત્યાદિમાં નવી ભાત પાડવા માંડી. અને ત્યાર પછી જે એક મહાન્ પ્રયોગનો આરંભ થયો તેમાં અમૃતની કલા પૂરજોશથી ઝળકી ઊઠી.

મુનશી મેહદી હસન ઉર્ફે 'અહસન લખનવી' અને મુનશી આગા હશ્ર કાશ્મીરી—આ બંને સમર્થ નાટ્યકારો, કાવસજી પાલનજી ખટાઉ સમજદાર અને બાહોશ માલિક ઉપરાંત એક ઉચ્ચ કોટિના અભિનેતા અને તેમને યોગ મળ્યો અમૃત સરખો એક કુશળ અભિનેતા અને અજોડ દિગ્દર્શકનો. આ પ્રયોગમાં પંડિત નારાયણપ્રસાદ બેતાબ પણ પાછળથી સામિલ થયા હતા. આ મંડળે શેક્સપિયરની નાટ્યકૃતિઓને તેમની મૌલિકતા અને વિશિષ્ટતા પૂર્ણ રીતે જાળવીને, ભારતીય બનાવી ઉર્દૂમાં ઉતારવાનો આરંભ કર્યો. તેના પરિણામે, 'ખૂને નાહક' (હેમ્લેટ) 'બઝમે ફાની' (રોમિયો એન્ડ જુલિયેટ), 'મુરિદે શક' (વિન્ટર્સ ટેલ), 'શહીદે નાઝ' (મેઝર ફોર મેઝર), તે

ઉપરાંત 'અસિરે હીર્સ' (શેરિડનનો પીન્નરો) ઇત્યાદિ નાટકો રંગભૂમિ પર આવ્યાં અને મુંબઇ ઉપરાંત આખા ભારતવર્ષમાં પ્રેક્ષકોની ખૂબ પ્રશંસા પામ્યાં.

## દોરંગી દુનિયા

અમૃતે ખટાઉની જૂની આલ્ફ્રેડ નાટક મંડળી ૧૯૦૫માં છોડી. જૂના મિત્રો ઘણા દુઃખથી વિખૂટા પડયા અને ને જ દિવસે ફરામજી અપ્પુ આદિ ભાગીઆઓનાં નામથી પ્રસિદ્ધ થયેલી પારસી નાટક મંડળીમાં તેને ઘણા આદરથી અને મોટા પગારથી એક સમારંભ જેવા પ્રસંગમાં ફૂલનો હાર પહેરાવીને પૂર્ણ સત્તા સાથે દિગ્દર્શક તરીકે નીમવામાં આવ્યો, તે સમયે તેની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી. આ નવી મંડળીમાં તેણે "દોરંગી દુનિયા" ના ઉર્દૂ રૂપાંતર 'કસોટી'થી પાત્રો ભજવવાનો આરંભ કર્યો. આ મંડળીમાં પણ પોતાના એક મિત્ર અને સમર્થ નાટ્યકાર પંડિત નારાયણપ્રસાદ બેતાબનો તેને સહયોગ મળ્યો એટલે શેકસ્પિયરનો હિંદીકરણનો પ્રયોગ આગળ આવ્યો.

## પંડિત બેતાબ

તેના પરિણામે 'મીઠા ઝહર'-(સીમ્બલાઇન) તખતા ઉપર રજૂ થયું. 'મીઠા ઝહર'ની સફળતાથી પ્રેરાઇને અમૃતે અને પંડિત બેતાબે એક મૌલિક કૃતિ હાથમાં લીધી જેનું નામ હતું "ઝહરી સાપ," કે જેનો પૂર્વાભ્યાસ ઓછામાં ઓછો એક વર્ષ ચાલ્યો હતો. "ઝહરી સાપ"માં ઉર્દૂને ઉચ્ચ કક્ષામાં લઇ જવામાં આવી. અમૃતે અભિનયનું ધોરણ પણ એટલું ઊંચું સ્થાપ્યું કે તેની બારોબાર પ્રશંસા થવા માંડી, પરંતુ તે ઉપરાંત "ઝહરી સાપે" તખતાની ચાલુ પ્રણાલી પલટીને તેને એક જુદું અને અનોખું સ્વરૂપ આપ્યું. આ નાટકમાં અમૃતે પોતાનું દિગ્દર્શનનું સામર્થ્ય કેટલું હતું તેનો સરસ પરિચય કરાવ્યો. તેણે પોતાના માટે એક સળંગ અને કઠિન ભૂમિકાની સંકલના કરી હતી અને તે હતી ક્રૂર અને કાવતરાખોર શઠ નાયક 'નવાબ'ની અને એ ભૂમિકા સુંદર અને મૌલિક રૂપે અમૃત જ ભજવી ગયો છે.

"ઝહરી સાપ" ના દિગ્દર્શનનું કાર્ય લાંબા વખત સુધી ચાલ્યું હતું અને તેના પરિણામે અને પોતાની તનતોડ ભૂમિકાના શ્રમને લીધે તેની તબિયત લથડવા લાગી અને તેનો આ તિથિએ એટલે ઓગણપચાસ વર્ષ ઉપર દેહાંત થયો.

અમૃત અભિનેતા અને દિગ્દર્શક હોવા ઉપરાંત લેખક, સાહિત્યકાર, કવિ, શાયર અને નાટ્યકાર હતો. ગુજરાતીની સાથે હિંદી, મરાઠી, બંગાળી ઇત્યાદી ભાષાઓનો એ સારો અભ્યાસી હતો. તેનું સાહિત્યસર્જન અને કાવ્યરચનાઓ ગુજરાતી, હિંદી અને ઉર્દૂમાં છે. વિસ્તારભયના કારણે આ લેખને તેની રંગભૂમિની કલા પૂરતો જ મર્યાદિત કર્યો છે.

અમૃતની અભિનય શૈલી ઉત્કૃષ્ટ અને અનોખી હતી અને તે એક પરંપરા રૂપે આગળ વધી હતી. અભિનેતા તરીકે તેની શક્તિ સર્વદેશીય હતી. સ્ત્રી અને પુરુષ ભૂમિકા તેમજ હાસ્ય અને કરુણરસપ્રધાન ભૂમિકાઓ એકસરખી દક્ષતાથી તે કરી શકતો હતો. 'ખૂને નાહક'માં મલિકા (હેમ્લેટની મા); 'મીઠા ઝહર'માં વફાદાર (પીસાનીયો) એક વયોવૃદ્ધ નોકર. 'મારે આસ્તીન'માં અશરફ (કુંવર) અને 'ઝહરી સાપ'માં નવાબ એટલે એક જાલીમ શઠ નાયક: આવા બધાં પાત્રોમાં તેને ન જાણનાર પ્રેક્ષકોમાં તે ભ્રમણા ઉત્પન્ન કરી શકતો પરંતુ જાણકાર પ્રેક્ષકો એક અને અવિભાજ્ય અમૃતનાં ભિન્ન ભિન્ન રૂપો નિહાળીને આશ્ચર્યચકિત થયા હતા. તેના અભિનયમાં વિશેષતા એ હતી કે તે પાત્રમાં તદ્રુપ અને તલ્લીન થઇ જતો હતો. કોઇ રસપ્રધાન ભૂમિકામાં તેના સચારી ભાવો વિદ્યુત વેગે પ્રગટ કરી શકતો હતો અને પરિણામે રસોદ્દીપનમાં સફળતા મેળવી જતો હતો.

## ઊંડી સમજ

રંગપીઠ પર કેમ આવવું, ઉભવું, ચાલવું, બોલવું અને કઇ ક્રિયાઓ કરવી એ બધું પાત્રના સ્વભાવ અને મર્યાદાઓ અનુસાર ઊંડી સમજપૂર્વક તે કરતો હતો. થોડા વયોવૃદ્ધ અને અનુભવી પ્રેક્ષકો અત્યારે પણ પોતાના સંસ્મરણોનો ઉલ્લેખ કરતાં કહે છે કે અમૃતની અભિનય શૈલી અને ખાસ કરીને ઉર્દૂ બોલવાની છટા તો તેની જ હતી. એક અંગ્રેજ નાટ્યકારે તેની અભિનયની પ્રશંસામાં તેને હેન્રી અરવીંગની તુલનામાં મૂકયો હતો. અભિનયકલામાં તેના તલસ્પર્શી જ્ઞાનના કારણોમાં એક એ પણ હતું કે તેણે રસશાસ્ત્ર અને નાયક–નાયિકા ભેદોનું સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું હતું અને તેની વિશેષ પ્રતીતિ "ઝહરી સાપ"ની નવાબની ભૂમિકાથી થઇ હતી કે જેમાં તેણે અભિનયની પરાકાષ્ઠા દાખવી હતી. તેના સંવાદો પ્રાંજળ ભાષાની અને ભાવોની પૂરી સમજ હતી.

અમૃત પોતાના તૈયાર કરેલાં નાટકોમાં પોતાની ભૂમિકાઓ પોતે જ નિશ્ચિત કરતો, અને કોઇ વાર તેની પસંદગી પ્રેક્ષકોને વિચિત્ર લાગતી. દ્રષ્ટાંત તરીકે 'મુરીદે શક'માં તેની હમીદાની–એટલે કે દાસીની ભૂમિકા. પરંતુ

બીજા નાટકોમાં અમુક નિયત પાટો કરવા ઉપરાંત કોઇ પણ પાત્ર છેલ્લી ઘડીએ ભજવવા તે તૈયાર રહેતો. 'ચતરા મકાવલિ'માં તાજુલમુલક નાયકનું પાત્ર તે ભજવતો. એક દિવસ ચોપદારનું કામ કરનાર ગેરહાજર રહેનાર કે તેની છેલ્લી ઘડીએ ખબર પડતાં નાયકના પહેરેલ પોશાક ઉપર ચોપદારનો પોશાક પહેરીને પડદો ઉપડતાં એ પાત્ર તેણે ભજવી કાઢ્યું. એવા ઘણા કિસ્સાઓ છે કે જેનું વર્ણન ટૂંકમાં ન થઇ શકે

## બાહોશ શિક્ષક

અમૃત અભિનેતા હોવા ઉપરાંત એક બાહોશ અભિનય શિક્ષક હતો. જે મંડળીમાં તેનું સ્થાન હતુ તે મંડળી પણ અભિનયશાળા બની જતી. એથી વિશેષ બીજી મંડળીઓના નટોને પણ પ્રેમથી શિક્ષણ આપતો હતો. બીજાનું સારું કામ જોઇ તેની પ્રસંશા કરતો. "ઝહેરી સાપ" આરંભ પછી પૂરજોશથી ચાલી રહ્યો હતો. પોતાને પરિશ્રમની અસર જણાઇ એટલે તેના હાથ નીચે કામ કરતા અન્નારાવ માધવ ડોંગરે નામના એક મહારાષ્ટ્રીય તરુણ નટને તેણે પોતાની ભૂમિકા માટે પસંદ કરીને તૈયાર કર્યો. પ્રથમ રાત્રીએ આ નટનું કામ જોઇ તેને અભિનંદન આપ્યા અને પોતાની ભૂમિકા તેને સોંપી દીધી.

આજે કોઇ પણ લેખક ના-ચકાર થઇ શકે છે. દિગ્દર્શક તો ઘણી સહેલાઇથી બની શકે છે, પરંતુ દિગ્દર્શકની યોગ્યતા અને જવાબદારીઓ કેવી હોવી જોઇએ તેની જાણ અમૃતની દિગ્દર્શકની બાજુ તપાસતાં થઇ શકે છે. ગુજરાતની રંગભૂમિએ ઉત્પન્ન કરેલા દિગ્દર્શકો ઘણા થોડા હતા અને તેમાંય અમૃતનું નામ મોખરે રહ્યું છે. અમૃત વિદ્યાવિલાસી, અભ્યાસી અને નાટ્યનો એક પ્રસિદ્ધ જ્ઞાતા હતો. નાટકના આત્મારૂપ રસશાસ્ત્રનો જાણકાર હતો. રંગભૂમિની આનુષંગિક કોઇ પણ કલા તેને પરાઇ ન હતી. સંગીતમાં સ્વરની શ્રુતિ અને તાલની માત્રા સુધી તેની સમજ હતી. નર્તન કલાનો તેણે ખાસ અભ્યાસ કર્યો હતો. ભિન્ન ભિન્ન નાયિકાઓ અને નાયકોનાં લક્ષણોથી તે પૂરો પરિચિત હતો. પ્રત્યેક પાત્રની વેશભૂષા અને વસ્ત્રાભૂષણની સજાવટની અનુરૂપ કલ્પના જાતે જ કરતો હતો. અને છેવટે દૃશ્ય સામગ્રીનું સંવિધાન અને રંગમેળ ઉપર પણ તેની સૂક્ષ્મ દૃષ્ટિ હતી. એની દિગ્દર્શન બાજુ જાણનાર થોડા લોકો હજી પણ દૃઢતાથી મત પ્રદર્શિત કરે છે કે અમૃત એટલે દિગ્દર્શનનો ઉચ્ચ આદર્શ.

## સંકલના શક્તિ

નાટ્યલેખનમાં અમૃત વસ્તુની અને દૃશ્યોની સંકલના કરવાની શક્તિ ધરાવતો હતો. લેખક સાથે સુમેળ સાધીને ઘણીવાર શુદ્ધ અને ઊંચી ઉર્દૂમાં સંવાદો પણ જાતે લખતો હતો. પોતે શાયર અને કવિ હતો એ સૌને વિદિત છે. મુશાયરાઓમાં તેની શાયરી ખૂબ પ્રશંસાને પાત્ર થઇ હતી. કવિ તરીકે તેણે છૂટક ઘણાં કાવ્યો રચ્યાં હતાં અને તેમાંના થોડાક તો તેના અવસાન પછી નાટકોમાં ગવાયાં હતાં. "સતી ચંદ્રાવલિ" (૧૯૦૮)માં તેના એક હિંદી ગીતની રચના સામિલ કરવામાં આવી હતી. તેની પ્રથમ પંક્તિ આ હતી: "સરપર ગાંગર વર કર ગજગામિની અથળાતી આવે" એવી જ રીતે "માયા-મોહિની" (૧૯૨૧)માં તેના એક ગુજરાતી ગીતને સામિલ કર્યું હતું: શબ્દો: "મે પંખીઓ અમે વનમાં ચરતા'તાં."

અમૃત સરખા એક મહાન કલાકારને જેટલો ગુજરાતે પિછાણ્યો હોય તેથી વિશેષ દેશભરના નાટ્યજગત શાયરો, પંડિતો અને અસંખ્ય પ્રેક્ષકોએ પિછાણ્યો હતો. તેના મરણના દુઃખદ ખબર સાંભળીને કેટલાક શાયરોએ શાયરીમાં તેને અંજલિ આપી હતી. રંગભૂમિ માટે જન્મ લેનાર રંગનાયક અમૃતે રંગભૂમિ ઉપર આત્મબલિદાન આપ્યુ. અત્યારે ગુજરાતે કોઇ પણ રૂપમાં તેની સ્મૃતિ કાયમ કરીને તેની યોગ્ય કદર કરવી જોઇએ.

"જન્મભૂમિ"ના સૌજન્યથી

## "સર્વોદય"ની અપૂર્વ સફળતા

શ્રી દેશી નાટક સમાજનું અતિ લોકપ્રિય નાટક "સર્વોદય" અવિરત ગતિએ આગળ વધી રહ્યું છે અને લાંબી નામ્ટ તરતમાં રજૂઆત પામશે. નડિયાદમાં તેની રજતજયંતિ ઉજવાઇ એ વખતે કંપનીના સ્ટાફને રૂ. ૨૩૦૦) અપાયા હતા. એ પછી વડોદરામાં રજતજયંતિ વખતે રૂ. ૨૩૦૦ અને સુવર્ણજયંતિ વખતે સ્ટાફને રૂ. ૨૫૦૦) અને નાટકના લેખક શ્રી. પ્રફુલ્લ દેસાઇને રૂ. ૧૦૧) આપ્યા હતા. આ સમારંભ પ્રસંગે વડોદરાની કપોળ જ્ઞાતિએ કંપનીના માલિક ગં. સ્વ. ઉત્તમલક્ષ્મીબહેનને એક માનપત્ર અને ચાંદીની કાસ્કેટ ભેટ આપી હતી.



જ્યોર્જ બર્નાર્ડ શૉ

# દિગ્દર્શનના નિયમો

☆ મૂળ લેખક ☆

સ્વ. જ્યોર્જ બર્નાર્ડ શૉ

 

અનુવાદ કર્તા: શ્રી વૈકુંઠલાલ હ. ઠિકાણી



નાટકનો સૌથી વધુ ઇચ્છવા યોગ્ય દિગ્દર્શક એ નાટકનો લેખક છે. એક વખત દિગ્દર્શકે નાટકને વિચાર્યું અને એનું દિગ્દર્શન માથે લીધું પછી નાટકની સાહિત્યિક મૂલ્યવત્તા અથવા એના ધ્યેય (જો હોય તો) સાથે કોઇ નિસ્બત નથી. પાત્ર વરણી વખતે પાત્રો નાટકનાં હાર્દને સમજે છે કે નહિ એ મહત્વનું નથી પરંતુ એમની વય, એમનું વ્યક્તિત્વ પાત્રાનુકુલ હોવું જોઇએ અને એમના અવાજો એકસરખા ન હોવાં જોઇએ.

સૌથી પ્રથમ, સંસ્થામાં નાટકનું વાંચન નાટ્ય લેખક કરે એ વધુ સારું અને નહિ તો એ સ્થાનને બરાબર ન્યાય આપી શકે એવો પ્રતિનિધિ જોઇએ. દિગ્દર્શનના પ્રથમ તબક્કામાં, રંગમંચ ઉપર જોઇતી સામગ્રી, એનો ઉપયોગ, પાત્રનો પ્રવેશ અને હલનચલન, ક્યાં બેસવાનું, ક્યારે ઉઠવું, ટોપી છત્રી ઇત્યાદીનો ક્યારે, કેવી રીતે ઉપયોગ કરવાનો છે, એ બધાનો ઝીણવટથી અભ્યાસ કરી તૈયાર થઇ દિગ્દર્શકે આવવું જોઇએ, જેથી પોતાનું કાર્ય એ સરળતાથી અને શીઘ્ર શરૂ કરી શકે અને દરેક પાત્ર પોતાના સંવાદો અસરકારક રીતે રજૂ કરી શકે; નહિ કે રંગમંચની બીજી બાજુ રહેલા બીજા કોઇ પાત્રને દૂરથી અંગત વાતો કરવા જતું બીજું પાત્ર મૂકપણે એ પાત્ર પાસે જતાં પ્રેક્ષકોનું ધ્યાન ચલિત કરે

પાત્રોએ રંગમંચ ઉપરથી નેપથ્યમાં ક્યારે જવું (exits) એની પૂરી વિચારણા કરવી જોઇએ, જેથી પાત્રો છેલ્લા શબ્દ પછી તરત જ રંગમંચ છોડી દે અને બારણા તરફ જાય ત્યાં સુધી નાટકને થોભી ન રાખે.

દિગ્દર્શક આખાયે નાટકની સંપૂર્ણ યોજના કરી તે મુજબની પ્રત તૈયાર કરવા સચન કરે છે. બીજી વ્યક્તિ આવી સંપૂર્ણ પ્રત ખૂબ સંભાળથી તૈયાર કરે છે, કારણ નાટકમાં જેટલા મહત્વના પાત્ર છે એટલું જ મહત્વ દિગ્દર્શકનું છે. આ કાર્ય માટે એક પ્રતિકાત્મક રંગમંચ બનાવવો જોઇએ. શતરંજ અને એનાં પ્યાદાંઓ તથા રંગબેરંગી બાકસો પણ આ ગરજ સારે.

આ બધું તૈયાર થઇ જાય એટલે પુસ્તકો મૂકી દેવામાં

(જી. બી. એસ; એ ત્રણ અક્ષરોની અંદર એક મહાન નાટ્યકાર અને વિવેચકનું નામ છુપાયેલું છે, છતાં નાટ્યશોખીન પ્રજા તરત જ ઓળખી લે છે કે G. B. S. એટલે જ્યોર્જ બર્નાર્ડ શૉ. એનો જન્મ ડબ્લીનમાં તા. ૨૬ જુલાઇ ૧૮૫૬ને દિવસે થયો અને તા. ૨૭ નવેમ્બર ૧૯૫૦ના રોજ એણે જગતના રંગમંચ ઉપરથી ૯૪ વર્ષની યશસ્વી કારકિર્દી ભોગવી વિદાય લીધી, પરંતુ એની કૃતિઓ સૈકાઓ સુધી જીવંત રહેશે. એની ઝીણી મારકણી આંખો, બરાબદાર રૂપેરી દાઢી અને સ્પષ્ટ વક્તવ્યથી એનું વ્યક્તિત્વ પણ અનોખું હતું. લૉર્ડની પદ્વી અને ઑર્ડર ઑફ મેરીટના ઇલ્કાબનો પણ એણે અસ્વીકાર કર્યો એ "શૉ" કહેવા માગતો હતો. આ મહાન નાટ્યકારની જન્મ શતાબ્દીની ઉજવણી બ્રિટન અને આયર્લેન્ડે તા. ૨૧ જુલાઇ ૧૯૫૬થી પ્રારંભ કરી એક અઠવાડિયા સુધી ઉજવી જેમાં એનાં નાટકો ભજવાયાં અને શૉ-પ્રદર્શન યોજાયું—તંત્રી)

આવે છે અને ગોખેલા સંવાદો સાથે રિહર્સલો શરૂ થાય છે. એ વખતે દિગ્દર્શક રંગમંચ છોડી એક નોટ-બૂક અને હાથ-બત્તી સાથે સામે આવી બેસે છે. એ પળથી તે રિહર્સલોનું બારિક નિરીક્ષણ અને નોંધ કરે જાય છે પરંતુ એક શબ્દ પણ ઉચ્ચારતો નથી; અથવા પ્રવેશ ચાલતો હોય ત્યારે ખલગીરી કરતો નથી, પછી ભલે આખું નાટક પડી ભાંગે-અને એમ થવું જ જોઇએ કારણ પ્રારંભમાં કલાકારો પોતે ગોખેલા સંવાદો યાદ કરવાની એટલી કોશિષ કરે છે કે અભિનય કરવો અસંભવ બની જાય છે.



દરેક અંકના અંતે, દિગ્દર્શક રંગમંચ ઉપર આવે છે, પોતાની નોંધ વાંચી સંભળાવે છે અને સમજાવે છે. કોઇ વારંવાર ક્ષતિઓ કરે તો જ એ એનો ઉલ્લેખ કરે છે.

કલાકારો જો પોતાના શબ્દોના ઉચ્ચાર સમજ્યા વગર કરશે તો બીજા પાત્રની સંવાદ-ઝડપ અને અવાજનું અનુકરણ કરશે અને ભૂલેચૂકે જો એક પાત્ર, આગળ બોલાઇ ગયેલા સંવાદોનો પુનરુચ્ચાર કરશે તો બાકીના પાત્રો એ સંવાદનાં અનુસંધાન રૂપે, પૂર્વે બોલાઇ ગએલા સંવાદોનું ફરી પુનરાવર્તન કરશે અને પ્રેક્ષકોને જાણ થશે કે કલાકારો માત્ર પૂર્વ ગોઠવણી પ્રમાણે શબ્દો બડબડે જાય છે.

દિગ્દર્શકે ખાસ ધ્યાન રાખવું જોઇએ કે પ્રત્યેક સંવાદ એની ગતિ, સમય, રીત અને અવાજની "પીચ" Pitchમાં વિરોધાત્મક છે. કોઇ અણધારી રીતે આઘાત પચાવી આવતો હોય, કોઇ વિસ્મય, કોઇ ઉત્તેજના, કોઇ ગુનો, તો કોઇ વિનોદ અને એવા વૈવિધ્યભર્યા ભાવ દેખાડે છે.

દિગ્દર્શનનો છેલ્લો તબક્કો એ "ડ્રેસ-રિહર્સલ" છે, જેમાં પોશાક, સન્નિવેશ, રંગભૂષા અને "બિઝનેસ" એ બધાંનો સમાવેશ થાય છે. એ વખતે દિગ્દર્શક, જે સંવાદો સુધારા માગતા હોય તેને છેલ્લો 'ટચ' આપે છે. એ છેલ્લું રિહર્સલ સંતોષભર્યું ન નીવડે, તેનાથી તેણે ગભરાવાની જરૂર નથી.

- એક સળંગ નાટકનાં દિગ્દર્શન માટે એક આલવાડિયું પુસ્તક સાથે રંગમંચ ઉપરનાં હલનચલન માટે, કે જે વખતે દિગ્દર્શક રંગમંચ ઉપર હોય; એક પખવાડિયું દિગ્દર્શકે જે જે બતાવ્યું હોય તે અને પાઠો મોઢે કરવા માટે (આ વખતે દિગ્દર્શક રંગમંચ પર નથી હોતો) અને એક અઠવાડિયું પોશાક વગેરે સાથે કે જ્યારે દિગ્દર્શક રંગમંચ ઉપર હોય છે અને જરૂર પડે વખતો વખત સૂચનાઓ આપે છે.

રિહર્સલો તદ્દન ખાનગી જોઇએ. કોઇ પણ સમાચાર પત્રના પ્રતિનિધિ કે બહારનો મુલાકાતી હાજર ન જોઇએ.

જ્યારે પાઠો મોઢે કરવાના હોય છે, એ વખતે જે સંવાદમાં પાત્ર ગૂંચવાઇ જાય એ સંવાદ એ જ વખતે રંગમંચ ઉપર સુધારવા ન જોઇએ. સંવાદ મોઢે થવા દેવો જોઇએ.

જ્યાં સુધી દિગ્દર્શક પોતે જે વસ્તુનો ઇલાજ ન જાણે ત્યાં સુધી તેણે ક્ષતિઓ બતાવવી નહિ, અને કોઇ પણ સંવાદ વિષે પાત્ર સાથે ચર્ચામાં ન ઊતરવું. જે દિગ્દર્શન કરવાનું હોય એ સૂચનરૂપે કરવું, નહિં કે હુકમ આપવાનો હોય!

જે નાટકમાં પાત્રો દિગ્દર્શકનાં સૂચનને માનવાને બદલે તેનું માત્ર અનુકરણ કરતા હોય એ ખરાબ નાટક કહેવાય.

રિહર્સલોની મુદત દિગ્દર્શકની સહનશીલતા પર આધાર રાખે છે.

મોડી રાત સુધી રિહર્સલો ચાલવા ન જોઇએ.

નાટકમાં સુધારા વધારા, કાપકૂપ કે ફેરફાર કરવાની જરૂર પડે છે, કોઇ વખત કંઇ 'ટેકનીકલ' મુશ્કેલીને ટાળવા માટે પણ કરવું જરૂરી બને છે તો તે ફેરફાર બને ત્યાંસુધી લેખક પાસે કરાવવા. જો લેખક મૃત્યુ પામ્યો હોય તો બીજા નિષ્ણાત લેખક પાસેથી કરાવવા.

જે પાત્ર નાટ્ય વસ્તુને અથવા એના, સંવાદોને સમાચારપત્રો પાસે ખુલ્લાં કરી દે તેની સામે કોપીરાઇટ કાયદા અનુસાર પગલાં લઇ શકાય છે.

જે જન્મતાં જ અનુભવસિધ્ધ કલાકારો (Born actors) હોય તેમને પોતાની રીત અખત્યાર કરવાની દિગ્દર્શકે છૂટ આપવી જોઇએ; જ્યારે બીજા કલાકારોને વાકયે વાકયે શિક્ષણ આપવું જોઇએ છે.

લેખક એક વાર્તાને સરસ રીતે મૂકે છે અને દિગ્દર્શક એને સજીવ કરે છે.

કોઇ વખત દિગ્દર્શકને પ્રાચિન વસ્તુનાં સંશોધકનું કાર્ય કરવું પડે છે; કારણ એવું પણ બને કે એ હજાર વર્ષ પૂર્વેની ઘટના કે મધ્ય યુગની વસ્તુ માટે એને બોલાવવામાં આવે. જે અનુભવી અને નિષ્ણાત દિગ્દર્શક છે તે આ કાર્ય માટે પણ તૈયાર જ હોય છે.

# મારી ભૂમિકા

લેખક :



પ્રા. પ્રતાપ ઓઝા

'ગુજરાતી નાટ્ય' તરફથી 'મારી ભૂમિકાઓ' એ વિશે મને લેખ આપવા સૂચન થયું. આમાં એ 'ભૂમિકાઓ' મેં કેમ ભજવી તથા તેના 'આંગિક, વાચિક તથા સાત્વિક અભિનય'ની તેમ જ એની પાછળના વિચાર-પ્રવાહોની ચર્ચા જરૂરી બને છે. 'અભિનય' વિશે ચર્ચા કરવા 'અભિનય' જોવો જોઈએ. મેં શ્રી પ્રતાપ ઓઝાને તખ્તા ઉપર 'અભિનય' કરતા હજી જોયા નથી. એટલે મેં ભજવેલી ભુમિ-કાઓમાંથી મને શું જાણવા મળ્યું, શું શીખવા મળ્યું તે જો જણાવું તો તે અસ્થાને નહીં ગણાય. કારણ કે આજે એ જાતની ચર્ચાઓને હું જરૂરી ગણું છું. બીજું હું કબૂલી લઉં કે, આંગિક–વાચિક, આહાર્ય અને સાત્વિક અભિનયની ચર્ચા કરવાં જેટલાં જ્ઞાન–શિક્ષણ અને અનુભવ મેં હજી પ્રાપ્ત કર્યાં નથી તેમ જ ક્યારેય તે હું સમજાવી શકીશ કે કેમ તે માટે શંકાત્મક છું. કોઈનેય માટે તે અતિ-વિકટ પ્રશ્ન છે તેમ હું માનું છું. અસ્તુ.

સૌથી પ્રથમ તો ગુજરાત કોલેજમાં ભણતો હતો ત્યારે 'પરણ' બનીને 'લગ્નના ઉમેદવાર'માં જાહેરમાં તખ્તા ઉપર આવ્યો ને મને ભય છે કે નાટકના શીર્ષકને સાર્થક કરતો જ અત્યાર સુધી રહી ગયો છું. નાટક એકાંકી તેમાંય વળી એક નાની ભૂમિકા, તેનો વળી આ ઉલ્લેખ શો? પણ અમદાવાદના 'ચિનાઈ–નિવાસ'ના બગીચામાંથી ફૂલ તોડવા જતાં ત્યાંના રખેવાળ 'ભૈયાજી'એ જે હાકોટા બોલાવીને અમને બહાર કાઢ્યા તેમાંથી 'પરણ' ને 'પ્રવેશ રીતિ' સાંપડી. પાત્ર ભજવીને પાછા ફર્યા તોય તેની જાણ ન રહી. આ હતુ પહેલું પગથિયું. આને લીધે જ જેને Stage–fright (મંચ ભિરુતા) કહે છે. તે સદાને માટે 'વિદાય' લઈ ગઈ. તાત્પર્ય એટલું જ કે કલાકારોએ પોતાના આંખ, કાન, ને સમજ ઉઘાડા રાખવાના હોય છે અને યાદદાસ્ત તેજ રાખવાની હોય છે એ દિશાસૂચન પણ મળ્યું. આ હતી ૧૯૩૭ની સાલ.

તે પછી તરત જ 'પરિવર્તન' ત્રિઅંકી નાટક રાજકોટમાં રજૂ થયું, એમાં નાટકનાં નામને સાર્થક કરનારી ભૂમિકા મળી. બપોરે પુરણપોળીનું ભાવતું ભોજન હતું અને વધારે દાબ્યુ. રાત્રે ૮॥ વાગે પ્રયોગ, સાંજના થિયેટર પર પહોંચ્યા 'પ્રથમ ત્રિઅંકી'ની ઉમાએ બે અંક તો પુરા કરાવ્યા. ત્રીજા અંકમાં અનેક વાર મોટેથી હસવાનું હતું. 'ખલનાયકો' લાંબુ હસે એ. માન્યતા તે વખતના પ્રેક્ષકોમાં રૂઢ હતી ને હું પણ તેમ જ માનતો. પણ ખાલી પેટે "લાંબું" હસાયું નહિ જેમ ભરેલ પેટે ન થાય તેમ. આમ એક જરૂરી પાઠ–શીખ્યો કે ખાલી પેટે રંગ-મંચ પર જવામાં જોખમ છે. કોક પ્રેક્ષકોએ "અલ્યા ખાઈને નથી આવ્યો?" એમ જ્ઞાનવર્ધક પ્રશ્નાત્મક સૂચન પણ કરી લીધું. આ નાટકમાં પીરસાયેલા કર્ણ-પ્રિય ગીત–સંગીતે મારા દરેક નાટકમાં ગીત–સંગીત માટે મમત્વ વરાવતો કરી મૂક્યો.

શ્રી. મુનશીના 'પીડાગ્રસ્ત પ્રોફેસર'માં ભૂમિકા કરવાની તક "નાટકી" રીતે લાધી. તે પહેલાં એક નાટક–નામ ભૂલી ગયો છું–નો પ્રારંભ, ખલનાયકની છાપેલાં દોઢ પાનાની 'સોલીલોકવી'થી થતો હતો સ્ત્રીપાત્રો ભજવનાર બહેનો શરૂઆતના થોડા દિવસ અલગ તાલીમ લેવાનાં હતાં. પ્રા. અનંતરાય રાવળ તથા પ્રા. ભાંડારકર જેઓ ગુજરાત કોલેજની સંસ્કાર પ્રવૃત્તિમાં ઊંડો રસ લઈ રહ્યાં હતા તેઓ અમને પુરુષ–પાત્રોને માર્ગદર્શન આપતાં હતાં. સહરિહર્સલના પ્રથમ દિવસે 'સોલીલોકવી'થી મંડાણ થયાં ને તે પૂરી થાય તે પહેલાં જ તેનો અંત આવી ગયો. બહેનોએ નાટકમાં કામ કરવાની સાફ ના પાડી દીધી. થેયું! નાટક પડતું મૂકાયુ ને 'પીડાગ્રસ્ત પ્રોફેસર'ની વરણી થઈ. મારા પ્રાધ્યાપકોએ 'પ્રોફેસર'નું ઉમદા પાત્ર મને જ મળે ને તે પણ હું સારી રીતે ભજવી શકીશ એમ આગ્રહ સેવ્યો ને અપાવ્યું; પણ તાલીમ વખતે "પ્રેમીઓ" પાંચ ખુરશી દૂર બેસીને "પ્રેમાલાપ" કરવા લાગ્યા. પ્રથમ રાત્રીએ 'પ્રેમિકા' પાંચ ઇંચનું પણ અંતર ન રાખતાં 'પ્રોફેસર' ગભરાવા લાગ્યા, પરસેવે રેબઝેબ થઈ ગયા, કારણ તેને માટે આ તદ્દન જુદો જ અનુભવ હતો. ત્યારથી તે આજ સુધી (ને હવે પછી પણ) હું મારા પાત્રમાં તેમ જ બીજાઓની પાસેથી પૂર્વ–તાલીમમાં પણ જે રીતે પોતાનું પાત્ર તેઓ રંગભૂમિ પર ભજવવાનાં હોય એ જ રીતે ભજવવાનો (દૂર!!) આગ્રહ સેવતો આવ્યો છું. સાથે

સાથે નાટકનાં 'ચરિત્ર પાત્રો (Character Roles) સામે મુખ્ય મનાતા નાયકના (Hero) (Straight Roles) પ્રેક્ષકોની સહાનુભૂતિ મેળવી ભજવવાં કેટલાં કઠીન પડે છે તે અનુભવ પણ મેળવ્યો. પ્રથમવાર પારિતોષિક પણ આમાં મળ્યું.

'નર્મદ'માં ત્રણ અંકોમાં ત્રણ જુદા જુદા પાત્રો કર્યાં. 'મૃચ્છકટીક'માં ભાઈ જશવંત ઠાકરને, શ્રી.. ગોવિંદલાલને તથા મારે નાની નાની ભૂમિકાઓ ભજવી અમારા સાથીઓને એ સમજાવવાનો સમય આવ્યો કે એ ભૂમિકાઓ પણ નાટકની સફળ રજૂઆત માટે અતિ-મહત્ત્વની હોય છે. જુદે જુદે વખતે 'કલ્યાણી ઉર્ફે ઇન્સ્પેક્ટર સાહેબ'માં 'જમાઈ રમનલાલ', 'પિતા અનંતરાય' તથા 'ઇન્સ્પેક્ટર'ની ભૂમિકાઓ મેં કરી છે, ત્યારે જુવાન, આધેડ અને સત્તાધીશના પાત્રોમાં અવાજ, અભિનયની લઢણો, આંતરિક અભિનય વગેરેમાં કેવા ફેરફારો જરૂરી બને છે તે સમજ લેવા માંડી.

સી સી. ના 'આગગાડી'માં 'ડ્રાયવર જોન' બ્રિટીશ સત્તાધીશોના જ માનસને વફાદાર એવું લુંટાલૂંટ કરતું ઘમંડી તે પાત્ર હતું. જશવંત ઠાકરના 'મા'માં ઉદ્દામવાદી પ્રકાશ બનીને આવ્યો. સી. સી.ના 'આણુલદે'માં 'દોલતો આયર' બન્યો. પતિ એટલે પરમેશ્વર એમ સ્ત્રીઓએ માનવું જોઈએ એ માન્યતાના જમાનામાં 'પતિ' હોવા છતાં "બાળપણાની પ્રીત તે કેમ ભૂલાય" એ રીતે દેવરાની પ્રીતમાં અખંડ રહેલી દુનિયાની નજરે પોતાની પત્ની બની ચુકેલી 'આણુલ તારી મરજાદ એ મારી સગી બેનની મરજાદ' એમ કહી દેવરાને પાછી સોંપનાર એ દોરો એના જમાનાનો, નર્મદનેય આંટી દે એવો સુધારક હતો. કલ્પનાનું પાત્ર હોય તોય કેટલી ભવ્ય કલ્પના પ્રેમ અને ત્યાગની! આવી કલ્પનાઓય આજે કોઈને જડતી નથી!!! '૧૯૪૨'માં દેશની આઝાદી કાજે ઝૂઝતો હોવા છતાં પોતાના છેલ્લા સંતાનની પણ આઝાદીની લડતમાં કુરબાની આપી દેતી એક માતાના ભવ્ય દેશપ્રેમ ને ત્યાગ પાસે નતમસ્તક થઈ જતો. કડવો/આનંદ અનુભવતો બળવાખોર પ્રકાશ; એક રોમાંચક પાત્ર હતુ. વાર્તાની વસ્તુને વળાંકો વારે પરાકાષ્ઠાએ પહોંચાડનાર પાત્ર કરવાની તક 'મોટાભાઈ'એ આપી આઠે રસને હોરવાઈ ગયેલી 'નાનાભાઈ'ની પત્નીને બળાત્કારની ધમકીના આડંબર નીચે 'શીધી રાહ' પર લાવનાર એક અનોખા ખલનાયકનું પાત્ર ભજવવાની ખૂબ મઝા પડી.

'આગગાડી', 'મા' 'આણુલદે', '૧૯૪૨', 'દુનિયા શું કહેશે' 'આપઘાત', 'પુનરાવર્તન', 'સુમંગલા', 'મોટાભાઈ'...એમ ગંભીર નાટકોની વણઝાર ચાલી જાય છે. તેમાં જુદા જુદા લેખકોની કલમ, જુદા જુદા પ્રસંગો (Situations) જુદા જુદા મુલક તમને એક જ જાતના પાત્રો થોડી થોડી પણ જુદી રીતે રજૂ કરવાની તકો આપ્યા જ કરે છે. અલબત્ત તમારે તે શોધી કઢાડવાની હોય છે જુદી રીતે જ રજૂ કરવાની મગશ તથા સમજ કેળવવાની હોય છે.

નાટકનાં દિગ્દર્શન તથા પાત્ર કરવાની બેવડી જવાબદારી પહેલી મેં સ્વીકારી હતી પણ સહકલાકારોના અભિનય, પાત્રાલેખન Development of character તથા Frame work માં કોઈ ક્ષતિ ન રહેવા પામે એ માટે 'આપઘાત,' 'પુનરાવર્તન,' 'સુમંગલા' વગેરે નાટકોમાં એક નિયમની રૂએ ખાલી દિગ્દર્શન સંભાળ્યું, 'વડ અને ટેટા' તથા 'નરબંકા'ના અપવાદો એ નિયમને કાયમ કરતા રહ્યા છે.

સર્વ પ્રથમથી જ ગંભીર નાટકો, ગંભીર વિચારસરણી તેમજ દેશ તથા પ્રાંતની નાટ્ય-પ્રવૃત્તિ ઉપર ગંભીર જવાબદારીઓ છે. તખતો, રંગમંચ એ સમાજ-શિક્ષણ, સામાજીક પ્રગતિને માટે ઉપયોગી 'હથિયાર' છે એ પ્રવાહોમાં ઓતપ્રોત રહેતો એટલે બહુધા લોકો 'રંજનાર્થે' નાટક જોવા આવે છે એ ભાવનાથી દૂર રહ્યો. વળી 'મનોરંજન' એમાં 'રંજન' એ 'મન' સાથે સંકળાએલી ભાવના છે, એટલે દરેક માણસને મન 'રંજન' જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે. મારા મનને ગંભીર નાટકો 'રંજન' પૂરું પાડતાં હતાં પણ તે વખતે મુંબઈમાં 'કોમેડીઝ'ની બોલબાલા શરૂ થઈ ગઈ હતી. નાટ્ય સંસ્થાઓને Box office પર નજર રાખ્યા વગર ચાલે એમ ન હતું. તેમાંય 'રંગભૂમિ' સંસ્થા જેના સભ્યો સંસ્થા પાસેથી એક પાઈ લીધા વિના ઉલટા 'ગાંઠના ગોપીચંદન' કરી નાટ્યપ્રવૃત્તિ કરી રહ્યા હતા ને છે, જેને સરકારી તો શું પણ બીજી કોઈ પણ આર્થિક સહાય મળવાની વાતો જ ત્યારે 'હવાઈ-કિલ્લા' જેવી હતી, તેને 'હાસ્ય-પ્રધાન' નાટક લીધા સિવાય છુટકો ન હતો, છે તેમ પણ નહોતું, આખરે 'હાસ્ય' પણ માનવજીવનનું એક અતિ મહત્ત્વનું અંગ છે.

"બહુરૂપી-ગઢ-જમાઈ", 'વડ અને ટેટા'" એ

'રંગભૂમિ'માં તેમ જ 'બાહુતી પતિ' એક કોલેજના વિદ્યાર્થીઓ પાસે કરાવ્યું, એ 'હાસ્ય-પ્રધાન' સર્જનો. 'કોમેડી' ના પાત્રો માટે જે સ્વસ્થતા ને ટેમ્પો (Tempo) અને વિપુલ હાસ્ય પ્રગટાવવા જે Relese of tensionની આવડત જોઈએ છે તેમ જ કોઈ કોઈ વાર સામું પાત્ર કંઈ બોલે તો પ્રસંગોપાત એકાદ ટુચકો મુકી દેવામાં જે Presence of mind ને Timing જોઈએ તે Perfect હોવું જોઈએ, આ નાટકોમાંથી એ વિશે ઘણો અનુભવ ને શિક્ષણ-મળ્યાં. 'કોમેડીઝ' 'પ્રત્યે' આજે વર્તમાન પત્રો, ટીકાકારો તેમ જ નાટ્ય-પ્રવૃત્તિના હિતચિંતકોમાં એક 'ખાસ' લાગણી પ્રવર્તે છે ને મહદ્ અંશે તે સાચી પણ છે. મારાં સર્જનોને તેમણે સહૃદયતાથી આવકાર્યાં છે ને સહકુટુંબ જોઈ શકાય એવાં ગણ્યાં છે તે મારાં અહોભાગ્ય, છતાં તેમ થાય તે વિશે મેં ખાસ કાળજી લીધી છે એ પણ યાદ રાખવું જરૂરી છે. 'બાહુતી પતિ'માં હાસ્યનિષ્પન્ન કરવા માટે "પણ કેતકી, માલિની બહેને તો મને બાહુતી-પતિ તરીકે રાખ્યો હતો, આજની રાત પૂરતો" આ સંવાદમાંથી "આજની રાત પૂરતો" કાઢી નાંખીને પણ હું તેને કોલેજના વિદ્યાર્થીઓ પાસે જનતા સમક્ષ સફળતાપૂર્વક રજૂ કરાવી શક્યો હતો. 'ઘડિયો-ગડ-જ્યારે' તથા 'દુનિયા શું કહેશે'માં પણ આ જાતની ચોકસાઈ મેં રાખી હતી. કહેવાની મતલબ એ કે હાસ્ય ઉત્પન્ન કરવા 'અમુક જાતના' સંવાદો જોઈએ જ એ માન્યતા જેટલી જલ્દી મનમાંથી કાઢી નંખાય તેટલું વધુ સારું."

અમદાવાદમાં ભાઈ જશવંત ઠાકરે 'ગયો મળવા અને બેસાડ્યો દળવા' એમ ચતુરંગી "દુઃખીનો-બેલી" માં (મારી કરી) મને દુઃખી કરી મૂક્યો. સંજોગોવશાત ફક્ત ચાર કલાકમાં, આગલે દિવસે એ નાટકનો પ્રયોગ જોયેલો એના જોર ઉપર પૂર્વ તાલીમ વગર જ 'જમીનદાર'ના પાત્રમાં એમણે મને તખ્તા ઉપર હડસેલી મૂક્યો. તેમના 'સીતા' તથા નટમંડળના 'ઢીંગલી ઘર'માં પણ કંઈક એવું જ બન્યું. 'ઢીંગલી-ઘર'માં મને યાદ છે ત્યાં સુધી અનેક સબળ કારણોને લઈને મને ફક્ત છ જ Rehearsals મળ્યાં હતાં. સચ્ચાઈ ને પ્રમાણિકતાના પાયા પર નિરસ રીતે જિંદગીનું ચણતર કરતાં, પત્નીને 'ઢીંગલી'ની કક્ષાએ લાવી મૂકનારને એ ઢીંગલી તરફથી સાફ સાફ વાતો સાંભળવા મળતાં અવાક બની જતા પતિનું પાત્ર ભજવવું-હિના આંધીની સામે-એ કપરું કામ હતું. એ તો પૂ. જયશંકર 'સુંદરી'ના આશીર્વાદ હતા તે હેમખેમ પાર ઊતર્યો. વિચાર પૂર્વકનો અભિનય કરવા પૂર્વ તાલીમ ખુબ મદદરૂપ બને છે. You must think while you act અને એટલે જ ત્રણ-ચાર પ્રયોગો સુધી તો પાત્રો પોતાનો અભિનય તથા Reactionsને વ્યવસ્થિત કરતાં હોય છે ત્યાર પછી જ તમારા પાત્ર અને અભિનયમાં કક્ષા તથા સ્થિરતા આવે જે બાકીના પ્રયોગોમાં તમે નિભાવી શકો. Extensive Rehearsals (આ માટે) તે નાટકની સફળ રજૂઆત માટે અતિ જરૂરનાં છે.

'અલ્લાબેલી'માં 'દેવોભા', 'દુનિયા-શું-કહેશે'માં 'જગદિશ'-તથા 'નરબંકા'માં 'રામદેવ વાઘેલા' એ મારી યાદગાર ભૂમિકાઓ.—

'અલ્લાબેલી'માં 'દેવોભા' દેવબાઈનો પ્રેમી હોય છે. "દેવબાઈ, તમારે જોઈએ એવો પુરુષ બનીને હું સદેહે આવ્યો છું. હવે તમે શું જવાબ આપો છો?" આમ દેવબાઈના કથનને પોતાની રીતે સમજીને કવિમાંથી 'કમાંડર' બની તેની પાસે પાછો આવે છે. દેવબાઈ એની સિદ્ધિઓ પર પ્રહારો કરે છે 'બળવાખોરોને એકલે હાથે જેર કરનાર' કમાંડરનું 'અહમ્' ઘવાય છે. કોઈપણ ભોગે દેવબાઈને મેળવવા તે કમર કસે છે. તેમાંથી અનેક કાવાદાવા રાજરમતો જન્મે છે. સત્તાના મદમાં ભાન ભૂલેલો એ કવિ પોતાના જ હાથે પોતાની માતાની હત્યા સુધી આગળ વધે છે. માતાના મૂગા, નિઃસ્વાર્થ બલિદાનથી તેનું કવિ હૃદય ત્રાહિ-ત્રાહિ પોકારે છે. પશ્ચાતાપના અગ્નિથી વિશુદ્ધ બની તે બાળપણના બેરૂ મુળુભાને જઈને મળે છે.

A gifted poet returns home from successes on the battle-fields to claim back his beloved only to be turned down again. Mad with Fury and possessed by vangence (he) achieves self purification when the poet regains the control of heart and head. A character full of true poetic justice, which is the corner stone of any and every play. આમ વિધવિધ પાત્રો એકમાં સમાઈ જાય છે તે ખૂબ-નાયકથી એક હતાશ પ્રેમી કવિહૃદય વિજયી સૈનિક બની પોતાની મહત્વાકાંક્ષા સિદ્ધ કરવા બલિદાનોની પરંપરા સર્જાવતો સામાન્ય મનુષ્ય તે છે.

'દુનિયા-શું-કહેશે'નો 'જગદિશ' એક Frustrated માણસ છે. Frustration માંથી 'તકવાદી' બનેલો. હલકી સોબતમાંથી માનવ સહજ નબળાઈઓને વશ થઈ

વાસનામય જીવન જીવતો પોતાની પત્ની 'કાંતિ'ની જાહેર સિદ્ધિઓથી અકળામણ અનુભવતો–આમ એ એક અટપટું પાત્ર છે. એ પાત્ર આ રીતે 'પ્રમાણિક'પણે રજૂ થાય તો જ 'કાંતિ' ઘર છોડી જાય એ અંતનો પ્રસંગ પ્રેક્ષકોને 'ગળે ઊતરે' એમ હતું. હજી આપણા સમાજમાં પરિણિત સ્ત્રી પોતાના બાળક, પતિ તથા ઘરને ત્યાગી જાય એ વિચારધારા વહેતી મૂકવી એ જોખમનું કામ છે. પ્રેક્ષકને Convince કરીને મૂકો તો જ તે રજૂ કરી શકાય. 'બનાવટ, જુઠાણું, કાંતિના ચારિત્ર્ય ઉપર ગલીચ આરોપો, કાંતિનું જ પોતાની નબળાઈઓ માટે કારણભૂત હોવું' આ અંગો પર પ્રચુર સ્મત રમવાની હતી. એમાં સાહજીકપણે માનીને પ્રેક્ષકોને મનાવવાનું હતું.

'નરમંડા'નો 'રામદેવ વાઘેલો' એટલે ખાનદાની, ઈજ્જત, આબરૂ, વગેરેની ભાવનાઓથી પ્રભાવિત, મહાસાગરના તોફાનથી ટેવાયેલો સાગરખેડુ, જીવનમરણની પરવા ન કરનાર એક મરજીવો. જીવનના ઝંઝાવાતોમાંથી સર્જાતા સર્વનાશ સજી 'વેરના અગ્નિથી ચિતાના અંગારા' નથી ઠોલાતા, શોણિતના સ્નાનથી આત્માને શાંતિ નથી મળતી, લેણદેણનો હિસાબ ભારે પડી ગયો એમ ભારે કિંમત ચૂકવી એ ઊંડા મહાસાગર જેટલો જ શાંત અને ગંભીર બની જાય છે. એ એક વત્સલપિતા અપમાનીત ગજવી, દુનિયાદારીના વેરઝેરથી ઘેરાયેલો છતાં ગભરૂ બાળકનો વાળ પણ વાંકો ન થાય એ માટે દુશ્મનના–દીકરાને બચાવવા પોતાના દીકરાઓની આહુતી આપી દેતાં ન ખંચકાતો 'પડશે તેવા દેવાશે' એ ધમપછાડાઓને અંતે શાંત અને નિરપેક્ષી-જીવનને અપનાવતો એક મહાન આત્મા બની રહે છે. કેટલું ચરિત્ર-વૈવિધ્ય!

આ નાટકોની જોરદાર બાધા એ સર્વાંગ સુંદર રજૂઆત માટે આ ચરિત્ર-વૈવિધ્યના જેટલી જ જવાબદાર છે એ યાદ રાખવું જ પડશે. ઉપરાંત 'આપઘાત'માં શ્રી રમેશ જમીનદારના સહકારથી અપનાવેલી 'દિવાલ વગરના' સન્નિવેશની technique પણ 'અલ્લાબેલી' તથા 'નરમંડા'માં ઘણી જ ઉપયોગી નીવડી. 'નરમંડા'ની ઊંચાઈઓમાં ખલનાયક 'મેરૂ આહિર' stage levelથી ઊંચે ઉઠી જ શકતો નથી. એમ કરવું એના [illegible] ઉપરવટ છે. ટેકરા ઉપર ચડવાથી જેમ આપણું સંગીત સંભાવ છે તેમ તખ્તા ઉપર પણ પાત્ર જ્યારે ઊંચાઈ પર ચડે છે ત્યારે પ્રેક્ષકો ઉપર અનેરો પ્રભાવ પાડી શકે છે.

એકાંકીઓ–'માનવતા,' 'પ્રગતિ,' 'બ્લડ-પ્રેશર,' 'નોકીઆના બારા,' 'જ્વલંતઅગ્ની,' 'જ્યોતસે જ્યોત જલે,' 'ગજબ છે,' વગેરે એકાંકીઓ પ્રજા-શિક્ષણાત્મક દ્રષ્ટિએ પણ શોભી ગઈ છે.

Waiting for lepty" તેમ જ 'Farmer's Geeta" જેવાં અમેરિકી નાટકો પણ રજૂઆત તથા નાટ્યવસ્તુ (theme) માટે ઉપયોગી સાબીત થયાં હતાં. waiting for lepty માં પ્રેક્ષક ગૃહમાંથી દોડતા આવી રંગમંચ પર જઈ lepty ને કોઈએ પીઠમાં ઘા કર્યો છે એ જાહેરાત કરવાની હતી. સુંદરબાઈ હૉલમાં તખ્તાની બાજુમાં જે નાનો દાદરો છે તે ચડતાં, પહેલાં જ પ્રયોગમાં, અધવચે મારો પગ લપસ્યો ને પ્રેક્ષકો સહાનુભૂતિથી 'ઓહ'! કરી ઉઠ્યાં. આકસ્મીક બનેલો આ બનાવ મને બાકીના પ્રયોગો દરમિયાન એ જાહેરાતને ઉપર ઉઠાવવામાં ઘણો જ મદદરૂપ બન્યો.

મારા ઉર્દુ-હિંદુસ્તાની નાટકોમાં શ્રી અલી સરદાર જાફરી રચિત 'યેહ કીસકા ખૂન હૈ', બીજું 'અંતિમ અભિલાષા' ને શ્રી ખ્વાજા અહમદ અબ્બાસ લિખિત 'ઝુબેદા', શ્રી. સિતારામ ચતુર્વેદીનું 'શબરી' વગેરે ખાસ ઉલ્લેખનિય છે. શ્રી. જૈન 'અંતિમ અભિલાષા' માનવ નિર્મિત બંગાળના દુષ્કાળથી પિડિત એક ખેડૂત કુટુંબના મોટા પુત્રના પાત્રમાં જીવી જતા હતા, કારણ કે પોતે તે પીડા અનુભવેલી. પાછળથી તેમનો અનુભવ મારો કરી લઈને એ પાત્ર મેં પણ ભજવ્યું. 'ઝુબેદા'માં ઝુબેદાના પિતા 'માસ્ટરજી' ઉર્દુ શાળાના શિક્ષકના પાત્રમાં બહુ જ સાફ ઉચ્ચારણ જરૂરી હતુ. શ્રી. અબ્બાસ તથા દિગ્દર્શક શ્રી બલરાજ સહાનીએ મારામાં વિશ્વાસ મૂકી તે પાત્ર મને સુપ્રત કર્યું. નટ તરીકે તમો જુદી જુદી ભાષાઓ વિશુદ્ધ રીતે બોલી શકો અને તમારા પોતાના પ્રાંતની Dilects પર પણ તમારો કાબૂ હોય એ જરૂરનું છે. નાટ્યશિક્ષણમાં તેનું જ્ઞાન આપવું એ અતિ જરૂરનું બની રહે છે.

૧૯૩૭માં જાહેર રીતે શરૂ કરેલી આ પ્રવૃત્તિના પાયા તો ત્યાર પહેલાં નંખાઈ ચૂક્યા હતા. લગ્ન કે જનોઈ પ્રસંગે જ્યારે બધા સહકુટુંબ સહપરિવાર, લગભગ દર વર્ષે ભેગા થતાં ત્યારે નાટકો, સંગીત–હરીફાઈ વગેરે કૌટુંબીક કાર્યક્રમ યોજતા જ. મારા મામા પ્રાતઃસ્મરણીય સ્વ. શ્રી. જયશંકર પિતાંબરદાસ ત્રિવેદી તથા શ્રી. ચંદ્રકાંત મૂળશંકર ત્રિવેદી ને શ્રી. હરિપ્રસાદ ત્રિવેદી એમને બધાં બાળકોની શક્તિઓ દરેક દિશામાં વિકસે એમ હોંશ હતી અને ખૂબ પ્રોત્સાહન પણ આપતાં. આમાં મારા પૂ. પિતાજી શ્રી. જયંતિલાલ મંગળજી હરજીવન ઓઝા તથા મા જયાબ્હેન તરફનો પણ એકધારો વિકાસ શક્ય બને તે માટે બધી જ, સગવડો ને સહકાર મળ્યાં એટલે પ્રગતિ વધુ વેગવાન બની. આ માટે હું તેઓ બન્નેનો અત્યંત ઋણી છું.

બાકી મેં શરૂઆતમાં જણાવ્યું તેમ અભિનય તેમજ મેં ભજવેલાં તમામ પાત્રોનું વિવરણ ને ચર્ચા તદ્દન અશક્ય છે, કારણ કે નાટકની વસ્તુ, પાત્રાલેખન, પ્રસંગો, સાથેના અભિનેતા અને અભિનેત્રીઓ, ટૂંકમાં નાટકની 'અભિલાષ' નો અતિ મહત્વનો પ્રશ્ન પણ ચર્ચવો પડે જે મારે માટે હજી વિકટ કાર્ય છે. વાંચી સમજીને આનંદ માણનાર વાચક પણ એ નાટકોની કથાવસ્તુ તથા પાત્રાલેખનથી જાણકાર હોવાં જોઈએ જે મને લાગે છે કે શક્ય નથી. ■

# મેકબેથમાં
# અપરાધનાં અને દંડના તત્ત્વો

મૂળ લેખક:

**આચાર્ય શ્રી. ટી. એમ. અડવાણી**

અનુવાદક:

**શ્રી. વ્રજલાલ પારેખ**



શ્રી. વ્રજલાલ પારેખ

શેક્સ્પિયરના કરૂણાન્ત નાટકોમાં રોમિયો જુલિયેટ, હેમ્લેટ, ઓથેલો અને એ હારમાળામાં જ મેકબેથનું સ્થાન છે. પાપના પરિણામો પાપીને ભોગવવાં જ પડે છે. પરંતુ એની વ્યથા ગૂઢ રીતે એ મ મનને કોરી ખાય છે એનું દર્શન આ લેખમાં ખૂબ જ સચોટ અને વેધક શૈલીએ થયું છે. આ લેખ "દેના જ્યોતિ"માં અંગ્રેજી વિભાગમાં પ્રકટ થયો હતો અને મુ. શ્રી. પ્રાણલાલ-ભાઇની ઉત્કટ ઇચ્છાથી "ગુજરાતી નાટ્ય"માં શ્રી. વ્રજલાલ પારેખે અનુવાદ કર્યો છે.

શેક્સપિયરના વિખ્યાત કરૂણાન્ત નાટક 'મેકબેથ'નો નાયક, સ્કોટલેન્ડના રાજાનો અતિ નિકટનો સંબંધી એક સ્કોચ ઉમરાવ છે. એ એક અભિજાત અને ઉન્નત મનનો યોદ્ધો હતો અને એનું અંતર રાજા થવાની મહત્વાકાંક્ષાથી પ્રજ્વલિત હતું. એની એ મહત્વાકાંક્ષાને પ્રબળ ઇચ્છાશક્તિ ધરાવતી અને પતિપરાયણ એવી એની પત્ની ઉત્તેજીત કરે છે. મેકબેથ એની સાથે એક બળવાને દાબીને તેમજ પરદેશી દુશ્મનને હાંકી કાઢીને અપૂર્વ કીર્તિ પ્રાપ્ત કરે છે. ઉમદા દિલનો અભિજાત રાજવી એના કોટથી રક્ષિત મહાલયમાં પધારી એનું બહુમાન કરે છે; પરંતુ લેડી મેકબેથથી પ્રેરિત અને ઉત્તેજીત મેકબેથ, રાજાની હત્યા કરે છે. રાજાના પુત્રો નાસી છૂટે છે અને મેકબેથ રાજપદ ધારણ કરે છે, ગુનેગારીની કારકીર્દિનો આરંભ કરે છે. અનેક ઉમરાવોનો ખોર વહોરીને વિરોધનો વંટોળ જગાડે છે, એને પરિણામે એ ઉમરાવો એની સામે થાય છે અને એને પરાસ્ત કરે છે. આમ જોતાં મૂળ વાર્તામાં અસરકારક એવું કશું જ નથી. પરંતુ કવિએ એની રજૂઆત જે રીતે કરી છે તે જોતાં એ ખૂબ જ અગત્યનાં એવાં નીતિનાં ગહન મૂલ્યોથી સભર બને છે.

નાટકનો વિચાર કરતાં આપણે પ્રથમ તો એ જોઇએ છીએ કે જ્યાં સુધી અપરાધની બાબતને લાગેવળગે છે ત્યાં સુધી કવિએ નાયકના હાથમાં છૂટો દોર આપી દીધો છે. અપરાધ કરવાની વૃત્તિ અને આકર્ષણ મુખ્યત્વે એનાં અંતઃકરણમાંથી જન્મે છે અને નહિ કે બહારની વસ્તુઓમાંથી. માનવીને અનિષ્ટ કામો કરવાની તકો, પ્રસંગો અને આકર્ષક બજો મળે છે, પરંતુ કવિ તો અહીં બતાવે છે કે માનવી પોતે જ પોતાનો પ્રથમ અને મહાન, અપરાધનો અને અનિષ્ટનો પ્રેરક છે. રાજાની હત્યાનાં સંબંધમાં લેડી મેકબેથ અને 'weird sisters' –ડાકિણીઓ સાથેના નાયકના સંબંધથી આ વાત સ્પષ્ટ થાય છે. મેકબેથની ગુનાહભરી કારકિર્દીમાં કટોકટીની અને અગત્યની પળોમાં અચૂક હાજરી આપતી, નાટકના પ્રથમ દશ્યમાં જ પ્રવેશતી, પિશાચયોનિના બિહામણા અને ભયપ્રેરક

પ્રાણીઓ સમી આ 'weird sisters'—ડાકિણીઓ કોણ છે? 'weird' એ શબ્દ નસીબનું સૂચન કરે છે તેથી કેટલાક વાંચકો એમ માનવા પ્રેરાય છે કે એ નસીબની દેવીઓ છે, પરંતુ એ પણ નોંધવું જરૂરી છે કે એ ગુનાહમય મન પર જ કાર્ય કરતી હોય છે; એ એના ભાવિની આગાહી કરે છે પરંતુ પોતે જાતે કશું જ કરતી નથી. એ તો માત્ર જે માનવીઓ પોતે જ પતિત થયા હોય છે તેનું વધારે અધઃપતન કરાવે છે. કવિએ મહામહેનતે એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે રાજાની હત્યા કરવાનો વિચાર, મેકબેથનો પોતાનો જ હતો. જ્યારે 'weird sisters'—ડાકિણીઓ એને 'એ રાજા થશે' એવી આગાહી કરી વધાવે છે તેની જ તે ગુનાહની શરૂઆત કરે છે અને એમાં આનંદથી મગ્ન થાય છે. એનો સાથી અને યુદ્ધમાં સહાયક સરદાર બેન્કવો એની અસરથી સદંતર મુક્ત રહે છે એટલું જ નહિ પણ એનું સ્પષ્ટ અને નેખાલસ ભાવિદર્શન ગુનાહમય વિચારોથી ઝંખવાયા વગર ઉપર તરી આવે છે:

"But it is strange
And often times to win us to our harm
The instruments of darkness tell us truths
Win us with honest trifles, to betray,
In deepest consequence."

આ રહસ્યમય વ્યક્તિઓ એ કેવળ 'આંતરિક આકર્ષણનાં બળો' છે એ પણ સાચું નથી; કારણ કે મેકબેથના સિવાયનું તેમનું પોતાનું અસ્તિત્વ અને સ્વતંત્ર વ્યક્તિત્વ પણ તેમને હોય છે. મારે મતે આ weird sistersના પ્રશ્નનું નિરાકરણ શેક્સપિયરે પોતે જ સૂચવ્યું છે અને એ નિરાકરણ લેડી મેકબેથના મુખમાંની નીચેની પંક્તિઓમાં સ્પષ્ટ દેખાઇ આવે છે:

"Come to my women's breast And take my milk for gall, you murdering ministers,
Wherever in your sightless substances,
You wait on nature's mischief."

કવિ આસુરી શક્તિઓમાં માનતા હતા અને એ શક્તિઓને એણે weird sisters—ડાકિણીઓમાં મૂર્ત/કરી છે. પરંતુ એની એ માન્યતા પણ એટલી જ સાચી હતી કે જો આપણું મન નિર્મળ અને પવિત્ર હોય તો ભૂતપિશાચ કે ડાકણ આપણને સતાવી શકતાં નથી:—

"My strength is as the strength of ten
Because my heart is pure."



મેકબેથ: સર હર્બર્ટ ટ્રી

★

મેકબેથના ગુનાહ માટે લેડી મેકબેથ પણ સીધેસીધી જવાબદાર નથી. એ અપરાધમાં જાતે સક્રિય ભાગ લે છે અને એનું ભયંકર મૂલ્ય પણ ચૂકવે છે પરંતુ એ અપરાધનું સૂચન કરનારી એ જ પહેલી નહોતી. એ એને પ્રોત્સાહિત કરે છે અને જ્યારે મેકબેથ દ્વિધામાં હોય છે—અચકાય છે ત્યારે એને પ્રેરે છે પરંતુ એ તો સ્પષ્ટ જ છે કે હત્યાનો પ્રથમ વિચાર તો મેકબેથનો પોતાનો જ હતો.

"what beast wasn't then that made you break this enterprise to me?"

આ નાટકનો બીજો મહાન વિચાર તો એ છે કે માનવી પ્રવૃત્તિથી અપરાધ તરફ ખેંચાતો નથી અને આ બાબતમાં તો આ નાટક પોપ કવિની Vice—દુર્ગુણ પરની જાણીતી પંક્તિઓના નિદર્શનરૂપ ગણી શકાય એમ છે:—

"Vice is a monster of so hideous a mien,
That to be hated needs but to be seen;
When seen so oft, familiar with her face
We first abhor, then pity and then embrace."

મેકબેથ સરળતાથી અને સહજ અપરાધ કરતો નથી. અપરાધના ભાન માત્રથી એ ભયંકર રીતે ધ્રુજી

ઊંડે છે. એ પોતે અપરાધની સામે શક્ય તેટલી બધી જ દલીલો કરે છે–પોતાની સંબંધી તરીકેની ફરજ, વફાદાર પ્રજાજન તરીકેની તથા મીજબાન તરીકેની ફરજ અને મીજબાન, અને એના અપકૃત્યના પરિણામની —"the deep damnation of his taking off" ની પ્રતીતિ પણ કરે છે.

"I have no spur
To prick the sides of my intent but only
Vaulting ambition, which o'erleaps itself
And falls on the other."

મેકબેથમાં પ્રથમવાર પોતાની પત્ની પ્રત્યેના પોતાના પ્રેમના અનિવાર્ય સ્વરૂપે જે આકર્ષણ જન્મે છે તે જ તેની સાચી કરુણતા છે. એની પત્ની એની નબળાઈ જાણે છે કે, *"he is too full of the milk of human kind*ness to catch the nearest way" અને એ તેથી જ એના ગૌરવને—એના પૌરુષને જગાડે છે, અને જ્યારે એ એના પર વચનભંગનો આરોપ મૂકે છે અને કહે છે કે એણે એના પત્ની પ્રત્યેના પ્રેમનો વિશ્વાસભંગ કર્યો છે ત્યારે એ–મેકબેથ– પ્રેમની આ અરજીનો સામનો કરી શકતો નથી અને કાર્યરત થવાનો નિશ્ચય કરે છે.

તખતા ઉપર ખૂનના પ્રસંગનું દૃશ્ય રજૂ ન કરવામાં કવિએ ખૂબ જ સૂક્ષ્મ રસરુચિ અને માર્દવ દાખવ્યાં છે, પરંતુ એણે ગુનો કરતી વખતની ગુનેહગારની માનસિક સ્થિતિ સંપૂર્ણ રીતે સુસ્પષ્ટતાથી ચીતરી છે. આવી જ સફળ રજૂઆત બીજો એક જ લેખક કરી શક્યો છે અને તે મહાન રશિયન નવલકથાકાર ડૉસ્ટોયવસ્કી; એની જ નવલકથા "Crime and Punishment" પરથી આ લેખનું શીર્ષક સૂઝ્યું છે.

પરંતુ ડૉસ્ટોયવસ્કીએ હત્યારાની માનસિક સ્થિતિનું વર્ણન કરવા માટે અનેક પ્રકરણો લખ્યાં છે, જ્યારે શેક્સપિયરે કુશળતાથી અને અદ્ભુત સાવધતાથી એનો સમાવેશ એક જ દૃશ્યમાં કરી દીધો છે. મેકબેથ કરુણાન્ત નાટકનો પ્રધાન સૂર તો છે ભય, પરંતુ આ દૃશ્યમાં તો એ ભય પરાકાષ્ઠાએ પહોંચે છે. આ દૃશ્યનું અતિશય આગવું લક્ષણ તો હત્યારાઓ પોતે જેનું સ્પષ્ટીકરણ અને ખુલાસો આપી શકતા નથી, એવા જે અવાજો સાંભળે છે તે છે. મહાન શેક્સપિયરીયન વિદ્વાન ક્રાઉન ટ્સાઉ હત્યારાઓના મુખમાં મૂકાયેલા શબ્દ "Hark" ના મહત્ત્વ તરફ અંગુલિનિર્દેશ કરે છે અને કહે છે કે એ શબ્દ "the anxious listening, the eager sensitive ears, the breathless strain with which each murderous accomplice hearkens after any sound that they dread, might break, the silence of the night" નું સૂચન કરે છે. અતિશય કારમી રીતે ઘવાયેલા અંતરાત્માની સંવેદના મેકબેથની સ્વગતોક્તિમાં નીરૂપાઈ છે તેવી સારી રીતે બીજે કશે નીરૂપાઈ નથી:

"Methought I heard a voice cry,
'Sleep no more!
Macbeth does murder sleep', the innocent sleep,
Sleep that knits up the ravell'd sleave of care,
The death of each day's life, sore *labour's bath*,
Balm of hurt minds, great nature's second course,
Chief nourisher in life's feast."

x x x x

Whence is that knocking?
How is't with me, when every noise appeals me!
What hands are here? ha! they pluck out mine eyes
Will all Neptune's ocean wash this blood
The multitudinous seas incarnadine,
Making the green—one red."

ઉપર નોંધેલી પંક્તિઓ આ નાટકના ત્રીજા મહાન વિચારના પુરાવારૂપ છે, કે દંડ એ અપરાધને તત્કાળ અને અનિવાર્ય રીતે અનુસરે છે. શેક્સપિયર માનતો હતો, કે અપરાધ એ વ્યક્તિની ઈચ્છાશક્તિની બાબત છે; તેથી એનો દંડ પણ મુખ્યત્વે માનસિક હોય છે. તદુપરાંત મેકબેથની, ભૂલોથી દૂર રહેનારી ગતિ એને ચેતવણી આપે છે કે "in these cases, we will have judgment here, upon this bank and shoal of time,"

માનવીને આ જગતમાં મળતી નિષ્ફળતા એના અંતરમાં જન્મતા સંતાપની પાસે કાંઈ જ વિસાતમાં નથી. ખરો સંતાપ લેડી મેકબેથમાં પહેલાં જન્મે છે. એને શીઘ્રેશીઘ્ર ભાન થાય છે કે એના બધા જ ગુનાઓનું પરિણામ શૂન્ય આવ્યું છે અને પાપકર્મ કર્યા પછી એ જ્યારે બીજી વાર આપણને દેખાય છે ત્યારે એ વ્યથિત અને દુઃખિત

અને એની અપવિત્ર ઇચ્છાઓની સરિયામ નિષ્ફળતાને જ વ્યક્ત કરતા શબ્દો ઉચ્ચારે છે :

"...... Naught's had, all's spent,
When our desire is had without content;
'Tis safer to be that which we destroy.
Than by destruction dwell in doubtful joy."

લેડી મેકબેથને પોતાના પતિ પ્રત્યે અપાર પ્રેમ અને ભક્તિ હતાં તેથી જ તે એના પતિને સ્કૉટલૅન્ડનો રાજવી થયેલો જોવા ઇચ્છે છે અને તેને માટે અપરાધમાં ભાગ લે છે, પરંતુ એ પોતાની મહત્તાના ભાગીદાર અને પ્રિય સાથીને વિચિત્ર પરિસ્થિતિમાં જુએ છે–"keeps alone, of sorriest fancies his companions making" અને એ મૂંઝવણ અનુભવે છે, એનો સંભ્રમ દૂર થાય છે. એકબીજાને અતિશય પ્રિય એવા, અપરાધના આ સહકાર્યકરો વચ્ચે જે અંતર પડી જાય છે એ એમના દંડનો ખૂબ જ અગત્યનો ભાગ છે. પહેલો અપરાધ કર્યા પછી લેડી મેકબેથે પોતાનું ઇચ્છાશક્તિનું સઘળું જ બળ ગુમાવી દીધું છે એમ આપણને લાગે છે. એનો નીતિતંતુ સદંતર તૂટી જાય છે અને પછી એને બીજી કશી જ વાતમાં કે વસ્તુમાં રસ રહેતો જ નથી. ભોજન સમારંભના દૃશ્યમાં એ ફરીવાર પોતાના પતિને પોતાની જાતને દગો દેતો અટકાવવા પોતાનું સઘળું જ બળ વાપરે છે એ પણ સાચું છે, પરંતુ જેવાં એ બન્ને એકલાં પડે છે કે તરીજ લેડી મેકબેથ ફરી પાછી નિષ્ક્રિય નીરસતામાં સરકી પડે છે. એના અંતરાત્મામાં સ્વાભાવિક બંડખોર વૃત્તિ જાગી ઊઠે છે અને એ આપણને એના ભયંકર નિદ્રા-ભ્રમણાના દૃશ્યમાં જોવા મળે છે. નાટ્યકારે આ બાબતનું એટલી સ્વાભાવિકતાથી અને વાસ્તવિકતાથી નિરૂપણ કર્યું છે કે ભલભલા વિખ્યાત અને મહાન આયુર્વેદાચાર્યો પણ આશ્ચર્યમાં પડી ગયા છે કે એના જેવો સામાન્ય નાટ્યકાર લેડી મેકબેથની વેદના આટલી સ્વાભાવિકતાથી અને વાસ્તવિકતાથી શા રીતે વર્ણવી શક્યો હશે? લેડી મેકબેથને દંડનું અને બદલાનું જે પરિણામ ભોગવવું પડે છે એ મુખ્યત્વે સ્મૃતિમાંથી અને અંતરાત્મામાંથી જન્મે છે; અને એની નિદ્રા-જલ્પનાના મુખ્ય લક્ષણો આ છેઃ એના માનસપટ પર બની ગયેલા ભયંકર અપરાધ દૃશ્યોની પુનઃ રજૂઆત, પોતાના પતિને અનિષ્ટ કાર્યોમાંથી પાછો હટતો અટકાવતી વખતે એના અંતરમાં જાગતાં ઘર્ષણ અને સંવેદના, મૃત્યુ પછીનો ભય અને આ સઘળાથીયે વધુ તો એ અપકૃત્યની, અપવિત્રતાની સામે સ્ત્રી સહજ સ્વાભાવિક મક્કમપણું એનામાં જાગે છે તે. એણે કહેલું કે "a little water clears us of this deed, how easy is it then"; પરંતુ એ એની નિદ્રા-જલ્પનાના પ્રસંગે રક્તભીના હાથ પરથી રક્તના ડાઘ દૂર કરવા હાથ ઘસે છે પણ એનું પરિણામ આવે છે નિષ્ફળતામાં, અને એ કહે છે–"Out, damned spot! Out, I say" પરંતુ અંતે પશ્ચાત્તાપની વેદનાથી ચિત્કાર કરી ઊઠે છે કે "Here's the smell of blood still: All the perfumes of Arabia will not sweeten this little hand. Oh, Oh, Oh!" અને એના જીવનનું નીતિશાસ્ત્ર આપણને એના નોકરો, ડૉક્ટર તથા બીજી એક સન્નારી દ્વારા છતું થતું લાગે છેઃ–

Doctor: What a sigh is there!
The heart is surely charged.
Gentle woman: I would not have such a heart in my bosom for the dignity of the whole body.

મેકબેથને મળેલો દંડ અથવા બદલો હવે જોઈએ. આપણે જોઈએ છીએ કે અપરાધ કરતી વેળાએ જ એને એની નિષ્ફળતાનું ભાન થાય છે અને જ્યારે હત્યા બાદ ડંકનનો મૃતદેહ પડ્યો છે તે ગઢના દરવાજા પર ટકોરા પડે છે ત્યારે અપરાધી મેકબેથ દુઃખની કારમી વેદનાની ચીસ પાડી ઊઠે છે અને એમાં એનો સંભ્રમ દૂર થયો હોવાનો પડઘો આપણને સંભળાય છે :

"To know my deed, 'twere best not to know myself,
Wake Duncan with thy knocking!
I would thou couldst!"

નીચે આપેલી પંક્તિઓ પણ એની સંવેદનાની અને અપરાધની વ્યર્થતા વિષે એનામાં જાગેલા આત્મભાનની જ વાત કરે છેઃ

"Had I but died an hour before this chance,
I had lived a blessed time: for, from this distant.

There is nothing serious in mortality:
All is but toys: renown and grace is dead;
The wine of life is drawn, and the mere lees
Is left this vault to brag of."........

પરંતુ લેડી મેકબેથની સરખામણીમાં મેકબેથમાં જીવવાની ઇચ્છા વધારે પ્રબળ અને મહાન છે. એ પોતાની જાતને બિનસલામત માને છે અને પછી પહેલાના જેવા પશ્ચાત્તાપના કુદરતી ઉછાળાઓ અનુભવ્યા વિના જ એ પોતાની બિનસલામતીનાં કારણોને દૂર કરવાના કામમાં લાગી જાય છે. એકવાર અપરાધનો પરિચય કેળવ્યા પછી એ અપરાધોની પરંપરા ખડી કરે છે.

"I am in blood
Stepp'd in so far that, should I wade no more,
Returning were as tedious as go o'er."

બેન્કોનો એને ભય લાગે છે, એટલે એને દૂર કરે છે. બીજો શક્તિશાળી ઉમરાવ મેકડફ નાસી છૂટે છે અને એના વેરનો અને ક્રોધનો ભોગ મેકડફની નિરાધાર પત્ની અને બાળક બને છે; મેકબેથ એમને મારી નાખે છે. એના શરીરમાં રહેલું અનિષ્ટ તત્ત્વ છૂટે દોરે કામ કરે છે. મેકબેથમાં નિષ્ફળતાની સભાનતા કરતાં અપરાધની સભાનતા વધારે પ્રબળ રીતે છે અને કવિએ એ બતાવવા માટે પોતાની સૂક્ષ્મ વેધક દૃષ્ટિ જ વાપરી છે. મેકબેથ પોતે અપરાધની સૃષ્ટિમાં અને અધઃપતનની છેક છેલ્લી પાયરીએ પહોંચે છે પરંતુ એ પણ એક રહસ્ય અને ખૂબી છે કે એણે પોતે કરેલા કોઈપણ અપરાધમાંથી એને સંતોષ મળતો નથી. ઊલટાનું એનાથી તો એ એક જાતનું ઊંડું દુઃખ અને [illegible] [illegible] અનુભવે છે. એનું મન સેંકડો વીંછીઓના ડંખ અનુભવે છે—

ને "full of scorpions"— his mind અને પોતાની પત્નીનાં દુઃખોનું વર્ણન કરતાં પોતાનું દુઃખ ગાય છે:—

"Canst thou minister to a mind diseased,
Pluck from the memory a rooted sorrow."

આ 'rooted sorrow' 'મૂળગત વેદના' એ એના અંતરાત્માની વેદના છે અને નીચેની પંક્તિઓ-માંના એનાં ઉચ્ચારણો પણ એક [illegible] પામેલા પાપીની દર્દીલી વિકૃતિ તેમજ એની સંપૂર્ણ અધઃપાત અને દયાજનક સ્થિતિ દર્શાવે છે:-

"Seyton! I am sick at heart,
... ... my way of life
Is fall'n into the sear, the yellow leaf;
And that which should accompany old age
As honour, love obedience, troops of friends,
I must not look to have; but, in their stead,
Curses, not loud but deep, mouth honour, breath,
Which the poor heart would fain deny, and ware not".

× × ×

To-morrow, and to-morrow, and to-morrow,
Creeps in this pitty pace from day to day,
To the last last syllable of recorded time;
And all our yesterdays have lighted fools,
The way to dusty death. but, out, brief candle!
Life's but a walking shadow, a poor player;
That struts and frets his hour upon the stage,
And then is heard no more: it is a tale.
Toldly an idiot, full of sound and fury.
Signifying nothing."

અપરાધ કરવાની વૃત્તિનું બીજ રોપાય છે ત્યારથી માંડીને તે ઠેઠ દંડનો અને બદલાનો અનુભવ નાયક કરે છે ત્યાં સુધીનો એક અપરાધીની સંપૂર્ણ મનઃસ્થિતિનો ચીતાર અને ઉપદેશ-અપરાધ અને દંડ-ના તત્ત્વ પરનો ઉપદેશ આટલી અસરકારક રીતે બીજે ક્યાંય અપાયો નથી. એક મહાન વિવેચક લેખકે કહ્યું છે તે સાચું જ છે. "No more pregnant lesson upon the worthlessness of fruition in unholy desires was ever persued than Shakespeur's Macbeth."

★

: નિર્માતા :
થિયેટર યુનીટ

# ધ ફાધર

: લેખક :
સ્ટ્રીન્ડબર્ગ

પરિણિત જીવનમાં સદા વિશુદ્ધ ભાવના હોવી જોઇએ એનું સુરેખ દર્શન કરાવતું નાટક "ધ ફાધર" થિયેટર યુનીટે તા. ૪-૭-૫૬ ના રોજ જયહિન્દ કોલેજ હોલમાં રજૂ કર્યું. એનાં નાટ્ય-વસ્તુમાં વેગ નથી, પરંતુ દિગ્દર્શકે કુશળતાથી પાત્રોને એવી Movements અને Rythm આપી છે કે આખુંય નાટક પ્રેક્ષકોનાં માનસ પર એક ભાવનાત્મક ચિત્ર ખડું કરે છે.

**નાટ્ય વસ્તુ:** પોતાની જ પુત્રી બર્થાને કેપ્ટન ખૂબ જ ચાહે છે પણ કોઇ કમનસીબ પળે એને વિચાર આવે છે કે બર્થા એની જ પુત્રી હશે કે એની પત્ની લૌરા એને બેવફા નીવડી હશે. વહેમનું આ એક જ બીજ એના મનમાં રોપાય છે અને પછી તો એનો ઘરસંસાર કડવો બની જાય છે, એનું જીવન ઝેર થાય છે અને એની કાતીલ અસર એના પોતાનાં જ મન પર થતાં એ અર્ધગાંડા જેવી હાલતમાં મૂકાય છે. એ ગાંડપણ એને બર્થાનું ખૂન કરવાની કોશિષ સુધી પહોંચાડે છે ત્યારે લૌરા જ એને બંધાવી એના મૃત્યુનું કારણ બને છે.

**મુખ્ય પાત્રો**

ઓમી કાપડિયા
ઇ. અલ્કાઝી
નરગીસ કાવસજી
રોશન અલ્કાઝી
મીનુ છોઇ

**સન્નિવેશ:** પડદો ઊપડતાં તરત જ પ્રેક્ષકોનું લક્ષ પ્રતિભાત્મક સજાવેલાં સન્નિવેશ ઉપર પડે છે. પ્રથમ દૃષ્ટિએ એ કોઇ સ્ટીમરનું તુતક જણાય છે, પણ પછી પાછળથી દિવાલો નજરે પડે છે. રંગમંચ ઉપર કેટલીક વિશિષ્ટતાઓ અને કરામતોમાં એક તો, રંગમંચ ઉપર આડું ઊંચો બીજો તખતો મૂકવામાં આવ્યો છે. મૂળ રંગમંચની વચ્ચે એ નાનકડા ટાપુ જેવો જણાય છે અને એની ઊંચાઇ પાત્રોને એક પ્રકારનું અનોખું વર્ચસ્વ આપે છે. એ તખતા ઉપર જમણી તરફ અંદરના ભાગમાં એક દ્વાર છે. એ દ્વારની ઉપર અર્ધ ચન્દ્રાકારે એક વળાંક આપવામાં આવ્યો છે. નિર્માતાએ એ દ્વારને સ્ત્રીનું પ્રતિક કલ્પ્યું છે. ડાબી તરફ આગળના ભાગમાં વહાણની ડોળકાઠી હોય એવો ઉપરથી નમેલો લાકડાનો એક દાંડો મૂકેલો છે. એ નમેલા ભાગ ઉપર એક આડી પટી અને તે ઉપર કેટલાક ઝુમખા લાગેલા છે. આ પ્રતિક પુરુષનું છે. નિર્બળ બાજુએ ઝૂકેલી સ્ત્રી તરફ પુરુષ પોતાનું વર્ચસ્વ બતાવતો હોય એવી એની કલ્પના છે અને નાટકના પ્રવાહમાં જ્યાં જ્યાં કલહના સંવાદો આવે છે ત્યાં આ પ્રતિકો પાસે અને એની આસપાસ બોલવામાં આવે છે એટલે દિગ્દર્શકે એ પ્રતિકોને જીવંત કર્યા છે. એ પ્રતિકો કંઇક કહે છે એવું પ્રેક્ષકોને લાગે છે, પણ એ સ્ત્રી પુરુષનાં પ્રતિકો છે એ સમજવું કઠિન બને છે.

**દિગ્દર્શન: ઇ. અલ્કાઝી**

**પ્રકાશ આયોજન:** માત્ર સ્પોટ અને ફ્લડલાઇટ્સનો ઉપયોગ કરવામાં આવ્યો છે પરંતુ એનું આયોજન સુંદર રીતે થયું છે, પ્રકાશની વારફેરી પાત્રોના Moodને અનુરૂપ કરાય છે અને ધીમે ધીમે ઊઘડે કે વિલીન થાય છે. એ પ્રકાશ સાથે દૂર દૂર ગુંજતી સંગીતની સુરાવલી તાદાત્મ્ય સાધે છે. પ્રકાશ આયોજનની વિશિષ્ટતાનાં ત્રણ વખત ખાસ દર્શન થાય છે. એક તો કેપ્ટન પોતાનો ભૂતકાળ સંભારે છે ત્યારે, બીજું એ દ્વારમાં ઉભો રહે છે ત્યારે એની આકૃતિ ન દેખાતાં માત્ર એનો અવાજ વાયુની લહરીઓ પર તરતો આવે છે, અને ત્રીજું નાટકના અંતમાં એનાં મૃત્યુ વખતે લૌરા પોતાની પુત્રીને વળગીને કહે છે: "મારી પુત્રી, મારી પોતાની પુત્રી!" એ વખતનું પ્રકાશ-દર્શન કેપ્ટનના મૃત્યુને ગંભીર બનાવવા કરતાં લૌરાના ઉજ્જવળ ચારિત્ર્યની સાક્ષી પૂરે છે. એ પ્રકાશ જ કહી આપે છે કે બર્થા કેપ્ટનની જ પુત્રી છે.

**અભિનય:** અભિનયનું સર્વોત્તમ શિખર લૌરા તરીકે શ્રીમતી નરગીસ કાવસજી સર કરી જાય છે. એના પતિના ઉત્પાત, મહેણા અને ખોટા આરોપ વચ્ચે પણ એની Commanding personality સર્વોપરી વ્યક્તિત્વ એના ઉદાત્ત ચારિત્ર્યની સાક્ષી પૂરે છે અને અભિનયની પરાકાષ્ઠા તો ત્યારે આવે છે જ્યારે એ પોતાના પતિને કહે છે:

"લગ્ન પૂર્વે માતા તરીકે હું તમારી માવજત કરતી. તમે તો એક બાળક સમાન હતા, પણ એ સેવામાંથી પ્રેમ જાગ્યો. અને સાથે વાસના પણ! આપ પરણ્યા. માતાનું વાત્સલ્ય ભુલાઇ ગયું અને પત્ની એટલે જેના પર પુરુષ પોતાનું વ્યક્તિત્વ જમાવી શકે એવી માન્યતા તમે ધરાવતા થયા, અને જ્યારે મને

[અનુસંધાન ૪૨ મે પાને]

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



—: સંપાદક :—

શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ

આ સંસ્થાની મોટા ભાગની માહિતી આપવા માટે શ્રી. ખુશાલભાઇ નાયકના અમે આભારી છીએ. તે ઉપરાંત 'રંગદેવતાને ચરણે' તથા 'સ્મરણ મંજરી' પુસ્તકોમાંથી પણ કેટલીક માહિતી ઉધૃત કરી છે જેનો પણ સ્વીકાર કરીએ છીએ.

શ્રી ચંદુલાલ હરગોવનદાસ શાહ નામના સુરતના નાટ્યશોખીન વણિક ગૃહસ્થે પોતાના વડીલ બંધુ અને ટૂંક સમય પર બંધ થયેલી શ્રી સરસ્વતી નાટક સમાજના માલિક શ્રી વાડીલાલ હરગોવનદાસ શાહના નેતૃત્વ નીચે સને ૧૯૧૭ની આખરે સુરત મુકામે શ્રી જ્યોર્જ થિયેટરમાં શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ નામે નાટ્ય સંસ્થા શરૂ કરી; સેટીંગ્ઝ તથા સીનસીનેરી માટે પેઇન્ટર કેશવનાથ અને મિસ્ત્રી પ્રભુભાઇને તેમ જ સ્ટેજ વ્યવસ્થા માટે શ્રી ખુશાલભાઇ મનસુખરામ નાયકને રોક્યા. શરૂઆતમાં થોડો સમય સરસ્વતી નાટક સમાજનાં ભરત ભોગાણો, સુધાચંદ્રિકા આદિ નાટકો ભજવ્યાં પછી નવા નાટક તરીકે કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદીની પ્રથમ નાટ્યકૃતિ 'દેવી વત્સલા'ને રૂપાંતર કરી 'વીર ઘટોત્કચ' નામે ભજવી.



સ્વ. ચંદુલાલ હરગોવનદાસ શાહ

૧. વીર ઘટોત્કચ : ૧૯૧૭ સુરત.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

સંગીત અને દિગ્દર્શક : રામલાલ વલ્લભ નાયક,

સન્નિવેશ : પેઇન્ટર કેશવનાથ અને પ્રભુભાઇ મિસ્ત્રી.

પાત્રો : રામલાલ નાયક, ચીમનલાલ બાદશાહ; ધનજીશા, ગિરધર, મણિલાલ નાયક, વેણીશંકર, નર્મદાશંકર, જયંતિલાલ, હિંમતલાલ, નાથાલાલ, અને ખુશાલ.

નોંધ : 'દેવી વત્સલા' શ્રી મોતીરામ બેચર નંદવાણાની શ્રી આર્ય નાટ્ય સમાજે કરાંચીમાં સને ૧૯૧૬ માં પ્રથમ ભજવ્યું.

ત્યારબાદ શ્રી વાડીલાલ હરગોવનદાસ શાહની શ્રી. સરસ્વતી નાટક સમાજે અમદાવાદમાં સને ૧૯૧૭ની શરૂઆતમાં 'દાનવ મોહિની' નામે ભજવ્યું.

ત્યાર બાદ શ્રી. કેશવલાલ ગોકળદાસની આર્ય નાટ્ય સમાજે વડોદરા તેમ જ નડિયાદ મુકામે સને અરસામાં 'માયાવી વીર'નાં નામે ભજવ્યું.

૨. વીર કુણાલ : ૧૯૧૮ સુરત.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

સંગીત અને દિગ્દર્શક : રામલાલ વલ્લભ નાયક.

સન્નિવેશ : પેઇન્ટર કેશવનાથ અને પ્રભુભાઇ મિસ્ત્રી

પાત્રો : ચીમનલાલ બાદશાહ, ગિરધર, ધનજીશાહ રામલાલ નાયક, મણિલાલ નાયક, વેણીશંકર, નર્મદાશંકર જયંતિલાલ, હિંમતલાલ, નાથાલાલ અને ખુશાલ.

શ્રી. ભવાનીશંકરને રોક્યા. (શ્રી. ભવાનીશંકર શ્રી. ધનજીશાહ, શ્રી. ખુશાલ અને પેઇન્ટર તેમ જ મિસ્ત્રી છેવટ સુધી કંપની સાથે રહ્યા.)

૩. શંકરાચાર્ય. તા. ૨૨-૮-૧૯૧૮. સુરત.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

સંગીત અને દિગ્દર્શક : રામલાલ વલ્લભ નાયક.

સન્નિવેશ : પેઇન્ટર કૃષ્ણવનાથ અને પ્રભુભાઇ મિસ્ત્રી.

પાત્રો : ભવાનીશંકર રામલાલ, ધનજીશાહ, વેણી શંકર, ગિરધર, મણિલાલ અને નાથાલાલ.

નોંધ : નવેમ્બરની આખરે કંપની સુરત છોડી મુંબઇ આવી અને વિક્ટોરિયા થિએટરમાં ગુરુવાર, તા. ૫-૧૨-૧૯૧૮ની રાતે 'શંકરાચાર્ય' નાટકથી શરૂઆત કરી.

પ્લેહાઉસનો લત્તો, પ્રેક્ષકો અર્ધ-હિંદુ અને અર્ધ ભીજી જાતિના. ભગવાન શંકરનું જીવન-તત્વજ્ઞાન એમને સમજાયું નહીં. નાટકને નિષ્ફળતા સાંપડી.

ત્યાર બાદ સરસ્વતી નાટક સમાજના 'કુસુમચંદ્ર' અને 'વીર વિજય' નાટકો ભજવ્યાં, પણ નિષ્ફળ ગયા.

આમ ઉપરાઉપરી નિષ્ફળતાને કારણે કંપનીના સંચાલકોએ કંપનીની પુનર્રચના કરી. અબ્દુલહૈયુમ પિત્તળવાળા સલાહકાર બન્યા. આર્ય નૈતિકના ભૂતપૂર્વ મેનેજર શ્રી. ચંદુલાલ ઇશ્વરલાલ મહેતાને કંપનીના મેનેજર નીમ્યાં. અને નવાં પાત્રોની ભરતી કરવામાં આવી.

મૂળચંદમામાની બરોબરી કરી શકે તેવા તે વખતના જાણીતા હાસ્યનટ વલ્લભરામ ઓઝા, હરિહર દિવાના, પ્રાણશંકર આચાર્ય, માધવલાલ અને નારણ સાકળચંદને કંપનીએ રોકયા.

આમ પુનર્રચના થયા બાદ 'વીર કુણાલ'માં થોડા ફેરફારો કરી તેમજ નવાં ગીતો આમેજ કરી નવાં તેમજ જૂનાં પાત્રો સાથે રજૂ કર્યું.

પાત્રો : વલ્લભરામ ઓઝા, હરિહર દિવાના, માધવલાલ, ભવાનીશંકર, પ્રાણશંકર આચાર્ય, નારણ સાકળચંદ, ધનજીશા, પ્રેમશંકર, ખુશાલ, નાથાલાલ, વેણીશંકર વગેરે.

નાટકને સફળતા મળી

એ માસના ટૂંકા ગાળામાં સંચાલકોમાં મતભેદ થયો. પિત્તળવાળા અલગ થયા. તેની સાથે એની સાથે ૧૦-૧૨ પાત્રો કામ કરતાં અટકયા અને કંપનીનું ચીલે ચડેલું ગાડું પાછું અટકયું.

થોડા સમય બાદ વળી પાછી સંસ્થાની પુનઃરચના થઇ. જાણીતા હાસ્યનટ અને કુશળ દિગ્દર્શક મૂળચંદમામાને સંસ્થાએ, નાટયજગતમાં એક રેકર્ડ સમાન કોઇપણ નટ કે દિગ્દર્શકને કદી પણ ન મળેલા એવા માસિક રૂા. ૧૦૦૦)ના પગારથી રોકી લીધા. મામાની સાથે સંગીતનિયોજકો શ્રી. લલ્લુભાઇ તથા નારણદાસ ઉસ્તાદ પણ કંપનીમાં જોડાયા. સરસ્વતીચંદ્રની ભૂમિકાથી જાણીતા થયેલા લોકપ્રિય નટ કેશવલાલ નાયક તથા ગણપત બેચર અને અનુજી પણ જોડાયા.

૪ : કુમારપ્રાણ : ૧૯૨૦.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

દિગ્દર્શક : રામલાલ વલ્લભ નાયક.

સંગીત : રામલાલ, મૂળચંદમામા, લલ્લુભાઇ, નારણદાસ ઉસ્તાદ.

પાત્રો : મૂળચંદમામા, વલ્લભરામ ઓઝા, હરિહર દિવાના, કેશવલાલ નાયક, માધવલાલ અનુજી, ધનજીશા, ગણપત, જયંતિલાલ, ભવાનીશંકર (પાછળથી ખુશાલ) :

નામાંકિત પાત્રોનાં નામે નાટકની પ્રથમ નાઇટે ટિકિટોના ભાવ ખૂબ વધી ગયેલા છતાં નાટક ઊડી ગયો. કવિ પ્રભુલાલનાં નિષ્ફળ નાટકો પૈકી આ નાટકનું આયુષ્ય માત્ર પાંચ જ નાઇટનું હતું.

બ્રાંચ કરવાના હેતુથી થોડા કલાકારોને સુરત મોકલ્યા. પણ બ્રાન્ચની યોજના સફળ થઇ નહીં. બ્રાંચ શરૂ થતાં પહેલાં જ તેનું વિસર્જન થઇ ગયું. જ્યારે મુંબઇમાં મૂળચંદમામાને સંસ્થાનું તંત્ર સોંપાયું.

૫. પૃથ્વીપુત્ર : ૧૦-૭-૧૯૨૦.

લેખક : રામજીભાઇ પ્રણામી (વલસાડવાળા) હરિહર દિવાના, પ્રભુલાલ દ્વિવેદી, દેવદત્ત ટી. તારકસ, અજીતરામ વિઠલદાસ.

હાસ્ય : નારણદાસ મોતીરામ નાયક (લહેરી).

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સંગીત : મૂળચંદમામા, લલ્લુભાઇ અને નારણદાસ ઉસ્તાદ.

રતિલાલ પટેલ, કેશવલાલ કપાતરને રોકયા.

પાત્રો : માધવલાલ, મૂળચંદમામા, ધનજીશા, કેશવલાલ નાયક, સોમાભાઇ, ગણપત બેચર, શીવલાલ, ખુશાલ.

૬. અરૂણોદય : ૪-૬-૧૯૨૧.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ. સંગીત : લલ્લુભાઇ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સન્નિવેશ : યશવંત વીરચંદ.

પાત્રો મૂળચંદમામા, કનુજી, રતિલાલ પટેલ, સોમાભાઇ ધનજીશા, ગુલામમહમદ, અસુજી, કેશવલાલ કપાતર, શીવલાલ માધવલાલ, ગણપત બૅચર, નાથાલાલ.

નાટક ખૂબ વખણાયો તેની જ્યુબીલી ઉજવાણી. કંપનીએ દરેક કલાકારને સોનાની વીંટી આપી તેમ જ વેતનમાં વધારો કર્યો.

૭. આફતાબે જહાન : ૨૯-૪-૨૨

દિગ્દર્શક : મૂળચંદમામા.

પાત્રો : મૂળચંદમામા, ધનજીશાહ, માધવલાલ, ભવાનીશંકર, ગુલામમહમદ, અસુજી, બચુમિંયા.

નાટકને નિષ્ફળતા મળી.

કંપનીએ જયશંકર સુંદરી, ગોપાળજી, એલાઇઝર, અને વાડીલાલ ઉસ્તાદને રોકયા.

૮. અજ્બોનો બંધન : ૨-૧૨-૨૨.

લેખક : નરસિંહદાસ ભગવાનદાસ વિભાકર.

દિગ્દર્શક : મૂળચંદમામા, જયશંકર બુધરદાસ.

સંગીત : વાડીલાલ ઉસ્તાદ.

સન્નિવેશ : યશવંત વિરચંદ.

પાત્રો : જયશંકર, ગોપાળજી, એલાઇઝર, મૂળચંદ મામા, કનુજી, માધવલાલ, રતિલાલ.

આ નાટકની સજાવટ પાછળ કંપનીએ લખલૂટ ખર્ચ કર્યો હતો.

૯. સત્યપ્રકાશ : ૧૨-૫-૨૩. શનિવાર.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળચંદમામા, જયશંકર બુધરદાસ.

સંગીત : વાડીલાલ ઉસ્તાદ.

પાત્રો : મૂળચંદમામા, જયશંકર, ગોપાળજી, એલાઇઝર, કેશવલાલ કપાતર, શીવલાલ, સોમાભાઇ.

આ નાટક બાદ જયશંકર, ગોપાળજી અને એલાઇઝર કંપનીમાંથી છૂટા થયા. રામલાલ વલ્લભ. નાયક ફરી કંપનીના દિગ્દર્શક થયા.

૧૦. રાજા જશવંતસિંહ : ૧૯૨૩.

લેખક : મણિલાલ પાગલ.

સહાયક : પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : રામલાલ વલ્લભ નાયક.

પાત્રો : ધનજીશાહ, ગુલામ મહમદ, અસુજી, રતિલાલ પટેલ કનુજી, માધવલાલ, નારણ સાંકળચંદ, શીવલાલ.

મૂળચંદમામાએ ફરીથી કંપનીનું સુકાન સંભાળ્યું.

૧૧. માલતી માધવ : ૧૧-૭-૨૩

લેખક : ફૂલચંદ ઝવેરચંદ શાહ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

પાત્રો : માધવલાલ, ભવાનીશંકર, (પાછળથી ખુશાલ) ધનજીશાહ, મૂળચંદમામા, નાથાલાલ, સોમાભાઇ, શીવલાલ.

આ નાટક બાદ અશરફખાન અને માસ્તર ત્રિકમ કંપનીમાં જોડાયા.

૧૨. માલવપતિ : ૧૯૨૪.

લેખક : પ્રભુલાલ દયારામ દ્વિવેદી.

ગીત : પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સંગીત : મૂળચંદમામા, લલ્લુભાઇ, નારણદાસ ઉસ્તાદ.

પાત્રો : અશરફખાન, મૂળચંદ મામા, રતિલાલ પટેલ, ત્રિકમ, માધવલાલ. ધનજીશાહ. અસુજી, ગુલામ મહમદ, કેશવલાલ કપાતર, શીવલાલ, બળદેવ, સોમાભાઇ.

'સંભાજી' નાટકમાં મા. નીસારને ગાવા માટે રચેલું ગીત 'હૃદયના શુદ્ધ પ્રેમી'ને તે નાટકમાં અનુકુળ ન થતાં આ નાટકમાં લેવાયું અને અશરફખાને સુંદર રીતે ગાતાં એક અમરગીત તરીકે પંકાઇ ગયું.

ખૂબ સફળ થયો. જ્યુબીલી ઊજવાણી.

અશરફખાન આ નાટકથી ખ્યાતિમાં આવ્યા.

૧૩. પૃથ્વીરાજ ૨૯-૪-૨૫.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સંગીત : મૂળચંદમામા, નારણ ઉસ્તાદ, લલ્લુભાઇ.

પાત્રો : મૂળચંદમામા, અશરફખાન, ત્રિકમ, રતિલાલ પટેલ, ધનજીશા, માધવલાલ, કનુજી, અસુજી, ભવાનીશંકર, ગુલામમહમદ, અલીદાદન, છોટો, શીવલાલ, બળદેવ.

જીવંત અશ્વ સ્ટેજ પર લાવવામાં આવ્યો. દશ્યોમાં અને વેશભૂષામાં પુષ્કળ ખર્ચ કર્યું હતું. પણ વધુ પડતા

માચને લીધે પ્રેક્ષકમાં કચવાટ થયો અને નાટક નિષ્ફળ કહેવાયો પણ વસ્તુ એવી ન હતી એનો પુરાવો એજ કે આજ દિન સુધી એ નાટક ભજવાય છે અને સફળ નાટકોમાં એની ગણતરી થાય છે.

૧૪. દેવકુમારી : ૧૮-૭-૨૫

લેખક : મણિલાલ પાગલ.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સંગીત : મૂળચંદમામા. નારણદાસ ઉસ્તાદ, લલ્લુભાઈ.

પાત્રો : અશરફખાન, ભવાનીશંકર, રતિલાલ પરેલ, ત્રિકમલાલ, માધવલાલ, ગુલામમહમદ, બળદેવ, મૂળચંદ મામા, શીવલાલ.

ગૌતમની ભૂમિકામાં અશરફખાન નિષ્ફળ ગયા.

આ નાટક પછી કંપની બહારગામ મુસાફરીએ ઉપડી ગઈ. અને મુંબઈ પાછી આવ્યા બાદ સિરાજ્જુદૌલા નાટક રજુ કર્યો.

૧૫. સિરાજ્જુદૌલા : ૧૯૨૬.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળચંદમામા.

સંગીત : નારણદાસ ઉસ્તાદ, લલ્લુભાઈ.

પાત્રો : અશરફખાન, રતિલાલ પરેલ, ત્રિકમ, માધવલાલ, અમુજી, ધનજીશા, ગુલામમહમદ, બુલાભાઈ, અલીદાદન, શીવલાલ, બળદેવ, ભવાનીશંકર.

શરાબીની ભૂમિકા માસ્તર અશરફખાને સુંદર રીતે રજૂ કરી. નાટક ખૂબ લોકપ્રિય થયું અને મહીનાઓ સુધી ચાલ્યું. ઓરડીજન પર ડૂબતી કંપનીને નવો પ્રાણ આપ્યો.

૧૬. દીલને ડંખ : ૧૯૨૬.

પાત્રો : અશરફખાન, ધનજીશાહ, ગુલામમહમદ, રતિલાલ પરેલ, અલીદાદન, ત્રિકમ, બળદેવ, શીવલાલ.

૧૭. સંસાર સાગર : ૧૯૨૬.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : ત્રિકમ, ખુશાલ.

પાત્રો : અશરફખાન, ત્રિકમ, રતિલાલ પરેલ, અલિદાદન, બળદેવ, શીવલાલ, અમુજી, ધનજીશાહ, ભવાનીશંકર, માધવલાલ.

મુંબઈની જાણીતી H. M. V. રેકર્ડ "ચંદ્રવદના ચંદને શું હોય જાણે હસી રહી" ગીત સુધાકરના પાત્રમાં અશરફખાન માટે લખાયેલ પણ શ્રી. વાડીલાલને પસંદ નહિ પડતાં પડતું મૂકાયું.

૧૮. શકુન્તલા : ૧૯૨૬.

લેખક અને ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

હાસ્ય : પ્રભુલાલ દ્વિવેદી.

દિગ્દર્શક : ત્રિકમ, ખુશાલ.

સંગીત : લલ્લુભાઈ.

પાત્રો : અશરફખાન, ભવાનીશંકર ત્રિકમ, રતિલાલ પરેલ. અલિદાદન, શીવલાલ, બળદેવ, ચંદુ.

સરિયામ નિષ્ફળતા મળી. અશરફખાન છુટા થયા. મૂળજી ખુશાલ જોડાયા.

૧૯. શાલીવાહન : ૧-૮-૧૯૨૭.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળજી ખુશાલ, ત્રિકમ.

સંગીત : લલ્લુભાઈ નારણદાસ ઉસ્તાદ.

પાત્રો : માધવલાલ, મૂળજી ખુશાલ, ધનજીશાહ, અમુજી, ગુલામમહમદ, ભવાનીશંકર, બુલાભાઈ, રતિલાલ પરેલ, બળદેવ, શિવલાલ, અલીદાદન.

૨૦. માયાના રંગ : ૧૫-૩-૨૮.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

હાસ્ય : મણીલાલ પાગલ.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળજી ખુશાલ, ત્રિકમ.

પાત્રો : મૂળજી ખુશાલ, માધવલાલ, ભવાનીશંકર, રતિલાલ પરેલ, ત્રિકમ, અલીદાદન, શીવલાલ, બળદેવ, ધનજીશાહ.

વેશભૂષા અને દૃશ્યોમાં સુંદર સુનેરી ભાત ત્રિકમની

મહેનતમાંથી દેખાઇ આવતી હતી. આ રીતે સફળ થયેલું આ નાટક લાંબા સમય સુધી ચાલ્યું પણ દસ દસ વરસથી સંસ્થામાં કામ કરી રહેલા લેખક પ્રભુલાલને કંપનીના માલિક સાથે કચવાટ થતાં કંપની છોડી.

## ૨૧. મેરા ઇમાન :

લેખક : મુન્શી અબ્બાસઅલી.

દિગ્દર્શક : મૂળજી ખુશાલ, અશરફ.

પાત્રો : ધનજીશા, અશરફ, મૂળજી ખુશાલ, વિક્રમ, રતિલાલ પટેલ, શીવલાલ.

## ૨૨. પ્રેમ વિજય : ૬-૯-૨૮.

કથાવસ્તુ : મણિલાલ પાગલ (સતી ઉજળી)

લેખક : રઘુનાથ બ્રહ્મભટ્ટ અને જીવણલાલ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળજી ખુશાલ.

પાત્રો : માધવલાલ, મૂળજી ખુશાલ, અલીદાદન, ભવાનીશંકર, ચંદુલાલ પટેલ, વિક્રમ, શીવલાલ, ચંદુ, બુલાભાઇ.

## ૨૩. વીરનાં વેર : તા. ૨-૧-૨૯.

લેખક : મણિલાલ પાગલ.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : મૂળજી ખુશાલ, વિક્રમ.

સંગીત : હસ્તુભાઇ, નારણ ઉસ્તાદ.

અભિનેતા : બળદેવ, યશવંત, ખંડુભાઇ.

પાત્રો : મૂળજી ખુશાલ, માધવલાલ, અમુજી, ભવાનીશંકર (પાછળથી મોહનલાલા) અલીદાદન–પ્રભાશંકર રમણી, વાસુદેવ, રતિલાલ પટેલ, વિક્રમ, ચંદુ, શીવલાલ. પ્રભાશંકર રમણી તથા વાસુદેવને આ નાટક પૂરતા રોકેલા. આ નાટક પછી માધવલાલ છૂટા થયા અને મોહનલાલા, લાલજી નંદા, માસ્તર વસંત, વિઠ્ઠલદાસ ભોજક તથા રાઘવજીને રોક્યા.

## ૨૪. મરદના ઘા : તા. ૧૮-૧૨-૨૯.

લેખક : ગૌરીશંકર જોશી.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : વિઠ્ઠલદાસ ભોજક.

સંગીત : હસ્તુભાઇ, નારણદાસ ઉસ્તાદ.

પાત્રો : લાલજી નંદા, ભવાનીશંકર, મોહનલાલા, રાઘવજી, વિઠ્ઠલદાસ ભોજક, બુલાભાઇ, રતિલાલ પટેલ, વિક્રમ, વસંત, શીવલાલ, બળદેવ

## ૨૫. અમર આશા : ૧-૫-૩૦.

લેખક : મણિલાલ પાગલ.

ગીત : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

દિગ્દર્શક : વિક્રમ, ખુશાલ.

પાત્રો : મોહનલાલા, લાલજી નંદા, વિક્રમ, રતિલાલ પટેલ, અલિદાદન, મહમદ, બળદેવ, શિવલાલ, ભવાનીશંકર, બુલાભાઇ.

આ નાટક બાદ કંપની વડોદરા ગઇ. મહાત્માજીની દાંડી કૂચ તથા સત્યાગ્રહની ચળવળને લગતા પ્રસંગો હોવાથી નાટકનું લાયસન્સ વડોદરામાં રદ થયું. ત્યાર બાદ કંપની ઇન્દોર ગઇ.

## ૨૬. વીર તાનાજી : (હિન્દી) ૧૯૩૦ ઇંદોર.

લેખક : મણિલાલ પાગલ.

દિગ્દર્શક : વિક્રમ, ખુશાલ

પાત્રો : મૂળજી ખુશાલ, રતિલાલ પટેલ, વિક્રમ, બુલાભાઇ, ચીમન ચતુર, ચંદુ, મહમદ.

આ નાટક બાદ કંપની મુંબઇ આવી લાયસન્સ રદ થયું હોવાથી લક્ષ્મી પ્રતાપ નાટક સમાજ નામ ધારણ કર્યું. અને માલિક તરીકે ઇશ્વરલાલ વાડીલાલ શાહ નિયુક્ત થયા.

અપૂર્ણ




શ્રી મૈકુલદાસ વૃન્દાવનદાસ તરફથી જૂનાં નાટકોનાં ઓપેરાઓ તથા બાંધેલી પુસ્તિકાઓ.

પ્રા. મધુકર રાંદેરિયા તરફથી "નાટક" માસિકના ૧૯ અંકો.

શ્રી રતિલાલ મનસુખરાય નાયક તરફથી મુંબઇ ગુજરાત નાટક કંપનીના આઠ નાટકોની ઓપેરાઓ.

# ગુજરાત સંગીત નાટક અકાદમી

**મ**હાગુજરાતના તંત્રની પુનર્રચના થઇ રહી છે એવે સમયે ગુજરાત સંગીત નાટક અકાદમીની સ્થાપના થાય અને અનેક લલિતકલાઓનું એ એકમ બની રહે એ સર્વથા યોગ્ય છે રાજકોટમાં 'સંગીત નાટક અકાદમી' કાર્ય કરી રહી છે પરંતુ એ સંસ્થાનું ક્ષેત્ર મર્યાદિત છે. 'ગુજરાત સંગીત નાટક અકાદમી'એ સાચા અર્થમાં ગુજરાત અને સૌરાષ્ટ્રની કલાસંસ્થાઓ અને વ્યક્તિઓનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા તરીકે વિશ્વાસ સંપાદન કરવો પડશે, તો જ 'ગુજરાત' શબ્દને ન્યાય આપ્યો કહેવાશે. 'સંગીત' જાણનારા સંગીતજ્ઞો, 'નાટક'ને યોગ્ય નાટ્ય વિશારદો અને 'અકાદમી'નું શિક્ષણ આપી શકે એવા શિક્ષકોની જરૂર પડશે. એ કાર્ય એટલું સરળ નથી. નાટ્યશાળા અને તાલીમકેન્દ્ર માટે અનુભવી નાટ્યાચાર્યો કેટલા મળશે? એક પ્રશ્ન એ પણ વિચારવા જેવો છે કે તાલીમ પામેલા કલાકારોને ડીપ્લોમા મળ્યા પછી ક્યાં સ્થાન મળશે? એનો જવાબ એટલો જ કે અકાદમી પોતે જ ઉત્તમ નાટ્ય પ્રયોગોની રજૂઆત કરે, એ નાટકોને ભિન્ન ભિન્ન કેન્દ્રમાં ફરતાં કરે; નાટ્યોત્સવો યોજે તો જ એ કલાકારોનું સ્થાન કાયમી બને અથવા તો તાલીમ પામેલા કલાકારો પોતે જ પોતાનું એક સ્વતંત્ર જૂથ ઉભું કરી શકે. આજે તો પરિસ્થિતિ એવી છે કે શિક્ષણ આપી શકે એવા નાટ્યાચાર્યો તૈયાર કરવા પડશે. શ્રી. અદી મર્ઝબાન અમેરિકા જઇ આવ્યા. એ પછી સમાચાર મળ્યા છે કે અમદાવાદના દર્પના વિપેટર્સના એક સંચાલક શ્રી. શશિન્ દેસાઇ પણ નાટ્ય શિક્ષણ લેવા માટે જવાના છે. ગુજરાતી રંગભૂમિનો પ્રવાહ વેગીલો બન્યો છે એનું આ દિશાસૂચન છે. એ પ્રવાહને યોગ્ય માર્ગે વાળવાની જ જરૂર છે.

સુરતમાં મળેલી પ્રાથમિક સભામાં અકાદમીનાં જે ધ્યેય નક્કી કરવામાં આવ્યા એ કાર્ય તો ગુજરાતી નાટ્ય મંડળે ૧૯૫૩થી શરૂ કરી દીધું છે. તાલીમવર્ગો બાદ કરીએ તો નાટ્યોત્સવો, નાટ્યલેખન હરીફાઇ, પુસ્તકાલય, જૂનાં નવાં નાટકોનું પ્રકાશન, જૂની અને નવી પ્રણાલીની રંગભૂમિ વચ્ચેનો સુમેળ, નાટ્યવિષયક વ્યાખ્યાનો, ગુજરાતી નાટકનું પ્રકાશન અને રંગભૂમિનાં સો વર્ષનો કડીબદ્ધ ઇતિહાસ તૈયાર કરવા માટેનું સંશોધનકાર્ય, એ બધા માર્ગે ગુજરાતી નાટ્યમંડળે સારી પ્રગતિ સાધી છે, એની વ્યાપક અસર મહાગુજરાત સુધી પણ પહોંચી છે અને મંડળનું તો એ ધ્યેય છે કે માત્ર મહાગુજરાત નહિ પણ જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં નાટ્યનો સાદ પહોંચાડવાનો છે.

—માગજી જ. ડોસા



[૩૬ મા પાનાથી ચાલુ]

બાળક અવતર્યું ત્યારે આપણો પ્રેમ એ બાળકમાં વહેંચાઇ ગયો, પણ તમને એ ન ગમ્યું. આજે પણ તમને એ નથી ગમતું."

આ શબ્દોમાં કેટલી ઉદાત્ત ભાવના ભરી છે. સ્ત્રી એટલે માત્ર વિલાસનું પુતળું નથી. જાતિય શાસ્ત્ર એ કંઇ હલકી, ગંદી, ઘૃણાત્મક વસ્તુ નથી, પરંતુ સ્ત્રી પુરુષના સંયોગમાં એક નવા જીવનનો ઉદય છે, જે સંસારને, જિંદગીને માનવતાને મહાન બનાવી શકે. એ બોધ સાથે નાટક રજૂ થાય છે. અને વહેમી પતિના પાત્રમાં બેમી કાપડિયા પણ પોતાનું મનોમંથન, પોતાના અંતરની હાયવરાળ બહુ અચ્છી રીતે [illegible] છે. ધીમે ધીમે થતું ભાવ પરિવર્તન, અંતમાંની અસૂયા અને એ સાથે અવાજમાં આવતી રૂક્ષ જ્યાં ધિક્કારભરી વાણી, એનાં પગલે પગલાં અને આખાયે શરીરનાં ડોલનમાં વર્તાતી સંવેદના એ બધું એક કુશળ અદાકારની સાક્ષી પૂરે છે. ડોક્ટર તરીકે શ્રી. મીનુ છોઇ પ્રભાવ ન પાડી શક્યા અને તેમાંય (Exit) જતી વખતે ભારપૂર્વક પડતાં એમના પગલાં ગંભીર વાતાવરણને હાસ્યાસ્પદ કરી મૂકે છે. જ્યારે પુત્રીના પાત્રમાં રોશન અલ્કાઝી પ્રેક્ષકોની સહાનુભૂતિ મેળવી લે છે.

આવું એક ગંભીર, અર્થપૂર્ણ અને નિ[illegible] દૃષ્ટિએ સર્વાંગ સુંદર નાટક આપવા માટે થિયેટર [illegible] અને શ્રી. ઇ. અલ્કાઝીને અનેકાનેક અભિનંદન અને [illegible] કે એવી જ સુંદર કૃતિઓ આપી લોકમાનસને કૃતિઓ જોવા તરફ વાળો.

નિરીક્ષક

# ગુજરાતી નાટ્ય મંડળ

## પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

**મં**ડળને ઉપક્રમે, પદ્મશ્રી પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુરનું 'ભારતીય ગીત-નાટ્ય' એ વિષય પર સપ્રયોગ વ્યાખ્યાન, ભાંગવાડી પ્રિન્સેસ થિયેટરમાં, તા. ૩૦ જૂન ૧૯૫૬ને દિવસે યોજાયું. આ વ્યાખ્યાનનો હેવાલ આ અંકનાં પાનાં ૫ થી ૭ ઉપર આપેલ છે.

*

મંડળનાં માનનીય મુરબ્બી શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના અવસાન નિમિત્તે એક શોકસભા તા. ૨૮-૭-૫૬ ના રોજ, સાંજના ૭ વાગ્યે બ્લેવેટસ્કી લોજમાં દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીને પ્રમુખપદે ગુજરાતી નાટ્ય મંડળ તેમ જ અન્ય મંડળોના ઉપક્રમે યોજવામાં આવી હતી. જે વખતે પ્રમુખશ્રી તેમ જ સર હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી ગુલાબદાસ બ્રોકર, ડૉ. ડી. જી. વ્યાસ, શ્રી. મોહનલાલ મહેતા (સોપાન), કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી, શ્રી. લાલુ શાહ, પ્રા. મધુકર રાંદેરિયા તથા શ્રી. પ્રાગજી ડોસાએ સ્વર્ગસ્થને ભાવભરી અંજલિ અપી હતી તેમ જ કુ. નિર્મળાદેવીએ કાવ્યમય અંજલિ આપી હતી. બાદ પ્રમુખશ્રીએ નીચે મુજબનો ઠરાવ મૂક્યો હતો: ગુજરાતી નાટ્ય મંડળના એક સ્થાપક અને માનનીય મુરબ્બી તથા સાહિત્ય, સંસ્કારની પ્રવૃત્તિમાં સક્રિય રસ ધરાવતા મહાન ઉદ્યોગપતિ અને મુંબઈના એક અગ્રગણ્ય નાગરિક શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીના અવસાન બદલ આ સભા, ગુજરાતી નાટ્ય મંડળ, લેખક મિલન, ફારબસ સભા, ઇન્ડિયન નેશનલ થિયેટર, શ્રી દેશી નાટક સમાજ, રંગભૂમિ, ભારતીય કલા કેન્દ્ર, ભારત નાટ્ય સમાજ અને આંતર-કૉલેજ ગુજરાતી સાહિત્ય મંડળ, ઊંડા શોક અને દુઃખની લાગણી વ્યક્ત કરે છે. શ્રી. પ્રાણલાલભાઈના જવાથી વ્યાપાર, ઉદ્યોગ અને સંસ્કાર ક્ષેત્રને જે ખોટ પડી છે તે પૂરાય એમ નથી. આ સભા એમના આત્માને શાંતિ ઇચ્છે છે અને એમનાં કુટુંબીજનો પ્રત્યે આશ્વાસનની લાગણી પાઠવે છે."

ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો અને તે બાદ બધાએ ઊભા થઇ, મૌન રહી શ્રી. પ્રાણલાલભાઇને અંજલિ આપી હતી.

*

૧૯૫૬/૫૭ના વર્ષ માટે મંડળના બોર્ડ ઓફ કન્ટ્રોલની નવી ચૂંટણી તા. ૪-૮-૫૬ ના રોજ દેના બૅન્કના સભાગૃહમાં થઇ હતી જેનું પરિણામ 'ગુજરાતી નાટ્ય'ના હવે પછીના અંકમાં પ્રકટ થશે.

મંડળે યોજેલી તૃતિય નાટ્યલેખન હરીફાઇના પરિણામો હવે તરતમાં જ જાહેર થશે.

*

મંડળના નોંધાયેલા નવા સભ્યો :

**આજીવન સભ્યો**

શ્રી. રામકોરબહેન ચુનીલાલ દે. નાનજી

,, ગુલાબબહેન મનુભાઇ દે. નાનજી

,, રમણલાલ નગીનદાસ થાણાવાલા

**સાધારણ સભ્યો (૧૯૫૬-'૫૭ના વર્ષ માટે)**

શ્રી. મોહનલાલ મહેતા (સોપાન), શ્રી. જયોતીન્દ્ર હ. દવે, શ્રી. ચંદ્રવદન ચી. મહેતા, ડૉ. ડી. જી વ્યાસ, શ્રી. હર્ષદરાય બ. પારેખ. શ્રી. જયસુખલાલ મં. જાગીરદાર, શ્રી. જગન્નાથ ર. પંડ્યા, શ્રી. કલાવતી ફીકુભાઇ દેસાઇ, શ્રી. માણેકલાલ જ. મહેતા, શ્રી. નગીનદાસ જ. નાલાવાલા, શ્રી. શાન્તિકુમાર વ. દયાલ શ્રી. હંસરાજ ગુ. લીલાણી, શ્રી. ભૂપતરાય ન. ત્રિવેદી શ્રી. નારાણદાસ સી. કિલ્લાવાલા, શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ શ્રી. રતિલાલ હસમુખભાઇ શ્રી. ડી. સી. નગરશેઠ શ્રી. ભૂપેન્દ્ર કાપડિયા, શ્રી. વ્રજલાલ પારેખ, શ્રી એરચ પાવરી, શ્રી. વીરેન્દ્ર તોલાટ.

# પ્રાસંગિક નોંધ

ઇન્ડિયન નેશનલ થિયેટર: "મંગલમંદિર"નો એક વધુ પ્રયોગ તા ૧૫મી જુલાઇએ ભજવાયો. ઉપરાંત લોકપ્રિય થયેલું નાટક "રંગીલો રાજ્જા" તેના ૭૫મા ખેલ પછી પણ અવિરત ગતિએ આગળ વધી રહ્યું છે. તેનો ૮૦મો ખેલ ૫મી ઓગસ્ટે ભજવાયો.

સંસ્થાનું આગામી સર્જન "સંભાવિત સુંદરલાલ" તા. ૧૭મી ઓગસ્ટે રજૂ થશે. તેનું દિગ્દર્શન શ્રી. જયંતિ પટેલ કરી રહ્યા છે.

શ્રી. ફિરોઝ આંટિયા તેમના પારસી તહેવારો માટે "મહેરામે શું કીધું?" નામનું એક ખૂબ હસાવતું પ્રહસન તા. ૩૧મી ઓગસ્ટે રજૂ કરશે. જેમાં શ્રી. ફિરોઝ આંટિયા ઉપરાંત મોતી આંટિયા, મની પટેલ, એરચ પેમાસ્તર, એરચ પાવરી વગેરે નામી કલાકારો ભાગ લેશે.

ભારતીય કલા કેન્દ્ર: "મોટા દિલના મોટા બાવા" થા "ભાગુતિ પતિ"ના વધુ પ્રયોગો ચાલુ રહ્યા હતા. ઃ વર્ષની માફક કલા કેન્દ્રની "આંતર-કૉલેજ નાટ્ય ર્ધા" આ વર્ષે દશ વર્ષમાં પ્રવેશે છે. આ વર્ષે એ ર્ધા ઓગસ્ટના બીજા સપ્તાહમાં શરૂ થશે.

ભારત નાટ્ય સમાજ: "ઇશ્વરે ઘર બદલ્યું?" ાટકની રજતજયંતિ બાદ તરત જ સંસ્થાએ નવા ાટક "આવતી કાલ"ની રજૂઆત ભાંગવાડી પ્રિન્સેસ યેટરમાં કરી હતી. આ ઉપરાંત સંસ્થાનું બીજું નાટક મંગલમૂર્તિ" પણ ચાલુ જ છે. ઉપરાંત "વીરપસલી" ફળતાપૂર્વક તા. ૧લી ઓગસ્ટે રજૂ થયું.

ભારત નાટ્ય અકાદમી: આ સંસ્થાએ સ્વર્ગસ્થ ા આગાહશ્ર કાશ્મિરીના મશહૂર નાટક "નેક-પરવીન"ના યોગો ઓપેરા થિયેટરમાં રજૂ કર્યા, જેમાં 'પ્રહસન ભાગમાં શ્રી મિરઝાં મુશરફે સુંદર અદાકારી દાખવી. મા પ્રસંગે માનનીય શ્રી. દિનકરરાવ દેસાઇએ હાજરી આપી હતી.

સંસ્કાર મંડળ: મંડળ તરફથી "કેકારવ" નામે ર્ષાને વધાવતો એક કાર્યક્રમ વિલ્સન કૉલેજના હૉલમાં શનિવાર તારીખ, ૨૧ મી જુલાઇએ સાંજે રજૂ થયો, તેમાં શ્રી સુશાન્તો બેનરજીએ 'વર્ષા' નામનું એક સંગીતરૂપક રજૂ કર્યું હતું.

સહોદય: આ મંડળ તરફથી શ્રી અજીત પટેલ કૃત "કલમઠોગી" અને "જીવન, એક ઝંઝાવાત" એ એકાંકી ઉપરાંત શ્રી કમલેશ ઠાકરકૃત "બ્લડપ્રેશર" નામના ત્રીજા એકાંકીની પણ રજૂઆત કે. સી. કૉલેજના હૉલમાં ૨૯ મી જુલાઇએ કરવામાં આવી. આ પ્રસંગે મુંબઇના મેયર શ્રી. સાલેહભાઇ અબ્દુલકાદર પ્રમુખસ્થાને હતા.

## અમદાવાદ

કલ્પના થિયેટર્સ: "ભાગુતિ પતિ"નો ૧૫મો પ્રયોગ ૨૨મી જુલાઇએ થયો. "ગાજરની પિપુડી" નામનું ત્રિઅંકી પ્રહસન સભ્યો માટે ઓગસ્ટના અંતમાં રજૂ થશે. એનું દિગ્દર્શન શ્રી. શશીન્ દેસાઇ કરી રહ્યા છે.

રંગમંડળ: શ્રી. પ્રબોધ જોષીકૃત "પત્તાંની જોડ" નાટકની રજતજયંતિ તા. ૧૨મી ઓગસ્ટે ભજવાશે.

## સૂરત

રાષ્ટ્રીય કલાકેન્દ્ર: આ સંસ્થા તરફથી ૮મી જુલાઇએ નગીનચંદ હૉલમાં "વર્ષા રંજન" નામનો એક કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો. શ્રી. શીવકુમાર જોષીનું "પ્રસન્ન દામ્પત્ય," શ્રીમતી રંભાબેન ગાંધીનું "રોજની રામાયણ" એમ બે એકાંકીઓ રજૂ કરવામાં આવ્યાં. તે ઉપરાંત "નેપથ્યના નૂર" નામનો શ્રી. વજુભાઇ ટાંક દિગ્દર્શિત એક સંગીત-કાર્યક્રમ પણ રજૂ થયો હતો.

## નડિયાદ

રંગમંડળ: આચાર્ય અત્રેના "દુનિયા શું કહેશે" નામના નાટક પરથી શ્રી કાન્તિ બરોડિયા અને શ્રી શિરીષ મહેતાએ કરેલા રૂપાંતરની રજૂઆત ૩૦ મી જૂને અને ૧ લી જુલાઇએ ટાઉન હૉલમાં કરવામાં આવી હતી.

## રાજકોટ

શ્રી સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર: શ્રી સૌરાષ્ટ્ર બાલવિકાસ સમિતિના ઉપક્રમે શ્રી જયંત પંડયા રચિત "સોનાનો સૂરજ" નામે નાટક તા. ૨૬મી જૂને ભજવવામાં આવ્યો હતો. એનું દિગ્દર્શન શ્રી જયંત પંડયાએ જ કર્યું હતું. તા. ૨૭મીએ શ્રી ચન્દ્રવદન મહેતા કૃત "રમકડાંની દુકાન" રજૂ થયું.

## વડોદરા

શ્રી દેશી નાટક સમાજનું 'સર્વોદય' શતાબ્દી ઉત્સવ તરફ આગળ વધી રહ્યું છે. ઉપરાંત અંજાર ભૂકંપ રાહત ફંડમાં સંસ્થાના કલાકારોએ વ્યક્તિગત રીતે રકમ એકત્ર કરી છે અને શ્રી દેશી નાટક સમાજે 'સર્વોદય'ની એક નાટ્યની આવક આપવાનું જાહેર કર્યું છે.

★



**અધ્યાપક કેશવલાલ શિવરામ**

સંગીત લીલાવતી, પવિત્ર લીલાવતી
અને માનવતી નાટકોના કર્તા



**સ્વ. વલ્લભરામ કેશવ નાયક**

સ્વ. અમૃત કેશવ નાયકના બંધુ
જેઓ એક મશહૂર કલાકાર ઉપરાંત
નાયક નાયિકા ભેદોના જ્ઞાતા હતા



ઉપરના ચિત્રો : ડૉ. ડી. જી. વ્યાસના સૌજન્યથી

Regd No. B. 6639

# ધી બેંક ઓફ બરોડા, લિ.

(સ્થાપના ૧૯૦૮)

: મુખ્ય ઓફિસ :

વડોદરા

| | |
|---|---|
| સત્તાવાર થાપણ .... .... | રૂા. ૨,૪૦,૦૦,૦૦૦ |
| બહાર પડેલી તથા ભરાયેલી થાપણ.... | રૂા. ૨,૦૦,૦૦,૦૦૦ |
| મંગાયેલી અને વસૂલ આવેલી થાપણ.... | રૂા. ૧,૦૦,૦૦,૦૦૦ |
| રિઝર્વ ફંડસ્.... .... .... | રૂા. ૧,૨૮,૦૦,૦૦૦ |

વિદેશમાં મુખ્ય શહેરોમાં એજન્ટો છે.  હિંદભરમાં શાખાઓ

**બેંકિંગને લગતું તમામ કામકાજ કરવામાં આવે છે.**

બેંકની રેકલેમેશન શાખા (મફતલાલ હાઉસ, બેકબે રેકલેમેશન)ના
સેફ ડિપોઝીટ વોલ્ટમાં ખાનાં ભાડેથી મળી શકશે.

એન. એમ. ચોકસી,
: જનરલ મેનેજર :

# ગુજરાતી નાટ્યમંડળનાં પ્રકાશનો

ગુજરાતી રંગભૂમિનાં સો વર્ષ પુર્ણ થયાં
તે પ્રસંગે પ્રકટ કરેલ

**સ્મારક ગ્રંથ**

•

* ગુજરાતી રંગભૂમિનું રજવાડી ત્રિઅંકી

**અજબકુમારી**

લેખક: કવિશ્રી મૂળશંકર મૂલાણી

•

* જૂની રંગભૂમિનાં ૨૫૦ લોકપ્રિય ગીતો
અને તેના સ્વરાંકનનો સંગ્રહ:

**રંગભૂમિનાં નાટકો: ગીતોની સારીગમ**

સ્વરાંકન: સ્વ. વાડીલાલ ઉસ્તાદ

—હવે પછી—

* જૂની રંગભૂમિનું લોકપ્રિય પૌરાણિક
ત્રિઅંકી નાટક

**સામેપાર**

લેખક: કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી

•

* કવિશ્રી મૂળશંકર મૂલાણી કૃત:
'શ્રી કૃષ્ણચરિત્ર'માંથી રાધાકૃષ્ણના
દશ્યોનું સંકલન

**પ્રેમમૂર્તિ રાધિકા**

સંકલન: પ્રા. મધુકર રાંદેરિયા

સ્થિતધી

દુઃખેષ્વનુદ્વિગ્નમનાઃ
સુખેષુ વિગતસ્પૃહઃ।
વીતરાગભય ક્રોધઃ
સ્થિતધીર્મુનિરુચ્યતે ॥

(શ્રીમદ્ ભગવદ્ગીતા)



ગુજરાતી નાટ્ય મંડળના
'માનનીય મુરબ્બી'

શ્રી
માણેકલાલ
દેવકરણ
નાનજી

મ: તા. ૧૮-૬-૧૮૯૪
સાન: તા. ૨૫-૬-૧૯૫૬

પુસ્તક ચોથું : અંક બીજો | કિંમત: બાર આના

# ગુજરાતી નાટ્ય

(ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર)

શ્રી પ્રાણલાલભાઈના પિતાશ્રી

## શ્રી દેવકરણ નાનજી



જન્મ :
ઈ. સ. ૧૯૫૮

અવસાન :
૩-૧૦-૧૯૬૨

શ્રી પ્રાણલાલભાઈ અભિનંદન ગ્રંથમાંથી આભાર

# ગુજરાતી નાટ્ય

પુસ્તક ચોથું : સપ્ટેમ્બર : ૧૯૫૬ અંક : ૨

## આ અંકમાં :-



આ સ્મારક અંકમાં શ્રી પ્રાણલાલભાઈ અભિનંદન ગ્રંથમાંથી લેખો તથા ચિત્રબ્લોકનો ઉપયોગ કરવાની સંમતિ આપવા માટે અમે શ્રી પ્રાણલાલભાઈ અભિનંદનગ્રંથ સમિતિના અત્યંત આભારી છીએ.

મુદ્રક અને પ્રકાશક:-ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ [illegible] પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ-૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જયંતિલાલ ત્રિવેદી
પ્રા. ઉદાવાલ ધીવાળા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાવરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
માગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | સપ્ટેમ્બર: ૧૯૫૬ | અંક: બીજો

# શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી



## સંક્ષિપ્ત જીવનરેખા

મૃગલાની ફાળે, થોડાક દાયકાઓ કુદાવીને જઈએ સુદામાપુરી પોરબંદરમાં. અહીં શ્રી દેવકરણ નાનજીના પિતાશ્રી શ્રી નાનજી ગોકળજી દેસાઈનો જન્મ: વૈશ્ય મોઢ વણિક જ્ઞાતિમાં. શ્રી. નાનજી દેસાઈની સ્થિતિ આર્થિક દૃષ્ટિએ ગરીબ, પણ ચારિત્ર્યની નિર્મળતા અને હૃદયની કોમળતાનું માપ લેતાં તવંગર હતી. શ્રી નાનજી પોરબંદરમાં એક ભાટિયા વેપારીની પેઢીએ ગુમાસ્તાની નોકરી કરતા અને વેતન એટલું થોડું મળતું કે ઘણી કરકસરથી એમના પત્ની દેવકોર ઘર ચલાવતા.

શ્રી નાનજીને દેવકોરબાઈથી ત્રણ પુત્રો અને એક પુત્રી થયાં. શ્રી છગનદાસ, શ્રી દેવકરણ, શ્રી પુરુષોત્તમ અને મીઠીબાઈ. (શ્રી દેવકરણનો જન્મ ઈ. સ. ૧૮૫૮માં) મધ્યમ વયે શ્રી નાનજી અવસાન પામ્યા. એમના અવસાન સમયે શ્રી છગનદાસનું વય લગભગ ૧૭–૧૮નું અને શ્રી દેવકરણનું ૯–૧૦નું.

પોતાની ગરીબ સ્થિતિ સાલતાં અને સાહસ વિના સંપત્તિ નથી' એ સૂત્રમાં શ્રદ્ધા રાખી, શ્રી છગનદાસ પોરબંદર છોડી વહાણમાર્ગે મુંબઈમાં નસીબ અજમાવવા આવ્યા. આવીને હિકમત, હિંમત અને આત્મશ્રદ્ધાથી દલાલી, મુકાદમી વગેરેનો આશ્રય લઈ ધીરે ધીરે પગભર થયાં. કંઈક સ્થિરતા પ્રાપ્ત થતાં, પોતાના નાના ભાઈ શ્રી દેવકરણને અભ્યાસ માટે મુંબઈ તેડયા.

૧૮૭૬–૭૭માં શ્રી દેવકરણ મેટ્રિક પસાર થયા. જ્ઞાતિમાં મેટ્રિક થવામાં તેઓ પહેલા હતા. એકવાર તેમનો વિચાર શિક્ષકના વ્યવસાયમાં જોડાવાનો હતો, પણ શ્રી છગનદાસની સલાહ મળી "આપણે કંઈ નોકરીમાં જિંદગી વેચવી નથી." શ્રી દેવકરણ નાનજીએ ત્યાર પછી ૧૮૭૯માં છગનદાસ એન્ડ કંપની નામે વ્યવસ્થિત પેઢી સ્થાપી, ધંધામાં પગભર થયા. જીવનમાં અને વ્યવસાયમાં સર્વત્ર તેમનો આચારમંત્ર હતો: સત્ય બોલવું અને સત્ય ચાલવું. આ પેઢી દ્વારા એમણે યુરોપના સર્વ મુખ્ય બંદરો સાથેનો નૂરનો વ્યવહાર મોટા પ્રમાણમાં જમાવ્યો.

લગભગ તેવીસ વર્ષની વયે શ્રી દેવકરણનાં લગ્ન શ્રી નાગજી ગાંધીનાં પુત્રી કપૂર સાથે થયેલાં. એ લગ્નજીવન બાર વર્ષ ચાલ્યું. શ્રી ચૂનીલાલભાઈ કપૂરબાઈના એકના એક પુત્ર. કપૂરબાઈના દુઃખદ અવસાન પછી



૧૮૯૯





૧૯૦૧

## શ્રી પ્રાણલાલભાઈ

બાલવયે વિવિધ વેશે

૧૯૦૬



૧૯૦૮



શ્રી દેવકરણે, શ્રી દેવકરણ ત્રિકમજીનાં પુત્રી કેસરબાઈ સાથે બીજું લગ્ન કર્યું. શ્રી પ્રાણલાલભાઈ કેસરબાઈના સૌથી મોટા પુત્ર; એમના પછી શ્રી કલાવતીબહેન, શ્રી ત્રિભુવનદાસ (મનુભાઈ) અને શ્રી ગુણવતીબહેન (બચુબહેન).

શ્રી પ્રાણલાલભાઈનો જન્મ ૧૮૯૪ની ૧૧મી જૂને થયો હતો. મુંબઈની એસ્પ્લેનેડ સ્કૂલમાંથી તેઓ ૧૯૧૦માં મેટ્રિક પસાર કરે છે. શાળામાં જીવનઘડતરના પાયા દૃઢ થાય છે. પહેલેથી છેલ્લે સુધી પ્રથમ નંબરે જ ઉત્તીર્ણ થઈ તેઓ શાળાના સર્વ શિક્ષકો અને વડા આચાર્યોની પ્રીતિ સંપાદન કરે છે. આ જ અરસામાં એમને સાહિત્યનો શોખ સ્પર્શે છે; સંગીતના સૂરો એમના દિલને ડોલાવે છે; ચિત્રકલા એમને આકર્ષે છે. આ વખતે શ્રી દેવકરણ નાનજીને ત્યાં શ્રી વૃન્દાવનદાસ ભગત નોકરીમાં જોડાયા. તેઓ સંસ્કૃત અને અંગ્રેજીના સારા જ્ઞાતા છે. સાંજે શ્રી પ્રાણલાલભાઈ એમની સાથે ફરવાનું રાખે. આ આદર્શ સંગતિથી ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજીના વાંચનનો શોખ કેળવાયો. પિતાશ્રીએ આ શોખને પોષ્યો. ગુજરાતીમાં બૃહત્ કાવ્યદોહન વાંચ્યું ને તેમાંથી સામળ ભટ ગમી ગયા. પછી નર્મદ કવિતા અને નર્મદ ગદ્ય જોયાં, દલપતકાવ્યના બે ભાગનું પાન કર્યું; નવલગ્રંથાવલિ વાંચી, ને નવલરામ પંડ્યાના સાહિત્ય વિવેચનને પ્રમાણ્યું: તે જ અરસામાં વ્યવસાયી નાટકમંડળીઓનાં કેટલાંક સુંદર નાટકો જોઈ, તેના લેખની છાપ જાણેઅજાણ્યે ઝીલી: ગોડ મંડળને આશ્રયે થતાં વ્યાખ્યાનોએ વળી આ શોખમાં ઉમેરો કર્યો; મણિલાલ નભુભાઈનાં 'બાળવિલાસ' અને 'ચારિત્ર્ય' દ્વારા નવા પ્રદેશનાં, નવી શૈલીનાં, નવી વિચારધારાનાં દર્શન કર્યાં; 'વસન્ત' ને 'સમાલોચક' માસિકોનાં વાંચને અભ્યાસની કક્ષા ઊંચી બનાવી. શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના 'સરસ્વતીચન્દ્ર'નાં નીરે મન ને હૃદયની ભૂમિને આર્દ્ર બનાવી.

સંસ્કૃતમાં શાસ્ત્રીસભા દર રવિવારે ઘરે થતી તેમાં ભાગ તો લેતા જ. પણ તે સાથે, બેએક વર્ષ સુધી શ્રી નરહરિ શાસ્ત્રીની શ્રી ભગવદ્ગીતા પાઠશાળાનાં વર્ગોમાં હાજરી આપી, રઘુવંશ, ગીતા ને યોગવાસિષ્ઠનાં જ્ઞાન અને કાવ્ય પીધાં, રામાયણ ને ભાગવત વાંચ્યાં, થોડુંક મહાભારત જોયું; મનુસ્મૃતિ અને શુક્રનીતિના મહત્ત્વના શ્લોકો કંઠસ્થ કર્યા. આપ્ટેનું કુસુમમાળા ખૂબ જ વાંચ્યું; કાલિદાસ અને ભવભૂતિનાં સંસ્કૃત નાટકો–કાવ્યો વાંચ્યાં; અને ભર્તૃહરિના શતકોથી આચર્યાં.

આ જ વિકાસ, આ જ ઉત્સાહ એમના વાંચનમાંયે વ્યક્ત થાય છે. ડૉ. સેમ્યુઅલ સ્માઈલ્સનું 'કૅરેક્ટર;' મિસીસ હેનરી વૂડ, જેન ઑસ્ટેન, સર વૉલ્ટર સ્કૉટ, મેકોલે, બર્ક, ડિકન્સ અને બીજા સાહિત્યસ્વામિઓનું સર્જન એમની કલ્પનાને મુગ્ધ કરે છે.—આ સૌના વાંચનથી ઘડાયેલી રસવૃત્તિ અને ઉદ્ભવેલી સર્જનશક્તિએ એમની પાસે અનેક સુંદર નવલિકાઓ, નાટિકાઓ,

૧૯૧૨



૧૯૧૦



સળંગ ત્રિઅંકી નાટક, રેખાચિત્રો, નિબંધો ને પ્રાસંગિક પ્રવચનલેખો લખાયાં છે

એ સાથે સંગીત પ્રતિ તેઓ આકર્ષાય છે. આત્માની એ લયબદ્ધ ભાષા છે. ઉસ્તાદજી ત્ર્યંબક જોશી પાસે ઘરે સંગીત તેઓ શીખ્યા. તેવું જ ચિત્રકલાનું; એમાં એમનું પ્રાવિણ્ય જોઈ ચિત્રશિક્ષક શ્રી. દેવકરણને એમને વધુ તાલીમ લેવા કહે છે, પણ જવાબ મળે છે. 'મારો પુત્ર ચિતારો થવા નહિ પણ વેપારી થવા સર્જાયો છે.'

શ્રી પ્રાણલાલભાઈ શાળામાં વિદ્યાર્થી છે તે જ અવસ્થામાં, ૧૯૦૮માં એમના વિવાહ લેવાય છે, જામનગર રાજ્યના એક પરગણાના નાયબ ન્યાયાધીશ રાજેશ્રી ગોવિંદજી ઝવેરચંદના સુપુત્રી જયાવતી સાથે. રૂપેગુણે સંપન્ન બાળા, પિતૃપક્ષના સુસંસ્કારોથી ઘડાયેલી છે, ઉદાર છે, પરગજુ છે, સખાવતી છે, આતિથ્યભાવનાવાળી છે. અને ૧૯૧૧માં લગ્ન લેવાય છે. મેટ્રિકમાં ઉત્તિર્ણ થઈને શ્રી. પ્રાણલાલભાઈ સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં ફર્સ્ટ ઇયર આર્ટ્સના વર્ગમા દાખલ થાય છે ત્યારે; દરમિયાન ૧૯૦૯માં માતુશ્રી કેસરબાઈનું ઓગણત્રીસ વર્ષની વયે અવસાન નીપજે છે, ને સત્ત્વશીલ માતાની એમને જીવનમાં ન પૂરાય એવી ખોટ પડે છે. માતા કેસરબાઈ અને માતામહી હરખબાઈનાં અનેક સુસંસ્કારોનો શ્રી પ્રાણલાલભાઈને વારસો મળ્યો હતો.

શ્રી પ્રાણલાલભાઈ અને શ્રી જયાવતીબહેનનું દામ્પત્ય જીવન એક સાંસારિક આદર્શ છે. ઉભયમાં સાત્વિક વૃત્તિ, ઉદારતા, સ્નેહ, રસિકતા, કુટુંબ

## પ્રસન્ન દામ્પત્ય

શ્રી જયાવતીબહેન, શ્રી પ્રાણલાલભાઈ

પ્રત્યેની વાત્સલ્યભાવના, સર્જક પ્રકૃતિ, ઉચ્ચ અભિરૂચિ અને માનવપ્રેમની પ્રતિતી, એમના સંપર્કમાં આવનાર સર્વને થઈ છે.

ઇન્ટર આર્ટ્સની પરીક્ષા વખતે વિદ્યાપીઠમાં બેચાર ઉત્તર પત્રો લખી શ્રી. પ્રાણલાલભાઈ ઉ જાય છે અને પિતાજીનું અનુમોદન લઈ ૧૯૧૨ નવેંબરમાં એમનાં ધંધામાં જોડાય છે. દેવકરણ નાનજી એન્ડ સન્સ નામની એક સ્ટીમર ચાર્ટરર એજન્ટની કંપની કાઢે છે ને કામ ધમધોકાર ચાલે છે

એટલામાં ૧૯૧૪નું વિશ્વયુદ્ધનું વર્ષ આવી ચ છે. ફ્રેટનું કામકાજ બંધ થાય છે. શ્રી. દેવકરણ નાનજી શેરબજારનું કાર્ડ શ્રી. ચૂનીલાલભાઈને સુપરત કરે છે રૂ બજારનું ને સોનાચાંદી બજારનું કાર્ડ લઈ શ્રી. પ્રાણલાલભાઈને સોંપે છે.

ત્યાં એક સુખદ ઘટના બને છે. શ્રી. જયાવતી બહેનને પુત્રરત્ન સાંપડે છે. સ્વરૂપે સુંદર, સ્વભાવે મૃદુ ચાલાક ને ચંચળ બાળકનું નામ પાડવામાં આવે છે 'સુમન.'

પરંતુ પિતાશ્રીની શીળી છાંયડી લાંબો વખત ટકતી નથી. શ્રી. દેવકરણ મૃત્યુશય્યા પર સૂતા છે, તે વેળા શારીરિક પીડાની એમને ચિંતા નથી; અંતકાળ નજીક છે એનોય વસવસો નથી, એમનું ચિત્ત તો કોઈ જુદા જ વિષયમાં રમખાણ જગાવે છે. તેઓશ્રી શ્રી. પ્રાણલાલભાઈને પાસે બોલાવી કહે છે: "આપણા શુભ નામની પ્રતિષ્ઠા જળવાય ને એનું ગૌરવ વધે એવું કામ કરજો. એક બેન્ક ખોલજો. સત્યતા, કાર્યકુશળતા, પ્રમાણિકતા ને સદ્ધરતા–આ ચાર શબ્દોને જિંદગીભર ગો રાખજો.



શ્રી પ્રાણલાલભાઈ
અને
કુટુંબીજનો

સગાંવહાલાં તથા મિત્રો કહે છે કે બેંકને આપણું નામ ન આપવું. મારી સલાહ છે કે આપણું જ નામ આપવું, જેથી આપણા નામને હંમેશા ઊજળું રાખવાની આપણને ચીવટ રહે, ને કદી મતિભ્રમ થાય નહિ. સત્યથી વર્તવું ને લોકોનાં નાણાં વિશે હમેશ પ્રમાણિકતાથી ને સત્યથી વ્યવહાર કરવો એ એક વાત. બીજી વાત કોંગ્રેસ પ્રત્યે હમેશ ભક્તિ રાખજો. આ કોંગ્રેસમાં મોહનદાસ (ગાંધીજી) અદ્દભુત માણસ છે. સત્યના ઉપાસક છે ને સત્યને ઈશ્વર માનનારા છે. હા, વર્ણાશ્રમ ધર્મની બાબતમાં એમના વિચારો સાથે હું સંમત નથી, છતાં ખાતરીથી કહું છું કે ષડ્રિપુને જીતનાર એ એકલા જ છે. એના જેવો બીજો નિષ્ઠાવાળો માણસ મેં જોયો નથી. એને અનુસરજો."

એટલા શબ્દો પછી, ઉત્સાહપૂર્વક એમણે ૧૦૮ વાર ગાંધીજીની જય બોલાવી અને ઈ. સ. ૧૯૨૨ની ત્રીજી ઑક્ટોબરે ચોસઠ વર્ષની વયે તેઓ અવસાન પામ્યા.

પિતાશ્રીના સ્વર્ગવાસનો આઘાત હજી શમ્યો નથી ત્યાં બીજી એક અતિ દુઃખદ ઘટના ૧૯૨૩માં બને છે. શ્રી પ્રાણલાલભાઈનો એકનો એક લાડીલો પુત્ર સુમન, વિકસે, સૌરભ પ્રસારે, રૂપેરંગે સૌને મુગ્ધ કરે તે પૂર્વે તો હા હન્ત, હન્ત... મહાકાળ એને આ વિશ્વમાંથી ઉપાડી લે છે! કેવળ અઢી વર્ષનું ટૂંકુ આયુષ્ય ભોગવી સૌને દુઃખ સાગરમાં ધકેલી સુમન વિદાય લે છે.

ત્યાર પછી તો ગંગાના નીર ઘણાં વહી ગયાં.

ત્રણે ભાઈઓ પોતાના વ્યવસાયમાં ધીર પુરુષની માફક, વિશાળ દૃષ્ટિ અને દૂરદેશીથી, બુદ્ધિબળથી અને બાહોશીથી વિકાસ સાધતા ગયા હતા. પમી જાન્યુઆરી ૧૯૩૬ને દિવસે માત્ર તેત્રીસ વર્ષની ઊગતી જુવાન વયે શ્રી. મનુભાઈએ આયુષ્યની લીલા સંકેલી લીધી. એ પછી શ્રી. ચુનીલાલભાઈ નિવૃત્તિપરાયણ બન્યા અને શ્રી પ્રાણલાલભાઈને શિરે જવાબદારીઓ આવી. જાહેર જીવનથી અલિપ્ત રહેલા શ્રી પ્રાણલાલભાઈ હવે પોતાની અંતર્ગત કલાભિરુચિને અને કલાભિનિવેશને તથા લોકહિતની ભાવનાને વશ થઈ, પોતાની ત્વરિત વિચારશક્તિ, સાહસિકતા, દીર્ઘદૃષ્ટિ દ્વારા વ્યાપાર, વાણિજ્ય, સાહિત્ય, સંગીત, કલા, વ્યાયામ, જીવદયા ઈત્યાદિ અનેક ક્ષેત્રોમાં સક્રિય રસ લેવા લાગ્યા.

અને ૧૯૩૮માં, પોતાના પિતાશ્રીની મૃત્યુશય્યાએ પોતાની વેળાની બેન્ક સ્થાપવાની છેલ્લી ઇચ્છાને તેઓ મૂર્ત કરે છે. એ પછી ૧૯૪૧માં દેના વિમા કંપનીની તથા ૧૯૪૩માં દેવકરણ નાનજી ઇન્વેસ્ટમેન્ટ કંપનીની સ્થાપના અને ઉત્તરોત્તર પ્રગતિ સધાય છે.

અને આ એક બીજું ચિત્ર: ૧૯૪૪માં ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર જેવી મહાન સંસ્થાનું પ્રમુખપદ શ્રી. પ્રાણલાલભાઈને મળે છે. એ સમયે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી અને જગદંબા કસ્તૂરબા આગાખાન મહેલમાં બંદીવાન છે. જેલમાં જ કસ્તૂરબાનો દુઃખદ સ્વર્ગવાસ થાય છે. કસ્તૂરબા સ્મારક માટે નિધિ એકત્ર કરવાની યોજના ઘડાય છે. એ ભગીરથ કાર્ય કોને સોંપવું એની વિચારણાઓ ચાલે છે ને પૂજ્ય બાપુ માર્ગ કાઢે છે. એમની માણસપારખુ નજર શ્રી પ્રાણલાલભાઈ પર પડે છે. એમના પિતા શ્રી દેવકરણ સાથે તો એમનો જૂનો નાતો—એક પોરબંદરના, એક મોઢ વણિક—એક સત્યપ્રેમી અને ધર્માચરણી અને બાપુના ગુણાનુરાગી શ્રી પ્રાણલાલભાઈ એ આદેશ શિરે ચડાવે છે. કર્તવ્ય પરાયણ થઈ અનેક પરિશ્રમશીલ સ્વદેશભક્ત અને બાપુજી પ્રત્યે ભક્તિ ધરાવનાર મિત્રોની સહાયથી મુંબઈ મુંબઈનું રૂપિયા વીસ લાખનું નિર્ધારિત લક્ષ્ય વટાવી પચીસ લાખનો ચેક વર્ધામાં પૂજ્ય બાપુને ધરે છે. બાપુ પ્રસન્ન થાય છે અને કહે છે "પચીશ લાખ તો લાવ્યા પણ સાથે ગજવામાં બીજું શું લાવ્યા છો?" ને એમ કહેતાં બાપુ પ્રાણલાલભાઈનું



ભારતના રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ સાથે

પાકીટ 'તફડાવે' છે અને એમાં માત્ર સો રૂપિયા રાખી બાકીના હરિજન ફાળા માટે કાઢી લે છે. આ પ્રેમનો વેરો ચૂકવતાં શ્રી પ્રાણલાલભાઇ પણ પ્રસન્નતા અનુભવે છે.

૧૯૪૪નો એક બીજો પ્રસંગ: ગોદીના ધડાકાનો ૧૪મી એપ્રિલનો. આ સમયે શ્રી. પ્રાણલાલભાઇએ બજાવેલી કામગીરી ખૂબ જ યાદગાર બની રહી છે. મુંબઇના રાજ્યપાલ સર જ્હોન કોલવિલ અને વાઇસરૉય લૉર્ડ વેવલને તેઓ મળે છે, પોતાની માગણી અસરકારક રીતે રજૂ કરે છે અને સરકાર પાસેથી રૂપિયા નેવુ લાખની રકમ વેપારીવર્ગ તથા ધડાકાના ભોગ બનેલા અન્યજનો માટે વળતર તરીકે મેળવે છે. મુંબઇની જનતાના ઉપકારવશ હૃદયમાં શ્રી. પ્રાણલાલભાઇનું નામ અંકાઇ જાય છે.

એ પછી એ જ વર્ષમાં મહત્ત્વનું કાર્ય તેઓ કરે છે તે હિન્દી બેન્ક મંડળ (ઇન્ડિયન બેન્કસ એસોસિએશન) ની સ્થાપના. પ્રથમ વર્ષે આ મંડળનું સૂત્રસંચાલન સર હોમી મોદીના હાથમાં રહ્યું ત્યારે શ્રી પ્રાણલાલભાઇ ઉપપ્રમુખ હતા; ને બીજા વર્ષથી તેમણે પ્રમુખ તરીકે કાર્યસૂત્રો હાથમાં લીધાં ને એ પદે ૧૯૫૫ સુધી રહેતાં, યશસ્વી ને ઉજ્જ્વળ કારકિર્દી રચી. હિન્દી બેન્કિંગના વિકાસ તથા સંગઠન માટે, ભિન્ન ભિન્ન રીતે, રિઝર્વ બેન્ક ઑફ ઇન્ડિયા તથા ભારત સરકારનો સહકાર મેળવી સફળ પ્રયત્નો આ વર્ષોમાં તેમણે કર્યા.

એ પછી ૧૯૪૮થી તેમણે નિવૃત્તિ સેવવા માંડી. પરંતુ ૧૯૫૨માં હિન્દી વેપારી મંડળના સંચાલકોને, કેટલાક સંજોગોને પરિણામે, મંડળના પ્રમુખ તરીકે એક લોકપ્રિય, વ્યવહારદક્ષ, તટસ્થ, નિષ્પક્ષ અને તે ઉપરાંત 'Unbleached honour' વાળી વ્યક્તિની જરૂર પડે છે અને મિત્રોના આગ્રહને વશ થઇ, શ્રી પ્રાણલાલભાઇને પ્રમુખ બની હિંદી વેપારી મંડળના સૂત્રો ઝીલવાં પડે છે. એ વખતે જ બહુમુખી વેચાણવેરાનો નવો કાયદાનો પ્રશ્ન ઉદ્ભવે છે. વેપારીઓ આ વેરાથી ખળભળી ઊઠે છે. ત્યારે પૂનામાં ધારાસભા ચાલતી હતી; ત્યાં જઇ શ્રી. પ્રાણલાલભાઇ વેપારીઓની મુસીબતોનું ને માગણીઓનું બયાન કરી, પ્રધાનોના પ્રશ્નોના મક્કમ ઉત્તરો વાળે છે. છેવટે એમનાં સંનિષ્ઠ પ્રયાસોને લઇને પરિસ્થિતિ બદલાય છે.

૧૯૫૨નું એ વર્ષ એક બીજા આન્દોલનથી પણ સ્મરણીય બની રહે છે. શ્રી. પ્રાણલાલભાઇ "સ્વદેશી લીગ"ની સ્થાપના કરે છે. એમના ત્રણ વર્ષના પ્રમુખપદ દરમિયાન અને શક્તિશાળી માર્ગદર્શનને પરિણામે આજે ઘણે અંશે, આ સંસ્થા પગભર થઇ પોતાના ધ્યેય પ્રતિ આગળ વધી રહી છે.

અને ૧૯૫૨ ના નવેંબરમાં ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ઊજવાય છે. શ્રી. પ્રાણલાલભાઇ એ મહોત્સવ સમિતિનાં અધ્યક્ષ છે, આત્મા છે. એમના સબળ અને કુશળ નેતૃત્વ અને માર્ગદર્શન સાથે ગુજરાતી સાહિત્ય, કલા અને સંસ્કારની પ્રતિભા એકત્રિત થઇ, ગુજરાતના ગૌરવની

ભારતના વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરુ સાથે





મુંબઈના મુખ્ય પ્રધાન
શ્રી મોરારજી દેસાઈ સાથે

દાંડી પીટી રહી છે. ગુજરાતની નાટ્યકલા મુંબઈમાં જીવંત બની જાણે વિચરી રહી છે. નાટકો રોજ-રોજ સાત દિવસો સુધી ભજવાય છે, નાટ્યપ્રદર્શન યોજાય છે, સ્મારક ગ્રન્થ પ્રકટે છે, નાટ્યકલા વિશે તદ્‌વિદોનાં પ્રવચનો થાય છે અને મુંબઈ હમેશ મુજબ પોતાનો ભાગ મુકાવે છે! આ પ્રસંગે શ્રી. પ્રાણલાલભાઈનું નાટ્ય વિષયક પ્રવચન એમની વિદ્વતાનો પરિચય કરાવનાં પ્રેરક બની રહે છે. પછી ૧૯૫૩માં સર હરસિદ્ધભાઈ દિવેટિયાની પ્રેરણાથી સ્થપાય છે ગુજરાતી નાટ્ય મંડળ. સૌના આગ્રહને વશ થઇ શ્રી પ્રાણલાલભાઈને એનું પ્રમુખપદ સ્વીકારવું પડે છે અને પછી તો ખંતીલા સ્વભાવને કારણે તેઓ રોજ રોજ એનાં સંચાલનમાં ઊંડો સનિષ્ઠ રસ લઇ એને પગભર કરે છે. એમની પ્રેરણાથી જ મંડળનું મુખપત્ર "ગુજરાતી નાટ્ય" માસિક પ્રકટે છે. જૂનાં નાટકો અને નાટકોનાં સ્વરાંકનયુક્ત ગીતો પ્રકાશન પામે છે. મૌલિક નાટકો માટેની સ્પર્ધા-યોજનાનો વિચાર એમને જ આવે છે ને તે માટે પોતા તરફથી જ પ્રથમ પારિતોષિક તેઓ જાહેર કરે છે; પ્રતિવર્ષ નાટ્યોત્સવ યોજી, નાટ્યકલાને જીવંત રાખી, વિકસાવવાની વહેવારુ યોજના તેઓ જ ઘડે છે, રંગભૂમિના સો વર્ષનો કડીબદ્ધ ઇતિહાસ તૈયાર કરાવવાનું અને નાટકઘર માટે ભંડોળ એકત્ર કરવાનું સૂચન પણ તેઓ જ કરે છે. આમ "નાટક" વ્યાપક અને સક્રિય રીતે શ્રી પ્રાણલાલભાઈની અનેક પ્રવૃત્તિઓમાંની એક મહત્વની ને અગ્રગણ્ય પ્રવૃત્તિ બની રહે છે. ગુજરાતી નાટકના તેઓ મર્મગ્રાહી છે; અભ્યાસી છે, રસિક પ્રેક્ષક છે ને કડક સમીક્ષક છે. નાટકના લેખથી માંડીને નાટકની અંતિમ રજૂઆતની કોઇ પણ ચોક્કસ "શાળા" કે ચોક્કસ 'સંપ્રદાય' માટે આગ્રહ ધરાવતા નથી પરંતુ નાટ્યલેખમાં 'વાક્છટા'ના ને સમગ્ર નાટ્યપ્રયોગમાં 'મનોરંજનના' પ્રથમ પ્રયોજનના આગ્રહી છે ખરા. પ્રાચીન, અર્વાચીન અને દેશી-વિદેશી નાટ્યપ્રવાહોથી તેઓ પરિચિત છે, છતાં આર્યસંસ્કારોની પ્રબળતાને કારણે તેઓ નાટકમાં સભ્યતા, સંયમ, ઔચિત્ય અને ધ્વનિ માટે સારો આગ્રહ ધરાવે છે. ૧૯૫૩થી ૧૯૫૫ સુધી તેઓ ગુજરાતી નાટ્ય મંડળને પ્રમુખપદે રહ્યા અને ૧૯૫૬ના મંડળના "માનનીય મુરબ્બીપદે" બિરાજ્યા.

દરમિયાન ૧૯૫૩માં સૌરાષ્ટ્રના અગ્રણીઓએ એમને સૌરાષ્ટ્ર ફાઇનાન્સ કોર્પોરેશનનાં પ્રમુખ બનાવે છે.

(શ્રી પ્રાણલાલભાઇ અભિનંદન ગ્રન્થમાંથી સાભાર)

* * *

આ સમય દરમિયાન જાહેર પ્રવૃત્તિઓનો ભાર એમને શિરે વધતો રહે છે, પોતે એની અમૂંઝણ પણ અનુભવે છે. શક્ય હોય તો આ બધામાં નિવૃત્ત થવાની પણ એમની વિચારણા ચાલુ છે. અને ધીરે ધીરે મોટી સંસ્થાઓ



ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બરના પ્રમુખ
(૧૯૫૫) શ્રી બાબુભાઇ ચિનાઇ સાથે






## દેના બેન્ક
## શ્રી પ્રાણલાલભાઇનું સિદ્ધ થયેલું સ્વપ્ન



જેમાં એઓ અગ્રપદે છે, તેમાંથી સ્વેચ્છાએ છુટા થતા જાય છે. સૌનો પ્રેમ ને આગ્રહ એમને એમ કરતાં વારે છે, પણ એમનો સંકલ્પ તો બિલકુલ દૃઢ છે। અને પોતાને તો પ્રતિતિ થઇ ગઇ છે કે જે સંસ્થાઓ પોતે સ્થાપી, પાળીપોષી મોટી કરી છે તે એવી પગભર થઇ છે કે એ પોતાની મેળે પોતાનું ભાવિ ઘડી શકે.

આમ છતાં, રાજકોટમાં એપ્રિલ ૧૯૫૬માં એમને જવું પડે છે–સૌરાષ્ટ્રના વ્યાપાર ઉદ્યોગનાં મંડળો સૌરાષ્ટ્રના અર્થસચિવ શ્રી મનુભાઇ શાહ માટે સન્માન સમારંભ યોજે છે. એના અધ્યક્ષપદે પ્રાણલાલભાઇ વિરાજે છે. એક ભવ્ય ને શાનદાર સમારંભ યોજાય છે. મનુભાઇને એક સુંદર કાસ્કેટ પ્રેમપૂર્વક અર્પણ થાય છે–સૌની સાથે પ્રીતિભોજન થાય છે ને ત્યાંથી પ્રાણલાલભાઇ પાછા આવી, માથેરાન જાય છે.

આ જ અરસામાં એમની પ્રકૃતિ કંઇક અસ્વસ્થ થવા માંડે છે. હવે તો બીજી પ્રવૃત્તિઓમાંથી તેમણે મન વાળી જ લીધું છે. માથેરાનમાં નિવૃત્તિ સેવન કરતાં તેઓ રામાયણનું અધ્યયન આરંભે છે, તે સ્વાંસ્નેહીઓને એ રામકથા વિશે પોતાનું ઊંડું ને વિદ્વત્તાભર્યું વિવરણ કરી બતાવે છે, તો વળી સંગીતની જૂની રેકોર્ડો ને નવી રેકોર્ડો વગાડી, શાસ્ત્રીય સંગીતની ગંગાજમનામાં સ્નાન કરી, આત્માને બહેલાવે છે. સાથે સાથે લેખન પણ આરંભ્યું છે–પોતાના પૂર્વજોનો ઇતિહાસ લખે છે; અને એક ભવ્ય સુંદર કાલ્પનિક વાર્તાનું ખોખું પણ તૈયાર કરે એમનો મનસૂબો 'દેનાહાઉસ' નો સમગ્ર ઇતિહાસ ર વાનો પણ છે...હા, ઘણું ઘણું કરવું હતું, કરાવ હતું... પણ ત્યાં તો...

માથેરાનમાં વાતાવરણ અનુકૂળ ન લાગ્યું: પા ફર્યા, વાલકેશ્વરને બંગલે નિવૃત્તિ લેવા માંડી... પણ બેઠા બેઠા યે, જીવનભર જેણે પ્રવૃત્તિ જ કરી છે, જીવનભ જે 'કર્તવ્યપરાયણ' રહ્યા છે તેમને નિવૃત્તિ રૂચે કેમ કોઇકવાર તો અતિ ભારે પરિશ્રમ ઉઠાવતા–ને તેની અસ દેહ પર થઇ જ. દિને દિને પ્રકૃતિ કથળતી રહી અ પછી તો...हा हन्त हन्त नलिनीं गज उज्जहार। કાળરૂપ ગજે પોતાનું ધાર્યું કર્યું. બુધવાર તા. ૨૫મી જુલા ૧૯૫૬ની રાત્રે ૭–૩૦ વાગ્યે પ્રાણલાલભાઇનું દેહાવસા થયું–આપણા સૌનો એક જ અનુભવ થયો: મોભ પડ્યો। ગઢ તૂટ્યો।

*  *  *

પ્રાણલાલભાઇની અંતિમ વિદાય હૃદયને વિદારનારી નીવડી છે, પણ કાળના બળની સામે માનવીનું બ કેટલું? આપણી તો એક જ પ્રાર્થના હો. એ પુણ્ય ત્માને અનન્ત ધામમાં અનન્ત શાંતિ મળો–ને એમણ આદરેલું આપણે સૌ પૂરું કરી, એમનું સાચું તર્પણ કરીએ.

મધુકર રાંદેરિયા



# કંદર્પ અર્ચના



:લેખક:
શ્રી માણેકલાલ દેવકરણ નાનજી

અંક પહેલો | ૧૯૧૭-૧૮ની સાલમાં શ્રી પ્રાણલાલભાઈએ ત્રણ અંક કરવા ધારેલી એક અપૂર્ણ રહેલી નાટ્યકૃતિમાંનો એક પ્રવેશ તેઓશ્રીના અભિનંદનગ્રંથમાંથી સાભાર ઉદ્ધૃત કર્યો છે. | દૃશ્ય છઠ્ઠું

સ્થળ

સરોજપુરીનો રાજમહાલય અને તેમાં સરોજિનીનો બાગ.

[ સરોજિનીની સખીઓ વસંતઋતુ સંબંધી ગીત ગાય છે અને તે પૂરું થતાં નૃત્ય છે. ચકોરી પ્રવેશે છે ]

ચકોરી

સૌજન્યપુર છોડયું ત્યારે મન કેવું ડરતું'તું! સ્વપ્નેય નહોતું ધાર્યું કે વહાલા ચતુરે સોંપેલું કામ આટલું સહેલું, આવું મનગમતું થઇ પડશે. કુંવરીબાની સખી થવું કોને ન ગમે? સરોજિનીબાનું દિલ કેવું સરળ, કેવું રસભીનું છે! સુજનમહારાજ માટે હમણાં એ કેટલું આકર્ષાયું છે! અરે, એમના સિવાય બીજી વાત પણ હવે તો એને નીરસ લાગે છે. મને લાગે છે કે મારું કાર્ય હવે સફળ થવા આવ્યું છે. કેવો આનંદ! સરોજિનીબા અને સુજનમહારાજનો સ્પૃહણીય યોગ કોને ન ગમે? તેમનો સંબંધ કેવો સુખકર અને સૌને હિતકર થઇ પડશે! અને ચકોરી, તારા ચતુર વહાલા તને ધન્યવાદ આપશે એ તને કેવો પ્રિયકર થઇ પડશે છે!

[ સખીઓને પ્રવેશતી જોતાં ]

અરે, વસંતોત્સવ ઊજવવા સખીઓ આવી લાગે છે.

[ સખીઓ પ્રવેશે છે, તેમને સંબોધીને ]

આવો, આવો, બહેનો, આવો. વસંતની લલિત લીલાની અનુરાગી રમણીઓ આજના વસંતોત્સવને દીપાવો.

એક સખી

જી, હા, પણ કુંવરીબાને તો પધરાવો.

બીજી સખી

જુઓ, સામેથી એજ આવે છે ને શું!

ત્રીજી સખી

સખીઓ, બા તો કંઇ ગાતાં ગાતાં આવે છે.

[ સૌ સાંભળવાનો પ્રયત્ન કરે છે ]

એક સખી

'રસીલો?' 'ભ્રમર?' હૃદય કમલમાં ગુંજાવર કરી રહ્યો છે': એ વળી કોણ?

## : પૂર્વભૂમિકા :

સરોજપુરીના રાજવી યશોરાજ રાજ્યલોભને કારણે સૌજન્યપુરના રાજા સુજનસિંહ સાથે રાજ્યના સીમાડા અંગે ખોટી તકરાર ઉઠાવે છે અને એ બહાના હેઠળ સંગ્રામ માટે કહેણ મોકલે છે. વીર સુજનસિંહ વિગ્રહનો સ્વીકાર કરે છે. પરંતુ સુજનસિંહનો શાણો અને સમજુ પ્રધાન વિનાશનું તાંડવ અટકાવવા યુક્તિ રચે છે. રાજસભાના દરબારી ચતુરસિંહની પત્ની ચકોરીને સુજનતાની મૂર્તિ સમી પુત્રી સરોજિનીના હૃદયમાં સુજનસિંહ માટે પ્રેમાંકુર પ્રકટાવે છે. બન્ને રાજાઓ વચ્ચે સંબંધ જોડાય અને શાન્તિ સ્થપાય એ હેતુ છે.

બીજી સખી

'પુંડરીકને ન વિકસાવનાં સવિતાદેવ છુપાઇ રહ્યા છે,' આ તે કુંવરીબા ગાય છે કે એકલાં એકલાં કંઇ લવે છે!



ત્રીજી સખી

'પ્રેમપીડિતા વિરહિણી વસંતને દોષ દે છે.' હાં, હાં, પછી?

એક સખી

'વહાલાના અદ્વિતીય લાવણ્યે ઘેલી કરી મૂકી છે.' ઠીક, ઠીક!

[બધી સખીઓ ખડખડ હસે છે]

બીજી સખી

અરે, આ તે કુંવરીબા પોતે જ ઘેલાં થયાં છે કે શું?

સરોજિની

(પ્રવેશીને) સખીઓ!

સખીઓ

પધારો, પધારો, બા.

એક સખી

બા, શું ગાતાં હતાં?

બીજી સખી

બા, એકલાં કોની સાથે વાતો કરતાં હતાં?

ત્રીજી સખી

બા, કોણ 'રસીલો?'

એક સખી

બા, કયા ભ્રમરને હૃદયકમલમાં પૂરી રાખ્યો છે?

બીજી સખી

સમજાવોને બા.

સરોજિની

(શરમાતી, મુંઝાતી) સખીઓ, ન સતાવો મને; હું કાંઈ જાણતી નથી.

ચકોરી

સખીઓ, ન સમજી? એ તો બા વસંતઋતુમાં કૃષ્ણવિરહથી પીડાતી ગોપિકાનું વર્ણન કરી રહ્યાં હતાં. (સરોજિનીને) મેં બરાબર પારખ્યું ને બા?

સરોજિની

(છુટકારાનો દમ ખેંચતી) ચકોરી, તેં બરાબર પારખ્યું. (સ્વ.) ચકોરી, તું ખરેખર ચકોર છે. (સખીઓને) હાં, પણ સખીઓ, આજના વસંતોત્સવની શી તૈયારી કરી છે?

ચકોરી

સખી, આજ તો વસંતના પ્રિય મિત્ર કામદેવનું અર્ચન કરી વસંતોત્સવ ઉજવીશું.

એક સખી

બા, ચકોરીબહેનની આજ્ઞા પ્રમાણે બધું તૈયાર કર્યું છે.

બીજી સખી

જુઓ, કંદર્પભગવાનની સર્વાંગસુંદર પ્રતિકૃતિને મન્મથમંદિરમાં વિરાજિત કરી છે.

[નાનકડા સુંદર મંદિરમાં સ્થાપેલી કામદેવની મૂર્તિ બતાવે છે]

ત્રીજી સખી

અને સુગંધી જલથી સ્નાન કરાવી, વિવિધ આભરણોથી વિભૂષિત કરી છે.

એક સખી

અને બધી રીતે હૃદયની પૂજા અર્પવા યોગ્ય કરી છે.

સરોજિની

(આશ્ચર્યથી) સખી, કામદેવનું પૂજન! કંદર્પનું અર્ચન!

ચકોરી

કાં નહીં? સખી, ઋતુરાજ વસંત પોતાના સ્પર્શથી કુદરતમાં થનગનાટ કરી મૂકે છે ત્યારે તેનો પરમ મિત્ર કામદેવ માનવહૃદય ઉપર શું ઓછો તનમનાટ મચાવી મૂકે છે!

એક સખી

ત્યારે હવે વિલંબ શાનો છે?

બીજી સખી

કશાનો નહીં, ભાવથી પૂજી હૃદયને તૃપ્ત કરવાની જ વાર છે.

ત્રીજી સખી

સખી, તો કરવા દો હવે એ દેવનાં દર્શન, જેથી હૃદયને કરીએ પાવન.

ચકોરી

(સરોજિનીને બાજુએ) અને પામીએ હૃદયના રાજન.

[સખીઓ મન્મથમંદિરને બાજુએથી ખસેડી વચ્ચે મૂકે છે]

સખીઓ

ભગવાન કુસુમાયુધનો જયજયકાર થાઓ.

સરોજિની

(નીરખતી) ઓહો! કેવી કમનીય આકૃતિ, કેવી મનોહર મુખમુદ્રા, કેવી કામણગારી રસિક આંખ! કેવી રમ્ય મૂર્તિ!

ચકોરી

ગમે છે ને? એના કારીગરે મહારાજ સુજનસિંહને ભેટ ધરવા ઘણા પ્રેમથી એને ઘડી હતી.

સરોજિની

મહારાજ સુજનસિંહ માટે ઘડી? ત્યારે એ ક્યાંથી આવી?

ચકોરી

સખી અનુપમ સૌંદર્યવતી મૂર્તિ ઘડી છતાં જોયું તો ખાતરી થઇ કે સુજનમહારાજના રૂપ પાસે એ ઉભી રહી શકે એમ નથી. તેથી રખે પોતાની કલાકૃતિની હાંસી થાય એ ભયથી સુજનમહારાજને એણે એ ભેટ ન કરી.

સરોજિની

એ કારણથી તેમને ભેટ ન કરી?

ચકોરી

હા, અને અહીં લાગ્યો; એ આપણું સદ્‌ભાગ્ય.

એક સખી

ના, ના, ખરું કારણ તો એ નહીં.

બીજી સખી

ત્યારે શું છે? કહેને.

ત્રીજી સખી

હું કહું. ખરું કારણ તો એ છે કે પ્રતાપી સુજનમહારાજ બીજા સર્વ દેવોને પ્રેમથી પૂજે છે, છતાં કામદેવનો હજી તે તિરસ્કાર કરે છે.

બીજી સખી

તેથી તે અહીં લાગ્યો નહીં?

એક સખી

હા; કેમકે સરોજિનીબા અને તેમનું રસિક સખીમંડળ કંદર્પદેવનું અર્ચન કરવા આતુર છે.

બીજી સખી

સખી, સુજનમહારાજ કામદેવનો તિરસ્કાર કેવી રીતે કરે છે?

ત્રીજી સખી

અનંગનું હથિયાર કામિની. તેને તરછોડી, તે પરાક્રમ અને કીર્તિને વધુ પસંદ કરે છે, એવી રીતે.

એક સખી

હશે. મહારાજ યશોરાજના શત્રુ શું વધુ પસંદ કરે છે અને શું નથી કરતા તેની સાથે આપણુને શું કામ છે? ચાલો, ચાલો, સૌ આ દેવની સ્તુતિ કરીએ.

સરોજિની

(નિઃશ્વસતી સ્વગત) હાય, પિતાજીના શત્રુ! (હૃદય પર હાથ મૂકી) હૃદય!

બીજી સખી

હા, ચાલોને બા.

ત્રીજી સખી

બા, શા વિચારમાં પડ્યાં? નિસાસો કેમ નાખ્યો?

સરોજિની

સખીઓ, મહારાજ સુજનસિંહ જેવા મહાન રાજવી જેનો તિરસ્કાર કરે છે એ આ દેવ, આપણને અબળાને–કન્યાને–કેવી રીતે પૂજવાયોગ્ય હોઇ શકે? ના, ના; સખી, મારે તો નથી થવું એ કામદેવનું ભક્તજન. થાઓ તમે જેને થવું હોય તે.

ચકોરી

બહેન, ત્યારે તો થયું છે. તારે પણ સુજનસિંહ જેવું? વાહ, તમે બને સરખાં—સુજનમહારાજ અને સરોજિનીબા.

એક સખી

ના, બા, એવાં અરસિક થશો નહીં, હોં! આપણુ અબળાએ તો એ દેવને પ્રસન્ન કરવા જોઇએ જેથી આપણા સ્વામીને રીઝવતાં એ આપણને શાખવે.

બીજી સખી

પણ કુંવરીબાને ક્યાં વર છે કે તેને રીઝવવા હોય?

ત્રીજી સખી

સખી, તેં કેમ જાણ્યું કે કુંવરીબા મનથી નહીં વરી ચૂક્યાં હોય! ભૂલી ગઇ, પેલું એકલાં ગાતાં'તાં તે!

ચકોરી

સખી, જો મનમાં વરી જ ચૂકી હોય તો આ દેવની સ્તુતિ તને વર આપનારી થઇ પડશે.

સરોજિની

સખીઓ, ન સતાવો મને, ન સતાવો મને. એની પૂજા હું નહીં કરું, નહીં કરું. ભોળી કુમારીકાના કુણા અંતરમાં અગ્નિસમી જ્વાળા પ્રકટાવતો એ ભૂંડો કામદેવ તો નિંદાને જ પાત્ર છે.

ચકોરી

ભૂલી, સરોજિની, ભૂલી. સકળ વિશ્વ જેના ઝૂકી નમી શકે છે, દેવના દેવે પણ જેની પાસે માથું નમાવ્યું છે એ કામદેવ નિંદાને પાત્ર કેમ હોઇ શકે?

સરોજિની

અબળાના ભોળા મનને મથી નાખનાર; સરળ, શુદ્ધ, ઉજ્જવળ દૃષ્ટિને રાગવાળી, મલિન કરનાર; સ્નેહ, સંબંધ, મૈત્રી કે ધર્મઅધર્મના ભેદને તુચ્છ ગણનાર; લજ્જા, ભય, વિનય, વિવેકને ઉડાવી મૂકનાર; સર્વ પાપનો હેતુ કામદેવ: એ પૂજવા યોગ્ય તો કેમ હોઇ શકે?

ચકોરી

સખી, અમૃત ને વિષ બન્ને સાથે રહેલાં છે જેમાં એવો એ વિલક્ષણ કામદેવ છે. તેમાંથી કોઇ મૂર્ખ અમૃત

મહાને વિષને ગ્રહણ કરે તો એમાં કોનો દોષ? માટે બહેન, ગા એનાં ગુણાનુગાન ને આ રસિક મુખમાંથી આવાં અરસિક વેણ કાઢ મા.

એક સખી

અને બા, જો મનથી વરી જ ચૂક્યાં હો તો સંભાળજો, એ ક્યાંક દુર્વાસા મુનિની જેમ ક્રોધ કરી આપને શાપ દઇ ન દે.

બીજી સખી

હા, નહીં તો બા, ક્યાંક શકુન્તલા જેવા હાલ થશે અને આપના દુષ્યન્તરાજ આપને ઓળખ્યા વિના ભૂલી જશે!

સરોજિની

(મજાકમાં) એમ છે? કુંવરીબાના શકુન્તલા જેવા હાલ કરવા છે, નહિ? ના, બાઇ, એ તો આપણાથી ન ખમાય. પણ સખી, શકુન્તલાની સખી તો પ્રિયંવદા હતી ત્યારે તું મારી અ-પ્રિયંવદા કેમ થઇ?

ત્રીજી સખી

કુંવરીબા, અમારી ભેગા ભળી જાઓને ને આ કામદેવની નિંદા કરો મા; શાપ કે બાપની કંઇ બીક જ નહીં!

સરોજિની

એમ કરવું જ પડશે?

સખીઓ

હા, હા.

સરોજિની

તો લાચાર.

ચકોરી

બોલો, સખીઓ, ભગવાન કામદેવનો જયજયકાર. અને ચાલો, હવે ભાવભીને હૈયે એમનું અર્ચન કરીએ.

[સૌ મન્મથમંદિરમાં વિરાજિત પ્રતિકૃતિની કુંકુમઅક્ષતચંદન પુષ્પ ઇત્યાદિથી પૂજા કરે છે; ઘંટડી વગાડે છે, આરતી ઉતારે છે]

પ્રભુ, અમારું હૃદયથી કરેલું અર્ચન સ્વીકારો, ગરીબ રંક અબળા પર પ્રસન્ન થાઓ.

એક સખી

દેવ, દંપતીના સર્વ સુખનું કારણ આપ છો. કૃપા કરી, તેમના અંતરમાં પ્રેમદીપની જ્યોત અખંડ ઝળહળતી રાખો જેથી બંને એકરૂપ થઇ, સંસારમાં સ્વર્ગને ઉતારે.

બીજી સખી

ભગવાન, આપ અજાણ્યા નાયક છો. યોગીશ્વર શંકર, વિશ્વના સર્જનહાર બ્રહ્મા અને જગતપાલક વિષ્ણુનાં પણ અબળાએ આપની સહાયથી માન મુકાવ્યાં છે. એમ જ પ્રભુ, સહાય કરો અને ચપલાના ચપલ નયનમાં એવું કામણ મૂકો કે પળમાં વહાલા બંધાઇ વશ થઇ જાય!

ત્રીજી સખી

કામદેવ, વસંત સમયે કામિનીની સર્વ મનઃકામના પૂર્ણ થાય એવું આશીર્વચન આપો.

ચકોરી

પ્રભુ, આપને નમ્ર પ્રાર્થના કરું છું કે પ્રકૃતિ વસંત ઋતુની પધરામણીથી મહાલી રહી છે, ત્યારે (સરોજિની સામે જોઇને) કોઇ વિરહિણીના કે કોઇ કુમારિકાના કોમળ હૃદયને આપના કુસુમબાણનું લક્ષ્ય કરશો નહીં.

સરોજિની

દેવ આપને હૃદયના સાચા ભાવથી પ્રણામ કરું છું. આપ અનંગ કહેવાઓ છો, આપનું સૈન્ય નિર્બળ અબળાઓનું બનેલું છે, આપનાં આયુધ કઠોર નથી, તીક્ષ્ણ નથી, છતાં ત્રણે લોકને આપે જીત્યાં છે. આપનું સામર્થ્ય, આપની સત્તા અદ્વિતીય છે. વળી, સૌ ધનુર્ધારી નિર્દય બની, એક વસ્તુની બે કરવામાં મોટાઇ માને છે ત્યારે આપ, દયા કરી, એને એક કરો છો, બે હૃદયનું ઐક્ય કરો છો. ઓ વિલક્ષણ ધન્વી, માગું છું આપની પાસે એ કે જો કોઇ નિર્દોષ કુમારિકાના ભોળા હૃદયને આપના પુષ્પબાણનું લક્ષ્ય કરો તો સત્વર એનું એના પ્રણયી હૃદય સાથે ઐક્ય કરવા ચૂકશો નહીં.

[નમે છે]

ચકોરી

(સરોજિનીને બાજુએ) બહેન, પ્રાર્થના તારી સત્વર સફળ થાઓ. (પ્રકટ) સખીઓ, ચાલો હવે સાથે મળી દેવની સ્તુતિ ગાઇએ.

[સૌ સખીઓ સાથે મળી કંદર્પ અર્ચનાનું ગીત ગાય છે, ને પછી વિખરાય છે. રહે છે માત્ર ચકોરી અને સરોજિની]

વહાલી સખી, હું હૃદયથી ઇચ્છું છું કે ભગવાન કામદેવ તને તારા પ્રણયી સાથે જોડી દે.

સરોજિની

ચકોરી, તું કેવી નિર્દય છે! એમને માટે મારા હૃદયમાં તેં પ્રેમ શા કારણે પ્રગટાવ્યો? તું જાણતી નહોતી કે એમને પિતાજીએ શત્રુ ગણ્યા છે!

ચકોરી

કોને! સુજનસિંહને?

સરોજિની

(નિઃશ્વાસ નાખતી) અને આ હૃદય, આ શરીર હવે એમનું થઇ ગયું છે.

ચકોરી

બહેન, મેં કે' દહાડે કહ્યું'તું કે તમે એમને ચાહો?

સરોજિની

ચકોરી, તું જૂઠી છે. એક દિવસ નથી જતો, એક ઘડી નથી જતી, અરે એક પળ નથી જતી જ્યારે એમની હસતી મીઠી છબી મારી નજર સામેથી ખસતી હોય! સખી, એના વિનાનો દિવસ હવે મને જુગ જેવો જાય છે. ચકોરી, એના સુંદર મુખની ચન્દ્રસમી મધુરી કાન્તિ મારા હૃદયમાં કોઇ અભિનવ વિચિત્ર અસર કરી રહી છે. સખી, એ પિતાજીનો શત્રુ મારા હૃદય પર તો સામ્રાજ્ય ચલાવી રહ્યો છે. જો, જો, આ હૃદયમાં એમનું જ રાજ્ય છે ને?

[ચકોરીનો હાથ ખેંચી, પોતાના વક્ષઃસ્થળ ઉપર મૂકે છે. ચકોરી સરોજિનીની એ છાતીસરખી ચાંપી રાખેલી સુજનસિંહની છબી કાઢી લે છે]

ચકોરી

સખી, આ શું? અને, આ તો સુજનમહારાજ! વાહ, તેં તો તેમને તારા હૃદયમાં કેદ કર્યા છે ને શું?

[સરોજિની ચકોરી પાસેથી છબી ઝૂંટવી લઇ એની સામે તાકી રહે છે]

સરોજિની

ચકોરી, આ વહાલો મને ક્યારે મળશે? આ હૃદયમાં એ ખરેખર પૂરાશે કે?

ચકોરી

બહેન, ધીરજ ધર એ તને અવશ્ય મળશે.

સરોજિની

ચકોરી, જો, જો, વસંતઋતુ કેવી ખીલી રહી છે. (આમતેમ ફરીને દેખાડતી) નવેલી આ વેલી આ તરુવરને વીંટાઇ કેવી તન્મય બની ગઇ છે! પેલો રસદ્ર ભ્રમર કેવી સરળતાથી આ નવીન કુસુમકલિકાનો મધુર રસ ચૂસે છે! આ પલ્લવિત આમ્રવૃક્ષ પર કાળી કામણગારી કોયલડી કેવું મીઠું ટહુકી રહી છે! મંદ પવનની ધીમી લહેરોએ કેવી મનોહર સુગંધ પથરાવી દીધી છે! પેલા નિકુંજમાં પંખીજોડું કેવા પ્રેમમાં લીન થઇ ગયું છે! પ્રફુલ્લ કમળોથી પૂર્ણ સરોજિનીનું લાવણ્ય આ નાનકડા સરોવરને કેવું દીપાવે છે! સખી, જો, જો, આ વસંતની બહાર ખીલી રહી છે તે-એણે કુદરતને ચમકાવી મૂકી છે. ચકોરી, નિખિલ પ્રકૃતિ તેના સહચર સાથે વસંતમાં વિહાર કરે છે, ત્યારે મારા હૃદયનો ચમકાવનાર મારા પિતાનો શત્રુ છે, ક્યાંય દૂર દેશમાં વિરાજે છે અને મારા પ્રેમથી પણ અજાણ છે. અરે, મારો સહચર તો એ ક્યાંથી થાય?

[દીન બની, ચકોરીને ખભે માથું ટેકવી ઉભી રહે છે.]

ચકોરી

(આશ્વાસન આપતી) બહેન, ધીરજ ધર, મારી ખાતરી છે કે જેણે તારું કોમળ હૃદય ચમકાવ્યું છે તે તારો સહચર જરૂર થશે અને તારા પિતાજીનો શત્રુ મટી મિત્ર બનશે; કારણ, શત્રુવટ સુજનમહારાજે ઊભી નથી કરી અને તારા પિતા પુત્રી ખાતર, શત્રુ કર્યો છે તેને મિત્ર બનાવી શકશે.

દાસી

(પ્રવેશી) મહારાજ પધારે છે, બા.

ચકોરી

બહેન, હું પિતાજીને તારા હૃદયની વાત કરીશ.

સરોજિની

ના, સખી, ના. એમને તે એવું કહેવાય?

ચકોરી

ચૂપ કર, મહારાજ પધાર્યા.

[મહારાજ યશોરાજ પ્રવેશે છે. દાસી જાય છે.]

યશોરાજ

કેમ બહેન, વસંતોત્સવ ઊજવ્યો?

સરોજિની

(નીચું જોતી, શરમાતી) જી, હા.

યશોરાજ

આનંદ પડયોને?

[સરોજિની નીચું જોઇ રહે છે.]

ચકોરી, કુંવરીને આજે આનંદ પડયો લાગતો નથી.

ચકોરી

મહારાજ, કુંવરીબા હવે મોટાં થયાં. નાનપણની રમતગમતમાં હવે એમને રસ ન પડે એ સ્વાભાવિક છે.

યશોરાજ

હા, સરોજ હવે મોટી થઇ. હવે તો પરણાવવી પડશે. હું હમણાં એ જ ચિંતામાં પડયો છું. પણ યશો-

રાજની કુંવરીનો સ્વામી થવા યોગ્ય કોઇ રાજવી હજી મારી નજરે પડ્યો નથી.

ચકોરી

(સ્વ) આ ઠીક અવસર છે, વાત મૂકવાનો. (પ્રકટ) મહારાજ, આજ્ઞા હોય તો (અચકાતી હોય તેમ) મારા ધ્યાનમાં એક છે તે......

યશોરાજ

કહે, કહે, ચકોરી, તેં યશોરાજનો જમાઇ થવાને કોઇ વીર જોયો છે?

ચકોરી

જેનો ઉજ્જ્વલ યશ દશે દિશામાં વિસ્તાર પામ્યો છે, એવા મહારાજ યશોરાજના જામાતા થવા યોગ્ય તો એક સૌજન્યપુરના યશસ્વી મહારાજ સુજનસિંહ છે.

યશોરાજ

(સકોપ) કોણ, સુજનસિંહ? સરોજપુરીનો શત્રુ તે સરોજિનીનો સ્વામી થવા યોગ્ય? ચકોરી, ચકોરી, તું શું બકે છે?

ચકોરી

મહારાજ અવિવેક માટે મને ક્ષમા કરો. સુજનમહારાજને શત્રુ માનો નહીં. આપના મિત્રના પુત્રરત્નને જામાતા કરી કૃતકૃત્ય થાઓ; કારણ, સરોજિનીબાને યોગ્ય અન્ય કોઇ જન્મ્યો જ નથી.

યશોરાજ

ચકોરી, તું કેટલી હિંમત કરે છે? યશોરાજ પોતાના શત્રુને પોતાનો જમાઇ કરે? મૂર્ખ સ્ત્રી, સરોજ આખી જિંદગી કુંવારી રહે એ બનશે પણ યશોરાજ શત્રુને કુંવરી આપે એ કદી બનશે નહિં. તને ખબર છે છોકરી કે ટૂંક સમયમાં જ મારું સૈન્ય સુજનસિંહના રાજ્યને ઘેરી, પાયમાલ કરી, કબજે કરશે અને એ ઉદ્ધત છોકરાને કેદ કરી, જીવતો કે મરેલો અહીં મારી સન્મુખ હાજર કરશે. યશોરાજના શત્રુના બીજા શા હાલ થાય?

સરોજિની

(ત્રાસ પામી) ઓ પિતા, ઓ પિતા, આટલા દુષ્ટ થશો નહીં.

[મૂર્છા ખાઇ ઢળી પડે છે. ચકોરી એને સ્વસ્થ કરવાના પ્રયાસો કરતી, બરોબર સુવાડે છે]

ચકોરી

મહારાજ, બસ કરો, બસ કરો. જુઓ, આપના કઠોર શબ્દોએ કુંવરીબાના કેવા હાલ કર્યા! કુંવરીબા, બોલોને, આમ શું કરો છો? અરે, કોણ છે હાજર!

[સખીઓ તથા દાસીઓ દોડતી આવે છે]

જાઓ, જાઓ, કોઇ પાણી લાવો, ગુલાબજળ લાવો, રાજવૈદને તેડાવો; અરે, કુંવરીબાને આ શું થઇ ગયું?

[સખીઓ અને દાસીઓ પાણી, ગુલાબજળ વગેરે લાવે છે ને આસનાવાસના કરે છે]

યશોરાજ

(દયાર્દ્ર બની) અરે, કુંવરીને શું થઇ ગયું! કુંવરી, સરોજ, મારી એકની એક દીકરી, તને આ શું થઇ ગયું? બોલને, બ્હેન, એક શબ્દ તો બોલ.

ચકોરી

મહારાજ, આપનાં તીવ્ર વેણ આ કોમળ હૃદયમાં વજ્ર જેમ સાલ્યાં છે, અને પ્રિયતું અપમાન નહીં સહન કરી શકવાથી કુંવરીબાએ ભાનને ખસેડી દીધું છે.

યશોરાજ

(દીન બની) દીકરી, આમ શું કરે છે? બોલ તો ખરી, બ્હેન!

ચકોરી

મહારાજ, ત્યારે આપને પુત્રી પર પ્રેમ છે ખરો?

યશોરાજ

એટલે, ચકોરી! મારી એકની એક વહાલી પુત્રી ઉપર મને પ્રેમ ન હોય? એ કેવો પ્રશ્ન?

ચકોરી

ક્ષમા કરજો, રાજન. કુંવરીબાનું ભાન તો ઉપચાર કરતાં પાછું આવશે, પછી આપનો પુત્રી પરનો પ્રેમ કેટલો છે તે સુજનસિંહ સાથે વિગ્રહ કરી, કે તેમને આપની પુત્રી અર્પણ કરી, આપ પ્રત્યક્ષ કરી શકશો.

યશોરાજ

ચકોરી, એ વાત પછી; કુંવરીને ભાનમાં લાવવાનો પ્રયત્ન કર. અરે, મારી દીકરીની આ સ્થિતિ મને અત્યંત દુઃખી કરે છે,

ચકોરી

મહારાજ, ખરેખર, આપ જેવા યુદ્ધના પક્ષપાતીના હૃદયમાં પણ મૃદુતા અને વાત્સલ્યતાને સ્થાન છે?

યશોરાજ

ચકોરી, પુત્રી પ્રત્યેના પ્રેમ પાસે યશની ધ્વજાને પણ યશોરાજ હડસેલી મૂકે એમ છે. ચકોરી, ગમે તેમ કરી તું કુંવરીને જગાડ.

ચકોરી

મહારાજ, કુંવરી જાગૃત થશે તે પણ શા અર્થે? કારણ જેનું નામ પણ આપ સાંભળી શકતા નથી, તેને કંઇ આપ કન્યાનું દાન ઓછા જ કરવાના છો!

યશોરાજ

સુજન સાથે મારી કુંવરીનાં લગ્ન? અશક્ય.

ચકોરી

મહારાજ, કુંવરીબાને જિવાડવાં હોય તો કેવળ એ એક માર્ગ છે. પુત્રીના પ્રેમ પાસે અભિમાનને છોડો અને જેને શત્રુ બનાવ્યા છે તેને મિત્ર કરી, આપની પુત્રીના પતિ તરીકે પ્રેમથી ગ્રહણ કરો. મહારાજ, આ એક જ રસ્તો છે, નહીં તો કુંવરી માટે જીવવાની આશા છોડી દો. હું જાણું છું કે તે સુજનસિંહ સિવાય અન્યને વરવાની નથી અને તેના સિવાય જીવવાનીયે આશા નથી.

યશોરાજ

ચકોરી, ચકોરી, મારી પ્રતિજ્ઞાનો તો વિચાર કર, મારી કીર્તિનો તો ખ્યાલ કર. અરે સુજન સાથે- સરોજપુરીના શત્રુ સાથે સરોજિનીને કેમ પરણાવી શકું?

ચકોરી

મહારાજ, એમ કરવાથી આપની કીર્તિ શતગુણ વધશે; બન્ને રાજ્યો વચ્ચે શત્રુતા ટળશે, હજારોના પ્રાણ બચશે, નહીં તો કુંવરી જીવી શકશે નહીં.

યશોરાજ

કુંવરી જીવશે નહીં! (બેબાકળા જેવો) ચકોરી, એવું અમંગળ બોલ નહીં. એ શબ્દો હું નથી સહન કરી શકતો. કુંવરી ખાતર હું શું ન કરું? આ રાજ્ય પણ છોડી દઈં, અભિમાન પણ ભૂલી જાઉં, યશની કામનાને પણ હડસેલી દઉં.

[મૂર્છિત પડેલી સરોજિની ચકોરીના ખોળામાં માથું મૂકીને પડેલી છે તે એ જ અવસ્થામાં 'સુજન' 'સુજન'નો ઉચ્ચાર કરે છે]

ચકોરી

મહારાજ, જાણ્યો આનો ગાઢ પ્રેમ? સ્વપ્નમાં કે મૂર્છામાં પણ એનું એ જ રટણ, એનો એ જ 'સુજન'!

યશોરાજ

ચકોરી, હવે હું નથી સહન કરી શકતો. કુંવરીને જગાડ, કુંવરીને બોલાવ, કુંવરીને ગમશે તે કરીશું, સરોજપુરીના શત્રુ સાથે વરાવીશું. સુજનસિંહને મિત્ર કરી, જમાઇ તરીકે સ્નેહે સ્વીકારીશું, પછી કાંઇ?

ચકોરી

ધન્ય છે, મહારાજ. પિતા હજો તો આપના જેવા વત્સલ હજો, જે પુત્રીનું હૃદય સમજી શકે. (કુંવરીને) કુવરીબા, ઊઠો, ઊઠો. જુઓ પિતાજી દુઃખી થાય છે. બહેન, તમે કહેશો ત્યાં તમને વરાવશે. સુજનમહારાજ સાથે પરણાવશે, ઊઠો, ઊઠો.

[સરોજિનીને ધીરે ધીરે ચેતના આવતી જાય છે]

મહારાજ, સરોજિનીબાને ભાન આવતું લાગે છે.

યશોરાજ

ઇશ્વરનો ઉપકાર. સરોજ, મારી સરોજ, બહેન, તું કહેશે ત્યાં તને વરાવીશું, સુજન સાથે પરણાવીશું, પણ તું દુઃખી થા મા.

સરોજિની

(આંખ ઉઘાડી, યશોરાજ સામે મીટ માંડતાં) કોણ, પિતાજી?!

★



ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ પ્રસંગે મંગલ પ્રવચન કરતા શ્રી. કનૈયાલાલ મુનશી



શ્રી પ્રાણલાલભાઈ, ઉત્તર પ્રદેશના રાજ્યપાલ
શ્રી કનૈયાલાલ મુનશી સાથે

# રસિકતા અને ભાવનામયતા



(શ્રી પ્રાણલાલભાઈ અભિનંદન-ગ્રન્થમાંથી સાભાર - ઉદ્ધૃત)

**મ**નુષ્યોના આચાર ને એની સિદ્ધિઓ સંયોગો અને સંબંધોથી ઘડાય છે. તેમાં એની મૌલિક માનવતા કે વ્યક્તિત્વનાં દર્શન થોડેક અંશે જ થાય છે. તેથી જ "થવું" એ "દેખાવા" કરતાં મહત્વનું છે.

પ્રાણલાલભાઈ એ સફળ 'વ્યવહારિયા' છે, કુશળ ધંધાદારી છે, કલાનાં અને સેવાનાં અનેક ક્ષેત્રો એમણે ખેડ્યાં છે. ઘણાએ એ પ્રમાણે કર્યું છે, તો એમની આગવી વિશિષ્ટતા શી?

નિકટ પરિચય વિના ખરું વ્યક્તિત્વ સમજાતું નથી. સાથે એ પણ ખરું છે કે વર્ષોનાં સાહચર્ય અને સ્નેહ-સંબંધથી દૃષ્ટિ પક્ષપાતી બની જાય છે. પ્રાણલાલભાઈનો નિકટ પરિચય, એમનું સાહચર્ય અને એમનો સ્નેહસંબંધ-બધાંનો અધિકાર મેં ભોગવ્યો છે. એટલે મને એમનું વ્યક્તિત્વદર્શન અધૂરું થઈ પડે એ સ્વાભાવિક છે.

એમના પર જે વિષયમાં આધાર રાખ્યો હોય તેમાં આપણે નિશ્ચિંત જ રહેવાનું. પ્રાણલાલભાઈએ જે વચન આપ્યું હોય કે આશા આપી હોય તે ફળવાનાં જ. વ્યવહારિયાઓ અને વ્યાપારિઓમાં લગભગ અદૃષ્ટ થવા આવી છે એવી સંસ્કારિતા એ પ્રાણલાલભાઈની બીજી વિલક્ષણતા. ધર્મિષ્ઠ ને ઉદાર, સંસ્કૃતના અભ્યાસી અને જૂના સંસ્કારમાં ઘડાયેલા પિતાનો પૂરો વારસો પ્રાણલાલભાઈને મળ્યો. પરિણામે એ અંગ્રેજી કેળવણીનો લાભ એમને મળ્યો, જ્યાં જૂના સંસ્કારના સુધડ અને અસંકુચિત લક્ષણો પણ એ કેળવી શક્યા. સ્વભાવજન્ય સૌજન્યની મદદથી, કુટુંબવત્સલતા, સ્નેહભૂખ, નમ્રતા, વિદ્યાપ્રેમ, સત્યનિષ્ઠા એમણે કેળવ્યાં છે. કુટુંબ પર આવેલા કેટલાક આઘાતો એમણે દૃઢ હૃદયે સહ્યા છે. સાથે એમને વેરી ગણનારાઓને પણ ઉદારતાથી એમણે

છે કે કેમ તેની કોઈ પરવા કરતું નથી, તે પોતે પણ તેની કિંમત કરતો નથી; વ્યવહારીમાં રસિકતા ન હોવી જોઈએ–હોય તો દૂર રાખવી જોઈએ એમ પણ સામાન્ય માન્યતા છે. પણ મારે મન તો દરેકની માનવતાનું માપયંત્ર એની રસિકતા ને ભાવનામયતા છે. સફળ વ્યવહારિયો જડવાદી જીવનમાંથી કેટલે અંશે ઉપર જઈ શક્યો છે કે સ્થૂલ વૃત્તિઓને કેવી રીતે એ સૂક્ષ્મ બનાવી શકે છે, આ જ ખરેખરાં મૂલ્યાંકનનાં ધોરણ છે. આ દૃષ્ટિએ હું પ્રાણલાલભાઈને સન્માનું છું. પ્રાણલાલભાઈનું અને જયાવતીબહેનનું દાંપત્ય એકઆત્મીયતાથી પ્રેરાયલું છે. બન્ને યુવાવસ્થા ઊર્મિલ રસિકતાનો પરિપાક અનુભવે છે. બંનેને સાહિત્યનાં વાંચનલેખનનો શોખ છે. બન્ને જોડે રસમય વાર્તાલાપ આજે પણ કરી શકાય છે. પતિમાં જેવો વિનય છે, વિવેક છે, પત્નીમાં તેવી જ સુઘડ આતિથ્ય સત્કાર કરવાની હોંસ છે, અને બને ઉંમર, અનુભવ ને દુનિયાદારી વગેરેથી પર થઈ રસિકવૃત્તિઓને સતેજ રાખી શકે છે.

જગતથી અજાણ્યું એક કલબ છે. એમાં સભ્યો ઝઘડતા નથી અને મરતા નથી. એમાં ચૂંટણીની ધમાલ નથી અને અધિકારીની ભાંજગડ નથી. એ કલબ જ્યારે સમય હોય ત્યારે મળે છે. એનું બંધારણ પરસ્પર સ્નેહસંબંધ પર ઘડાયું છે. એની સ્થાપનાને આજે અઢાર વર્ષ થયાં. એ કલબમાં પહેલેથી તે આજ સુધી છ સભ્યો છે. ચાર પુરુષ ને બે સ્ત્રીઓ; બે દમ્પતીઓ ને બીજા બે ગૃહસ્થો. એમાંના એક દમ્પતી તે પ્રાણલાલભાઈ ને જયાવતીબહેન.

જ્યારે આ કલબનું સંમેલન મળે છે ત્યારે પહેલાં ભોજન થાય છે, દરેક વિષયની વાતો થાય છે. પછી તબલાં ને હારમોનિયમ આવે છે. સંગીતના વિષયમાં કલબમાં બે શ્રેણી છે તેમાંની એક શ્રેણી શિષ્ટ સંગીતથી કાર્યક્રમ શરૂ કરે છે. તેમાં પેલા બે ગૃહસ્થો, અને એક સૌભાગ્યવતી–જયાવતીબહેન નહિ।

પછી જ્યારે વાતાવરણમાં રસિકતા જામે છે ત્યારે પ્રાણલાલભાઈ ને જયાવતીબહેન આગળ આવે છે. સાથે બીજા યુગલમાંનો પુરુષ પણ જોડાય છે. "સૌભાગ્ય સુંદરી" શ્રેણીનો ક્રમ શરૂ થાય છે. તેમાં બધા સામેલ થાય છે. 'મારા તનમાં મનમાં ભર્યો છે, ઠર્યો છે' ના સંઘગાનથી પચાસ વર્ષનો પડદો ચિરાઈ જાય છે અને બધા સભ્યો આવતા વાર્ધક્યનો ભાર ફેંકી દઈ યુવાવસ્થાનો અનુભવ તાજો કરે છે, અને પરસ્પર સેવેલા સ્નેહને નવો ઓપ દે છે. આ સંસ્થાનું નામ "નાસિક દેવલાલી કલબ" છે, કારણ કે જેમ જમીનમાંથી વનસ્પતિ ઊગે તેમ એ સ્થાનોમાં આપોઆપ એ સ્થપાઈ ગઈ. મેં કહ્યું તે પ્રમાણે એના સભ્યગણમાં એક યુગલ તે પ્રાણલાલભાઈ ને જયાવતીબહેનનું. બીજું કયું તે જાણવાની ઈચ્છા થાય છે ? તો તે અમારું.

વૃદ્ધ થવું સ્વભાવિક છે, પૈસા અને પ્રતિષ્ઠા મેળવવાં આકસ્મિક છે. પણ વર્ષો વહી જતાં હોય તોય હૃદયની રમણીયતામાં કેટલી 'નવતા' રાખી શકાય છે, તેના ઉપર મનુષ્યની ખરી માનવતાનો આધાર છે.

પ્રાણલાલભાઈની મૈત્રીનો લહાવો મને ઘણા વર્ષો થયાં મળતો આવ્યો છે અને જેમ જેમ મારા મિત્રોનું જગત કાળક્રમે નાનું થતું જાય તેમ તેમ જે તેમાં રહ્યા છે, તેની કિંમત વધતી જાય છે. અમારા બંનેનો સંબંધ એક મોટી મૂડી છે, એને હું સાચવી શકું એ જ સૌભાગ્ય હું વાચું છું.

કનૈયાલાલ મુનશી

## સ્વર્ગે જાતાં નાટ્યનો પ્રાણ

રાજ્યો ખૂટ્યા, વિરહિણી સભા, શોભિની સ્તબ્ધ થાતી,
ને થંભી, એ મધુર સ્વરથી કોકિલા ગીત ગાતી,
વાણીમાંથી રસકસ ગયા, ને અલંકાર લાજે,
સ્વર્ગે જાતાં નટકુલ ચઢી નાટ્યનો પ્રાણ આજે.

ધીરજલાલ પરીખ

# સદ્‌ગત શ્રી પ્રાણલાલભાઈ

પોતાની પ્રેરણા તથા સતત અને સંગીન સહાય વડે "ગુજરાતી નાટ્ય મંડળ"ની સ્થાપના કર્યા પછી જ્યારે તે બાળકને હજી ચાર વર્ષ પણ પૂરાં થયાં નથી તે પહેલાં તેના પિતાતુલ્ય પોષક પ્રાણલાલભાઈનું અત્યંત દુઃખદ અવસાન—એનાં કરતાં આપણાં મંડળને કયો વધારે ગંભીર આઘાત કલ્પી શકાય? હજી તો હમણાં જ તબિયતને કારણે પ્રમુખપદ છોડીને માનનીય મુરબ્બી થયા પછી મંડળ તેમજ તેના મુખપત્ર "ગુજરાતી નાટ્ય"ના ઉત્કર્ષમાં અનેક રીતે સક્રિય સહાય કરતા હતા; કાંઈ પણ મુશ્કેલી ઊભી થાય ત્યારે તેનું નિરાકરણ કરવા તત્પર રહેતા; એમનાં સલાહસૂચનો તો મંડળને મળતા જ રહેતાં પણ ક્રૂર વિધિએ એમાં વિક્ષેપ પાડ્યો. હવે તો એમની પ્રબળ ભાવના, મંડળના આત્મામાં રહી તેને બળવાન બનાવે એટલું જ ઇચ્છવાનું રહ્યું.

પ્રાણલાલભાઈને જન્મથી જ લક્ષ્મીની કૃપા હતી. કુશળ અને સંસ્કારી, વ્યાપારી કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. એ બન્ને—વ્યાપાર અને સંસ્કાર—ના ગુણો એમણે ઝીલ્યાં અને એમના જીવનમાં વિપુલતાથી વિકસાવ્યાં. વ્યાપારી જીવનમાં નાની ઉંમરે પડવાથી એમણે યુનિવર્સિટીનું ઉચ્ચ શિક્ષણ પુરી રીતે લીધું નહિં પરંતુ એ શિક્ષણનો આશય તો એમણે સામાન્ય સ્નાતકો કરતાં પણ એમના માનસમાં સારી રીતે સિદ્ધ કર્યો હતો. વ્યાપારની શુષ્ક અને કડાકુટીયા પ્રવૃત્તિઓમાં ઘણાં માણસોનું મન સંકુચિત થઈ જાય છે. તેમ જ સાંસ્કૃતિક ગુણોને અપનાવવા માટેનું વાંચન તથા બીજી પ્રવૃત્તિઓ માટે સમય પણ કાઢી શકતા નથી. પણ પ્રાણલાલભાઈએ જીવનની આ બન્ને બાજુઓને સરખી રીતે વિકસાવી હતી. તેનું મુખ્ય કારણ તો એમનાં અંતરમાં રહેલી ઊંડી ભાવના હતી. બુદ્ધિ અને હૃદય—એ બન્નેના ગુણોનો સુમેળ સાધીને કુશળતા સાથે રસિકતા તેમ જ સજ્જનતા સાચવવી એ તો ભાવનાની પ્રબળતાથીજ બની શકે.

પોતાના વ્યાપારને લગતી, બેંકિંગ, વિમા વગેરેનાં ક્ષેત્રમાં અનેક સંસ્થાઓની સ્થાપના કરી તેમને સમૃદ્ધ બનાવ્યાં ઉપરાંત બેંકિંગ એસોસિએશન, સ્વદેશી લીગ, ગુજરાતી નાટ્ય મંડળ જેવી જાહેર સંસ્થાઓને અસ્તિત્વમાં આણી તેમનું કુશળતાપૂર્વક સંચાલન કર્યું. તેની સાથે સંસ્કૃત તેમ જ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ પણ રસપૂર્વક ચાલુ રાખી સાહિત્યનું સર્જન કર્યું. ઘણા સાહિત્યરસિકોને આર્થિક સહાય તથા ઉત્તેજન આપ્યું. દેના બેંકના કર્મચારીઓના સાંસ્કૃતિક વિકાસ માટે "દેના જ્યોતિ"નું સામયિક શરૂ કર્યું. આ સર્વે પ્રવૃત્તિઓમાં એમની ભાવના ઉપરાંત મૂક સેવાભાવ પણ જણાઈ આવતો.

મુંબઈ તેમજ ગુજરાત—સૌરાષ્ટ્રના વ્યાપારી મંડળમાં એમણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરના બે વખત પ્રમુખ તરીકે જટિલ પ્રશ્નોના અભ્યાસ અને અનુભવ વડે સરકાર તેમજ વ્યાપારી મંડળોને માર્ગદર્શન આપ્યું હતું. આ બધી સિદ્ધિઓ ઉપરાંત પ્રાણલાલભાઈનો સૌથી નોંધવા લાયક સદ્‌ગુણ એ એમનો સામાનાં મન જીતી લે એવો હસમુખો સ્વભાવ અને નમ્રતા હતાં. આવા વિરલ ગુણોનો એક જ વ્યક્તિમાં સંયોગ—એ એમની વિશિષ્ટતા. એમનું તથા એમનાં ધર્મપત્ની જયાવતીબહેનનું દાંપત્યજીવન આદર્શરૂપ હતું એ બીજી વિશિષ્ટતા,

પ્રાણલાલભાઈ ગયા પણ એમના સમૃદ્ધ, સંસ્કારી અને પરમાર્થી જીવનની મધુર સૌરભ દીર્ઘકાળ સુધી ટકી રહે અને એમનો ઉન્નત આત્મા હજી પણ વધારે ઉન્નત કક્ષામાં પ્રવેશ કરી અમરતા પ્રાપ્ત કરે એમ આપણે સૌ ઇચ્છીશું.

હરસિદ્ધભાઈ દિવેટિયા



ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ મથકના ભૂતપૂર્વ સ્ટેશન ડિરેક્ટર શ્રી બલવંતરાય ભટ્ટની દિલ્હી ખાતે વરણી થતાં યોજાયેલા સમારંભમાં શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રીમતી ભટ્ટ, ડૉ. ડી. જી. વ્યાસ, શ્રી જ્યોતીન્દ્ર દવે અને શ્રી બલવંતરાય ભટ્ટ



# શ્રી પ્રાણલાલભાઈ

## કલારસિક આત્મા

(શ્રી પ્રાણલાલભાઈ અભિનંદનગ્રંથમાંથી સાભાર)

પૂર્વેના જરાપણ અંગત પરિચય વિના, ૧૯૪૫ માં અમદાવાદમાં ભારત કલામંડળનું વાર્ષિક ચિત્રપ્રદર્શન ખુલ્લું મૂકવાને શેઠશ્રી પ્રાણલાલભાઈને મેં તેમની સ્વદેશી ભાવના પર જ વિશ્વાસ રાખી વિનંતી કરી હતી. તેના ઉત્તરમાં તેમણે તુરત ઉત્સાહપ્રેરક વચનો સાથે સગવડની તારીખો જણાવી, અને ૧૪ મી ઑક્ટોબર ૧૯૪૫ની સાંજે અમદાવાદમાં ચિત્રપ્રદર્શનનું ઉદ્ઘાટન કરતાં તેમણે ચિત્રકળા માટેનો અંતરનો શોખ અને આદર દર્શાવતું વ્યાખ્યાન આપ્યું ત્યારે શહેરની ધંધાપરાયણ જનતાએ એક નવો જ અચંબો અનુભવ્યો. એમણે કહ્યું: 'શ્રી અને સરસ્વતીનો યોગ આપણે વિરલ ગણીએ છીએ પણ શ્રી એટલે દ્રવ્ય નહિ. શ્રી એટલે વસ્તુનું સૌંદર્ય અથવા કળા અને તેની સાથે બુદ્ધિનો પ્રકાશ મળે એટલે સમૃદ્ધિ કે સવૃદ્ધિ આપોઆપ નિષ્પન્ન થાય છે.'' એમનાં આ વાક્યની સાથે 'Industry without art is brutality'–કળા વિના કરેલો પરિશ્રમ કે ઉદ્યમ માત્ર પશુકાર્ય છે એવું પશ્ચિમનું વાક્ય વિચારતાં શ્રી અને સરસ્વતીના યોગની માનવીને કેટલી જરૂર છે તે સ્પષ્ટ થશે. એમનાં એ વ્યાખ્યાને અમદાવાદના શ્રીમંતોને સજાગ કર્યા હતા. એમણે કહ્યું હતું કે 'ઉદ્યોગોમાં કળાકારોની ડિઝાઈનોનો જેટલો મહત્ત્વનો ફાળો છે એવું જ મહત્ત્વ જીવનમાં કળાને જોઈએ.'

આવા વિચારો દર્શાવનાર એક શહેરી અગ્રણીના જીવનમાં પૂર્વભૂમિકા કેવી હતી તે એમણે જ તે દિવસે આત્મકથારૂપે કહી દીધું.

'ચિત્રકળા વિશે હું કંઈ મહત્ત્વનું કહી નાખીશ એવી અપેક્ષા રાખશો નહિ. તે વિશે બોલવાનો મારો અધિકાર એટલો જ છે કે નાનપણમાં અંગ્રેજી નિશાળે ભણતો ત્યારે ડ્રૉઈંગ માસ્તરે મારા પિતાશ્રીને કહેવરાવ્યું કે આ વિદ્યાર્થી ડ્રૉઈંગમાં આગળ વધી શકે તેમ છે માટે તેને ડ્રૉઈંગની પરીક્ષામાં બેસાડજો. મારા પિતાશ્રી એ વાત સાંભળીને ઉકળી જ ગયા એમને થયું કે હું જો ચિત્રો દોરીશ તો એમનો વેપાર કોણ સંભાળશે? એમણે તો હેડમાસ્તરને સીધું લખ્યું કે પોતાના જેવા વેપારીના છોકરાને ચિત્રો દોરવાં પોસાય નહિ. એને નિશાળે ભણવા માટે મૂક્યો છે–ચીતરવા માટે નહિ, એટલે ઊંધે રસ્તે ન ચડાવશો વગેરે... આથી ઊંડે ઊંડે શોખ રહી ગયો તેની અતૃપ્તિ ટાળવા ચિત્રોનાં આલબમો–ચિત્રો અને ચિત્રકળા વિશેનાં પુસ્તકો મેં વસાવેલાં અને આ દેશની તેમ જ પરદેશની ચિત્રકળાનો થોડોક અભ્યાસ કરેલો. તે સંસ્કારને લઈને આજે સમજાય છે કે કોઈ પણ પ્રવૃત્તિમાં કળાને સ્થાન છે જ. અને એક વેપારી કળામાં રસ કેમ ન લઈ શકે?

વેપારી, રાજદ્વારી, સૈનિક કે સદ્‌ગૃહસ્થ સમાજના સર્વ પ્રકારનાં થરોમાં કળાનો રસ વ્યાપક બને તો સમાજના વ્યવહારમાં લાલિત્ય અને માર્દવ જરૂર પ્રગટે અને સમાજનાં અંગોમાં એક ભાવના, એક સંસ્કૃતિ અને એકતાની લાગણી વધે આ સત્રને જીવનમાં પ્રત્યક્ષ કરવા મથી રહેલા ગરવા ગુજરાતી નરોમાં શ્રી પ્રાણલાલભાઈ દૃષ્ટાંતરૂપ બન્યા છે તે સમજવું કે સમજાવવું મુશ્કેલ નથી. અમદાવાદનાં ચિત્રપ્રદર્શન પછી કળાપ્રવૃત્તિ માટે તેમની ઉત્સુકતા જાણવાના બીજા પ્રસંગો મળ્યા. ચિત્રપ્રદર્શનને બીજે દિવસે સૂચન કે સંકેત વિના તેમણે પોતાની મેળે જ મંડળના આશ્રયદાતાનો ચેક મોકલી આપ્યો હતો. અને બીજી મુલાકાત વખતે મારી ચિત્રશાળામાં આવી તરુણ કળાકારોનાં ચિત્રો નિરાંતે જોયાં અને કેટલાંકની પસંદગી કરી સાથે લઈ ગયા કિંમતની પૂછપરછ કર્યા વિના દરેકની પૂરી કિંમત મોકલી આપી. આ જાતનો વ્યવહાર આપણા દેશના શ્રીમંતોમાં અપવાદરૂપે જ જોવા મળે. એ જ પ્રમાણે એમણે મુંબઈમાંથી પણ નવા ચિત્રકારોનાં ચિત્રોનો આદર કર્યો છે અને આ બધાં ચિત્રો એમના ઘરની દીવાલોને શોભાવે છે. એમની

રુચી ભારતીય સંસ્કૃતિ અને ભારતીય સ્વરૂપો તરફ ઢળતી હોય તેમાં નવાઈ નથી. ભારતની પ્રાચીન પરિપાટી અને લક્ષણો ધરાવનાર ચિત્રો અને ભારતીય આદર્શો રજૂ કરતાં ચિત્રો તેમ જ ભારતીય રસિકતા બતાવતાં ચિત્રો જ એમની વિશેષ પસંદગી પામે છે અને એમનાં જીવન-ઘડતરની સાથે સંપૂર્ણ સુમેળ સાધે છે.

ગુજરાતના તરુણ ચિત્રકારોની કૃતિઓનો આદર કરનાર એમના જેવા બીજા કોઈ ગુજરાતી શ્રીમંત ભાગ્યે જ મળશે. લાખોનાં મકાનો બાંધનારા, લાખોના વેપાર કરનારા શ્રીમંતો ગુજરાત-મુંબઈમાં છે. પરંતુ સારું ચિત્ર કે સારી તસવીર માટે કળાકારની યોગ્ય પસંદગી અથવા સારી કૃતિની શોધ કરી કુટુંબ અને અતિથિઓની રુચે અને આનંદ વધારનાર કૃતિઓ ખરીદી ધનની સાર્થકતા કરનાર તો પ્રાણલાલભાઈ એક વિરલ વ્યક્તિ હતા.

તેઓ કલાવિવેચક અથવા કલાસંશોધક કે સંગ્રાહકની કીર્તિ માટે ચિત્રો ભેગાં નહોતા કરતા. પણ સ્વાન્તઃ સુખાય આત્માને રસથી સમૃદ્ધ કરવા ભાવનાયુક્ત સંસ્કાર-પ્રેરક ચિત્રોથી આનંદલહરીઓનો અનુભવ કરતા હતા.

કળાનો નિર્વાહ કરનાર બે વર્ગો છેઃ કળાપોષક શ્રીમાનો અને ચિત્રરસ સમજનાર સમાજ. આખા સમાજને સારાં ચિત્રો પ્રાપ્ત થવાં મુશ્કેલ છે અને તે કારણે યુરોપનાં વૈભવશાળી કુટુંબોએ સારાં ચિત્રોનો સંગ્રહ કરી સમાજ કે પ્રજાને માટે તેમનાં ચિત્રાલયો ખુલ્લાં મૂક્યાં છે. ફ્લોરેન્સના મેડીસી કુટુંબો, ઇંગ્લંડના અમીરો, અમેરિકાના માતબર ઉદ્યોગપતિઓ વગેરેએ પોતાના સંગ્રહોની સાર્થકતા, આમજનતા માટે કલારસ વહેતો કરવામાં માની છે.

શ્રી પ્રાણલાલભાઈએ 'આત્મવત્ સર્વભૂતેષુ'ની દૃષ્ટિથી પોતાનો ચિત્રસંગ્રહ 'દેના જ્યોતિ'ના પ્રકાશનદ્વારા અન્ય-જનોની સંતૃપ્તિ અને રસવૃદ્ધિ માટે આપવા માંડયો હતો એટલું જ નહિ પણ દરેક ચિત્રના ચિત્રકારને પત્રમ્ પુષ્પમ્ પુરસ્કારથી સત્કારીને તેમના પ્રતિ પોતાની સદ્ભાવના વ્યક્ત કરી હતી. ઘણાયે સમૃદ્ધ સંપાદકો અને તંત્રીઓ ચિત્રકારનાં ચિત્રો પ્રકાશિત કરી લોકપ્રિયતા અને પત્રની લોકપ્રિયતા ને પ્રચાર વધારે છે, પણ કળાકારને પુરસ્કાર આપવામાં સંકુચિત વૃત્તિ દાખવે છે. તેમને 'દેનાજ્યોતિ' બેશક ઉદારતાનું ઉદાહરણ પૂરું પાડે છે અને બેંકિંગ યા શરાફી જેવી દ્રવ્યની પ્રવૃત્તિની સાથે માનવીની મૂળ સંસ્કાર-ભાવનાને ઉન્નત અને ઊર્ધ્વગામી કરવાના પરમ પુરુષાર્થ આગળ રાખી સમાજને અર્થ ઉપરાંત ઊંચી ભાવસંતૃપ્તિ આપી રહેલ છે. આ ઉપરાંત સર્વ કલાઓનું સંયુક્ત રૂપ નાટ્ય પણ તેમના અંગત પક્ષપાતનું પાત્ર બની ગુજરાતી નાટ્યકલાના અભિનવ પ્રયત્નોમાં કેટલું ઉદાર પ્રોત્સાહન પામી રહ્યું છે તે સર્વવિદિત છે.

રવિશંકર રાવળ

---

**દોહન:** નવેમ્બર ૧૯૫૨ માં ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ઊજવાયો હતો એ આપને નિવેદિત છે. હું જે વ્યાપારી અને શરાફી ક્ષેત્રમાં ઓતપ્રોત રહેનારો તે આ નાટ્ય-કલા-વિષયક પ્રવૃત્તિમાં કેમ આકર્ષાયો એ પ્રશ્નનો ઉત્તર આજપૂર્વે મેં આપ્યો છે. આજે એની પુનરુક્તિ કરું કે મને સાહિત્ય, સંગીત અને કલા માટે મૂળથી જ પ્રેમ અને અભિરુચિ છે. વળી, નાટકને હું આપણા સામાજિક અને સાંસ્કૃતિક વિકાસ માટે સબળ સાધન લેખું છું. નાટક એ અનિર્વચનીય અને સદ્ય અને પરમ પ્રમોદ પમાડનારી અજબ વસ્તુ છે. નાટક વિદ્યા, કલા, સંગીત તથા સુંદરતાનું મહાન પોષક છે. નાટક આપણા ધર્મ અને નીતિના ઉપદેશોને હૃદયનાં ઊંડાણમાં છેક સુધી પહોંચાડનારું સુકોમળ શસ્ત્ર છે અને નાટક એ આપણી પ્રાચીન ગૌરવભરી આર્ય સંસ્કૃતિને નવીન ચેતન, પ્રાણ અને પુનર્જીવન આપવા માટે, મનોહર અને મહત્ત્વવાન આયુધ છે. આપણી રંગભૂમિએ અને નાટ્યકલાએ પ્રેક્ષકગણ અને વાંચકવૃન્દને આજસુધી જે આનંદ પમાડયો છે અને તેમની રસવૃત્તિ કંઈક અંશે પણ સંતોષવા અને વિકસાવવા જે સ્તુત્ય પ્રયત્ન કર્યો છે તેનું ઋણ ચૂકવવાની સૌની ફરજ છે.

શ્રી પ્રાણલાલભાઈ

☆ ☆

# જીવનની મહત્તા

☆ ☆

'ગુજરાતી નાટ્ય' શ્રી પ્રાણલાલભાઈની સ્મૃતિમાં ખાસ અંક પ્રગટ કરે તે સર્વથા ઉચિત છે. શ્રી પ્રાણલાલભાઇના દેહાવસાન પછી સમસ્ત ગુજરાત અને મુંબઈ શહેરમાંથી એમને પ્રેમ-ભક્તિની જે અંજલિઓ મળી છે તે સિદ્ધ કરે છે કે તેઓ અનેક મિત્રોના મિત્ર હતા, અનેક સ્વજનોના સ્વજન હતા, અનેક સંસ્થાઓ સાથે સ્નેહ ને સેવાના સંબંધથી જોડાયેલા હતા એમનો વિશેષ પ્રભાવ પ્રથમ પંક્તિના બેંકર-શરાફ તરીકેનો, પરંતુ તે તો બાહ્ય વ્યવહારની દૃષ્ટિએ, એમનાં સમગ્ર જીવન ઉપર નજર નાખીએ તો એમ લાગ્યા વિના રહે જ નહિ કે એમના જીવનનો પરમ આનંદ તો સાહિત્ય, કલા ને સંસ્કારની પ્રવૃત્તિ અને તેમાં 'ગુજરાતી નાટ્ય મંડળ'નું સ્થાન સૌથી મોખરે. આ સંસ્થા અને આ સામયિકના તેઓ એક સ્થાપક, પ્રેરક અને પોષક હતા એટલે સ્મૃતિ અંક દ્વારા એમનું યત્કિંચિત પણ ઋણ અદા થઇ શકે તો તેમ કરવું જ જોઇએ.

શ્રી. પ્રાણલાલભાઇના જીવન અને કાર્યથી સૌરાષ્ટ્ર, ગુજરાત અને મુંબઇ સુવિશેષ પરિચિત છે. વ્યાપાર, ઉદ્યોગ શરાફી અને સ્વદેશીનાં આંદોલનની દૃષ્ટિએ જોઇએ તો એમની ખ્યાતિ દેશના અન્ય પ્રદેશો સુધી પણ પહોંચી છે. જીવનભર એમણે પુરુષાર્થ કર્યો હતો ને તે નીતિમય તથા સાચી દિશાનો હોવાથી ઇશ્વરે તેનાં સુફળો પણ આપ્યાં હતાં. વ્યાપાર, ઉદ્યોગ ને શરાફીના ક્ષેત્રમાં એમણે જે નામના મેળવી તે ગુજરાતને ગૌરવ આપનારી હતી. ગુજરાતી પ્રજા સામે એક આક્ષેપ છે કે તે સવિશેષ રૂપિયા, આના, પાઇમાં જ વિચાર કરે છે, શ્રી પ્રાણલાલભાઇએ એમની અનેકવિધ પ્રવૃત્તિથી અને દાનથી પુરવાર કર્યું હતું કે એ આક્ષેપ ખોટો છે. વ્યાપારી કોમનું વ્યાપારી ક્ષેત્રે તો એમણે અનેક વાર નેતૃત્વ કર્યું, પરંતુ એ વર્ગને સંસ્કારના ક્ષેત્ર સાથે જોડવામાં પણ મહત્ત્વનો હિસ્સો આપ્યો છે.

શ્રી પ્રાણલાલભાઈની પ્રવૃત્તિમાં સાહિત્ય, સંગીત, ચિત્ર, નાટ્ય ઇ. લલિતકળાઓની પ્રવૃત્તિઓનું સ્મરણ કરવું જ જોઇએ. તેઓ જૂની શૈલીના પણ પ્રાણવાન સર્જક હતા. નાટકો, વાર્તાઓ, કાવ્યો, નિબંધો વગેરે સાહિત્ય-પ્રકારો એમણે સફળતાપૂર્વક અજમાવ્યા હતા. એમનું



**શ્રી સોપાન અને શ્રી પ્રાણલાલભાઇ**

વાચન અતિ વિશાળ અને વૈવિધ્યપૂર્ણ હતું. પ્રાચીન ધર્મ ગ્રંથો ને સંસ્કૃત સાહિત્યની કલાકૃતિઓની સાથે જ વિપુલ વિદેશી સાહિત્યના સંપર્કમાં પણ તેઓ રહેતા હતા. સંગીતનો તેઓ વિશિષ્ટ શોખ ધરાવતા હતા. એમનો ચિત્રસંગ્રહ વિસ્તૃત હતો અને પુસ્તકાલય પણ ઘણું મોટું હતુ. નટકો ઉપર એમને સવિશેષ રુચિ હતી. ગુજરાતી નાટ્ય મંડળ અને તેના ઇતિહાસલેખનથી માંડીને બીજી અનેક પ્રવૃત્તિમાં તેઓ પ્રાણ પૂરનારા હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

શ્રી પ્રાણલાલભાઇ ગુજરાતના પ્રમુખ નાગરિકોમાંના એક હતા. એમના જવાથી ગુજરાતી પ્રજાએ એક સંસ્કારસંપન્ન અગ્રણી અને વ્યાપારી આલમે એક અનુભવી માર્ગદર્શક ગુમાવ્યા છે, પરંતુ એમના દુઃખ કરતાંયે મોટું દુઃખ તો એમના સંપર્કમાં આવી



મંડળના ત્રીજા નાટ્યોત્સવ પ્રસંગે પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઇ

સ્વજન બનેલા સેંકડો સામાન્ય માનવીઓનું હશે. અનેક વ્યક્તિઓ માટે તેઓ સહાયક, સલાહકાર ને પ્રેરણા આપનાર હતા. આપણા મહાજનોની જે પ્રાચીન પ્રણાલિકા હતી તેના તેઓ સ્વભાવથી જ પુરસ્કર્તા હતા. એમને જોતાં એવી લાગણી થતી કે જે પેઢી લુપ્ત થવા લાગી છે તેના તેઓ જાજ્વલ્ય અવશેષ છે. કોઇ વયોવૃદ્ધ મહાન સાક્ષરને વિષે આપણે કહીએ કે એ પંડિતયુગના પ્રતિનિધિ હતા. એમ શ્રી પ્રાણલાલભાઇને માટે કહેવું જ જોઇએ કે તેઓ મહાજનયુગના સર્વ શુભ તત્ત્વોના પ્રતિનિધિરૂપ હતા. એમના જીવન કાર્ય દ્વારા એ યુગને એમણે જીવતો રાખ્યો હતો.

સંસ્કાર ને સૌજન્યથી સદાયે મહેકતું શ્રી પ્રાણલાલભાઇનું જીવન જ્યારે સંકેલાયું ત્યારે અનેક સ્વજનો, મિત્રો ને સામાન્ય નાગરિકોના દિલમાં ઊંડા દુઃખ અને આઘાતની લાગણી જન્મી હતી. શ્રી પ્રાણલાલભાઇનો દેહ તો ઘણા સમયથી રોગથી ઘેરાયો હતો, પરંતુ એમનાં મન અને આત્માની શક્તિ હમેશ વૃદ્ધિ પામતી દેખાતી હતી. કેટલાક વ્યવસાયોમાંથી એમણે નિવૃત્તિ લીધી હતી, પરંતુ એ નિવૃત્તિ પ્રવૃત્તિના પરિવર્તનરૂપ જ હતી. ધંધાદારી પ્રવૃત્તિનું ક્ષેત્ર સંકોચાતું હતું અને સાહિત્ય, સંસ્કાર ને કલાનું પ્રવૃત્તિક્ષેત્ર વિસ્તાર પામતું હતું. ધર્મ-તત્ત્વજ્ઞાનનું અધ્યયન અને લોકહિતકારી બીજાં કર્તવ્યોનું પ્રમાણ પણ વધતું જતું હતું. આવા સંસ્કારી ને ઉર્ધ્વગતિ કરતા માનવીનું મૃત્યુ, ગમે તે વયે ને ગમે તે સ્થિતિમાં થાય તોયે, શોકની ઘેરી છાયા પ્રસરાવી દે એ સ્વાભાવિક છે.

એમના કંઇક નિકટના સંપર્કમાં આવવાનું સદ્ભાગ્ય છેલ્લા બે-અઢી વર્ષમાં મને પ્રાપ્ત થયું હતું. આ સમય દરમિયાન મેં જોયું કે કેટલાક ડુંગરો દૂરથી રળીઆમણા હોય છે તેવું શ્રી પ્રાણલાલભાઇનું નહોતું. જેમ એમની વધુ નજીક જઇએ તેમ એમની મહત્તાનો વિશેષ ખ્યાલ આવે એવો અનુભવ થતો હતો. એક સ્થળે મેં લખ્યું છે તેનો પુનરુલ્લેખ કરીને કહું તો શ્રી પ્રાણલાલભાઇના સંપર્કમાં કોઇ નાનો માણસ આવે તો એમનું સૌજન્ય જોઇ એમ ધારે કે શ્રી પ્રાણલાલભાઇએ એને ઓળખ્યો નથી કે કોઇ મોટો માણસ ધારી લીધો છે! ને કોઇ મોટો માણસ મળે તો એમના વિનયવિવેકથી એવી શંકામાં સપડાય કે ધન, સત્તા કે કીર્તિની કોઇ વિશેષ અપેક્ષાએ તેઓ આ બધું કરી રહ્યા છે, પરંતુ સમય જતાં સૌ કોઇને સમજાઇ જાય કે એવી સ્વાર્થવૃત્તિ કે ખોટો શિષ્ટાચાર તેઓ શીખ્યા જ નહોતા. એમનું બાહ્ય વર્તન એમના હૃદયની સુવાસને જ પ્રગટ કરનારું હતું.

શ્રી પ્રાણલાલભાઇનું વિસ્તૃત જીવનચરિત્ર જ્યારે લખાય ત્યારે ખરું, પરંતુ જે થોડીઘણી માહિતી મળે છે તે ઉપરથી એમ લાગે છે કે એમના ઉચ્ચ સંસ્કારો છેક બાળપણથી ખીલ્યા હતા અને જીવનને સુંદર, સંસ્કારી ને સૌજન્યશીલ બનાવવાનો પુરુષાર્થ છેક કિશોર વયથી એમણે આરંભ્યો હતો. શ્રી પ્રાણલાલભાઇના વર્તનમાં અને સમગ્ર વ્યવસાયમાં જે સુંદરતા અને સંવાદિતા દેખાતાં હતાં તે એમના આત્માના વલણના જ પ્રતિબિંબ રૂપ હતા. જાહેર જીવનમાં અને ધંધાના ક્ષેત્રમાં શ્રી પ્રાણલાલભાઇને ઉચ્ચ સ્થાન અને માન મળ્યાં છે, પરંતુ એમના સમગ્ર જીવનને જો નજર સામે રાખીએ તો એવી અસર ઉપજ્યા વિના રહે જ નહિ કે એ સ્થાન અને માન કરતાંયે તેઓ વધુ મહાન હતા.

આ મહત્તાને હું આદરની અંજલિ આપું છું.

સોપાન

# કલારસજ્ઞ
# શ્રી પ્રાણલાલભાઈ



કલાના મર્મજ્ઞ અને કલાકારોના કદરદાન શ્રીમાન પ્રાણલાલભાઈના અકાળિન નિધનથી કળાજગત એક મહાન મુરબ્બીવિહોણું બની ગયું છે. વિદ્યા, સાહિત્ય અને કળાથી ઉપજ થતી સંસ્કારિતા કેવી હોઈ શકે તેનો આભાસ તેમના વ્યક્તિત્વથી થતો હતો. ઉચ્ચ સંસ્કારોના પ્રેરણાદાયી વાતાવરણમાં તેમનાં જીવનનું ઘડતર થયું હતું. તેમનાં કુટુંબની એક વિશિષ્ટતા છે કે જેમાં શ્રી અને સરસ્વતી બન્નેનો સુમેળ થયો છે, વ્યાપાર અને વિદ્યા એક સાથે રહેલ છે.

શ્રી પ્રાણલાલભાઈના પિતા, પ્રાતઃસ્મરણીય શ્રી દેવકરણ નાનજી જેટલા પ્રસિદ્ધ વ્યાપારી હતા તેટલા જ પ્રસિદ્ધ પંડિત અને તત્ત્વજ્ઞાની હતા. સંસ્કૃત ભાષા અને સાહિત્યના પ્રખર અભ્યાસી હતા. મુંબઈનગરીમાં આ એક વિરલ ગૃહ, કે જ્યાં પંડિતોની સભાઓ થતી, સાહિત્ય ઉપર વાર્તાલાપો થતા. બહારથી આવેલ પંડિતનું સન્માન થતું. શ્રી દેવકરણ નાનજી પંડિતોને પોષતા હતાં, તેમને જે કંઈ આપતા તે દક્ષિણા રૂપે નહીં, પરંતુ સન્માન અને કદરના પ્રતિક રૂપે.

જે સાધનસંપન્ન કુટુંબમાં પંડિતો, કવિઓ, લેખકો અને કલાકારોનું સન્માન થતું હોય તે કુટુંબ ખરેખર સુખીસંપન્ન અને સંસ્કારી કહેવાય. અનુકરણીય પ્રણાલિકાઓ માટે પ્રસિદ્ધ થયેલું કુટુંબ તે શ્રી દેવકરણ નાનજીનું. શ્રી. પ્રાણલાલભાઈએ પરંપરાગત, વિદ્યાપ્રિયતા અને સંસ્કારિતાનો વિકાસ કર્યો. તેઓ સાહિત્ય અને કળાના કેવળ પ્રસંશક અને પોષક ન હતા, પરંતુ જાતે વિચારક, લેખક અને કળાકાર હતા. તેમણે ભિન્નભિન્ન વિષયો પર સુંદર લેખો લખ્યા છે. નાટકો રચ્યાં છે, સાહિત્ય નાટક અને કળાની સમાલોચનાઓ કરી છે. ગુર્જર રંગભૂમિની શતાબ્દીના સ્વાગતાધ્યક્ષપદેથી તેમણે કરેલું વ્યાખ્યાન જેટલું સુંદર હતું, તેટલું જ મૌલિક, વિચારપૂર્ણ અને પ્રેરણાદાયી હતું.

આજકાલ ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સંગીત, નર્તન, નાટક અને કલાઓને એકબીજાથી તદ્દન નિરાળી અને સ્વતંત્ર માનવાની આપણા દેશમાં એક ટેવ પડી છે, કે જે ભારતીય પ્રથાથી વિરુદ્ધ છે. ચિત્ર અને શિલ્પમાં દિલચસ્પી ધરાવનાર કોઈ પણ માણસ પોતાને કળાપ્રેમી માને, પરંતુ સંગીત આદિ કોઈ પણ કળાથી તદ્દન અનભિજ્ઞ હોય—કોઈમાં પણ તેને રસ ન હોય, એવાં દૃષ્ટાંતો ઘણા મળશે. કળા એક નૈસર્ગિક શક્તિ છે. અને તે ભિન્નભિન્ન માધ્યમો દ્વારા વ્યક્ત થાય છે, અર્થાત્ તેના બાહ્ય સ્વરૂપનું ઘડતર માધ્યમથી થાય છે. માધ્યમોથી પર રહેલી કળા એક અને

ગુજરાતી નાટ્યના લાભાર્થે
યોજાયેલા 'સમયનાં મહોરાં' પ્રસંગે



પ્રેક્ષકવૃંદમાં: માનનીય શ્રી દિનકરરાવભાઈ, શ્રી મંગળદાસ પકવાસા, શ્રી નાના સાહેબ કુંતે, ડૉ. ડી જી. વ્યાસ, શ્રી પ્રવીણચંદ્ર ગાંધી, શ્રી જયંતિલાલ ત્રિવેદી, શ્રી લાભુબહેન મહેતા, શ્રી સોપાન, શ્રી મનુ સુબેદાર, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી ધનસુખલાલ મહેતા અને શ્રી જયાબહેન...

અવિભાજ્ય છે. શ્રી પ્રાણલાલભાઇને આ સિદ્ધાંતોનો સાક્ષાત્કાર થયો હતો એટલે તેમને બધી કળાઓ ઉપર એકસરખો પ્રેમ હતો. તેઓ ચાલુ વપરાતા શબ્દોમાં કળાપ્રેમી નહીં, પરંતુ કળાના મર્મજ્ઞ હતા, રસિક અને રુસ્જ્ઞ હતા. તેમના બંગલામાં અને ઓફિસમાં સુવ્યવસ્થિત રીતે ગોઠવેલી કળાકૃતિઓ જોતાં ચિત્ર અને શિલ્પમાં કેટલો રસ ધરાવતા હતા તેનું અનુમાન સહેલાઇથી થઇ શકે છે.

પ્રાચીન અને અર્વાચીન ચિત્ર અને શિલ્પમાં શ્રી પ્રાણલાલભાઇની સમદષ્ટિ હતી. જીવનમાં વ્યક્ત થયેલી એમની સ્વદેશ-ભાવના કળામાં પણ જણાઇ આવે છે. તેમણે પસંદ કરેલી ભારતીય શૈલીની ચિત્ર અને શિલ્પકૃતિઓ તેમની ઊંડી કલાદષ્ટિ હોવા ઉપરાંત ભારતીય કળા પ્રતિ તેમની મમતાની ઝાંખી કરાવે છે. કળાનો સંગ્રહ આડંબર અને ગૃહશૃંગારરૂપે નહીં પરંતુ જીવનની જરૂરિયાતરૂપ હતો. આ કલાકૃતિઓમાં તેમની સૌન્દર્યભાવના સ્પષ્ટ રીતે અભિવ્યક્ત થયેલી છે.

શ્રી પ્રાણલાલભાઇના જીવનવ્યવહારમાં એક પ્રકારની વિશિષ્ટતા-મનોહારિતા હતી, એ સૌ કોઇ જાણે છે. અને એ હતી તેમના વાણી સંચાલન આદિમાં તેમની સૌન્દર્યભાવનાની અભિવ્યક્તિ. બીજા શબ્દોમાં કહીએ તો તેમનું જીવન-સાહિત્ય અને કળાથી ઉત્પન્ન થવાથી સંસ્કારિતામય બન્યું હતું. એક કામ કરવું એ સામાન્ય વાત છે, પરંતુ તે સરસ અને સુંદર રીતે કરવું એ બીજી વાત છે અને એ હતી શ્રી પ્રાણલાલભાઇના વ્યક્તિત્વની એક વિશિષ્ટતા-કે જે એમની ક્રિયાપ્રિયતામાં છે. તેમના નિવાસસ્થાન અને કાર્યાલયમાં વસ્તુઓ અને કલાકૃતિઓની રચનાની દેખાઇ આવતાં અનોખાપણાની પાછળ કળાની પ્રેરણા હતી. આ દષ્ટિએ પ્રાણલાલભાઇ કળાકાર પણ હતા.

શ્રી પ્રાણલાલભાઇને સંગીતમાં ઊંડો રસ હતો, સંગીતના સિદ્ધાંતો અને પ્રકારોનાં પૂરા માહિતગાર હતા. તેમને સંગીત એ બાહ્ય શોખ નહી, પરંતુ આત્માની જરૂરતરૂપ હતું. ગાન, વાદન અને નર્તનમાં તેઓ ખૂબ રસ લેતા હતા તેનું કારણ એ હતું કે આવી કળાઓનાં આવિષ્કરણમાંથી ઉદ્દભવતો અલૌકિક આનંદ તેઓ અનુભવી શકતા હતા. બિમારી એમના સંગીત અને કળાપ્રેમમાં શિથીલતા લાવી શકી ન હતી. અંતિમ દિવસોમાં પણ ઓલ ઇંડિયા રેડિયોના સંગીતના કાર્યક્રમો ઉપર પોતાના રચનાત્મક વિચાર પ્રદર્શિત કરતો એક કાગળ સત્તાધિકારીઓને તેમણે લખાવ્યો હતો, અને તેની નકલ મને મોકલાવી હતી. આ વેળા તેમની જિંદગીના થોડાજ દિવસો બાકી રહ્યા હતા.

નાટયકળાને શ્રી પ્રાણલાલભાઇની મોટી ઓથ હતી. બાલ્યાવસ્થાથી જ તેઓ ગુજરાતી, ઉર્દૂ અને મરાઠી નાટકોનાં પ્રયોગો જોતા હતા. લેખકો, મિત્રો અને કળાકારો સાથે નાટકની ચર્ચા કરતા હતા. કેટલીક મંડળીઓમાં નાટકોનું ધોરણ ઊંચું રહ્યું હતું તેના કારણોમાં શ્રી. પ્રાણલાલભાઇ સરખા થોડા સુજ્ઞ અને સંસ્કારી સજ્જનોની નાટક અને અભિનય ઉપર સૂક્ષ્મ દષ્ટિ હતી, એ એક હતું. શ્રી પ્રાણલાલભાઇએ ઘણા લેખકોને અને અભિનેતાઓને પૃષ્ઠબળ આપ્યું છે. રંગભૂમિના વિપરિત દિવસોમાં તેઓ તેની પાછળ એક મહાન બળરૂપે ઊભા રહ્યા હતા. અવૈતનિક અને વૈતનિક નાટયમંડળોને ખૂબ ઉત્તેજન આપ્યું હતું. લેખકોને અને કલાકારોને ઉદારરીતે પારિતોષિક આપ્યાં. ગુર્જર રંગભૂમિની શતાબ્દીના ઉત્સવ પછી ગુજરાતી નાટ્યમંડળની સ્થાપના તેમનાજ પ્રોત્સાહનથી થવા પામી અને છેલ્લે સુધી આ મંડળના તેઓ આશ્રયદાતા હોવા ઉપરાંત એક પ્રેરણામૂર્તિ સમાન હતા.

જ્યારે શ્રી પ્રાણલાલભાઇની મુલાકાત લેવાનો મને સુઅવસર પ્રાપ્ત થતો હતો ત્યારે હું એક ન ભૂલી શકાય તેવા અનુભવથી હું વિભૂષિત પડતો હતો. આકર્ષણ રહેતું વધારે વાર બેસવાનું, પણ દિલ કહેતું કે તેમને વિશેષ અન્ય જરૂરી કામોમાંથી ન રોકવા. શ્રી પ્રાણલાલભાઇ હરવખતે પ્રસંગોપાત જે કોઇ કળાનો વિષય નીકળે તેની ઉચ્ચ કક્ષાએ ચર્ચા કરતા હતા. પોતાના મંતવ્યો સ્પષ્ટ રીતે પ્રગટ કરતા હતા; અને કિંમતી સૂચનાઓ કરતા હતા. મને તો ઘણીવાર એમ જ લાગતું હતું કે કળાપ્રવૃત્તિઓ અંગે માર્ગદર્શન માટે કોઇ પાસે પણ જવું તો શ્રી પ્રાણલાલભાઇ પાસે. પરંતુ અફસોસ આજે તેઓ આપણી વચ્ચે નથી. કળાજગતમાં ન પૂરી શકાય તેવી એક જગ્યા તેમના અકાલિન નિધનના પરિણામે ખાલી રહી છે. સર્વ શક્તિમાન પરમાત્મા તેમના આત્માને ચિરઃસ્થાયી શાંતિ આપો.

ડૉ. ડી. જે. વ્યાસ

# એ સ્નેહભર્યું સ્મિત!

આશરે વીસ વર્ષ પહેલાંની વાત છે. શ્રી મુનશીની સાહિત્યસંસદનો એકાદ વાર્ષિક ઉત્સવ હતો. નૃત્યગીત વગેરેના કાર્યક્રમ બાદ વ્યાખ્યાન વગેરેનો કાર્યક્રમ આવ્યો ત્યારે શ્રી મુનશી અને અન્ય સંભાવિત ગૃહસ્થોએ રંગમંચ ઉપર દેખા દીધી. એ ગૃહસ્થોમાંના એક શ્રી પ્રાણલાલભાઈ પણ હતા એ મને બરાબર યાદ છે. બીજા બધાની તો એ મંચ ઉપરની હાજરીનું સમજી શક્યો હતો. પણ શ્રી પ્રાણલાલભાઈ જેવા ઉદ્યોગપતિની નહીં!

પણ વર્ષો પછી એમના પરિચયમાં આવ્યો અને એમને થોડા નિકટથી જોવા જાણવા પામ્યો ત્યારે એ રંજ ઝડપથી વહી ગયો અને એની જગ્યા સાનંદાશ્ચર્યની જે લાગણીએ લીધી તેનો આનંદ પણ હજી મને બરાબર યાદ છે. તેનો ખેદ પણ આપણે માણસોને જોવા જાણવા વગર. તેમને વિશે ખ્યાલો બાંધીને બેસી જઈ અન્યાય કરી બેસીએ છીએ! નહિતર આ માણસ તો...

હજી એ યાદ આવે છે એમની એ વખતની મૂર્તિ. ગયો હતો તો હું મારા ધંધાના જ કામે, પણ હું સાહિત્યપ્રેમ આદિમાં આટલો રસ લઉં છું એ જાણી એમને મન એટલી કિંમત હતી કે ધંધાની વાત તેમણે મારા મોઢામાં જોઈ કરી. સાહિત્ય સંસ્કારાદિ પ્રવૃત્તિઓની વાતો જોઈ. તેમાં તે તે પ્રવૃત્તિઓ વિશેનો તેમનો રસ માત્ર નહીં, તેમને વિશેની તેમની ચોખ્ખી સમજ અને તે તે વિષયોનું તેમનું ઊંડું જ્ઞાન પણ એટલા વિપુલ પ્રમાણમાં હું જોઈ શક્યો કે મારા આગલા અભિપ્રાય માટે મને પશ્ચાત્તાપ જ થયો.

અને પછી તો એમના વધારે પરિચયમાં આવતા તેમના આ નવા સ્વરૂપનાં દર્શન વિશેષ પ્રમાણમાં થવા લાગ્યાં. અમે ઇન્ડિયન નેશનલ થિયેટર સંસ્થા તરફથી "એકાંકી" સામયિક કાઢતા હતા. પહેલો અંક એમને જોવા આપ્યો. તેમને ખૂબ આનંદ થયો. પછી એકવાર મળ્યો ત્યારે કહે: 'તમે 'એકાંકી'માં જાહેરાત માટે પ્રતિષ્ઠાનોને શા માટે નથી મળતા?' સામે ઊઠીને માણસ આવા એક જ ફેલાવાવાળા સામયિકમાં જાહેરાત આપવા તૈયાર થાય એ વાત મારે માટે એટલી બધી નવી હતી કે હું તેમની સામે જોઈ રહ્યો. પછી તો વાતો નાટકો વિશે નીકળી, અને નાટક-સાહિત્ય અને ભજવણી વિશેના તેમના રસનો એટલો આહ્લાદક પરિચય મને મળ્યો કે નવા જ દૃષ્ટિબિંદુથી તેમને જોવાની એક નવી જ દૃષ્ટિ મને સાંપડી.

પણ તેમનો એ શોખ એ માત્ર રસિક વાતોનો જ વિષય નહીં પણ તેમના જીવનનો એક અંગભૂત અંગ હતો એની ખબર તો ગુજરાતી નાટ્યમંડળે તેમને માન આપવા તેના એકના સમારંભમાં જ્યારે મેળાવડો કર્યો ત્યારે જ પડી. એ ઓરડામાં દાખલ થતાં જાણે કોઈ કલાકારના કલાધામના જ માત્ર નહીં—આનંદખંડમાં દાખલ થતાં હોઈએ એવી લાગણી થઈ આવી; કોઈ વ્યાપારી સંસ્થાના વ્યવસ્થાનમાં ગયા હોઈએ એવી નહીં. ચારે બાજુ ચિત્રો વગેરેની એવી સુરેખ ગોઠવણી એમાં હતી ને એમના વ્યક્તિત્વમાં કે વર્તનમાં એ બધી ચીજોનું ગૌરવ કે અભિમાન જરા ન મળે. બધું એમને સહજ



સન્માનસમારંભ પ્રસંગે એ જ સ્નેહભર્યા સ્મિતથી આભાર માનતા શ્રી પ્રાણલાલભાઈ.

સ્વાભાવિક હોય એવું જ લાગતું હતું. એ લાગણી એ સભામાં મેં વ્યક્ત પણ કરી ત્યારે તેમના ચહેરા ઉપર જે સૌમ્ય ઉલ્લાસ હતો, તેમની આંખોમાં જે નિર્મળ સ્નેહની દીપ્તિ હતી તે હું હજી પણ નથી ભૂલ્યો.

ને એ ભૂલાય એમ પણ નથી. કેમકે એમનાં મૃત્યુના ચારેક દિવસ પહેલાં તેમને જોવા એમને બંગલે ગયો અને એમણે એમની નજીક જ્યારે મને બોલાવ્યો ત્યારે એમનાં ગાત્રો ભલે શિથિલ થઇ ગયાં હતાં, તેમના ચહેરા ઉપરથી લોહી ભલે લગભગ અદૃશ્ય થઇ ગયું હતું, છતાં તેમના મુખ ઉપર એ જ સૌમ્ય ઉલ્લાસ રમી રહ્યો હતો, તેમના નેત્રોમાં એ જ નિર્મળ સ્નેહની દીપ્તિ ઝળકી રહી હતી જે જોવાને એમને ઓળખનારાઓ કાયમ ટેવાયેલા હતા. એમના મુખ ઉપરનું એ પ્રેમભર્યું સ્મિત તો કદીયે નહીં ભૂલાય.

અનેક કલાકારો અને કલાપ્રવૃત્તિઓના સ્વજન બનેલા એ સજ્જનની ખોટ એમના સ્નેહીઓને તો હોય જ, મુંબઇના અને ગુજરાતના સંસ્કાર જીવનને પણ એ ખોટ એટલી જ મોટી છે. અને વ્યવસાયે અને વ્યાપારી પ્રવૃત્તિએ આ બન્ની પ્રવૃત્તિઓથી તદન ભિન્ન ક્ષેત્રમાં રહેતી આવી વ્યક્તિઓ તેમનાં ચાલી જવાથી એ પ્રવૃત્તિઓમાં પડેલા માણસોને આપણી મોટી ખોટનો અનુભવ કરાવી જાય એ કંઇ નાનીસૂની વાત છે?

ઉદ્યોગ અને વ્યાપારના ક્ષેત્રમાં પડયે પડયે પણ સાહિત્યસંસ્કાર આદિ પ્રવૃત્તિઓમાં આટલો વ્યાપક, આટલો ઊંડો અને આટલો સમજભર્યો રસ લેનાર વધારે માણસો નીકળે તો આપણી આખીયે ગુજરાતી પ્રજાનું જીવન વિશેષ સમૃદ્ધ અને વિશેષ અર્થભર્યું બની રહે. એ શી રીતે થઇ શકે તેનો રસ્તો શ્રી પ્રાણલાલભાઇ પોતાના જીવન અને કાર્યદ્વારા ચીંધતા ગયા છે. એ માટે આપણે સહુ તેમના આભારી રહીએ.

ગુલાબદાસ બ્રોકર

# ભોકતા વિણ કલા નહીં !

મુરબ્બીશ્રી પ્રાણલાલભાઇના નિકટ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય તો દુર્ભાગ્યે મને નહોતું પ્રાપ્ત થયું. પણ એમના શુભ નામથી તો હું ઘણાં વર્ષોથી પરિચિત હતી. તેઓ જાહેર જીવનમાં રહી, સંસ્કારી પ્રવૃત્તિઓના એક મોટા પોષક ને પ્રેરક છે એમ ઘણાં વર્ષોથી જાણતી પરંતુ છેક છેલ્લે, ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ઉજવાયો અને તેઓશ્રીએ પ્રમુખપદ સ્વીકારી જે કુશળતાથી ને પ્રેમથી એનું સંચાલન કર્યું અને ગુજરાતભરમાં રંગભૂમિ વિષયક એક ઉત્સાહસભર વાયુમંડળ ઊભું કરી દીધું એ ઘટના તો મારી મુગ્ધ ને ચકિત દૃષ્ટિએ મેં હજી હમણાં જ જોઇ છે! પ્રાણલાલભાઇ સાચા અર્થમાં કલાના ભોકતા હતા. નાટક જોવા આવે, તેની પ્રશંસા કરે, ગુણદોષની ચર્ચા કરે, સલાહસૂચન આપે, વ્યક્તિગત રીતે કલાકારોને મળે, તેમને બિરદાવે અને હમેશ એમના પ્રેમના તથા પ્રોત્સાહનનાં પ્રતિક જેવાં પારિતોષકોથી નવાજે. પ્રાણલાલભાઇ અમુક નટયકૃતિથી પ્રસન્ન થયા છે, પ્રાણલાલભાઇ અમુક કલાકારોની અદાકારીથી પ્રસન્ન થયા છે, પ્રાણલાલભાઇને 'ટીમવર્ક' ગમ્યું છે, પ્રાણલાલભાઇને સેટ્‌રચના ગમી છે—એવું જાણીએ, સાંભળીએ ને હમેશ ધન્યતા અનુભવીએ એવો આદર અમે સૌએ એમના મંતવ્ય વિશે કેળવ્યો હતો.

એમના જેવા સહૃદય, રસિક, ચિંતનશીલ, રચનાત્મક દૃષ્ટિવાળા પ્રેક્ષકો જ ખરેખર તો કલાના સાચા પ્રેરકો છે.



રંગીલો રાજાના એકાવનમા પ્રયોગે
શ્રી પ્રાણલાલભાઇને સત્કારતા શ્રી વનલતા મહેતા

આજે પ્રાણલાલભાઇ નથી એ હકીકત કેવી દુ:ખદાયક છે એ અમે જ સમજીએ છીએ.

કલાપીએ ગાયું છે: 'ભોક્તાવિણ કલા નહીં': અમને પણ લાગે છે કે પૂ પ્રાણલાલભાઇ જેવા ભોક્તાને અભાવે અમારી કલા કેટલી શૂન્ય થઇ જશે!! છતાં એ 'કલા ભોક્તા' ને જેને જેવું રુચતું તેને તેવું યથાશક્તિ યથામતિ રજૂ કરવાના અમારા હમેશા પ્રયત્ન હો એ જ કામના.

વનલતા મહેતા

# ✻ કલાના ✻

# ✻ પુરસ્કર્તાઓની ✻

# ✻ પ્રાણવાન ✻

# ✻ પ્રણાલિકાના ✻

# ✻ એક પ્રણેતા ✻

# ✻ શ્રી પ્રાણલાલભાઈ ✻

ઈ. સન ૧૯૫૨ના જૂન મહિનાની ૨૧મી તારીખનો દિવસ મારા નાટયજીવનના કેટલાક અગત્યના અને યાદગાર દિવસોમાંનો એક બની રહ્યો છે. રંગભૂમિ સંસ્થાએ આ દિવસે પોતાના નાટક 'નરબંકા'નો પ્રથમ પ્રયોગ ભારતીય વિદ્યાભવનમાં કર્યો હતો. આ પ્રયોગ કર્યો હતો તેથી આ દિવસનું મને મહત્ત્વ નથી પણ બીજા એક કારણે છે.

નાટક પુરું થયા પછી પ્રેક્ષકગૃહની આગલી હરોળમાં બેઠેલી—ઊંચુ ભરાવદાર શરીર, હસતી વિચાર શીલ મુખમુદ્રા, માથે ફરકતા રૂપેરી વાળ ધરાવતી, ઊંચી દીવાલની સફેદ ટોપી, સફેદ ડગલો, સફેદ ધોતીયું અને સફેદ ચંપલમાં 'સજ્જ' થયેલી એક સંભાવિત વ્યકિત નેપથ્યમાં આવી અને નેપથ્યનું આખું વાતાવરણ પલટાઇ ગયું. કલાકારો અને કસબીઓ એમના તરફ જોઇ રહ્યા. મીઠી, જરા સોરઠી અને મમતથી વહેતી બોલીમાં એ વ્યકિતએ નાટકના મુખ્ય કલાકારોને અભિનંદન આપ્યા, ખભા પર ધરોબો દર્શાવતો હાથ મુકી વાતો કરી, ત્યારે કલાકારોને લાગ્યુ કે પોતાનાથી ઘણાં મોટા છતાં એક સહૃદય સ્નેહીની પાસે તેઓ ઉભા છે. આ વ્યકિતએ મને જતાં જતાં કહ્યું: 'લાલુભાઇ, તમારુ નાટક ઘણું જ સરસ છે, મને ખૂબ ગમ્યું, આપણને આવાં જ નાટકોની જરૂર છે, ફત્તેહ કરો!' અને તે વ્યકિત નેપથ્યમાંથી વીજળીની જેમ ઝબકી ચાલી ગઇ.

'નરબંકા' નાટકનો પ્રથમ પ્રયોગ થયો, ને નાટક અભરાઇ પર ચઢી ગયું, ત્યારે મને તે વ્યકિતના શબ્દો 'તમારું નાટક ઘણુંજ સરસ છે, મને ખૂબ ગમ્યું, આપણને આવાંજ નાટકોની જરૂર છે, ફત્તેહ કરો!' મારા મગજમાં ભમી રહ્યા. મને લાગ્યું કે મોટા માણસો તો સારું લગાડવા, હમેશાં સારું જ કહે. એમને માટે તો એજ યોગ્ય છે.

...અને સમયનો પ્રવાહ આગળ વધ્યો. ૧૯૫૫નું વર્ષ આવ્યું. મુંબઇ રાજ્યે પ્રથમ નાટયોત્સવ યોજવાનો ડંકો વગાડયો. મુંબઇ, અમદાવાદ, સૂરત અને વડોદરાની નાટયસંસ્થાઓએ એમાં ભાગ લેવા કમર કસી; અમે-'રંગભૂમિ' એ-પણ કંઇક કરવું વિચાર્યું અને છેવટે 'નરબંકા'ને અભરાઇ પરથી નીચે ઊતાર્યું. રામદેવ વાઘેલાં અને હમીર સોલંકીની તલવારો સાફ કરી, તેજલ અને સોનલની વેશભૂષાઓ પરની ધૂળ ખંખેરી 'તૂટે દુર્ગની દીવાલો અમ આત્મશ્રદ્ધાથી' ને મનમાં ગુંજતા સ્પર્ધાના મેદાનમાં ઊતર્યાં. મુંબઇ રાજ્ય નાટયોત્સવમાં રૂા. ૨૫૦૦નું પ્રથમ પારિતોષિક 'નરબંકા'ને પ્રાપ્ત થયું અને મારા કાનમાં પડઘો પડયો, 'લાલુભાઇ, તમારું નાટક ઘણુ જ સરસ છે, મને ખૂબ ગમ્યું, આપણને આવા જ નાટકોની જરૂર છે, ફત્તેહ કરો!' આ શબ્દો સાંભળાતા હુ વિચારમાં પડયો. મને લાગ્યું કે આ પરિચિત અવાજ અને શબ્દો કયાંક સાંભળ્યાં છે અને મેં સ્મૃતિ તાજી કરવા પ્રયત્નો કર્યો, ત્યાં નરબંકાના પ્રથમ પ્રયોગને દિવસે નેપથ્યમાં આવેલી સંભવિત વ્યકિત યાદ આવી અને મારી આંખોમાં હર્ષના આંસુ આવ્યાં. મને થયું કે તે દિવસે હું આ અમરવાણી ન સમજી શકયો, મને તે પ્રસંગે થયેલું કે મોટા માણસો હમેશાં સારું લગાડવા જ કહે; એમને માટે તો એજ યોગ્ય છે. પણ મને મારી ભૂલ સમજાઇ; આ વાણી મોટા માણસની ન હતી, પણ કલાના એક સાચા પુરસ્કર્તા અને પારખુની હતી. 'નરબંકા' અભરાઇએ ચઢતા સર્જાયેલી પરિસ્થિતિએ મને એક કલાના સાચા પારખુ અને પુરસ્કર્તાને એક સામાન્ય મોટા માણસ તરીકે માની લેવાની ભૂલ કરવા ફરજ પાડી, પણ મને મારી ભૂલ સમજાઇ અને એ સંભાવિત વ્યકિતની સ્મિત વેરતી આકૃતિને સ્મૃતિના પટ પર નીહાળતાં મેં મારું મસ્તક નમાવ્યું!

આ સંભાવિત વ્યકિત તે બીજું કોઇ જ નહિ, પણ અમારા પ્રાણલાલભાઇ, કલાના એક પ્રાણવાન પ્રણેતા,

પુરસ્કર્તા, રંગભૂમિના એક સાચા શુભેચ્છક.

કલાકાર જ્યારે કલાનું સર્જન કરવા બહાર પડે છે ત્યારે એના માર્ગમાં કેટલીએ મુશ્કેલીઓ અને આફતો પથરાયેલી હોવાની જ–હોય જ છે. આ પરિસ્થિતિમાં કલાકાર કલાના સર્જનની વેદી પર પોતાનું જીવન અને સર્વસ્વ હોમી કલાનું સર્જન કરે છે, તો કોઇ વાર કલાના કોઇ પુરસ્કર્તાઓ પોતાની ધૂન, કલા પ્રત્યેનો પ્રેમ, કંઇક કરી છૂટવાની ભાવના, ટૂંકમાં યેન કેન કારણેન' કલાકારની પડખે ઊભા રહી કલાકારના માર્ગમાંની મુશ્કેલીઓ અને આફતો દૂર કરી, કલાકારને કલાનું સર્જન કરવામાં સહાયરૂપ થાય છે.

આ પ્રકારે યુગે યુગે કલાનું સર્જન થયા કરે છે અને તે માટે જગતની પીઠ પર કલાના સર્જકો અને પુરસ્કર્તાઓ પણ આવે છે અને. જાય છે. અને આમ કલાને જીવંત રાખવા, પોષવા અને એનો વિકાસ સાધવા કલાના સર્જકો અને કલાના પુરસ્કર્તાઓની એક પ્રણાલી ચાલી આવે છે અને કલાના સર્જકો સાથે, 'Rightness of the end'માં માનનારું જગત કલાના પુરસ્કર્તાઓને આવકારે છે–એ એની ફરજ છે.

. ગયા જુલાઇ મહિનાની ૨૫મીની સાંજે ૭–૩૦ વાગે ગુજરાતની લલિતકલાઓ અને સવિશેષ રંગભૂમિના પુરસ્કર્તાઓની પ્રણાલીના એક પ્રણેતા શ્રી પ્રાણલાલભાઇ આપણી સૌની વચ્ચેથી ભગવાન મહાકાલની આજ્ઞાને માન આપી ચાલ્યા ગયા. પ્રાણલાલભાઇ કલાના એક પ્રાણવાન પ્રણેતા હતા. તેમની પાસે જીવન અંગેનું ચોક્કસ દર્શન અને અમુક માન્યતાઓ હતી. તેઓ જાણતા કે તેઓ એક સાધનસંપન્ન શ્રીમંત છે. તેમની પાસે સારા પ્રમાણમાં ધન છે અને તેથી કલાકારોને કલાન. સર્જનમાં સહાયભૂત થવું એ એમની પોતાની એક ઉમદા ફરજ છે. અને તેમણે તેમના જીવનમાં આ રીતની માન્યતાથી પ્રેરાઇ, દોરાઇ, પ્રસંગે આવે. ઇચ્છા થઇ આવે, કલાકારોને સહાયતા કરી છે અને તેમના ઉત્સાહ અને ઉમંગ વધારવાની સાથે પોતાના વિશાળ અનુભવો પરથી જરૂરી માર્ગદર્શન અને સૂચનો પણ કર્યાં છે.

પ્રાણલાલભાઇએ એક પ્રસંગે કહેલું. 'નાટક યા રંગભૂમિ સાચા અર્થમાં પ્રજાકિય લોકશાળા છે. ભવાઇ, તમાશા. યાત્રા, રામલીલા, દ્વારા જે કાર્ય સાધી શકાતું, તેથી વિશેષ આ નાટકો દ્વારા સાધી શકાય છે. નાટકો સારા કાવ્યની માફક કાન્તા સમ્મિત તથા પ્રેક્ષકને ઉપદેશ આપે છે–અને તે ઉપદેશ પણ પ્રત્યક્ષ નહિ; પરોક્ષ રીતે, કલાત્મક રીતે જેથી તે હૃદય સોંસરવો ઉતરે ને ધાર્યું કામ બને. માનવઘડતર કે સમાજઘડતર કરવા માટે નાટકે, આમ 'બોધપ્રધાન'



મંડળના દ્વિતીય નાટયોત્સવ પ્રસંગે "રંગભૂમિ"એ રજુ કરેલ 'સુમંગલા' વખતે પ્રેક્ષકગણમાં શ્રી પ્રાણલાલભાઇ અને ચિ. ભારતીને ઇનામ આપતા શ્રી સોપાન

થવાની જરૂર નથી. એ તો સારા નાટકનું સ્વાભાવિક ફળ જ હોય છે!

આખા સમુદાયને આમ એકી સાથે જાગૃત કરવાની શક્તિ નાટકમાં ભરી છે, ને તેથી જ આ નવયુગમાં, નવભારતના સર્જનમાં નાટકને કામે લગાડી તેની પાસેથી સુંદર કાર્ય કરાવી શકાય એમ છે સભ્ય ભદ્ર સમાજના પ્રતિષ્ઠિત, સંસ્કારી, ઉત્સાહી, નિષ્ઠાયુક્ત તરુણતરુણીઓ-એ આજે નાટ્ય કલાને અપનાવી છે અને એની મારફત સમાજ અને દેશનું ઘડતર કરવાનો મનસુબો સેવે છે અને વરતુ કરી રહ્યાં છે, એ જોઇ આનંદ અને સંતોષ અનુભવાય છે. આમ છતાં ચેતવણીનો એક સૂર કાઢવો ઉચિત જણાય છે કે, કેવળ લોકરુચિને સંતોષવા માટેનો પ્રયત્ન નાટ્ય મંડળીઓ તરફથી કરવામાં આવશે તો નાટક અને રંગમંચ પોતાની સાચી ધ્યેય કેડીએથી એક પગલું ચૂકશે. સાહિત્ય-માત્રનો અંતિમ ધર્મ સંસારને, સમાજને, દેશને અને સમગ્ર જીવનને ઉન્નત બનાવવાનો છે એ આપણે ન ભૂલીએ!' રંગભૂમિ અંગે જે વ્યક્તિ પાસે આવું સચોટ દર્શન છે અને જેના મંતવ્યો અધિકાર-સુત્રો સમા છે તે પ્રાણલાલભાઇને કલાના સમર્થ પુરસ્કર્તા-ઓની હરોળમાં મોખરાનું સ્થાન આપમેળે અપાવે છે.

પ્રાણલાલભાઇનું વર્તન અને વાણી, ખુમારી અને ટેક, કલારસિકતા અને વ્યવહારપટુતા, સ્વભાવ અને સહૃદયતા, સ્વદેશાભિમાન અને રૂચિ, સદ્ભાવવૃત્તિ અને સહનશીલતા, તેમને ગુજરાતનું ગૌરવ દેશ પરદેશમાં વધારનારા મધ્યકાલિન શેઠીઓ અને શાહ સોદાગરોની સાથે ખભેખભો લગાવી ઊભા રહેવાનો અધિકાર આપે છે.

કલા ચિરંજીવ છે અને પોતાના સર્જકો અને પુરસ્કર્તાઓને ચિરંજીવ બનાવે છે તેથી આપણે કહીશું કે કલાના પુરસ્કર્તાઓની પ્રાણવાન પ્રણાલીકાના એક પ્રણેતા પ્રાણલાલભાઇ પંચમહાભૂત રૂપે આપણી સાથે ન હોવા છતાં ચિરંજીવ છે!

લાલુ શાહ

પ્રાણપ્રેરક

## શ્રી પ્રાણલાલભાઈ

"આવો મી. આંરિયા આવો. તમે ડિરેક્ટ કરેલાં નાટકો 'રંગીલો રાજા' અને "માઝમ રાતે" તો ખરેખર રંગભૂમિમાં નામ કાઢ્યું છે! તમારા બીજાં નાટકો કેમ ચાલે છે મી. આંરિયા? હવે તો પતેતી માટે તમારો નવો નાટક ડિરેક્ટ કરી રહ્યા છો એમ સાંભળ્યું છે. ભલે! ભલે!"

પોતે પથારીવશ હોવા છતાં બીજાઓનાં કામમાં આટલો ઊંડો રસ ભાગ્યે જ કોઇ લેતું હશે સ્વર્ગસ્થ શ્રી પ્રાણલાલભાઇના અવસાનના બે દિવસ પહેલાં ભાઇ એરીક પેમાસતર સાથે એમની મુલાકાતે ગયો હતો ત્યારે ઉપલા શબ્દો તેમણે ઉચ્ચાર્યા હતા.

તેમની ધંધાદારી ફરજો છતાં, આ મહાન નાણા-શાસ્ત્રી, કળાનાં એક ખરા ઉપાસક હતા. તેમનાં જ પ્રોત્સાહનને પરિણામે ગુજરાતી નાટ્ય મંડળ અસ્તિત્વમાં આવ્યું અને ગુજરાતી રંગભૂમિની સેવા બજાવતું એક મુખપત્ર તે "ગુજરાતી નાટ્ય" માસિક પણ છેલ્લાં ચાર સાલ થયાં ચાલુ છે.

ગુજરાતી રંગભૂમિ-ખાસ કરીને નવી રંગભૂમિ-હાલમાં પ્રજાપ્રિય બની છે અને ઉચ્ચ કક્ષાએ પહોંચી છે, તેનું માન બહુ મોટે અંશે પ્રાણલાલભાઇનાં ઉત્તેજનને જ આભારી છે.

પૈસાદારોને કળા સાથે ઝાઝું બનતું નથી. તેમાં તેઓશ્રી એક અપવાદ હતા. કળાને ખાતર કળા એ સૂત્રમાં તેઓ માનતા અને કળાને ઉત્તેજન આપવા અને તેની સેવા કરવા તેઓ હંમેશ તત્પર રહેતા. તે સબંધમાં ખોટા દંભથી તેઓ અલગ હતા. નાટ્યકારોને, કળાકારોને અને નાટકો રજૂ કરતી સંસ્થાઓને તેઓ આર્થિક મદદ આપી ઉત્તેજન આપતા જ રહેતા તેમનાં અવસાનના ચાર દિવસ પહેલાં, તેઓએ "રંગીલો રાજા"નાં તથા "મંગલ મંદિર"ના સર્વ કળાકારોને બેક-સ્ટેજ યાને નેપથ્યનાં કાર્યકરોને પણ ભૂલ્યા નહિ અને રૂા. ૧,૦૦૦ની ભેટ જાહેર કરી હતી.

તેઓ પોતે પણ સારા લેખક હતા અને કિશોરાવસ્થામાં નાટકોમાં ભાગ પણ લીધો હતો એમ મે સાંભળ્યું છે. શ્રી પ્રાણલાલભાઇ તરફથી મળતી ચાંદીની નાનીશી લગડી અથવા પૈસાની ભેટ કળાકારોને મનથી સૌથી કિંમતીમાં કિંમતી ચીજ ગણાતી. તેમને લાગતું કે, હજુ અમારી કદર કોઇ કરે છે ખરું! હવે શ્રી પ્રાણલાલભાઇ નથી એટલે એ કદર કોણ કરશે? એ માયા કોણ દાખવશે?

શ્રી. પ્રાણલાલભાઇનો પ્રાણ ઊડી ગયો છે પણ તેઓનો આત્મા ગુજરાતી રંગભૂમિને પડખે રહેશે જ અને એ મહાન આત્માની પ્રેરણાથી અને આશિષોથી રંગભૂમિ પ્રગતિ કરશે એવી મારી દૃઢ માન્યતા છે. સ્વર્ગસ્થના આત્માને અમર શાંતિ!

ફિરોઝ આંરિયા



મંડળના માનનીય મુરબ્બીને સમારંભ વખતે સત્કારતા કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી

# સંસ્કારમૂર્તિ શ્રી પ્રાણલાલભાઈ

સુવિદ્યા, સંસ્કાર, સંપત્તિ અને ઉદારતા આ બધા સદ્ગુણોનો સમાવેશ થનો હોય એવી વ્યક્તિ તો લાખમાં કોઈક જ. સ્વ. શેઠ શ્રી પ્રાણલાલભાઈ આવી વ્યક્તિમાંના એક, અને તેમાં પણ અહંતા ત્યાગીને કાર્ય કરવું આ સદ્ગુણ તો એમના બધા સદ્ગુણોને શોભાવનો. ધંધાદારી રંગભૂમિના તો તેઓ પોષક. નાના કે મોટા કોઈ પણ સમારંભમાં એમની યાદગીરી હોવાની જ, કારણ કે નાટકો પ્રત્યે એમને મમતા હતી. સારાં નાટકો જીવનમાં કંઈ ભાગ ભજવે છે આ એમની માન્યતા. આ સંબંધે અમારે ઘણીવાર ચર્ચાઓ થતી અને એમનું વાંચન એવું વિશાળ હતુ કે એ ચર્ચામાંથીયે કંઈ નીકળતુ.

વર્ષો પહેલાંની આ વાત છે. પોતે "સંપત્તિ માટે" નાટક જોવાને આવ્યા. બે અંક જોયા પછી અમે ચર્ચામાં ઊતરી પડયા. એમને એ નાટકનો હાસ્યવિભાગ ખૂબ જ ગમ્યો હતો. તેમણે કહ્યું:

"હાસ્યવિભાગમાં લોકોને હસાવવાનાં ખોટાં ફાંફાં આમાં નથી. એમાંયે જીવનનાં પ્રસંગો છે. અલબત અતિશયોક્તિ ક્યાંક હશે છતાં કુત્સિત કે બીભત્સ તો ક્યાંયે નથી; આ એની લાક્ષણિકતા."

ગંભીર વિભાગ માટે એમણે કહ્યું:

"પ્રસંગો સુંદર છે, સચોટ છે પણ નાટક બીજે અંકે પૂરું થાય છે. ત્રીજો અંક ઉપસંહાર અને સુખાન્ત લાવવા પૂરતો જ લાવવામાં આવ્યો છે.

"વડીલોના વાંકે" નાટક માટે પણ એમણે આવું જ કહ્યું હતુ અને વધારામાં ઉમેર્યું હતું:

"તમને ગમે કે ન ગમે પણ હું એટલું તો કહીશ કે વસ્તુવિધાન બીજે અંકે પૂરું થાય છે."

મારા ઘણાંય નાટકોમાં આ અપૂર્ણતા હતી એ હું કબૂલ કરું છું. પરિણામ એ આવ્યું કે સમય આવ્યે મારે બે અંકી નાટકો કરવાં પડયાં એટલે એ ખામી આપોઆપ દૂર થઈ.

"વિદ્યાવારિધિ" નાટક તેઓ જોવા આવ્યા ત્યારે એમણે સાંભળ્યું કે હું મહાકવિ માઘના જીવન ઉપર નાટક લખવા વિચાર કરું છું. એમણે એ સંબંધમાં મારી સાથે થોડી ચર્ચા કરી અને થોડાંક સૂચનો પણ કર્યાં અને કહ્યું,

"મહાકવિ માઘના જીવન ઉપર જરૂર નાટક લખો" એમનાં એ સૂચનનો અમલ તો થાય ત્યારે!

સાહિત્યમાં નાટ્યસાહિત્યને તેઓ ઊંચું સ્થાન એટલા માટે આપતા કે સારું નાટક, સચોટ સંવાદો અને શ્રેષ્ઠ કલાકારો હોય તો નાટક અનેકવાર જોવું ગમે આવાં નાટકોમાં પડતું નાવીન્ય ક્યાંય ન જોઈએ આ એમની માન્યતા હતી અને મારી પણ છે. વળી નાટકો એમને દુઃખાન્ત નહિ પણ સુખાન્ત જ જોવાં ગમતાં કે જે આપણી પુરાતન પ્રથા છે. તેઓ કહેતા:

"જીવનને હું એ દૃષ્ટિએ જોઉં છું કે મનુષ્ય જન્મે છે પોતાનો વિકાસ સાધવા માટે. એ વિકાસ સાધે અને એમાંથી સુખ, શાન્તિ અને આનંદ મળે છે અને જોનારને માટે એ દૃષ્ટાંતરૂપ બની જાય એમાં જ એની સફળતા".

આવી વિરલ વ્યક્તિ આપણી વચ્ચે આજે નથી એ આપણું દુર્ભાગ્ય; પણ સાહિત્ય, સંગીત કે કલાનાં જ્યાં જ્યાં ઉપાસન હશે ત્યાં ત્યાં એમનાં સ્મરણ હશે જ.

કંઈ ઘેર એંધાણ છે જેનાં ઔદાર્યનાં,
જતાં "પ્રાણ"ના પ્રાણ, રસવાડી સૂની પડી.

પ્રભુલાલ દ. દ્વિવેદી

શ્રી પ્રાણલાલભાઇના
ચિત્રસંગ્રહમાંથી
ગુજરાતના
કેટલાક સુપ્રસિદ્ધ
ચિત્રકારોના
સુંદર અને ભાવવાહી
ચિત્રો



મીરાં પ્રેમદીવાની

ચિત્રકાર : શ્રી કનુ દેસાઇ

# વડિલ શ્રી પ્રાણલાલભાઇના સ્મૃતિસુમન





શ્રી દેશી નાટક સમાજનું 'સ્વાશ્રય' જોવા પધારેલા માનનીય શ્રી મોરારજીભાઇ,
શ્રી મંગલદાસ પકવાસા, શ્રી પ્રાણલાલભાઇ વગેરે

### ૧. પ્રાણલાલભાઇ બાલસ્વરૂપે

નાની વયથી જ શ્રીયુત પ્રાણલાલભાઇમાં બુદ્ધિનું તેજ દેખાતું હતું. તેમની સ્કૂલમાં પ્રથમ વિદ્યાર્થી તરીકે તેઓ પંકાતા હતા અને એમના શિક્ષકોનો ખૂબ ચાહ અને માન મેળવ્યાં હતાં. એઓએ ભવિષ્ય ભાખ્યું હતું કે પ્રાણલાલભાઇ ભવિષ્યમાં ઉચ્ચ કક્ષાના નાગરિક બનશે અને દેશમાં તેમનું નામ અમર થઇ જશે મુરબ્બી દેવકરણ નાનજીનો તેમના પર અસીમ પ્રેમ હતો અને બાળકમાં રહેલ શક્તિનો વિકાસ થાય તે માટે તેઓ સદા આતુર રહેતા. સત્ય, ધર્મ, નીતિનાં બીજ કુટુંબનાં વાતાવરણમાં જ પોપાયા હતા ને ફૂલ્યાફાલ્યા હતા (દેના જ્યોતીમાંથી)

### ૨. પ્રાણલાલભાઇ યુવકસ્વરૂપે

આદર્શ પિતાના પુત્ર આદર્શ યુવકરૂપે ઝળકી ઉઠયા. ગોમતી જયાવતી બ્હેન જેવા પત્નીનો તેમને સાથ મળ્યો અને આર્યોના આદર્શ પુરૂષ રામચંદ્રજીની પેઠે એકપત્નીવ્રત જીવનમાં વણી લઇ તેમણે આદર્શ ગૃહ સંસાર દીપાવ્યો. તેમની પરિણીત જીવનની કલ્પના કેટલી ઉન્નત હતી તે તેમના બાવીસ તેવીસ વર્ષે લખાયેલી અને મુંબઇ સમાચારના સંવત ૨૦૦૩ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલી દંપતી જીવનમાં મનોમંથનની એક આકર્ષક નવલિકા "સ્વપ્ન કે સત્ય?"થી સમજી શકાય છે. (દેના જ્યોતીમાંથી)

જુવાનીમાં દેના બેંક જેવી સંસ્થાને જમાવી, નાણાબજારમાં તેમની શાખ સદ્ધર કરી, એક કુશળ વ્યાપારીની તેમની શક્તિ તેમણે જગતને બતાવી આપી. સટ્ટા જેવા મોહક પણ જોખમી ધંધામાં ન ઝંપલાવવા જેટલી દ્રઢતા તેમનામાં હતી જ. અને આજકાલના જુવાનીયાઓ એવી જાળમાં ફસાઇ જતાં જીવનનો કેવો ભુક્કો કરી બેસે છે તે દેના જ્યોતીમાં છપાયેલી તેમની નાટિકા—"સટ્ટો કે સંતાપ?" માં દેખાઇ આવે છે. દિલ્હી મુરબ્બીઓ એને અવળે રસ્તે ચડેલ જુવાનોને કેવી કુશળતાથી સન્માર્ગે વાળે છે તે પણ એ નાટિકામાં બતાવ્યું છે જેથી પ્રાણલાલભાઇની યુવક માનસની-સૂક્ષ્મ-કોમળ પીછાણની આપણને પ્રતીતિ થાય છે

એમનાં માનસની છાપ એમના સંપર્કમાં આવતી દરેક વ્યક્તિ પર પડી અને એમના બંધુ ચૂનીલાલ દેવકરણ નાનજીએ પણ સારા વિચારો અને નીતિસૂત્રોનો એક નાનકડો સંગ્રહ "બહુમૂલ્ય રત્નકણિકાઓ" (Some gems to treasure) નામે થોડા વખત પહેલાં દેના જ્યોતિમાં પ્રસિદ્ધ કર્યો હતો તે વાંચવા જેવો છે.

(દેના જ્યોતી સપ્ટેમ્બર ૧૯૫૫)

એમની યુવાવસ્થામાં એમણે જેમ દેના બેંકનો વિકાસ સાધી વ્યાપારીવર્ગમાં પ્રતિષ્ઠા જમાવી તેમ તેમનાં કલારસિક હૃદયે નાટ્ય-સંગીતકલામાં રસ લેવા માંડયો. મુંબઇ ગુજરાતી નાટ્ય મંડળમાં એ વખતે કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂલાણીનાં નાટકો ભાઇશ્રી બાપુલાલ અને જયશંકરની જોડીએ ખૂબ સરસ અભિનયથી દીપાવ્યા હતાં અને એ દરેક નાટક મુરબ્બી શ્રી પ્રાણલાલભાઇ રસપૂર્વક જોતા અને જીવનમાં ઉલ્લાસ લેતા, એ રસ એમના જીવનમાં કેટલો ઊંડો ઊતરી ગયો હશે તેની કલ્પના તો ત્રીસ ચાળીસ વર્ષે કવિશ્રીની અચાનક મુલાકાત થતાં એમને થયેલા હર્ષથી સમજી શકાય છે. ૧૯૪૭-૪૮માં એમની મુલાકાત થયેલી, ત્યારે બેઉને ખૂબ આનંદ થયો.

એ અરસામાં જ એમની સ્વદેશી પ્રત્યેની મમતા બંધાણી અને ભારતની આબાદી ઉદ્યોગો દ્વારા જ સાધી

શકાશે એમ એમનો મત બંધાયો. આ વિચારો એમણે દેના જ્યોતિમાં પ્રગટ કરેલ છે.

૩. પ્રાણલાલભાઇ વડિલ તરીકે

જેમ જેમ આર્થિક સદ્ધરતા સ્થિર થતી ગઇ અને તેમના ભાણેજ પ્રવીણચંદ્રભાઇ અને સહકારી કાર્યકરો જયંતિલાલભાઇ ત્રિવેદી જેવા ભાઇઓએ એમનો એ ચિંતાભાર ઉપાડી લીધો તેમ તેમ એમનું માનસ બે દિશામાં વિકાસ શોધવા લાગ્યું: (૧) સાહિત્ય-સંગીત-નાટ્યકલાની સેવા, (૨) પ્રભુભક્તિ અને આત્મકલ્યાણ.

(૧) સાહિત્ય-કલા-નાટ્ય-સંગીતક્ષેત્રે તેમને ભાઇશ્રી મધુકરભાઇ રાંદેરિયા અને ભાઇશ્રી પ્રાગજીભાઇ ડોસા જેવા કાર્યકરોનો સાથ મળ્યો. નાટ્યશતાબ્દી જેવો મહાન ઉત્સવ એમને આશ્રયે સફળતાથી ઊજવાયો અને તેમાં માનનીય શ્રી કનૈયાલાલ મુનશીજી, રંગભૂમિના વડિલ જેવા વયોવૃદ્ધ નાટ્યલેખક મૂળશંકરભાઇ મૂલાણી, અને વયોવૃદ્ધ મુરબ્બી દિવાનબહાદુર કૃષ્ણલાલ ઝવેરીના આશીર્વાદ મળ્યા. રંગભૂમિ અને નાટ્યમાં રસ લેતા કાર્યકરો ડૉ. ડી. જી. વ્યાસ, કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી, ભાઇશ્રી જયશંકર (સુંદરી) આદિનો સંપૂર્ણ સહકાર મળ્યો અને નાટ્યસંસ્થાને પુનર્જીવિત કરવા "ગુજરાતી નાટ્ય" માસિકનો જન્મ થયો અને તેનાં ધ્યેયને કાર્યમાં સફળ કરવા ગુજરાતી નાટ્યમંડળ સ્થપાયું. બધાજ લેખકભાઇઓ અને નટબંધુઓ તેમજ અવેતન કલાકારોએ એને વધાવી લીધું અને તેને તન-મનથી પૂરેપૂરો સહકાર આપ્યો. વડિલશ્રી પ્રાણલાલભાઇએ પણ પોતાની વ્યાપારી પ્રવૃત્તિઓમાંથી સમય કાઢી આ પ્રવૃત્તિને જોઇતી બધી જ સહાય-ઉત્તેજના આપી અને પોતાના પ્રેમની હૂંફથી એમાં બળ પ્રેર્યું. એમનાં પ્રમુખપણાનાં ત્રણ વર્ષમાં "ગુજરાતી નાટ્ય"ની સિદ્ધિ અને સાફલ્યમાં એમનો હસતો હાથ કૈં કૈં ઊર્મિ જગાડી ગયો. ઘણા વિસ્મૃત ભાઇઓને એમણે ગુજરાતની નજરે પાછા જીવંત કર્યા, ઘણા નવયુવકોને પ્રોત્સાહન આપી આગળ આણ્યા અને ઘણાનાં જીવનમાં એમણે કસ્તૂરીની સુગંધ મૂકી વિકસાવ્યાં.

અસલના જમાનામાં કવિ અને કલાકારોને પોષવાનું કામ રાજાઓ કરતા. ભોજ, મુંજ, હર્ષ, વિક્રમ અને અકબરે પણ એ ધર્મ પાળ્યો હતો. રજવાડા જતાં-આ પ્રજાતંત્રમાં એ જવાબદારી સમર્થ અને સમૃદ્ધ નાગરિકોને શિરે આવી છે અને શ્રી અને સરસ્વતીની કોઇ અગમ્ય પ્રેરણાથી એવી જવાબદારી વડિલ શ્રી પ્રાણલાલભાઇએ હસતાં હસતાં-સંપૂર્ણ ઉલ્લાસથી સ્વીકારી લીધી હતી. એમણે એ પ્રવૃત્તિમાં જે રસ લીધો-જે જીવનતત્ત્વ રેડ્યું તેને સ્મરી અત્યારે કવિ-કલાકારોનાં મુખ કરમાઇ ગયાં છે-નયનો અશ્રુ સારી રહ્યાં છે-ને નિઃશ્વાસ સાથે ગાઇ રહ્યાં છેઃ

" ॥ गते प्राणे यशोधामे निरालम्बा सरस्वती ॥ "

× × ×

(૨) આત્મકલ્યાણ અને પ્રભુભક્તિઃ આંબો ફળે છે ત્યારે નીચો નમે છે. સૃષ્ટિમાં મીઠામાં મીઠું અમૃતફળ આપનાર આમ્રરાજ અભિમાનથી ઊંચું માથું કરતો નથી. શ્રીયુત્ પ્રાણલાલભાઇની છાયા પણ વંટવૃક્ષસમી-આમ્રરાજસમી વાત્સલ્યભરી-શીતળ-અને મીઠી હતી. સગા-સ્નેહીના એ સાચા મિત્ર હતા. વાત્સલ્ય પ્રેમ-દયા-માયાનાં અખૂટ ઝરણ એમનાં હૃદયમાં વહેતાં હતાં. જેમ જેમ વ્યાપારમાં એમની પ્રતિષ્ઠા જામતી ગઇ તેમ તેમ એમનામાં દયા-માયા-પ્રેમ-વિવેકની માત્રા વધતી જ ગઇ અને વૈષ્ણવોનો પરમધર્મ જે મહાત્મા ગાંધીજી જેવાએ ગાયો ને વખાણ્યો તે "પીડ પરાઇ" જાણવાનો ધર્મ એમણે જીવનમાં આચરી બતાવ્યો.

આવી સદ્વૃત્તિ અને સદાચાર તેમને પ્રભુભક્તિ તરફ દોરી ગયાં. તેમની સંગીતપ્રીતિને તેમણે પ્રભુભજન ગાઇ, બજાવી સંતોષી.

(* દેના જ્યોતિ)

એમણે તો કર્મ-યોગીનું આદર્શ જીવન જીવી જાણ્યું-જીવી બતાવ્યું-અને મૃત્યુ પણ આદર્શ બનાવી ગયા.

આપ્તજનનાં આશાભર્યા ચક્ષુ પાછળ અવરોધાએલાં આંસુ એમણે જોયાં-અને જીવનયાત્રાની પૂર્ણાહુતિની સર્વ તૈયારી એમણે એમની લાક્ષણિક કુનેહથી કરી. પોતાના લેખોનો ગ્રંથ-જે એમના ચાહકોએ-એમને મોટા માનસમારંભમાં ભેટ આપવાની યોજના ઘડી હતી તે એમના મૃત્યુનાં ચાર કલાક પહેલાં છપાઇ તૈયાર થયો હતો. બેંકની જવાબદારીની પણ વ્યવસ્થા કરવાની હતી. આ માટે એમણે મિટિંગ ઘેર બોલાવી અને સ્નેહીના સદ્ભાવે યોજેલો "ગ્રંથ" સ્વીકાર પણ કર્યો. સગાંસ્નેહીની-કુટુંબની જે જે વ્યવસ્થા કરવાની હતી તે કરી સર્વ સૂચનાઓ આપી-સંસારમાંથી મન ખેંચી લઇ પ્રભુમાં ચિત પરોવ્યું.

શ્રીકૃષ્ણનું નામ સ્મરણ-અને રટણ-શ્રી ગીતાના અને શ્રીમદ્ ભાગવતના શ્લોકોનું શ્રવણ-અને એવી ધૂનમાં, પવિત્ર વાતાવરણમાં, પ્રાણ વિસર્જન!!

કેવું ધન્ય જીવન! અને કેવું પુનીત મરણ!!

હરિલાલ મૂળશંકર મૂલાણી

जब जब भीड़ पड़े थियेटर पर तब तब दूर करदे।

यह मेरे पृथ्वी थियेटर्स का जीवनका इक थीम सॉग बन गया था। लेकिन १९४५ में एक समय ऐसा आया कि थियेटर कुछ कठिनाई में आ गया, और मैं भ्रमण पर भी नहीं जा सकता था। अब करू भी तो क्या? ऐसे मौकों पर सूरदासजी का एक पद बार बार जबान पर आ जाया करता है, जिसको प्यारे मित्र स्व. सहगलने अपने मधुरतम कोकिलकंठ से गाया है:

नयनहीन को राह दीखा प्रभो, पग पग ठोकर खाऊं मैं।

बस; यह अपने कर्कश कंठ से गुनगुना रहा था, कि मानो एक फिल्मका बडा सा क्लोज अप आँखों के सामने हवाके रुपेहले परदे पर आ गया–विशाल मस्तिष्क, बडी बडी रसीली करुणाभरी आँखें, मुस्कराते होंठ, सफेद लहरिया बालोंकी चादर ओढ़े एक मीठा मीठा प्यारा प्यारा चहेरा: कौन है यह भव्य मूर्ति?...कहीं देखा है इसे पहले...कहीं देखा जरूर है। हाँ, कुछ ही वर्ष पहले नॉर्थ हिन्दु जीमखाना, माटुंगामें टेनि- सकी टूर्नामेंटमें में रनर अप आया था। कप दिये जा रहे थे। वही भव्य मूर्ति अध्यक्षपद ग्रहण किये थी। मुझे कप देते समय उन्होंने कहा:— मुझे पहचाना? मैं प्राणलाल हूँ, प्राणलाल–प्राणलाल देवकरण नानजी।

१९३१: शेठ हरिभाई का बंगला, घाटकोपर...राजु सात वर्षका था, इश्वर प्रवीण, जो आज देना बैन्क के मैनेजिंग डायरेक्टर है और उनके भाई हिंमत गांधी भी बालअवस्था में थे। मैं खुद कसरत करता और इन बच्चों को भी कसरत कराता। दौडने की बाजियाँ होती, एक हंगामा रहता। प्राणलालजी और उनकी धर्मपत्नी जयावतीबहन उनके इस प्यारे नज़ारेको देखके खुश होते थे।

यह पतिपत्नी और जयावती बहन के बन्धु स्व. शेठ हरिभाईजी राजु और शम्मी से बेहद प्यार करते। शम्मी अभी कुछ महिनों का ही था। यह सब प्यारे प्यारे दृश्य आंखों के सामने घूम गये।

'कभी आइये, कभी मिलिये; बैन्कका चेरमेन हूँ।... प्राणलाल देवकरण नानजी–देना बैन्कका चेरमेन...प्राणलाल..'




वही चेहरा...जैसे कह रहा है: कभी आइये, कभी मिलिये। मैं गया और मिला।

वही विशाल खीला हुआ माथा, वही प्यारी मुस्कान, वही संकटमोचन दृष्टि, वही मीठी वाणी; दो मिनिटमें ऐसे जान पड़ा मानों मेरी सब पीड़ा दूर हो गई। मेरे दर्दको उस भव्य मूर्तिने अपना दर्द बना लि।।

कलाके प्रति इतना प्रेम है इस व्यक्ति में–और कलाकार के प्रति इतनी सहानुभूति–बड़ा आनंद मिला उस मिलनमें।

उसके बाद कई मुलाकातें हुई। हर बार कोई नई बात–एक नवीन प्ररणा लेके लौटा। उनसे मिलना मेरे लिये *वरदान बन गया।*

पूर्वी एशियाके दौरेपर जा रहा था। भारतीय सांस्कृतिक मंडलके साथ। आशीर्वाद लेने गया। वही प्यारभरी मुस्कान, वही मीठी मधुर वाणी। आपकी इस यात्रासे देशका गौरव बढ़े।

वापस लौटा। सुना तबियत अस्वस्थ है। गया। मिला। माथेपर वही तेज। होठों पर वही मुस्कान। अपने दुःख, अपनी पीड़ा की परवाह कहाँ थी। मुझसे पूछ रहे थे: कैसे है? यात्रा कैसी रही? नया खेल कब आ रहा है? मैं देखने आउंगा।

आप अवश्य आयेंगे। आपका आना मेरे लिये आशी र्वाद रहा है और आगे भी रहेगा। ईश्वर आपकी सौ वर्ष की आयु करें। हमें आपकी जरूरत है, देशको आपकी जरूरत है।

उनकी आँखे मुस्कुरा दीं। सारा कमरा उस मुस्कानसे भर गया।

पीड़ा सह कर मुस्कान देना कितनी बड़ी बात है। अपने दुःखकी परवाह नही करते हुये, दूसरे के दुःखको दूर करनेकी चेष्टा करते रहना। वाह! तुम जीयो प्राणलाल, तुम जीयो! सबके हृदयमें।

—पृथ्वीराज कपूर

(प्राणलाल देवकरण नानजी अभिनन्दन ग्रंथ में से साभार उद्धृत)

# લોકોત્તર પુરુષ શ્રી પ્રાણલાલભાઈ

કવિ ભવભૂતિએ એમનાં ખ્યાતનામ નાટક 'ઉત્તર રામચરિત'માં કહ્યું છે કે सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति । 'સારા માણસોનો સંગ કોઈ પુણ્યને લઈને જ સંભવે છે. મને મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈનો પરિચય કોઈ સદ્‌ભાગ્યને કારણે જ થયો. તેઓ નાટકો જોવા આવતા ત્યારે પ્રત્યેક કલાકારનો પરિચય કરતા અને એને પ્રોત્સાહન આપવા એની કદર કરતા.

મેં 'માઝમ રાત' નાટકમાં મધ્યમ વર્ગના એક દુઃખી અને દૂણાવેલા વડીલની ભૂમિકા કરેલી તેની અમર મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈ પર સારી પડેલી. પછી તો 'દેના જ્યોતિ'માં એક સહાયક તરીકે મને એમણે નિયુક્ત કર્યો અને ત્યાર બાદ બેન્કમાં એક કર્મચારી તરીકે નીમ્યો ત્યારથી એ પરિચય ઉત્તરોત્તર ગાઢ બનતો ગયો. મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈના સદ્‌ગુણોનું વ્યાવહારિક સ્વરૂપ જોવાનો લહાવો એ દરમિયાન મને મળ્યો. પરંતુ મારા જેવો અદના માનવી એમના જેવા પુણ્ય પુરુષના ગુણોની સમીક્ષા કરે એ નાના મોંએ મોટી વાતો બોલવા જેવું છે. એમના જે જે ગુણોનું દર્શન મને થયું છે તે જોઈને મને હમેશ એમ લાગતું કે માણસે જો સંપૂર્ણ થવું હોય તો એમનામાંના અનેક સદ્‌ગુણો કેળવવા જોઈએ. અને એમના જેવા જ માનવીઓથી જગત ભરેલું હોય તો જગતમાં સુખ અને શાંતિ સભર ભરેલાં હોય।

મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈનું પ્રવૃત્તિક્ષેત્ર વિશાળ હતું અને એને પરિણામે તેઓ અનેક પ્રકારના માનવીઓના સંપર્કમાં આવતા. પરંતુ જેમના સંપર્કમાં આવતા એને એમની પાસેથી કાંઈને કાંઈ લાભ થયા વિના રહ્યો નહિ હોય, કારણ કે તેઓશ્રી મિલનસાર સ્વભાવના, ઉદાર દિલના, નિષ્કામ કર્મયોગી સમા દયા તેમ જ માનવતા સભર મનના, કલાના પુરસ્કર્તા અને સંસ્કારી આત્મા હતા. ટૂંકમાં કહીએ તો એ દરેકને માટે 'मित्र, तत्वचिन्तक અને માર્ગદર્શકરૂપ હતા.

પોતાની આસપાસ દરેક ક્ષેત્રમાં—બેંકિંગ, વ્યાપાર—ઉદ્યોગ, રાષ્ટ્રીય, સાંસ્કૃતિક, સામાજિક—એમણે જે બહોળું મિત્ર મંડળ અને સ્નેહીસમૂહને આકર્યો એકત્રિત કર્યાં હતાં એ એમની મહત્તાનું નિદર્શન કરાવે છે. શ્રી. પ્રાણલાલભાઈમાં રહેલી યોજક પ્રતિભાને કારણે તેઓ એમની સર્જેલી દેના સંસ્થાઓના સાચા સુકાની બન્યા હતા, એટલું જ નહિ પરંતુ નાનાથી માંડીને મોટા કર્મચારીઓનાં આદર, માન અને પ્રેમના હકદાર બન્યા છે. કલાઓને—પછી એ ચિત્રકલા હોય, સંગીતકલા હોય, કે રંગમંચની કલા હોય—એ સૌને પોષવામાં કલાકારોની કદર કરવામાં એમણે કદીયે પાછી પાની કરી નહોતી.

આ સૌ કરતાંયે વિશેષ તો એમની માનવતાએ એમને અર્પેલી મહત્તા છે. પારકાનું ભલું કરવું એ એમનો જીવનમંત્ર હતો. તેઓ કોઈને પણ સહાય કરતાં તે એવી રીતે કે સહાય લેનારને કદી પણ ઓછું ન આવે. તેઓ તો માનતા કે If you give it, give it Gracefully. એમની ઉદારતા તો સૌનાં જાણીતી છે. એમના સદ્‌ગુણો તો ચિરસ્મરણીય છે.

કુદરતે આપણી વચ્ચેથી શ્રી પ્રાણલાલભાઈને લઈ લીધા છે, છતાં પણ એ આપણી વચ્ચે જ છે, અને આપણને એમણે જે વારસો આપ્યો છે એ સંસ્કાર તથા માનવતાના વારસાને નજર સમક્ષ રાખી એમણે બતાવેલી કર્તવ્યકેડીએ ચાલીને આપણે ધર્મ—આપણી ફરજ બજાવીશું, તો જ એ પુણ્ય પુરુષનું સાચું તર્પણ આપણે કર્યું છે એમ આપણને લાગશે. તેઓ તો અમર કીર્તિની સુવાસ ચારે પાસ ફેલાવીને ગયા છે કારણ કે બ્રહ્માએ એમને ઘડયા જ હતા એટલા માટે. અંતમાં કાશ્મીરાધિપતિ શ્રી હર્ષદેવને બીરદાવવા મહાકવિ શંભુએ ૨ લા અન્ય રાજેન્દ્રકર્ણપૂરનો નીચેનો શ્લોક જ આપણને એમની મહત્તાનું ભાન કરાવવા પૂરતો છે.

शान्त्यै दर्पवतां जयाय जगतां संपत्तये याचतां
संमानाय सतां हितायमहतां तापाय पृथ्वीभृताम् ।
सोल्लासेन सकौतुकेन शमितध्यानेन दूरीकृत—
स्वाध्यायेन समाप्तसर्वतपसा त्वं वेधसा निर्मितः ॥

અભિમાનીઓને શાંત પાડવા, જગત જીતવા, યાચકોને સંપત્તિ પૂરી પાડવા, સારા માણસોનું સન્માન પામવા, મોટાઓના હિતને ખાતર અને પૃથ્વીપતિઓને ઝાંખા પાડવા બ્રહ્માએ આપનું નિર્માણ સોલ્લાસ, સકૌતુક, એકાગ્રતાથી, અનાયાસથી અને સર્વ તપ પૂરું કરીને કર્યું હતું. પરમાત્મા એવા લોકોત્તર પુરુષના આત્માને શાંતિ આપે, એજ અભ્યર્થના.

વ્રજલાલ એન્. પારેખ



# ઊર્ધ્વગામી પ્રાણલાલભાઇ

ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ પ્રસંગે શ્રી. કનૈયાલાલ મુનશીનું સ્વાગત પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઇ

**પ્રા**ણલાલભાઇ ઊર્ધ્વગામી હતા જીવનમાં ને મૃત્યુમાંયે. એમના સફળ જીવનની ચાવી એ એક જ શબ્દમાં છે– ઊર્ધ્વગમન. જીવનની જે સપાટીએ માનવી સામાન્ય રીતે જીવતો હોય તેના કરતાં હંમેશ વિશેષ ઊંચે જવાની એક તમન્ના એના દિલમાં રહ્યા કરતી હોય, તે ઊર્ધ્વમાર્ગનો પ્રવાસી બની શકે છે. આ ઊર્ધ્વગમન જીવનની પ્રત્યેક દિશામાં પ્રાણલાલભાઇએ તો સાધ્યું હતું. વ્યક્તિગત જીવન લો. કૌટુંબિક જીવન લો, સંસાર ને સમાજ લો, વ્યાપારક્ષેત્ર લો, બેંકિંગ લો, સ્વદેશની ભાવના લો કે સંસ્કાર ને કલાનું અતિ વ્યાપક ક્ષેત્ર લો–પ્રાણલાલભાઇનો જીવનમંત્ર હંમેશ ઊર્ધ્વગમનનો હતો.

બુધવાર તા. ૨૫ મી જુલાઇ ૧૯૫૬ની રાતે ૭–૩૦ વાગ્યે પ્રાણલાલભાઇએ ક્ષરદેહ છોડી, અક્ષર ધામની યાત્રા આરંભી. આપણે જોતા રહ્યા ને એ આપણી વિદાય લઇ ગયા. હજી તો પાંચ દિવસ પૂર્વે એક નિકટના સ્નેહીને પત્રમાં તેઓ જણાવે છે કે, સ્વસ્થ થાઉં પછી દક્ષિણ ભારતનાં તીર્થસ્થાનોની યાત્રાએ જવું છે...અને એ તો ગયા, એક એવા સ્થાનમાં જ્યાં સૂર્ય પ્રકાશતો નથી, શશાંક પ્રકાશતો નથી, પાવક પ્રકાશતો નથી. એ ધામમાં એઓ અનન્ત કાળ સુધી વસો.

પથારીમાં પડ્યાપડ્યા ય એમનું રટણ હતું: 'मूकं करोति वाचाल' નું, 'यं ब्रह्मा वरुणेन्द्ररुद्र' નું, 'शान्ताकारं भुजगशयनं' નું. દૈહિક પીડા એમને પીડતી હશે પણ એનો ઊંહકારોયે કાઢ્યો નથી; ભૌતિક પ્રશ્નો તો અનેક ઉકેલવાના હશે પણ ચિત્ત એમાંથી તો ક્યારનું સંકેલી લીધું હતું–આત્મમંથન, આત્મશોધન ને આત્મ-



પ્રાણલાલ હે! પ્રાણલાલ!

સપૂત એક ગુર્જરગિરાના એના લાડકવાયા લાલ,
દેવપિતાનું દૈવત સાથે વરિયાં વિશ્વભરનાં વ્હાલ.

સાહસવીર થઇ સંસારે,
વટથી ઝુઝ્યા છો વહેવારે.
પ્રમાણિકતા પગલે પગલે ચતુરાઇની ચાલ્યા ચાલ
—પ્રાણલાલ

ગર્ભશ્રીમંત અને ગુણગ્રાહી,
પ્રેમભાવના હતી પ્રવાહી
માનવતાનાં સત્કર્મોથી મઘમઘતો મ્હોર્યો છે કાલ
—પ્રાણલાલ

નાટ્યકલા નિષ્પ્રાણ બની જ્યાં
આવ્યા એના પ્રાણ બની ત્યાં
નાટ્યમંડળે શરૂ કરાવી કલાપ્રવૃત્તિ ખૂબ વિશાલ
—પ્રાણલાલ

જીવનગાથા એક યશસ્વી
અલ્પમતિ શું ગાય મનસ્વી
આશીષ દેજો રંગભૂમિની ઉજ્જવળ થાયે આવતી કાલ
—પ્રાણલાલ

"મનસ્વી" પ્રાંતિજવાળા

## સ્મરણાંજલિ

"જેની સુરભિ સરી સરી જતાં વિશ્વ આખે છવાતી,
જેની કીર્તિ અમર કવિતા લાખ હૈયે લખાતી;
જે આત્માનાં સ્મરણ ઉજળાં ભવ્ય સ્મરણાંજલિથી,
એ આત્માને વિમલ ચરણે અંજલિ અર્પવી શી?"

સંસ્કારે ઉદાત્તને જન્મે તું અભિજાત,
લલિતકલાનો પ્રાણ, પ્રાણલાલ પરિમલ ભર્યો.
શ્રીના અંકે વિલસતો, શારદનો શણગાર;
ઉભય કરે કલ્પાંત પ્રાણલાલ સ્વર્ગે જતાં.

નાટ્યકલા વિકસાવવા ઉર અનહદ અભિલાષ,
મહોરી અગ્રમહોરી રહી તારા દિવ્ય પ્રયાણથી.
શરદચંદ્ર શી સુખકલા હૈયે શારદ વેલ,
વાણિજ્યે તું વસંત શો લક્ષ્મી રેલમછેલ.

તારા મુખથી નિતરતાં, ઉજ્વલ કોમલ હાસ્ય,
જોવા મળશે ક્યાં ફરી, સ્નેહી સર્વ હતાશ.
ભોજ હતો કર્ણે સુણ્યો, તું કલાકારનો ભોજ:
નટમંડળ નયને વસ્યો, ક્યાં જઇ કરવી ખોજ.

લલિતચંદ્રની લલિતતા પ્રવિણતણું પ્રાવિણ્ય;
જયાવતીનો વિજય તું દેવકરણ કુળમાં મણી.

રઘુનાથ બ્રહ્મભટ્ટ

---

હિંદુ યુનિવર્સિટી
બનારસ, તા. ૨૮-૮-'૫૧

પ્રિય પ્રાગજીભાઇ;

ગુજરાતી નાટ્યનો છેલ્લો ઑગસ્ટ અંક મળ્યો છે, સારો છે. શ્રી. પ્રાણલાલભાઇના અવસાનથી ઘણું દુ:ખ થયું છે. ગુજરાતે એક સંગીત, નાટ્ય તથા નૃત્યનો અડગ પુરસ્કર્તા ગુમાવ્યો છે. એમની છત્રછાયામાં નાટ્યક્ષેત્રે ઘણી નક્કર સેવા કરી છે. પરમાત્મા એમના અમરાત્માને ચિર શાંતિ આપો.

ઓમ્કારનાથ ઠાકુર

# ગોપીકાનો અભિસાર



ચિત્રકાર: શ્રી સોમાલાલ શાહ

# વ્હાલસોયા વીરને શ્રદ્ધાંજલિ

હા દૈવ ! સૂઝયું શું તને, અમ પર કર્યો આ કોપ ક્યાં ?
કુટુંબનાં શિરછત્ર શા વાત્સલ્ય મૂર્તિ ક્યાં ગયા ?
એ સૌમ્ય શીતળ રૂપ ! જાણે તપ તણાં તેજે ભર્યાં,
મુજ વ્હાલસોયા વીર જાતાં નેત્ર અશ્રુ ઉભર્યાં.

પ્રિય બન્ધુ ! તમ ઉપકાર અગણિત હૃદયમાં શમતા નથી,
સ્મરણો તમારાં મીઠડાં મુજ ઉરથી ખસતાં નથી;
શિખવ્યું તમે આ વિશ્વમાં જન્મી ગરીબો સેવવા,
શિખવી તમે પરમાર્થ ને કર્તવ્ય કેરી ભાવના.

વ્યાપારમાં વીરલા હતા સૂરજ સમા ઝગ ઝગ થતા,
અપનાવી જીવન મંત્ર નિત પરમાર્થ માંહિ રાચતા;
"અપકાર પર ઉપકાર કરવા"–સૂત્ર એ સંભાળતા,
સેવા અને સંયમ થકી જીવન ગયા ઉજાળતા.

દિવસો પરે દિવસો જશે પણ સ્નેહ ભૂલાશે નહિ,
તમ રમ્ય મૂર્તિ બ્હેનીનાં ઉરથી કદી ખસશે નહિ;
મીઠી સુવાસ પ્રસારીને ચાલ્યા ગયા પ્રભુ શરણમાં,
"આત્મા સદા શાન્તિ વરો" એ પ્રાર્થના પ્રભુ ચરણમાં.

—ગુણવતી વરજીવન ગાંધી

(શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળ પત્રિકામાંથી સાભાર)

## —સ્વ. પ્રાણલાલભાઇના પત્રોમાંથી—

જીવનમાં સુકૃત્ય હંમેશા સુફળ આપનારું હોય છે. મેં કોઇ દિવસ આ કહેવતના સત્ય પ્રતિ શંકા સેવી નથી; એટલું જ નહિ પરંતુ એનો અનુભવ પણ ઘણીયે વેળા કર્યો છે. વૈભવ, સત્તા, પ્રતિષ્ઠા, ભણતર કે કુટુંબ એ કોઇપણ આનંદ કે સંતોષ આપનારાં નહિ નીવડે. સાચો આનંદ તમને તમારા સુકૃત્યોમાંથી મળે એમ ઇચ્છું છું.

* * *

છિછરાપણાનો ત્યાગ કરવો. જેમ બહુ ગંભીર રહેનારો મનુષ્ય પણ પોતાને નિરાનંદમય અને અપ્રિય બનાવે છે એ જ નિયમ ક્ષુદ્રપણાને લાગુ પડે છે. માટે મનુષ્યે છિછરાપણાનો ત્યાગ કરવો જોઇએ અને જે વસ્તુની ગણના થતી હોય એવામાં બહુ ગંભીર થવું જોઇએ.

* * *

આપણા વ્યાપારની સફળતા અને ઉત્કર્ષ માટે અવિરત કાર્યકુશળતા અને ઝીણવટભરી સંભાળની આવશ્યકતા છે. આ આદર્શ જો આપણી દૃષ્ટિ સમક્ષ રાખશું તો આપણે હરહંમેશ ઉત્તરોત્તર પ્રગતિ, સફળતા અને મંગળ સાધી શકીશું.

— હિંમતલાલ વ. ગાંધી.

* + *

(શ્રી પ્રાણલાલભાઇએ એમના ભાણેજ શ્રી હિંમતલાલ વ. ગાંધીને લખેલા પત્રોમાંથી આ સારભાગ શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળ પત્રિકામાં પ્રકટ થયો તેમાંથી સાભાર.)



શ્રી પ્રાણલાલભાઇ

ઉદ્‌બોધન

'ભાગ્યનો વિધાતા તું છે,
તારો તું ત્રાતા રે,
અન્ય ન કોઇ ઉગારે!
સુખ દુઃખ ભક્તિ મુક્તિ,

ભાઇ, ભાગ્યની ગાડીએ ઉદ્ધત ને અભિમાન,'
જોડ્યા એ બે બળદિયા નસીબ ગાડીવાન.

×

'મેં દુનિયા સઘળી જોઇ, કોઇનું ન દીઠું કોઇ,
સ્વારથની જાળ પરોવી, સગપણ પણ નાખે ધોઇ;
આજ હોય વહાલાં તે તો કાલ બને વેરી,
અજબ સરીખી રીત આ તો કેવી પ્રિત કેરી?
પોતાના સ્વારથને કાજે અવરને નાખે નીચોવી,
મેં દુનિયા સઘળી જોઇ, કોઇનું ન 'દીઠું' કોઇ.'

×

'સ્નેહની નદીઓ છલકાય,
બીજ રોપાયાં સ્નેહનાં, સ્નેહભૂમિની માંહ્ય;
ઊગ્યાં તરુવર સ્નેહનાં, ફળ સ્નેહી સોહાય.'

×

'અજબ એ યોગ, એ શક્તિ,
ખરું એ જ્ઞાન, એ મુક્તિ;
અજબ છે શક્તિ પ્રીતિની!'

# શ્રી પ્રાણલાલભાઇને પ્રિય હતાં તે

## કવિશ્રી મૂલાણીનાં ગીતો

સર્વ ભોજ્યની જે શક્તિ,
તું જ માં છે ભ્રાતા રે,
અન્ય ન કોઇ ઉગારે!
કર્મના ભરે જે ભાગ,
રાખજે હિસાબે તારા,
તું જ ન્યાય દાતા રે,
અન્ય ન કોઇ ઉગારે!'

×

### પ્રીતિ, બોધ અને વૈરાગ્ય

ગગનતણા અદ્‌ભુત રંગો કંઇ પિરાયે ન ખવાયે,
આ દુનિયાનો અનુભવ સાચો, એ તે કેમ ભૂલાયે!'

×

નહીં અંધથી કાંઇ કુંદન કિંમત થાયે,
ના અંકાયે;
અધમ શું જાણે ઉત્તમ જન મનને?
કાગને કંધને કાયલને નિન્દ,
મૂરખ એ જનનાં તજવાં વચનને
નહીં અંધથી.

'કઠણ વાંસને કોરે ભ્રમરો
કમળ શકે નહિ કાપી;



કવિશ્રી મૂળશંકર મૂલાણી

# સ્વર્ગસ્થ શ્રી પ્રાણલાલભાઈ

સ્વામી અખંડાનંદ મૃત્યુ પામ્યા ત્યારે કવિ નાનાલાલે લખ્યું હતું કે "સૌરાષ્ટ્ર સાધુસનો થતો જાય છે." સ્વ. શ્રી પ્રાણલાલભાઈ અવસાન પામ્યા ત્યારે આપણે એટલાજ ઔચિત્યથી કહી શકીએ કે મુંબઈ શેઠિયા સૂનું થતું જાય છે. જેમની પાસે કરોડો રૂપિયા હોય, પાંચ સાત મિલો હોય, બીજા અનેક નાના મોટા ઉદ્યોગોમાં જેઓ મુખ્ય સ્થાન ભોગવતા હોય એવા શેઠિયાઓ તો દેશમાં થયા જ કરવાના. નાણાશાસ્ત્રના નિયમો પ્રમાણે અને જ્યાં સુધી 'સર્વ મનુષ્યો સરખાં છે' એ સૂત્ર માત્ર બોલવામાં અને લખવામાં વપરાયા કરે છે ત્યાં સુધી આ પ્રકારના શેઠિયાઓ હોવાના જ. હું એ શેઠિયાઓની વાત કરતો નથી. જેમનામાં અસલની ખાનદાની પેઢી દર પેઢી ઊતરતી આવી હોય, વિનયની જેઓ મૂર્તિ હોય, ગરીબો પ્રત્યે અદ્ભુત સહાનુભૂતિ હોય, જેમનામાં ગર્વ જરા પણ નહિ હોય અને છતાં જેમના ઉપર લક્ષ્મીની કૃપા હોય એવા શેઠિયાઓની હું વાત કરું છું.

આ બે શેઠિયાઓના વર્ગમાં ગજબનો તફાવત છે. મને બંને વર્ગના શેઠિયાઓનો વર્ષોનો અનુભવ છે. આ બે વર્ગ વચ્ચેનો તફાવત, એ બે વર્ગના શેઠિયાઓના માનસ માનસ વચ્ચેનો તફાવત માત્ર એક જ દૃષ્ટાંતથી જણાઈ આવશે. એ વર્ગમાંથી પ્રથમ વર્ગનો શેઠિયો લિફ્ટ પાસે આવ્યો. લિફ્ટમાં એક મામુલી કલાર્ક પેસી ગયો હતો. લિફ્ટમેને તો ધમકીથી પેલા કલાર્કને કહ્યું: "શેઠ-સાહેબ આવે છે, ઊતરી જાઓ."

કલાર્કે ન માન્યું—ઊભો જ રહ્યો. શેઠ લિફ્ટમાં ચઢ્યા—કલાર્કની પાસે ઊભા રહ્યા. શેઠે પહેલું પગલું એ ભર્યું કે પેલા કલાર્કને બરતરફ કરી દીધો!

હવે ખાનદાન શેઠિયાની વાત કરું: હું લિફ્ટ પાસે ઊભો હતો, ચડવા જ જતો હતો ત્યાં મેં પાછળથી શેઠને આવતા જોયા. વિનય ખાતર હું ચડવા જતાં અટકી ગયો અને બાજુએ ખસી ગયો. શેઠ મને ઓળખતા ન હતા. એ લિફ્ટમાં ગયા પછી પણ હું ચઢીશ એ આશાથી તેમણે લિફ્ટમેનને લિફ્ટ થોભાવવાનું કહ્યું. પણ હું આગળ ન વધ્યો એટલે તેમણે મને બોલાવ્યો, લિફ્ટમાં લીધો અને પૂછ્યું: "તમે અંગ્રેજી નથી જાણતા?"

હું તો આભો જ બની ગયો. મેં કહ્યું "સાહેબ, હું અંગ્રેજી સારું જાણું છું." શેઠ હસ્યા અને બોલ્યા "એમ! એમ? ત્યારે આ લિફ્ટમાં સાફ લખ્યું છે કે "ચાર માણસને લઈ જશે" છતાં તમે કેમ ન ચડ્યા? હું એક માણસ છું, ચાર નથી!"

સ્વ. પ્રાણલાલભાઈ આ વર્ગના અસલી ખાનદાન શેઠિયા હતા. તેમનામાં અજબ મુત્સદ્દીપણું હતું. હિન્દી વેપારી ચેમ્બરમાં જ્યારે જ્યારે ગંભીર તકરાર ઊભી થાય, તેનું વહાણ ખરાબે ચઢી તૂટવાની અણી ઉપર હોય ત્યારે ત્યારે જ્યાં સુધી મનમોહનદાસ રામજી જીવતા



ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ પૂરો થયા પછી યોજાયેલા સ્નેહસંમેલનમાં પૂર્ણાહુતિ પ્રવચન કરતાં શ્રી પ્રાણલાલભાઈ

હતા ત્યાં સુધી એમને બળાત્કારે લોકો સુકાનીપદ સોંપતા. મનમોહનદાસ શેઠ વહાણને સહીસલામત બંદરે લઇ જતા તેમનાં મૃત્યુ પછી એ પદ સ્વ. પ્રાણસુખભાઇને સોંપવામાં આવ્યું હતું અને તેમણે પણ અનેક વેળા તોફાનોમાંથી બચાવી હિંદી રંગભૂમિની નૌકાને બંદરે પહોંચાડી હતી.

તા. ૨૫-૧૧-૧૯૫૨થી તા. ૧-૧૨-૧૯૫૨ સુધી ગુજરાતી રંગભૂમિની શતાબ્દી શાનદાર રીતે ઊજવાઇ તે હકીકત છે. એ હકીકત પાછળનો પ્રસંગ જાણવા જેવો છે. આ શતાબ્દી ઊજવવાના માર્ગમાં કોણ જાણે શાથી પણ અનેક વિઘ્ન ઊભાં હતાં. વારેવારે અમે યત્ન કરીએ અને કોઇ ને યત્ન તેડી પાડે. આખરે અમે નવ જણ કટીબદ્ધ થયા. નવીન ખાંડવાળા, પ્રાગજી ડોસા, મણિભાઇ ભટ્ટ, ગિરીશ, દામુભાઇ, મધુકર, અમર જરીવાલા, લાલુ શાહ અને હું. સાત દિવસનો કાર્યક્રમ નક્કી કરી નાખ્યો, શતાબ્દી અંક કાઢવો, પ્રદર્શન ભરવું વગેરે પણ અમે નક્કી કર્યું પણ પછી આ સપ્તાહ શાનદાર રીતે ઉજવવા માટે કોઇ મુત્સદ્દી, ખાનદાન, સમભાવી, ઉદાર અને વિનયી તેમજ સરકારી શેઠિયાની જરૂર આવીને ઊભી. અમે સર્વાનુમતે નક્કી કર્યું કે સ્વ. પ્રાણસુખભાઇ હા પાડે કે ના પાડે પણ એમને જ આ ઉજવણીના મુખ્ય કપ્તાન નીમવા. સ્વ. પ્રાણસુખભાઇને અનેક કામ હતા. તેમની તબિયત તે વખતે પણ સારી તો નહોતી જ, છતાં અમારું કહેવું સાંભળીને એમણે નૌકાનું હોકાયંત્ર હાથમાં લઇ એ ઉજવણીની નૌકાને પૂરભપકાથી અને દોરદમામથી બંદરે લાવી નાખી.

તે પછી ગુજરાતી નાટ્યમંડળની સ્થાપના, મુખપત્ર 'ગુજરાતી નાટ્ય'ની શરુઆત, નાટ્યકારોને ઉત્તેજન અપવા ઇનામોની પરંપરા વગેરેથી તો ગુજરાતીઓ પરિચિત છે જ.

આવા શેઠિયાઓ દિનપ્રતિદિન અદૃશ્ય થતા જાય છે અને સ્વ. પ્રાણસુખભાઇના મૃત્યુ પછી જો આપણે કહીએ કે મુંબઇ શઠિયા સૂનું થતું જાય છે તો એમાં કશી પણ અતિશયોક્તિ નથી.'

ધનસુખલાલ મહેતા.

## સ્થિતધી

શ્રી પ્રાણસુખભાઇના સ્મરણાર્થે સ્મારક અંક પ્રગટ કરવાનું નક્કી કર્યું અને વિચાર આવ્યો કે શુ લખું ? લખતા લેખિની થાકે એટલું લખી શકાય વિવિધ ક્ષેત્રમાં પોતાની સૌરભ પ્રસરાવી વિશાળ માનવસમુદાયના તેઓ પ્રિય પાત્ર બન્યા હતા અને એ સૌરભન સ્મરણરૂપે લેખો આવવા લાગ્યા. એ લેખો કહે છે કે તેઓશ્રી આદર્શમય જીવન જીવી ગયા. એ આ શો અને એ જીવન એમને "સ્થિતધી"ની કોટીમાં મૂકે છે. એ આદર્શોનું નવનીત તારવીએ:

- કર્તવ્યપરાયણતા
- સત્યઆચરણ
- હૃદયની ઉદારતા
- કુટુંબપ્રેમ
- સ્વદેશપ્રેમ
- કલાનુરાગ
- કાર્યકુશળતા
- ઝીણવટભરી દૃષ્ટિ

એમણે આપેલા એ વારસો મનુષ્યને ઉન્નત પથે લઇ જવા માટે પૂરતો છે.

પ્રાગજી જ. ડોસા

## જૂની અને નવી રંગભૂમિના શુભેચ્છક

ઉદાર મન હોવું એ મહામુશ્કેલ વાત છે. એમાં આજના જમાનામાં એવું મન રાખવું એ વિકટ કામ છે. શ્રી પ્રાણસુખભાઇએ કુદરતી રીતે ઉદાર મન મેળવ્યું હતું. એને સંસ્કારે પોષી પોષી વધારે ઉદાર થવા કેળવ્યું હતું. ગુણદર્શનપણું એ સ્વાભાવિક ગુણ થઇ શક્યો હતો.

બસ, જે વ્યક્તિ પાસે આટલી મુડી હોય એને બીજી કઇ મુડી જોઇએ વારુ ? બીજી મુડી સામી આવીને મળે જ. એ દેખીતું હતું. વિદ્યાસંપન્ન માણસો ઘણાં હોય છે. પણ વિવેકથી વેગળા હોય છે. જેનું મન ઉદાર ત્યાં સરસ્વતી વિનયનું છત્ર ઓઢીને જ આવે. પછી જીંદગીના ગમે તે તબક્કે સુખ, સંતોષ, સૌજન્ય આપોઆપ ઢાલ થઇ ઉભા રહે છે.

આવી ઉદાર દૃષ્ટિ-વૃત્તિવાળી વ્યક્તિ હોવાના અનન્ય લાભે શ્રી પ્રાણસુખભાઇ જૂની અને નવી રંગભૂમિને સાંકળવાના ભગીરથ કામને પાર પાડી શક્યા. એવી બીજી અનેક સિદ્ધિઓ ગણાવવી અસ્થાને છે પણ રંગભૂમિનાં ક્ષેત્રમાં આ સિદ્ધિ 'ચિરંજીવી કાર્ય' તરીકે સતતની શુભ ફલદાયની રહેશે, એ નિઃશંસય છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપો.

ચન્દ્રવદન મહેતા

## A Great Karma yogi

શ્રી પ્રાણલાલભાઈના દેહાવસાન નિમિત્તે દેના બેન્ક તરફથી યોજવામાં આવેલી શોકસભા વખતે બેન્કના મુખ્ય હિસાબનવેશ શ્રી સી. વી. સુબ્રમન્યમે આપેલી અંજલિ.

"Seth Pranlalbhai, this man among men, this light that for over two decades illumined our homes, has flickered out. It burned and glowed miles and miles yonder like the hill top glow of Arunachala and bound us all into a fellowship and friendship by hoops of steel. What Lord Krishna preached to Arjun in the great Song Celestial, Pranlalbhai practised every word of it. To Pranlalbhai, duty was something more than God. His has been a consecrated life, a life at once noble and simple. I have never come across such a great Karma Yogi in my life who had dedicated his life and soul to one great cause and purpose, the strengthening of the edifice of banking in India. He gave banking a status and stature. He toiled and toiled himself to the fulfilment of his dream without any rest. He considered that rest would mean rusting.

I do not wish to expatiate on his qualities of head and heart. If he was a great gentleman, if he was a wonderful organiser, if he was held in high esteem by every one who met him, if he was a wizard in bringing conflicting ideas and men together, there was nothing absolutely new in the same, as he was quite capable of all these and much more, since he was a genius.

"Let us feel proud of the great legacy, the Dena Bank, which he has left us and of which we are part and parcel. Let us feel proud of the fact that he has created for the Dena Bank such a fund of goodwill and fame. Let us thank the All-Merciful that Pranlalbhai has left behind him for us very capable men as Lalitbhai and Pravinbhai who have been well-trained in the art of management and whose shoulders are broad enough to don the mantle of responsibility. Let us all, in earnestness and sincerity, dedicate ourselves on his occasion to the service of the great institution which was always the pet child of Pranlalbhai, so that generations and generations of men yet to come will bask in the sunshine of this great edifice of service, the Dena Bank".

—C. V. Subramaniam.

## The Great Sympathizer

I am interested in the Theatre and everything connected with it, but above all as Actor-Director, I am interested in people. I like to try to 'read-character'. There are many who claim that it is impossible to 'read-character'. What these skeptics overlook is that as a man establishes the daily contacts of his life, he is, to a large extent, treated according to his character and his worth. It is quite possible that the man's character may not show in any particular stamp of features, nevertheless by his bearing, his integrity, his manner, and the tone of his voice, a careful observer can tell a great deal about that individual and how he is accustomed to treat others and being treated by those who knew him well.

A man who had a thorough command of his interests, and who, above all, had a manner of quiet sincerity, he was modest almost to the point of self-effacement, yet the calm confidence with which he went about his work showed that he had faith in himself. The more one saw him the more one liked him. Whenever one met him the first thing he received was a disbanding, all embracing smile and a peculiar twinkle in the eyes behind the glasses. One invariably caught a glimpse of real hospitality, outstanding it seems to me, because it used to be essentially founded on sincerity, and a recognition that Love, Modesty and Friendship constituted the true wealth in Life. Money may be desirable, but it is distinctly secondary. He was competant, conscientious, and he had a lot of innate executive ability. He had a knack of extracting definite information by short, pertinent searching questions and what an art it is to be able to do this, without causing any embarassment to others. It was no use trying to confuse him, trying to get him to shade his conclusions as he was the type of man who can go through any experience of any kind and maintain his dignity, who relied on his knowledge, who kept his temper and handle any situation simply through his competency and his experience.

His Name was Shri Pranlal Devkaran Nanjee.

Too few people realise how many Theatre organisations, federated bodies in particular, go down because of ignorance, incompetance, and lack of sincerity and love for the theatre and the institutions one works for. Much could have been done and achieved through the cool, calm, and efficient manners of the best sympathiser in the field of Theatre movement that was available to Gujarat in the Late Shri Pranlaljee.

Much could and should still be done to further the cause which was nearest to his heart in his last days. May the soul of the Dear Departed Rest in Peace.

Pratap J. Ojha.

હતા ત્યાં સુધી એમને બળાત્કારે શેઠે સુકાનીપદ સોંપતા. મનમોહનદાસ શેઠ વહાણને મધસાગર અંદરે લઈ જતા તેમનાં મૃત્યુ પછી એ પદ સ્વ. પ્રાણલાલભાઈને સોંપવામાં આવ્યું હતું અને તેમણે પણ અનેક વેળા તોફાનોમાંથી બચાવી હિંદી ચેમ્બરની નૌકાને બંદરે પહોંચાડી હતી.

તા. ૨૫-૧૧-૧૯૫૨થી તા. ૧-૧૨-૧૯૫૨ સુધી ગુજરાતી રંગભૂમિની શતાબ્દી શાનદાર રીતે ઉજવાઈ ને હકીકત છે. એ હકીકત પાછળનો પ્રસંગ જાણવા જેવો છે. આ શતાબ્દી ઉજવવાના માર્ગમાં કોણ જાણે શાથી પણ અનેક વિઘ્ન ઊભાં હતાં. વારેવારે અમે યત્ન કરીએ અને કોઈ ને યત્ન તેડી પાડે. આખરે અમે નવ જણ કટીબદ્ધ થયા. નવીન ખાંડવાળા, પ્રાગજી ડોસા, મણિભાઈ ભટ્ટ, ગિરીશ, દામુભાઈ, મધુકર, અમર જરીવાલા, લાલુ શાહ અને હું. સાત દિવસનો કાર્યક્રમ નક્કી કરી નાખ્યો, શતાબ્દી અંક કાઢવો, પ્રદર્શન ભરવું વગેરે પણ અમે નક્કી કર્યું પણ પછી આ સપ્તાહ શાનદાર રીતે ઉજવવા માટે કોઈ મુત્સદ્દી, ખાનદાન, સમભાવી, ઉદાર અને વિનયી તેમજ સરકારી શેઠિયાની જરૂર આવીને ઊભી. અમે સર્વાનુમતે નક્કી કર્યું કે સ્વ. પ્રાણલાલભાઈ હા પાડે કે ના પાડે પણ એમને જ આ ઉજવણીના મુખ્ય કપ્તાન નીમવા. સ્વ. પ્રાણલાલભાઈને અનેક કામ હતા. તેમની તબિયત તે વખતે પણ સારી તો નહોતી જ, છતાં અમારું કહેવું સાંભળીને એમણે નૌકાનું હોકાયંત્ર હાથમાં લઈ એ ઉજવણીની નૌકાને પૂરઝડપથી અને દોરદમામથી બંદરે લાવી નાખી.

તે પછી ગુજરાતી નાટ્યમંડળની સ્થાપના, મુખપત્ર 'ગુજરાતી નાટ્ય'ની શરૂઆત, નાટ્યકારોને ઉત્તેજન અપવા ઇનામોની પરંપરા વગેરેથી તો ગુજરાતીઓ પરિચિત છે જ.

આવા શેઠિયાઓ દિનપ્રતિદિન અદૃશ્ય થતા જાય છે અને સ્વ. પ્રાણલાલભાઈના મૃત્યુ પછી જો આપણે કહીએ કે મુંબઈ શહિયા સૂનું થતું જાય છે તો એમાં કશી પણ અતિશયોક્તિ નથી.

ધનસુખલાલ મહેતા.

## સ્થિતધી

શ્રી પ્રાણલાલભાઈના સ્મરણાર્થે સ્મારક અંક પ્રગટ કરવાનું નક્કી થયું અને વિચાર આવ્યો કે શું લખું? લખતાં લેખિની થાકે એવું લખી શકાય વિવિધ ક્ષેત્રમાં પોતાની સૌરભ પ્રસરાવી વિશાળ માનવસમુદાયના તેઓ પ્રિય પાત્ર બન્યા હતા અને એ સૌરભન. સ્મરણરૂપે લેખો આવવા લાગ્યા. એ લેખો કહે છે કે તેઓશ્રી આદર્શમય જીવન જીવી ગયા. એ આદર્શો અને એ જીવન એમને "સ્થિતધી"ની કોટીમાં મૂકે છે. એ આદર્શોનું નવનીત તારવીએ:

- કર્તવ્યપરાયણતા
- સત્યઆચરણ
- હૃદયની ઉદારતા
- કુટુંબપ્રેમ
- સ્વદેશપ્રેમ
- કલાનુરાગ
- કાર્યકુશળતા
- ઝીણવટભરી દૃષ્ટિ

એમણે આપેલો એ વારસો મનુષ્યને ઉન્નત પથે લઈ જવા માટે પૂરતો છે.

પ્રાગજી જ. ડોસા

## જૂની અને નવી રંગભૂમિના શુભેચ્છક

ઉદાર મન હોવું એ મહામુશ્કેલ વાત છે. એમાં આજના જમાનામાં એવું મન રાખવું એ વિકટ કામ છે. શ્રી પ્રાણલાલભાઈએ કુદરતી રીતે ઉદાર મન મેળવ્યું હતું. એને સંસ્કારે પોષી પોષી વધારે ઉદાર થવા કેળવ્યું હતું. ગુણદર્શનપણું એ સ્વાભાવિક ગુણ થઈ શક્યો હતો.

બસ, જે વ્યક્તિ પાસે આટલી મુડી હોય એને બીજી કઈ મુડી જોઈએ વારુ? બીજી મુડી સામી આવીને મળે જ. એ દેખીતું હતું. વિદ્યાસંપન્ન માનસો ઘણાં હોય છે. પણ વિવેકથી વેગળા હોય છે. જેનું મન ઉદાર ત્યાં સરસ્વતી વિનયનું છત્ર ઓઢીને જ આવે. પછી જીંદગીના ગમે ને તબક્કે સુખ, સંતોષ, સૌજન્ય આપોઆપ દાસ થઈ ઉભા રહે છે.

આવી ઉદાર દૃષ્ટિ-વૃત્તિવાળી વ્યક્તિ હોવાના અનન્ય લાભે શ્રી પ્રાણલાલભાઈ જૂની અને નવી રંગભૂમિને સાંકળવાના ભગીરથ કામને પાર પાડી શક્યા. એવી બીજી અનેક સિદ્ધિઓ ગણાવવી અસ્થાને છે પણ રંગભૂમિનાં ક્ષેત્રમાં આ સિદ્ધિ 'ચિરંજીવી કાર્ય' તરીકે સતતની શુભ ફલદાયની રહેશે, એ નિઃસંશય છે.

ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.

ચન્દ્રવદન મહેતા

# સૌભાગ્યમદગર્વિતા કૈકેયી



ચિત્રકાર: શ્રી મૂળર

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



:સંપાદક:
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ

આ સંસ્થાની મોટા ભાગની માહિતી આપવા માટે શ્રી. ખુશાલભાઇ નાયકના અમે આભારી છીએ. તે ઉપરાંત 'રંગદેવતાને ચરણે' તથા 'સ્મરણ મંજરી' પુસ્તકોમાંથી પણ કેટલીક માહિતી ઉધૃત કરી છે જેનો પણ સ્વીકાર કરીએ છીએ.

(ગયા અંકથી ચાલુ)

૨૭. અજાત શત્રુ: ૭-૮-૧૯૩૦

લેખક અને ગીતો: રઘુનાથ બ્રહ્મભટ્ટ

સહાયક: જીવણલાલ બ્રહ્મભટ્ટ

દિગ્દર્શક: મૂળચંદમામા

પાત્રો: મોહનલાલા, મૂળજી ખુશાલ, મા. ત્રિકમ, રતિલાલ પરેલ, બાલાજી નંદા, ભવાનીશંકર (પાછળથી ખુશાલ), ધનજીશા, ભૂલાભાઇ, અલિ હાદન, શિવલાલ, ચંદુ-ન્યાલજી

ખાસ નોંધ: વાંધાભરેલા સીનો કાઢી નાખવાની શરતે મૂળ કંપનીનું લાયસન્સ પ્રભુલાલ વાડીલાલ શાહના નામે પાછું મળતા કંપનીએ ફરીથી લક્ષ્મીકાંત નાટક સમાજ નામ ધારણ કર્યું.

'મરદના ઘા' નાટકને નામ બદલીને 'રા' મહીપાલ' નામથી રજુ કર્યું. ૧૯૩૦.

થોડા જ દિવસ પહેલાં નિકર ભયંતિ અંગેની કાયેલા સરપસની અરાજકતા વખતે તેમજ અન્ય રાજકીય પ્રવૃત્તિઓને અંગે ધની દેશનેતાઓની ધરપકડોને લીધે, વારંવાર પડતી હડતાલોને કારણે ઓડિયન્સ તૂટવા લાગ્યું. તેથી કંપની મુંબઇ છોડી અમદાવાદ ગઇ અને ત્યાં ભારતભુવન થિયેટરમાં નાટકો ભજવવાં શરૂ કર્યાં.

૨૮. નવિન યુગ: ૨૧-૧૧-૧૯૩૦ અમદાવાદ

કથાવસ્તુ: મણિલાલ પાગલ (અમર આશા)

લેખક: રઘુનાથ બ્રહ્મભટ્ટ. દિગ્દર્શક: મૂળચંદમામા.

પાત્રો: 'અમર આશા' નાટકના પાત્રોમાંથી મોટા ભાગનાં.

૨૯. અમરકીર્તિ: ૫-૩-૧૯૩૧ અમદાવાદ.

પ્રેમવિજયની બીજી આવૃત્તિ.

લેખક: રઘુનાથ બ્રહ્મભટ્ટ.

પાત્રો: 'મરદના ઘા' નાટકનાં પાત્રોમાંથી મોટા ભાગનાં

આ નાટક બાદ કંપની અમદાવાદ છોડી વડોદરા લક્ષ્મીપ્રતાપ થિયેટરમાં ગઇ.

૩૦ માનવધર્મ હિન્દી: ૨૩-૫-૧૯૩૧ વડોદરા.

લેખક: { સ્વ. પંડિત દુર્ગાપ્રસાદ ગુપ્તા
મુનશી મોહીયુદીન નાઝાં

ગીતો: મુનશી મોહીયુદીન નાઝાં

પાત્રો: મૂળજી ખુશાલ. મા. ત્રિકમ, રતિલાલ પરેલ, ધનજીશા, ગુલામમહમદ, અબ્દુલ શકુર, ભવાનીશંકર, ભૂલાભાઇ શિવલાલ, મહમદ.

અશરફખાન ફરીથી કંપનીમાં જોડાયા.

વડોદરા છોડી કંપની મુંબઇ વિક્ટોરિયા થિયેટરમાં આવી.

૩૧ સમુદ્રગુપ્ત: ૪-૨-૧૯૩૨

લેખક: પ્રભુલાલ દ્વિવેદી

ગીતો: રઘુનાથ બ્રહ્મભટ્ટ, પ્રભુલાલ દ્વિવેદી.

સંગીત: ખુશાલભાઇ શામળદાસ નાયક

દિગ્દર્શક: મૂળજી ખુશાલ

પાત્રો: અશરફખાન, મૂળજી ખુશાલ, મા. ત્રિકમ, રતિલાલ પરેલ, ધનજીશા, ગુલામમહમદ, ભવાનીશંકર, ભૂલાભાઇ, શિવલાલ, અબ્દુલશકુર, મહમદ.

નોંધ: બાદ કંપની સુરત, વડોદરા, રાજકોટ, જામનગર, જુનાગઢ અને અમદાવાદની મુસાફરી કરીને પાછી મુંબઇ આવી. મૂળજી ખુશાલ છૂટા થયા. રામલાલ, અને રતનશા સીનોરને રોક્યા.

૩૨. અરબસ્તાનનો સિતારો: ૧૯૩૨

લેખક: મુનશી રહમ

દિગ્દર્શક: રતનશા સીનોર

પાત્રો : રતનશા સીનોર, અશરફખાન, મા. ત્રિકમ, રતીલાલ પટેલ, રામલાલ, હોમી નારગોલીયા, અબ્દુલશકુર, ભુલાભાઇ, લલ્લુભાઇ (કોમીક) મહમદ અને ચંદુ.

૩૩. સમ્રાટકેસરી: ૧૨–૭–૧૯૩૩.

લેખક: પ્રભુલાલ દ્વિવેદી.

ગીતો: પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ.

સંગીત: લલ્લુભાઇ શામળદાસ નાયક.

દિગ્દર્શક: મૂળચંદમામા.

સન્નિવેશ: યશવંત, ખંડુભાઇ, બળદેવ.

પાત્રો: રતનશા સીનોર, અશરફખાન, મા. ત્રિકમ રતિલાલ પટેલ, રામલાલ, ભવાનીશંકર, ધનજીશા, ગુલામમહમદ, અબ્દુલશકુર, ભુલાભાઇ, ચીમન (ચકુડો) પ્રભાશંકર, મહમદ.

નાટકે કંપનીને સારી યારી આપી.

૩૪. યુગપ્રભાવ: ૪–૮–૧૯૩૪

લેખક: પ્રભુલાલ દ્વિવેદી

ગીતો: પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત: લલ્લુભાઇ શામળદાસ નાયક

દિગ્દર્શક: મૂળચંદમામા, મા. ત્રિકમ

પાત્રો: રતનશા સીનોર, અશરફખાન, મા. ત્રિકમ, રતિલાલ પટેલ, અબ્દુલશકુર, (પાછળથી મોહનલાલાજી) રામલાલ, ધનજીશા, ગુલામમહમદ, ભવાનીશંકર, ચીમન ચકુડો, (સ્ત્રી પાત્રમાં), પ્રભાશંકર, મહમદ, ચંદુ.

એક રાસમાં અશરફખાન ગામડિયાનો સુંદર અભિનય કરી ગયા.

નોંધ: થોડા સમય બાદ ઇ. સ. ૧૯૩૫માં મૂળચંદમામા અવસાન પામ્યા.

૩૫. મોહપ્રતાપ: ૨૫–૭–૧૯૩૫

લેખક: પ્રભુલાલ દ્વિવેદી

ગીતો: પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત: લલ્લુભાઇ શામળદાસ નાયક

દિગ્દર્શક: મા. ત્રિકમ

પાત્રો: અશરફખાન, રતનશા સીનોર, મા. ત્રિકમ, રતિલાલ પટેલ, અબ્દુલશકુર (પાછળથી મોહનલાલા) ગુલામમહમદ, ચીમન ચકુડો.

સન્નવટ પાછળ ખૂબ ખર્ચ કરેલ તેમ જ પરિશ્રમ લીધેલ, પણ નાયિકાનું પાત્ર કલંકિત હતું કે જે આપણો પ્રેક્ષકગણ જોઇ શકતો નથી. પ્રેક્ષકોની સહાનુભૂતિ વગરનાં પાત્રો હોય ત્યારે નાટક જામતું નથી તેથી નિષ્ફળતા સાંપડી.

થોડાક ફેરફાર સાથે નાટકને નામ બદલી 'રાજમુગટ' નામે તા. ૨૭–૧૧–૧૯૩૫ ને રોજ નવેસરથી રજૂ કર્યું.

૩૬. શહીદે વતન: ૧૯૩૫

લેખક: મુનશી શમ્સ

પાત્રો: અશરફખાન, ભવાનીશંકર, ગુલામમહમદ, અબ્દુલ શકુર; અબ્દુલ રહેમાન કાબુલી; મા. ત્રિકમ, રતિલાલ પટેલ, પ્રભાશંકર, મહમદ.

૩૭. સાગરપતિ: ૧૯–૩–૧૯૩૬.

લેખક: પ્રભુલાલ દ્વિવેદી.

ગીતો: પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત: લલ્લુભાઇ શામળદાસ નાયક.

દિગ્દર્શક: મા. ત્રિકમ.

પાત્રો: રતનશા સીનોર, અશરફખાન, મા. ત્રિકમ રતિલાલ પટેલ, રામલાલ, અબ્દુલશકુર, ભુલાભાઇ ચીમન (ચકુડો), પ્રભાશંકર, ગુલામમહમદ.

નૌકાબળ દર્શાવતું નાટક.

આ નાટક બાદ રતનશા સીનોર છૂટા થયા.

૩૮ સજ્જન કોણ? ૧૬–૭–૧૯૩૬

લેખક: પ્રભુલાલ દ્વિવેદી

ગીતો: પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત: લલ્લુભાઇ શામળદાસ નાયક

દિગ્દર્શક: મા. ત્રિકમ

પાત્રો: અશરફખાન, મા. ત્રિકમ, રતિલાલ પટેલ, રામલાલ, ભવાનીશંકર, ધનજીશા, અબ્દુલશકુર, પ્રભાશંકર, ખુશાલ, ભુલાભાઇ.

નોંધ: નાટકની ત્રણ નાઇટે ગુજરાતી રંગભૂમિની તવારીખમાં આવકની દૃષ્ટિએ અઢારહજાર રૂપીઆની રેકર્ડ રકમ આવી.

હુલ્લડને લીધે કંપની બહારગામ ગઇ.

૩૯ સ્નેહી કે શત્રુ: ૧૯–૯–૧૯૩૭ અમદાવાદ

લેખક: જીવણલાલ બ્રહ્મભટ્ટ

દિગ્દર્શક: વિઠ્ઠલદાસ ત્રિભુવનદાસ બોજક

પાત્રો: અશરફખાન, મા. ત્રિકમ, રતિલાલ પટેલ, વિઠ્ઠલદાસ બોજક, રામલાલ, ભવાનીશંકર, ધનજીશા

અબ્દુલશકુર, પ્રભાશંકર, ચીમન ચકુડો.

કંપનીના સુરતનાં થિયેટરમાં ભેલો ભજવતી ભક્તિ-વિજય નાટક કંપની તરફથી થિયેટરના ભાડા બદલ આ નાટક લક્ષ્મીકાન્તને મળેલું.

બહાર ગામની મુસાફરી પુરી કરી કંપની પાછી મુંબઇ આવી.

૪૦ અક્ષયરાજ : ૨૯-૧-૧૯૩૮.

લેખક : પ્રભુલાલ દ્વિવેદી.

ગીતો : રઘુનાથ બ્રહ્મભટ, જીવણલાલ બ્રહ્મભટ.

સંગીત : લલ્લુભાઇ શામળદાસ નાયક.

દિગ્દર્શક : મા. ત્રિકમ.

સન્નિવેશ : ખંડુભાઇ, બળદેવ.

પાત્રો : અશરફખાન, મા. ત્રિકમ, રતિલાલ પટેલ, રામલાલ, ભવાનીશંકર, ગુલામમહમદ, અબ્દુલશકુર, પ્રભાશંકર, ચીમન (ચકુડો).

નોંધ : નાટકની સજાવટ તેમજ પોશાકો પાછળ કંપનીએ પુષ્કળ ખર્ચ કર્યો હતો. તેમજ સાતહજારનાં મખમલ ખર્ચે ખાસ ચાંદીનું સિંહાસન તૈયાર કરાવ્યું હતું. નાટક પ્રથમ રાત્રિએ ખૂબ જ વખણાયું, પણ બીજા જ અઠવાડિયાથી ઓડિયન્સ ઠંડુ પડયું.

આમ આ નાટકની નિષ્ફળતા બાદ કંપનીએ મુંબઇ છોડી સુરત, વડોદરા ઇત્યાદિ સ્થળોએ ફરી, એકાદ માસ માટે નડિયાદ મુકામ કર્યો અને ત્યાંના લક્ષ્મી સિનેમામાં બંધ પડી. આમ પ્રજાની એક માનીતી સંસ્થા, અનેક નટો અને કળાને નવા નોખારૂપે પેશ કરનાર રંગભૂમિની એક માતબર પેઢીનો, ગુલાબી દિલના બે સહૃદયી વણિક બંધુઓની અથાગ મહેનત અને નિતરતા પુરુષાર્થથી અનેક ઇતિહાસો રચનારી કંપનીની જાહોજલાલીનો અંત આવ્યો.

સંસ્થાના દીર્ઘકાળ પર્યંતના મેનેજર શ્રી. ચંદુલાલ ભગવાનદાસ મપારાએ સને ૧૯૩૯ના જુલાઇ માસમાં કંપનીને વડોદરા મુકામે પુનર્જીવન આપ્યું. કંપનીના લગભગ તમામ જુના કલાકારોનો સહકાર મળ્યો. અને જુના નાટકો રજુ કર્યાં ટુંક સમય બાદ કંપની અમદાવાદ ભારત ભુવન થિયેટરમાં ગઇ.

૪૧. વારસદાર : ૧૯૩૯

લેખક : મણિલાલ પાગલ.

ગીતો : જીવણલાલ બ્રહ્મભટ.

દિગ્દર્શક : મા. ત્રિકમ.

પાત્રો : કંપનીના તમામ જુના કલાકારો.

૪૨. પૂણ્ય પ્રભાવ ૩૧-૮-૧૯૩૯.

લેખક : જીવણલાલ બ્રહ્મભટ.

દિગ્દર્શક : વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.

પાત્રો : અશરફખાન, મા. ત્રિકમ. રામલાલ, ભવાની-શંકર, અબ્દુલ શકુર, ધનજીશા, ભુલાભાઇ, અગ્નિહોત્રી, પ્રભાશંક, શીવલાલ, ચીમન (ચકુડો) અને શંકર.

નોંધ : કંપની આણંદ, ડાકોર અને કપડવંજની મુસાફરી કરી પાછી અમદાવાદ આવી.

૪૩ વગરવાંકે : ૨૫-૭-૪૦

લેખક : બાબુભાઇ કે. ઓઝા.

ગીતો : જીવણલાલ બ્રહ્મભટ

દિગ્દર્શક : મા. ત્રિકમ અને અશરફખાન

પાત્રો : પુણ્ય પ્રભાવ નાટકના પાત્રોમાંથી મોટા ભાગના

કુદરતનો સાથ ન હતો. બગડેલી હવા સુધરવી મુશ્કેલ હતી. આથી ફરી આણંદ પેટલાદ વિગેરે ગામોમાં ફરી કંપની નડિયાદ મુકામે પાછી આવી અને ત્યાંના લક્ષ્મી સિનેમામાં જ સમાધિસ્થ થઇ.

# પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

તા. ૪-૮-૫૬ ના રોજ મળેલી મંડળની વ્યવસ્થાપક સમિતિ તથા સામાન્ય વાર્ષિક સભામાં મંડળના આદ્યસંસ્થાપક અને પ્રાણસમા શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના શોકજનક અવસાન બદલ ખેદ વ્યકત કરતો નીચે મુજબનો ઠરાવ પસાર થયો હતો.

"બુધવાર તા. ૨૫ મી જુલાઇ ૧૯૫૬ ને દિને મંડળના માનનીય મુરબ્બી શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીનું ખેદજનક અવસાન થયું છે તેની આ સભા ભારે દિલગીરી સાથે નોંધ લે છે. સ્વર્ગસ્થ પ્રાણલાલભાઇએ ૧૯૫૨ના નવેંબરમાં ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ઊજવાયો તેનું પ્રમુખપદ સ્વીકાર્યા પછી અને ૧૯૫૩માં ગુજરાતી નાટ્ય મંડળની સ્થાપના થયા પછી, તે મંડળના પ્રથમ પેટ્રન અને પ્રમુખ બની, મંડળના ધ્યેયને સિદ્ધ કરવા માટે તન, મન અને ધનથી પ્રયત્નો કર્યા હતા અને ગુજરાતની રંગભૂમિમાં નવો પ્રાણ પૂર્યો હતો. લેખકોની, દિગ્દર્શકોની, કલાકારોની અને રંગમંચના પાર્શ્વકાર્યકરોની તેઓ વારંવાર સક્રિય રીતે કદર કરતા અને તેમનામાં ઉત્સાહ પ્રેરતા. પોતે નાટ્યસાહિત્યના એક રસિક અને વિદ્વાન અભ્યાસી હતા. એમના માર્ગદર્શનનો લાભ 'ગુજરાતી નાટ્ય' માસિકને તો ખૂબ જ મળેલ હતો. મંડળને આશ્રયે થતી સર્વ પ્રકારની પ્રવૃત્તિઓના તેઓ પ્રેરક અને પુરસ્કર્તા હતા. તેમના અવસાનથી ગુજરાતી નાટ્યમંડળને ન પુરાય એવી ખોટ પડી છે એટલું જ નહિ, પરંતુ સમગ્ર ગુજરાતી રંગભૂમિએ પણ ઘણું ગુમાવ્યું છે. પરમાત્મા એમના પવિત્ર આત્માને ચિર શાન્તિ અર્પો એ પ્રાર્થના."

* * *

૧૯૫૬-૫૭ના વર્ષ માટે નિમાયેલા મંડળના હોદ્દેદારો અને સભ્યો.

પ્રમુખ : સર હરસિદ્ધભાઇ દિવેટિયા

ઉપ-પ્રમુખો : શ્રી જયંતિલાલ ૨. ત્રિવેદી,
,, જયોતીન્દ્ર હ. દવે.
,, મોહનલાલ મહેતા 'સોપાન'

માનદ્ કોષાધ્યક્ષો : શ્રી લલિતચન્દ્ર ચૂ. દે. નાનજી
પ્રો. છોટાલાલ ઘીવાલા

માનદ્ મંત્રીઓ : શ્રી દામુ ઝવેરી
,, લાલુ શાહ

કાર્યવાહી મંત્રી : શ્રી પ્રાગજી જ. ડોસા

સહમંત્રીઓ : શ્રી બરજોર પાવરી
,, વનલતા મહેતા

સભ્યો : ડૉ. ડી. જી. વ્યાસ
શ્રી. પ્રવીણચન્દ્ર વી. ગાંધી
,, ધનસુખલાલ કૃ. મહેતા
,, ચન્દ્રવદન ચી. મહેતા
,, મણિલાલ ભટ્ટ
પ્રા. મધુકર રાંદેરિયા
શ્રી. ગુલાબદાસ બ્રોકર
,, હિંમતલાલ વી. ગાંધી
,, અમર જરીવાલા
,, બળવંતરાય અ. ત્રિવેદી
,, હિંમતલાલ ૨. ત્રિવેદી
,, નંદલાલ નકુભાઇ શાહ
,, કાન્તિ મરોડિયા
,, એરચશા પાવરી

× × × ×

મંડળે યોજેલી તૃતીય નાટ્ય લેખન હરીફાઇનું પરિણામ

નિર્ણાયકો : સર હરસિદ્ધભાઇ દિવેટિયા, શ્રી જ્યોતીન્દ્ર દવે તથા શ્રી ચન્દ્રવદન મહેતાએ પોતાનો નિર્ણય જાહેર કરતાં જણાવ્યું હતું કે "આ વખતે હરીફાઇમાં આવેલાં નાટકો ગયા વર્ષ કરતાં ઉતરતી કક્ષાનાં છે અને પ્રથમ પારિતોષિકને યોગ્ય એક પણ કૃતિ ન હોવાથી પહેલું (ઇનામ રૂ. ૫૦૦)નું કોઇને મળતું નથી.

બીજું ઇનામ રૂ. ૪૦૦)નું સરખે હિસ્સે (૧) "સાન્ધ્ય દીપિકા" લેખક શ્રી શિવકુમાર જોશી અને (૨) "વાવાઝોડું" લેખકો : શ્રી. ધનસુખલાલ મહેતા અને અને શ્રી બચુભાઇ શુક્લની સંયુક્ત કૃતિને

મળે છે અને ત્રીજું ઇનામ રૂ. ૩૦૦નું છે તે સરખે હિસ્સે.

(૧) "સુનંદા" લેખક: શ્રી. નટવર શાહ અને

(૨) "જીગર અને લોહી" લેખક શ્રી. રતિલાલ ઠક્કરને મળે છે.

આ વખતે તૃતીય નાટ્યલેખન હરીફાઇમાં આવેલાં નાટકો અને તેનાં લેખકોની યાદી આ પ્રમાણે છે.

| ક્રમ | નાટક | લેખક |
|---|---|---|
| ૧ | સાચું સ્વપ્ન | શ્રી હિંદુભાઇ ડી. સોલંકી |
| ૨ | દિવ્ય વિભૂતિ યાને સ્વામી વિવેકાનંદ | કવિશ્રી રામજીભાઇ નાગરદાસ પ્રણામી |
| ૩ | ગુર્જરગિરા ગ્રંથમાળા, | શ્રી શિવપ્રસાદ બાપાલાલ ભટ |
| ૪ | વિપ્લવ | શ્રી નારણદાસ છોટાલાલ દ્વિવેદી |
| ૫ | વાવાઝોડું | શ્રી ધનસુખલાલ કૃ. મહેતા<br>શ્રી બચુભાઇ શુક્લ |
| ૬ | સતી પદ્મિની | શ્રી જસવંતીબહેન પ્રતાપરાય |
| ૭ | રંગભૂમિ યાને અમારી દુનિયા | શ્રી મોરારજી લાલજી ઓઝા |
| ૮ | સમાજરચના | ડૉ. એ. એમ. કાટબામણા |
| ૯ | પશ્ચિયતની પસંદગી | શ્રી ખંડેરાવ માનાજી પવાર |
| ૧૦ | પરિવર્તન | શ્રી કાભાઇ ચૂનીલાલ કોર |
| ૧૧ | શ્રદ્ધા ફળી | શ્રી અનંત આચાર્ય |
| ૧૨ | સુવાન | શ્રી બલવંતરાય લ. બ્રહ્મભટ્ટ |
| ૧૩ | જે આજે તે કાલ | શ્રી જી. એસ. પંડ્યા |
| ૧૪ | કુમારી મા | શ્રી એલ. એન. મહેતા |
| ૧૫ | સમાજની ભીતરમાં | શ્રી અંબેલાલ ગોપાળજી દેસાઇ |
| ૧૬ | હરિદર્શન | શ્રી બાલકૃષ્ણ પી. પુરોહિત |
| ૧૭ | મધુરિકા | શ્રી હસમુખ બારાડી |
| ૧૮ | કવિની પ્રિયતમા | શ્રી સુરેશ ગાંધી |
| ૧૯ | માંહ્યલો જાગે છે ત્યારે | શ્રી જયંતકુમાર દાણી |
| ૨૦ | પ્રાણ ઘંટડી | શ્રી જે. આર. ચુડાસમા |
| ૨૧ | છુટકારો | શ્રી ચૂનીલાલ મોહનલાલ |
| ૨૨ | જીવતરના રંગ | શ્રી બી. કે. ભેદવા |
| ૨૩ | જીગર અને લોહી | શ્રી રતિલાલ ઠક્કર |
| ૨૪ | શ્રદ્ધા | શ્રી પ્ર. ણુ કંજરિયા |
| ૨૫ | દુઃખના ડુંગર | શ્રી નાનુભાઇ મગનલાલ નાયક |
| ૨૬ | હજી હું માનવ છું | શ્રી જાદવભાઇ મ. ટાંક |
| ૨૭ | સવાર પડી | શ્રી હસમુખ ન. શાહ |
| ૨૮ | સુનંદા | શ્રી નટવર શાહ |
| ૨૯ | પત્તાંનો મહેલ | શ્રી તારક મહેતા |
| ૩૦ | પ્રારબ્ધના પુતળાં | શ્રી પ્રબોધ જોશી |
| ૩૧ | આતમ દીવડો | શ્રી જયંતિ પટેલ |
| ૩૨ | તર્પણ | શ્રી પદ્મકુમાર જોશી |
| ૩૩ | સાન્ધ્ય દીપિકા | શ્રી શિવકુમાર જોશી |
| ૩૪ | પાકે ઘડે કાંઠા | શ્રી જયંત પંડ્યા |
| ૩૫ | મસ્તોનો વિલાસ | શ્રી. રાજકરણ ચી. મહેતા. |
| ૩૬ | ઝાંઝવા | પ્રા. જગદીશ જ. દવે. |

ઉપરનાં આવેલાં ૩૬ નાટકોમાંથી શ્રી અનંત આચાર્યનું નાટક "શ્રદ્ધા ફળી" હરીફાઇનો નિર્ણય જાહેર થાય એ પહેલાં પ્રસિદ્ધ થઇ જવાથી નિયમભંગ થતાં નિર્ણાયકોએ હરીફાઇમાં લીધું ન હતું.

**ચોથી નાટ્યલેખન હરીફાઇ** માટે નાટ્યકૃતિઓ મોકલવાની છેવટની તારીખ ૩૧ ડીસેમ્બર ૧૯૫૬ છે. આ તારીખ લબાવાશે નહિ અને નિર્ણાયકો પોતાનો નિર્ણય ૧૯૫૭ના માર્ચના પહેલા અઠવાડિયામાં આપી દેશે. નિર્ણાયકો તરીકે શ્રી જ્યોતીન્દ્ર હ. દવે, શ્રી મોહનલાલ મહેતા "સોપાન" અને શ્રી ગુલાબદાસ બ્રોકરને નીમવામાં આવ્યા છે. જે લેખકોને આ હરીફાઇમાં ભાગ લેવો હોય તેમણે મંડળના કાર્યવાહક મંત્રી પાસેથી હરીફાઇ-પત્રક મગાવી એનાં નિયમો મુજબ પત્રક સાથે નાટક મોકલવું.

**મંડળનાં પ્રકાશનો:** મંડળના ત્રણ પ્રકાશનો પ્રકટ થયાં છે.

(૧) **ગુજરાતનાં નાટકો-ગીતોની સારિગમ** કિંમત રૂ. રા; લોકપ્રિય થયેલાં ૧૧૭ ગીતોનું સ્વરાંકન શ્રી. વાડીલાલ ઉસ્તાદે કર્યું છે. અને ગીતોના સંકલનકાર છે-શ્રી જયશંકર સુંદરી; (૨) "**સામેપાર**" કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત જડભરતની કથા ઉપરથી શ્રી દેશી નાટક સમાજની દ્વિઅંકી નાટિકા, કિંમત રૂ. ૧) (૩) "**પ્રેમમૂર્તિ રાધિકા**" કવિ શ્રી. મૂળશંકર મુલાણીના ત્રિઅંકી નાટક "શ્રી કૃષ્ણ ચરિત્ર" ઉપરથી રાધાકૃષ્ણના દશ્યોનું સંકલન પ્રા. મધુકર રાંદેરિયાએ કર્યું છે. કિંમત રૂ. ૦ાા.

**મંડળના નવા સાધારણ સભ્યો:**

શ્રી રસિકલાલ સોમાભાઇ વકીલ
શ્રી કુંવરજી વીરજી શાહ
શ્રી પરંજય હઝરત

## પ્રાસંગિક નોંધ

**શ્રી દેશી નાટક સમાજ :** વડોદરામાં "સર્વોદય"ના એકધારા ૯૯ પ્રયોગો ભજવાઇ ગયા પછી કંપનીના મશહૂર હાસ્યનટ શ્રી છગન રોમિયોનું વડોદરામાં અવસાન થયું. સાંભળવા મુજબ હવે કંપની ટૂંક સમયમાં મુંબઇ આવવા વિચાર રાખે છે.

**ઇન્ડિયન નેશનલ થિયેટર :** "મંગલ મંદિર"નો એક વધુ પ્રયોગ ગયા માસની તા. ૨૯મીએ ભજવાયો. "રંગીલો રાજા"ના પ્રયોગો પણ ચાલુ જ રહ્યા છે. સંસ્થાનું નવું નાટક "સંભાવિત સુંદરલાલ" તા. ૧૭મીએ રજૂ થયું. એનું દિગ્દર્શન શ્રી જયંતિ પટેલે સંભાળ્યું છે. શ્રી વિજય ભટ્ટ, શ્રી પરંજય હઝરત, શ્રી જયંતિ પટેલ, શ્રી ચારુમાળા વગેરે આ નાટકમાં અભિનય કરે છે. શ્રી ફિરોઝ આંટિયા કૃત 'બહેરામે શું કીધું' નાટક પણ તા. ૩૧મીએ રજૂ થયું.

**ભારતીય કલાકેન્દ્ર :** "મોટા દિલના મોટા બાવા" તથા "બાનુની પાંત" નાટકોના વધુ પ્રયોગો ચાલુ રહ્યા હતા. તે ઉપરાંત શ્રી અદી મર્ઝબાન દિગ્દર્શિત "અદી કલાકની હસાહસ" નામનો એક પ્રયોગ પપેટીના ખાસ તહેવાર નિમિત્તે તા. ૩૧ મીએ રજૂ કરવામાં આવ્યો હતો.

આંતર-કોલેજ નાટ્યસ્પર્ધામાં ગુજરાતીમાં આ વર્ષે બાવીસ કોલેજોએ ભાગ લીધો હતો. સેંટઝેવિયર્સ કોલેજનું 'સર્જકનાં સર્જન', એલ્ફિન્સ્ટન કોલેજનું 'પેઇંગ ગેસ્ટ', રામનારાયણ રૂઇયા કોલેજનું 'ઢીંગલી ઘર', ગવર્નમેન્ટ લૉ-કોલેજનું 'સ્ટેશન માસ્તર' અને સિદ્ધાર્થ કોલેજ ઓફ કોમર્સ અને ઇકોનોમિક્સનું 'જીવન નાટક' અંતિમ સ્પર્ધા માટે પસંદ કરાયાં છે. અંતિમ સ્પર્ધા ૧૦ સપ્ટેમ્બરે રાખવામાં આવી છે.

**રંગભૂમિ :** સંસ્થા તરફથી ૧૫મી ઓગસ્ટ નિમિત્તે ત્રણ એકાંકીઓ 'ખેલદિલ' 'પ્રીતની રીત' અને 'એવું થાય તો' રજૂ કરવામાં આવ્યાં હતાં. શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયનું નાટ્યવિષયક એક પ્રવચન પણ ૧૮મી ઓગસ્ટે યોજવામાં આવ્યું હતું.

**ભારત નાટ્ય સમાજ :** સંસ્થાએ તેમના નાટક "આવતી કાલ"ના તથા "વીરપસલી"ના વધુ પ્રયોગો ચાલુ રાખ્યા હતા. તે ઉપરાંત કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત ઐતિહાસિક નાટક "શાલીવાહન" તા. ૨૩મીએ પ્રિન્સેસ થિયેટર, ખાંગવાડીમાં રજૂ કર્યું હતું.



**રમુજના રાજવી શ્રી છગન રોમિયોનું ખેદજનક અવસાન**

દાયકાઓથી ગુર્જર રંગભૂમિને પોતાના વિશિષ્ટ હાસ્યરસથી મનોરંજન અર્પનાર અને છેલ્લા ૧૪ વર્ષથી શ્રી દેશી નાટક સમાજમાં એકધારું કામ કરનાર વિખ્યાત નટ શ્રી છગન રોમિયોએ તા. ૨૪ ઓગસ્ટ ૧૯૫૬ને દિને જગતના રંગમંચ ઉપરથી ચિર વિદાય લીધી છે. એમના જવાથી ગુજરાતી રંગભૂમિને ન પૂરાય એવી ખોટ પડી છે. હાસ્યરસ રેલાવવામાં એમણે પોતીકી અનોખી શૈલી અપનાવી હતી. એમના વિશેના માહિતીપૂર્ણ લેખો ગુજરાતી નાટ્યના આવતા અંકમાં આપવામાં આવશે. એમનાં પત્ની અને બે બાળકોને મૂકી રંગભૂમિના આ લાડીલા કલાકારે વડોદરા મુકામે આંખ મીંચી. પ્રભુ એમના આત્માને ચિરશાન્તિ અર્પો.

**નાટ્ય-સંઘ :** વિલેપાર્લેની આ સંસ્થાએ તા. ૪થી ઓગસ્ટના રોજ ભગિની સમાજ કુમારિકા સ્ત્રી મંડળના હોલમાં "નાટ્ય-ત્રિવેણી" નામનો કાર્યક્રમ રજૂ કર્યો હતો, જેમાં "એક-સવારે" "મારી કેડ દુખે છે" અને "ખુદા હાફિઝ" નામના ત્રણ એકાંકીઓ રજૂ કરવામાં આવ્યાં હતાં.

**શ્રી મધર પાટીદાર પ્રગતિ મંડળ** સંસ્થા તરફથી શ્રી. અજીત પટેલ કૃત ત્રિઅંકી નાટક "પેટના ખાડા" તારીખ ૧૬મી સપ્ટેમ્બરે રાત્રે ૮ વાગે રજૂ કરવામાં આવશે. એનું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ સંભાળ્યું છે અને એમાં મુખ્ય પાત્ર તરીકે શ્રી હસા સોદાગર કામ કરશે.

### નવસારી

**"ભારત યંગ એમેચ્યોર્સ ક્લબ" :** આ સંસ્થા તરફથી શ્રી. જળદેવ મોલિયા કૃત "કાંટાના ફૂલ" નામે એક ત્રિઅંકી નાટક તા. ૧૦-૮-૫૬ના રોજ વસંત ટોકીઝમાં રજૂ કરવામાં આવ્યું હતું.

# ગુજરાતી નાટ્ય

(ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર)

તંત્રીઃ પ્રાગજી જ. ડોસા



શિવાજીની પ્રેરણા



# ગુજરાતી નાટ્ય

પુસ્તક ચોથું : ઑક્ટોબર : ૧૯૫૬ અંક


## દીપોત્સવી અંક

ગુજરાતી નાટ્યના આગામી દીપોત્સવી અંકની તૈયારીઓ ચાલી રહી છે. એમાં રંગભૂમિની ગઈ કાલ, આજ અને આવતી કાલ વિશે ચિંતનપ્રેરક, ઉદ્‌બોધક અને માહિતીપૂર્ણ સામગ્રી હશે. એકાંકીઓ, પ્રશ્નોત્તરી, નાટ્યકલા (ટેકનિક) વિષયક લેખોનો રસથાળ હશે; લેખકોને વિનંતિ છે કે એમના લેખો બનતી ત્વરાએ મોકલી આપે.

## મુખપૃષ્ઠ : ચિત્રપરિચય

### શિવાજીની પ્રેરણા

ગુજરાતના વયોવૃદ્ધ, કલાગુરૂ શ્રી રવિશંકર મ. રાવળની આ ચિત્રકૃતિ તેના પ્રેરક વિષય, નાટ્યોચિત પાત્ર ગોઠવણી, પાત્રોના વિવિધ મુખભાવો અને અશ્વ, દુર્ગ, નદી, ટેકરીઓ, ઇત્યાદિની સૂચક પશ્ચાદ્ ભૂમિકા દ્વારા નોંધપાત્ર બની રહે છે.

મહારાજ શિવાજીનો બાલ્યકાળ, શિવનેરીના દુર્ગમાં માતા જીજીબાઇ પાસે વીતે છે. અહીં જ એક વિશિષ્ટ, સ્વાધીન ચેતનાનો ભાવ આ બાળકમાં જાગી ઉઠ્યો છે. એ ભાવને પોષણ મળે છે, દાદાજી કોંડદેવ નામના એક કર્મઠ બ્રાહ્મણ પાસેથી. આ કુલગુરૂએ ભાવિના આ ભારત નિર્માતાના ભવિષ્યને પારખી લઇ, એનામાં વીરતા, સ્વાભિમાન, ધર્મરક્ષા અને સ્વાતંત્ર્ય પ્રેમની ભાવનાઓ સીંચવા માંડી. મંદિરની પ સાળ રોજનું કથાસ્થાન બને છે અને શિવાજીમાં રાષ્ટ્રમુક્તિની તીવ્ર આકાંક્ષા જગાડે છે.

શ્રી લલિતચંદ્ર સી. ડી. નાનજીના ચિત્રસંગ્રહમાંથી 'દેના જ્યોતિ'એ પ્રકટ કરેલ ચિત્ર-બ્લોકનો ઉપયોગ કરવાની રજા માટે અમે બન્નેના આભારી છીએ.



## આ અંકમાં –




મુદ્રક અને પ્રકાશક:—ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટાર્સ છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ-૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જયંતિલાલ ત્રિવેદી
પ્રા. છેલાલ ધીવાળા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાવરી

# ગુજરાતી નાટ્ય

: તંત્રી :
પ્રાગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક : ચોથું  ઓકટોબર : ૧૯૫૬  અંક : ત્રીજો


## ઊઘડતે પડદે

### રંગભૂમિ : પુનરૂત્થાનને માર્ગે !

સપ્ટેમ્બર માસમાં રંગભૂમિની દુનિયાએ તમતમતી તેજી અનુભવી છે. એ તેજીના ચમકારા સંસ્થાઓને લાગ્યા છે, કલાકારોએ અનુભવ્યા છે અને પ્રેક્ષકોને પણ અસર પહોંચાડી છે. આ માસમાં કેટલીક અગત્યની જાહેરાતો થઈ છે જે રંગભૂમિને સ્પર્શે છે અને કેટલીક મહત્ત્વની બિનાઓ બની છે જે નાટકને વેગ આપવામાં કારણભૂત બની છે. સૌથી પ્રથમ જાહેરાત થઈ..............

### પ્રથમ વિશ્વ રંગભૂમિ સંમેલન

યુનેસ્કોનું આંતર-રાષ્ટ્રિય રંગભૂમિ મંડળ આ માસની ૨૯ મી તારીખથી ૨ જી નવેમ્બર સુધી મુંબઈમાં આ સંમેલન યોજશે. આ સંમેલન બોલાવવાનો હેતુ એ છે કે અત્યાર સુધી આંતર-રાષ્ટ્રિય રંગભૂમિ મંડળમાં પૌર્વાત્ય દેશોમાંથી ફક્ત ભારત અને જાપાન એ બે જ દેશો પ્રતિનિધિત્વ ધરાવે છે તેને બદલે બીજા દેશો પણ જોડાશે. સંમેલનના ચર્ચાપત્રમાં બે મુખ્ય વસ્તુઓ લેવામાં આવી છે.

૧. જનતા સમક્ષ રંગભૂમિને કેવી રીતે લોકપ્રિય બનાવવી.

૨. યુવાનો માટેની નાટ્ય પરિસ્થિતિની સુધારણાના માર્ગ અખત્યાર કરવા.

આ સંમેલનમાં ભાગ લેવા માટે જુદા જુદા દેશોમાંથી લગભગ એકસો પ્રતિનિધિઓ આવશે. રંગભૂમિના ઇતિહાસમાં પૂર્વમાં પ્રથમવાર જ આવું સંમેલન યોજાય છે જ્યારે એક જ રંગમંચ ઉપર પૂર્વ અને પશ્ચિમના નાટ્ય નિષ્ણાતો મળશે અને અન્યોન્યના અનુભવો અને જ્ઞાનસમૃદ્ધિમાંથી સર્વ સાધારણ હોય એવા મુદ્દાઓની તારવણી કરશે. જગતના બધા રાષ્ટ્રોમાં કલા પ્રત્યેની અભિરૂચિ વધી છે અને કલાને માત્ર મનોરંજન પૂરતી મર્યાદિત ન કરતાં રાષ્ટ્રો વચ્ચેની એકતાની ભાવનાને દૃઢ બનાવવા અને જેમણે સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે, કંઈક વિશેષ મેળવ્યું છે એને અપનાવવા માટે એક દેશના કલાપ્રતિનિધિઓનું જુથ બીજા દેશમાં જાય છે અને એના વિકાસ માટે આવા સંમેલનો યોજાય છે. સંમેલનની સફળતા, એમાં પત્રો વંચાય કે વિવિધ પ્રશ્નો પર ચર્ચા થાય એમાં નથી પરંતુ એ પછી એ મુદ્દાઓને, એનાં સારભાગને અમલી બનાવવામાં છે. ભારતીય નાટ્ય સંઘ કે જે ભારતની પ્રાન્તીય સંસ્થાઓના કેન્દ્રસમું છે, જેની સાથે લગભગ ૨૦૦ જુથો જોડાયેલાં છે, એણે આ તક ઝડપી, એને સર્વદેશીય સ્વરૂપ આપી આ મોકા પર જે ચક્ર ગતિમાન થાય એને યોગ્ય દિશામાં વેગ આપવો જોઇએ. એટલું જ નહિ પણ ભારતીય રંગભૂમિ કે જે વિવિધ ભાષાઓ, વિવિધ રીતરસમો અને વિવિધ કલાનિદર્શનની હોવા છતાં જેની સંસ્કૃતિ એક છે, જેની પાસે સૈકાજૂનો રંગભૂમિનો ઇતિહાસ છે એ સંસ્કૃતિને જગતના અન્ય દેશો સમક્ષ મૂકી ભારતનું એક આગવું સ્થાન પ્રાપ્ત કરાવવું જોઈએ.

### દિલ્હીમાં થિયેટર

એ પછી બીજી જાહેરાત થઈ મધ્યસ્થ સરકાર તરફથી "એક કરોડ રૂપિયાને ખર્ચે દિલ્હીમાં ઊભું થનારું આલિશાન થિયેટર."

બોલપટનો જમાનો આવ્યા પછી ઘણાં નાટકનાં થિયેટરો 'ફિલ્મ ટોકિઝ' માં ફેરવાઈ ગયાં છે અને આજે ભારતના સર્વ મુખ્ય શહેરોમાં નાટક માટેના થિયેટરોની અછત વર્તાય છે. ગયે વર્ષે હોલેન્ડની એક વિખ્યાત નર્તકીએ મુંબઈની મુલાકાત લીધી અને એમનાં નર્તનનો કાર્યક્રમ આપવા એમને વિનંતી થઇ ત્યારે એ પ્રોગ્રામ ક્યાં યોજવો એ માટે એમને મુંબઈનાં થિયેટરો બતાવવામાં આવ્યાં, Royal Opera House એવું રાજ-ઓપેરા-ભવનનું નામ સાંભળી એમણે એ પણ જોયું અને નિરાશ થઇ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો કે "કોઇ એવું થિયેટર નથી જેને એના ખરા અર્થમાં થિયેટર કહી શકાય. આ થિયેટરોની બાંધણી, એનું ધ્વનિ પ્રસારણ

હતી ત્યારે કેટલીકવાર પ્રાણુલાલભાઇ અમને સૌને દેવલાલી કે માથેરાનને બંગલે બોલાવતા ત્યારે વ્યવહારને લગતું કેટલુંક સામાન્ય જ્ઞાન તેઓ એવી ખૂબીપૂર્વક આપતાં કે અમને કલ્પનામાં પણ ન હોય એવી વાતો અમે આપોઆપ શીખતાં ગયાં. અમને સૌને વ્યક્તિ દીઠ રૂા. ૨ આપીને બજારમાં ખરીદીએ મોકલતાં અને ઉપરથી કહેતાં કે જે કોઇ ૨ રૂા.માં–એ વખતે રૂા. ૨ની કિંમત ઘણી વધારે હતી–વધારેમાં વધારે ઉપયોગી અને સુંદર-વસ્તુઓ લઇ આવશે તેમને શાબાશી તો મળશે પણ બીજું વધારાનુ ઇનામ પણ મળશે. તેઓ માનતા અને કહેતાં કે આવી રીતે ખરીદી કરતાં શીખવાથી કરકસરની ઉપયોગિતા માટે વિચાર કરવાના અને સારી વસ્તુઓ પારખવાના ગુણ કેળવાય છે.

ચીવટતા અને ચોકસાઇ તેમજ ખંત વિષેના એમણે શીખવેલા પાઠ હું જિંદગીમાં કોઇ દિવસ ભૂલીશ નહિ. આ બાબતમાં એક પ્રસંગ બની ગયેલો તેની નોંધ લીધા સિવાય નથી રહી શકતો.

એકવાર હું પ્રાણુલાલભાઇની સાથે માથેરાન જઇ રહ્યો હતો. તેમણે મને એક કિંમતી પાન સોપારીની ડબ્બી સાચવવા આપી હતી. ડબ્બી ટ્રેનમાં મારાથી ખોવાઇ ગઇ, મને દુઃખ થયુ અને એમને પણ દુઃખ થયું. એમણે મને કહ્યું, "એના જેવી જ ડબ્બી મને તારે આપવી પડશે." વખત ગયો અને મેં લગભગ એવી જ ડબ્બી બનાવડાવી એમનું નામ લખાવી એમને આપી. એમણે તરત જ એ ડબ્બી મને પાછી ભેટ તરીકે આપીને કહ્યું "આ ભેટને જ્યારે જ્યારે તું જોશે ત્યારે ત્યારે પોતાને સોંપાયલી વસ્તુની કાળજી કેમ લેવી તેની યાદ તને આવશે. This will teach you now to be prec se and careful"

આવી નાની બાબતોનું સ્મરણ કરવા જાઉં તો ઘણીય વાતો છે. પરંતુ એમણે મને તેમજ બીજાઓને નાટકોમાં રસ લેતા કર્યા એ વિષે તો ઘણી રસિક વાતો યાદ આવે છે, જે આજે પણ સંભારું છું અને એમનું ઋણ સ્વીકાર કર્યા વિના નથી રહી શકતો.

જૂની રંગભૂમિ પર ભજવાતાં હિંદી ઉર્દૂ અને ગુજરાતી નાટકો જોવાનો પ્રાણુલાલભાઇને અજબ શોખ હતો. તેઓ નાટકો જુએ, બીજાં કુટુંબીઓને જોવા લઇ જાય, નાટકોની ઓપેરા બૂકોનો સંગ્રહ કરે, ગીતોની તરજો જાતે બેસાડે, અને ગીતો ગવડાવતા તેમ જ પોતે પણ ગાતા. સંવાદો પણ એમણે યાદ કરી જ લીધેલા હોય.

આ ઉપરાંત સ્વ. આગાહશ્ર કાશ્મિરીનાં હિંદી નાટકો અમે બધા દેવલાલી યા માથેરાન હોઇએ ત્યારે, તૈયાર કરી ભજવાવતા. એ વખતની પાત્ર વહેંચણી તેઓ કરતા ત્યારે કોને કયું પાત્ર સ્વભાવથી અનુકૂળ થશે એ જોઇ વિચારી પાત્રો નક્કી કરતા. મને બનતાં સુધી ખલનાયકની ભૂમિકા આપે તો મારા બીજા ભાઇને તેમના સ્વભાવાનુકૂળ યુધિષ્ઠિર બનાવતા. મેં એમણે તૈયાર કરાવેલાં નાટકોમાં દુર્યોધનની તેમ જ શિશુપાલની ભૂમિકાઓ ભજવેલી. આજે પણ એ નાટકોનાં જુસ્સાદાર સંભાષણો મને યાદ છે.

પ્રાણુલાલભાઇને પ્રિય તો હતાં મુંબઇ ગુજરાતી નાટક મંડળીનાં શ્રી બાપુલાલભાઇનાં નાટકો. શ્રી જયશંકર તેમજ બાપુલાલે ભજવેલી ભૂમિકાઓને કારણે તેઓ એમના અનન્ય ચાહક થઇ પડયા હતા. એ નાટકોમાં પાત્રો કઇ સમજથી કામ કરતા, નાટકનો પ્લોટ કઇ રીતે ગુંથાતો, એમાંનાં પાત્રોનું આલેખન શી રીતે થતું વગેરેની અમારા સૌની સાથે બેસી ચર્ચા કરતાં, ગુણદોષો બતાવતાં.

કલામાં પ્રાંતિયતાને સ્થાન ન હોવું જોઇએ અને એનો પુરસ્કાર હરકોઇ માનવીએ કરવો જોઇએ એમ તેઓ માનતા. આ જ કારણે તેઓ પોતે મરાઠી નાટકો જોવા પણ જતાં અને અમને સૌને લઇ જતાં. આજે પણ એમનાં પુસ્તકાલયમાં મરાઠી નાટકોનાં ઢગલાબંધ પુસ્તકો મોજૂદ છે.

સંગીત પરની પ્રાણુલાલભાઇની પ્રીતિ અને ચાહના પણ વિશિષ્ટ પ્રકારની હતી. ગ્રામોફોન રેકર્ડઝના અસંખ્ય નમૂનાઓ તેઓ પાસે હતા એટલું જ નહિ પણ એની વિગતવાર યાદી એની, સંભાળ, વખતોવખતે જુદી જુદી રાગરાગિણીઓની તથા જુદા જુદા પ્રકારની રેકર્ડઝ વગાડવાનો અને સાંભળવા-સંભળાવવાનો શોખ એમને કલામાં જે રસ હતો તેની ખાતરી કરાવે છે.

એમનાં જતાં મેં અંગત રીતે શું ખોયું છે તે તો હું પોતે જ જાણું છું. પરંતુ એમણે પાડેલી કર્તવ્ય-કેડીએ ચાલવા જવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે તેને જ હું એક મોટી વાત માનું છું. તેઓ કર્તવ્ય જાણતા હતા અને કર્તવ્યપરાયણ હતા એટલું જ નહિ પણ બીજાઓને કર્તવ્યમાર્ગે પ્રેરનાર એક પ્રેરક બળ હતા. એમણે ચીંધેલા એ માર્ગ પર ચાલી કર્તવ્ય બજાવી એમના પ્રત્યેનું મારું ઋણ અદા કરવાનું પરમાત્મા મને બળ આપો એવી મારી પ્રાર્થના છે. ★

# મોંઘેરો મિત્ર

લેખક :

કવિ 'મનસ્વી' પ્રાંતિજવાળા

"ભાઈ કરતાં ભાઈબંધ વધે" એ ઉક્તિને સાચી ઠરાવનારા મિત્રો જીવનમાં જવલ્લે જ સાંપડે છે. મને જીવનની એક ધન્ય પળે એવો એક મિત્ર સાંપડ્યો જેનું નામ "છગન રોમિયો." મારો અને એનો પ્રથમ પરિચય થયો ઇ. સ. ૧૯૨૮ માં.

મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં "કૉલેજની કન્યા" નાટકમાં રોમિયોની ભૂમિકામાં એને સંપૂર્ણ સફળતા મળી. ત્યાર પછી એ સમયે એ કંપનીમાં "કાશ્મીરનું પ્રભાત" નાટકનાં રિહર્સલ ચાલતાં હતાં જેના લેખક હતા શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા એમ. એ. બી. ટી. મુંબઈના પ્લેહાઉસ પર કોરોનેશન થિયેટરમાં કૉલેજની કન્યા નાટકને નાટ્યરસિક જનતાએ અદ્ભુત આવકાર આપ્યો હતો. ત્યાર બાદ બીજું નવું નાટક મુંબઈમાં રજૂ કરતાં પહેલાં કંપની દશેરા પર ચાર નાઈટો કરવા વડોદરા આવી હતી. એ સમયે વડોદરાના દશેરા વખણાતા હતા. શ્રીમંત સરકાર ગાયકવાડની દશેરાની સવારી જોવા વડોદરાની આસપાસના અનેક ગામોના હજારો લોકો વડોદરા આવતાં અને નાટકો પણ સારા ચાલતા. હું એ પ્રસંગે વડોદરામાં હતો. ધંધાદારી ગુજરાતી રંગભૂમિના સંપર્કમાં મેં આછા પાતળા પ્રયોગો અને પ્રયત્નો કરેલા મારા એ ત્રણ સ્વતંત્ર નાટકો પણ રંગભૂમિ પર ભજવાયેલાં. પરન્તુ જે સંસ્થાઓમાં એ નાટકો ભજવાયાં એ સંસ્થાનું જીવન ક્ષણજીવી નીવડ્યું અને મને જોઈએ તેવી કીર્તિ પણ મળી નહિ, એટલે કોઈ સારી સંસ્થામાં પ્રયત્ન કરવો, એવી મારી અભિલાષા હતી. એટલે મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં જોડાવાનો મક્કમ નિશ્ચય કરી, હું એ કંપનીના માલિક મહાગુજરાતના મહાનટ શ્રી બાપુલાલ બી. નાયકને મળ્યો. મારી ઓળખાણ માટે, સારા ભજવાયેલાં નાટકોના ઑપેરા એમને આપ્યા અને મારે લાયક યોગ્ય કામની માગણી કરી. શ્રી બાપુલાલભાઈએ મને કંપનીના દિગ્દર્શક શ્રી જયશંકર [સુંદરી] પાસે મોકલ્યો, ને શ્રી જયશંકરભાઈની કલા દ્રષ્ટિએ મારામાં છૂપાયેલી શક્તિઓને પારખી અને એમની ભલામણથી એ સંસ્થામાં મને સ્થાન પ્રાપ્ત થયું. સાથે સાથે શ્રી. બાપુલાલભાઈએ છગન રોમિયોને બોલાવી, કહ્યું કે લે છગન ! આ તારો કવિ તારે જે જે ગાયનોમાં નવા મિશ્રા લખાવવા હોય તે લખાવજે; આ અમારો પ્રથમ પરિચય. અમારી મૈત્રીનું મંગલાચરણ "કાશ્મીરનું પ્રભાત" નાટક રજૂ થવાનો હતો, એટલે એ નાટકના કૉમીકમાં થોડો સુધારો વધારો કર્યો અને પ્રહસનના ગીતોમાં વન્સમોર થાય ત્યારે નવું નવું બોલવાની પ્રથા હતી કે જે પંક્તિઓને મિશ્રા કહેવામાં આવતા. એ મિશ્રા મે છગન-પ્રાણસુખની જોડી માટે લખ્યા. નાટક ભજવાયો, પ્રહસન વખણાયું અને મારી કામગીરી માટે શ્રી બાપુલાલભાઈના હૃદયમાં શ્રદ્ધા જાગી.

દિનપ્રતિદિન છગન રોમિયોની અને મારી મૈત્રી દૃઢ થતી હતી. ભાઈ છગનની કલા માટે મારા હૃદયમાં અપૂર્વ શ્રદ્ધા હતી અને એ શ્રદ્ધા જ મારી પ્રેરણા બની મારા કાર્યને વેગ આપતી હતી. હું માનું છું કે મારો અને ભાઈ છગનનો એ ઉદયકાળ હતો. મુંબઈ ગુજરાતી નાટક મંડળીમાં જે જે પ્રયોગો ભજવાતા એ પ્રત્યેક પ્રયોગોમાં છગન-પ્રાણસુખની જોડી પોતાનુ અગ્રસ્થાન સાચવી રાખતી અને એ પ્રયોગોમાં ભજવાતાં પ્રત્યેક પ્રહસનોમાં મને પણ નવુ નવું જાણવાની, જોવાની અને લખવાની તક મળતી. ભાઈ છગનમાં છૂપાયેલી સાચી કલાનો પરિચય મને થયો. "અપટુડેટ-મવાલી"માં કે જે પારસી સંસારી નાટકને મેં પાછળથી સુધાર્યો અને ગુજરાતી ભાષામાં સંસ્થાએ "કીમિયાગર" નામે રજૂ કર્યો. આ નાટકમાં નાનુ નાણાવટીની ભૂમિકામાં



શ્રી છગન રોમિયો અને
એમનાં ધર્મપત્ની

ભાઈ છગને રોમિયો પછી એક નવો વિક્રમ કર્યો. નાટકને મહાગુજરાતનાં પ્રત્યેક સ્થળે સારો આવકાર મળ્યો અને આ નાટકનાં મારાં એકાદ બે ગીતોને એણે પોતાની અનુપમ કલાથી રંગી ઘણાં જ લોકપ્રિય બનાવ્યાં. હું માનું છું કે નાટ્યજગતમાં આ નાટકથી જ અન્ય ધંધાદારી સંસ્થાઓમાં મારા નામની અને કામની ચર્ચા થવા લાગી અને એનો સાચો યશભાગી, ભાઈ છગન રોમિયો.

× × ×

સમયનાં વહેણ માનવીને ક્યાં લઈ જાય છે? એ કોણ જાણે છે? અમે બન્ને મિત્રો પણ સમયને આધીન હતા. પરંતુ સમયને ઓળખવાની જે શકિત છગનમાં હતી તે મારામાં નહોતી, એટલે કોકવાર ભાઈ છગનને મારે માટે મનદુઃખ થતું અને તે પોતાના સ્વાર્થ માટે નહિ પણ મારા કલ્યાણની એમના હૈયે ઝંખના હતી. એ માટે મારા "મનસ્વી" વર્તન માટે કોકવાર મીઠો ઠપકો પણ આપતા અને કોકવાર મેં જાતે જ સર્જેલી મુશ્કેલીઓમાંથી મને મુક્ત કરવા મારા મદદગાર પણ થતા. અનુભવની એરણ પર ઘડાયેલું એમનું જીવન, મારે માટે એક સાચા માર્ગદર્શકની ગરજ સારતું હતું. માયા, મમતા અને માનવતાથી ઓપતું ભાઈ છગનનું હૃદય કેવું નિર્મળ અને ઉદાર હતું એતો કેવળ મારું હૃદય જ જાણે છે. જીવનમાં એકલવાયા મારા જેવા બીન અનુભવી, કલ્પનાવાદી યુવાનને પડતાં, આખડતાં બચાવી લેવામાં કદી પણ એમણે પાછી પાની કરી નથી. પોતાના સ્વાર્થ માટે અનેક કૂટનીતિ રીતિ અજમાવતાં ધંધાદારી રંગભૂમિનાં રજવાડાં જ્યારે જ્યારે હકદારનો હક ડુબાવવાની કોશીષ કરતાં ત્યારે ત્યારે અપૂર્વ શાન્તિ અને સહનશીલતાથી એનો સામનો કરવામાં ભાઈ છગન રોમિયોની કાર્યપદ્ધતિ અજોડ હતી. સાથે સાથે એમના જેવી સંસ્થાભકિત પણ મેં અન્ય કોઈ નટમાં નિહાળી નથી. જે સમયે બબ્બે વર્ષે અનેક નામાંકિત નટો, લાભ લેવા માટે પોતાની સંસ્થાઓને છોડી અન્ય સંસ્થાઓમાં જોડાતા અને પગારોના આંકડા વધારતા તે સમયે ભાઈ છગને એકજ નિષ્ઠાથી, પોતાની શકિત અને ભાગ્ય પર શ્રદ્ધા રાખી સંસ્થાની જે સંયમશીલ સેવાઓ બજાવી છે તે સેવાએ જ એમને મહાન બનાવ્યા. એ સેવાએ જ એમને લાખ્ખોના લાડીલા બનાવ્યા. "કલાકારો વ્યવહારશૂન્ય હોય છે" એ કહેવત ખોટી પાડી.

ગુજરાતી રંગભૂમિનો પ્રથમ પંકિતનો વિનોદીનટ; લાખ્ખો પ્રેક્ષકોનો લાડીલો છગન રોમિયો, એ તો મારો મોંઘેરો મિત્ર હતો. શ્રીકૃષ્ણ અને અર્જુન પણ મિત્ર હતા. પરંતુ કુરૂક્ષેત્રમાં અર્જુનને શ્રીકૃષ્ણના સાચા સ્વરૂપનો પરિચય થયો અને અર્જુને ગદગદ કંઠે પોતાના મિત્રની એટલે કે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી પોતાની અજ્ઞાનતા માટે ક્ષમા માગી જીવન ધન્ય બનાવ્યું એ રીતે ભાઈ છગનના સાચા સ્વરૂપનો પરિચય તો વર્ષોનો પરિચય હોવા છતાં મને ન જ થયો. હું મહાન છું એવી ભાવના એણે કદિયે સેવી નહોતી. હું તો એને માત્ર મિત્ર જ માનતો હતો. એ મહાન છે એ વાત તો મને સમજાઈ એના મૃત્યુ પછી. પરંતુ હવે...... મારા જેવા અણુસમજુને માટે સમજદારીની સાચી દિશા બતાવતું એનું જીવન અને મરણ પણ અદ્‌ભુત સમસ્યા જેવું છે. એમના મિત્રો અને પ્રશંસકો એમનું કાયમી સ્મારક થાય એમ ઇચ્છે છે. હું નમ્રતાપૂર્વક એ સર્વને જણાવું છું કે ભાઇ છગન રોમિયોનું જો તમે સાચું સ્મારક કરવા માગતા હો તો કંઇક એવું કરો કે જે સ્મારક નામશેષ થતી ધંધાદારી ગુજરાતી રંગભૂમિના ઉત્કર્ષનું સોપાન બને. જીવનભર જે ક્ષેત્રમાં ભાઈ છગને એક સાચા સૈનિક બનીને સેવાઓ આપી, જે ક્ષેત્રની રક્ષા માટે એમણે અથાગ જહેમત ઉઠાવી એ ક્ષેત્રના વિકાસ માટે જ્યાં સુધી આપણે સર્વ એકત્ર થઈ સાચા પ્રયત્નો શરૂ કરી ધંધાદારી ગુજરાતી રંગભૂમિની શાન નહિ વધારીએ ત્યાં સુધી, ભાઈ છગન રોમિયો માટેનું કોઈપણ સ્મારક અધૂરૂં જ રહેશે. પરમકૃપાળુ પરમાત્મા, મારા મોંઘેરા મિત્રના, અજોડ કલાકારના અમર આત્માને શાશ્વત શાન્તિ બક્ષે એ જ અભ્યર્થના!

( ઊઘડતે પડદે ૪ થા પાનાથી ચાલુ )

કરી શકાય એવાં નાટકો ઉપર જ સંસ્થાઓની પસંદગી ઉતરશે. નાટ્યકલા ઉત્તેજનાર્થે આવા મહોત્સવ થાય એમાં સંસ્થાઓને ઐતિહાસિક, પૌરાણિક કે ઉચ્ચ કોટીના સારા સામાજિક નાટકો તૈયાર કરી રજૂ કરવા માટે પૂરતો સમય આપવો જોઇએ.

## સ્વ. છગન રોમિયો

શ્રી છગનભાઇના અવસાન બદલ અનેક સ્થળે શોકસભાઓ યોજાઇ છે અને એમની નાતિના પાલનપુર યુ'સ એસોસીએશને એક મહત્વનું પગલું ભર્યું છે. એમના કુટુંબના નિભાવ અર્થે ભંડોળ એકઠું કરવું. આ એક સ્તુત્ય પગલું છે અને સાથે સાથે કલાકારની ખરી કદર જ્યારે એ કલાજગતમાં પોતાનું સર્વસ્વ આપી રહ્યો હોય ત્યારે જ થવી જોઇએ એવી શીખામણ પણ આપી જાય છે.



# નાદ અને પશુપક્ષી



(પ્રણવ ભારતીમાંથી સાભાર)

:લેખક:

પદ્મશ્રી સંગીતમાર્તણ્ડ

**પ્રા**ચીન ગ્રંથકારોએ સપ્તસ્વરોનો પશુપક્ષીઓના નાદની સાથે સંબંધ જોડયો છે. મારા મત પ્રમાણે એ નિતાન્તરૂપે વૈજ્ઞાનિક સંબંધ છે. જ્યાં જ્યાં અનુરણન છે, ત્યાં ત્યાં પ્રાકૃત સ્વરો સંભળાય છે. પ્રકૃતિના ગન્ધર્વો, જે ભિન્નભિન્ન ઋતુઓમાં ભિન્નભિન્ન રૂપથી ભગવાન સપ્તરશ્મિનું, સ્વર્લોકના અધિદેવ ભગવાન સૂર્યનું સ્વાગત ગાન ગાય છે, એમના એ પ્રાતઃસ્તવનને જેઓએ બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને સાંભળ્યું હશે, તેઓને એ ગાનમાં એ સ્વરોની પ્રત્યક્ષ અનુભૂતિ થઇ હશે. એમને માટે આ આશ્ચર્યનો વિષય નથી કે પ્રાચીન મહર્ષિઓએ આ સપ્તસ્વરોનો સંબંધ, પ્રકૃતિના એ લાડીલાં પશુ પક્ષીઓની સાથે શા માટે જોડયો હશે?

વૃક્ષોની ઘટામાં, લતા વલ્લરીઓની જટામાં અને કુંજનિકુંજના ઘુંઘટમાં છૂપાઇને ગાન કરનાર એ લજ્જાભર્યા પક્ષિઓનાં ક્વચિત જ દર્શન થઇ જાય છે. પરંતુ એમનાં મધુર ગીતથી હૃદય તરબોળ થઇ જાય છે.

પક્ષિઓનું એક જોડું સવાલ જવાબ કરી રહ્યું હતું. એકે કહ્યું: 'નિ્ સા ધ્' બીજાએ જવાબ આપ્યો: 'નિ્ રે સા' અને આત્મા પોકાર કરી ઊઠયો 'હે દરબારીના ગાનારાઓ, તમને મારા વંદન છે.' આ પક્ષીઓ ધૈવત અને નિષાદના અર્ધસ્વર એમના કંઠમાંથી કાઢે છે. સાંભળ્યુ છે ક્યારે પણ? કોઇ વખત સાંભળજો. એકને મેં ગાતા સાંભળ્યું 'ગ । સા નિ ગ', બીજાએ પોકાર ર્યો 'સા રે ગ સા ગ', ત્રીજાએ ક કરતાં કહ્યું 'સા–સા', ોથાએ ટેકો આપ્યો, 'સા નિ્ । પ સા', સ્યામાએ આલાપ કર્યો, સા–રે–ગ–મ–પ–ધ, નિધપ, એ જ સ્વરોની એમણે ફરી તાન લીધી 'સા રે ગ મ પ ધ નિ ધ પ' અને ફરી એ સ્વરોને મીંડથી ઘુમાવી લઇ આવ્યો. મન બોલી ઊઠ્યું વાહ! ગુરુ! વાહ!



પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુર

આવાં અનેક પશુ અને પક્ષી ભિન્નભિન્ન અવસ્થામાં ભિન્નભિન્ન સ્વરો દ્વારા પોતાના ભાવોને અભિવ્યક્ત કરે છે. વૈજ્ઞાનિકોનાં સુક્ષ્મ નિરીક્ષણનું જે પરિણામ જાણવા મળ્યું છે એનાથી સ્પષ્ટ થઇ ચૂક્યું છે કે આ પશુ, પક્ષી પ્રેમ, ક્રોધ, ભય, નિરાશા, વિજય, વાત્સલ્ય ઇત્યાદિની અભિવ્યક્તિ માટે વર્ણહીન નાદનો જ ઉપયોગ કરે છે. પશુઓનો સહવાસ કરનારા લોકોનો અનુભવ છે કે એમનાં ઋતુકાળ એટલે કે ગર્ભાધાન કાળમાં વિશેષ પ્રકારના સ્વર લગાવે છે અને જો આ સમય પર કોઇ પ્રતિદ્વન્દીથી મુકાબલો થઇ ગયો તો એમનાં કંઠમાંથી સ્વાભાવિક દ્વન્દ, ઇર્ષા, ક્રોધ, અને વિજયની કામના માટે અને વિજય પામ્યા પછી વિજયની ઘોષણાના ભિન્ન ભિન્ન સ્વરો સંભળાય છે.

ડાર્વીને પોતાના વિકાસ સિદ્ધાન્તનાં અનુસંધાનમાં એવો ઉલ્લેખ કર્યો છે કે પશુ-પક્ષીઓના ધ્વનિમાં ભિન્ન ભિન્ન સ્વરોનાં અન્તર સમાયેલાં છે. ગિબ્બન નામના વનમાણસના ગળામાંથી આરોહી અને અવરોહી અર્ધ સ્વરોના સાચા અન્તરોનો પ્રયોગ થાય છે. રેવરેન્ડ લોકવૂડના નિરીક્ષણનાં પરિણામ સ્વરૂપ એક જાતિ-વિશેષના ઉંદરોના અવાજની જે સ્વરલિપિ તૈયાર કરવામાં આવી છે, એનાથી એ જાણવા મળ્યું છે કે આ ઉંદરોનાં ગળામાંથી અર્ધસ્વર સુધીના સાચા અંતર નીકળે છે. કોઇ



षड्ज वदति मयूरो

એવાં પક્ષીઓ જેમને ગાયક કોટિના કહેવાં જોઈએ, તેઓ એમનાં કંઠથી પુરા સપ્તકના આરોહ અવરોહ કાઢે છે.

આ સર્વ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આ બીજાં પ્રાણીઓ દ્વારા જ મનુષ્યને સ્વરોનાં સાચા અંતરોની પ્રાપ્તિ થઇ હશે. મનુષ્ય પણ એક પ્રાણી જ છે, જેનામાં પંચેન્દ્રિય, બુદ્ધિ અને ચેતનાનો સર્વથી અધિક વિકાસ જોવામાં આવે છે. એ પોતાની મનુષ્યાવસ્થામાં પોતાનો પ્રેમ ઇર્ષા, ભય, ક્રોધ, દ્વન્દ્વ, વિજય, ગર્વ, ઉલ્લાસ વગેરે સંવેદનાઓની અભિવ્યક્તિ, ભાષા દ્વારા જેટલી હદે નહિ કરી શકતો હોય, તેને સંગીત દ્વારા જ કરતો હશે. તેથી એ માનવામાં કંઇ અતિશયોક્તિ નથી કે આદિ માનવોને સપ્તસ્વરોની પ્રેરણા, પ્રકૃતિ દ્વારા જ પ્રાપ્ત થઇ હશે. તે જ સ્વરસપ્તક ક્રમ વિકાસ સાધીને સભ્ય જગતમાં ઉચ્ચ સંગીતમાં પરિણત થયો હશે, જે સંગીતે સુસંસ્કૃત થઇને શાસ્ત્રનું રૂપ લઇ લીધું હશે.

પ્રાચીન ગ્રંથકારોએ એ સપ્તસ્વરોની સાથે પશુ-પક્ષીઓના નાદોનો નિમ્નલિખિત પ્રકારે સંબંધ જોડયો છે:

षड्ज वदति मयूरो चातको ऋषभं तथा ।
अजा विरौति गान्धारं क्रौंचः क्वणति मध्यमम् ॥
पुष्प साधारणे काले पिकः कूजति पंचमम् ।
अश्वश्च धैवतं चैव निषादं च गजस्तथा ॥

અર્થાત્ મોર ષડ્જ બોલે છે, ચાતક ઋષભ બોલે છે, બકરી ગાન્ધારનો નાદ કાઢે છે, ક્રૌંચ મધ્યમમાં પુકારે છે, વસંતમાં કોકિલા પંચમમાં ટહૂકે છે, અશ્વ ધૈવત સ્વરમાં હણહણે છે અને ગજ નિષાદ કાઢે છે.

અહીં શંકા કરી શકાય કે શું એ પશુ-પક્ષીઓના નાદોની તારવણી કરીને એમના નાદોને આ સ્વર-નામ આપવામાં આવ્યા હશે? શું મોરના નાદને ષડ્જ માનવાથી કોયલનો નાદ તેનો પંચમ થઇ જશે?

મયૂર, કોકિલા આદિ જ્યારે ટહૂકે છે, ત્યારે તેમના ગળામાંથી શું એક જ સ્વર નિકળે છે? જોવામાં તો આવે છે કે ઓછામાં ઓછા બે સ્વર તો તેમના ટહૂકાઓમાં રહે જ છે. જેમ કે કૂહ...મેઆ...

આ બન્ને પ્રશ્નો સ્વાભાવિક છે, તેનો સમીચીન ઉત્તર આવશ્યક છે. મારા મત પ્રમાણે સપ્ત-સ્વરોની સાથે સંબંધિત મયૂર, કોકિલા આદિ પ્રાણીઓનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે સ્વર યા નાદની તારતાને બતાવવા માટે નહીં હોય, કેમકે સ્વરોની તારતા અને અંતર તો અન્ય પશુ-પક્ષીઓમાં અને સ્વાભાવિક રીતે મનુષ્ય પ્રાણીમાં પણ ઉપલબ્ધ હોય છે. એટલા માટે એવું પ્રતીત થાય છે કે 'षड्ज वदति मयूर:' ઇત્યાદિ વાક્ય પ્રયોગો દ્વારા બનતાં સુધી ગાવાના કંઠની મર્યાદાને નિદર્શિત કરવાનો અભિપ્રાય રહ્યો હશે. યૂરોપમાં Barritone, tenor voice, suprano, contralto આદિ શબ્દ-પ્રયોગ સ્ત્રી-પુરુષના અવાજની રેન્જ-Range (અધ ઉર્ધ્વ મર્યાદા)ના સૂચક છે; અને અવાજના વિશેષ ગુણને દર્શાવે છે, તે જ પ્રમાણે 'મયૂર-કંઠ' 'કોકિલ-કંઠ' 'દાદુર-કંઠ'-ઇત્યાદિ શબ્દ મનુષ્ય-કંઠના વિશેષ ગુણ અને તેની અધ-ઉર્ધ્વ મર્યાદા બતાવવા માટે પ્રયુક્ત કરવામાં આવ્યા હશે એવી મારી ધારણા છે, સામાન્ય રીતે આ જ પ્રમાણે એ વચનોની સંગતિ બેસી શકે છે.

આ રીતે આપણે ઉપર એક બાજુ તો એ જોયું કે પ્રાચીનોએ પશુ-પક્ષીઓના નાદોની સાથે સંગીતના સ્વરોનો જે સંબંધ જોડયો છે, તેથી એ સત્યની પ્રતીતિ થાય છે કે મનુષ્યને પોતાના સંગીતના સ્વર, પ્રકૃતિની ગોદમાં વિહરતા પશુ-પક્ષીઓ દ્વારા જ પ્રાપ્ત થયા છે. બીજી બાજુ આપણે એ પણ જોયું કે પશુ-પક્ષીઓના નાદો અને સંગીતોપયોગી સ્વરોનો સંબંધ જોડવાવાળા એ શબ્દ-પ્રયોગોનો ઉપરલિખિત સામાન્ય અર્થના અતિરિક્ત મનુષ્ય-કંઠના વિશેષ ગુણોથી અને તેની મન્દ્ર-તાર મર્યાદાથી સંબંધિત, વિશેષ અર્થ પણ રહ્યો. આ પણ એક અનુસંધાનનો [illegible] છે, કેમકે એટલું તો સિદ્ધ છે પ્રાચીનોનું એ કથન નિરર્થક ન

निषादं च गजस्तथा



લેખક:-



પ્રા. મધુકર રાંદેરિયા

*

# આપણાં એકાંકી : એક નવી દૃષ્ટિએ

*

સંસ્કૃત સાહિત્યમાં એકાંકીના પ્રયોગો થયા છે એ આપણે જાણીએ છીએ. અંગ્રેજીમાં તો ખૂબ થયા છે ને નવતર પ્રયોગો થતા જાય છે તે આપણે જોઈએ પણ છીએ. ગુજરાતીમાં આવેલું એકાંકી અંગ્રેજી અસરો નીચે ઘડાયું છે એમ વિવેચકો, પ્રત્યેક એકાંકી સંગ્રહની સમાલોચના કરતી વેળા લખે છે, ને ભાગ્યશાળી વિવેચકો જેઓ સારા વક્તા હોય તે અવારનવાર પોતાનાં પ્રવચનોમાં કહે પણ છે. એકાંકીઓ ઠીક ઠીક સંખ્યામાં ગુજરાતીમાં; ઠીક ઠીક સંખ્યાના લેખકોએ લખ્યાં છે–અલબત્ત, એ સંખ્યા આંગળીને વેઢે ગણી શકાય એટલી જ છે, છતાં એ લખાયેલાં એકાંકીઓ સંઘરાઈને પુસ્તકરૂપે પ્રકટ થયાં છે. આવાં એકાંકીના લેખકો અને અથવા આવાં એકાંકીના સંપાદકો આવાં એકાંકી વિશે ઠીક ગર્વ ધારણ કરીને પોતાનાં મંતવ્યો ઉચ્ચારે છે. આ વાત થઈ રૂઢ પ્રકારનાં એકાંકીઓ વિશે.

આપણે આજે આ લઘુલેખમાં એકાંકીઓનું નવેસરથી, નવા દૃષ્ટિકોણથી વર્ગીકરણ કરવાનો ઇરાદો રાખ્યો છે.

## આરંભીએ

એકાંકીના મૂળ ત્રણ પ્રકારો : (૧) સાંભળવાનાં (૨) વાંચવાનાં (સંગ્રહમાં સંઘરાઈને પડી રહે એવાં અ-ક્રિય) (૩) ભજવવાનાં—જેનાં 'સાહિત્યતત્ત્વ' વિરુદ્ધ 'અભિનયક્ષમતા' વિશે જાણકારો અને બિન-જાણકારો પણ ઊહાપોહ કરે તેવાં (સક્રિય).

(૧) સાંભળવાનાં એકાંકી પંદર મિનિટથી માંડીને કલાક સવા કલાકનાં હોઈ શકે–એમાં સાંભળવા જેવું તત્ત્વ હમેશ હોવું જ જોઈએ એવું, એવાં ઘણાં એકાંકી સાંભળ્યાં પછી ખાસ લાગતું નથી. આ એકાંકીની વિશિષ્ટતા એમાં લાવવામાં આવતા જાતજાતના 'અવાજો' છે–સૌથી વધુ વાર ને સહેલાઈથી સાંભળવા મળે એવા અવાજો તે 'પગલાંનો અવાજ'. ને 'બારણું ઊઘડવાનો કે બંધ થવાનો અવાજ' આપણે લખેલાં, સાંભળવાનાં એકાંકીઓમાં, આ 'અવાજો'ની નોંધ મૂકીએ તો સામાન્ય રીતે આપણે 'રેડિયો પ્લેરાઈટ' ગણાઈ શકીએ.

(૨) વાંચવાનાં એકાંકીઓની વિશિષ્ટતા એ છે કે એમાં 'સાહિત્યતત્ત્વ' ભરપટ્ટે ભરેલું છે એમ કહેવડાવવાનો સંતોષ લઈ શકાય છે. એવું એકાંકી કોઈ નાટ્યસંગ્રહમાં કદાચ સ્થાન પણ પામી શકે. ઘણીવાર સારાં કહેવાતાં સામયિકોમાં પ્રગટ થઈ શકે; એની લખાવટમાં પાત્રોની સંખ્યા કે સમયના અવધિની મર્યાદા જાળવવાની હોતી નથી. એ ભજવવાના મૂળ ઉદ્દેશથી લખાય છે છતાં કદી ભજવાતું ન હોવાને કારણે એની અભિનય-ક્ષમતા વિવાદથી પર રહી શકે છે, એ એની ખૂબી છે.

(૩) ભજવવાનાં એકાંકીઓ વિશે જરા વિસ્તારથી વિચારણા કરવી પડશે.

પ્રથમ તો ભજવવાનાં એકાંકીઓ પચ્ચીસ મિનિટથી માંડીને પોણા કલાક સુધી ચાલે એવાં હોવાં જોઈએ.

આ સમયાવધિ નક્કી થયા પછી, આ એકાંકીના પાંચ મુખ્ય પ્રકારો પડે છે: (અ) ન્યાતમાં ભજવવાનું, (ब) મંડળમાં ભજવવાનું, (क) શાળામાં ભજવવાનું, (ड) કૉલેજમાં ભજવવાનું અને (ई) નાટ્યસંસ્થામાં ભજવવાનું.

અ : ન્યાતમાં ભજવવાનું એકાંકી બે રીતનું હોઈ શકે: એક, જેમાં બધાં સ્ત્રીપાત્રો આવે; બીજું, તેમાં

બધાં પુરુષપાત્રો આવે.. અપવાદરૂપ. જો મિશ્રપ્રકારનું એકાંકી હોય તો તેમાં પત્નીનું પાત્ર સામાન્ય રીતે ન આણી શકાય–એવું પાત્ર આવે તો, તેને ભજવનારની માગણી પ્રમાણે 'બહેન'નાં પાત્રમાં ફેરવી નાખવા જેટલી એકાંકીકારની તૈયારી હોવી ઘટે. આવાં એકાંકી ભજવાય ત્યારે તેનો રસ પ્રેક્ષકો કરતાં ભજવનાર વ્યક્તિઓ અને તેમનાં કુટુંબીજનોને વિશેષ હોય છે.

ब: મંડળમાં ભજવવાનું એકાંકી: અત્રે એક બે નોંધ કરવી ઉચિત જણાય છે. એક, આજકાલ મંડળોની સંખ્યા ઘણી વધી રહી છે. શહેરમાં તો એક ગલીમાં દર ત્રણ માળા દીઠ એક મંડળ હોવાનો સંભવ છે. આવાં મંડળોના નામો કોઈ વાર પદ્યમય કોમળ હોય છે. પરંતુ કામો ઘણી વાર ખરાબ ગદ્ય જેવાં રુક્ષ હોય છે।

બે, આવાં મંડળો પોતાપૂરતા એકાંકીના બે વિભાગો પાડે છે: (૧) લેખકની પરવાનગી વિના ભજવી નખાય તેવાં (૨) લેખકની પરવાનગી લઈને ભજવાય તેવાં. પહેલો વિભાગ સરળ છે. બીજા વિભાગમાં વળી બે પેટા વિભાગ પડે છે. એક, લેખકને રોયલ્ટી (પુરસ્કાર)ની મડી પણ આપ્યા વિના ભજવવા મળે તેવાં, ને બે, ૉયલ્ટી મેળવ્યા વિના લેખક ભજવવા ન દે તેવાં. ૂામાં રોયલ્ટીની રકમ રૂપિયા ૧૦ થી માંડીને રૂપિયા ૫ સુધીની હોઈ શકે. રોયલ્ટી લેનાર લેખકોના પણ ા વિભાગ છે–એક, નાટક ભજવવાની સંમતિ આપતી ળા જ રોયલ્ટીની રકમ લેનારા; બે, નાટક ભજવાઈ જાય પછી રોયલ્ટીની રકમ મેળવવા માટે મંડળના ંત્રીને પત્રો લખનારા અને તેમ ન પતે તો તેને ઘરે આંટાફેરા કરનારા।

મૂળ ચર્ચાનો તંતુ ફરી પકડીએ.

મંડળમાં ભજવવાનાં એકાંકીમાં બે પ્રકાર છે— એકમાં, કોઈ અમુક ' બહેન 'ને ખાસ તક (SCOPE) મળે તેવાં; બીજામાં કોઈ અમુક 'ભાઈ' ને ખાસ તક મળે તેવાં. આવાં એકાંકીમાં થોડાંક ગીત–સંગીતને અવકાશ મળી શકે ખરો. આવાં એકાંકી ખાસ તો સાંસારિક, સામાજિક હોવાં જોઈએ ને તેમાં ય ' હસાવે એવાં ' હોય તો તે વધારે ગણનાપાત્ર. આવાં એકાંકી ભજવાય ત્યારે રંગભૂમિના ક્ષેત્રના કંઈક નામથી અંકિત થયેલા એવાં દિગ્દર્શકોને થોડીક ધનપ્રાપ્તિની સગવડ થાય, એ ખાસ ગુણ નોંધપાત્ર ગણવો જોઈએ.

क: શાળાનાં એકાંકીના ત્રણ પ્રકાર છે. (૧) કુમારશાળાનાં (૨) કન્યાશાળાનાં (૩) સહશિક્ષણ શાળાનાં. ઘણીવાર આ એકાંકીઓ શાળાના દસમા, અગિયારમા ધોરણમાં ગુજરાતી વિષય શીખવતા શિક્ષક પોતે જ લખે છે. કુમારશાળાનાં એકાંકીમાં કોઈવાર, એકાંકી જો મિશ્રરૂપનું હોય તો, સ્ત્રીનો પાઠ કુમાર–વિદ્યાર્થીએ કરવો પડે; કન્યાશાળાનાં એકાંકીમાં કોઈવાર, એકાંકી જો મિશ્રરૂપનું હોય તો, પુરુષનો પાઠ કન્યા-વિદ્યાર્થીનીએ કરવો પડે. સહ–શિક્ષણશાળાનાં એકાંકીમાં ' ધ્યેયલક્ષિતા ' પર વધારે લક્ષ અપાવું જોઈએ એમ કહેવાય છે, એટલે એમાં કન્યાઓ ને કુમારો સાથે પાઠ કરતાં હોવા છતાં 'વર–વહુના' નાટકી સંબંધથી પાત્રોને પર' રાખવામાં આવે છે. એમાં તો ગાંધી–જવાહરની, રાષ્ટ્રીય ધ્વજની, અસ્પૃશ્યતાનિવારણની, સર્વોદયની, શહાદતની ' ગાથા 'જ બહુધા આલેખવામાં આવે. આ શક્તિશાળી પુષ્ટ એકાંકીઓ 'વિવિધ મનોરંજન કાર્યક્રમ'માં, લાઠી અને દંડિમના વ્યાયામી દાવોની સાથે ખભેખભો ' મિલાવી, આગળ ચાલતાં હોય છે. આવાં એકાંકી જો ' એક–પ્રવેશી ' ન હોય તો એના બેચાર પ્રવેશોને જુદા પાડી નાખી, (વિરામ પૂર્વે ને વિરામ પછી; અથવા સમારંભના અધ્યક્ષના પ્રવચન પૂર્વે કે તે પછી) રજૂ કરવામાં આવે છે. શાળાનાં એકાંકીમાં ભાગ લેનાર કન્યા કે કુમારને જે પાત્ર એણે ભજવ્યું હોય તે પાત્રને નામે ' શાળા–પ્રિય ' થવાની ઠીક તક સાંપડે છે, એ આ પ્રકારનાં એકાંકીની વિશેષ । છે.

ड: કોલેજનાં એકાંકી. આ એક મહત્ત્વનો પ્રકાર છે. આ એકાંકી બે પ્રસંગોએ નજરે ચડે છે–એક, કોલેજના સાહિત્યમંડળના વાર્ષિક રસોત્સવને પ્રસંગે અને બીજું, આંતર–કોલેજ નાટ્યસ્પર્ધાને પ્રસંગે. આ બીજા પ્રકારના પાછા બે સ્પષ્ટ વિભાગો છે–એક, કોલેજિયનોને હસાવવાનાં એકાંકી, બીજા ' નહીં–હસાવવાનાં ' એકાંકી. [ જો કે, હસવાનાં એકાંકીમાં ઘણીવાર છેવટે મહેનત કરનાર પાત્રોને રડવું પડતું હોય છે; અને 'નહી હસાવવાનાં' એકાંકીમાં ઘણીવાર પ્રેક્ષકોને હસવાનું મળતું હોય છે, એવું પણ બને છે। ]

આપણે પ્રથમ બીજો પ્રકાર અવલોકીએ.

હસાવવાનાં નાટકોના પણ વિભાગ પડે:

(अ) કેવળ સ્ત્રી પાત્રો (ब) કેવળ પુરુષ પાત્રો (क) મિશ્ર પાત્રો. આવાં નાટકો સામાન્ય રીતે તૈયાર લખાયેલાં, છપાયેલાં મળતાં ન હોવાને કારણે, ખાસ લખાવવામાં આવે છે, અને કુશળ લેખક તેમાં ય, મંડળનાં એકાંકીની માફક, કોઈ ખાસ 'ભાઈ' કે 'બહેન'ને તક

બંધબેસે તેવી તકેદારી રાખે છે. કેવળ સ્ત્રી પાત્રોવાળાં એકાંકી કેવળ યુવતીઓ જેમાં ભણતી હોય તેવી કૉલેજ માટે લખવામાં આવે છે; તો કેવળ પુરુષ પાત્રોવાળાં એકાંકી કેવળ પુરુષ વિદ્યાર્થીઓ જેમાં ભણતા હોય તેવી કૉલેજ માટે લખવામાં આવે છે. મિશ્ર પાત્રોવાળાં એકાંકી ઇતર કૉલેજો માટે લખાય છે. આ પ્રકારનાં લખાવાયેલાં એકાંકીની ખૂબી એના 'દરજીકામ'માં રહેલી છે. દરજી જેમ જુદા જુદા માણસોનાં શરીરનાં માપ પ્રમાણે જુદાં જુદાં કદનાં કપડાં સીવે તેમ આવાં એકાંકી લખનાર લેખક કયા ભાઈ બહેનને કેવું પાત્ર અનુકૂળ કે અનુરૂપ થશે તે જોઈ માપીને તે પ્રમાણે ભૂમિકાનું આલેખન કરે છે.

હસાવવાનાં આવાં ઢગલાબંધ એકાંકીમાં કથાવસ્તુ સામાન્ય રીતે એક જ બીબામાં ઢળાયેલું હોય એવું લાગે. પાત્રો પણ એ પ્રમાણે–એકસરખાં જ; હા. એકનો ડગલો બીજાને પહેરાવ્યો હોય ને બીજાનું 'સુશર્ટ' એકને પહેરાવ્યું હોય અથવા એકની સાડી બીજીને પહેરાવી હોય ને બીજીનું ફ્રૉક એકને પહેરાવ્યું હોય એ રીતે વ્યક્તિત્વ ભેદ ઊભો કરવાનો પ્રયાસ થયેલો દેખાઈ શકે ખરો. સંવાદોમાં 'ચબરાકિયાપણું' જણાય, પણ ઘણી વાર તે, અર્થપરત્વે, સોનામહોરના કરતાં કાંકરાના મૂલ્યના ખડખડાટવાળા વિશેષ હોય એવું બને. અને આ એકાંકીની પાછળ કાંઈ જીવન રહસ્ય શોધવાનો પ્રયત્ન એ વંધ્યાપુત્રને શોધવાના પ્રયત્ન સરખો નીવડે.

આમ છતાં, આવાં એકાંકીઓનો ફાલ ઘણો ઊતરે છે એ ગુજરાતી કૉલેજિયનોના 'વધતા જતા હાસ્ય પ્રેમ'ની નિશાની ગણવી જોઈએ. કેટલાક 'છિદ્રાન્વેષીઓ' આવા પ્રકારનાં એકાંકીઓ માટે આગ્રહ ધરાવતા કૉલેજિયનોનાં વાંચન અને સમજના અભાવની પણ આને નિશાની ગણે છે। ઘણીવાર કૉલેજના પ્રાધ્યાપકો 'શિષ્ટતા' અને 'સાહિત્ય'ની છાપ ધરાવતાં એકાંકી ભજવવા માટે વિદ્યાર્થીઓને–આગ્રહ અનુરોધ કરે છે ત્યારે આવાં હસાવવાનાં એકાંકીઓ દ્વારા શીઘ્ર લોકપ્રિયતાને શિખરે ચડવાની ઉમેદ સેવનારા કૉલેજિયનો અને પ્રાધ્યાપકો વચ્ચે ઘર્ષણ પણ જાગે છે જે ઘણીવાર કૉલેજિયનોને એક કૉલેજ ઉપરાંત બીજી કૉલેજમાં જોડાઈ ત્યાંથી એકાંકી સ્પર્ધામાં ભાગ લેવા પણ પ્રેરે છે। આ એકાંકીઓ ભજવવાનું આકર્ષણ આવું પ્રબળ અને દુર્નિવાર હોય છે.

એકાંકીઓ ભજવવા માટે યોજાતી આ આંતર કૉલેજ નાટ્યસ્પર્ધાની એક વિશેષતા એ છે કે એનાથી પ્રેરાઈ, જેમણે સામાન્ય રીતે વિદ્યાર્થી જીવન પુરું કર્યું હોય છે તેઓય એકાદ સત્ર (Term) માટે કોઈ કૉલેજમાં વળી 'વિદ્યાર્થી' બની જવા અને એકાંકી ભજવવા પ્રવૃત્ત બને છે.

એક દૃષ્ટિ હવે 'નહીં–હસાવવાનાં' અથવા ગંભીર એકાંકીઓ પર નાખીએ. ઘણીવાર 'સાહિત્યકીય કૃતિ તરીકે માન પામેલી કૃતિ આ માટે પસંદ કરાય છે; અથવા રંગમંચ સાથે સામાન્ય રીતે સંકળાયેલ હોય એવા કોઈ લેખકની કૃતિ પણ લેવાય છે.. આ કૃતિઓ રજૂ થાય છે ત્યારે સામાન્ય રીતે પ્રેક્ષકો પોતા પૂરતું હાસ્ય એમાંથી નિષ્પન્ન કરી લે છે એ આ કૃતિઓની 'ક્વાન–શક્તિ' ગણવી જોઈએ. કૉલેજિયનો દ્વારા ભજવાતાં ને કૉલેજિયનો સમક્ષ ભજવાતાં એકાંકીઓએ હસાવવાનું કાર્ય તો કરવું જ જોઈએ એવો એક ભ્રમ પ્રવર્તતો હોવાના કારણે આવાં 'નહીં હસાવવાનાં' એકાંકીઓએ પોતાનો માર્ગ કેટલીક વિકટતાથી કાઢવો પડતો હોય છે. છતાં આનન્દની વાત છે કે આવાં એકાંકીઓ પ્રતિ થોડુંક પણ આકર્ષણ થતું જાય છે.

પાત્રાલેખન, સંવાદની ખૂબી, ભાવવાહિતા અને અભિનયના અવકાશની દૃષ્ટિએ આવાં એકાંકી આવકાર-પાત્ર ઠરે તો કદાચ ભાવિની પેઢીને એનાથી લાભ જ થવાનો છે એવી સમજ જલદી પ્રસરે તો તે એકાંકી, એકાંકીકાર ને અભિનેતા ત્રણેના લાભની વાત છે.

કૉલેજના વાર્ષિક રંગોત્સવને પ્રસંગે ભજવાતાં પહેલા પ્રકારનાં એકાંકી વિશે ખાસ નોંધ તો એટલી જ કરવાની કે એ ઘણી વાર શિષ્ટ અને પ્રયોગાત્મક હોય છે. નવલિકાનું કે નવલકથાના અમુક પ્રસંગોનું સંકલન કરીને નીપજાવાતાં એકાંકીનો ઉદ્‌ભવ આવે પ્રસંગે થાય છે ખરો. ઘણીવાર, પ્રાધ્યાપકના આગ્રહથી 'વાંચવાનાં' એકાંકીઓ આ પ્રકારના ક્ષેત્રમાં પ્રવેશે છે. અને એનાં સુપરિણામ બહુધા તો એકાંકી ભજવનારની ટોળી પર આધાર રાખે છે. [જો કે, આવાં એકાંકીના લેખકને હંમેશ એ ભજવાતાં એકાંકી જોઈ પરમ આનંદ થાય છે એ સર્વના અનુભવની વાત છે.]

(ઈ) પાંચમો પ્રકાર નાટ્યસંસ્થામાં ભજવવાનાં એકાંકીનો છે. આપણે ત્યાં રંગભૂમિ પુનર્જીવિત થઈ છે એમ કહેવાય છે. એને ટકાવી રાખવા માટે, 'બ્રહ્મા'નું કાર્ય પૂરું થયા પછી, 'વિષ્ણુ'નું કાર્ય ઘણાઓએ આરંભ્યું છે. [જો કે આ ક્ષેત્રે કેટલાક 'મહેશો' પણ પોતાનું કાર્ય બજાવવા માટે પ્રયત્નશીલ હોય છે।] એટલે નાનકડી નાટ્યસંસ્થાઓ સ્થપાય છે; તેને આશ્રયે 'એકાંકીઓ' ભજવવાનો કાર્યક્રમ યોજાય છે. 'હાથે ચડે ને અનુકૂળ લાગે' એવાં એકાંકી અહીં તુરત સ્થાન પામે છે. નવશીખિયા નટપદેચ્છુઓ આમાં સક્રિય રસ લે છે અને ત્રિ–અંકી સર્જનો માટેની આને તાલીમશાળા લેખે છે.

ઉપર પ્રમાણે આપણાં એકાંકીના પ્રકારો અનેકવિધ છે. સંસ્કૃત, કે અંગ્રેજી કોઈ વિશિષ્ટ અસર તળે ગુજરાતી એકાંકી લખાય છે એમ કહેવા કરતાં, ઉપરના કોઈ વર્ગીકરણને અનુરૂપ થવા માટે ગુજરાતી એકાંકી લખાય છે એમ કહેવું હકીકતની વધુ નજીક છે. આ નવી દૃષ્ટિએ અવલોકતાં બીજા નાટ્યશોખીનોને પણ આથી વિશેષ કાંઈ સૂઝવાનો અવકાશ પણ છે.

દ્વિઅંકી, ત્રિઅંકી ને ચતુરંકી વિષે હવે પછી.

★

# જૂની રંગભૂમિનો સન્નિવેશ



સાઇડ વીંગ

રસ્તાનું કવર

જૂની રંગભૂમિ ઉપર કેન્વાસ પર આ મુજબનાં પડદાઓ અને વીંગ ચિતરવામાં આવે છે. આ રસ્તાના કવરને તખતાના ઊંડાણમાં ગોઠવી તેના ઉપર પ્રકાશ ફેંકવાથી વાસ્તવિક દૃશ્ય રજૂ થઇ શકે છે,



# સન્નિવેશ

લેખક:
શ્રી નારાયણ મિસ્ત્રી

★

રંગભૂમિ ઉપર એક નાટક રજૂ કરવું એ કેવું અઘરું કાર્ય છે. એનો જેઓ નાટક રજૂ કરે છે તેમને જ પૂરો ખ્યાલ હશે. બાકી નાટક જોવાથી, તેની અંદર એક પછી એક આવતી મુશ્કેલીઓનો ખ્યાલ આવતો નથી. આપણે નાટક જોઈએ છીએ ત્યારે તો ફક્ત નાટક સારું છે, ખરાબ છે, જામે છે, જામતું નથી, વધુ પડતું રમુજી છે અથવા બહુ જ ગંભીર છે એટલો જ વિચાર કરીએ છીએ. આવી આવી વસ્તુ ઉપર આપણું ધ્યાન ખાસ દોરાય છે. પણ એ નાટકને રજૂ કરવામાં શી તકલીફો પડી હશે, તેનો ભાગ્યે જ વિચાર આવે છે. તકલીફ આવે છે, છતાં એ તકલીફનો સામનો કરીને પણ નાટકો રજૂઆત પામે છે, એ નિર્વિવાદ છે.

એક નાટક તૈયાર કરવામાં અનેક જુદા જુદા વિભાગો હોય છે. દાખલા તરીકે સાધનસામગ્રી, વેશભૂષા, રંગભૂષા, પ્રકાશ-આયોજન સંગીત, જાહેરાત, પેઈન્ટીંગ, સન્નિવેશ વગેરે, અને એમાં જુદા જુદા જુથ કામ કરતાં હોય છે. એમાં સન્નિવેશ વિભાગની મારા અનુભવની થોડી વાત કરું છું.

દિગ્દર્શક જ્યારે એક નાટક પોતાના હાથમાં રજૂઆત માટે લે છે, ત્યારે તે વાંચ્યા પછી, તેની કલ્પનામાં લગભગ દરેક વસ્તુનો ખ્યાલ આવી જાય છે, સાથે સન્નિવેશનો પણ આવી જાય છે. તેમ જ્યાં પણ પોતે વેશભૂષા, પ્રકાશ-આયોજન, રંગભુષા, સાધનસામગ્રી, 'સન્નિવેશ આ બધી વસ્તુની જવાબદારી કલા-દિગ્દર્શક' ઉપર છોડી દે છે. અને ખરેખર આ જવાબદારી કલા-દિગ્દર્શકની જ હોય છે. પણ ઘણી વખત એવું બને છે, અથવા તો ઘણા કલા-દિગ્દર્શકો એવા હોય છે કે જે ડિઝાઈનો અથવા પોતાનો મત આપીને જ છુટી જાય છે. ત્યારે ઘણી વખત કલા-દિગ્દર્શક જાતે પોતાની હાજરી આપે છે અને જ્યારથી દિગ્દર્શક નાટક વાંચે ત્યારથી તે નાટક પૂરું ભજવાઈ જાય ત્યાંસુધી કલા-દિગ્દર્શક પોતે પોતાની જવાબદારી સંભાળી લે છે.

ખાસ કરીને કલા-દિગ્દર્શકે પહેલાં તો એણે આખું નાટક વાંચી જવું જોઈએ. લેખકનો કહેવાનો ભાવાર્થ સમજી લેવો જોઈએ. નાટકની સામાજીક અથવા ઐતિહાસિક વસ્તુ, વાતાવરણ. શૈલી, કાળ (Period) સ્થાન, પોશાક, રંગભૂષા, સન્નિવેશ, સાધનસામગ્રી વગેરેનો બારીકાઈથી અભ્યાસ કરવો જોઈએ. ત્યારબાદ નાટકમાં આવતાં પાત્રોની વ્યક્તિગત રંગભૂષા, પહેરવેશ તેમ જ તેઓથી વપરાતાં ફરનિચર અને સાધનસામગ્રી, આ બધાંનો વિચાર કર્યા પછી જ સન્નિવેશનો વિચાર કરવાનો



શ્રી નારાયણ મિસ્ત્રી

હોય છે. આ વિચારણાઓ બાદ તેની ડિઝાઇનો તૈયાર કરવામાં આવે છે.

ઘણા નાટકોમાં એક જ સન્નિવેશ હોય છે, ત્યારે કેટલાંક નાટકોમાં બે, ત્રણ, ચાર કે છ સન્નિવેશ પણ હોય છે. આજકાલ તો લગભગ એક જ સન્નિવેશવાળાં નાટકો થાય છે, અને એ પણ દીવાનખાનામાં જ. પણ જ્યારે જ્યારે ઐતિહાસિક નાટક હોય અને એ નાટકના સન્નિવેશ અને રંગભૂષાનો વિચાર કરવાનો હોય છે ત્યારે કલા-દિગ્દર્શકની જવાબદારી ઘણી જ વધી પડે છે.

પ્રથમ તો કલા-દિગ્દર્શકે જે રંગમંચ પર નાટક ભજવવાનું હોય ત્યાંનું માપ કાઢવું પડે છે. પછી અભિનયને માટે પૂરતું સ્થાન મળે તેનો વિચાર કરવો પડે છે: ત્યાર પછી ફરનિચરની જગ્યા અને સાધનસામગ્રીની જગ્યાઓ નક્કી કરવી પડે છે. એ સિવાય સન્નિવેશમાં બારીબારણાનો અને આખા સન્નિવેશનો ખ્યાલ કરવાનો હોય છે. તેમ જ બીજી નાની નાની વસ્તુઓનો કે જેને નાટકના સંવાદ સાથે સંબંધ છે તે બધાનો જ બારીકાઇથી વિચાર કરવાનો રહે છે અથવા એ સિવાય જ્યારે બે ત્રણ કે ચાર સન્નિવેશ હોય ત્યારે બીજા ત્રીજા દૃશ્યનો વિચાર એને ગોઠવવા માટે જોઇતો સમય, જલદી બદલી શકાય તે માટેની રીત, એનું ફિટીંગ વગેરે ઘણી જ જવાબદારીઓ ધારણ કરવી પડે છે.

આ બધી જ પ્રાથમિક વિચારણાઓ બાદ તેને ડિઝાઇન રૂપે કાગળ પર ઉતારવામાં આવે છે. તે બધી જ ડિઝાઇનો કાગળ પર પેન્સિલથી ચીતરીને દિગ્દર્શક સાથે નક્કી કરવી પડે છે, કારણ કે એમાં ફેરફાર અને દિગ્દર્શકનાં નવાં સૂચનોની આવશ્યકતા હોય છે. અંતે આ ડિઝાઇનનું કાર્ય પત્યા પછી, તે પ્રમાણે સન્નિવેશનું એક નાનું મૉડેલ (Miniature set) રંગમંચના માપ પ્રમાણે બનાવવામાં આવે છે. અને આજ મોડેલ પર કલર સ્કીમ પણ નક્કી કરવામાં આવે છે. ત્યાર પછી દિગ્દર્શક રિહર્સલ કરવાની શરૂઆત કરે છે.

એક વાત મારે ન કહેવી જોઇએ પણ કહેવાનું મન થાય છે; તે કહી દઉં છું કે આપણે ત્યાં ઉપરોક્ત કથનાનુસાર થતું જ નથી, પણ એથી વિરુદ્ધ જ થાય છે. પહેલાં તો ત્રણ ચાર મહિના રિહર્સલ ચાલે છે અને નાટક રજુ કરવાની તારીખ પાસે આવે એટલે દિગ્દર્શક આખા નાટકને ટૂંકમાં મોઢેથી કલા-દિગ્દર્શકને સમજાવી દે છે. સ્ક્રિપ્ટ પણ એક દિવસ વાંચવા આપતા નથી અને કહે છે કે: "જુઓ, મેં વાત કરી એ ઉપરથી તો તમે સમજી ગયા હશો. ફક્ત બે બારણાં જોઇએ. કોઇ પણ એક બાજુમાં બારીની ખાસ જરૂર. છે...કારણ કે એના ઉપર બિઝનેસ છે...એક દાદરા જેવું કંઇક જોઇએ એ પણ જરૂરી છે. એમ સમજોને કે દશ પંદર હજારનો આસામી રહેતો હોય તેવું-એક ઘર જોઇએ." પછી કલા-દિગ્દર્શક પૂછે કે "આ તમારું નાટક ક્યારે છે?" તો જવાબમાં કહેવાશે "એમ સમજો કે આજે સાત તારીખ થઇને, તો ચૌદમી તારીખે સાંજે નાટક છે. હા, જુઓ મને યાદ આવ્યું. આ તો મેં પહેલા સીનના દીવાનખાનાની વાત કરી. બીજો સીન પણ છે અને સીન બદલાવવાનો સમય મળતો નથી, કારણ કે ઇન્ટરવલ નથી એટલે જેમ બને તેમ જલદી બે મિનિટમાં સીન બદલી નાંખવો પડશે."

"હા, હા, પણ બીજો સીન શું છે, તે તો કહો."

"એમાં એમ સમજોને કે ખાસ કંઇ કરવાનું નથી; એક સાધારણ ગરીબનું ઘર છે, માટીની દિવાલ હોય ને તેવું! અને દિવાલો સાધારણ તૂટેલી ફૂટેલી હોય. બીજી બાજુ વરંડા જેવું દેખાય છે, ત્યાંથી બહાર જવાનો રસ્તો હોય. આ બાજુ એક ઓટલા જેવું કંઇક પણ, બાંકડો મૂકશો તો ચાલશે અને એક બારણું જોઇએ. જેમાંથી આવવા જવાનું છે અને બીજી બેચાર વસ્તુ છે જે પ્રોપર્ટીમાં જોઇએ છીએ. તમે આઇડીઆ જ આપજોને તૂટેલો ખાટલો, ઘંટી, વગેરે...વગેરે. તમે વિચાર કરજો, ને પછી આપણે નિરાંતે બેસીને વિચારશું."

કલા-દિગ્દર્શક જવાબ આપે છે. "હું એમ કહું છું કે આટલું બધું કરવાનું છે તો વિચાર ક્યારે કરશું? દિવસ ફક્ત સાત જ બાકી છે. એમાં ડિઝાઇન ક્યારે કરશું, મોડેલ ક્યારે બનાવશું અને સેટ્સ ક્યારે તૈયાર કરશું?"

"અરે મારા ભાઇ, એ બધું શા માટે? મેં તમને આઇડીઆ આપી દીધો છે. ગમે તેમ આમ તેમ કરીને ચલાવીશું. તમે સેટ્સ બનાવવાની તૈયારી કરો તો! તેર તારીખે સેટ લગાડી આપો...અરે તેર તારીખે તૈયાર ન થાય તો ચૌદમી તારીખે લગાડશો તોયે ચાલશે." નાટકના દિગ્દર્શકજી ઉવાચ.

કલા-દિગ્દર્શક વિમાસણમાં પડી કરી જવાબ આપે છે. "અરે વાહ, તમે તો કમાલ છો. ચૌદમી તારીખે સેટ

લગાડુ તે કેમ ચાલે? એક દિવસ આખો સેટ્ લગાડતાં થશે. પછી તમે રિહર્સલ ક્યારે કરશો?"

"ના ભાઈ ના તમે સમજતા નથી. મારે રિહર્સલ નથી કરવુ. આપણી પાસે સમય ક્યાં છે? એ બધું હું સમાળી લઇશ. તમે ચિન્તા ન કરો."

"પણ તમે એન્ટ્રી, એક્ઝીટ, બિઝનેસ, ફરનિચરની પોઝિશન, સેટ્સ બદલવા માટેનો સમય...આ બધું..."

"એ બધું થઇ જશે. તમે એ ચિન્તા ન કરો. તમારું કાર્ય તમે અત્યારથી શરૂ કરી દો."

જ્યારે જ્યારે મને આ જાતનો અનુભવ થાય છે ત્યારે ત્યારે આ જાતના નાટકો કરનાર પર હસવું આવે છે. અને બીજી બાજુ દુઃખ પણ થાય છે કે નાટક સાથે બીજી બધી જ વસ્તુ અગત્યની તે છતાં આમ કેમ થાય? અને આમ થાય તો એમાં ભૂલ કોની? એવાં નાટકની સફળતામાં મોટો ફટકો પડે છે. કારણ કે નાટકમાં કામ કરનાર પાત્રોને છેલ્લા દિવસ સુધી પોતાને શું કરવાનું છે, કે ક્યાં ફરનિચર છે, અથવા તો ક્યાં સેટ્સ અને તેના બારીબારણાં છે, ક્યાંથી એન્ટ્રી એક્ઝીટ છે, એ ખબર જ નથી હોતી એ માટે જ આ બધાંની સાથે રિહર્સલો થવાં જરૂરી છે. આના વગર તમે ગમે તેટલા મહિનાઓ સુધી રિહર્સલ કરો તો પણ શોને દિવસે તો ભૂલ થવાની જ. છેવટે કંઇ નહી તો એના અભિનયમાં ઓછપ આવી જશે એ પણ એક હકીકત છે.

જો પહેલેથી ડિઝાઇન નક્કી કરીને, મોડેલ બનાવીને, દરેક પાત્રને એ મોડેલ બતાવવામાં આવે તો દરેકને પોતાની ક્રિયા અથવા બિઝનેસ કરવા માટે મદદરૂપ થઇ શકે છે. દિગ્દર્શક પોતે પણ આ મોડેલ ઉપરથી બીજી ઘણી અગત્યની સૂચનાઓ કરી શકે અને આમ આખા નાટકનું કાર્ય ઘણી સહેલાઇથી પાર પડે છે.

સામાન્યતઃ સન્નિવેશ પર વિચાર કરીએ તો નવી રંગભૂમિ ઉપર અને જૂની રંગભૂમિ ઉપર હજી પણ સન્નિવેશમાં ઘણો જ તફાવત છે. અને એ સિવાય નવી રંગભૂમિ ઉપર આજકાલ સજેસ્ટીવ–પ્રતિકાત્મક–સેટ્સના પણ અખતરા થયા છે અને હજી થાય છે. એ એક પાશ્ચિમાત્ય પદ્ધતિ છે અને એ ઉપરથી જ એ અખતરા કરવાનું મન થાય છે. પણ એ અખતરા દરેક નાટકો માટે નકામા છે; કારણ કે જો નાટકમાં એ જાતની શક્યતા હોય તો જ એ સારું લાગે. વળી આ પ્રતિકાત્મક સન્નિવેશ જો પ્રેક્ષકો ન સમજી શકે એટલો ક્લિષ્ટ હોય તો તે એક ખોટી રીત છે, કારણકે સન્નિવેશ એ નાટક સાથે સંબંધ ધરાવે છે, અને નાટકને મદદરૂપ સેટ્સ, કાળ, સ્થળ, સ્થિતિ વગેરેનો ખ્યાલ પ્રેક્ષકોને આપે છે. જો એ ખ્યાલ પૂરતો ન આવે તો પ્રેક્ષકોને નાટક સમજવામાં મુશ્કેલી પડે અથવા તો કંઇક ખૂટે છે તેમ લાગ્યા કરે.

જ્યારે હું આ ક્ષેત્રમાં આવ્યો ત્યારે મારા એક મિત્ર સાથે અમે સન્નિવેશ માટે ચર્ચામાં ઉતરેલા. મારા એ મિત્રે મને સમજાવ્યુ કે સન્નિવેશ એ એક એવી વસ્તુ છે કે જેના ઉપરથી પાત્ર કોણ છે, કેવું છે એ કહી શકાય છે. સન્નિવેશ એટલે રંગભૂમિ ઉપર કોઇપણ સ્થળ અથવા તો કોઇપણ જગ્યા રજૂ કરવી તે. પણ એ સ્થળનું દર્શન સંપૂર્ણ હોવું જોઇએ, જેથી પ્રેક્ષકોને એ સમજતાં વાર ન લાગે. ઉદાહરણ તરીકે એક દારૂડિયાનુ ઘર હોય, તો તે જગ્યાએ દારૂડિયો જ રહે છે એમ સન્નિવેશ પરથી જ જણાઇ આવવું જોઇએ. એક ગાનારીનો ઓરડો હોય, તો પણ એની છાપ પડદો ખુલતાં જ તરત પ્રેક્ષકોનાં મન પર પડી જાય એ જાતનો સન્નિવેશ હોવો જોઇએ. તમે જરૂર વગરના બીજા ભભકા કરો અને મુખ્ય મુદ્દો ભૂલી જાઓ એ ન ચાલે.

ત્યારથી જ એ મિત્રની વાત મારા મનમાં સચોટ રીતે જડાઇ ગઇ છે કે ખોટા ભભકા કર્યા વગર સ્થળ કાળ લક્ષમાં રાખી જરૂરી વસ્તુઓને જ રજૂ કરવી, અને એથી જ આખા વાતાવરણનો ખ્યાલ આવી જાય છે.

એ સિવાય સન્નિવેશમાં જો જૂની રંગભૂમિની થોડી ઘણી ટેકનિક નવી રંગભૂમિમાં આવે તો હજી જે સન્નિવેશ અત્યારે બને છે એમાં પણ વધારો થાય અને એમ જ જૂની રંગભૂમિ નવી પાસેથી થોડું ગ્રહણ કરે તો પણ ઘણો ફેરફાર થાય, અને એ અત્યારે જરૂરી છે.

આપણા દિગ્દર્શકોને જો થોડી ઘણી Sceneries ચાઇટ સીન પેઇન્ટીંગવાળી વાપરવાની છૂટ મળે તો તેની ઘણી જ જરૂર છે. એક બારીમાંથી જ્યારે પાર્શ્વભૂમિકા દેખાતી હોય ત્યારે જો એક પેઇન્ટ કરેલો પડદો મૂક્યો હોય તો ખરેખર ઊંડાઇ દેખાય. અથવા તો સન્નિવેશ પણ જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં પરપેક્ટીવ બનાવવામાં આવે તો પણ સાચી અસર આપી શકે. ઘણી

(અનુસંધાન પાના ૨૯ ઉપર)

# મારી ભૂમિકા

લેખક :



**શ્રી ચંપકલાલા**
( પ્રવાસી નાટકમાં 'જાલમ જલ્લાદ' )

રંગભૂમિ એક અજબ દુનિયા છે, જેમાં એક દિવસ ત્રણચાર કલાકો માટે રાજા થવાનુ સર્જાયું હોય, તો બીજે દિવસે ખભે ઝોળી ભેરવી અને હાથમાં ભિક્ષાપાત્ર લઇ 'અહાલ્લેક'ની ધૂન જગવવાની હોય અને કો'ક દિ વળી ચિત્તભ્રમ અવસ્થાને અંગમાં ઊતારી, અર્ધગાંડાનો અભિનય કરવાનો હોય...હા...માત્ર અભિનય. જે હું છું તે હું નથી પરંતુ જગતમાં જે જાતના, જે સ્વભાવના, જે રીત-રસમના માનવો ફરી રહ્યાં છે એ પ્રેક્ષકોને દેખાડવા માટે સ્વાંગ સજવાનો હોય છે અને એનું સર્જન એવું સંપૂર્ણ હોવું જોઇએ કે જે હું નથી છતાં હું તે જ છું એવી પ્રતિતી, એવી એકરૂપતા જોનારના માનસપટ પર અંકિત થાય. એમાં જ અભિનયની સાર્થકતા છે, કલાદેવીની સાચી આરાધના છે.

સંસાર પણ એક રંગમંચ જ છે ને! કોને ખબર હતી કે એક સિટી મેજિસ્ટ્રેટના ભત્રીજા જે ડોકટર હતા તેનો પુત્ર રંગદેવતાનો સેવક બનશે! મારો જન્મ તા. ૨૭-૬-૧૯૧૩ને દિવસે સુરત જિલ્લાના મારા મોસાળ વેસ્મા ગામમાં થયો. મધ્યમ સ્થિતિ છતાં કુટુંબમાં કેળવણી અને સુસંસ્કાર હતા એટલે ભણતર અને જીવનનું ઘડતર ઠીક થયું. બાળપણમાં શિક્ષણના સોપાન પર ચડતાં સાથે સાથે રંગભૂમિનાં એ જાદુઇ રંગમંચનું પણ આકર્ષણ થયું. કુટુંબના વડા, મેજિસ્ટ્રેટ હોવાથી સુરત આવતી દરેક નાટક કંપનીઓનાં નાટકો જોવાનાં આમંત્રણો મળતાં. આંગળીએ વળગાડી મને પણ નાટક જોવા લઇ જવામાં આવતો. વડીલોને મન બાળકને બે ઘડી આનંદ આવશે પણ નાટક પૂરું થયા પછી ઘેર આવતાં એ બધાંય દશ્યો મારી કલ્પનામાં નાચવા લાગતાં, ટમટમ થતી મારી આંખો સામે એ નાટક ફરી ભજવાતું, સંવાદોના પડઘા ઉઠતા અને ગીતોનાં ગુંજન કાનમાં ગુંજતાં. એની વ્યાપક અસર મારા બાલમાનસ પર સચોટપણે ઘર કરી ગઇ. સમજણો થયો અને નવ વર્ષની વય હતી ત્યારે પ્રથમ નાટક, રોયલ નાટક - મંડળીનુ 'એકજ ભૂલ' જોયેલું. સોરાબજી કાત્રક, રતિલાલ, પ્રભાશંકર (રમણી) તથા પરશોતમ એ કલાકારોનો ઉચ્ચ કોટીનો અભિનય આજેય મને સાંભરે છે. સાચી કલા સદા ચિરંજીવ રહે છે એનો આ પુરાવો છે. એ નાટક-માંનો "નાગશો" (વિલન પાત્ર) ખૂબ જ ગમ્યો હતો અને ૧૯૪૬માં જ્યારે આર્ય નૈતિક નાટક સમાજે એ નાટક ભજવ્યું ત્યારે એ પાત્ર મેં માગી લીધું હતું.

આવી રીતે હું મારી કલ્પનાના મિનારા બાંધતો હતો ત્યારે વડીલો મને પૂછતા :

"ચંપક, મોટો થઇને શું થવાનો ? સોલિસિટર કે ડોકટર?" વગર સંકોચે મેં જવાબ આપ્યો હતો :

"હું પણ 'ટર' થઇશ અને તે એકટર"

મારી એ વાતને વડીલો બાળકની બોલી ગણીને હસી કાઢતા પણ જે કુદરતને મંજૂર હતું એ કેમ બદલાવી શકાય ! મારો સંકલ્પ દૃઢ બન્યો અને તેનો પ્રથમ પ્રત્યાઘાત મારા ભણતર પર પડયો.

એક વખત 'સર વસંતકુમાર' નાટકની જાહેરાત વાંચી. એમાં મુખ્ય ભૂમિકામાં મોહનલાલા ઉતરવાના હતા. એમને જોવા તાલાવેલી જાગી. મિત્રને ત્યાં અભ્યાસ કરવા જાઉં છું એમ કહી પુસ્તકો સાથે લઇને પીટ-કલાસમાં બેસી એ નાટક જોયેલું, પરંતુ એક જ અંક. કારણ કે ઘરમાં સખ્ત કાયદો હતો કે આઠ વાગ્યા સુધીમાં ઘેર પહોંચી જવું જોઇએ અને બહારગામમાં ખેલો સાંજના છ વાગ્યે શરૂ થતા. આ ૧૯૨૮-૨૯ની સાલ હતી. બીજા બે અંકો જોઇ ન શકયો એનો વસવસો મનમાં રહ્યા કરતો અને એક વખત તો ઘરમાંથી ભાગી જવાનો અખતરો પણ કરેલો પણ એ અખતરો ખતરનાક નીવડયો. દાદરમાં જગદીશ ફિલ્મ કંપનીની મુલાકાત લઈ, નાસીપાસ થઇ પાછો હું ઘરને આંગણે આવી ઊભો રહ્યો. પિતાજીએ પૂછતાં મેં સત્ય હકીકત

## શ્રી ચંપકલાલ



વાસનાનાં વર્તુળમાં વીજાની ભૂમિકામાં

કરી દીધી. મારા આ શોખને તેઓ સારી રીતે જાણતા હતા એટલે મારા અંતરના વેગને રોકવાનું એમણે ઉચિત ન માન્યું પણ મને સલાહ આપી કે કોઈ પણ અન્ય હુન્નરનું પ્રમાણપત્ર મારે મેળવવું જેથી નાટકમાં કદાચ ફાવટ ન આવી તો બીજા ક્ષેત્રમાં જીવનનું નાવ સરળતાથી ચાલી શકે. મેં એ આજ્ઞા માથે ચડાવી. [illegible] ધોરણ સુધી અભ્યાસ કર્યા પછી સુરતની પારેખ ટેકનિકલ શાળામાં ઇલેક્ટ્રીક-મિકેનિકલ કોર્સ લીધો. સાચું કહું તો રંગમંચ સાથે પ્રકાશ-આયોજન જોડાયેલું છે અને તેમાં પણ ઇલેક્ટ્રિસિટીના ટેકનીકની જરૂર પડે જ છે માટે એ લાઇન પસંદ કરી. પણ નસીબ બે ડગલાં આગળ હતું. એ વખતે ૧૯૩૦ની આઝાદીની ચળવળ ચાલુ હતી અને સરદાર વલ્લભભાઈ પટેલનું 'જુસ્સાભર્યું' ભાષણ સાંભળીને દેશભક્તિ જાગૃત થઈ. શાળાને તિલાંજલિ આપી અને ચળવળમાં જોડાયો. વાનરસેનાનો કપ્તાન બન્યો, લાઠીઓ ખાધી અને લોક-અપમાં પૂરાયો. એમાંયે એક બનાવ તો જાણવા જેવો છે. મારા પિતાશ્રી જગુભાઈના કાકા જેઓ ફર્સ્ટ ક્લાસ સિટી મેજિસ્ટ્રેટ અને બ્રિટિશ સરકારના વફાદાર નોકર તથા ધારાસભાના સભ્ય હતા તેઓ લાઠીઓ ચલાવવાનો હુકમ છોડતા અને એ લાઠીઓ મારા પર વિંઝાતી. ખરેખર જાણે નાટકનો કોઈ સિન ભજવાતો હોય એના જેવો જ એ પ્રસંગ હતો.

એ પછી ફુરસદના વખતમાં એરોગ્રાફ પ્રિન્ટિંગ એ વખતે નવું હતું તે શિખ્યો. સાથે ઇલેક્ટ્રિશ્યન પણ બન્યો. પરંતુ પ્રમાણપત્ર મેળવ્યા પછી બે મહિના સુધી ક્રિયાત્મક જ્ઞાન અને અનુભવ મેળવી પરીક્ષા આપવાની હતી એટલે એક અવેતન નાટક મંડળ 'નવયુવાન નાટક સમાજ' માં કામ કર્યું અને તેમાં અભિનય માટે પણ સુરતમાં સારી ખ્યાતિ પ્રાપ્ત કરી.

૧૯૩૨માં આર્ય નૈતિક નાટક સમાજ સુરત આવી એમાં જોડાવા પિતાશ્રીની સંમતિ મેળવી. પણ ઓળખાણ વગર મને કોણ દાખલ કરે! પણ મારી નિષ્ઠા કાયમ હતી. એક દરજી મિત્રને આર્ય નૈતિકના કોઠારી, શાહજી માસ્તર સાથે પરિચય હતો તેમની લાગવગે માસિક રૂ. ૧૫ના પગારે હું કંપનીમાં જોડાયો. ત્યાં મને ધંધાદારી નાટકો કેવી રીતે રજૂ થાય છે, કેટલા ખાતાંઓ હોય છે અને અભિનય તથા દિગ્દર્શનનું કેવું ધોરણ હતું એ શિખવા મળ્યું. ૭ મહિના બાદ અમદાવાદમાં ઇલેક્ટ્રિશ્યનની પરીક્ષા આપી અને સેકન્ડ ક્લાસ વાયરમેનનું લાઇસન્સ મેળવ્યું. કંપનીમાં લાઇટ-ખાતું અને મિસ્ત્રી વિભાગમાં પણ કામ મને સોંપાયું, પરંતુ જે મારી તમન્ના હતી તે અભિનય દાખવવાનો મોકો મળતો નહિ કારણ કંપનીમાં લાગતાવળગતાઓનું જોર વધારે હતું. એક વ્યક્તિએ મને એવી ટકોર પણ કરેલી કે—

"જાવ, જાવ. પાકે પેચિયા ફેરવી ખાવ; ૧૯૫૨માં પણ તમે એક્ટર નહિ થાઓ."

ઢીલો પોચો માણસ આવા પ્રહારોથી પોતાના ધ્યેયમાંથી ડગમગી જાય. હા. મને પણ એમ થયું હતું કે આવી વગર કામે શી સમય બરબાદ કરવા કરતાં સુરતના પાવર-હાઉસમાં અથવા કોઈ ઇલેક્ટ્રિક કોન્ટ્રાક્ટરને ત્યાં જોડાઈ જવું અને અવેતન નાટક મંડળો સાથે જોડાઈ રંગભૂમિનો શોખ પૂરો કરવો. જ્યાં નવાં નાટક સુધી ધીરજ રાખવાનો નિશ્ચય કર્યો.

ત્યાં તો સ્વ. શ્રી જામને સુરતમાં ગુજરાત કલા મંદિરની સ્થાપના કરી એની જાહેરાત વાંચી.

### "નવું ને જૂનું"
### દ્વિઅંકી નાટિકા
લેખક: દિગ્દર્શક: શ્રી જામન

દ્વિઅંકી નાટિકા! રંગભૂમિની દુનિયામાં ખરેખર આ નવું જ હતું. શ્રી જામનભાઈનું નામ તો મેં સાંભળેલું અને નાટિકાયુગના એ પ્રવર્તકને જોવા, મળવાની મને જિજ્ઞાસા થઈ. મારા પરમ મિત્ર શ્રી ગોવિંદ-

ભાઈ વખારિયા જેઓએ મારી શક્તિઓ પારખેલી તેમણે મારે વિશે શ્રી જામનભાઈને વાત કરી. તેમણે મને બોલાવ્યો અને કહ્યું.

"પ્રથમ મારી નાટિકા તમે જૂઓ."

બીજે દિવસે મેં 'નવું ને જૂનું' નાટિકા જોઈ. એમાં મને આદર્શ અને સાચી કલાનાં દર્શન થયાં અને મેં જોડાવાનો નિશ્ચય કર્યો. એમણે પરીક્ષા લીધી અને મારામાં દૈવત દેખાયું. મને પૂછ્યું:

"શું પગાર લેશો ?"

મેં કહ્યું "મારે તો કામ શિખવું છે. ખીસ્સા ખર્ચીના પાંચ રૂપિયા આપશો તો પણ ચાલશે."

એમણે રૂા. ૨૫)ના પગારે રાખ્યો. જેનાં નાટકોએ રોયલ નાટક મંડળી દ્વારા સમાજમાં હાહાકાર મચાવ્યો એવા પ્રખર નાટ્યકારના હાથ નીચે મને ઘણું ઘણું જાણવાનું મળ્યું. એક દિવસ એમણે મને પાસે બેસાડી કહ્યું:

> "જો દીકરા, નાટકમાં પાત્ર મળે એટલે એના સંવાદો પોપટની મ ફક ગોખી જવાનાં નથી. સૌથી પ્રથમ તો એ પાત્રને સમજજે, એના પર વિચાર અને મનન કરજે."

અને પછી એમણે "સંવાદી સૂર" નાટકનાં જુદાં જુદાં પાત્રો, એમની વિશિષ્ટતાઓ, રંગઢંગ વિશે મને સમજણ આપી. એ પાત્ર એ રીતે રજૂ થાય તો જ પ્રેક્ષકોનાં માનસને સ્પર્શે, માટે એની રજૂઆત અને ભજવણીના પાઠ પણ મને એમના તરફથી મળ્યા. જે ગુરુકિલ્લી હતી એ આપી અને મેં એમને મારા ગુરુપદે સ્થાપ્યા. એ પછી 'વાસનાનાં વહેણ' નવું નાટક રજૂ થવાનું હતું એમાં મને વીણાની મુખ્ય ભૂમિકા આપી. કંપનીનો આખો સ્ટાફ મારી વિરુદ્ધ હતો. એમાં દસ મિનિટની સ્વગત કલમો (Soliloquy) હતી અને તેમાં જુદા-જુદા ભાવ બતાવવાના હતા. ઉપરાંત શ્રી લાલજી નંદા સાથે ૪૦ મિનિટ સુધી એક પ્રસંગ ચાલતો હતો. રંગ-મંચ પર અમે બે જ હતા અને "આ મારી ભૂલ થઈ. એ ભૂલ કેવી રીતે થઈ?" એટલા ઉપર જ આખું મનોમંથન હતું. શ્રી જામનભાઈ સાથે ચાર વર્ષ ગાળ્યાં અને મારો પગાર વધારીને રૂા. ૧૨૫નો એમણે કર્યો. નાટિકાઓમાં એમને ખૂબ જ કીર્તિ મળી પણ ફલદાર ન મળ્યાં અને ૧૯૨૩માં મુંબઈમાં એ કંપની બંધ થઈ. એ વખતે મને પારાવાર દુઃખ થયું. આખાયે સ્ટાફને તેઓ પોતાના જ બાળકો હોય એમ રાખતાં. પોતે ખાતા એ જ અમને ખવરાવતા. એક પ્રસંગ જરૂર નોંધ લેવા જેવો છે. કંપની પોરબંદર હતી, આર્થિક સ્થિતિ સારી નહોતી. અને મુંબઈમાં શ્રી જામનભાઈની પુત્રીનાં લગ્ન હતાં. તેઓ લગ્નમાં તો ન ગયા પણ પોતા તરફથી કાંઈ મોકલ્યું પણ નહિ. સ્ટાફે કહ્યું "ભાઈ, તમારે જવું જોઈએ ત્યારે એમનો જવાબ હતો "તમારો પગાર આપી ન શકું અને હું લગ્નમાં મહાલવા કેવી રીતે જઈ શકું? તમે સૌ પણ મારાં બાળક જ છો ને?" આવી માયા મમતા અમને બીજું કોણ દાખવવાનું હતું? અને મને તો એમણે ઘણી મૂડી આપી હતી. રોકડનાણું નહિ પણ કલાશિક્ષણ કે જેના આધારે આખી જિંદગી રોટલા રળવામાં વાંધો ન આવે.

એ કંપની બંધ થતાં શ્રી દેશી નાટક સમાજે મને બોલાવ્યો. ત્યાં સ્વ. મોહનલાલાજી સાથે કામ કરવાનો મોકો મળ્યો. 'સરદારબા' નાટકમાં તેઓ બન્યા મૂળરાજ અને હું રૂપાંદે. જનતામાં અવાજ ઉઠયો કે આ તો સ્વ. પ્રહલાદ જેવું જ કામ કરે છે! અને એક રમુજ ઉપજાવે એવું વાતાવરણ પણ ફેલાયું. મોહનલાલા અને ચંપકલાલા એ બંને નામને છેડે 'લાલા" આવતાં લોકવાયકા થઈ કે ચંપકલાલા એ તો મોહનલાલાના પુત્ર છે. અને ખરેખર મોહનલાલાજીની પણ મારા પર અપાર પ્રીતિ હતી. કોઈ એમને પૂછે તો તેઓ પણ એમ જ સૂર પૂરે કે-

"હા. હા. ચંપક મારું જ બચ્ચું છે."

અને એ નટવર્ય પાસેથી મને એક સરસ બોધપાઠ મળ્યો કે જે જે ભૂમિકાઓ હું ભજવતો એમાં એવું કયું શ્રેષ્ઠ તત્વ હતું કે જે પ્રેક્ષકોને ગમતું ! એ તત્વનો વિકાસ કરી એને મારે મારું પોતાનું કરી લેવું અને એમ કરતાં પછી ભાવીના ગર્ભમાં રહેલી ભૂમિકાઓ આસાનીથી, સફળતાથી ભજવી શકાશે. આજે એની મને ખરેખરી પ્રતિતી થાય છે. એ વખતે આર્ય નૈતિકમાં સ્વ. પ્રહલાદની ભૂમિકાઓ શ્રી સોમનાથ કલ્યાણી કરતા. તેઓ દેશીમાં આવ્યા એટલે એમની જગ્યા ખાલી પડી એ પૂરવા શ્રી નકુભાઈશેઠે મને બોલાવ્યો. રંગભૂમિની તવારીખમાં જે શ્રેષ્ઠ કંપનીઓએ ગણનાપાત્ર ફાળો આપ્યો છે એવી કંપનીઓમાં મારી ગણના થવા લાગી છે એ મારે મન આત્મતૃપ્તિનો વિષય છે. અને રંગભૂમિની ચોવીસ વર્ષની મારી કારકિર્દીમાં વધારે

વખતેની સેવા મેં આર્ય-નૈતિકને આપી છે. અનુભવનું વિશેષ ઘડતર એ કંપનીમાં થયું. શ્રી મોહનલાલાજીનાં સ્વર્ગવાસ પછી જે જે નાટકોમાં એમણે યાદગાર ભૂમિકાઓ કરી એ મને સોંપાઇ છે અને લોકોને એમની છાયા મારામાં દેખાઇ છે એમાં મારું અહોભાગ્ય માનું છું.

૧૯૪૮માં આર્યનૈતિક બંધ પડયા પછી શ્રી પી. જી. ગાંધીએ ભાંગવાડી થિયેટરમાં શ્રી લક્ષ્મીકાન્ત શરૂ કરી અને એમાં હું જોડાયો. એ કંપની શ્રી ઇરાનીએ ખરીદી લીધી. એ કંપનીમાં શ્રી પ્રફુલ્લ દેસાઇનું નાટક "આજની વાત" રજૂ થયું તેમાં રજનીકાન્તની ભૂમિકા મેં કરી. એ મારી પ્રિય ભુમિકા હતી. એ પાત્ર એવું હતું કે જો વધુ ગુસ્સો કરે તો મૂરખ ઠરે અને બિલકુલ ગુસ્સે ન થાય તો બાયલામાં ખપે. એટલે મર્યાદા જાળવીને કામ કરવાનું હતું. **લેખકોને મારી એ જ વિજ્ઞપ્તિ છે કે જીવનનાં અનેકવિધ પાસાં દેખાડતાં પાત્ર તમે ચિતરો અને એ ચિતાર રંગભૂમિના ફલક પર અમે જીવંત ન કરી શકીએ તો અમારો કાન પકડો.** શ્રી ઇરાની સાથે ગુજરાત, કાઠિયાવાડ અને કલકત્તા સુધી મુસાફરી થઇ. પણ આવકની માત્રામેળ જામી નહિ અને બધા છૂટા થયા, કંપની બંધ પડી પણ હું કલકત્તામાં જ રહ્યો.

ત્યાં વળી એક કંપનીમાં હિન્દી અને ઉર્દૂ નાટકોમાં કામ કર્યું. એ તો જાણે ઠીક પણ મારવાડી ભાષામાં પાઠ કરવાનો લાભ પણ મળ્યો. કલાકારને તો જીવનમાં જેટલા અનુભવ મળે એટલા ઓછા. આખાયે જગતને એણે પોતાનામાં સમાવવાનું હોય છે એટલે દેશ પરદેશ, વિધવિધ ભાષા અને સુખ-દુઃખના જે વાયરા વાય એ બધાય પોતે ઝીલવાના હોય છે પણ શ્રી ઇરાની સાથે લેણાદેણીનો હજી સબંધ હશે તે ૧૯૫૪ તથા ૧૯૫૫માં એમને ત્યાં કામ કર્યું, સાથે દિગ્દર્શનની જવાબદારી પણ સંભાળી પુરંતુ કંપની બહારગામ જતાં હું મુંબઇમાં જ રહ્યો અને ભારત નાટ્ય સમાજમાં મારા અનુભવોનો નીચોડ આપી રહ્યો છું. એમાં "ઇશ્વરે ઘર બદલ્યું"માં ગાંડા અનંતની ભૂમિકા મને બહુ ગમી. ગાંડા માણસોના પણ અનેક પ્રકાર હોય છે એટલે આ પાત્ર કઇ અવસ્થાનું છે એ સમજીને ભજવવું પડે છે......ભજવે જઇએ છીએ... એ પછી તાજેતરમાં જ 'આરતીના દીવા' નાટકમાં મેં સ્નુજીન શિક્ષણવાળાનું પાત્ર ભજવ્યું. એમાં માનવદેયાના ધબકારાં છે, એનું ભોળપણ, એની લાગણી, સ્ત્રી અને પુત્રી પ્રત્યેની મમતા, ભાઇ પ્રત્યેનું વહાલ, એ બધું છે અને એના પ્રત્યેક સંવાદે કળાની સાચી પરખ થાય છે. એને કલા કહો, શોખ કહો, રોટી રળવાનું સાધન કહો, જે કહેવું હોય એ કહો પણ એ તો નક્કર હકીકત છે કે રંગભૂમિ એ સંસારનું જીવંત પ્રતિબિંબ છે અને લોકો એનું સાચું દર્શન કરવા આવે છે. મારા અનુભવ પ્રમાણે વ્યવસાયી રંગભૂમિએ જૂના ચીલા છોડી વાસ્તવિક અને હેતુલક્ષી નાટકોની જ રજૂઆત કરવી જોઇએ અને નવી રંગભૂમિએ પણ એ વ્યવસાયી રંગભૂમિ પાસેથી શિખવાનું છે. આ બેના મિશ્રણથી જે નવું સ્વરૂપ ઊભું થશે એ જ સ્થાયી રંગભૂમિ બનશે. શ્રી જામનભાઇના જ શબ્દોમાં કહું તો "નવું બે ડગલાં પાછળ હઠે અને જૂનું બે ડગલાં આગળ વધે તો કેવી સુંદર રીતે જોડાઇ જાય નવું અને જૂનું". ☆

---

(સન્નિવેશ... ... ... પાના ૧૭ થી ચાલુ)

વખત મેં જૂની રંગભૂમિની Sceneries જોઇ છે, જેની ઊંડાઇ સમજવી મુશ્કેલ થઇ પડે છે. તેનું કારણ એટલું જ છે કે ત્યાં એક જ જગ્યાએ એ પેઇન્ટ કરેલો પડદો વાપરેલો હોય છે. પણ એ જ જૂની રંગભૂમિ ઉપર ઘણી વખત જરૂર વગરની જગ્યાએ એટલું બધું Hard painting હોય છે, જેથી પાત્રોની પાર્શ્વભૂમિકામાં એ ઘણું જ બેહુદું લાગે છે, અને એ પાત્રને અવરોધ પણ કરે છે.

ત્યારે નવી રંગભૂમિ પર તેનો ખ્યાલ ઘણો જ રાખવામાં આવે છે. રંગમિશ્રણ એ પણ નાટક સાથે સંબંધ ધરાવે છે. નવી રંગભૂમિ એક આધુનિક ડિઝાઇનનું દીવાનખાનું આબેહૂબ રજૂ કરી શકે છે. જ્યારે જંગલ અથવા બગીચાનાં દૃશ્ય હોય ત્યારે તો મારે ખરેખર કહેવું પડશે કે જૂની રંગભૂમિ જેવું આપણે રજૂ કરી શકતા નથી.

ટૂંકમાં મારે એટલું જ કહેવાનું છે, કે અહીંથી ત્યાં ને ત્યાંથી અહીં—જૂની પાસેથી નવી પાસે અને નવી પાસેથી જૂની સાથે મળે તો અવશ્ય રંગભૂમિના સન્નિવેશમાં નવીનતા આવે અને રજૂઆત કરવાની શકિતમાં અત્યાર કરતાં ઘણો વધારો થાય અને સફળતા મળે. ★

# સાન્ધ્ય દીપિકા

લેખક :



**શ્રી શિવકુમાર જોશી**

સુશીલ પત્ની અને એકના એક કુલાંગાર પુત્ર જયન્તના અકાળ અવસાન પછી અઢળક સંપત્તિના માલિક વયોવૃદ્ધ શેઠ મનમોહનદાસે પિત્રાઈ રતનલાલને ખોળે લઈ વંશવેલો સજીવન રાખવા સંતોષ માન્યો. પરંતુ ટૂંક સમયમાં જ તેમને રતનલાલની કૃતઘ્નતાનો અનુભવ થઈ ગયો અને ડોસો પશ્ચાતાપથી વ્યથા અનુભવી રહ્યો હતો. રતનલાલ એકલો જ નહિ પરંતુ તેની પત્ની લલિતા, દીકરો પુંડરિક અને દીકરી લાવણ્ય એ બધાં જ એક જ પીંછાંના પક્ષી હતાં. શેઠનું મન કે માન કોઈ જાળવતું નહિ, ડોસો એકલો અટૂલો જીવન નીભાવી રહ્યો હતો. ઘરના એક જૂના નોકર અમથા સિવાય શેઠ માટે કોઈને લાગણી રહી નથી. બંગલાના વિશાળ બગીચાને એક ખૂણે એક ઓરડીમાં તાવમાં તરફડિયાં મારતો અમથો પોતાની કજિયાખોર પત્ની જીવી અને પાલક દીકરી મંજરી,–મંજુ–સાથે પડ્યો હતો. ત્યાં શેઠ આવી ચઢે છે. નાનકડી મંજુ માળી તિલક સાથે જઈ ફૂલની માળા બનાવી શેઠનું સ્વાગત કરે છે, શેઠને મંજુ માટે ખૂબ હેત ઉભરાય છે. અમથાજીને કહે છે: 'ભાઈ તું ગરીબ શેનો છે? ગરીબ તો હું છું. મારા જેવો પરવશ કોણ? મારું તો બધું જ ખાલીખમ છે બધું જ ખાલીખમ.' મનની વ્યથા ઠાલવતા શેઠ મંજુની અમથાજી પાસે માંગણી કરે છે અને પોતાની પાસે રાખવા મંજુને લઈ જાય છે. અમથાજી આંસુભીની આંખે એમને જતા જોઈ રહે છે. માળી તિલક અમથાજીને ધીમે અવાજે કહે છે કે: 'ભૈયા, ઇતના અચ્છા મૌકા મીલ ગયા થા, ફીર ભી તુમ કયોં ચૂપ રહે?' અમથાજી કહે છે; "ના હજી સાચો મોકો નથી આવ્યો." ત્યાં જ પહેલો અંક બંધ થાય છે.

દસબાર દિવસનો ગાળો વિત્યો છે. એક દિવસ શેઠ મંજરી માટે મા'રાજને બિસ્કીટ લાવવા આજ્ઞા કરે છે અને આટલા કારણસર જ કુટુંબમાં કલહ થાય છે. મંજરીને લાવણ્ય ઢસડી પગથિયાં ઉતરાવી દે છે. શેઠ ચકરી ખાઈ આરામ ખુરસીમાં ફસડાઈ પડે છે. રતનલાલને આ બધા ઢોંગ લાગે છે. શેઠને કોઈ સેનેટોરિયમમાં મોકલાવવાની વાટાઘાટ ચાલે છે. કુટુંબના નવા ઓળખીતા ડોકટર અમીનની સલાહ લેવા માટે તેને ટેલીફોન કરવામાં આવે છે. શેઠ જયન્તના મિત્ર તરીકે એને ઓળખે છે તેથી રતનલાલ ઓળખીતા આગળ પોતાનો પ્રપંચ પકડાઈ જવાની બીકે એ ડોકટર અમીનને બોલાવવા ના કહે છે. પણ ડોકટર તો નીકળી ચૂક્યા છે. રડતી ગભરાયેલી મંજરી શેઠની હાલતની વાત અમથાજીને કહે છે. વફાદાર નોકર અમથો દોડતો શેઠને ઓરડે મંજરી સાથે આવી પહોંચે છે. અને જાણે આખીએ કથળેલી પરિસ્થિતિ હાથ લેતો હોય તેમ રતનલાલને કહે છે, 'રતનલાલશેઠ, જમવા પછી બેસજો, મારી વાત પહેલાં સાંભળી લો. મારી વાત સાંભળ્યા

## કથાવસ્તુ

ગુજરાતી નાટ્ય મંડળ યોજીત્ તૃતીય નાટ્ય લેખન હરીફાઈમાં અર્ધું હિસ્સે બીજું પારિતોષિક જાણીતા લેખક શ્રી શિવકુમાર જોશી કૃત "સાન્ધ્ય દીપિકા"ને મળ્યું છે. એની કથા વસ્તુમાં અભિનયક્ષમતા અને નાટ્ય પ્રસંગોની સારી પકડ છે. રંગભૂમિને ક્ષેત્રે શ્રી શિવકુમારે ઝડપી પ્રગતિ સાધી છે અને 'સુમંગલા', 'મહાનલ', 'અનંત સાધના' અને 'પાંખ વિનાનાં પારેવાં' એ બધી [illegible]

પછી જમવાનું દિલ રહે તો જમજે.' ક્યારનો રોકાયેલો આજ અમથાજી રોકાતો નથી. એ વ્યથા ઠાલવી દે છે, રોષ ઠરી દે છે.

"આઠ આઠ વર્ષથી સમસમી રહ્યો હતો, બોલવાનો મારો મોકો આવ્યો નો'તો, એટલે ચૂપ બેઠો'તો. પણ અત્યારે ન બોલું તો આ ઘરનું નમક ખાધું છે તેને હરામ થઉં મોટા શેઠ! જા, મંજુ બેટા, દાદાજીના ખોળામાં જઈને બેસ,...ડરીશ નહિ, એમ તો તું રજપૂતના ઘરના દૂધ રોટલા ખાઈને મોટી થઈ છો દીકરા; પણ હવે તારા હકના ખોળે ચઢીને તારા હકના રોટલા ખાતાં તને કોણ રોકે છે તે જોઉં છું ને! મોટાશેઠ, તમને તમારો આ ઉધાર દીકરો જીવવા દે ત્યાં સુધીમાં મારી એક વાત સાંભળી લો. આ મંજુબેન તમારા પંડનું ફરજંદ છે. તમારા દીકરા જયન્તનું ફરજંદ છે." મનમોહનદાસશેઠ પણ વાત એકદમ કેમ માને! રતનલાલ તો વાત તદ્દન બનાવટી છે કહી અમથાજીને કાઢવા માગે છે ત્યાં જ ડૉક્ટર અમીન આવી પહોંચે છે અને જાહેર કરે છે. ગંગા ગોરાણીની વિધવા દીકરી શાંતા, શેઠને ત્યાં રસોઈ કરતી હતી, તેને શેઠના પુત્ર જયન્તથી પુત્રી થઈ હતી અને તેજ મંજરી. રતનલાલ સમસમી રહે છે અને શેઠનો પોતે એકલો જ વારસ હતો અને રહેશે, કહી બંગલામાં ચાલી જાય છે ત્યાં જ પડદો પડે છે.

ઉપરોક્ત બનાવને બાર બાર વર્ષ વહી ગયા છે. મંજરી હવે અઢાર ઓગણીસ વર્ષની થઈ છે, અને કૉલેજમાં અભ્યાસ કરે છે. મનમોહનદાસ હવે પચોતેર વર્ષ વટાવી જવા આવ્યા છે. મંજરી દાદાજી પાસે જ રહે છે. રતનલાલ ધંધામાં રચ્યો પચ્યો રહે છે. પુત્રી લાવણ્ય, નૃપેન્દ્રને પરણી સાસરે ગઈ છે. પણ સાસુવહુના ઝઘડા ત્યાં નિરંતર ચાલ્યા કરે છે. પુંડરિક સુશીલ ભાવિક નમિતાને પરણ્યો છે. અને નમિતા ઘરકામનો બોજો હંમેશ મુજબ ઉપાડી રહી છે. ત્યાં એક સવારે વકીલકાકા નવલરામ, લાવણ્યને લઈને બંગલાના દીવાનખાનામાં ઓચિંતા આવી પહોંચે છે. આખું કુટુંબ આ બેઉને જોઈ સ્તબ્ધ થઈ જાય છે. ત્યાં નવલરામ ખબર આપે છે કે લાવણ્ય પોતાની સાસુને ઝેર આપવાનો પ્રયત્ન કરતાં કરતાં પકડાઈ જવાથી તેને નૃપેન્દ્રે એને પિયર હાંકી કાઢી હતી. આ બાજુ રતનલાલ મનમોહનદાસ સાથે બધી સંપત્તિનો પોતે જ સાચો હકદાર છે એમ સાબીત કરવા લખાણ કરાવવા માંગે છે અને બટકેલ બામણીની શંકા પડતી ઓલાદ મંજરીને બહુ વર્ષો પોષી હવે જલદી પરણાવી દઈ ઘરમાંથી દૂર કરવા ઇચ્છે છે પણ શેઠ દાદ નથી દેતા અને વકીલ નવલરામ સાથે પોતાનું વીલ ફરી કરવા બીજા ખંડમાં ચાલ્યા જાય છે. ચતુર પુંડરિકને આની ગંધ આવી જાય છે અને, ડોસો વીલ ફેરવી નાખે તે પહેલાં તેનું કાસળ કાઢવા શેઠના શરબતના શીશામાં ઝેર ભેળવી દે છે. પરંતુ તેની પત્ની નમિતાને આનો અણસારો અજાણે જ પડી જાય છે. એને કાંઈક ખરાબ થતું હોય તેવા ભણકારા વાગે છે. પણ એની આ ઘરમાં નવલકાકા કહે છે તેમ "સુલોચનાને શીર અંધ સ્વામી,...ખરે વિધાતા તુજ કૃત્ય ખામી" એવી સ્થિતિ છે.

બીજે દિવસે મનમોહનદાસની પચોતેરમી વર્ષગાંઠ પ્રસંગે બંગલાના દિવાનખાનામાં પાર્ટી ગોઠવવામાં આવી છે. મંજરીની કૉલેજના પ્રોફેસર કુસુમાકર, નવલરામ વકીલ, ડૉ. અમીન, મંજરીની સહાધ્યાયિનીઓ અને અન્ય કુટુંબીજનો બેઠા છે. નૃત્ય, ભાષણ અને નમિતાનું ભજન પણ થાય છે. ચા–નાસ્તાની તૈયારી થઈ રહી છે ત્યાં પુંડરિક શરબતની ટ્રે તૈયાર કરતી મંજરીને જોઈ રહે છે. સ્વસ્થતા જાળવવાનું મથન કરતા પુંડરિક ને રતનલાલ તરફ નમિતાની નજર પડે છે એને લગભગ વાતનો તાગ મળે છે મંજરી પાસે એ શરબત બનાવવાનું માગે છે. મંજરી પોતેજ શરબત તૈયાર કરવા ઇચ્છે છે. રતનલાલ નમિતાને ઘરની અંદર જવા કહે છે. થોડી ક્ષણો એ સસરા અને સ્વામી તરફ જોઈ અકથ્ય મૂંઝવણ અને વેદના નીતરી નજરે બારણા તરફ જાય છે પણ અંદર ન જતાં ત્યાં જ થંભી જાય છે. ત્યાં નવલરામ-કાકા શેઠ મનમોહનદાસના નવા વીલ સંબંધે બોલવા જાય છે. રતનલાલ અને પુંડરિક પોતાને આ માન્ય નથી કહી ઊકળી ઊઠે છે પણ કાયદાની વાત આવતાં ચૂપ થાય છે, છતાં પારકાંની હાજરીમાં ઘરની વાતો ન ચર્ચાય એમ કહી વીલની વાતો બંધ કરાવવા ઇચ્છે છે. મંજરી શરબતના ગ્લાસ લઈ, દાદાજી પાસે જતા કહે છે "હેલ્લા બાર વર્ષ દરમિયાન એમના હૈયાની હૂંફ હું પામી છું, એમના અંતરતમ વાત્સલ્યના અમૃતઘૂંટ મને આસ્વાદવા મળ્યા છે, એમની શીળી છાયામાં મારું જે લાલન પાલન થયું છે તે બધું સંભારી તમ સૌ સમક્ષ મારા અંતરના ભાવોની અંજલિ હું એમને ધરું છું.

# ભાઈ છગન;
## એક સન્નિષ્ઠ કલાકાર



લેખક :
કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી

**સ્વ**ર્ગસ્થ ભાઇ છગનલાલના નામથી તો હું પરિચિત હતો પણ એના કામનો અને સ્વભાવનો પરિચય તો છેલ્લા દોઢ દાયકાનો અને તે શ્રી દેશી નાટક સમાજમાં જોડાયા પછી

લોકોનો લાડકવાયો



શ્રી છગન રોમિયો

શ્રી દેશી નાટક સમાજે આ સમયમાં ઘણાય નાટકો રજૂ કર્યાં. એમાં કેટલાય લોકપ્રિય થયાં. ભાઇ છગને એમાં ભજવેલી યાદગાર ભૂમિકાઓનું વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર હોય. હું તો એટલું જ કહું કે આ સમયમાં ભજવાયેલાં નાટકોમાં કેટલાક યાદગાર, કેટલાક સામાન્ય કોટીના તો કેટલાક અલ્પજીવી અને નિષ્ફળ પણ ખરાં. પણ એ નિષ્ફળ ગયેલાં નાટકોમાંયે હાસ્યવિભાગ નિષ્ફળ ગયો હોય કે, કંટાળો આપનારો નીવડયો હોય એવો દાખલો ભાગ્યે જ. અને એનું કારણ ભાઇ છગનની આવડત અને એની રજૂઆત કરવાની સુંદર શૈલી. જે ભૂમિકા પોતાને ભજવવાની હોય એની રૂપરેખા બરાબર સમજી લે, પ્રસંગ કયાં નબળો છે એનું ધ્યાન રાખે. સામેનું પાત્ર કદાચ નબળું હોય તો એને ઉત્તેજન કઇ રીતે મળે એનો વિચાર કરે અને રજૂઆત જ એવી સુંદર કરે કે હાસ્ય વિભાગ કયાંય નબળો ન પડે.

સ્વર્ગસ્થ ભાઇ છગનલાલના સ્વભાવમાં ટીખળ કે રમુજ કયારેક જ જોવામાં આવતા. બાકી એનો સ્વભાવ તો ધીર, ગંભીર અને વહેવારકુશળ. પણ સ્વર્ગસ્થ બાપુલાલભાઇના સહવાસથી મળેલું જ્ઞાન, અભિનયશાસ્ત્રના જ્ઞાતા ભાઇ જયશંકરભાઇ પાસેથી મળેલું માર્ગદર્શન અને એમની પોતાની અભ્યાસી વૃત્તિ. આ સદ્‌ગુણોના પરિણામે નાટ્યકળાની અટપટી આંટીઘૂંટીઓ એમને સરળ થઇ પડી અને એમના જવાથી ગુજરાતી રંગભૂમિને એવી ખોટ પડી કે જે ન પૂરાય. પરમકૃપાળુ પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો. ★

---

[ સાન્ધ્ય દીપિકા... ... ... પાના ૨૩થી ચાલુ ]

અર્પું છું.' કહી નીચી નમી દાદાજીને પગે પડે છે. મનમોહનદાસના મુખ ઉપર આનંદની આભા પ્રગટે છે. જમણો હાથ આશીષ આપવા ઊંચકાય છે. ભાવાવેશમાં મંજરી બોલે જાય છે અને પોતાની અંજલિ અર્પવા હાથે ગુંથેલી ફૂલની માળા દાદાજીને પહેરાવવા મંગાવે છે. ત્યાં શરબત ગરમ થઇ જશે એમ સૂચન કરતો પુંડરિક શરબતની ટ્રે લઇ મંજરી તરફ જાય છે. પરંતુ એ પાસે પહોંચે તે પહેલાં જ નમિતા બારણામાંથી ધસી આવી શરબતની ટ્રે ઉથલાવી નાંખે છે. અને શરબતમાં ઝેર ભેળવવામાં આવ્યું છે એવો પોતાનો ચોક્કસ વહેમ જાહેર કરે છે. રતનલાલ અને પુંડરિક દોષનો ટોપલો મંજરી પર નાંખે છે. ત્યાં બધાની નજર મનમોહનદાસ પર પડે છે. આરામખુરશીમાં જ બેઠે બેઠે એમનું હૃદય બંધ પડી ગયું છે, થોડી મિનિટો પહેલાં નવલરામ મંજરીને કહે છે 'એમનું સર્વસ્વ એમનું સમસ્ત ઐશ્વર્ય તને અર્પીને એ ચાલ્યા ગયા. આમ કહી શેઠના નવા વીલની એ જાહેરાત કરે છે રતનલાલ માથે હાથ મૂકી બેસી જાય છે. પુંડરિક નિર્ધન બની જીવવું તે કરતાં મરવું સારૂં એમ માની શરબતનો બાટલો ડૉ. અમીન પાસેથી ઝુંટવવા જાય છે પણ પ્રયત્ન વ્યર્થ બને છે, નમિતા કહે છે.

"કાળી ટીલી લઇ જીવવું ખૂબ - આકરૂં લાગશે કેમ?" પુંડરિક પૂછે છે, "મારી પત્ની થઇને મને ડામે છે? ત્યારે નમિતા જવાબ દે છે, "ડામીશ—કારણ આજથી આપણા માર્ગ જુદા સમજજો કે નમિતા તમારા જીવનમાંથી ખોવાઇ ગઇ છે." આંસુ સારતી મંજરી દાદાજી માટે તૈયાર કરેલો ફૂલહાર દાદાજીનાં ગળામાં પહેરાવી દઇ દાદાને અંજલી આપે છે. "દાદાજી, તમારી લાડકી મંજરી આ ઉભી છે! સ્વીકારવાનું ભૂલી ગયા? એટલી તો રાહ જોવી હતી?" ☆

જીવન–નાટક

# આ ઝાંઝરનું એકાંકી

લેખક :
શ્રી અજિત પટેલ

સ્થળ : "ફિર"નું આલીશાન દીવાનખાનું.
સમય : વર્તમાન.
પાત્રો : અપર્ણા, અનિલ, તુષાર, પરાશર, નાલંદા અને દિનેશ.

બારતીય કલાકેન્દ્ર યોજીત છઠ્ઠી આંતર-વિદ્યાલય સ્પર્ધામાં સિદ્ધાર્થ કૉમર્સ કૉલેજને આ નાટિકા ભજવતાં વિજયપદ્મ મળ્યું હતું.

[પડદો ઉઘડે છે ત્યારે સોફા પર અપર્ણા અને અનીલ બેઠા છે. સામે જ વિવિધ વાનગીઓથી ભરપૂર થાળ અને પ્યાલા રકાબી સહિત ચાની ટ્રે પડેલી છે. અનિલ "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" વાંચવામાં મશગુલ છે. અપર્ણા ચા બનાવે છે અને...

અપર્ણા : સાડાસાત વાગી ગયા. ચા ઠંડી પડી જવા આવી છતાં હજુ કોઇ પોતપોતાના ઓરડામાંથી બહાર જ નથી આવતું.

અનિલ : તે ક્યાંથી આવે! હજુ તો કોઇ ઉઠ્યું જ નહિ હોય. ચાલ મને ચા આપી દે. નાહકનું મને મોડું ન કર.

અપર્ણા : એટલી બધી ઉતાવળ શા માટે કરે છે? આજે તો રવિવાર છે. હું બધાને હમણા જ બોલાવી લાવું છું. (બારણા આગળ જઇ) પરાશરભાઇ! ચા ઠંડી થઇ જવા આવી, જલદી આવો. (જવાબ ન મળતાં) તુષારભાઇ! બહુ મોડું થયું, આવો છો કે નહિ?

અનિલ : નાહકની નાજુક અવાજને તસ્દી શા માટે આપે છે. બૂમ તો શું ઘંટ વગાડીશ તોય કોઇ નહિ સાંભળે.



તુષાર : (પ્રવેશતાં) ન કેમ સાંભળે. ચા રૂપી મોરલી વાગે અને મણીધર ન ડોલે એ બને જ કેમ!

અનિલ : ઓહો! આજે રવિવારે તેં આટલો જલદી શૈયાત્યાગ કર્યો? સૂર્ય પશ્ચિમમાં ઊગ્યો કે શું?

તુષાર : નહિ ઊગ્યો હોય તો હવે ઊગશે. હું કંઇ પેલા પરાશર જેવો કુંભકર્ણ નથી કે આઠ વાગ્યા સુધી આળસુની જેમ પડી રહું.

[આ શબ્દો પ્રવેશ કરતો પરાશર સાંભળે છે].

પરાશર : શું કહ્યું હું કુંભકર્ણ? અરે દાનેશ્વરી કર્ણ કહે દાનેશ્વરી કર્ણ. એ કેરેક્ટર મેં ગઇ કાલે જ ભજવી છે.

તુષાર : અપર્ણાભાભી, પરાશરે પાર્ટ ભજવ્યો મહારથી કર્ણનો અને ડાયલૉગ બોલ્યો મહાસતી કુંતાના. સિનટ્રેજીક, અને અસર પબ્લિક પર કૉમિકની થઇ. (બધા હસે છે).

પરાશર : એમ મશ્કરી ન કરો. એ તો મારી સાથે કામ કરતી બાળાને મેં એ ડાયલોગ બોલવા કેમ એ અનેકવાર શીખવ્યું હતું એટલે અચાનક નાટકમાં મારાથી બોલાઇ ગયાં. બાકી રંગભૂમિ પર મારા જેવો નટ મળવો મુશ્કેલ છે.

નાલંદા : (પ્રવેશતાં) બસ ધીરજ ન રહી. ચા પી પણ લીધી?

અપર્ણા : ના રે બ્હેન. સૌ સાથે બેસીને જ સવારની ચા પીવી એ આ ઘરનો નિયમ છે. પછી બધા આવે ત્યારે જ ચા પીવાયને?

નાલંદા : પણ હવે તો પડી પડી ઠંડી પણ થઇ ગઇ હશે. મારાથી એવી ચા નહિ પીવાય.

તુષાર : અને મને કડક જોઇએ છે. માઇલ્ડથી મૂડ નથી આવતો. ભાભી! તમને તો કલ્પના જાગે એવી ચા બનાવતાં પણ નથી આવડતું.

અનિલ : અરે પણ પીધા પહેલાં જ માઇલ્ડ છે કે કડક એની તને ક્યાંથી ખબર પડી. જરા પીવાની તસ્દી તો લે.

નાલંદા : પણ મને તો બધા સાથે ચા પીવાનો રીવાજ જ પસંદ નથી. સાથે પીવામાં કંઇ વધારે સ્વાદ નથી આવતો, અને નાહકનો માગો કિંમતી સમય બગડે છે.

અનિલ : (કટાક્ષમાં) એ કિંમતી સમય બચાવીને તું એનો શું સદુપયોગ કરવા માગે છે એ જરા મને સમજાવીશ?

પરાશર : એ જરા મને જ કહેવા દો, અનિલભાઇ! નાલંદાબહેન સાંસ્કૃતિક એકતા સાધવા પ્રયત્ન કરે છે. ભારતના જુદા જુદા પ્રાંતનું પ્રતિનિધિત્વ રજૂ કરવા એ દરરોજ જુદો જુદો પોશાક પહેરે છે.

અનિલ : એટલે?

પરાશર : ન સમજ્યા? (અનીલ ડોકું ધુણાવતાં) હું સમજાવું. બહેન સોમવારે સીંધી, મંગળવારે મદ્રાસી, બુધવારે બંગાલી, ગુરૂવારે ગુજરાતી, શુક્રવારે સર-

હદી, રવિવારે રાજસ્થાની અને શનિવારે શિવાજીના પ્રદેશનુ પ્રતિનિધિત્વ રજૂ કરે છે. અને આમ અનેક સ્વરૂપે નાલંદા ભારતના પ્રતિનિધિ તરીકે ઓલ-વર્લ્ડ વિમેન્સ કોન્ફરન્સમાં હાજરી આપવા ફિલાડેલફિઆ જવા માગે છે.

નાલંદા : મશ્કરી ન કર. અને કાલથી મારી ચા મારા ઓરડામાં મોકલી આપજો ભાભી.

અપર્ણા : એ નહિ બને.

નાલંદા : કારણ?

અપર્ણા : કારણ પૂછતાં શરમ નથી આવતી? આખો દિવસ આ ઘરના માણસો મનફાવે ત્યાં ફરે છે. સાથે બેસી સુખ દુઃખની વાતો કરે, ચોવીસ કલાકમાંથી માત્ર ચોવીસ મિનિટ એકબીજાની સાથે ફક્ત ચા પીવાના સમયે બેસી શકે છે એ પણ તને નથી ગમતુ?

નાલંદા : એટલે આ ઘરમાં કલહનુ કારણ હું જ છું એમજને?

પરાશર : ઓહ. વાતાવરણ ગરમ થઇ ગયું. વરસાદ વરસવાને હવે બહુ વાર નહિ લાગે.

નાલંદા : પરાશર. માઇન્ડ યોર ઓન બિઝનેસ, કાલથી હું અહીં ચા પીવા નહિ આવું.

અનિલ : તો તારી ચા ઉપર પણ નહિ આવે.

નાલંદા : તો શહેરમાં હોટેલવાળાઓએ હજુ હડતાળ નથી પાડી. હું ત્યાં પી લઇશ. (ચાલી જાય છે.)

પરાશર : નાલંદા...નંદુ...પણ વાત તો સાંભળ. (પાછળ જાય છે)

તુષાર : ટાઇમ્સનો રિપોર્ટ કહે છે કે અત્યારે ગરમીનો પારો ૧૧૪° પર છે. ભાભી હું જરા સ્નાન કરી આવું.

અપર્ણા : અરે પણ ચા તો પીતા જાવ. એ વગર મૂડ નહિ આવે.

તુષાર : એની ચિંતા ન કરો ભાભી. અત્યારનું વાતાવરણ જ એવું છે કે મૂડ આપોઆપ આવી જશે. હું જાઉં છું (જાય છે)

અનિલ : કેમ સંયુક્ત કુટુંબ જીવનનો લહાવો લઇ લીધો? રવિવારની સુંદર સવારની ચા પી લીધી? બહુ મીઠી લાગી કાં?

અપર્ણા : એમ વ્યંગમાં ન બોલો, અનિલ. બે વાસણ સાથે હોય તો ક્યારેક ખખડે પણ ખરાં.

અનિલ : પણ આમ હાથે કરી અળખામણી શા માટે થાય છે.

અપર્ણા : કારણ કે ઘરની જવાબદારી મારી છે. આ ઘરમાં પાણીની માફક પૈસો ખર્ચાય છે. પૈસા ખર્ચી દરરોજ એકાદ નવી કુટેવ કે વ્યસન ખરીદાય છે. તમે બધું જુઓ છો, જાણો છો છતાં ચૂપચાપ કેમ સહન કરો છો?

**ઉત્સાહી લેખક:**



**શ્રી: અજીત પટેલ**

અનિલ : કારણ કે પાકા ઘડે કાંઠા ન ચડે અપર્ણા.

અપર્ણા : મનને મનાવવા માટે માત્ર એ કહેવત સારી છે. પરિણામ માટે નહિ.

અનિલ : હું સમજું છું અપર્ણા. પણ મા-બાપનું સુખ એ લોકોએ નથી જોયું. હજુ સુધી એમને માથે કોઇ જવાબદારી પણ નથી. આપણી પાસે લાડ નહિ કરે તો કોની પાસે કરશે!

અપર્ણા : વધારે પડતા લાડ વેરીની ગરજ સારે છે અનિલ (ત્યાં નાલંદા સાડી બદલી આવે છે.)

અનિલ : અત્યારના પહોરમાં ક્યાં જવા તૈયાર થઇ છે?

નાલંદા : આ ઘરથી હું કંટાળી ગઇ છું. થોડા દિવસ કોઇ હિલ-સ્ટેશન પર જવા ઇચ્છું છું.

અપર્ણા : પણ કોની સાથે જશો?

નાલંદા : કોઇ બે હાથપગવાળા માણસ સાથે જ તો! જાનવર સાથે નહિ.

અનિલ : સીધો જવાબ આપતાં જોર પડે છે? નાલંદા, મારી ભલમનસાઇનો તુ દિવસે દિવસે દુરુપયોગ કરે છે.

નાલંદા : હા હા. તમે પણ ભાભીનો પક્ષ લો એમાં કંઇ નવાઇ જેવું નથી.

અપર્ણા : અરે નાની વાતને બન્ને જણ મોટું સ્વરૂપ ન આપી દો, અને બહેન! તમારે હિલ-સ્ટેશને જવું હોય તો તુષારને સાથે લઇ જાવ.

નાલંદા : એ વેદીયા સાથે મને નહિ ફાવે.

અપર્ણા : તો થોડા દિવસ રોકાઇ જાવ. આપણે બધા સાથે જઇશું.

નાલંદા : તમારા તો પડછાયાથી પણ હું દૂર રહેવા માગું છું.

અનિલ : તો તું કોઇ અજાણ્યા માણસ સાથે એકલી જાય એ મને પસંદ નથી.

નાલંદા : કેવા કરણઘેલાના જમાનાના વિચાર ધરાવો છો. હરવાફરવા માટે જવું છે, તમારે નહિ.

અપર્ણા : ઉલ્ટા જવાબ આપવાની તમારી આ રીત સારી નથી બહેન.

નાલંદા : શીખામણ કે ઉપદેશ આપવો હોય તો દરરોજ એકાદ કલાક માધવબાગમાં જાઓ ભાભી. મારી પાસે એ માટે ફાજલ સમય નથી. મોટાભાઈ! સાંજના મને પાંચસો રૂપિયા આપજો. થોડી ખરીદી કરવી છે અને બાકીના માસ્ટરજીને આપવાના છે. (જાય છે).

અનિલ : એ માસ્ટરજી કોણ મુઓ છે.

અપર્ણા : છે કોઈ ઉદયશંકરનો શિષ્ય. બહેનને નૃત્યની તાલીમ આપવા આવે છે. મહીને ત્રણસોનો પગાર ખાય છે. અને નાલંદા સાથે દિલ્હીમાં સાંસ્કૃતિક કાર્યક્રમ આપવાની વાતો કરે છે.

અનિલ : એમ! એટલે બહેનનો ડંકો હવે દિલ્હીના રાજભવનમાં વાગવાનો છે.

અપર્ણા : પણ અનિલ, નાલંદાનો સ્વભાવ વધારે પડતો સ્વચ્છંદી બને ત્યાર પહેલાં જ આપણે એને સંસારી બનાવી દેવી જોઈએ.

અનિલ : તારા ધ્યાનમાં કોઈ મુરતિયો છે?

અપર્ણા : મારી તમારી પસંદગી કરતાં બહેનના જ કોઈ મિત્રમંડળમાંથી પસંદગી કરીએ તો વધારે સારુ છે.

અનિલ : તો એ કામ તુષારને સોંપીએ?

અપર્ણા : અરે તુષારભાઈ વળી બહેનથી પણ ચાર ચાંદ ચડે એવા છે.

અનિલ : કેમ એણે તને કંઈ કહ્યું ?

અપર્ણા : ના રે, પણ બન્ને સમયનો દુરૂપયોગ કરે છે. એ અને પરાશર આખો દિવસ ઝઘડે છે.

(ત્યાં અંદરથી જ બન્ને ઝઘડતા પ્રવેશે છે)

તુષાર : નહિ. હું કહું છું કે નવી સારી.

પરાશર : અને હું કહું છું કે જૂની સારી.

તુષાર : નહિ, નવી સારી.

પરાશર : નહિ. જૂની સારી.

તુષાર : ભાભી! બોલો નવી સારી કે નહિ?

પરાશર : ભાઈ! જવાબ આપો જૂની સારી કે નહિ?

અનિલ : અરે પણ શું!

તુષાર : રંગભૂમિ.

અપર્ણા : તો ઠીક. હું તો સમજી કે બનેને એકના વાંધા છે ત્યાં આ નવી-જૂનીનો ઝઘડો ક્યાંથી ઊભો થયો!

પરાશર : તમે એ નહિ સમજો. પણ આ ઝઘડો સનાતન છે. (તુષારને) હવે જો જૂની રંગભૂમિ સામે કાદવ ઉડાડીશ તો તારી ટાંગ તોડી નાંખીશ.

તુષાર : અને તેં જો નવીની ટીકા કરી છે તો ગળું દાબી દઈશ.

અપર્ણા : (પરાશરને) એ જૂની રંગભૂમિના ઉદ્ધારક!

અનિલ : (તુષારને) અને એ નવીના સ્થાપક!

પરાશર! ભાભી ન્યાય કરો. કોણ સારું?

તુષાર : ભાઈ, તમે આ પેમલા પરાશરને કહી દો કે સાચી કળા નવી પાસે છે.

પરાશર : ભાભી, તમે આ તીખા તુષારને કહી દો કે સો સો વર્ષથી જનમનરંજન કરી રહેલી જૂની જ સાચી સંપૂર્ણ ને સુંદર છે.

તુષાર : જૂનીને બરાડા પાડવા સિવાય આવડે છે શું? પણ નવી એટલે સંપૂર્ણ વાસ્તવિકતા.

પરાશર : તો ઉતાર કપડાં. સંપૂર્ણ વાસ્તવિકતામાં માનનારે દિગંબર થઈ ફરવું જોઈએ.

અનિલ : એ નવી–જૂની. આમ એક બીજા સામે ઘૂરકયા કરશો તો ફાયદો એકેને નહિ થાય અને બન્ને ખલાસ થશો.

પરાશર : ભલે થવાય. પણ વટ ન છોડાય. જૂની પાસે સો વર્ષનો સોલીડ અનુભવ છે માટે કંઈ શીખવું હોય તો બચ્ચા તુષાર! મુંડો કરાવ ને થા મારો ચેલો.

તુષાર : એમ છે! તો તો આજે જ ફેંસલો થવો જોઈએ. બોલો ભાભી તમે શામાં માનો છો?

પરાશર : ભાભીના તો મારા પર ચાર હાથ છે, એટલે એ તો મારા પક્ષમાં ભળશે.

તુષાર : તો તો વગર કહ્યે અનિલભાઈએ મારા પક્ષમાં ભળવું જ જોઈએ. નાલંદા પણ મને જ ફેલો થશે. અનિલભાઈ કાલથી આ ખડની વચ્ચે દિવાલ ચણાવો, અને મને નવીના વિકાસ માટે પાંચસો રૂપિયા આપો.

પરાશર : અને જૂનીના જીર્ણોદ્ધાર માટે મને હજાર આપો. (ત્યાં દિનેશ પ્રવેશે છે ને છેવટના શબ્દો સાંભળે છે.)

દિનેશ : કોના જીર્ણોદ્ધારની વાતો ચાલે છે પરાશર!

પરાશર : જી. કોઈનાય નહિ.

અપર્ણા : કેમ વાત ફેરવો છો! દિનેશભાઈ એ તો રંગભૂમિના ઉદ્ધારની ચર્ચા કરે છે.

દિનેશ : ચર્ચા કે ઝઘડો! તમને બનેને મેં કેટલી-વાર ના પાડી કે એવા ચેનચાળા ન કરો. આ ઘર છે. થિયેટર નહિ.

તુષાર : પણ ભાઈ! કલાકારને વળી ઘર શું અને થિયેટર શું! ભવન શુ કે ભાંગવાડી શું! એ તો જ્યાં નાચે ત્યાં એને જોઈ જનતા રાચે.

અનિલ : તું મુંગો રહે. તેં જ આ ઘરને નાટક-શાળામાં ફેરવી નાંખ્યું છે.

પરાશર : તો એમાં ખોટું શું કર્યું છે? મુંબઈનું દરેક ઘર નાટ્ય ઘરમાં ફેરવાઈ જાય તો ઘેર ઘેર મોહનલાલો

તુષાર : કે મધુકર રાંદેરિયા.

પરાશર : મોતીબાઇ

તુષાર : કે દીના ગાંધી

પરાશર : પ્રભુલાલ દ્વિવેદી

તુષાર : કે પ્રાગજી ડોસા પ્રાકે અને જીવનધોરણુ ઊંચું આવે.

અનિલ : પણ નૈતિક ધોરણુ નીચું જાય એનું શું ?

પરાશર : ભલે જાય. કોઇ એક સાહિત્યકારે કહ્યું છે કે નીતિ એ કલાની વિષકન્યા છે. કલાકાર નીતિ અનીતિના બંધનથી પર છે.

દિનેશ : પણ નાચવા ગાવા સિવાય બીજો ધંધો આવડે છે ખરો ?

તુષાર : એમ ઉતારી ન પાડો. યુરોપ અમેરિકામાં નાટકના કલાકારોને જોવા, માત્ર બે મિનિટ વાત કરવા લોકો કલાકો સુધી લાઇનમાં ઉભા રહે છે.

દિનેશ : તે કામ વગરના નવરા હશે.

પરાશર : હસ્તાક્ષર મેળવવા મોં માગ્યા દામ આપે છે.

અપર્ણા : તે બધા બ્રાપકમાઇવાળા હશે.

તુષાર : તેમના ચિત્રોને માનથી માથું નમાવે છે. નેતા કરતાં અભિનેતાને વધારે માન આપે છે.

અનિલ : તો તો જરૂર વેદિયા અને મૂર્ખ હશે.

પરાશર : દરેક વસ્તુને પૈસાની ફૂટપટ્ટીથી ન માપો. બાકી કલાકારની જિંદગીમાં સેવા પણ થાય છે અને સહેલાઇથી કીર્તિ અને કલદારનો સુમેળ સાધી શકાય છે.

અનીલ : હા. એ તો ઘણાય કલાકારને મેં અણા-ભમરા ફાંફાં દિવસ કાઢતા જોયા છે એ ઉપરથી સમજાય છે. સાચી કલાસાધના તો તપશ્ચર્યા માગે છે. તમારી જેમ અંદર અંદરના ઝઘડા નહિ.

(ઘડીઆળમાં સાડાઆઠનો ટકોરો પડે છે)

તુષાર : સાડાઆઠ વાગી ગયા. એકટ્રુમીમાં જવાનો સમય થઇ ગયો. હું જાઉં છું. (થોડે જઇ કંઇ યાદ આવતા) સાંજના બસો રૂપિયા આપજો. મારે નવા નાટક માટે કપડાં કરાવવાં છે. (જાય છે).

પરાશર : નવી રંગભૂમિપર આ જ દુઃખ છે ને, કપડાં પણ ઘરનાં પહેરવાના. મૌલીક નાટક ભજવે નહિ, અને આપણા વાતાવરણથી સાવ વિરૂદ્ધ એવા તરજુમા લઇ આવે. (થોડે જઇ) મોટાભાઇ! એકસો રૂપિયા આપજોને, નવા નાટકમા મારા માટે ખાસ કેરેકટર લખે એ માટે લેખક મહાશયને મારે કંઇક ભેટ આપવી છે. (જાય છે.)

અપર્ણા : આજે આવતાં બહુ મોડું થયું ભાઇ.

દિનેશ : હા ભાભી, ફરતો ફરતો જરા દૂર નીકળી ગયો. સવારનો ઠંડો પવન ને ઉછળતો ઉદધિ જોઇ મન તરંગે ચઢ્યું. સમયનું ભાન ન રહ્યું અને આવતાં જરા મોડું થયું.

અપર્ણા : થોડીવાર બેસો, ત્યાં હું તમારે માટે દૂધ ગરમ કરી લઇ આવું.

દિનેશ : પણ ભાભી. એમાં બદામ પીસ્તા કે સાકર ન નાખતાં મોળુ લાવજો.

અપર્ણા : ભલે. (જાય છે.)

અનિલ : સાકર વગરનું દૂધ? દિનેશ! કોઇ નવો પ્રયોગ કરી રહ્યો છે કે શું ?

દિનેશ : ભાઇ! જીવન પણ એક પ્રયોગશાળા જ છે ને? અવનવા અખતરા કરી તારણ કાઢવાનું હોય છે. કયારેક નિષ્ફળતા મળે તો કયારેક સફળતા.

અનિલ : સદાય તારૂં બોલવું મર્મભરેલું જ હોય છે. પણ દિનેશ, આ ઘરમાં મારા પુરુષાર્થથી પેદા કરેલો પૈસો છે. પ્રતિષ્ઠા છે, કુટુંબ પરિવાર છે, દુનિયા જેને સુખ કહે એ બધું જ છે. પછી શા માટે અવનવા અખતરા કરી દુઃખને આવાહન આપે છે?

દિનેશ : સુખદુઃખની કલ્પના તો સૌ પોતપોતાની રીતે બાંધે છે. અને સુખનાં સર્વ સાધન આપણા ઘરમાં જરૂર છે. પણ આપણું એક ઘર એટલે આખું આર્યાવર્ત નહિ.

અનિલ : હશે. ચાલ જવા દે એ વાત. અરે પણ હાં પન્નાના પિતાનો ફોન હતો. એમને હું શું જવાબ આપું?

દિનેશ : કઇ બાબતનો ?

અનિલ : તારી સગાઇનો.

દિનેશ : એ બાબત પર મેં વિચાર નથી કર્યો.

અનિલ : એટલે સભ્ય ભાષામાં ના કહે છે એમ જ ને?

દિનેશ : આપ ધારો તો એમ માની શકો છો.

અનિલ : પણ ભાઇ, પન્ના તારી સાથે જ કોલેજમાં ભણી છે, સુંદર છે, હોશિયાર છે. વળી પૈસાદાર પિતાની એકની એક પુત્રી છે.

દિનેશ : પણ મારો હમણા ઘરજમાઇ બનવા વિચાર નથી. ભવિષ્યમાં થશે તો વિનાસંકોચે હું તમને જણાવીશ.

અનિલ : વારું. તારે કામ પર લાગવું હોય તો હું કયાંક લાગવગ લગાવું.

દિનેશ : મારો ખર્ચો નીકળે એટલું કામ મળી રહે છે. વધારેની જરૂર નથી. અને ભાઇ એટલો મારી પાસે સમય પણ નથી.

અનિલ : ભલે, અરે પણ તારી ભાભી દૂધ લેવા ડેનમાર્ક ગઇ કે શું ? તું બેસ, હું નહાવા જાઉં છું અને તારી ભાભીને મોકલું છું.

દિનેશ : ઊભા રહો ભાઇ, મારે થોડા પૈસા જોઇએ છે.

અનિલ : પૈસા? પણ હમણા જ તે કહ્યું ને કે તારા ખર્ચા જેટલું તું કમાય છે. વધારેની તારે જરૂર નથી.

દિનેશ : હું મારા માટે નથી માગતો. બીજાને માટે માંગું છું.

અનિલ: પૈસા આપવા જેટલો સબંધ હું બીજા જોડે નથી રાખતો.

દિનેશ: એવું ન બોલો ભાઇ. નાલંદાબ્હેન પોશાક પાછળ, પરાશર કે તુષાર એમની કુટેવો પાછળ ઘણુંય ખર્ચે છે. મેં કોઇ દિવસ આપની પાસે એક પાઇ માગી નથી. આજે માત્ર પચાસ રૂપિયા માગું છું.

અનિલ: પાંચ રૂપિયા પણ હું તને આપવા તૈયાર નથી.

દિનેશ: તો ઉધાર આપો. મહેનત કરીને પણ હું તમને એ પાછા આપીશ.

અનિલ: ઉધાર આબરૂદારને અપાય છે. આદર્શવાદીઓને નહિ.

દિનેશ: મશ્કરી ન કરો ભાઇ. એમાંથી મારે એક દુઃખી કુટુંબને પગભર કરવું છે.

અનિલ: સુખદુઃખ તો સૃષ્ટિના સર્જનકાળથી સર્જનહારે સર્જ્યાં છે. એટલે સર્વત્ર સુખ જ હોય, દુઃખની છાયા પણ ન હોય એ બનવું અશક્ય છે. કોક સુખી તો કોક દુઃખી.

દિનેશ: ખરી વાત છે. પણ મારી એક વાત માનો.

અનિલ: (અધવચ જ) મારી એક પણ વાત તેં ક્યારે માની છે કે તારી વાત હું માનું. નાલંદા, પરાશર, તુષાર મનફાવે તેમ પૈસો વાપરે છે છતાં મારું માન રાખે છે. જ્યારે તેં સદા તારું જ ધાર્યું કર્યું છે ને!

દિનેશ: છતાં મને તમારા તરફ લાગણી જરૂર છે ભાઇ. વિચારોની જુદાઇથી વિખવાદ ન જાગે એ માટે સદાય હું સભાન છું.

અનિલ: દલીલબાજીમાં હું તને નહિ પહોંચું. તું તારે રસ્તે જા અને મને મારે રસ્તે જવાદે.

દિનેશ: એથી તમારી ને મારી વાતનો અંત આવશે. સળગતા પ્રશ્નોનો નહિ આવે.

અનિલ: તારા પ્રશ્નોનો અંત કોઇ લાવી શકે તેમ છે જ નહિ.

દિનેશ: થોડાક પૈસા...... .....

અનિલ: પૈસાની વાત જવા દે, મેં પૈસા સાચવ્યા છે આપણા કુટુંબ માટે. હું સંસારી છું; તારા જેવો એકલો નથી. ગૃહસ્થ માણસ પાંચ પૈસા બચાવે એ શું ગુન્હો છે?

દિનેશ: સમાજની દ્રષ્ટિએ એ ગુન્હો નહિ હોય પણ ઇશ્વરની નજરમાં એ જરૂર ગુન્હો છે.

અનિલ: આ દલીલ નવલકથામાં કે નાટકમાં સારી લાગે. વહેવારીક જીવનમાં નહિ સમજ્યો. અને હું પૈસા કમાયો છું માત્ર પુરૂષાર્થથી, ઇશ્વરની મહેરબાનીથી નહિ.

દિનેશ: અભિમાન એ તો વિનાશનું પહેલું પગથિયું કહેવાય છે.

અનિલ: દિનેશ! દુનિયામાં હું મારી રીતે જીવવા આવ્યો છું. જાતમહેનતથી આગળ વધ્યો છું. હું કોઇનાં જીવનમાં માથું મારતો નથી અને બીજાને માટે મારે મારા જીવનને વળાંક આપવાની જરૂરત પણ નથી.

દિનેશ: હવે કંઇ જ કહેવા જેવું નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે When God wants to destroy someone He makes him mad. તમે તો મોટા એન્જીનિયર છો. નદિના બે કિનારાને જોડતો પૂલ બાંધી શકો છો પણ બે માનવીના અંતરને જોડતો પ્રેમનો પૂલ નથી બાંધી શકતા?

[ત્યાં બહાર "તાર" એમ અવાજ સંભળાય છે. દિનેશ સહી કરી તાર લઇ તુરત આવે છે.]

દિનેશ: ભાઇ તમારો તાર છે.

(અનિલ કવર લઇ ખોલે છે)

અપર્ણા: લો દિનુભાઇ! તમારૂં દૂધ લાવી છું. કોનો તાર છે?

અનિલ: અપર્ણા! પુરો થવા આવેલો પૂલ તૂટી પડયો. આશરે આઠ લાખનું નુકશાન થયું.

(અપર્ણાના હાથમાંથી દૂધનો ગ્લાસ પડી જાય છે)

પડદો પડે છે.

## પ્રવેશ બીજો

(બીજા પ્રવેશની શરૂઆતમાં અનિલ નિરાશ થઇ બેઠેલો જણાય છે, અને અપર્ણા દૂધ લઇને આવે છે.)

અપર્ણા: અનિલ, (વિચારમાં લીન હોવાથી ન સાંભળતાં જરા ઊંચા અવાજે) અનિલ.

અનિલ: (ધ્યાનભંગ થતાં) કોણ અપર્ણા?

અપર્ણા: શા ઊંડા વિચારમાં પડી ગયા હતા? લો, આ દૂધ પી લો.

અનિલ: નહીં, દૂધ પીવાની અત્યારે જરાય ઇચ્છા નથી.

અપર્ણા: પણ તમને થઇ શું ગયું છે એ તો કહો. પેટ ભરીને જમતા નથી, કોઇની સાથે ઝાઝું બોલતા નથી અને આખો દિવસ ઊંડા વિચારોમાં ખોવાયેલા રહો છો. તબિયત બગડશે તો સારવાર કોણ કરશે?

અનિલ: શું વાત કરૂં અપર્ણા! પૂલ તુટે આજે ત્રણ માસ થવા આવ્યા, એ તો સરકારનું કોન્ટ્રેક્ટ પર લીધેલું કામ, અમૂક સમયમાં પૂરું કરી આપવું જ જોઇએ. નિર્ણિત સમય નજીક આવતો જાય છે અને પૈસા મેળવવાના બધા જ પ્રયાસો નિષ્ફળ થતા જાય છે.

અપર્ણા: પણ એથી અર્ધાભૂખ્યા રહી ઉજાગરા કરવાથી શું ફાયદો? જરા અરીસામાં જઇ તમારો દેખાવ જુઓ એટલે ઉપરથી, અને મારી સામે જુઓ એટલે અંદરથી કેટલા બદલાયા છો તે બરાબર દેખાશે.

અનિલ: પ્રસંગની ગંભીરતા તું સમજતી નથી અને નાહકની મારી મશ્કરી કરે છે. નિર્ણિત સમયમાં

નાલંદા : ટાઈપિસ્ટની નોકરી હું છોડીને આવી છું, ભાભી.

દિનેશ : પણ કંઈ કારણ?

નાલંદા : ભાઈ, હું જે ફર્મમાં નોકરી કરતી હતી તેનો શેઠ મને સારો માણસ નથી લાગતો. આમ આધેડ વય વટાવી ચુકેલ છે. પણ અત્યારે લક્ષણે પૂરો છે. મને ડ્રાફ્ટ નોટ કરાવવા પોતાની કેબિનમાં બોલાવી અને બિઝનેસ લેટરને બદલે લવ લેટર લખાવવા લાગ્યો. મારો એવો તો પિત્તો ગયો કે સીધી પગમાંથી ચંપલ કાઢી બે ચાર ચોડી દીધી ને નોકરી છોડી ચાલી આવી.

પરાશર : પછી આ બરણીબેન ક્યાં ભેગાં થયાં?

નાલંદા : ઓફિસ આગળથી આપણા ઘર આગળના બસસ્ટેન્ડે ઊતરી ત્યાં તો એક માણસ આ બરણી સાથે દોડતો મારી સાથે અથડાયો. સોરી કહેવાને બદલે મને કહે, "પલટ તેરા ધ્યાન કીધર હૈ." હું તો ઓફિસના મૂડમાં હતી એટલે ચપલપાક ચખાડતી આવી ને ઉતાવળમાં બરણી લેતી આવી.

તુષાર : મેં નહોતું કહ્યું કે આશા વાંઝણી નથી.

દિનેશ : હવે એ વાત બંધ કરો. આપણું ઘર પહેલાં જેવું હવે પૈસાદાર નથી. સૌએ પોતપોતાના કામની જવાબદારી સંભાળવાની છે અને એટલા માટે મેં કામની વહેંચણી કરી છે. ભાભી રસોડું સંભાળશે ને નાલંદા, બહારની ખરીદી કરશે.

તુષાર : નાલંદા, Please મારા માટે જરા ચાર મિનાર લઈ આવજે!

નાલંદા : (ગુસ્સાથી) શું કહ્યું?

તુષાર : કેમ બહારની ખરીદી તો તને સોંપાય છે ને! ખરીદીમાં ખાલી દાળ ચોખા જ નહીં, ચાર મિનાર પણ આવે છે.

પરાશર : એ રહેવા દે. નાલંદા જો ઓફિસના મૂડમાં હશે ને તો ચાર મિનારને બદલે ચંપલ આપશે અને ભાભી, અમે કામ કરશું તો અમારી રંગભૂમિનું શું?

અપર્ણા : તમે બન્ને રંગભૂમિ છોડો એટલે રંગભૂમિ આપોઆપ આગળ આવશે, સમજ્યા? (ત્યાં અનિલ આવે છે. તેના માથે વાગેલું છે. થોડા લોહીવાળો પાટો બાંધેલો છે. અપર્ણા એને જોઈ ચમકે છે) અનિલ! શું થયું?

અનિલ : કંઈ નહિ, પાછા ફરતાં ધૂનમાં ને ધૂનમાં ચાલતો હતો, ત્યાં રસ્તાના વળાંક પર એક ટેક્ષી સાથે અથડાઈ ગયો. ખાસ નથી વાગ્યું.

અપર્ણા : ફેરો ફળ્યો? પૈસા મળ્યા? (અનિલ મૂંગો મૂંગો નીચું જોઈ જાય છે)

દિનેશ : કંઈ વાંધો નહીં ભાઈ. જે કાંઈ થાય છે તે સારા માટે જ થાય છે.

અનિલ : અને એનો સૌથી વધુ આનંદ આજે તને થતો હશે-નહિ?

દિનેશ : આનંદ?

અનિલ : ત્યારે શું હમદર્દી થાય છે? જા, જઈને પેંડા વહેંચ, ઢોલ-ત્રાંસા વગાડી જગને જાહેર કર કે એન્જિનિયર અનિલકુમારની આબરૂનું જાહેર લીલામ થવાનું છે.—જા—(અનિલને ગુસ્સે જોઈ નાલંદા, તુષાર, પરાશર અંદર ચાલ્યા જાય છે.)

અપર્ણા : અનિલ, કોઈ પણ પરિસ્થિતિમાં મનુષ્યે મગજ પરનો કાબૂ ન ગુમાવવો જોઈએ.

અનિલ : દિનેશની સાથે રહી શિખામણ આપવાનો તને પણ ચેપ લાગ્યો છે. પણ મારા મનમાં શું વેદના થાય છે એ ફક્ત હું એકલો જ જાણું છું.

દિનેશ : મારી હાજરીથી દુઃખ થતું હોય તો હું ચાલી જાઉં, ભાઈ.

અનિલ : ના દિનુ, જવાનું તો હવે મારે છે. થોડા જ સમયમાં પૈસા વગર બધું જ હતું ન હતું થઈ જશે પછી તો અહીંથી જવાનું જ છે ને!

અપર્ણા : ઘર છોડવાનું અમને કોઈને કંઈ જ દુઃખ થતું નથી અનિલ. નાલંદા, તુષાર, પરાશર સર્વેને અમે સત્ય હકીકતથી વાકેફ કરી દીધાં છે. સર્વે આનંદથી એમાં સહમત થયાં છે.

અનિલ : પણ પૈસા વગર... ..

અપર્ણા : (અધવચ જ) મનમાં જરાય એવું ન લાવશો અનિલ. પહેલાં આપણે સાધારણ સ્થિતિના હતા. પણ સીધા રસ્તે શાંતિથી જીવનને જીવતા હતા, પછી પરિસ્થિતિ બદલાઈ. પૈસાના પૂજારી થયા, અને બે દિલોને જોડતો પ્રેમનો પુલ હચમચી ઊઠ્યો, દિનેશભાઈ જેવાના ટેકાથી એ પડતો બચ્યો એટલું સદ્‌ભાગ્ય.

દિનેશ : ભાભી...... ..

અપર્ણા : મને બોલવા દો દિનુભાઈ. અનિલ, તેં કોઈનું કંઈ જ અહીત નથી કર્યું, છતાં આડકતરી રીતે થોડોઘણો તું જવાબદાર તો છે જ.

દિનેશ : ભાભી...બસ હવે.

અપર્ણા : સૌને મનફાવે તેમ વાપરવા પૈસો આપ્યો, પણ જવાબદારી ન સમજાવી, અંકુશ ન રાખ્યો. જેમ જેમ પૈસો વધતો ગયો, તેમ તેમ તમને ખોટી પ્રતિષ્ઠાનો મોહ લાગ્યો. પહેલાંનું નિખાલસ દિલ બીકૂ અને અભિમાની બની ગયું. તમને એકલવાયી દુનિયા વસાવવાનું મન થયું.

દિનેશ : ભાભી, તમે હવે બોલતાં બંધ નહીં થાવ તો હું અહીંથી ચાલી જઈશ.

અપર્ણા : મને રોકો નહિ દિનુભાઈ, આજે દસ વર્ષ પછી ફરી મારા દિલને વાચા આવી છે. સ્નેહલગ્ન કરી સંસાર શરૂ કર્યો ત્યારે બન્ને સરખા હતા. એકબીજાને સલાહસૂચના આપતા હતા. સ્ત્રી પુરુષ જેવો અંતરમાં ભેદભાવ ન હતો, અને મારા સુખનો સૂર્ય સોળેકળાએ ઝળહળતો હતો. પણ પ્રારબ્ધનું પાસું પલટાયું, એને

પુરુષાર્થ ફળ્યો, પૈસો આવ્યો, અને ધીમે ધીમે એનું પામર પ્રભુત્વ જાગ્યું. દરેક વસ્તુ પૈસાથી ખરીદતાં શીખ્યો, અને પરિણામે પ્રેમ ખોઇ બેઠો. દસ વર્ષ પછી આજે મને ખબર પડી કે હું જેને સંસાર–સફરનો સમર્થ સાથી સમજી સ્નેહ કરતી હતી તે તો સોના–ચાંદીના સિક્કા ગણનો માત્ર વ્યાપારી નીકળ્યો. અનિલ હજુ પણ જીવનને વળાંક ન આપવો હોય તો પડી રહો આ કુટિરમાં, ઝાંઝવાના જળથી પ્યાસ બુઝાવવા પ્રયત્ન કર્યા કરો, હું જ બન્નેને લઇને ક્યાંક ચાલી જઇશ; તમને કુટુંબ કબીલા વગર ચાલશે, કલદાર વગર નહીં ચાલે, અપર્ણાના પ્રેમ વગર ચાલશે પણ પૈસા વગર નહીં ચાલે.

(ત્યાં નાલંદા કાગળ લઇ આવે છે)

નાલંદા: ભાભી, તમારો કાગળ છે.

(અપર્ણા કાગળ લઇ બેસે છે)

દિનેશ: કોનો કાગળ છે ભાભી?

અપર્ણા: પન્નાનો, (વાંચે છે) "પ્રિય ભાભી, આજે ના છૂટકે મારે તમને આ પત્ર લખવો પડે છે. તમારા દેયરના ભેજામાં તો એક જાતની આદર્શોની ધૂન ભરાઇ છે. હું શ્રીમંત ઘરમાં જરૂર ઉછરી છું. છતાં એટલી બધી નાજુક નથી કે તમારા દિયર સાથે ભાગ્ય ન જોડી શકું. તમારું ઘર આજે નહીં તો કાલે મારું જ ઘર છે. આ સાથે મારી માતા તરફથી મળેલ વારસો હું તમને મોકલું છું. આશા છે કે એમાંથી અનિલભાઇને કંઇક રસ્તો મળે. લિ. તમારી જ પન્નાના પ્રણામ" (અપર્ણા બોલે છે) લો, દિનુભાઇને અપનાવવા શ્રીમંતની કન્યા લક્ષ્મીને લાત મારી આવે છે. એનું બધું જ તમને આપે છે. હજુ પણ વધારે જોઇતા હોય તો હું પણ મારા પિતા પાસેથી લઇ આવું. સ્નેહલગ્ન કર્યા પછી કોઇ દિવસ હાથ લાંબો નથી કર્યો. કહેતા હો તો મારું સ્વમાન વેચી આવું?

અનિલ: (ગળગળા અવાજે) ના અપર્ણા, એમ કરવાની કાંઇ જરૂરત નથી. હું જાણું છું કે મારામાં થયેલા આંતરિક ફેરફારે સદાય હસતી, સૌને હસાવતી એવી અપર્ણાને ઘણું જ દુઃખ પહોંચાડ્યું છે. પ્રભુ ભલે હવે આ કુટિરનું લિલામ થઇ જાય. ભલે આ બધું ચાલી જાય, પણ હું તમને કોઇને વધુ ગુમાવવા નથી માગતો.

અપર્ણા: (અનિલની આંખમાં આંસુ જોઇ, અનિલના કોટમાંથી સિગરેટ કાઢી તેના મોમાં મૂકતાં અને દિવાસળીથી સળગાવતાં) અનિલ, જો ખરેખર એમ જ થાય તો અત્યાર સુધી આપણું ઘર એક કલબ જેવું હતું. સૌ આવતા, કામ પતાવતા અને મનફાવે ત્યારે ચાલી જતા એ સાચા અર્થમાં હેપી હોમ બને. (Sweet and happy home.)

(ત્યાં પડદો પડે છે.)

[આ નાટક ભજવતાં પહેલાં લેખકની પરવાનગી અત્યંત આવશ્યક છે.]



આંતર-વિદ્યાલય નાટ્યસ્પર્ધા વખતે 'જીવન નાટક' ભજવનાર સિદ્ધાર્થ કોલેજના વિદ્યાર્થીઓ, નાટકના લેખક શ્રી અજીત પટેલ અને દિગ્દર્શક શ્રી વિષ્ણુ વ્યાસ સાથે



'જીવન નાટક'ના એક દૃશ્યમાં શ્રી રસિકલાલ સોમાણી અને શ્રી ગીતાં દેસાઇ

# ત્રીજો મુંબઈ રાજ્ય નાટ્યોત્સવ

મુંબઈ સરકારયોજીત ત્રીજો નાટ્યોત્સવ ચાલુ વર્ષના આખરના ભાગમાં યોજવામાં આવશે. પ્રાથમિક પ્રાદેશિક સ્પર્ધાઓ, રાજ્યમાં જુદા જુદા કેન્દ્રોએ, નવેમ્બરના બીજા અઠવાડિયામાં શરૂ થશે. એમાંથી પસંદ કરાયેલાં નાટકો આખરી સ્પર્ધામાં આવશે. આ મહોત્સવમાં માત્ર ગુજરાતી અને મરાઠી નાટ્ય સંસ્થાઓ જ ભાગ લઈ શકશે. બૃહદ્ મુંબઈની કોલેજો અને પાઠશાળાઓ, અર્વાં કલાક સુધીના, સંસ્કૃત નાટકોના પસંદ કરેલા પ્રવેશો ભજવવા પૂરતો એમાં ભાગ લઈ શકશે. આ પ્રવેશો માટે રૂા ૨૫૦, રૂા. ૧૫૦ અને રૂા. ૧૦૦ના ત્રણ ઈનામો રાખવામાં આવ્યાં છે.

નાટ્ય મહોત્સવમાં ભાગ લેવા ઈચ્છતી સંસ્થાઓએ તેમના નામ, મંત્રી, રેકિએશન કમિટિ, ડિરેક્ટોરેટ ઓફ પબ્લિસિટી, સચિવાલય, ફોરશોર રોડ, મુંબઈ ૧ની કચેરીમાં તા. ૧૦ ઓક્ટોબર ૧૯૫૫ પહેલાં નોંધાવવાના છે. દરેક સંસ્થાઓએ વધુમાં વધુ ત્રણ નાટ્યકૃતિઓ મોકલવી જેથી સુયોજનાના કારણસર પ્રથમ કૃતિ જો સરકારને સ્વીકાર્ય ન હોય તો અન્ય કૃતિઓ સંબંધમાં વિચારણા થઈ શકે. ચેરિટી કમિશ્નર સમક્ષ રજિસ્ટર થયેલી અવેતન નાટ્ય સંસ્થાઓ જ આમાં ભાગ લઈ શકે.

સમગ્રપણે સમાજનું નૈતિક તથા બૌદ્ધિક ધોરણ ઊંચે લાવવામાં અને કલ્યાણ સાધવામાં ફાળો આપનારાં અને જાતિ, કોમ, ધર્મ કે રાજકીય વિવાદ જાગૃત ન કરે તેવાં નાટકો જ સ્વીકારવામાં આવશે. કાંઈ પણ કારણ આપ્યા સિવાય કોઈ પણ તબક્કે, કોઈ પણ નાટકનો અસ્વીકાર કરવાનો હક્ક સરકારને છે.

* * *

## મનોરંજન વેરો હવે ટકાવારીના ધોરણે લેવાની દરખાસ્ત: પ્રગટ થયેલો સુધારાનો ખરડો

૧૯૨૩ના મુંબઈ મનોરંજન વેરા ધારામાં વધુ સુધારો કરીને મનોરંજન વેરો હાલની તબક્કાવાર પદ્ધતિને સ્થાને કરવેરા તપાસ પંચની ભલામણ મુજબ ટકાવારીના ધોરણે લેવાની દરખાસ્ત કરવામાં આવી છે. ફિલ્મ તપાસ સમિતિ તેમ જ ચલચિત્ર ઉદ્યોગે પણ વેરાની આ પદ્ધતિ પસંદ કરી છે. વેરાની આ નવી પદ્ધતિથી રાજ્યની આવકને અસર પહોંચવાનો સંભવ નથી.

સુધારાનો ખરડો ઓગસ્ટની તા. ૩૧મીના મુંબઈ સરકારના ગેઝેટમાં પ્રસિદ્ધ થયો છે.

સુધારેલા ખરડા મુજબ, વેરા સિવાયની પ્રવેશ ફી ઉપર નીચેના ધોરણે મનોરંજન વેરો લેવાની દરખાસ્ત છે:

બૃહદ્ મુંબઈ અને અમદાવાદ તથા પૂના શહેરો અને કેન્ટોનમેન્ટમાં જો ફી પાંચ આનાથી વધુ ન હોય તો ૨૦ ટકા; પાંચ આનાથી વધુ હોય પણ રૂા. ૧-૮-૦ થી વધુ ન હોય તો ૨૫ ટકા; અને રૂા. ૧-૮-૦થી વધુ હોય તો ૩૩⅓ ટકા. અન્ય વિસ્તારોમાં જો ફી રૂા. ૧-૪-૦ થી વધુ ન હોય તો ૨૦ ટકા અને રૂા. ૧-૪-૦ થી વધુ હોય તો ૨૫ ટકા.

મનોરંજન વેરાની ગણતરી વેળાએ ૬ પાઈથી ઓછી રકમને ૦ પાઈ ગણવામાં આવશે અને ૬ પાઈથી વધુ રકમને એક આનો ગણવામાં આવશે.

* ૦ *

## બિનધંધાદારી મનોરંજન પર વેરો લેવામાં નહિ આવે

મુંબઈ સરકારે કરવેરા તપાસ સમિતિની ભલામણ પરથી બિનધંધાદારી પ્રકારોના મનોરંજનને કરવેરો ભરવામાંથી મુક્તિ આપી છે. બૃહદ્ મુંબઈમાં પોલિસ કમિશ્નર અને રાજ્યમાં અન્યત્ર જિલ્લા મેજિસ્ટ્રેટો આ પ્રકારની મુક્તિ આપશે.

બિનધંધાદારી પ્રકારનાં મનોરંજનમાં અવેતન કળાકારો, વિદ્યાર્થીઓ, કલબના કે કોઈ પણ સંસ્થાના સભ્યો, વગેરેનો તથા રેસ સિવાયના, તમામ રમતગમતના કાર્યક્રમો. સિવાય કે તે ધંધાદારીઓના શો, પ્રદર્શનો કે ધંધાદારી કુસ્તીબાજ હરીફોની સ્પર્ધાઓ હોય તેનો સમાવેશ થાય છે. એનો અર્થ એ કે જો પ્રદર્શન કે શો વૈયક્તિક, ધંધાકીય કે સંસ્થાકીય નફા માટે હોય અથવા બિનનફાકારક–એટલે કે માત્ર અભિવ્યક્તિ, પ્રદર્શન શિક્ષણ, સાંસ્કૃતિક હેતુઓ વગેરે પૂરતો તે યોજાયો હોય કે ટુર્નામેન્ટો અને બિનધંધાદારી હરીફાઈઓ કે ધાર્મિક અને પરોપકારાર્થે યોજાયા હોય તે નક્કી કરીને મનોરંજનના કરવેરાની કક્ષા ઠરાવવામાં આવશે.

ધંધાદારી પ્રકારના મનોરંજનનાં ધંધાદારી કળાકારો દ્વારા કે પ્રયોજકો દ્વારા નફા કે ગુજરાનના હેતુ પૂરતા યોજાતા તમામ શો, પ્રદર્શનો અને મનોરંજનના કાર્યક્રમોનો સમાવેશ થાય છે.

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શકય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



તિપારણના દરિયેથી !

:સંપાદક:
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી નવીન સરોજ નાટક સમાજ

આ સંસ્થાઓની મોટા ભાગની માહિતી આપવા માટે કવિ શ્રી મનસ્વી પ્રાંતિજવાળાના આભારી છીએ.

શ્રી દેશી નાટક સમાજના ભૂતપૂર્વ મેનેજર પોપટલાલ કેસરીસીંગ શેઠે સને ૧૯૨૯માં વડોદરા મુકામે વાંકાનેર થિયેટરમાં, શ્રી નવીન સરોજ નાટક સમાજ નામે પોતાની સ્વતંત્ર સંસ્થા શરૂ કરી.

મા. કચરાલાલ, કેશવલાલ (સરસ્વતીચંદ્ર), સુરજરામ (સ્પેશિયલ સુંદરી) બબલદાસ, સોમનાથ અને પ્રેમશંકરને રોકયા.

શ્રી દેશી નાટક સમાજના સૌજન્યથી તેનાં મીનળ મુંજાલ, દીવાન, દુર્ગાદાસ, અજીતસિંહ, સન્યાસી અને સતી દ્રૌપદી જેવાં લોકપ્રિય નાટકો તેમજ અમદાવાદની રમણલાલ લાલભાઇની ટૂંક સમય પર બંધ થયેલ શ્રી સરોજ નાટક સમાજનાં નાટકો ભજવ્યાં.

ટૂંક સમય બાદ વડોદરાથી કંપની અમદાવાદ મુકામે ભારત ભુવન થિયેટરમાં ગઇ. અત્રે કવિ મનસ્વી પ્રાંતિજવાળા તથા લોકપ્રિય કળાકારો દાદુજી અને હિંમતરામ જોડાયા. અત્રે પણ શ્રી દેશી નાટક સમાજનાં તેમજ સરોજ નાટક સમાજનાં ઉપરોક્ત નાટકો રજૂ કર્યાં. સને ૧૯૩૦ના ઓગસ્ટની શરૂઆતમાં કંપની મુંબઇ આવી. અહીં જાલેજર તથા હમીરજી ઉસ્તાદને રોકયા. ભાંગવાડી પ્રિન્સેસ થિયેટરમાં સર વસંતકુમાર નાટકથી શરૂઆત કરી અને ટૂંક સમય બાદ કંપનીએ પોતાની માલિકીનું પ્રથમ નાટક 'વીરની વટ' રજૂ કર્યું.

૧. વીરની વટ : તા. ૨૧-૮-૧૯૩૦.
લેખક : કવિ જી. એ. વૈરાટી.
ગીતો : કવિ મનસ્વી પ્રાંતિજવાળા.
સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર.
દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક.
પાત્રો : કચરાલાલ, દાદુજી, હિંમતરામ, જાલેજર, કેશવલાલ, (સરસ્વતીચંદ્ર) સુરજરામ, (સ્પેશિયલ સુંદરી) બબલદાસ, સોમનાથ, પ્રેમશંકર, નર્મદાશંકર, રામકૃષ્ણ અને એરચશા



શ્રી પોપટલાલ કેસરીસીંગ શેઠ

૨ અણંકી વીર : ૧૫-૧૦-૧૯૩૦
લેખક : કવિ મનસ્વી પ્રાંતિજવાળા
ગીતો : કવિ જી. એ. વૈરાટી
સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર.
દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક
પાત્રો : 'વીરની વટ' નાટકનાં મોટા ભાગના

નોંધ : આ નાટકમાં દેશભક્તિ, સ્વાર્થત્યાગ અને બલિદાનની ભાવનાઓ વ્યક્ત કરતાં દ્રશ્યો આલેખાયાં હતાં

૩. રાજલક્ષ્મી : ૨૫-૧૨-૧૯૩૦
લેખક : કવિ જી. એ. વૈરાટી.
ગીતો : કવિ મનસ્વી પ્રાંતિજવાળા.
સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર.
દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક.

પાત્રો : કચરાલાલ, દાદુજી, દિગંબરરામ, નસેજર, કેશવલાલ (સરસ્વતીચંદ્ર), સુરજરામ (સ્પેશિયલ સુંદરી), બબલદાસ, સોમનાથ, પ્રેમશંકર, નર્મદાશંકર, ઉમેદ અને ચત્રભુજ.

આ નાટક બાદ કવિ વેરાટી છૂટા થયા.

૪. લાખો ફુલાણી  ૨૧-૩-૧૯૩૧.

લેખક : વિજય-શંકર ભટ્ટ (પ્રકાશ પિકચર્સવાળા)

ગીતો : કવિ મનસ્વી પ્રાંતિજવાળા

કચ્છી ગીતો : પંડિત પરિમલ

સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર

દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક

સન્નિવેશ : પેઇન્ટર અહમદ આલમ

પાત્રો : કચરાલાલ, દાદુજી, દિગંબરરામ, નસેજર, કેશવલાલ, સુરજરામ, બબલદાસ, સોમનાથ, પ્રેમશંકર નર્મદાશંકર, ઉમેદ, મા. દીપક, હરિલાલ અને દિગંબરલાલ (કોમિક)

નાટક સારો ફતેહ પામ્યો.

૫. તારણહાર : ૯-૭-૧૯૩૧

લેખક : લાભશંકર હરજીવનદાસ મહેતા

હાસ્ય : પ્રભુલાલ દ્વિવેદી. ગીતો : રઘુનાથ બ્રહ્મભટ્ટ.

સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર.

સન્નિવેશ : જહાંગીરજી મિસ્ત્રી, ખંડુભાઇ

દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક

પાત્રો : કચરાલાલ, નસેજર, દાદુજી, દિગંબરરામ, કેશવલાલ સુરજરામ, બબલદાસ, અન્વર, સોમનાથ, નારણ, (ફતેચંદ), પ્રેમશંકર, નર્મદાશંકર અને એરચશા.

**ખાસ નોંધ :** આ નાટકનો પ્રહસન વિભાગ તથા ગીતો પ્રથમ કવિ મનસ્વી પ્રાંતિજવાળાએ લખેલાં હતાં, પણ સંચાલકોને પસંદ નહિ પડવાથી ડ્રેસ રિહર્સલ બાદ તે કાઢી નાખવામાં આવેલાં અને નવેસરથી પ્રભુલાલ દ્વિવેદીએ હાસ્યવિભાગ અને રઘુનાથ બ્રહ્મભટ્ટે કવિ મનસ્વીનાં થોડાંક ગીતો રહેવા દઈને બાકીનાં ગીતો નવાં લખ્યાં.

કવિ મનસ્વી પ્રાંતિજવાળા છૂટા થયા.

૬. વીર ધવલ : ૨૧-૧૦-૧૯૩૧

લેખક : વિજય-શંકર ભટ્ટ (પ્રકાશ પિકચર્સવાળા)

ગીતો : કવિ જામન

સંગીત : હમીરજી ઉસ્તાદ, ઉગરચંદ માસ્તર

દિગ્દર્શક : કચરાલાલ શિવલાલ નાયક

પાત્રો : કચરાલાલ, નસેજર, દાદુજી, દિગંબરલાલ, કેશવલાલ, છગીલદાસ, બબલદાસ, પ્રેમશંકર, નર્મદાશંકર, અન્વર, નાનજી અને રજુભાઇ.

આ નાટક બાદ ટૂંક સમય પછી કંપની બંધ થઇ.

કંપનીના લેણદારો કાનજી પારસી અને જમનાદાસ વીરજીએ 'મેલિફિસેન્ટ' લાખિયા એન્ડ કું. મારફત કંપનીનો કબજો લીધો. ★

## ઉમેરો

આ માસિકના ગયા અંકમાં શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજની વાડી પ્રકટ કરી હતી તે તરફ શ્રી અમૃત જાની તથા શ્રી ચીમનલાલ ચોકસી (ચકુડો) ધ્યાન ખેંચી નીચે મુજબનો ઉમેરો મોકલ્યો છે. એ બન્ને ભાઇઓનો હું આભારી છું. —સંપાદક

શ્રી ચંદુલાલ ભગવાનદાસ મપારાએ સજીવન કરેલી આ સંસ્થાએ વડોદરામાં જૂનાં નાટકો ભજવ્યાં બાદ 'પ્રેમ કે મોહ' નામે નવું નાટક રજૂ કર્યું.

૪૧. પ્રેમ કે મોહ : ૧૯૩૯.

લેખક : મણિલાલ પાગલ

ગીતો : રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત : જગદેવ માસ્તર

દિગ્દર્શક : પ્રાણસુખ (એડીપોલો)

પાત્રો : ચંપકલાલ; સુરજરામ (સ્પેશિયલ સુંદરી'; અમૃત જાની; અબદુલ શકુર; અંબાલાલ (કોમીક), ચીમન (ચકુડો), મા. શૌકત; પ્રભાશંકર અને પ્રમીલા

૪૨ વારસદાર : ૧૯૩૯.

લેખક : મણિલાલ પાગલ

ગીતો : રઘુનાથ બ્રહ્મભટ્ટ

સંગીત : જગદેવ માસ્તર

દિગ્દર્શક : પ્રાણસુખ (એડીપોલો)

પાત્રો : 'પ્રેમ કે મોહ' નાટક પ્રમાણે

બન્ને નાટકો સાધારણ ગયાં. પ્રાણસુખ એડીપોલો છૂટા થયા. રામલાલ અને મા. વિક્રમ જોડાયા. વડોદરા છોડી કંપની અમદાવાદ ભારત ભુવન થિયેટરમાં ગઇ. 'વારસદાર' નાટકને સુધારા વધારા સાથે તેમજ જીવણલાલ બ્રહ્મભટ્ટ પાસે નવાં ગીતો લખાવી નવા સ્વરૂપે ભજવ્યું.

૪૩ સ્નેહલગ્ન : ૧૯૩૯

લેખક : જીવણલાલ બ્રહ્મભટ્ટ

દિગ્દર્શક : મા. વિક્રમ

પાત્રો : કંપનીના તમામ કલાકારો

૪૪ પુણ્ય પ્રભાવ : ૩૧-૮-૧૯૩૯

બાકીની વિગતો ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે. ★

# શ્રી કાન્ત નાટક સમાજ

શ્રી લાલભાઈ પોપટલાલ શેઠ નામના એક નાટ્ય શોખીન વણિક ગૃહસ્થે સમાધિસ્થ થયેલ, શ્રી નવીન સરોજ નાટક સમાજના માલિક અને પોતાંના પિતા શ્રી પોપટલાલ કેસરીસીંગ શેઠના નેતૃત્વ નીચે નાટ્ય જગતના સુપ્રસિદ્ધ દિગ્દર્શક શ્રી મૂળચંદમામાના સહકારમાં સને ૧૯૩૩માં વડોદરા મુકામે શ્રી લક્ષ્મી પ્રતાપ થિયેટરમાં **શ્રી કાન્ત નાટક સમાજ** નામે નાટ્ય સંસ્થા શરૂ કરી.

કચરાલાલ, પ્રાણસુખ (એડીપોલો), મૂળજી ખુશાલ, ચુનીલાલ (દુર્ગાદાસ), વસંત, નર્મદાશંકર, બબલદાસ, ત્રિકમ, હિંમતરામ કોમીક), પ્રભાશંકર (રમણી), તથા બળદેવ જેવા નામી કલાકારોને રોકી લીધા.

શરૂઆતમાં શ્રી દેશી નાટક સમાજ, શ્રી સરોજ નાટક સમાજ તેમજ શ્રી નવિન સરોજ નાટક સમાજનાં નાટકો ભજવ્યાં. બાદ વડોદરાથી કંપની અમદાવાદ ભારત ભુવન થિયેટરમાં ગઈ.

અહીં કવિ મનસ્વી જોડાયા.

મૂળચંદમામાની ભૂમિકા સાથે લોકપ્રિય નાટક 'બોલનો કાગળ' રજૂ કર્યું.

તારણહાર નાટકને સુધારી તેનો સંગીત વિભાગ જીવણલાલ બ્રહ્મભટ્ટ પાસે વધુ રસિક બનાવી, જૂના તેમજ નવાં પાત્રો સાથે તા. ૨૦-૮-૧૯૩૩ના રોજ રજૂ કર્યું.

પાત્રો : ચુનીલાલ (દુર્ગાદાસ), પ્રાણસુખ (એડીપોલો) મૂળજી ખુશાલ, કચરાલાલ. બબલદાસ, મા. વિઠ્ઠલ પ્રભાશંકર (રમણી) મા. વસંત, બળદેવ અને દોલત.

**નોંધ :** આ નાટકના એક દૃશ્યમાં સુશીલાની ભૂમિકા ભજવતાં મા. વસંતના હાથે ગોળી છૂટતાં પ્રાણસુખ (એડીપોલો)ને ઇજા થઈ અને થોડો વખત તેઓ કામ કરી શક્યા નહીં.

મૂળચંદમામાએ 'અટંકી વીર'ને સુધારાવધારા સાથે 'કન્યાદાન' નામથી રજૂ કર્યું.

**૧. કન્યાદાન : મે ૧૯૩૩**

લેખક : કવિ મનસ્વી પ્રાંતિજવાળા

ગીતો : કવિ મનસ્વી પ્રાંતિજવાળા, જીવણલાલ બ્રહ્મભટ્ટ.

સંગીત : મૂળચંદમામા

દિગ્દર્શકો : મૂળચંદમામા, ચુનીલાલ (દુર્ગાદાસ)

સન્નિવેશ : પેઇન્ટર અમૃતલાલ નાયક (જગુદનવાળા)

પાત્રો ; ચુનીલાલ (દુર્ગાદાસ), મૂળજી ખુશાલ, કચરાલાલ, સુરજરામ (સ્પેશિયલ સુંદરી), બબલુદાસ, હિંમતલાલ (કોમીક), વસંત, વિઠ્ઠલ રણછોડ, અને દોલત

નાટક ઠીક ગયો. આ નાટક બાદ મૂળચંદમામા પ્રભાશંકર (રમણી) અને મા. વિઠ્ઠલ છૂટા થયા અને ચુનીલાલ (દુર્ગાદાસ)ની દિગ્દર્શક તરીકે વરણી થઈ.



શ્રી લાલભાઈ પોપટલાલ શેઠ

કેટલાક સમય બાદ કંપની અમદાવાદથી સુરત ગઈ અને ત્યાં થોડાંક નાટકો ભજવ્યાં બાદ મુંબઈ આવી અને રોયલ ઓપેરા હાઉસમાં તા ૨૦-૬-૧૯૩૩ના રોજ 'તારણહાર' નાટકથી શરૂઆત કરી. આ નાટકમાં જાણીતા કલાકાર પ્રાણશંકર આચાર્યને રજૂ કર્યા. ત્યારબાદ 'લાખો ફુલાણી' રજૂ કર્યું. આ નાટકમાં નાચ માટે પ્રથમવાર એંગ્લો-ઇન્ડિયન સ્ત્રી પાત્રોને રજૂ કર્યા.

કન્યાદાન નાટકને તેનું કોમીક તથા સંગીતને થોડા ફેરફાર સાથે કાયમ રાખી બાકીનું નવેસરથી પુનઃ તૈયાર કરી તા. ૩-૮-૧૯૩૩ના રોજ રજૂ કર્યું મા. વસંત પુરુષની ભૂમિકામાં પ્રથમવાર રજૂ થયા. આ નાટકની વિશિષ્ટતા એ હતી કે તેમાં એકે ખલનાયકનું પાત્ર નહોતું.

સંસ્થાની વ્યવસ્થામાં ફેરફાર થયો અને કંપનીનું સંચાલન શ્રી જમનાદાસ વલ્લભરામ ભટના હાથમાં સોંપાયું. રોયલ ઓપેરા હાઉસમાંથી કંપની પ્લેહાઉસ ઉપર રીપન થિયેટરમાં ગઈ.

**૨ રાજકુમારી : (કૃષ્ણા) ૧૨-૧૦-૧૯૩૩**

પ્રયોજક : મૂળચંદમામા
લેખક : દેવદત્ત તારકસ
હાસ્ય અને ગીતો : જીવણલાલ બ્રહ્મભટ્ટ
સંગીત : મૂળચંદમામા
દિગ્દર્શકો : મૂળચંદમામા, ચુનીલાલ (દુર્ગાદાસ)

પાત્રો : ચુનીલાલ (દુર્ગાદાસ), મૂળજી ખુશાલ, કચરાલાલ, સુરજરામ, વસંત, બબલદાસ, હિંમતલાલ (કોમીક), છબીલદાસ, અને જાલસરદાર.

[ અનુસંધાન પાના ૩૮ ઉપર ]

# ❊ આરતીના દીવા ❊



## ભારત નાટ્ય સમાજનું સફળ સર્જન

તા. ૨૦-૯-૫૨ની રાતે ભાંગવાડી, પ્રિન્સેસ થિયેટરમાં શ્રી પ્રફુલ્લ દેસાઇ કૃત નવી નાટિકા "આરતીના દીવા" રજૂ થઇ; એમાં પોલિસ અફસરોની નૈતિક ફરજોનું સુરેખ આલેખન છે. ભાવના અને કર્તવ્ય વચ્ચેનું ઘર્ષણ છે.

**વસ્તુ:** રણજીત રિક્ષાવાળો પોતાના નાના ભાઇ સુરેશ, જે પોલિસખાતામાં સાધારણ સિપાઇ છે તેને આગળ વધારવામાં ખૂબ જ જહેમત ઉઠાવે છે. એમાં રણજીત પર ખૂનનો ખોટો આરોપ આવે છે. જેણે પોતાના પરસેવાથી પોતાને ભણાવ્યો, ઊંચો આણ્યો એવા મોટા ભાઇને બેડી પહેરાવતાં સુરેશ અચકાય છે. તેને રણજીની પત્ની અમિતા કર્તવ્યની કેડી પર મૂકે છે. કર્તવ્યનાં લગ્નમાં સુરેશને એ પછી ખૂબ જ સજાગ રહેવું પડે અને ઘણી વખત પોતાના ઉપરી વિરંચીલાલના પુત્ર ઇન્દ્ર અને પુત્રી માલવિકાની કડવી નજરના ભોગ બનવું પડે છે. જ્યાં આખરે સત્યનો જય થાય છે, ખરો ખૂની પકડાય છે અને રણજીત નિર્દોષ ઠરી છૂટી જાય છે ને માલવિકા સુરેશને જ પરણે છે.

**લેખન:** શ્રી પ્રફુલ્લ દેસાઇ વર્તમાન યુગની નાડ સારી રીતે પારખી નવી વસ્તુ, નવી શૈલીનાં નાટકો આપે જાય છે અને આ નાટક નવી કહાની કહી જાય છે. એના સંવાદોમાં ચાતુરી છે, કટાક્ષો છે અને ઉપદેશોની ઝડી પણ વરસે છે. (કોઇક વખત વધુ પડતી) પ્રારંભમાં સુરેશ રણજીતને રિક્ષા ચલાવવાનું બંધ કરવા વિનવે છે, કારણ કાયદો મનાઇ કરે છે પણ રણજીત માનતો નથી. રણજીત જેવો સમજુ માણસ કાયદાને માન ન આપે એ કેમ બને? ભાવનાને વશ થઇ સુરેશ કદાચ એને ન પકડે તો ફરજ બજાવતા અન્ય સિપાઇઓ તો જરૂર પકડી શકે. એ પછી અમિતા સુરેશને કર્તવ્યનું ભાન કરાવી સુરેશની મારફત પોતાના જ પતિને કેદ કરાવે છે, પણ ખરો ખૂની પકડાતાં એ ખૂનીને છોડી દેવા કહે છે કારણ એણે પોતાની પુત્રીની જાન બચાવી. એ તો મનુષ્ય ધર્મ છે. એમાં અમિતાને માનવતા લાગી પણ સાથે પોતાનો સ્વાર્થ (પુત્રી પ્રત્યેનો પ્રેમ) પણ હતો. એ સ્વાર્થ ખાતર પતિને ફાંસીને માંચડે મોકલનાર સ્ત્રી, ન્યાયદેવતાની ઠેકી બને એ અજુગતું છે. ખૂનનો સ્ફોટ બીજા અંકના પ્રથમ પ્રવેશમાં જ કરી દેવામાં આવે છે એથી જે Suspense અને Tension હતું એ ચાલ્યું જાય છે.

**રજુઆત:** સંવાદો બોલવામાં કેટલાંક પાત્રો અચકાતાં હતાં એટલે એકાદ વધુ અજવાળિયાનાં રિહર્સલની જરૂર જણાતી હતી.

**સન્નિવેશ:** પ્રથમ દશ્ય માટે શ્રી શંકરરાવ પ્રધાનને અભિનંદન. વિરંચીલાલનો દીવાનખંડ પણ સુંદર છે. પ્રહસન વિભાગનું પ્રથમ કવર, (તિજોરી સાથેનું) એ માસિક રૂા. ૭૫ કમાતા પટાવાળાની ઓરડીનું ન લાગ્યું અને બીજું કવર તો કોઇ રાજામહારાજાના મહેલનું હતું. પટાવાળાને બદલે મગનને કારકૂન બનાવ્યો હોત તો એનું રહેઠાણ, ભાષા અને પહેરવેશ યોગ્ય લાગત.

**પ્રહસન:** અધિકારની ખુરશી શોભાવતા મહાશયો ઉપર સારી ટકોર છે પણ પ્રસંગો નથી એટલે એની એક વાતનું પુનઃ ઉચ્ચારણ વેગને ઠંડો પાડી દે છે. પ્રહસન વિભાગમાં પ્રથમવાર ઉતરી શ્રી શનિ માસ્તર વૃદ્ધ, પવિત્ર માનવી તરીકે સારી છાપ મૂકી જાય છે પણ સંવાદોમાં એમની ઐતિહાસિક લઢણ કૃત્રિમતા લાવે છે. ચીમન તરીકે ભાઇ દીપક. એમનાં ગુજરાતી શબ્દોનાં ઉચ્ચાર સુધારે તો ભાવિના આશાસ્પદ કલાકાર છે.

**અભિનય:** ચંપકલાલજી વાસ્તવદર્શી અભિનય આપે છે. એમની પૂર્વ ભૂમિકાઓ કરતાં રણજીતનાં પાત્રને તેઓ સ્વાભાવિકપણે ભજવી જાય છે. એમને સાથ આપતા સૂર્યકુમાર અને સરસ્વતીદેવી પણ નાટકની સફળતામાં ગણનાપાત્ર ઉમેરો કરે છે. જ્યારે નવી અભિનેત્રી જયમાલાને હજી તાલીમની જરૂર જણાય છે.

**દિગ્દર્શન:** જ્યાં જ્યાં પ્રસંગોની પકડ છે ત્યાં દિગ્દર્શકની મહેનત દેખાઇ આવે છે. સિનનો ટેમ્પો જારી રહે એ માટે અવાજનો આરોહ અવરોહ તથા ભાવ પરિવર્તન યોગ્ય રીતે થાય છે.

**ગીત-સંગીત:** કોઇ એવું ગીત, કોઇ એવી તર્જ નથી કે જેની ધૂન મનમાં રહી જાય. સુરેશનું 'મનવા! ગાજે એવું ગીત' પ્રસંગના વાતાવરણની જમાવટ કરે છે. ★

# સર્જન અને સમીક્ષા

**બોધિસત્ત્વ :** લેખક : સ્વ. ધર્માનંદ કોસંબી. અનુવાદકો : શ્રી. પરમાનંદ કું. કાપડિયા અને શ્રી કાન્તિ બરોડિયા. પ્રકાશક : શ્રી મુંબઇ જૈન યુવક સંઘ, ૪૫–૪૭, ધનજી સ્ટ્રીટ, મુંબઇ ૩. કિંમત રૂા. ૧–૮–૦.

સૈકાઓથી જે કથા ઇતિહાસના પાનાંઓ પર નોંધાયેલી છે કે જરા, વ્યાધિ અને મૃત્યુના દશ્યો જોતાં સિદ્ધાર્થે મધ્યરાત્રીએ પોતાની યુવાન પત્ની અને કુમળા બાળકને છોડી ગૃહત્યાગ કર્યો એ અસંભવનિય ગણી ધર્માનંદજીએ તેનાં ખરાં કારણો શોધતાં તેમને ખાતરી થઇ કે જીવન સાથે જડાઇ ચૂકેલાં 'જન્મ–મૃત્યુ–જરા–વ્યાધિ' નું યથાર્થ દર્શન, અને ગૃહસ્થાશ્રમ ઉપર અભાવ એ બન્ને કારણો સાથે "શસ્ત્રસન્યાસની આવશ્યકતા" પણ સિદ્ધાર્થના વૈરાગ્યનું એક કારણ હતું. રોહિણી નદીના પાણી અંગે ઝઘડો થતાં શાક્ય અને કોલિય રાજ્યો યુદ્ધ માટે પ્રવૃત્ત થતાં સિદ્ધાર્થે વચમાં પડી પિતાનો ક્રોધ પોતાને માથે વહોરીને પણ સંધી કરાવી. એ દોષના પ્રાયશ્ચિત રૂપે પત્ની યશોધરાની અનુમતિ લઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને ચિંતન તથા તપશ્ચર્યાના બળે સિદ્ધાર્થ મટી ભગવાન બુદ્ધ બન્યા. આ સયુક્તિક ઉપપત્તિને આધારે લખાયેલું નાટક મૂળ મરાઠી ભાષામાં લખાયેલું તેને તથાગતની ૨૫૦૦મી નિર્વાણ જયન્તી નિમિત્તે ગુજરાતીમાં અનુવાદ કરી પ્રકટ કરવામાં આવ્યું છે. નાટકમાં પાર્શ્વનાથના ચાતુર્યામ ધર્મનો પ્રભાવ તથા ગાંધીયુગની છાયા પણ દેખાય છે તે સાથે બુદ્ધકાલીન સામાજિક જીવનનું સરસ ચિત્રણ કરે છે. અનુવાદકોએ સરળ અને વહેતી શૈલીમાં પ્રવેશો આલેખ્યા છે. પ્રવેશોની સંકલના જોતાં જૂનાં તખતાની દષ્ટિ રખાયેલી છે છતાં તેમાં પણ એક પ્રવેશ પછી બીજું દશ્ય રજૂ કરવા કાં તો મુખ્ય પડદો પાડવો પડે અથવા ગોળ ફરતો રંગમંચ જોઇએ. નાટકમાં સંઘર્ષ પણ પરાકાષ્ટાએ પહોંચતો નથી અને ગૃહત્યાગના દશ્યને ગૌણ રીતે મૂકવામાં આવ્યું છે એ ઉપરથી ભજવણીને અર્થે શ્રી ધર્માનંદજીએ પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે તે પ્રમાણે બોધિસત્વની રૂપરેખા એકદમ ધ્યાનમાં આવે એ હેતુથી આ નાટક લખાયું છે। તેમ છતાં આ નાટક બુદ્ધના જીવન પર એક નવો પ્રકાશ પાથરે છે.

**જીવન અને વિકાસ :** અનુવાદક : શ્રી પોપટલાલ પુ. શાહ, પ્રકાશક : દરિયાપુર રાષ્ટ્રભાષા પ્રચારવર્ગ. લાલપુરી માતાની વાડી, અમદાવાદ. કિંમત રૂા. ૧.

આ પુસ્તકમાં બે હિન્દી એકાંકીઓના ભાષાંતર છે જેમાં પ્રથમ એકાંકી "જીવન"ના મૂળ લેખક છે શ્રી ચન્દ્રશેખર. જીવન અને કલાનો સમન્વય સાધતું આ ભાવપૂર્ણ રૂપક છે. તેમાં સંગીત શ્રેષ્ઠ છે કે કવિતા એનો સંઘર્ષ છે. અંતમાં બન્નેનો સુમેળ સધાય છે પણ એ આનંદ માણતાં સંગીત ઉપાસક પ્રો. આનંદ મૃત્યુ પામે છે. કારુણ્યનો આઘાત અનુભવી ચૂકેલી વ્યક્તિ હર્ષનો અતિરેક થતાં-હૃદય બંધ પડે ને મરણ પામે એ ચર્ચાસ્પદ વિષય છે, છતાં પરાકાષ્ટા દેખાડવા માટે નાટિકાનો આવો અંત લાવવામાં આવ્યો છે. એમાં ભાવવાહી ગીતો છે ને નાટ્યાત્મક સચોટ સંવાદો છે. બીજા એકાંકી "વિકાસ"ના લેખક છે જાણીતા નાટ્યકાર શેઠ શ્રી ગોવિંદદાસ. લગભગ એકસો કૃતિઓ એમણે રચી છે એટલે એમની સિદ્ધહસ્ત કલા અને કલ્પનાની સભરતા સ્પષ્ટ થાય છે. આ એક દાર્શનિક નાટકીય સંવાદ છે અને એમાં છબિચિત્રણનું રમણીય દશ્યવિધાન છે. સૃષ્ટિવિકાસ ઉન્નતિના માર્ગે છે કે અવનતિના પથ પર એ વિષય પર આકાશ અને પૃથ્વી વચ્ચે વિવાદ થાય છે. પૃથ્વીના પટ પર ખેલાતા મહાસંગ્રામ, માનવસંહાર અને પાપલીલામાં પણ માનવજીવનનું ધ્યેય હમેશ ઉન્નત પથે જવાનું છે એના સમર્થનમાં આકાશ. ભગવાન બુદ્ધ, ઇશુ ખ્રિસ્ત અને મહાત્મા ગાંધીજીના દષ્ટાંતો આપે છે અને પછીના પ્રવેશોમાં બુદ્ધના તથા ઇસુના જીવન દરમિયાનના ચિત્તાકર્ષક પ્રસંગો દેખાય છે. સંવાદોની સચોટતા અને પ્રસંગોની પકડ એ આ એકાંકીને અભિનયક્ષમ બનાવે છે ઉપરના બને એકાંકીઓ અનેક વખત ભજવાયાં છે અને ભજવવા જેવાં છે.

**શ્રદ્ધા ફળી :** લેખક: શ્રી. અનંત આચાર્ય, પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર. હવાડિયો ચકલો. સૂરત. કિંમત: સવા રૂપિયો.

'બ્રહ્મચારી' 'કરિયાવર' અને 'નવલું પ્રભાત' માટે પારિતોષિકો મેળવનાર શ્રી આચાર્ય 'શ્રદ્ધા ફળી'માં ઘરની કથા લાવ્યા છે. એક યુવાન લગ્નની પહેલી જ રાત્રીએ પોતાની નવપારણિત પત્નીનો ઘૂંઘટ સહ્નાં ન ઉઠાવતાં, યુવાનીની મસ્તીમાં, માની લીધેલ અર્વાચીન સંસ્કારોની ગરમીમાં તેને ત્યજી ચાલી નીકળે છે. એ યુવાન તે અવિનાશ અને પત્ની તે શાન્તિ. પરંતુ અવિનાશની ભાભી કુસુમ શાન્તિને અર્વાચીન યુગની નારી બનાવે છે. સંગીત. નૃત્ય અને ફેશનમાં પ્રવીણ બનાવે છે. રૂપેરી ખુમારીનો પૂજક શાન્તિના જ મોહમાં પડે છે અને ભેદ ખુલ્લો થતાં છેવટે પસ્તાઇને શાન્તિને જ સ્વીકારે છે. આ કથા 'ગુણસુંદરી' બોલપટને થોડેઘણે અંશે મળતી છે છતાં નાટકના અંત ભાગમાં પરાકાષ્ટા Climax સારી રીતે જળવાય છે. શ્રી. આચાર્ય રજૂઆતની સૂઝ ધરાવે છે. માત્ર સાત પાત્રોમાં પણ નાટકનો પ્રવાહ મંદ પડતો નથી. એના પ્રસંગોની ગૂંથણી, ટૂંકા સચોટ સંવાદો અને એક જ સન્નિવેશ પર લખાયેલું આ નાટક તખતાલાયકીના સર્વ ગુણ ધરાવે છે. આ નાટક મૌલિક છે એ એની સિદ્ધિ સાથે હેતુલક્ષી પણ છે. સ્ત્રી એટલે સહનશીલતાની પ્રતિમા છતાં પોતાના જીવનમરણનો પ્રશ્ન ઉપસ્થિત થતાં, બગડતી બાજી સુધારી લેવા એણે હિંમત કેળવવી જ રહી. ઘરને ખૂણે આંસુ સારી જિંદગીના બાકી રહેલા દિવસો આંસુ સારતાં પૂરાં કરે. કશું નહિ વળે. પુસ્તકની પ્રસ્તાવનામાં શ્રી ચન્દ્રવદન મહેતા લખે છે તેમ "ઊગતી પ્રજાને ચીમકી આપનારું તત્વ પણ નાટકમાં છે, અલબત એથી જાગતી પ્રજા કેટલી ચિમકશે તે તો સરવાળે ખબર પડે પણ કોઇને કંઇ ફાયદો થાય તો નાટકનું લખાણ સાર્થક થયું ગણાશે" ★

# ગુજરાતી નાટ્ય મંડળ

### પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

**ત્રીજી નાટ્યલેખન હરીફાઇના પુરસ્કર્તાઓ.**

મંડળે એ વર્ષે યોજેલી ત્રીજી નાટ્યલેખન સ્પર્ધાનાં પારિતોષિકો નીચે જણાવેલ વ્યક્તિઓ તરફથી જાહેર થયાં છે.

રૂ. ૫૦૦) મેસર્સ દેવકરણ નાનજી બેંકીંગ કંપની લિમીટેડ તરફથી.

રૂ. ૪૦૦) શ્રી ગિરધરલાલ ચોખાણી તરફથી.

રૂ. ૩૦૦) શ્રી નંદદાસ હરિદાસ અચરતલાલ તરફથી.

**નોંધ:** આ સ્પર્ધામાં પ્રથમ ઇનામ કોઇ લેખકને ન મળવાથી ઉપર્યુક્ત રૂ. ૫૦૦નું ઇનામ મંડળે યોજેલી ચોથી નાટ્યલેખન હરીફાઇના પ્રથમ ઇનામ તરીકે મેસર્સ દેવકરણ નાનજી બેંકે આપવાનું જાહેર કર્યું છે.

ગયા મહિને નોંધાયેલા નવા સભ્યો.

**ડોનર સભ્ય:** મેસર્સ શાહ ચેરિટિઝ તરફથી પ્રતિનિધિ શ્રી. ચીમનલાલ જે શાહ.

**સાધારણ સભ્યો:** શ્રી મોરવનદાસ ગોકલદાસ મોરારજી, પરમસુખ પંડ્યા, શ્રી રમાકાન્ત ધનવંતરાય ઓઝા.

પ્રતિવર્ષ યોજાતો મંડળનો નાટ્યોત્સવ નવેંબરના અન્તમાં યોજાશે.

## પ્રાસંગિક નોંધ

**શ્રી દેશી નાટક સમાજ:** સુરતમાં 'સર્વોદય'ને સારી સફળતા મળી રહી છે. દીવાળી પછી કંપની ધામું કરી મુંબઇ આવશે.

**ઇન્ડિયન નેશનલ થિયેટર:** શ્રી ફિરોઝ આંટિયા લિખિત અને દિગ્દર્શિત પારસી નાટક "બેહરામે શું કીધું?" ના પ્રથમ બે પ્રયોગો આ મહિનાની ૧લી અને ૨જી તારીખે ભજવાયાં અને એજ નાટકના વધુ પ્રયોગો પણ ચાલુ રહ્યા છે. શ્રી જયંતિ પટેલ દિગ્દર્શિત "સંભાવિત સુંદરલાલ"નો ૫મો પ્રયોગ તા૦ ૧૫મીએ ભજવાયો. સંસ્થાના લોકપ્રિય નાટક "રંગીલો રાજા"નો પણ ૮૫મો પ્રયોગ ૨૩મી તારીખે ભજવાયો. અને "મંગલ મંદિર"નો ૧૯મો પ્રયોગ ૩૦ મી તારીખે ભજવાયો.

સંસ્થાના આગામી સીઝનમાં શ્રી શિવકુમાર જોશી કૃત દેવદાસ લેવા માટે સ્ક્રીપ્ટ તૈયાર થઇ રહી છે.

**ભારતીય કલા કેન્દ્ર:** છઠ્ઠી આંતર-કૉલેજ નાટ્ય સ્પર્ધાની પૂર્ણાહુતિ આ માસમાં થઇ. ગુજરાતીમાં સિદ્ધાર્થ કૉલેજ ઑફ કોમર્સના શ્રી અજીત પટેલ લિખિત "જીવન નાટક"ને વિજયપત્ર મળ્યું. તે ઉપરાંત અભિનયના વ્યક્તિગત ઇનામો શ્રી નવીન પારેખ, કુ. પન્ના મોદી, કુ. મીરાં દેસાઇ અને શ્રી વિજય ભટ્ટને આપવામાં આવ્યા.

ભાડુતી પતિનો એક શો તા૦ ૯ મી સપ્ટેમ્બરે ભજવાયો.

શ્રી અદી મર્ઝબાન કૃત પારસી નાટક "અઢી કલાકની હસાહસ" ના ચાર પ્રયોગો થયા. તે ઉપરાંત "મોટા દિલના મોટા બાવા" ભજવાયું.

**રંગભૂમિ:** "આવ્યા-ગયા" નાટકનો એક પ્રયોગ તા. ૨૩ મીએ ભજવાયો.

**ભારત નાટ્ય સમાજ:** સંસ્થાના ઐતિહાસિક નાટક "પૃથ્વીરાજ ચૌહાણ"ના વધુ પ્રયોગો થયા હતા. વળી



"ભાડૂતી પતિ"માં લીલા જરીવાલા અને લાલુ શાહ

આ મહિનાની ૨૦મી તારીખે સંસ્થાએ શ્રી પ્રફુલ્લ દેસાઈ કૃત "આરતીના દીવા" નવું નાટક રજૂ કર્યું જેનું દિગ્દર્શન શ્રી ચંપકલાલજીએ સંભાળ્યું હતું. આ નાટકમાં મા. શનિ પ્રહસનમાં એક ભૂમિકા કરે છે. આ નાટકના વધુ પ્રયોગો ચાલુ રહ્યા છે.

**કુમકુમ:** ૧૫મી સપ્ટેમ્બરે સાંજે કે. સી. કોલેજના હોલમાં ત્રણ એકાંકીઓ ભજવવામાં આવ્યાં હતાં. એમાં શ્રી અરૂણ પટેલ કૃત "જીવન નાટક" શ્રી પ્રબોધ જોષી કૃત "એવું થાય તો" અને શ્રી યાજ્ઞિક કૃત "દીંગલી ઘર" નો સમાવેશ કરવામાં આવ્યો હતો.

**શ્રી પાલણપુર યુથ્સ એસોસીએશન** તરફથી મંગળવાર તારીખ ૨૫મી એ "લગન રોમિયોના સ્મારક-નિધિના લાભાર્થે ભારતીય વિદ્યા ભવનમાં સાંજે ચાર એકાંકીઓ ભજવવામાં આવ્યાં હતાં.

**નાટ્ય વિહાર:** સેન્ટ ઝેવિયર્સ કોલેજના આ નાટ્ય વિહાર તરફથી શ્રી પ્રબોધ જોષી કૃત "પત્તાંની જોડ" નામનું ત્રિઅંકી નાટક ૯મી તારીખે ભજવાયું. એનું દિગ્દર્શન શ્રી પ્રતાપ સાંમાણીએ સંભાળ્યું છે. આ જ નટકનો બીજો પ્રયોગ ૨૬મી તારીખે રાતે ૯ વાગે ભાંગવાડીમાં કલમ કલાકેન્દ્ર તરફથી ભજવવામાં આવ્યો.

**કલ્પના:** શ્રી એસ. કે. પાટિલના પ્રમુખપણા હેઠળ ૨૩ મી તારીખે કે. સી. કોલેજના હોલમાં ત્રણ એકાંકીઓ ભજવવામાં આવ્યાં. એમાં શ્રી કમલેશ ઠાકર કૃત "બ્લડ પ્રેશર" અને શ્રી પ્રબોધ જોષી કૃત "એ તો એમ જ હોય" અને "શીતળ જ્વાલા" હતાં. "એ તો એમ જ હોય" નું દિગ્દર્શન શ્રી નિરંજન વૈદ્ય અને "શીતળ જ્વાળા"નું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ સંભાળ્યું હતું.

**શ્રી લાડ યુવક મંડળ** તરફથી શ્રી પ્રાગજી ડોસા લિખિત એક ત્રિઅંકી નાટક "ઘરનો દીવો" ભારતીય વિદ્યાભવનમાં ૨૪મી ઓકટોબરે ભજવવામાં આવશે.

**વિલેપાર્લે ગુજરાતી સાહિત્ય મંડળ** તરફથી શ્રી પ્રાગજી ડોસા કૃત ત્રિઅંકી "પુનરાવર્તન" નવરાત્રિ દરમિયાન વિલેપાર્લેમાં ભજવવામાં આવશે.

**રંગમંડળ:** અમદાવાદમાં શ્રી પ્રબોધ જોષી કૃત ત્રિઅંકી નાટક "પત્તાંની જોડ" નો થોડા વખત પર જ રજતજયંતિનો ૨૫ મો પ્રયોગ ભજવવામાં આવ્યો હતો. તે ઉપરાંત હજી પણ એના વધુ પ્રયોગો ચાલુ રહ્યા છે.

**થિયેટર સેન્ટર:** કલકત્તામાં સંસ્થા તરફથી એકાંકી હરીફાઈ યોજવામાં આવી છે, જેમાં લગભગ ૪૨ સંસ્થાએ ભાગ લઈ રહી છે. એ હરીફાઈમાં ૩૮ બંગાળી મૌલિક એકાંકીઓ છે. તે ઉપરાંત તામિલ, તેલુગુ, હિંદી, ઉડિયા અને ગુજરાતી ભાષામાં પણ એકાંકીઓ રજૂ થશે.

## આંતર-કોલેજ ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી "એકાંકી નાટ્યલેખન હરીફાઈ"

આજે ગુજરાતની રંગભૂમિ પર રૂપાંતરો અને ભાષાંતરોએ ચોક્કસ સ્થાન પ્રાપ્ત કર્યું છે અને મૌલિક કૃતિઓની ઘણી જ ખોટ જણાવા લાગી છે. નવા નાટ્યકારોને ઉત્તેજન આપવાની ઘણી જરૂર સર્વત્ર વર્તાય છે. તો મૌલિક કૃતિઓને બહાર આવવાની તક મળે એ ઇરાદાથી આંતર-કોલેજ ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી કોલેજના વિદ્યાર્થીઓ માટે એકાંકી નાટ્ય લેખન હરીફાઈની જાહેરાત કરવામાં આવી છે. મુંબઈની બધી જ કોલેજના ઊગતા નાટ્યકારોને પોતાની મૌલિક કૃતિઓને આ હરીફાઈમાં ભાગ લેવા ભાવભીનું આમંત્રણ છે. આવેલી કૃતિઓમાંથી શ્રેષ્ઠ ત્રણ કૃતિને પુરસ્કાર પણ આપવામાં આવશે. આ એકાંકી નાટ્ય લેખન હરીફાઈમાં એકાંકીઓ મોકલવાની છેલ્લી તારીખ ૨૦મી નવેમ્બર ૧૯૫૬ રાખવામાં આવી છે.

## સુરદાસની યાદગાર ભૂમિકા ભજવનાર શ્રી લવજી મયાશંકર ત્રવાડીનું અવસાન

શ્રી સુરવિજય નાટક સમાજના એક માલિક અને શ્રી વાંકાનેર નૃસિંહનૌતમ નાટક સમાજમાં સુરદાસની ભૂમિકાથી જાણીતા થયેલા સુપ્રસિદ્ધ કલાકાર શ્રી લવજી મયાશંકર ત્રવાડીનું શનિવાર તા. ૨૨-૯-૫૬ને દિને તેમનાં વતન વાંકાનેરમાં અવસાન થયાની સખેદ નોંધ લઈએ છીએ.

૧૯૦૨ માં શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપનીમાં ટૂંક પગારથી જોડાઈ પોતાના ઉત્સાહ, ખંત અને આત્મબળથી તેમણે સારી ખ્યાતિ મેળવી હતી અને શ્રી સુરવિજય નાટક સમાજના એક માલિકની પદવી મેળવી હતી. પ્રભુ એમના આત્માને શાશ્વત શાન્તિ બક્ષે એ અભ્યર્થના.



## જત લખવાનું કે...

તંત્રી શ્રી,

ગુજરાતી નાટ્યના જૂન અંકમાં મારા લખેલા "મંગલ મંદિર"ના ચોથા પૂરક અંક માટે અસંતોષ દાખવી શ્રી એસ્સ પાવરીએ પોતાના વિચારો જણાવ્યા છે. તેઓ શંકા કરે છે પ્રકાશ ખુદ પોતાની કીકીનું બલિદાન આપવા તૈયાર થાય છે છતાં મલયને કેમ વસવસો પેદા થતો નથી કે પ્રકાશ આંધળો છે તો એની કીકીઓ કેમ કામ લાગશે? આ શંકા બરાબર નથી, કારણ મલય નવા જમાનાનો માણસ છે એને ખબર હોય જ કે કોઈની જીવંત કીકી, સડેલી કીકીને બદલે મૂકી શકાય છે. નર્સ મારફત પણ એ જાણી શકે અને દુઃખમાં મનુષ્યવૃત્તિ સહાનુભૂતિવાળી થાય છે એટલે મલય જ્યારે ડૉ. રવીન્દ્રને પૂછે છે કે "કયા માણસની કીકી મારી આંખમાં મૂકવા ધારો છો" એવામાં જ પ્રકાશ દાખલ થઈ રવિને પૂછે છે "મારો ઉપયોગ કરવા માટે મને કેમ ન બોલાવ્યો"? મારા લખેલા સંવાદો શ્રી પાવરીને કૃત્રિમ લાગ્યા એનો ઉપાય નથી. સમર્થ નાટ્યકારો શ્રી વાઘજીભાઈ, શ્રી ડાહ્યાભાઈ, શ્રી મૂળશંકર મૂલાણી, શ્રી પ્રભુલાલભાઈનાં નાટકો તેઓ જોશે તો તે પણ એમને કૃત્રિમ લાગશે છતાં એમનાં નાટકો સફળતાને વર્યાં છે એ હકીકત છે.

ઉર્મિ ચોળીમાં ઝેરની પડિકી રાખે છે એ પર શ્રી પાવરીને હસવું આવે છે, પરંતુ ઉર્મિ ફૅશનેબલ હોવા છતાં સંસ્કારી માબાપની પુત્રી છે, નફફટ નથી. એનાં કર્મનો એને આઘાત લાગ્યો છે, પસ્તાવો થાય છે એ તો પ્રાગજીભાઈએ પણ ત્રીજા અંકમાં બતાવ્યું છે એટલે હૃદયપલટા પછી ઉર્મિ ચોથા અંકમાં પ્રવેશે છે. પોતાના કલંકની પુત્રને ખબર પડી ગઈ છે તો કઈ સ્ત્રી સુખી જીવન વીતાવી શકે?

ઉર્મિના મૃત્યુ પછી પ્રકાશ લાગણી પ્રદર્શિત કરતો નથી એ શ્રી પાવરીને અજુગતું લાગે છે પણ લેખકે પ્રકાશને ધીર, ગંભીર અને વિચારવંત ચિતર્યો છે. આવો માણસ આખું કુટુંબ શોકગ્રસ્ત હોય ત્યારે લાગણીવેડાના સંભાષણો ન કરે પણ મગજનું સમતોલપણું જાળવી પ્રસંગને સંભાળી લે અને સંભાષણો કરતાં પોતાની લાગણી કે દુઃખ, મુખના ભાવો દ્વારા વ્યક્ત કરી શકાય એની અસર વિશેષ થાય છે એ મારો છેલ્લાં ૩૫ વર્ષનો અનુભવ કહે છે.

લિ.

૧૪–૬–૫૬ જયકૃષ્ણ હ. ભટ

તંત્રી શ્રી,

"મંગલ મંદિર"ના ચોથા અંક વિશે શ્રી પાવરીના પત્રના જવાબમાં મારો આ ઉત્તર છાપશો. પ્રકાશ પોતે જ આંધળો છે તો એની કીકીઓ મલયને કેમ ઉપયોગી થઈ શકે એના જવાબમાં પ્રકાશના જ શબ્દો છે કે "બેટા, તું મને વારંવાર કહેતો આવ્યો છે કે મારી આંખોમાં હજી પ્રકાશ ઝળહળે છે" ઉપરાંત રવિ નાનો હતો ત્યારે પણ એ બોલે છે. "દીકરા, હું બરાબર જોઈ શકતો નથી, માત્ર ઝાંખી આકૃતિઓ દેખાય છે." અને પ્રકાશના સંવાદો શ્રી પાવરીને કૃત્રિમ લાગે છે તો કોઈ વ્યક્તિ જ્યારે લાગણીવશ બને ત્યારે સંસ્કારી અને હૃદયસ્પર્શી શબ્દો જરૂર બોલી શકે. જીવનમાં જ્યારે જીવતાં નાટકો ભજવાય છે ત્યારે સંસ્કારી અને શુદ્ધ ભાષા બોલનારી વ્યક્તિઓને કરુણ પ્રસંગોએ, એમની ટેવ પ્રમાણે આવા શબ્દો બોલતાં મેં સાંભળ્યા છે.

ઉર્મિએ ચોળીમાંથી ઝેરની પડિકી કાઢી તો મોડર્ન ગુજરાતી બહેનોની ચોળીમાં ગજવું નથી હોતું એમ શ્રી પાવરીનું માનવું છે પણ પડિકી રાખવા માટે ગજવું હોવું જોઈએ એ જરૂરનું નથી. વગર ગજવે પણ નાની પડિકી સહિસલામત રહી શકે એવાં મોડર્ન બદનો છે. અને ઉર્મિ આપઘાત કરે એ બરાબર છે, કારણ એ સંસ્કારી સ્ત્રી છે અને પોતાનો પુત્ર એની સત્ય કથા જાણે તો એને માટે જીવવું ઝેર બની જાય પરંતુ શ્રી ભટ્ટે જે રીતે એને આપઘાત કરતી બતાવી છે એ બરાબર નથી. ઉર્મિ હૉસ્પિટલમાં જાય છે ત્યારે એને સ્વપ્નેય ખ્યાલ નહિ હોય કે પોતાને આપઘાત કરવાનો વખત આવશે.

'મંગલ મંદિર' એ નાટક ભલે ખાસ ખૂબીઓથી ભરેલું હશે પરંતુ આજના જમાનામાં રમૂજ ઉત્પન્ન કરી બે કલાક હસાવે એવાં નાટકો કરતાં તો આ નાટકનું સ્થાન ઉચ્ચ રહેશે એમાં શંકાને સ્થાન નથી.

૧૫—૬—૫૬ લિ૦ દેવળ વિનય સરૈયા ★

★

આ નાટકનો ચોથા અંક વિશેની ચર્ચા અત્રે બંધ થાય છે. —તંત્રી.

## સાભાર સ્વીકાર

* શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી તરફથી 7 Famous greek playsનું પુસ્તક.
* શ્રી ચાંપશીભાઈ નાગડા તરફથી બે નાટકો: મોચીની વહુ; ઢીંગલી.
* શ્રી જશવંત ઠાકર તરફથી નાટ્યશિક્ષણનાં મૂળ તત્ત્વો. (અવલોકનાર્થે)
* શ્રી નંદકુમાર પાઠક તરફથી એકાંકીની કલા. (અવલોકનાર્થે)



**શ્રી વાઘજી આશારામ ઓઝા**

મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના માલિક અને કવિ જેમનું નાટક 'ભર્તૃહરિ' તા. ૨૦-૯-૫૬ની રાત્રે ઓલ ઇન્ડિયા રેડિયાના મથકો ઉપરથી ગુજરાતી, હિન્દી, તામિલ વગેરે ભાષાઓમાં બ્રોડકાસ્ટ થયું.



**માસ્તર કૃિષ્ણા (મોંઘી)**

શ્રી આર્ય નૈતિક નાટક સમાજનાં 'રા' માંડળિક,' 'છત્રવિજય' નાટકોમાં યાદગાર ભૂમિકાઓ ભજવી હતી.



**માસ્ટર દરબાર**

શ્રી આર્ય નૈતિક નાટક સમાજનાં 'ન્યાયનાં વેર' 'સમરકાંડ' 'હંસાકુમારી' 'સુખી કે દુઃખી' વગેરે પ્રસિદ્ધ નાટકોમાં યાદગાર ભૂમિકાઓ ભજવી હતી.

ફોટાઓ: શ્રી રમણિકલાલ દેસાઈના સૌજન્યથી

Regd No. B. 6639

# ગુજરાતી નાટ્ય

દીપોત્સવી અંક ★ તંત્રી : પ્રાગજી જ. ડોસા



# દીપોત્સવી અંક

વર્ષ ચોથું
અંક ચોથો
નવેમ્બર, ૧૯૫૬



ગુજરાતી નાટ્ય
તંત્રી :
માંગજી જ. દોસા

ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર



આ અંકના સુશોભન માટે સ્વ. શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના ચિત્ર સંગ્રહમાંથી "પતિગૃહે વિદાય" ચિત્રના બ્લોકનો ઉપયોગ કરવા દેવા માટે "દેના જ્યોતિ"ના આભારી છીએ

મથમ કવર પર રસસ્વરૂપ યુગલ છબિ "રાધાકૃષ્ણ"
રસો વૈ સઃ । નું મૂર્ત દર્શન...શ્રી નલિની મિસ્ત્રીના સૌજન્યથી
બીજા કવર પરની છબીઓમાં ડાબી બાજુએ શ્રી મૂળજી
આશારામ ઓઝા અને જમણી તરફ શ્રી વાઘજી
આશારામ ઓઝા છે.

☆

મૂલ્ય : દોઢ રૂપિયો

# ગુજરાતી નાટ્ય મંડળ

૧૯૫૬–૫૭ વર્ષ માટે નીમાયેલી વ્યવસ્થાપક સમિતિ

પ્રમુખ :

સર હરસિદ્ધભાઈ વિ. દિવેટિયા

☆

ઉપપ્રમુખો :

શ્રી જયંતિલાલ ર. ત્રિવેદી, શ્રી જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી મોહનલાલ મહેતા (સોપાન)

☆

માનદ્ કોષાધ્યક્ષો :

શ્રી લલિતચંદ્ર સી. ડી. નાનજી પ્રો. છોટાલાલ લ. ઘીવાળા

☆

માનદ્ મંત્રીઓ :

શ્રી દામુ ઝવેરી શ્રી લાલુ શાહ

☆

કાર્યવાહક મંત્રી :

શ્રી માગજી જ. ડોસા

☆

સહમંત્રીઓ :

શ્રી બરજોર પાવરી શ્રી વનલતા મહેતા

☆

સભ્યો :

શ્રી બાબુભાઇ એમ. ચિનાઇ
શ્રી પ્રવીણચંદ્ર વી. ગાંધી
ડૉ. ડી. જી. વ્યાસ
શ્રી ચંદ્રવદન ચી. મહેતા
શ્રી ધનસુખલાલ મહેતા
પ્રો. મધુકર રાંદેરિયા
શ્રી ગુલાબદાસ બ્રોકર
શ્રી મણિલાલ ભટ્ટ
શ્રી અમર જરીવાલા
શ્રી નવીનચંદ્ર ટી. ખાંડવાળા
શ્રી હિંમતલાલ વી. ગાંધી
શ્રી ચીમનલાલ જે. શાહ
શ્રી બળવંતરાય બ. ત્રિવેદી
શ્રી હિંમતલાલ ર. ત્રિવેદી
શ્રી કાન્તિ બરોડિયા
શ્રી નંદલાલ નકુભાઇ શાહ
શ્રી એરચ પાવરી



# ગુજરાતી નાટ્ય



## દીપોત્સવી અંક

નવેમ્બર, ૧૯૫૬

### આ અંકમાં

## આ અંકમાં





**સુધારો**

પાના ૬૩ ઉપર રાજા શાહજીના લેખમાં જે છબી છે તે છત્રપતિ શિવાજીની ભૂમિકામાં માસ્તર સુખલાલ છે.

મુદ્રક અને પ્રકાશક:—ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ—૧થી પ્રસિદ્ધ કર્યું.

## ગુજરાતી નાટ્ય મંડળના પ્રથમ પેટ્રન



'માનનીય મુરબ્બી' શ્રી પ્રાણલાલભાઇ



શ્રી પ્રવીણચંદ્ર ગાંધી



શ્રી જયંતિલાલ ત્રિવેદી

નૂતન વર્ષનાં અભિનંદન પાઠવતાં મંડળના સભ્યોને, આ માસિકના ગ્રાહકો અને વાંચનારાઓને, શુભેચ્છકો અને મિત્રોને એટલી જ વિનંતી કે सहनाववतु નું સૂત્ર અપનાવી અમારે પડખે ઊભા રહે. આ કાર્ય એ बहुजनहितायનું કાર્ય છે અને એ સૌ પાછળ છે સ્વ. પ્રાણલાલભાઇની પ્રેરણા. તેઓશ્રીએ ચીધેલા માર્ગે સન્નિષ્ઠ થઇ કાર્યરત થઇએ તો હજી ઘણું ઘણું કરવાનું બાકી છે. ખૂબ જ વિચારપૂર્વક એમણે આ પ્રવૃત્તિ ઉપાડી, પોષી અને વિકસાવી. એમના જ શબ્દોમાં કહું તો,

"આપણા સામાજિક અને સાંસ્કૃતિક વિકાસ માટે, નાટક એક સબળ સાધન છે. વળી નાટક એ અનિર્વચનિય આનંદ અને સદ્ય પરમ પ્રમોદ પમાડનારી એક અજબ વસ્તુ છે નાટક વિદ્યા, કલા, સંગીત તથા સુંદરતાનું મહાન પોષક છે. નાટક આપણા ધર્મ અને જાતિના ઉપદેશોને હૃદયના ઊંડાણમાં છેક સુધી પહોંચાડનારું સુકોમળ શસ્ત્ર છે અને નાટક એ આપણી પ્રાચીન પણ ગૌરવભરી આર્યસંસ્કૃતિને નવી ચેતન, પ્રાણ અને પુનર્જીવન અર્પવા માટે, મનોહર તથા મૂલ્યવાન આયુધ છે."

અને એ કાર્યને વેગ આપવા માટે મુરબ્બીઓ અને સહૃદયી સ્નેહીઓનો મને સાથ સાંપડયો છે જેમાં મુ. શ્રી હરસિદ્ધભાઇ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી સોપાનનું માર્ગદર્શન, મંડળની પ્રત્યેક પ્રવૃત્તિમાં સક્રિય રસ લેતા શ્રી જયંતિલાલ ત્રિવેદી અને સ્વ. પ્રાણલાલભાઇની પ્રેરણા પીને ઘડાયેલા શ્રી પ્રવીણચન્દ્ર ગાંધીનો ઉલ્લેખ કરવોજ જોઇએ. શ્રી પ્રવીણભાઇની ચેમ્બરમાં મંડળની યોજનાઓને મૂર્ત સ્વરૂપ અપાય છે, અને અમલમાં મૂકાય છે. આ અંકની બહુ મોટી સંખ્યામાં જાહેરખબરો મેળવી આપવાનું માન પણ એમને ફાળે જાય છે. પ્રાણલાલભાઇએ આદરેલું કાર્ય સુંદર રીતે પૂરું કરવાની જાણે એમણે સ્વેચ્છાએ જવાબદારી ઉપાડી લીધી છે અને એક વ્યક્તિને તો કેમ ભૂલી શકું! મંડળનું મંત્રીપદ અને માસિકનું તંત્રીપદ મેં સંભાળ્યું ત્યારે જેનો મને સધિયારો મળ્યો કે "હું તમારી સાથે જ છું ને!" તે પ્રા. મધુકર રાંદેરિયા; અને "મંગલ મંદિર"ના શબ્દો મને એમના આ સહકાર્ય વેળા સાંભરે છે: "લોહીના સંબંધ કરતાંયે સ્નેહના સંબંધ વિશેષ ગાઢ હોય છે."

આ ઉપરાંત આ અંક પૂરતી મને પ્રત્યક્ષ ને પરોક્ષ સહાય કરનાર શ્રી વ્રજલાલ પારેખ તથા સૌનો અને મારા મદદનીશ ભાઇ કુલીન વોરાનો પણ આભાર માનું છું.

પ્રાગજી ડોસા

## રશિયન સ્ટેમ્પ પર જ્યોર્જ બર્નાર્ડ શૉ

વિશ્વ વિખ્યાત આંગ્લ નાટ્યકાર અને પ્રખર વિવેચક જ્યોર્જ બર્નાર્ડ શૉની એકસોમી જન્મતિથિનો ઉત્સવ ઊજવતાં રશિયાએ પોતાના દેશની ટપાલની ટિકિટો ઉપર એમની પ્રતિમા છાપી હતી. આ પૂર્વે ટપાલની ટિકિટો પર સ્થાન મેળવનાર આંગ્લ કવિ રોબર્ટ બર્ન્સ હતા. કલાવિદો અને સાહિત્યસ્વામીઓ સમષ્ટિનું એક અમોલું ધન છે અને विद्वान सर्वत्र पूज्यते નો આ પુરાવો છે.

# અધઃપાત

લેખક :

શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી



શ્રી પ્રાણલાલભાઈએ લખેલા ત્રિઅંકી નાટક 'અધઃપાત'માંથી અત્રે એક દૃશ્ય રજૂ કર્યું છે. પાત્રસૃષ્ટિ અને પાત્રોના પરસ્પર સંબંધ પરથી જ નાટકનું વસ્તુ સમજાઈ જાય એવું છે. પ્રસંગોની ગૂંથણી, પાત્રોનું આલેખન, ભાષાનું માધુર્ય ને પ્રાસાદિકતા, સંવાદોની ચોટ, અને શૈલીનો વૈભવ દર્શાવે છે કે પ્રાણલાલભાઈએ આ લેખનપ્રવૃત્તિ, અન્ય વ્યવસાયોને કારણે શિથિલ ન કરી હોત તો તેઓ સુંદર સાહિત્યસર્જક બન્યા હોત! પ્રસ્તુત દૃશ્ય 'પ્રાણલાલ દેવકરણ નાનજી અભિનંદન ગ્રંથ'માંથી સાભાર ઉદ્ધૃત કર્યું છે.

અંક ત્રીજો : દૃશ્ય છઠ્ઠું

પાત્રો :–કુન્દન (ધર્મચન્દનો આદર્શપરાયણ પુત્ર, ગુલાબનો પતિ), રૂપાળી (ધર્મચન્દની બીજી વારની ચારિત્ર્યશિથિલ પત્ની), નવલ (રૂપાળીનો જુવાન પ્રણયી), ધર્મચન્દ્ર (પ્રૌઢ વયના ધર્મધુરંધર છતાં વિકારી મનોદશાને વશ થયેલા શ્રીમંત).

સ્થળ :– ધર્મચન્દના બંગલાની વાડીનો ભાગ.

સમય :– અંધારી રાત્રી.

☆

જેવા કંઈક અભાગી પ્રાણી એની પાછળ ઝૂરે છે. દયાળુ દેવ, તને એની કંઈ દયા નથી આવતી!

હા, રાત્રી ચંદ્ર વિના કેવી અંધારી છે! પણ નિશા! એ ઘોર નિશા! તારા અંધકાર પણ મારા હૃદયની રાત્રી કરતાં વધુ ઘોર નથી. રાત્રી, તું તારા પ્રિય નિશાકરને ફરીથી પામીશ, પણ મારા હૃદયની રાત્રી તો સદાને માટે અંધકારમય જ રહેશે, કારણ તેનો ચન્દ્ર આથમ્યો તે ફરી નહીં ઊગે.

વિરહી ચક્રવાક, તું આટલું આક્રંદ વ્યર્થ કરે છે, કારણ પ્રભાત ફાટતાં સૂર્યનારાયણનું પહેલું જ મંગલ કિરણ તારા વિયોગનો અંત આણશે. ને તું તારી પ્રિયા સાથે સુખનો લહાવો લઈ શકીશ. હે સહૃદય પક્ષી, આટલી થોડી અવધિ માટે પ્રિયાનો વિયોગ તું સહી શકતું નથી તો હું જીવનપર્યંત મારી પ્રિયાનો વિરહ કેમ સહી શકું! ગુલાબ, ગુલાબ, મને સમજ પડતી નથી કે તારા વિના આ શૂન્ય જીવન હજી કેટલીવાર મને વળગી રહેશે!

[જાય છે; સામી બાજુથી, રૂપાળી ધીમેથી પ્રવેશે છે.]

રૂપાળી—વખત થયો છે; નવલ આવ્યો તો હશે.

[ધીમેથી ત્રણ તાળી પાડે છે. થોડી પળ પછી વાડ પર નવલનું માથું દેખાય છે. રૂપાળી વાડ પાસે જાય છે.]

આવ્યો વહાલા?

નવલ—(બાથમાં લઈ) તારા હુકમને તાબેદાર હાજર થયો છે, કોઈ અદમ્ય ચોરની માફક, બીકમાં

ભરાતો-ખેંચાતો, તારો આશક, તારી મહોબ્બત માટે, મારી મીઠી માશુક!

[રૂપાળીનો હાથ ચૂમે છે]

રૂપાળી—મારા વહાલા, મેં તને ઘણી મહેનત આપી, નહીં?

નવલ—મહેનત? દિલારામ, આ તો શું પણ તારી મહોબ્બત ખાતર દોજખમાં જવું પડે તો તેને પણ હું મંજૂર કરું! પણ એટલું ખરું કે આમ મોડી રાતે તારા ઘરમાં ચોરની જેમ આવતાં મારું કાટલું ક્યાંક......

રૂપાળી—નહીં, નહીં, એની ફિકર મને ન હોય? મારા વહાલા, તું બેફિકર રહે. અહીં આપણને અટકાવે એવું કોઇ નથી. મારો ભોળો વર સોડ તાણીને સૂતો છે તે છેક સવાર પછી ઊઠશે! ગુલાબનું કાસળ પણ હવે નીકળ્યું ને કુન્દન એની પછવાડે અર્ધો દીવાનો થઇ ગયો છે, ને ચાકર માણસોની તો મને કંઇ પરવા નથી. મારા વહાલા, હવે તો આપણને કોઇ પૂછે એમ નથી.

નવલ—એમ છે વહાલી? ત્યારે તો મોજમાં હવે ખામી નહીં રહે.

રૂપાળી—હા, મારા પ્યારા, ચાલ, પેલા ઝાડ નીચે બેસી પ્રેમરસ પીએ.

નવલ—ચાલો પ્રેમરસ પીએ.

[જાય છે; કુન્દન પાછો આવે છે]

કુન્દન—આ સમુદ્ર હસે છે! સાગર, તું ગંભીર કહેવાય છે; શ્રી રામચંદ્રજીને વર્ણવતાં ગંભીરતામાં કવિએ તારું ઉપમાન આપ્યું તેનું આજે આમ વિના-કારણ ખડખડ હસે છે કેમ? શું તું મારા પર હસે છે? મારી આ દશા ઉપર હસે છે? ત્યારે તો તને ખબર નથી—પ્રેમ કોનું નામ. આટલી બધી સરિતાને પરણી લંપટ થયેલો તું, સ્નેહનું સ્વરૂપ તે ક્યાંથી સમજે? મૂર્ખા, એકથી વધારે પત્ની કરનારને દંપતી પ્રેમની ઝાંખી પણ થઇ શકતી નથી. અરે, તું પોતે પ્રત્યક્ષ જોતો નથી કે આટલી આટલી ગંગા આદિ પવિત્ર સરિતાઓ તારે વિશે ભળે છે, અને પોતાનાં અમૃત જેવાં મીઠાં સ્નેહવારિ તને અર્પણ કરે છે તોપે તારી ખારાશ સહેજ પણ ઓછી થઇ?! અરે ભૂંડા, રત્નોનો પિતા કહેવાયો, સમુદ્ર-દેવતા કહેવાયો, તોય આટલું શીખ્યો નહીં કે એક હૃદય એક કરતાં વધારે પત્નીનો પ્રેમ સાચવવા સમર્થ નથી?

સાગર, તું ગમે તેવો મોટો છે, પણ તારા કરતાં તો ધન્ય છે આ સારસને. સુપંખી, પ્રેમની પરાકાષ્ટાને તો તેં જ પૂરી ઓળખી છે. તારા કોમળ હૃદયની રાગિણી, તારી સહચરી સારસી હંમેશ માટે ચાલી જતાં પણ, નથી તું અન્ય સ્થળે સ્નેહ સાધતો કે નથી તારા ખાલી હૃદયને વધારે વાર ધારણ કરતો. પણ તારી પ્રિયાની પછવાડે ઝૂરી ઝૂરી તારા પ્રાણને ત્યાગી દે છે. સારસ, ધન્ય છે, પ્રેમરસ તો તેં જ જાણ્યો છે!

પિતાજી મને ફરીથી લગ્ન કરવા કહે છે; મધુ માટે નવી મા લાવવા કહે છે, કેવો નિર્દય વિચાર! અરે પિતા! આપને ખબર છે કે એ શબ્દો બાણની જેમ મારું હૈયું ચીરે છે? શું મારું હૃદય એટલું બધું જડ થઇ ગયું છે, પિતા, કે તે અન્ય સ્થળે જોડાવાનું તે કબૂલ કરશે? નહીં, નહીં. જ્યાંસુધી કુંદનમાં ગુલાબની સુગંધનું સ્મરણ છે ત્યાંસુધી તો નહીં જ. લગ્ન? લગ્ન મારે શા માટે કરવાં જોઇએ? વિવાહનું ફળ પ્રજા-એ તો ઇશ્વરકૃપાએ મારી ગુલાબ મને આપી ગઇ છે. ત્યારે શું અધમ કામનાની તૃપ્તિ અર્થે, પશુવૃત્તિથી લગ્ન કરવા? અશક્ય.

હું તો સારસ, તને ગુરુ કરીશ, કારણ મારું ધૈર્ય હવે ઊડી ગયું છે. આનંદ-હૃદયનો આનંદ, મારા આત્માનો ઉલ્લાસ લુંટાઇ ગયો છે. મારા હૃદયનું ગાન, હે વીણા, તું તૂટતાં, બંધ થઇ ગયું છે. મારે મન હવે આ સંસાર, તું સંસાર નથી શૂન્યકાર છે. તારું, મારું કે પહેરવા ઓઢવાનું કે ખાવાપીવાનું મારે કશું પ્રયોજન નથી. જે પ્રિયા વિના ગયેલો એક દિન પણ જેને મન નાશ પામ્યા સમાન હતો તે પ્રિયા વગર, હે દુષ્ટ દૈવ, તું હું મંદભાગીને હજી કેટલા દિવસ જિવાડીશ? હવે તો મોત, તું મારો ખરો મિત્ર છે. કૃપા કરી, દયા કરી, તું જલદી આવ, ભાઇ, હું તને આજીજી કરું છું, યમના દૂત, તું હવે વિલંબ કર મા; આવ, મને લઇ જા, મારી પ્રિયા હોય ત્યાં લઇ જા. જેને માટે જીવવું સાર્થક હતું, તે ગઇ, તો પછી મોત, તને ખબર નથી, તું મને કેટલું વહાલું છે! પ્રિયાનું પ્રેમપીયૂષ જે મારા જીવનનો આધાર હતું તે સુકાઇ જતાં, મોત, તું તો બહુ જ મીઠું લાગે છે. મારા પ્રાણ, તમે હવે નીકળી જાઓ; ચેતન તું હરાઇ જા; હૃદય, તારા સુકુમાર આશ્રયસ્થાન વિના તારા ધબકારા બંધ કર, મોત, તારો પ્રભાવ મારા શરીર પર સત્વર પ્રસારી

દે કે આ પ્રિયા વિનાના અરણ્ય જેવા ઉજ્જડ અને પરિવર્તનીય સંસારનો ઝેર જેવો અનુભવ લેતો હું હવે વિરામ પામું.

[બે હાથ વચ્ચે માથું દાબી, એક ઝાડ પર હાથ ટેકવી ઊભો રહે છે, અનાયાસે એની નજર રૂપાળી અને નવલ પર પડે છે]

મોડી રાત્રે બાગમાં પેલાં કોણ છે?

નવલ—(નેપથ્યમાંથી) ખરું કહું તો રૂપાળી, આમ ભરાઈ છુપાઈને પ્યાર કરતાં હું હવે તો કંટાળી ગયો છું. વહાલી, કંઈ એવો રસ્તો કાઢને કે દુનિયાની આંખે, ઉઘાડી રીતે પણ તું મારી થાય!

રૂપાળી—(નેપથ્યમાંથી) વહાલા, ધીરજ રાખ. નસીબ આપણું અતિ બુલંદ છે. પાસા આપણા બધા સાચા પડે છે, વખત આવ્યે એમ પણ થશે.

[નવલ અને રૂપાળી નેપથ્યમાંથી બહાર આવે છે]

કુન્દન—કોણ! નવી બા! આ દુષ્ટ કોણ?

રૂપાળી—કોણ, કુન્દન! હાય, પકડાઈ!

[નવલ આમ તેમ જુએ છે, અને ભાગવા પ્રયત્ન કરે છે]

નવલ—(સ્વગત) હાય! હવે મારા શા હાલ થશે?

કુન્દન—દુષ્ટા, બોલ, આ કુળને કલંક લગાડનારી, બોલ, આ હરામી કોણ છે?

[નવલને પકડે છે.]

નવલ—હરામી? મોઢું સંભાળ. તું કોને હરામી કહે છે તે જાણે છે? તારી નવી બાને પૂછ કે હું કોણ છું, ને કેમ આવ્યો છું, ત્યાંસુધી તારી જીભને કાબૂમાં રાખ.

કુન્દન—[જોરથી નવલને પકડી] ઓ દુષ્ટ સ્ત્રી, કહે આ જ નવલ! આ અધર્મનો સહભાગી! ઠીક, ચાખ સ્વાદ તારી દુષ્ટતાનો, તારી નાપાક દાનતનો. ઓ દુષ્ટ, થા તૈયાર. હું તને આજ તારે યોગ્ય શિક્ષા આપીશ.

[જોરથી ખેંચવી નવલને પાડે છે; પણ નવલ ઊઠીને તુરત કુન્દનને પકડે છે અને નીચે નાખે છે, અને તેની ઉપર ચડી બેસે છે. પણ કુન્દન ફરી ત્યાં એને પાછો પાડી બરોબર સ્વાધીન રાખી એની છાતી ઉપર ઘૂંટણ રાખી સારી પેઠે મારે છે.]

રૂપાળી—ઓ મારી મા! હું શું કરું? હા, હા, ઠીક યાદ આવ્યું!

[દોડી જાય છે]

કુન્દન—બોલ દુષ્ટ તને પૂરો કરું? સ્ત્રીઓને ભોળવનાર નિર્લજ્જ પાજી, કહે તને યમના દરબારમાં, તારાં કુકર્મોની શિક્ષા ભોગવવા મોકલું?

નવલ—નહીં કુન્દન, મને છોડી દો. હું કબૂલ કરું છું, હું નીચ છું, દુષ્ટ છું; પણ હવે કદી એવું નહીં કરું. હું વચન આપું છું.

કુન્દન—વચન? તારા જેવાના વચન પર શો વિશ્વાસ?

નવલ—નહીં, રાખો, ભરોસો રાખો. હું કસમ ખાઈને કહું છું, મારી જિંદગીનો હવે હું નવો સફો ખોલીશ. મને મારી જિંદગી સુધારવાની તક આપો.

કુન્દન—તારા જેવા અધર્મીને છોડી દેવો એ અધર્મ છે. વ્યભિચારી, તને તો નરકમાં ધગધગતા અગ્નિમાં તપાવેલા લોઢાની પૂતળી સાથે આલિંગન કરવા હમણાં મોકલીશ.

રૂપાળી—[આવીને સ્વગત] નહીં: તે પહેલાં તો તું જ જઈશ. [આ શબ્દો સાથે, હાથમાં પોતે છરો લાવી છે તે પાછળથી કુન્દનની છાતીમાં ભોંકી દે છે] મારી વચમાં આવતો'તો, તો ચાખ સ્વાદ. જા તારી વહુ પાસે.

કુન્દન—ઓ...ઓ...

[નવલને પકડયો હતો તે હવે છૂટી જાય છે. કુન્દન ચકરી ખાઈ ભોંય ઉપર લોહીલુહાણ થઈ પડી જાય છે. રૂપાળીને જોઈ] કોણ? પિશાચિની, કર્યું તારું કાળું?

રૂપાળી—વહાલા નવલ, ગભરા નહીં. જો તારા પ્રેમ માટે આને પણ પૂરો કીધો.

નવલ—[મોટેથી] રૂપાળી, તું તે સ્ત્રી છે કે રાક્ષસી? ઓ ખૂની, તારા હાથ લોહીથી ખરડયા! દૂર, દૂર, ઓ ચાંડાલ, તારું મોં હવે હું કદી નહીં જોઉં.

[નવલ વાડ ઉપર ચડી ભાગી જાય છે]

રૂપાળી—ગયો! નવલ, તું ગયો? આમ ગુસ્સે થઈને ચાલ્યો ગયો?

[જાય છે]

કુન્દન—અધમ સંગતિનું આ પરિણામ. (મોટેથી) પિતા ધર્મમૂર્તિ પિતા, ચેતજો, ચેતજો. મોત, ઠીક આવ્યું. આવ મારી ગુલાબ પાસે મને સ્વર્ગમાં લઈ જા. ઓ ગુલાબ, આવું છું......આવું છું......કોણ! દિવ્ય પુરુષો આવ્યા?—ગુલાબ પાસે લઈ જવા—લક્ષ્મીબા પાસે સ્વર્ગમાં લઈ જવા—હા, કેવો આનંદ! શ્રીરામ...શ્રીકૃષ્ણ...

[મરી જાય છે. અવાજથી ચાકરમાણસો ને ધર્મચન્દ્ર જાગી ઊઠે છે ને રૂપાળી 'ચોર' 'ચોર'ની બૂમ પાડતી પાછી પ્રવેશે છે]

ધર્મચન્દ્ર—શું છે? શું છે?

રૂપાળી—ચોર, ચોર, પકડો, પકડો!

ધર્મચન્દ્ર—ક્યાં છે? ક્યાં છે? અરે, આ શું! કુન્દન! આ હાલતમાં! ઓ પ્રભુ, મારી આંખ ફૂટી ગઈ!

[ચાકરના હાથમાં ઢળી પડે છે]

★

# કવિ કાલિદાસનો સંદેશ

## ત્યાગ, તપસ્યા
## ને
## તપોવન

★

મૂળ લેખકઃ પં. બળદેવ ઉપાધ્યાય
અનુવાદકઃ પ્રા. મધુકર રાંદેરિયા

☆



**મ**હાકવિ કાલિદાસ આપણા રાષ્ટ્રીય કવિ હતા. ભારતીય સંસ્કૃતિ અને સભ્યતાના પ્રતીક હતા. આપણા વિશાળ, વિરાટ દેશની સંસ્કૃતિ કાલિદાસની વાણીમાં ઝળકે છે અને એમના નાટકોમાં મનોહર ભવ્ય રૂપ દર્શાવીને માનવમાત્રનુ મનોરંજન કરે છે. અંગ્રેજોના પ્રથમ સમાગમને સમયે, આજથી લગભગ બસો વર્ષ પૂર્વે ભારતવર્ષ 'સંસ્કૃતિવિહીન' અંધકારપૂર્ણ દેશ ગણાતો હતો, પરંતુ કવિ કાલિદાસનાં 'અભિજ્ઞાન શાકુંતલ' નાટકે ભારત તરફ સભ્ય જગતની આ દરદષ્ટિ ને પ્રેરી. સર વિલિયમ જોન્સે એ કૃતિનો અનુવાદ અંગ્રેજીમાં કર્યો ને તે પછી જર્મન ભાષામાં જ્યોર્જ ફોરેસ્ટરે એનો અનુવાદ કર્યો. આ અનુવાદ વાંચીને જર્મન કવિ ગટેએ જે હૃદયોદગાર કાઢેલા તે સાહિત્યપ્રેમીઓને પરિચિત છે. એ કહે છેઃ 'સ્વર્લોક ભૂલોકયોઃ ઐશ્વર્ય યદિ વાંચ્છસિ પ્રિય સખે, શાકુન્તલં સેવ્યતામ' આ અનુવાદને પ્રતાપે પાશ્ચાત્ય જગત સારી રીતે સમજી શક્યું કે ભારતીયોની સંસ્કૃતિ ઘણી ઊંચી છે અને કોમળ હૃદયભાવોને પ્રકટ કરવાનુ નૈપુણ્ય પણ એના કવિઓમાં વિશેષ છે. આમ કાલિદાસનું સ્થાન આપણાં માથા પર ઘણું મોટું છે.



પ્રા. મધુકર રાંદેરિયા

આપણી રાષ્ટ્રીય ભાવનામાં અને વિશ્વકલ્યાણની ભાવનામાં કોઈ પ્રકારનો વિરોધ નથી. ભારતીય કવિ રાષ્ટ્રનું મંગલ ચાહે છે, અને સાથે સાથે જ સંસારની મંગળકામના પણ કર્યા કરે છે. કાલિદાસની કૃતિઓમાં આ સામંજસ્યનું મનોરમ રૂપ દેખી શકાય છે. આ મહાકવિની વાણીમાં જે રીતે આદિ કવિ વાલ્મીકિની રસમયી ધારા પ્રવાહિત થાય છે, તે જ રીતે ગીતા ઉપનિષદનું અધ્યાત્મજ્ઞાન પણ મંજુલ રૂપે અભિવ્યક્ત થાય છે. ભારતીય ઋષિઓએ પ્રચારેલાં ચિરંતન તથ્યોને મનોભિરામ શબ્દોમાં, ભારતીય જનતાના હૃદયમાં ઉતારવાનું કામ કાલિદાસની કૃતિઓએ સુંદર રીતે કર્યું છે. આ કૃતિઓની સંકલના, માનવહૃદયની શાશ્વત પ્રવૃત્તિઓ તથા ભાવોનું આલેખન લઈને થઈ છે. આજ કારણને લીધે, એમાં એવી ઉદીપ્ત ઉદાત્ત ભાવના વર્તાય છે, જે ભારતવાસીઓને જ નહીં, માનવમાત્રને સદા પ્રેરણા તથા સ્ફૂર્તિ આપ્યા કરે છે. આ ભારતીય કવિની વાણીમાંનાં રસ, ઓજસ ને મહિમા ભાવુકોના હૃદયમાં આજ બે હજાર વર્ષથી ઘર કરીને બેઠાં છે.

વૈદિક ધર્મ તથા સંસ્કૃતિનું જે ભવ્ય રૂપ આ કૃતિઓમાં દેખાય છે તે નિતાંત

સજીવ છે. માનવકલ્યાણને માટે આ કૃતિઓમાં સ્થળે સ્થળે ઉપદેશ પણ આપવામાં આવ્યો છે. માનવસમાજ પરસ્પર કલહ ને શત્રુતાથી છિન્નભિન્ન થઇ રહ્યો હોય, વિશ્વ આખું નીમગ્ન હોય, માનવતાને માટે મહાન સંકટનો સમય ચાલતો હોય ત્યારે, વિચાર કરવાને થોભવાનો કાલિદાસ આદેશ કરે છે. વ્યથિત માનવજાત માટે એ કવિ પાસે સંદેશ છે.

### કાલિદાસનો જીવન સંદેશ

માનવજીવનમાં નિરાશાને સ્થાન નથી. જે લોકો જીવનને માયિક કહીને, નિઃસાર તથા વ્યર્થ માને છે, તેમનું કથન કોઇ રીતે સ્વીકાર્ય નથી. જે જીવન આપણે જીવીએ છીએ અને જેનાથી આપણે આપણો અભ્યુદય કરીએ છીએ એ નિઃસાર કેમ હોઇ શકે? કાલિદાસ કહે છે કે દેહધારીઓ માટે મરણ પ્રકૃતિ છે, જીવન તો વિકૃતિ માત્ર છે. (રઘુવંશ) આવા આપણા જીવનને આપણે મહાન હિતકર માનવું જોઇએ અને એને સફળ બનાવવા માટે અર્થ, ધર્મ તથા કામનું સામંજસ્ય ઉપસ્થિત કરવું જોઇએ. આ ત્રિવર્ગમાં ધર્મ જ સર્વશ્રેષ્ઠ છે (ત્રિવર્ગસાર: પ્રતિભાતિ ભામિનિ; કુમાર૦ ૫/૩૮) પરંતુ અર્થ અને કામ પોતાની સ્વતંત્રતા ને સત્તા ટકાવી રાખવા માટે ધર્મ-વિરોધ કર્યા કરતા હોય છે. ધર્મને દબાવીને અર્થ પોતાની પ્રબળતા જમાવવા ચાહે છે ને ધર્મને ધ્વસ્ત કરીને કામ પોતાનો પ્રભાવ જમાવવા ચાહે છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે: ધર્મથી અવિરુદ્ધ કામ એ મારી જ વિભૂતિ છે. કાલિદાસે પોતાની કૃતિઓમાં આ ભગવદ્વાક્યની સત્યતા અનેક પ્રકારે સ્થાપિત કરી છે.

મદન દહનનું રહસ્ય આ જ છે. મદન ઇચ્છે છે કે પાર્વતીના સુંદર રૂપનો આશ્રય લઇ સમાધિસ્થ શંકરના હૃદય પર ચોટ મારું. પ્રકૃતિમાં વસન્ત પ્રકટે છે. લતા વૃક્ષ પર ઝૂમીને પોતાનો પ્રેમ બતાવવા લાગે છે. એક જ કુસુમપાત્રમાં ભ્રમરી પોતાના સહચર સાથે મધુપાન કરતી મત્ત બને છે વ્યાધિની પેઠે મદન સૃષ્ટિને ત્રાસ પમાડે છે. એ પોતાની આકાંક્ષા વધારી શંકર પર આક્રમણ કરી બેસે છે. જગતનું કલ્યાણ-આત્યંતિક મંગળનું નામ જ શંકર છે.

વિશ્વકલ્યાણ મદનની ઉપાસનામાં નથી, બલ્કે એના ધર્મવિરોધી રૂપને દાબી દેવામાં છે. કામ પોતાની પ્રભુતા વાંછે છે. વિશ્વકલ્યાણ પર એ પોતાનું મોહનબાણ છોડે છે. શંકર પોતાનું ત્રીજું લોચન ખોલે છે. ત્રીજું લોચન જ્ઞાનલોચન છે. એ પ્રત્યેક મનુષ્યના ભ્રમધ્યમાં વિદ્યમાન છે; પરંતુ તે સુપ્ત હોવાથી આપણને તેની પ્રતીતિ થતી નથી. શંકરનું એ લોચન જાગતું છે. આ જ જ્ઞાનની જ્વાળામાં મદનનું દહન થાય છે. ધર્મનો વિરોધ કરનારો કામ ભસ્મરાશિ બની જાય છે. શંકરને વશ કરવા પાર્વતીજી તપસ્યા કરે છે. ધર્મસિદ્ધિનું પ્રધાન-સાધન છે તપસ્યા. શરીર તપાવ્યા વિના કે હૃદયમાં રહેલી દુર્વાસનાને બાળ્યા વિના ધર્મભાવના જાગૃત થતી નથી. કાલિદાસે કામનું દહન કરાવીને આ જ ચિરંતન તથ્ય પ્રકટ કર્યું છે. પાર્વતીએ ઘોર તપસ્યા કરીને પોતાનું ઇપ્સિત પ્રાપ્ત કર્યું છે. આમ કાલિદાસની દૃષ્ટિએ કામ અને ધર્મના પરસ્પર સંઘર્ષમાં, કામનો પરાભવ કરી એને ધર્માનુકૂલ બનાવવો જોઇએ; જગતનું કલ્યાણ આ ભાવનાથી જ સાધી શકાય.

તપ ભારતીય સંસ્કૃતિનો મૂળ મંત્ર છે. એની આરાધનાથી મનુષ્ય પોતાની સર્વ કામનાઓની જ પૂર્તિ કરે છે એમ નહીં, બલ્કે પરોપકારની સાથે યોગ્યતા પણ પ્રાપ્ત કરે છે. તપના મહિમાથી ભારતીય સાહિત્ય તો ઉભરાતું પડ્યું છે. કાલિદાસે આનું મહત્ત્વ ખૂબ ભવ્ય શબ્દોમાં વ્યક્ત કર્યું છે. મદનદહન પછી ભગ્ન મનોરથા પાર્વતીએ તપને જ પોતાનું એક માત્ર આલમ્બન બનાવ્યું. જગતની સર્વ આશાઓ છોડીને એ એની જ સિદ્ધિમાં મંડી રહ્યાં. એમની તપસ્યા એટલી કઠોર હતી કે કઠિન શરીર વડે સાધેલી મુનિવર્યોની તપસ્યા એની સામે પ્રભાહીન ને પ્રભાવવિહીન લાગે. પ્રકૃતિના નાના પ્રકારના વિષમ કષ્ટ વેઠીને એ પોતાની કામનાસિદ્ધિમાં સફળ થાય છે. કાલિદાસે પાર્વતીના તપના રહસ્યને વિશેષરૂપે પ્રકટ કર્યું છે. (કુમાર. ૫/૨)

પાર્વતીની તપસ્યાનું ફળ હતું: 'તથાવિધં પ્રેમ,' અલૌકિક ઉત્કટ કોટિનો પ્રેમ અને 'તાદૃશઃ પતિઃ'- એવા જ પ્રકારનો, મૃત્યુને જીતનારો મહાદેવરૂપ પતિ. જગતના સમસ્ત પતિઓ મૃત્યુને વશ છે; મૃત્યુંજય એક જ વ્યક્તિ છે-મહાદેવ. આજ સુધી કોઇપણ કન્યા મૃત્યુંજયને પતિરૂપે પામી શકી નથી. અને એ પ્રેમ પણ કેવો? કાલિદાસે 'તથાવિધં' શબ્દમાં ગંભીર અર્થની અભિવ્યંજના કરી છે. શંકરે પાર્વતીને પોતાના મસ્તક પર સ્થાન આપ્યું છે. આદરની પણ એક સીમા હોય છે. પત્નીને આટલું ઉચ્ચ સ્થાન આપવું એ સાકારની મહાન

ઉચ્ચતા છે, આદર્શની પરાકાષ્ઠા છે. બીજા કોઇ દેવતાએ પોતાની પત્નીને આવું ગૌરવસ્થાન નથી આપ્યું. ભારતીય કન્યાઓને માટે આથી જ ગૌરીની આ સાધના અનુકરણીય વસ્તુ છે. ભારતીય સમાજમાં ગૌરી–પૂજાનું રહસ્ય આ મહાન સ્વાર્થત્યાગમાં છુપાયેલું છે. તપસ્યાએ ગૌરીને આવું મહત્ત્વપૂર્ણ સ્થાન અપાવ્યું છે.

આજકાલની સમર જ્વાળામાં જલતી દુનિયાને માટે કાલિદાસનો આ સંદેશ વિશેષ રૂપે ગ્રાહ્ય છે. વિશ્વના માનવીઓએ આ સુંદર સંદેશ સાંભળીને એને પોતાના જીવનમાં અપનાવવો જોઇએ. આ સંદેશને આપણે ત્રણ 'તકારાદિ' શબ્દોમાં રજૂ કરી શકીએ : **ત્યાગ, તપસ્યા ને તપોવન.** વિશ્વશાંતિનો ભંગ કરનારી વસ્તુ છે સ્વાર્થપરાયણતા. વિશ્વની સર્વ પ્રજાઓ પોતાની મોટાઇનું સ્વપ્ન દેખતી, પોતાના શુદ્ર સ્વાર્થમાં લીન બનેલી દેખાય છે. ભયાનક સંઘર્ષનું આજ કારણ છે. એનું નિવારણ ત્યાગ ને તપસ્યાની સાધના વિના બીજું કોઇ નથી. પાશ્ચાત્ય જગતે 'નગર'ને વિશેષ મહત્વ આપ્યું અને એનું અનુકરણ કરીને પૂર્વના જગતે પણ 'નાગરિક સભ્યતા'ની ઉપાસનામાં મન પરોવ્યું. પણ કાલિદાસની માન્યતા એવી જણાય છે કે તપોવનની ગોદમાં લાલિતપાલિત સભ્યતા જ માનવીનું સાચું મંગળ કરી શકે છે. જેણે આપણા દેશને ભારતવર્ષ જેવું મન્જુલ નામ આપ્યું એ દૌષ્યન્તિ ભરતનો જન્મ મારિચાશ્રમમાં થયો હતો. ગોચારણનું ફળ રઘુના જન્મના રૂપમાં સાંપડ્યું હતું. દિલીપે પોતાની રાજધાનીનો ત્યાગ કરી, વસિષ્ઠના આશ્રમમાં નિવાસ કર્યો ને ગુરૂની ગાયની વિધિપૂર્વક પરિચર્યા કરી. એનું જ ફળ થયું ઇન્દ્ર જેવા વજ્રધારીના માનમર્દન વીરનો ઉદય. તપોવનમાં અલૌકિક શાંતિ અને શક્તિનું સામ્રાજ્ય છવાયેલું હોય છે. પ્રકૃતિ સમગ્ર વિષમતા દૂર કરીને, સમતાના અભ્યાસમાં નિરત રહે છે. હિંસક પશુઓ પણ આ નૈસર્ગિક શાંતિને કારણે, પોતાનો પ્રાકૃતિક સ્વભાવ ભૂલીને, પરસ્પર મૈત્રીભાવથી સાથે રહે છે. કાલિદાસની દૃષ્ટિમાં સંસારના ચકરાવામાં ઘૂમરી ખાઇને હરતો ફરતો ડૂબતો જીવ દયાને પાત્ર છે. જ્યાં સુધી જગત, ત્યાગ ને તપસ્યાનો આશ્રય લઇને, તપોવન તરફ ગતિ નહીં કરે, ત્યાંસુધી એની અશાંતિ કદી બૂઝશે નહીં. પારસ્પરિક કલહ કદી સમાપ્ત નહીં થાય તથા વૈમનસ્યનો કદી નાશ નહીં થાય.

કાલિદાસનો સંદેશ એમની સર્વશ્રેષ્ઠ કૃતિના અંતિમ શ્લોકમાં, એક જ કડીમાં પ્રકટ થયો છે.

प्रवर्ततां प्रकृतिहिताय पार्थिवः
सरस्वती श्रुतिमहतां महीयताम् ।
ममापि च क्षपयतु नीललोहितः
पुनर्भवं परिगतशक्तिरात्मभूः ॥

(શાકુંતલ ૭/૩૫)

રાજા પ્રજાનું હિત સાધે, શાસ્ત્રઅધ્યયનથી મહત્ત્વશાળી વિદ્વાનોની વાણી સર્વત્ર પૂજાય, શક્તિસંપન્ન ભગવાન શંકર સમગ્ર જીવોનો પુનર્જન્મ દૂર કરે, આથી વિશેષ સુંદર સંદેશ શો હોઇ શકે? રાજાનું પ્રધાનકાર્ય છે પ્રજાનું રંજન, ને સમાજરક્ષા. રાષ્ટ્રને ઉન્નતિને માર્ગે લઇ જનાર છે એના વિદ્વજ્જનો. આથી વિદ્વાનોની સરસ્વતીનું પૂજન ને આદર એ આપણું પવિત્ર કર્તવ્ય છે. રાજા ક્ષાત્રબળનું પ્રતીક છે; વિદ્વાન બ્રાહ્મતેજનો પ્રતિનિધિ છે. આ બેના પરસ્પર સહયોગથી જ દેશનું સાચું કલ્યાણ થઇ શકે. સમાજની સુવ્યવસ્થા થતાં, વ્યક્તિ પોતાની આધ્યાત્મિક ઉન્નતિ કરી શકે છે. આમ, સમાજ તથા વ્યક્તિનો પરસ્પર અભ્યુદય એ જ ભારતીય સંસ્કૃતિનું સરળ લક્ષ્ય છે. કવિ કાલિદાસનો ત્યાગ ને તપસ્યાનો આ સંદેશ જગતના પટ પર પ્રાણીમાત્રના હૃદયને સદા ને સહાનુભૂતિમય બનાવે એવો છે.

## "સામે પાર" અને "ગાડાનો બેલ" નાટકો કરમુક્ત

શ્રી દેશી નાટક સમાજનાં, લબ્ધપ્રતિષ્ઠ નાટયકાર કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત બે નાટકો "સામે પાર" અને "ગાડાનો બેલ" નાટકોને મુંબઇ સરકારે કરમુક્ત જાહેર કર્યાં છે. આ હકીકત સિદ્ધ કરે છે કે માત્ર પ્રચારાત્મક નાટકો હોય એને જ કરમુક્ત કરવાં એવો નિયમ નથી. પણ કલા, હેતુ અને સાહિત્યની દૃષ્ટિએ જે ઉત્તમ નાટકો છે એ કરમુક્ત થવાને યોગ્ય ગણાય છે.





# શ્રી હરિહર "દીવાના"

: પરિચયકાર :

"નાટ્યપ્રેમી"



શ્રી હરિહર "દીવાના"

પ્રસ્તુત પરિચય લખવાની સામગ્રી માટે મેં મારા સ્નેહી મુરબ્બીઓ કવિશ્રી પ્રભુલાલભાઈ, કવિશ્રી મણિલાલ પાગલ તથા શ્રી રસિકલાલ શ્યામશંકર દવેની નોંધોનો ઉપયોગ કર્યો છે તે માટે તેમનું ઋણ સ્વીકારી, આભાર માનું છું—લેખક.

શબ્દ પણ ના ફેરવાય' કાકાએ આગ્રહ ચાલુ રાખ્યો.

અને એ રીતે હું ને કાકા મળ્યા. એમની મરજી અનુસાર ફેરફાર કરવાની મેં સંમતિ આપી. આ એક જ પ્રસંગથી અમે નિકટના થઈ ગયા. હરિહરકાકા જીવતા ત્યાં સુધી મારા મુરબ્બી રહ્યા હતા."

કવિશ્રી પ્રભુલાલભાઈ ઉપર્યુક્ત શબ્દોમાં શ્રી હરિહર દિવાનાનો પરિચય 'રંગદેવતાને ચરણે'માં આપે છે. આ નાનકડા પરિચય પરથી પણ શ્રી દિવાનાનું એક વિશિષ્ટ લક્ષણ સરસ રીતે ઉપસી આવે છે. અદાકાર ગમે તેવો સમર્થ, સૂઝવાળો, જાતે સર્જક પ્રકૃતિનો હોય છતાં નાટ્યકારના વ્યક્તિત્વ સાથે–એના નાટ્ય લેખ સાથે મનગમતી છૂટ લેવાનો એને અધિકાર નથી જ એ સિદ્ધાંતનો આમાં પુરસ્કાર થયેલો જોઈ શકાય છે.

× × ×

શ્રી હરિહર 'દિવાના'નું આખું નામ, હરિહર પુરુષોત્તમ સેવક. માધવપુરમાં ગિરનારા જ્ઞાતિમાં પુરુષોત્તમ ગિરધર સેવકને ત્યાં, તેમનાં ધર્મપત્ની દયાબ્હેનની કૂખે ૧૮૮૧ના મેની ચૌદમી તારીખે હરિહરનો જન્મ થયો હતો. શ્રી માધવનાથજીની સેવામાં તેમના બાપદાદા પોતાનો સમય ગાળતા એટલે એ વ્યવસાય પરથી તેમની સાખ 'સેવક' પડી હતી.

માધવપુરમાં જ ગુજરાતી સાત ચોપડી સુધીનો અભ્યાસ કરી, તેઓ ધંધાર્થે મુંબઈ આવ્યા. અહીં તેમની જ જ્ઞાતિના એક કાપડના વેપારીની પુત્રી બાઈ જમના સાથે હરિહરનાં લગ્ન થયાં. લગ્ન પછી, કાપડ માર્કેટમાં તેઓ નોકરી રહ્યા. આ કાળ દરમિયાન ગુજરાતી રંગભૂમિનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. નાની મોટી અનેક નાટક મંડળીઓ મુંબઈની નાટ્યશોખીન પ્રજાનું ત્યારે મનોરંજન કરતી હતી અને સારી પેઠે નભતી હતી. હરિહરને પણ નાટકો જોવાનો શોખ લાગ્યો. નાટકો જોતાં જોતાં એનામાં રહેલા 'કલાકાર'નો આત્મા જાગતો ગયો. એને કાને ઇતિહાસ, પુરાણ, સમાજનાં વિવિધ પાત્રોના અવાજો અથડાવા લાગ્યા. મન ને હૃદય રંગભૂમિને રંગે રંગાઈ રહ્યાં ને પરિણામે ગિરનારા બ્રાહ્મણ નબીરો નાટક કંપનીમાં જોડાયો. સમાજના ધુરંધરોએ ઉહાપોહ કર્યો, પણ 'લોકલાજ કુલકી મરજાદા વાળે એક ન રાખૂંગી' એ મીરાંબાઈની સંકલ્પપંક્તિનું રટણ કરતા હરિહરે તો 'ઝુકાવ્યું જ!'

પોતે ગુજરાતી સાત ચોપડી જ ભણ્યા હતા, છતાં બાપુ કેશવ નાયક જેવા જન્મજાત અભિનેતા અને શ્રી નારાયણ વિસનજી ઠક્કુર જેવા સિદ્ધહસ્ત નવલકથાકાર અને નાટ્યકારના સહવાસમાં તેમણે હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષાનું પણ ઠીક જ્ઞાન પ્રાપ્ત કર્યું.

ગ્રાન્ટરોડ કોર્નર પરના વિક્ટોરિયા થિયેટરમાં પારસી નાટક મંડળી ઉર્દૂ ખેલો ભજવતી હતી. અમૃત કેશવ નાયક આ મંડળીમાં ડાયરેક્ટર હતા. આ મંડળીનો સુપ્રસિદ્ધ ખેલ તે 'ઝહેરી સાંપ', એમાં અમૃત પણ ભૂમિકા ભજવતા. નાયિકા ખુરશીદની ભૂમિકા પરસોત્તમ કડીવાલા કરતા ને એના પતિ–નવાબની ભૂમિકા હરિહર કરતા. પત્ની પરના જુલમથી પતિ 'દીવાનો' થઈ જાય છે ત્યારનો હરિહરનો અભિનય અતિ પ્રશંસા પામ્યો હતો. બલ્કે, એ દીવાના નવાબની ભૂમિકાથી જ હરિહર 'દીવાના' તરીકે ઓળખાવા લાગેલા!

આ મશહુર નાટકમાંથી કીર્તિ પ્રાપ્ત કરી, હરિહર થોડો સમય બાદ ગુજરાતી રંગભૂમિ પર આવ્યા. એમેચ્યોર કલબોને તેઓ પ્રેમપૂર્વક આવકારતા. ગુજરાતી મંડળ, કાલબાદેવી ગરબી મંડળ વગેરે તેમની રચેલી કવિતાઓ ગાતાં. 'કન્યાવિક્રય' વિશે ભજવાતા એક એમેચ્યોર ખેલમાં તો તેમણે પોતે ભૂમિકાયે ભજવેલી.

રંગભૂમિ પર, આમ છતાં, એમને જો સાચી સ્થિરતા પ્રાપ્ત થઈ હોય તો તે શ્રી. ગો. મા. ત્રિપાઠીના 'સરસ્વતીચન્દ્ર'થી. આ નાટકમાં તેઓ 'મેરુલા'નો પાઠ કરતા. એની અભિનયશૈલી અદ્‌ભુત હતી. પછી એ જ કંપનીમાં એમનું લખેલું નાટક 'બોલતો કાગળ' રજૂ થયું. ગુજરાતી રંગભૂમિ પર ઉર્દૂ પદ્ધતિની બેતબાજીને બહેલાવનાર હરિહર જ. આ નાટકમાં તેઓ રણધીરની મુખ્ય ભૂમિકા ભજવતા ને સામે પ્રતિનાયકમાં દારુણસિંહ તરીકે શ્રી મોતીરામ બેચર નંદવાણા પાઠ કરતા.

'બોલતો કાગળ'માં કવિશ્રી 'પાગલ' લખે છે તેમ 'મસ્તભાષા, આઝાદ વિચારો, આબાદ અસર, ઉશ્કેરનારા પ્રસંગો, વિચારોની નવીનતા અને નવીન ધરતી' હતાં. આ કંપનીમાંથી તેઓ કેટલાક સંજોગોને કારણે છૂટા થયા.

સુરતમાં તેમણે નવી નાટક મંડળી શરૂ કરી. આ મંડળીના માલિકો સુરતના જ ચારેક ગૃહસ્થો હતા. તેમના સહકારથી 'સૌન્દર્ય–વિજય' નાટક, બાદશાહ જહાંગીરની પાટવીપદ પરની લીલા વિશે લખાયું. આ નાટકમાં ભારોભાર ગુજરાતી શબ્દો સાથે ફારસી શબ્દોનું મિશ્રણ હતું જે સમજવા માટે પ્રેક્ષકગણ તૈયાર થયો નહોતો. શ્રી હરિહરે પોતે સલીમની ભૂમિકા અદ્‌ભુત

કૌશલ્યથી કરી છતાં નાટક નિષ્ફળ ગયું, કંપની બંધ થઈ.

આ પછી તેમણે 'આર્યનૈતિક' નાટક સમાજમાં (મુંબઈ) ફરી કામગીરી મેળવી. સુરતમાં શ્રી વિઠ્ઠલદાસ ભોજકના દિગ્દર્શન હેઠળ તૈયાર થએલું નાટક 'સતી તોરલ' એમણે અહીં નવેસરથી લખ્યું, ને જેસલની ભૂમિકા ભજવી. નાટક ખૂબ સારું ચલ્યું. ને કંપની એનાથી 'ઉદ્ધાર' પામી એમ કહેવું એ અતિશયોક્તિ નથી. પછી શ્રી 'પાગલ'નું 'શ્રી પુંડલીક' નાટક પણ ફરીથી લખવા માંડ્યું. એમાં મૂળચંદમામાને પુંડલીકની ભૂમિકા સોંપી પોતે 'ધર્મ'નું સહાયક પાત્ર ભજવ્યું... નાટક ઠીક ભજવાયું, પણ આર્યનૈતિક સાથેનો સંબંધ પણ પૂરો થયો.

જાણીતા નટો દાદુ–હિંમતની કંપની મુંબઈ આવી, રિપન થિયેટરમાં પોતાના ખેલો ભજવવા લાગી હતી તેમાં શ્રી પ્રભુલાલભાઈના 'અહલ્યાબાઈ' નાટકમાં 'માલેરાવ'ની ભૂમિકા હરિહરે સુંદર રીતે ભજવી. હરિહરની છેલ્લી ભૂમિકા તે, શેઠ અબ્દુલકૈયુમ પિપ્લલવાળાની ભાંગવાડીમાં ચાલતી કંપનીના ખેલ 'કચ્છની વીરાંગના'માં. શ્રી હરિહરે રંગભૂમિની એવી સેવા કરી નટ બન્યા ને લેખક બન્યા. એમણે આઠ નાટકો રચ્યાં છે.

(૧) ચંદ્ર મધુરી (૧૯૦૩) એલેક્ઝાન્ડ્રા કંપની;

(૨) બોલતો કાગળ (૧૯૧૨) આર્યનીતિ દર્શક નાટક સમાજ.

(૩) સૌંદર્ય વિજય (૨૨–૧૦–૧૯૧૪) સુરત નાટક સમાજ.

(૪) સતી તોરલ (૧૯૧૫) આર્યનૈતિક નાટક સમાજ.

(૫) પુત્રરત્ન પુંડલીક (૧૯૧૫) ,,

(૬) સંસાર દર્પણ (૧૯૧૭)

(૭) સતી અંજના (૧૯૨૮) આર્યનૈતિક નાટક સમાજ.

(૮) મહાત્મા નૃગદાસ (૧૯૨૯) નાટ્ય નવજીવન સમાજ.

૧૯૩૦ પછી તેમણે સાગર ફિલ્મ કંપની સાથે સંપર્ક સાધ્યો હતો અને ચિત્ર-કથાઓ લખવાનો વ્યવસાય સ્વીકાર્યો હતો. કેટલાંક બોલપટોમાં એમણે દિગ્દર્શન પણ કર્યું હતું.

શ્રી હરિહરનું અવસાન ૧૯૪૧માં, વિલેપાર્લેમાં તેમને ઘેરે, સવારે ૮–૩૦ વાગ્યે, ગીતા વાંચતાં વાંચતાં હૃદય બંધ પડી જવાથી થયું હતું. તેમનાં અગિયાર સંતાનોમાં આજે ફક્ત શ્રી બિપિનચન્દ્ર હયાત છે.

શ્રી હરિહરનો આથી વિશેષ શો પરિચય અપાય? ફરી એકવાર કવિશ્રી પાગલના જ શબ્દો ટાંકું તો: "નવા નટનટીને પ્રથમ તક દેનાર, ઉદાર હૃદયી કલાકાર, ઊગતા લેખકોનો માર્ગદર્શક, પોતાની ભૂમિકા પણ બીજા બેસી રહેલા નટોને હસતે મોંએ સુપ્રત કરનાર, માનથી પર, કામમાં સદર તે હરિહર દિવાનો!"

# પ્રશ્નોત્તરી?

સંપાદક : શ્રી પ્રાગજી જ. ડોસા

ઉત્તર : શ્રી માણેકલાલ જ. મહેતા



શ્રી માણેકલાલ જ. મહેતા



સ્વભાવે હસમુખા, મળતાવડા અને જેમને વાક્યે વાક્યે માર્મિક કટાક્ષો કરે છે, એવા શ્રી. માણેકલાલ જેઓ '**માકુ મામા**'ના લાડીલા નામથી સંબોધાય છે, તેમને બાલપણથીજ રંગભૂમિનો ભારે શોખ. ૧૯૨૩માં કેટલાક બાલસ્નેહીઓ સાથે એમણે શ્રી યુવક સંમેલન નામની સંસ્થાની સ્થાપના કરી અને એ સંસ્થામાં 'પરિવર્તન', 'મનના તરંગ', 'ચાર ચિત્રો', 'કરકસર', 'ગૃહલક્ષ્મી', 'પંથ ભૂલેલા' ઇત્યાદિ નાટકો અને એકાંકીઓમાં હાસ્યરસની મુખ્ય ભૂમિકા તથા તેનું દિગ્દર્શન કર્યું. એમની પ્રેરણાથીજ શ્રી યુવક સમેલને ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવમાં 'ઘરનો દીવો' રજૂ કર્યું. આજે પણ મંડળી જામી હોય ત્યાં માકુમામા જૂની રંગભૂમિનાં ગીતો હોંશભેર સંભળાવે છે. છેલ્લા ચાર વર્ષથી પ્રતિવર્ષ તેઓ ધંધાર્થે પશ્ચિમ તથા પૂર્વની સફરે જાય છે અને ત્યાં પણ ઝીણવટભરી દૃષ્ટિથી તેમણે ત્યાંની રંગભૂમિનો અભ્યાસ કર્યો છે. એ હકીકત આ લેખ જ પૂરવાર કરશે.

**પશ્ચિમની સફર દરમિયાન તમે ઉત્તમ પ્રકારનો રંગમંચ કયાં જોયો અને તેમાં વિશિષ્ટતા શી હતી?**

"સારામાં સારું લન્ડનમાં કોવેન્ટ ગાર્ડન થિયેટર છે જેના પ્રેક્ષાગૃહમાં પાંચ હજાર માણસો બેસી શકે છે. આ થિયેટર Belle House તરીકે પણ ઓળખાય છે કારણ કે ત્યાં ખાસ કરીને સંગીતિકાના પ્રયોગો યોજાય છે. એ પ્રયોગો ઉત્તમ પ્રકારના હોય છે અને ઇંગ્લેન્ડના રાજા રાણી પણ પોતાના મહેમાનોને લઇ અહીં આવે છે. આ થિયેટર ગોળાકારમાં બંધાયેલું છે. એની પાંચ માળની બાલ્કનીઓ છે જ્યાં Boxes મૂકેલા છે અને ઉમરાવ તથા શ્રીમંતો અહીં બેસે છે. એ બોક્ષીસમાં જવા માટે લિફ્ટ કાયેલી છે. એનો રંગમંચ વિશાળ છે અને જવનિકા (Main curtain) ની આગળ પણ એ રંગમંચનો ઘણો મોટો ભાગ Project થયેલો હોય છે. એ રંગમંચની આગળના ભાગમાં સંગીતકારો માટેની બેઠક હોય છે. (Orchestra) આ ઓરકેસ્ટ્રામાં એંશી સંગીતકારો વિવિધ વાજીંત્રો દ્વારા સંગીત વહાવે છે.

આ ઓરકેસ્ટ્રા સો સો નાઇટના તાલીમ રિહર્સલ કરે છે, પ્રયોગોમાં જ્યાં ગીત ગાવાનું ન હોય ત્યાં કેવું સંગીત મૂકવું, એક બિલાડી પસાર થાય તો એ વખતે કેવી અસર ઉપજાવતી સુરાવલી મૂકવી વગેરે બાબતોનું પૂર્ણ ચિંતન કરી સંગીતનું આયોજન થાય છે.

આ થિયેટરમાં શનિવારે બે પ્રયોગો, રવિવારે એક અને આડાવારે એક પ્રયોગ થાય છે. દરેક બેઠક પાસે પ્રોગ્રામ વાંચવા લાઇટ, અને શો જોવા દૂરબિન મૂકેલું હોય છે અને બોક્ષમાં તો ફોનની સગવડ પણ હોય છે. દુનિયાના જુદા જુદા દેશોમાંથી જેવા કે ઓસ્ટ્રેલિયા, અમેરિકા, જાવા, બાલી, સિલોન અને જાપાનના મશહૂર Belle Troups આવે, તેઓ પોતાના પ્રોગ્રામો આ થિયેટરમાં ભજવતાં પોતાને મહત્તાના અધિકારી સમજે છે.

આ થિયેટરનો મુખ્ય પડદો મખમલ ઉપર જરી અને ભરતકામથી ભર્યો હોય છે. થિયેટરમાં પ્રવેશ કરતી વેળા કોઇ દોડતું નથી. કોઇ ભાગતું નથી, નાના છોકરાઓને આંગળીએ વળગાડી આવતું નથી પણ સૌ કોઇ

*World Famous*

**ENICAR**

ULTRASONIC



# PHOENIX WATCHES

## A New Development!
## Assuring Complete Waterproofing for Years

The ENICAR SEAPEARL watch with the ULTRASONIC movement will not need oiling for at least 8 years ! This is the Watch for you!

*Seapearl* WATER PROOF



Special Features –

- ★ Easy closing of the case simply by turning the back between the guiding marks
- ★ Perfect watertightness of unlimited duration under all temperatures is assured because the back adheres constantly to a plastic ring under pressure by a circular spring
- ★ Perfect protection of the movement under all conditions
- ★ No metal filings can get into the movement once the case is closed
- ★ Due to their being at a constant tension glasses will not chip or fall out.

*Introduced in India by*

# PHOENIX WATCH CO.

TEL 263433

*Office* 166 Dr Dadabhai Naoroji Road Fort Bombay I
*Showroom* 169 Dr Dadabhai Naoroji Rd Fort Bombay I
*Branch* 129 Radha Bazar St Calcutta I

GRAMS NEWTEX
GRAMS RURAL

# જે દિવસે કલાકાર પોતાના ગુજરાન માટે ઘરેઘર અને નાટ્યસંસ્થાઓમાં હાથ લંબાવતો ફરશે તે દિવસે સાચી કલાનો અંત આવશે

શાન્તિપૂર્વક, પોતાનો માનમરતબો સાચવીને દાખલ થાય છે અને એ પછી પણ શાન્તિ જાળવે છે. પતિપત્ની પણ વાતો કરતાં નથી. ટૂંકમાં આ એક એવું થિયેટર છે જેમાં દાખલ થતાં તમને એમ લાગે કે આપણે પોતાનો દરજ્જો પણ કોઈ ઉચ્ચ કક્ષાને પ્રાપ્ત થયો હોય.

એ પછી પેરીસનું 'ફોલિ બજર' થિયેટર સુંદર છે. એના રંગમંચનું માપ અંદાજે ૬૦×૧૦૦ ફૂટ હશે અને ઊંચાઈ પણ ઘણી. ઉપરાંત ભૂગર્ભમાં પણ ઊંડું એવું. એના રંગમંચનો તખતો Revolving છે. એની ખાસ વિશિષ્ટતામાં એનું પ્રકાશ આયોજન છે. રંગમંચમાં જ ઉપરને સ્થાને એક Rod ઉપર એક હોય છે જ્યાં બેસી Light Controller પ્રકાશ આયોજન કરે છે. શો જેમ જેમ આગળ વધે તેમ તેમ એ નક્કી થયા પ્રમાણે Light effects આપતો જાય છે. બહાર ઓડિટોરિયમમાંથી ફેંકાતા પ્રકાશ–ફોકસોનું આયોજન પણ એ જ માણસ કરે છે. અને એક પ્રવેશ પૂરો થાય કે એ ફોન દ્વારા Green roomsમાં ખબર આપે છે અને ઘંટડી દરેક ગ્રીન-રૂમમાં વાગે છે જેથી બીજા પ્રવેશ માટે પાત્રો તૈયારીમાં જ હોય છે. એનો એક શો મેં જોયો તેમાં એક ઝાડ આવતું. એ ઝાડની ડાળીઓ ઉપર સેંકડો પરીઓ બેઠી હતી. સંગીતની સાથે વૃક્ષનો વિકાસ થાય છે અને વિજળી દ્વારા એની ડાળીઓ project થતી ઓડિટોરિયમમાં પહોંચે છે. આ થિયેટર, યુરોપમાં નવી નવી ફેશનોનો ઉદ્ભવ થાય છે એ માટે પ્રખ્યાત છે. Art and Designની નવીનતા જે કલાકાર લાવે તેઓ લગભગ સો રૂપિયા અનામત તરીકે મૂકી, પ્રવેશપત્ર ભરીને પોતાની ડિઝાઇન કે કલાકૃતિઓ ત્યાંના સંચાલકોને દેખાડે છે. એની ડિઝાઇન કે કલાકૃતિ પાસ થાય તો એ ફેશન પ્રચલિત થાય છે અને કલાકાર ન્યાલ થઇ જાય છે. પ્રતિવર્ષ નવી નવી Style દેખાય છે એ મેળામાં માટું આકર્ષણ છે.

એ સિવાય હેમ્બર્ગમાં St. Pauli નામની જગ્યામાં એક આલિશાન થિયેટર જોયું અને એથીએ મોટું જર્મનીમાં બર્લિનમાં જોયું.

**પ્રશ્ન: ૨ યુરોપની પ્રજા કેવાં નાટકો પસંદ કરે છે?**

ફ્રાન્સમાં પ્રેમ કથાઓ અને કોઈ ઉમરાવના ઘરની રીતભાત, Manners એટિકેટ, આનંદ અને પ્રમોદભર્યા જીવન ઉપર નાટકો લખાય છે. જર્મનીમાં મિલિટરી, રાજદ્વારી અને જાસુસ કથાઓ રજૂ થાય છે જ્યારે ઇંગ્લેન્ડમાં Humorous, Light તેમજ Operas અને Belle જોવાનો વર્ગ પણ છે. ઉપરાંત લંડનના એક પરગણામાં કે જ્યાં શેક્સ્પીઅર જન્મ્યો ત્યાં Shakespeare Town છે. લોકમત એવો છે કે અહીં આવી ચિંતન કરવાથી પ્રેરણા મળે છે, ઉપરાંત Pompeiમાં પ્રેમીઓ જ આવે છે. ત્યાંના આવનારા કહે છે If you wish to come here come for the same reason ઉપરાંત કોપનહેગનમાં Elsinore અને Kronberg Castle ગામમાં શેક્સ્પીઅરના જ નાટકો ભજવાય છે, ઉપરાંત Chivalry, Royaltyને દેખાડતાં નાટકો રજૂ થાય છે.

**પ્રશ્ન ૩: પશ્ચિમના કલાકારોને વેતન શું અપાય છે?**

પશ્ચિમના કલાકારોને વેતનની ચિંતા હોતી જ નથી. હું એવા કલાકારોની વાત કરું છું જેઓ કલાના સાચા અર્થમાં કલાકાર છે, જેમણે કલાને ક્ષેત્રે અમુક સિદ્ધિ પ્રાપ્ત કરી છે. ત્યાં નાટ્ય સંસ્થાઓ ઘણી હોવાથી Booking Agents હોય છે. આ એજન્ટો જે કક્ષાનો કલાકાર હોય એને માટે વાર્ષિક કરારો મેળવી આપે છે. એણે કયા દેશમાં, કઇ સંસ્થામાં, કયા નાટકોમાં કામ કરવાનું છે તે બધું આ એજન્ટ્સ નક્કી કરે છે. એણે ફ્રાન્સ, સ્કેન્ડિનેવીઆ, ઇટલી, ગમે ત્યાં જવું જોઇએ, એને જવા આવવાનું પહેલા વર્ગનું મુસાફરી ભાડું, હોટેલમાં રહેવા, જમવાની વ્યવસ્થા, મોટર-અલાવન્સની સગવડો મળે છે. કલાકાર એટલે મસ્ત વ્યક્તિ, એ તો એની કલામાં જ એકરાગ હોય, એને આજીવિકાની ફિકર ન હોય અને જે દિવસે સાચો કલાકાર પોતાની ગુજરાન માટે ઘરેઘર અને નાટ્યસંસ્થાઓમાં હાથ લંબાવતો ફરશે તે દિવસે સાચી કલાનો અંત આવશે. આવાં કલાકારો આરામમાં પોતાની જિંદગી વિતાવે છે. એ કલાકારોનો એક દાયકો હોય છે જ્યારે સૌથી પ્રથમ નાના મંડળોમાં તેઓ કામ કરે છે, ત્યાંથી City Theatresમાં જાય, એ પછી Big Operas અને producersની આંખે ચડે તો છેવટે Hollywood સુધી પણ પહોંચે છે અને ત્યાં સ્થાયી થાય છે. નાટકોની સિઝન: માર્ચથી



☆

કોવેન્ટ ગાર્ડન થિયેટર જેના વિષે પ્રથમ પ્રશ્નના ઉત્તરના પ્રારંભમાં વર્ણન છે.

☆

સપ્ટેમ્બર ખાસ હોય છે. સાધારણ કલાકારને અઠવાડિયાના ૨૫ પાઉન્ડ પગાર મળે છે જ્યારે વિખ્યાત કલાકારો અઠવાડિયાના ૧૦૦ પાઉન્ડ પણ મેળવે છે

**પ્રશ્ન ૪: બીજી મનોરંજન પ્રવૃત્તિઓને મુકાબલે નાટકો પ્રતિ લોકોને કેવો રસ છે?**

આપણે ત્યાં મનોરંજનના વિભાગ પડી ગયા છે. કેટલાકોને નાટકો જ ગમે છે, કેટલાકોને સિનેમા તો કેટલાકને માત્ર રમતગમત અથવા પિકનિક પાર્ટીઓ, જ્યારે પશ્ચિમમાં લોકો દરેક મનોરંજક પ્રવૃત્તિમાં રસ લે છે અને એ કારણે જ ત્યાં નવી શોધો અને વિકાસ શક્ય બન્યો છે. રજતપટમાં સિનેમાસ્કોપથી યે આગળ વધી 'સિનેરામા' શોધાયું છે જેનો સિલ્વર સ્ક્રિન, સિનેમાસ્કોપથી ત્રણ ઘણો મોટો હોય છે. આવા સ્ક્રિન પર માઉન્ટ રેલ્વેઝ, મોટર-રેસિસ, સમુદ્રનું તોફાન, આગગાડીની ત્વરિત ગતિ વગેરે દશ્યો એ વિશાળ ફલક પર ખૂબ જ વાસ્તવિક લાગે છે. એ સાથે Gigantic અને ભયાનક પણ જણાય છે. એમાં ત્રણ projectors વપરાય છે અને હું ચોક્કસ માનું છું કે ભારતના મુખ્ય શહેરોમાં જે વ્યક્તિ પ્રથમ એ શોધને અત્રે લાવશે એ કરોડો રૂપિયા કમાશે. એ ઉપરાંત લંડનથી બાર માઇલ છેટે વેમ્બલી થીએટર છે. મુંબઇના ક્રુપરેજનું અર્ધું મેદાન રોકાય એટલું એ મોટું છે. લગભગ બાર હજાર માણસોનો ત્યાં સમાવેશ થઇ શકે છે અને Ice skating માટે એ વપરાય છે ઉનાળામાં ત્યાં બરફ ભરી, હવાનું-પ્રેશર-દબાણ આપી એને Air tight કરવામાં આવે છે; એને stadium કહી શકાય. અહીં Show sports, skating અને તે ઉપરાંત નૃત્યો યોજાય છે. ઉપરના ભાગમાં એકજ Gearથી કામ કરતી Spot light, એ નૃત્યકારો પર પ્રકાશ પાડે છે.

આ ઉપરાંત પણ Industrial Exhibitions ઔદ્યોગિક પ્રદર્શનો International Competitions આંતરરાષ્ટ્રિય હરીફાઇઓ, Fancy Shows of the world વગેરે યોજાય છે ત્યાં એક પ્રકારનો Holiyday Mood, Summer Vacation, Outing Programmes વગેરે હોય છે અને છતાં પણ લોકો નાટક પ્રતિ ખેંચાય છે કારણ એ અનોખી કલા છે. અને ત્યાંના થિયેટર્સના વ્યવસ્થિત એજન્ટો હોય છે, જેઓ આગળથી ટિકિટો ખપાવી દે છે. ડોર્ચેસ્ટર, ગ્રોસ્વેનોર, સ્ટ્રેન્ડ પેલેસ, પિકેડિલી, રિજન્ટ પેલેસ જેવી મોટી હોટેલો એમને ત્યાં આવતા મહેમાનોને નાટકોની ભલામણો કરે છે અને એ હોટેલોના જે Hall Porters હોય એ બધું ધ્યાન રાખે છે. તેઓ કદી ખોટી ભલામણ કરતા નથી કારણ આખીયે હોટેલની આબરૂનો સવાલ રહે છે. એટલે આગળથી થિયેટરોના પ્લાન મહિનાઓ પૂર્વે ભરાઇ જાય છે અને "શો" ને દિવસે ટિકિટોનું વેચાણ થતું નથી. ટિકિટો ન ખપતી હોય તો આ એજન્ટો તરત જ થિયેટરોના સંચાલકને એની જાણ કરી વધુ નાટકો ભજવવાનું બંધ કરાવે છે. પરંતુ આવું કોઇક જ વેળા બને છે કારણ એક નાટક મૂકવાનું હોય તે ઉપર લાંબી મંત્રણા, પૂરતી તાલિમ અને રિયાઝ પછી જ એ નાટક રજૂ કરવામાં આવે છે.

આ બધું જોયા પછી મને લાગે છે કે આપણી રંગભૂમિ, રંગભૂમિ વ્યવસ્થા અને એની કલા કેટલી બધી પછાત છે! આપણે ત્યાં પણ રંગભૂમિનો સુવર્ણયુગ હતો. માલિકોએ અઢળક સંપત્તિ મેળવી હતી પણ માત્ર પૈસા રળવાની દાનતે સંસ્થાઓ ચાલતી હતી; કલાને ઉન્નતપથે લઇ જઇ એનો વિકાસ સાધવા માટે નહિ. દુનિયાની ઝડપી પ્રગતિ સાથે આપણે સાથોસાથ ચાલી ન શક્યા અને જ્યાં માત્ર આજીવિકાની દૃષ્ટિએ માપણી થાય ત્યાં કલા વિકાસ શક્ય નથી. ★

સ્વપ્નાના સંસારમાં રાચતો માનવી ઘણીય વાર કલ્પનાના મહેલ બાંધે છે, સુરમ્ય, સુઘડ અને સરસ! પણ આંખ ઉઘડતાં જે નાની શી ઝૂંપડીમાં પોતે વસી રહ્યો છે એની એને જાણ થાય છે અને કલ્પના, ધુમ્રગોટાની માફક અનંતમાં વિલીન થાય છે. માનવઊર્મિઓ કેવી વિલક્ષણ, વિચક્ષણ છે એ સત્ય એની આંખ આગળ ખડું થાય છે અને એનું અંતર પોકાર કરી કહે છે "રે, રે, માનવતા! જીવનના મૂલ્ય શું માત્ર સુખની દોરીથી મપાય છે? એનું જ કથાનક આ એકાંકી કહી જાય છે.

# ☆ એને નહિ પરણું!! ☆

લેખક:
અધ્યા. હકૂમતરાય દેસાઈ
એમ.એ. સાહિત્ય રત્ન.

પાત્રો: પંકજ, સરલા, સંજીવની

[ કુદરતના જંગલમાં આવેલ એક ગામમાં સામાન્ય ઘરનો ઓરડો. ઓરડાની એક બાજુની દિવાલમાં રસ્તા પર પડતી એક બારી છે. ડાબી બાજુ ઘરના અંદરના બીજા ઓરડામાં જવાનું દ્વાર છે. આગલા ઓરડામાં પંકજ ખાટલા પર સુતો સુતો પુસ્તક વાંચે છે. એણે પગોને બરાબર ઢાંકીને છાતી સુધી ધાબળો ઓઢેલો છે. ખાટલાની થોડે દૂર ટેબલ પર થોડાં પુસ્તકો પડેલાં છે. દીવાલ પર સરલાની છબી લટકે છે. એની નજીક જ લખવાના નાના ટેબલ નજીક બેસી સંજીવની કંઈક લખી રહી છે. લખી રહ્યા બાદ સંજીવની સરલાની છબી એકી નજરે જોયા કરે છે. પંકજ મગ્ન થયો હોય તેમ પુસ્તક વાંચી રહ્યો છે.]

સંજીવની: (છબી જોતાં જોતાં) પ...રે...રી પ્રીત... ...આ છબી જોતાં જ સરલાબહેન છે કે પંકજભાઈ?

પંકજ:—આમેહ્મ...ના. ના. એની જીવતી જાગતી પ્રતિમા એના કરતાંયે સુંદર છે. (સંજીવની હસે છે.) એમાં હસવાની કશી જરૂર નથી. સરલાના સૌન્દર્ય આગળ તો સ્વર્ગની અપ્સરા પણ પાણી ભરે. ... ...

સંજીવની—પ્રેમમાં પડેલ પ્રત્યેક પુરુષ સદા એમ જ કહે છે.

પંકજ—સદા એમ જ કહે છે!

સંજીવની—હા વળી. પ્રેમી પ્રિયતમાના ડાબા પરના શીતળાનાં ચાઠાંમાં પણ ગુલાબની કળીઓ જ જુએ છે હં!

પંકજ—તું નહીં માને. પણ આજે તારી નજરે જોઈશ ત્યારે તો માનશોને! અલબત્ત તને સૌન્દર્યની કંઈ સૂઝ-સમજ હોય તો......

સંજીવની—મીન શી આંખ. પોપટ શું નાક. ગુલાબ શા ગાલ...

પંકજ—બસ... બસ... બસ... રહેવા દે તારું ડહાપણ. અદેખાઈ તારું નામ જ સ્ત્રી.

સંજીવની—બસ. છેડાઈ પડવાને જરાક મજાક કરી એમાં તો! સરલાબહેનને આજે આવવા તો દો પછી...

પંકજ—પછી શું!

સંજીવની—પછી જ તમારી વાત!

પંકજ—શી વાત!

સંજીવની—એ જ કે રાત દિવસ ભાઈસાહેબની સેવા કરીને થાકી ગઈ છું; હવે મારાથી સેવા ન થાય. મારે તે એને શું! તમે જ અહીં રહો ને સંભાળો તમારા પંકજને.

પંકજ—સરલા તો સાંભળશે જ. એમાં કહેવાનું યે શું? તને ક્યાં ખબર છે કે તેના દિલમાં મારે માટે કેટલો પ્રેમ ભર્યો છે. પણ......

સંજીવની—પણ શું!

પંકજ—કંઈ નહીં, કંઈ નહીં, જવા દે એ વાત, સંજીવની તું ગઈ કાલે રાતે જાગતી જ હતી ને!

સંજીવની—કોણે કહ્યું? હું તો ઘસઘસાટ ઊંઘતી હતી.

પંકજ—ખોટી વાત. હું અનેક વાર જાગ્યો ત્યારે તારા ઓરડામાં દીવો બળતો હતો અને તું...કહે શા માટે જાગતી હતી? હવે મને તો આરામ છે. મારી ચિંતા કરીને તું કેવી દુબળી થઈ ગઈ છે!

સંજીવની—પંકજભાઈ!

પંકજ—અહીં આવ સંજીવની. મારી પાસે બેસ. મારી સેવા કરી કરીને તેં મને બગાડી મૂક્યો છે. કેટલો પાંગળો બની ગયો છું હું! તું જ એને મારે કૃપાપાત્ર છે; કેમ ખરું ને!

સંજીવની—મારા નસીબમાં તો કોઇની અનુકંપા ને ઉપાલંભો જ ને?

પંકજ—કેવી છેડાઇ પડી જરાક મજાક કરી તેમાં તો.

સંજીવની—પણ તમે કેમ ઊંઘ્યા ન હતા? મને સેક કરવા કેમ ના બોલાવી? (નિશ્વાસ સાથે) પારકાં કંઇ પોતીકાં થોડાં જ થાય!

પંકજ—મારે મન કોઇ પારકું નથી. સંજીવની, પગે દુઃખાવો ઉપડયો નહોતો પણ....

સંજીવની—કેમ અટકી ગયા?

પંકજ—ચિંતાને ચાકડે મન ઘૂમરી ખાતું હતું. કયાંથી આવે ઊંઘ! સરલાને હું લેવા પણ ના જઇ શકયો? એને કેટલું......

સંજીવની—એમાં આટલા બધા અકળાવ છો શા માટે? ક્રાન્તિકારીનાં આવાં તે કુણા દિલ હોય!

પંકજ—ક્રાન્તિના પરાક્રમોની વાતો તો ગૌરવથી કહી શકીશ પણ સરલાને....સરલાને આ પગની વાત....

સંજીવની—પગની વાત તમે સરલાબહેનને લખી નથી જણાવી?

પંકજ—ના, એ વાત લખવાની શરુઆત કરવી જ મુશ્કેલ છે, મારી કલમ ચાલતી જ નથી. મને શબ્દો મળતા નથી. મને ભય લાગે છે કે આજે અહીં એ આવશે ત્યારે પણ હું કેવી રીતે......

સંજીવની—પંકજભાઇ, સરલાબહેનને પત્રની બીના લખી જણાવી હોત તો ઠીક થાત.

પંકજ—મેં અનેકવાર વિચાર કર્યો પણ......

સંજીવની—જે થયું તે થયું. દેશની આઝાદીના જંગમાં તમે પગ ગુમાવ્યો છે. સરલા બહેન તો એ જાણી ગૌરવ અનુભવશે.

પંકજ—કોણ જાણે! સરલા કાંઇ સંજીવની.........

સંજીવની—બસ...સ...સ...(હસતે ચાલવા માંડે છે)

પંકજ—ક્યાં જાય છે? તને આ શોભે? તારી સેવા ને સ્નેહનું ઋણ હું કેવી રીતે વાળીશ?

સંજીવની—મૂગા મૂગા પથારીમાં પડી રહીને!

પંકજ—સુરેશ સાચું જ કહે છે કે તું મૂર્ખી છે.

સંજીવની—તમે તો નથી કહેતાને?

પંકજ—હું હજીયે સુરેશ કહે છે તેમ મૂર્ખીને મૂર્ખી જ કહી છે.

સંજીવની—કદાચ! પણ તમે મૂર્ખા બની ચિંતા ના કરો. સૌ સારા વાનાં થશે. દીવેલ પીધેલા જેવું મોઢું ન રાખતા. હસતે મોંએ સરલાબહેનને વધાવજો. મને ખાતરી છે કે સરલાબહેન તમારી કથા જાણી ગૌરવ અનુભવશે.

(બારણે ટકોરા પડે છે)

પંકજ—સરલા જ આવી લાગે છે? (પગો ઢાંકીને બરાબર છાતી સુધી ધાબળો ઓઢી લે છે.)

સંજીવની—શાંતિ રાખી વાત કરજો.' [સંજીવની બારણું ખોલે છે. સરલા પ્રવેશ કરે છે અને સંજીવની બહાર જાય છે. પંકજ તકીએ અઢેલી બેઠો હોય છે.]

સરલા—(એકદમ પંકજના બિછાના તરફ દોડી જતાં) પંકજ, પંકજ! મઝામાં છે ને? તને કંઇ થયું છે?

પંકજ—ના...રે.

સરલા—તું માંદો છે? હું તને બરાબર ઓળખું ને? મને તું સામે લેવા ન આવ્યો ત્યારથી મને ફાળ પડી હતી? જરૂર મારા પંકજને કંઇ થયું જ હોવું જોઇએ નહિ તો મને લેવા આવ્યા વિના રહે ખરો કે?

પંકજ—થયું છે; પણ કંઇ ખાસ ગંભીર નથી! સરલા, આજે તો તું ખૂબ જ સુંદર દેખાય છે હં!

સરલા—અને આજ પહેલાં નહીં દેખાતી હતી એમને? તું કેટલો કઠણ કાળજાનો છે! "હિંદ છોડો"ની હાકલ પડી ના પડી ત્યાં જ મને મળ્યા વિના આખી ઓગષ્ટે ગાયબ થઇ ગયો! ભારતમાતાની આઝાદીનો પોકાર પડે ને ઝાલ્યો રહે તો પંકજ શાનો? પણ...

પંકજ—પણ શું?

સરલા—ભલા, તું તો થયો ભુગર્ભવાસી. તારા ન મળે કાંઇ સમાચાર કે ન કશી બાતમી. વધુમાં મને થઇ કાચી જેલની સજા.

પંકજ—શું કહે છે તું?

સરલા—સરકારની જેલ નહિ. પિતાની. પિતા રહ્યા કલેક્ટર. વહેમ પડયો કે પંકજ ક્રાન્તિકારીઓની ટોળીમાં ભળી ગયો છે, એટલે હું પણ તારે પગલે પગલે ચાલવા નાસી છૂટીશ. પરિણામે ફરમાવી દીધી કાચી જેલની સજા. ઘરની બહાર પગ સરખો તો નીકળવા ના દીધો. મારી દશાની તને શી વાત કરૂં?

પંકજ—તારી દશા!

**દિલના પ્રેમ વિનાના દેહનું દાન એટલે વ્યભિચાર!**
**એ જાતનું જીવન, જીવન નથી, બલ્કે બોજો છે.**

સરલા—હા. હા. પણ મારી દશાની વાત મૂકને ટોલ્લે. તને થયું છે શું?

પંકજ—કંઇ ખાસ ગંભીર નથી. મને...મને...તે છાપામાં વાંચેલું તો હશે!

સરલા—ઓહ! સમજાયું! પણ મને સ્વપ્નેયે ખ્યાલ ન હતો કે પોલીસની બંદૂકની ગોળીથી ઘવાયેલી ક્રાન્તિકારીઓની ટોળી તમારી જ ટોળી હશે.

પંકજ—એ કારમો દિવસ હજીએ હું ભૂલ્યો નથી. ડાયનેમાઇટથી પૂલને ઉડાવી મૂકવા મારી જ આગેવાની હેઠળ સુરેશ હેમંત મદન વગેરે અમે ઉપડયા. પોલીસખાતાને ક્યાંથી બાતમી મળી ગઇ! કહે છે કે અમારામાંથી જ કોઇ ફૂટયો હતો! અમે પૂલ પાસે પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો ધડાધડ ગોળીઓ છૂટી! અમે ભાગ્યા! ઘણાને ગોળીઓ વાગી. મને પણ... ...

સરલા—તને ક્યાં ગોળી વાગી છે? તેં આ વાત મને શા માટે લખી ને જણાવી? હું તુરત આવી તો શકત!

પંકજ—એમાં લખવા જેવું શું હતું? ક્રાન્તિકારીઓને તો ગોળી જ મળે! ફૂલો કંઇ થોડાંજ મળે? મને માત્ર ખભામાં ગોળી સહજ ચૂંબન કરતી ગઇ! (સરલા નિશ્વાસ મૂકે છે) એમાં આમ નરમ શું થઇ ગઇ! એ તો સારુંયે થઇ ગયું છે!

સરલા—તારે મને લખવું જોઇતું હતું તારી હું જાણે કોઇ જ નહિ કેમ!

પંકજ—આવી મામૂલી વાતમાં લખવાનુંયે શું! સરલા તું પેલા હેમતને......ઓળખે ને!

સરલા—હેમત! કયો હેમંત?

પંકજ—પેલો તોફાની તારી મજાક કર્યા કરતો કે ક્યાં પંકજ ને ક્યાં સરકારી અફસરની દીકરી સરલા.

સરલા—હાં હાં ઓળખ્યા! તેનું શું છે.!

પંકજ—તેની હાલત ખૂબ જ ગંભીર છે.

સરલા—તેમને ક્યાં ગોળી વાગી છે?

પંકજ—પગમાં; એનો પગ કાપી નાખવો પડયો છે.

સરલા—ઓહ! બિચારાનું જીવન! કેવું મહાદુઃખ!!

પંકજ—કપરું દુઃખ તો છે, પણ હેમંત વીર છે, એ બિચારો નથી. અપંગ તો ક્રાંતિની ભેટ, એમાં બિચારાપણું શા માટે અનુભવે?

સરલા—એમના કરતાંયે એમની પત્નીની મને તો વધુ દયા આવે છે! તેનું જીવન હવે જીવતાં મોત જેવું જ બની જશે ને? હેમંત ક્રાન્તિકારી હશે, વીર હશે પણ હવે તો અપંગ જ...

પંકજ—સુખી થવા હેમંતનો ત્યાગ...

સરલા—હેમતનો ત્યાગ! આવુ બોલતાં તમે લાજતા નથી. હવે તો પહેલાં કરતાંયે હેમંમતને કદાચ વધુ ચાહશે. પણ......

પંકજ—પણ શું?

સરલા—હેમંતની અપંગતા જેટલું જ નક્કર સત્ય છે કે એની પત્નીની જીંદગી હવે જીવન ના રહે?

પંકજ—જીવન ના રહે! શા માટે?

સરલા—પંકજ, જીવનના પ્રવાસમાં અનેક જાતની ઘટનાઓ બને છે. કોઇ પ્રેમ કરતું મરી જાય છે તો કોઇ બીજાને પ્રેમ કરતુ થઇ જાય છે. કોઇના પ્રેમ તૂટે તો કોઇનો બંધાય, કોઇ પ્રેમ તોડે તો કોઇ જોડે. કોણ કોને ઠપકો આપે? અને તેથી આવી બાબતમાં કોઇને ઠપકાપાત્ર ગણવામાં કશો સાર નથી, પણ હેમંતની બાબતમાં! પંકજ, હેમંતની પત્નીએ તો આવી કોઇ પણ ઘટના બને એવો હક પણ ગુમાવી દીધો છે!

પંકજ—તુ શુ કહેવા માગે છે તે મને સમજાતું નથી.

સરલા—કેમકે તમે પુરૂષ છો. પુરૂષ ક્યારેયે પણ સ્ત્રીને સમજી શક્યો છે ખરો? અપંગનો ત્યાગ કરવાની કોઇ પણ અર્ધાંગનામાં હિમત હોતી નથી! અને કોઇ હિંમત કરે તો પણ તેવી સ્ત્રીના દિલમાં સદા દાવાનળ સળગતો રહેશે કે મેં અપગનો, અનાથનો ત્યાગ કર્યો છે! આવી દશા જિંદગીને મોત બનાવી દે છે, પંકજ.

પંકજ—અનાથ! અનાથ શા માટે? હેમંત હોંશિયાર યુવાન છે. એની પ્રતિભા વડે એ ધારે તે થઇ શકશે, વકીલ, શિક્ષક, નેતા, ગમે તે.

સરલા—હાં! એ શિક્ષક થઇ શકે, પ્રધાન થઇ શકે, અરે! ગમે તે ધંધો કરી શકશે પણ એ તો માત્ર પેટ

ભરવાના ધંધા છે પંકજ, સ્ત્રીના દિલ જીતવાના......હું કંઇ બીજું જ કહેવા માગું છું. સમજ પડે છે કંઇ?

પંકજ—હાં! કંઇક સમજાય છે. ખરું સરલા! કોઇ માનવી, અપંગ હોવા છતાં પણ કોઇનીયે દયાપર જીવતો ન હોય. સ્વમાની જીવન જીવી શકતો હોય તો પછી શા માટે તેના વ્યક્તિગત અંતર જીવનમાં હીણભાવ અનુભવશે? શા માટે પોતાની જાતને હલકી લેખે? શા માટે બિચારાપણું અનુભવે? શા માટે જીવનને ભારરૂપ માને? શા માટે એ જાતનું જીવન એને સુખી નહિ બનાવે?

સરલા—એ હું નથી જાણતી! તું શું શોધે છે? સિગારેટ. આ રહી ડબ્બી લે. (પંકજ સિગારેટ સળગાવે છે) અલબત, આ દુનિયામાં એવી નારીઓ પણ છે, જેઓ કોઇ પણ પરિસ્થિતિમાં સાચા અર્થમાં અર્ધાંગના રહે છે. એટલું જ નહિ તેઓ માત્ર પત્ની તરીકેની ફરજ રૂપે જ નહિ પણ તેઓ સુખી છે એમ માને છે અન્ય સુખ માટે લવલેશ પણ ઇચ્છા રાખતી નથી. પણ પંકજ મારે માટે આવી સ્ત્રીઓનું આ સ્વાર્પણ સમજવું એ કપરું કામ છે. વળી, દિલના પ્રેમ વિનાના દેહનું દાન એટલે વ્યભિચાર! એ જાતનું જીવન, જીવન નથી બલકે બોજો છે, બંધન છે!

પંકજ—હાં......કદાચ, તું સાચી પણ હોય.

સરલા—મૂકો મૂક હવે એ પંચાતમાં. લાંબા ગાળા પછી આપણે મળ્યાં! તારા સ્નેહ અને સાનિધ્ય માટે હું કેટલું ઝંખતી! તારા વિયોગે સર્જેલી વેદના પંકજ, તને શું કહું? રોજ સાંજે ફરવા જતી, એકલીઅટૂલી! નદી કિનારે બેસી તારી સાથે માણેલી સુખદ પળો યાદ કરતી ત્યારે જાણે એમ જ થતું કે તું મારી પાસે જ બેઠો છે! કેટલો નજીક છતાં કેટલો દૂર!! તું તો રહ્યો ક્રાન્તિકારી! યાદે શાની આવી હોય મારી.

પંકજ—સરલા!!

સરલા—(ખાટલા પર નજીક બેસતાં) તને હું કેટલી ચાહું છું, પંકજ. તારો અવાજ, તારું હાસ્ય, તારી ચાલ બધુંયે એટલું ગમે છે મને; એટલું......

પંકજ—સરલા, બસ, બસ, મને, મને......

સરલા—હવે તો હું અહિંયા જ રહીશ. તારી......

પંકજ—ના, ના, ના. તું અહીં ના રહી શકે. તારે અહીંથી ચાલી જ જવું પડશે, આવતી કાલે જ.......

સરલા—અને તું એકલો પડી રહેશે એમને? ઓહ! નાના પંકજ, તને હવે આમ એકલો નહીં રહેવા દઉં.

પંકજ—એકલો! માનવી કદી એકલો રહી શકતો જ નથી. હું એકલો નથી સરલા, તારે જવું જ પડશે.

સરલા—જવું જ પડશે. મને તારી આ હઠ જરાયે નથી ગમતી, શું થઇ ગયું છે તને? બોલ, બોલ, તું આમ બદલાઇ......

પંકજ— હું તને લખી જણાવીશ. કેટલીક વાત કહી શકાતી નથી. લખવી જ સારી પડે છે.

સરલા—ના, ના, તારે કહેવું જ પડશે; અત્યારે ને અત્યારે તું નહીં કહે તો મારા સમ.

પંકજ—હું પરણી ગયો છું, સરલા!

સરલા—તું! પરણી ગયો! મને આવી મશ્કરી પસંદ નથી, પંકજ.

પંકજ—આ નક્કર સત્ય છે. થોડા દિવસ પરની વાત છે. સરલા, સહવાસ, પ્રેમનું મૂળ છે. એના સહવાસે, સાનિધ્યે ને સ્નેહે મને.........

સરલા—બસ, બસ, બહુ થયું. વધુ સાંભળવું નથી. સમજી ગઇ!

પંકજ—સરલા તું નહિં સમજી શકે.

સરલા—સમજી ગઇ કે જેણે બારણું ખોલ્યું એના જ સહવાસે, એના જ કારણે...

પંકજ—હા. સંજીવની છે એનું નામ.

સરલા—સંજીવની! સંજીવની કે પ્રાણઘાતિની!

પંકજ—તું સાંભળ તો ખરી. તને માંડીને વાત કરું.

સરલા—શા માટે? દીવા જેવી સ્પષ્ટ છે વાત. પણ...પણ તેં મને પહેલાં આ વાત કેમ ન લખી જણાવી?

પંકજ—મારે લખવું હતું પણ...

સરલા—પણ શું?

પંકજ—કાયરતા! સરલા મને ક્ષમા કર.

સરલા—ક્ષમા! તને સંતાપ થતો હોય તો જા તને મારી ક્ષમા છે, પણ એનાથી તારામાં મર્દાનગી નહિ જન્મે. માણસાઇ નહીં આવે.

પંકજ—મને સમજવા પ્રયાસ તો કર, સરલા.

સરલા—(દુઃખ મિશ્રિત રોષે) શું ધૂળ પ્રયાસ કરું? જે વહેલા યા મોડા બનવાનું જ. હતું તે બની ગયું!

ના, ના, હું રહીશ નહિ. રહતી નથી. શા માટે રહું? પણ મારા અહીંયા આવ્યા પછી...(ઊભી થતાં) પંકજ મને આવા કરુણ ફજેતમાંથી તો બચાવી લેવી હતી! હું જાઉં છું!

પંકજ—અત્યારે ક્યાં જઈશ?

સરલા—જહન્નમમાં! એક પળ પણ હવે હું રહી શકું તેમ નથી.

પંકજ—સરલા, તને મારા સમ. તું અત્યારેને અત્યારે ન જા. કેમ કશું બોલતી નથી! કંઇક તો બોલ, તારા મીઠા બોલની મને અત્યારે જરૂર છે. પડેલા ઘામાં ઘા ના માર, કંઇક તો બોલ સરલા! મારા દિલમાં તારા માટે......

સરલા—જરૂર નથી! પંકજ મારે જે કહેવાનું હતું તે કહી દીધું છે. હવે કશું જ કહેવાનું નથી, નમસ્તે.

[સરલા એકદમ ઉઠીને ચાલી જાય છે. પંકજ બિછાનામાં પટકાઇ પડે છે. પણ તુરત બિછાનામાં સહાકેલી ઘોડી કાઢી તેને ટેકે બારી પાસે ધસી જાય છે, અને સરલાને જતી જોઇ રહે છે. બૂમ પાડવાની ઇચ્છા પર જેમ તેમ સંયમ જાળવી રાખે છે.]

સંજીવની—(બારણામાં પ્રવેશ કરતાં) સરલાબહેન શા માટે ચાલી ગયાં!

પંકજ—મને સિગારેટ આપ (સિગારેટ સળગાવતાં બારીમાંથી જોતાં) કેવી નમણી યુવતી છે. ચાલવાની ઝડપ પણ ગજબ છે. થોડા જ વખતમાં એ આ પ્રદેશ છોડી જશે, નહીં? ઠીક થયું! અંત આવી ગયો!

સંજીવની—અંત આવી ગયો! શું થયું છે તમને? એવું તે શું બની ગયું કે......!

પંકજ—વહેલા મોડા જે બનવાનું હતું તે બની ગયું! મોડું થાય તે પહેલાં બની ગયું. પ્રભુનો પાડ...

સંજીવની—તમે કંઇક મૂર્ખાઇ કરી લાગે છે!

પંકજ—મૂર્ખાઇ! ના. હું નથી માનતો. મૂર્ખાઇ કરી હોય તોપણ એ મૂર્ખાઇમાં બારોબાર ડહાપણ છે.

સંજીવની—સરલાબહેન મને કહેતા ગયાં; "સુખી થાવ" બસ એનો શો અર્થ?

પંકજ—અમે છૂટાં પડ્યાં; સદાને માટે......સદાને માટે—એક બીજાના સુખને માટે.

સંજીવની—ઓહ! મને કંઇ સમજાતું નથી!

પંકજ—એકદમ સમજાતું સરળપે નથી સંજીવની.

સંજીવની—પળે પળે જેની આવવાની રાહ જોતાં હતા. એકે યે દિવસ સરલાબહેનને યાદ કર્યા વિના તમે ગાળ્યો નથી! મને તમારી વર્તણૂંક જરાયે સમજાતી નથી!

પંકજ—સંજીવની, જે કંઇ ઘટના બની ગઇ છે તે ઘટના પછી અમારું લગ્ન અક્ષમ્ય ભૂલ ગણાત.

સંજીવની—કેમ?

પંકજ—સરલાને મન સ્નેહ એટલે સ્વાર્પણ હોય એમ લાગતું નથી!

સંજીવની—શું સરલાબહેને તમને એમ કહ્યું?

પંકજ—ના હું, એમ કહું છું. (પોતાનો કપાયેલો પગ બતાવીને) સરલાને આ દશાની કશીયે ખબર પડવા દીધી નથી,

સંજીવની—અને તમે માનો છો કે તમે માનભરી રીતે વર્ત્યા છે?

પંકજ—માનભરીનો તો સવાલ નથી પણ ડહાપણભરી રીતે તો જરૂર.

સંજીવની—એ જ ડહાપણ હોય તો બેવકૂફી કોને કહેવી? ના, ના, આ તો પુરેપૂરી બેવકૂફી છે. ભયંકર બેવકૂફી છે? ઓહ! તમે...તમે...આ...રીતે...

પંકજ—સંજીવની, ઊર્મિલતા એ ગાંડપણ છે, આમ ઊર્મિલ ના બન. મેં મારો પગ ગૂમાવ્યો છે પણ સુખ પ્રાપ્ત કરવાનો હક ગૂમાવ્યો નથી. સંપૂર્ણ માનવ-સુખ પ્રાપ્ત કરવાનો શું મને અધિકાર નથી?

સંજીવની—કોણ કહે છે કે અધિકાર નથી?

પંકજ—બસ ત્યારે વાત એમ છે કે આત્મભોગ સામો પ્રેમ.....ના, ના, સંજીવની મને એવો પ્રેમ નથી જોઇતો. પ્રેમ તો સંજીવની છે......

સંજીવની—હા પણ...

પંકજ—મને સાંભળ તો ખરી. સરલાએ મારા પગની વાત જાણી હોત. સત્ય જાણ્યું હોત તો કદાચ મારો એ કદીયે ત્યાગ ન કરત. એનું મન મારો ત્યાગ કરવા એને કહેત. એનું દિલ મને દયા ભાવે વળગી રહેત. પરિણામે અમારું જીવન જીવન ના રહેત. એની સાથે થયેલી ચર્ચા પરથી, સંજીવની હું કહી શકું છું કે એ મારો ત્યાગ તો ન જ કરત પણ એનું પરિણામ શું આવત? સાચો પ્રેમ દયામાં પલટાતાં એ પરિસ્થિતિ મારા સુખનું સત્યાનાશ વાળત. પ્રેમમાં દયા ભળે તો પ્રેમ સંજીવની મટી પાપમય

"તૈમુર કા હાર" હિંદી નાટિકા તથા શ્રી રમણલાલ દેસાઈ રચિત "ભાઈબીજ" ભજવ્યું.

૧૯૫૩માં શ્રી દામુભાઈ સાંગાણી રચિત "જાગતા રેજો" નાટક ભજવ્યું. આ નાટકની વિશિષ્ટતા એ હતી કે તેમાં ક્ષયના રોગની ભયંકરતા સામે અંગુલીનિર્દેશ કરવામાં આવ્યો હતો અને એન્ટી ટી. બી. ક્લિનિકના લાભાર્થે સમગ્ર પ્રયોગ રજૂ થયો હતો.

આથી પ્રોત્સાહિત થઈને લોકજીવનમાં પ્રવેશ કરવા અને કલાદ્વારા પ્રજાજીવનના વિધવિધ પાસાંઓને સ્પર્શ કરવાની દિશામાં ઈ. સ. ૧૯૫૪માં શ્રી જયમલ્લ પરમાર રચિત સર્વોદયના જીવનદર્શનને સાકાર કરતું નાટક "ભૂદાન" મૂકવામાં આવ્યું. આ એક અભિનવ પ્રયોગ હતો અને રજૂ થતાં વેંત જ તેણે પ્રજામાં પોતાનું સ્થાન કાયમી મેળવી લીધું ત્યાર બાદ તો સંત વિનોબાજીની વાણીને સાકાર કરતું આ નાટક લિંબડીમાં સમગ્ર ઝાલાવાડ વિકાસ સંમેલનમાં બે દિવસ ભજવવામાં આવેલ. સણોસરામાં અખિલ ભારતીય નયી તાલીમ સંમેલનમાં ભારતભરના પીઢ કેળવણીકારો, અગ્રગણ્ય નેતાઓ, સામાજીક કાર્યકરો અને સેવકો સમક્ષ "ભૂદાન" નાટકનો પ્રયોગ થયો અને સમગ્ર સેવકો, ભારતના સંસ્કારી પ્રતિનિધિઓએ એકી અવાજે તેને આવકાર્યો. કલાકેન્દ્ર માટે આ એક ગૌરવની ક્ષણ હતી. ત્યાર પછી હજુ પણ "ભૂદાન" નાટક સૌરાષ્ટ્રના જુદા જુદા વિભાગોમાં લોકચાહના મેળવતું જાય છે.

૧૯૫૫માં શ્રી બાબુભાઈ વૈદ્ય રચિત અસ્પૃશ્યતા-નિવારણને કેન્દ્રમાં રાખી સમાજની નવરચના તરફ અંગુલિનિર્દેશ કરતું "એ આવજો" નાટક રજુ કર્યું, તેમ જ સૌરાષ્ટ્ર આયોજન મહોત્સવના શુભ અવસરે શ્રી ભુપત વડોદરિયા રચિત "ઊગ્યું પ્રભાત" તથા શ્રી રમણલાલ દેસાઈ રચિત "ભાઈબીજ" નાટિકાઓ રજૂ કરી. આયોજન સપ્તાહ પ્રસંગે જ્યારે સરકાર તરફથી પ્રજાના સર્વાંગી ઉત્કર્ષમાં પ્રજાના સહકારની માગણી કરવામાં આવતી હોય ત્યારે કલા દ્વારા પ્રજાની સુષુપ્ત શક્તિઓને ઢંઢોળવાનો મોકો "ઊગ્યું પ્રભાત" નાટિકાએ કેન્દ્રને આપ્યો. નાટકમાં સીધો ઉપદેશ આપવાનો કોઈ પ્રયત્ન કરવામાં નથી આવ્યો પરંતુ નાટકનો કોઈ સંદેશ હોય તો તેના લેખકના શબ્દોમાં જ આ છે—કે સૂરજ ઊગી ગયો છે હવે સુઈ રહેવામાં માલ નથી, પ્રભાત પ્રગટ્યું છે—ચાલો કામે લાગી જઈએ. ધરતી જેવા ધૈર્યવાન થઈએ. આકાશ જેટલા મોકળા મનના થઈને કામ આરંભી દઈએ. ઝાઝા હાથ રળિયામણા. મોઢું બંધ કરીને હાથ હલાવવા માંડીએ. નવભારતનું નિર્માણ એ રીતે જ થશે. આયોજન પ્રવૃત્તિનું હાર્દ આનાથી વધારે સચોટ રીતે ભાગ્યે જ લોકભોગ્ય બનાવી શકાયું હોત.

એ જ વર્ષમાં ભારત સેવક સમાજના લાભાર્થે શ્રી પ્રાગજી ડોસા રચિત મધ્યમ વર્ગના જીવનને સ્પર્શતું "ઘરનો દીવો" ત્રિઅંકી નાટક રજૂ કર્યું. આ ઉપરાંત અનેકવાર સફળતાને વરેલ . શ્રી રમણલાલ દેસાઈની "ભાઈબીજ" નાટિકા રજૂ થઈ.

નવીનતા એ કલાનો પ્રાણ છે, કલાની રમણીયતા હમેશાં નવિનતા પર નિર્ભર રહી છે. કલાકેન્દ્રે પોતાની સાંસ્કારીક પ્રવૃત્તિ અનેક દિશામાં ફેલાવી છે અને એ પ્રવૃત્તિ એકવિધ ન બની જાય, એમાંથી રમણીયતા ન ચાલી જાય તેટલા માટે તેણે હમેશ પોતાની પ્રવૃત્તિમાં નવીનતાનું સૂત્ર અપનાવ્યું છે, ૧૯૫૫ના નવેમ્બરમાં ભારતના લાડીલા નેતા અને બાળકોના નેહરુચાચાની જન્મજયંતી અંગે યોજાયેલા સપ્તાહમાં સૌરાષ્ટ્ર બાલવિકાસ સમિતિના ઉપક્રમે બે બાળનાટકો રજૂ કરી પોતાની પ્રવૃત્તિ માટે એક નવી દીશા ઉઘાડી છે એટલું જ નહિ પણ ગુજરાતી રંગભૂમિ પર પણ એક નવો ચીલો પાડ્યો છે.

બાળનાટકોવિહોણી ગુજરાતની બાળરંગભૂમિને બાળનાટકોથી શણગારવાનો અને બાળકોમાં સુષુપ્ત પડેલી અભિનયશક્તિને ખિલવવાનો આ એક નમ્ર પ્રયાસ હતો. અહીં રજૂ કરાયેલ બે નાટકો પૈકી શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી રચિત "બાળારાજા" નાટકમાં તો બધા જ બાળ કલાકારો હતા. બાળનાટકસાહિત્યની ભૂમિકા સુરૂપ અને સ્પષ્ટ મંડાણ થાય, બાળકોની આગવી એવી રંગભૂમિ પ્રાપ્ત થાય અને એના સંગમમાંથી અવારનવાર બાળનાટકો ભજવાતાં થાય તો બાળકોની અભિનયશક્તિ ખિલવવાનો પૂરેપૂરો અવકાશ મળે. બીજું નાટક શ્રી ચન્દ્રવદન મહેતા રચિત "રમકડાંની દુકાન" ૧૯૫૬માં ભજવાયું હતું. બાળકો પ્રભુના પયગંબરો છે—ઈશ્વરના બાગનાં ફુલડાં છે—માનવપ્રેમ તેમ જ દયાનું ઝરણું કદી ન સુકાવું જોઈએ વગેરે વિવિધ ઉચ્ચતર ખ્યાલોને મૂર્તિમંત કરતું આ નાટક કલાકેન્દ્રના ધ્યેયને વધારે સ્પષ્ટ કરતું હતું.

આ બધા સમય દરમ્યાન ગામડાંઓમાં સૌરાષ્ટ્ર કલા કેન્દ્રના પ્રયોગોએ ઠીક ઠીક રસ જમાવ્યો હતો. કલા



रसो वै सः ।

પરમાત્મા શ્રીકૃષ્ણ અને આત્માસ્વરૂપ રાધિકાજી

ચિત્રકાર: શ્રી મધુબાલા તોલાટ




"ભૂદાન" નાટ્યનાં કલાકારો કોંગ્રેસપ્રમુખ શ્રી ઢેબરભાઈ સાથે

કેન્દ્રનું ધ્યેય રંગભૂમિ દ્વારા–કલા દ્વારા–ગામડાંની પ્રજા સુધી ભારતના નવનિર્માણના પ્રાણપ્રશ્નો તેઓ સમજી શકે તેવી ભાષામાં પહોંચાડવાનું હતું, અને એ ધ્યેયને સાકાર કરવાનો મોકો પણ આ જ વર્ષમાં અમને મળી ગયો. ભારત સરકારના માહિતી અને પ્રકાશન ખાતા તરફથી શ્રી રમેશ મહેતા લિખિત હિન્દી ત્રિઅંકી નાટક "હમારાં ગાંવ" ઉપરથી તેનું ગુજરાતીકરણ કરી "આપણું ગામડું" નાટકનો પહેલો પ્રયોગ સરપદડમાં માનનીય ધારાસભ્ય શ્રી બાલકૃષ્ણભાઇ શુક્લના પ્રમુખપદે કર્યો. પવન, પાણી, ભૂમિ, એ ભગવાનની બક્ષીસ છે; ભારતની આબાદીનો મુખ્ય આધાર ગામડાંઓની આબાદી પર છે; ભૂદાન, શ્રમદાન, સંપત્તિદાન વિગેરે દ્વારાજ ગ્રામ સુધારણા કરી શકાશે, સર્વોદય પ્રવૃત્તિ દ્વારા જ આપણા ગામડાંઓની અસલ સ્થિતિ પ્રાપ્ત કરી શકાશે. આવા ઉચ્ચ આદર્શોથી મંડિત આ નાટક ગ્રામજનોને ખૂબ જ આકર્ષી ગયું. ત્યાર બાદ અનેક ઠેકાણે આ નાટકના પ્રયોગો થયા છે. મચ્છુ ડેમ ઉપર આસપાસના ૭ ગામડાંઓના ગ્રામજનો તથા ડેમના મજુરો સમક્ષ ધ્રોળમાં ૨૦૦૦ પ્રેક્ષકો અને ચોટીલામાં ૨૫૦૦ પ્રેક્ષકો સમક્ષ આ નાટકનો પ્રયોગ થયો છે.

૧૯૫૬માં આયોજન સપ્તાહ દરમ્યાન શ્રી જયંત પંડ્યા લિખિત "સોનાનો સૂરજ" નામની આયોજન નાટિકા રજૂ કરી.

રેલ્વે સપ્તાહ નિમિત્તે ગોંડલમાં કલા કેન્દ્રે શ્રી રમેશ મહેતા અને શ્રી "કુમાર" રચિત "કવિની કરુણાઇ" નામક એકાંકી રજૂ કર્યું હતું. આ એકાંકી દ્વારા આજનાં લેભાગુ કવિઓ પ્રત્યે નિર્દોષ કટાક્ષ કરવામાં આવ્યો હતો.

આ જ જૂન માસમાં સૌરાષ્ટ્ર કલા કેન્દ્રે પોતાના ઉચ્ચતર ધ્યેયની સિદ્ધિ માટે એક અવનવો પ્રયોગ કરી બતાવ્યો.

ગુજરાતી રંગભૂમિ જેની કલમ માટે ઋણી છે, જેણે સૌરાષ્ટ્ર–ગુજરાતના નાટકક્ષેત્રે અનેક સફળ નાટ્યકૃતિઓ ભેટ ધરી ગુજરાતી રંગભૂમિને જીવાડી છે એવા શ્રી મણિલાલ પાગલનું બહુમાન કરવા શ્રી પ્રાગજી ડોસા રચિત "મંગલ મંદિર" ભજવ્યું અને શ્રી પાગલને રૂપિયા ૩૦૦૧ની થેલી નમ્ર ભાવે ગુજરાતી રંગભૂમીની તેમણે કરેલી સેવાંના બદલામાં ફુલપાંખડીરૂપે ભેટ કરી. આવા ઉચ્ચ આદર્શ માટે ભજવાયેલ નાટકનું વસ્તુ પણ એટલું જ ઉચ્ચ હતું. "મનુષ્ય દેહ એ જ એક મંગલ મંદિર છે. એને વિશુદ્ધ રાખી એના જીવનમાં ઝંઝાવાત વીંઝાય તોય આનંદમાં રહી એ પોતાની આત્મોન્નતિ સાધે અને જે એ મંદિરને અભડાવે એ મનુષ્ય આનંદમાં રહે છતાં અંતરની સાચી શાંતિથી વિમુખ રહે. કલા કેન્દ્ર હંમેશા માંદલા નાટ્યવસ્તુને બદલે ભવ્ય અને ચિંતનપ્રધાન નાટ્યવસ્તુને પસંદ કરતું આવ્યું છે તેનો આ એક વધુ નમૂનો.–ઉપરાંત સૌરાષ્ટ્રના અગ્રગણ્ય કલાકાર ભાઇશ્રી હરસુખભાઇ કીકાણી આફ્રિકાના પ્રવાસે જતાં તેમને સૌરાષ્ટ્ર કલાકેન્દ્રે માનનિય શ્રી ઘનશ્યામભાઇ ઓઝાના હાથે રૂા. ૧૫૦૧ ની થેલીનો વિધિ કરી તેમને બહુમાન સાથે પ્રવાસમાં સફળતા સાંપડે તેવી ઇચ્છા વ્યક્ત કરી હતી.

આ છે પોતાના કલ્પનાના ધ્યેયને સાકાર કરવાની દિશામાં સૌરાષ્ટ્ર કલા કેન્દ્રના નમ્ર પ્રયાસોની આછી તવારીખ. આ ધ્યેય, આ સ્વપ્ન મૂર્તિમંત કરવાનો કેન્દ્રને કલાની ધગશવાળા કલાકાર ભાઇ–બ્હેનોનો સહકાર સાંપડ્યો છે. એ ઉપરાંત કેન્દ્રની પ્રવૃત્તિમાં રસ લઇ, વારંવાર કેન્દ્રો ઉપયોગી નિવડનાર શુભેચ્છકો, મિત્રો અને સહાયકોનો કેન્દ્રની સફળતામાં ઓછો ફાળો નથી. એ બધાંની વ્યક્તિગત સેવાઓની આછી રૂપરેખા આપવા જતાં પણ પાનાના પાના ભરાય તેમ છે. આજે સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર કંઇ પણ પ્રગતિ કરી શક્યું હોય, સૌરાષ્ટ્રની પ્રજામાં લોકપ્રિય થઇ શક્યું હોય–તો તેનો સમગ્ર યશ આ કલાકાર ભાઇ–બહેનો, મિત્રો અને શુભેચ્છકોને ફાળે જાય છે. સૌરાષ્ટ્ર કલાકેન્દ્રને હજુ ઘણી ઘણી ઉમેદો છે, ઘણા ઘણા સ્વપ્નાઓ છે. તેણે પોતાનું કાર્યક્ષેત્ર વિકસાવવું છે. "કલા એ જ જીવનની સર્વાંગી સમુન્નતિ"નું પોતાનું સૂત્ર ખ... કરી બતાવવું છે. આ બધું ત્યારે જ થઇ શકે કે જ્યારે તેને કલાકારો, મિત્રો અને શુભેચ્છકો તરફથી, સામાજિક સંસ્થાઓ તરફથી વધુને વધુ સમભાવ, વધુને વધુ સહકાર મળતો રહે.

સૌરાષ્ટ્ર કલા કેન્દ્રની આ આશા, આ માગણી વધુ પડતી નથી જ.



# 1956 PLYMOUTH

## *with Aerodynamic styling*

The 1956 Plymouth has the advanced FORWARD LOOK. It's a better-looking car with many new performance features

Here are its most important features:

* ★ New 12-volt electrical system gives quicker, easier starting, longer spark plug life, plenty of current
* ★ Independent hand brake provides real emergency brake function
* ★ Maximum vision with new horizon windshield wrapped around top and bottom
* ★ Safety-rim wheels, tubeless tyres and many other features
* ★ New safety door latch for passenger protection
* ★ Redesigned sealed beam headlights extend zone of lighting on left side by 80 feet

**More Economical Performance** *The 6 cylinder engine is dependable and economical You will like its new pep with increased horsepower*



*Progressively Manufactured by:*

**THE PREMIER AUTOMOBILES LTD**

KURLA, BOMBAY




*New High Sweep rear fenders contribute to impression of motion and speed*

મૂકવા…" અનુભવી અને ઠરેલ ચંદનમાસી વિશાખાને સમજાવે છે…."જો એમને શોભનાને પરણવું જ હોત તો એ પરણી નહિ ગયા હોત? એને બદલે એ તને પરણ્યા— સાચું પૂછો તો શોભનાના કહેવાથી જ તને પરણ્યા…" વિશાખાને આ વાક્યે અગનઝાળ લાગી, "એટલે માસી, હું આવી છું શોભનાની મહેરબાનીથી?…હું જાણું છું માસી, એ લોકો જે વર્ગના છે તે વર્ગની હું નથી; મને શોભના જેવું ગાતાંયે નહિ આવડે અને નાચતાં પણ નહિ આવડે! હું એના જેવી ચબરાક પણ નથી." બિચારા ચંદનમાસી સીધું વેતરવા જતાં આડું વેતરે છે, "અરે તારી ભલી થાય, વિશુ, જગમોહનને શોભના જેવી ચબરાક વહુ નહિ જોઈતી હોય…"

"એટલે એમ જ ને માસી, કે પ્રેમ કરવાનો એક જાતની છોકરી સાથે, ને પરણવાનું બીજી જાતની છોકરી સાથે? ઘરનું વૈતરું કરનારી–કે ઘર સંભાળનારી જુદી–ને સાથે કારમાં બેસી કલબ, સિનેમા જનારી જુદી? આમ માસીની સમજાવટ છતાં ઊર્મિલ વિશાખાના શંકિત હૃદયમાં જરાયે ફેરફાર થતો નથી. શાંત ઘરમાં જાણે શંકાનું વાવાઝોડું વાવા માંડયું.

જગમોહનદાસના દિવાનખાનામાંથી તેનાં લગ્ન પહેલાં અને પછી પણ કેટલીક નાની નાની પરંતુ કિંમતી ચીજો ગુમ થતી હતી. અને તેથી દિવાનખાનામાંથી ફરનિચર સિવાયની દરેક કિંમતી ચીજો વ્યવહારૂ ને દીર્ઘદૃષ્ટિવાળા ચંદનમાસીએ નથ્થુના સહકાર ને સૂચનથી ખસેડી લીધી હતી. ત્યાં પેલું પારસી જોડું આવી પહોંચે છે. ફરનિચરની ગોઠવણીમાં થયેલા ફેરફારથી વિસ્મય પામે છે.

એટલામાં તો ડોક્ટર રમણ આવી પહોંચે છે. બધા વિશાખાની તબિયતની ચિંતા વ્યક્ત કરે છે. પારસી જોડું વિશાખાને વધુ બાળવા ફરી ભમરો મૂકે છે:–કે શેઠના પહેલાં પત્ની પણ ખૂબ રીબાઈને મરણ પામેલાં અને કારણ માટે શોભનાને મૂકે છે, ત્યાં જગમોહનદાસ આવી ચઢે છે. એટલે એદલજી તેમને ભાડા માટે તગાદો નહિ કરવા વિનંતિ કરે છે. પરંતુ જગમોહનદાસ ગુસ્સે થઈ ઉપર ચાલ્યા જાય છે. અને નથ્થુ આવી આડકતરી રીતે બહારના માણસોની હાજરી હવે જરૂરી નથી એવું સૂચન કરે છે. એદલજી અને પિરોજા જવા તૈયાર થાય છે. આજે તેમને ચોરી જવા જેવું દિવાનખાનામાં કાંઈ રાખવામાં આવ્યું નથી. "હવે તો કોઈ ચીજ બી તફડાવવાની હાથ આવતી લાગતી નથી. બધું ખાલીખમ કરી નાખ્યું છ! નાટકબાજીની ગંધ આવી ગઈ લાગે ચ," એમ કહી બુકશેલ્ફ ઉપરથી કલાપીને કેકારવ સુંદર બાંધણીમાં દેખાય છે તે તફડાવવા જાય છે, પણ નથ્થુ તેમને પકડી પાડે છે અને બન્નો જણ ભીલે મોઢે ઘેર જાય છે.

એક દિવસ જગમોહનદાસ અને વિશાખા એક મિત્રને ત્યાં જમવા ગયા હોય છે. ચંદનમાસી પોતાને ઘેર કાંઈ કામે ગયા છે–ઘરમાં કોઈ નથી. આની ખબર ડોક્ટર રમણને હોય છે, અને તેથી જ તે શોભનાને વિશાખાને નામે ચિઠ્ઠી લખીને જગમોહનદાસને ત્યાં જમવાને બહાને બોલાવે છે. શોભના સાથે આ એકાંતનો લાભ લેવાશે એમ ડોક્ટર ધારે છે. શોભનાને વાતની ગંધ સરખી નથી. એ જગમોહનદાસને ત્યાં આવે છે. નથ્થુ પાસેથી ઘરના બધા બહાર ગયા હોવાનું જાણી નવાઈ પામે છે. ઘરમાં કાંઈ ખાવાનું નહિ મળતાં નથ્થુને એ બજારમાં ખાવાનું શોધવા દોડાવે છે. ત્યાં તો ડૉ. રમણ આવી પહોંચે છે અને પોતાનો શોભના માટેનો પ્રેમ જાહેર કરે છે, "How I admire you! Desire you!" ચાહવું અને વાંછવું એ બન્નેમાં ડોક્ટરને ખાસ ફેર નથી દેખાતો, તેથી જ શોભના એનાથી દૂર રહેવા ઇચ્છે છે. વાતમાં ને વાતમાં શોભનાને ડોક્ટરની ચિઠ્ઠી સબંધી તથા બીજી બનાવટની જાણ થઈ જાય છે. એ ડોક્ટરના પ્રેમને તરછોડી નાંખે છે.

ડોક્ટર રમણ પ્રેમના આ નકારથી મર્યાદના ભૂલી જાય છે ને શોભના તરફ ધસે છે. શોભના સોફા પાછળ જઈ એક ખુરસી ખસેડે છે એથી રમણ ગબડે છે. અને ખડખડાટ હસતો વિજય દાખલ થાય છે. ઘવાયેલો રમણ અહીંથી છૂટવા તક શોધે છે. ત્યાં એદલજી ને પિરોજા ટપકી પડે છે. રમણને તો અત્યારે આ લોકો તારણહાર જેવા લાગે છે. તેમની સાથે ઘાને ડ્રેસીંગ કરાવવા તેમને ઘેર જાય છે. વિજય અને શોભના એકલાં પડે છે. ખૂબ જ સ્વભાવિક રીતે વિજય શોભના માટેનો પોતાનો પ્રેમ જાહેર કરે છે. શોભના કબૂલે છે. નથ્થુ બજારમાંથી શોભનાએ મંગાવેલો નાસ્તો લઈ પ્રવેશે છે. એના ઉપર રમણને વિદાય કરી આવી પહોંચેલું પારસી જોડું તુટી પડે છે. અને નથ્થુ તેમનું અપમાન કરતાં 'ગેટ આઉટ' કરી જાય છે. ત્યાં તો વિશાખા અને જગમોહન. આવી ચઢે છે. અને બન્નેને જોઈ તાજ્જુબ થાય છે. વિજય વિશાખાભાભીના આમંત્રણની વાત કરે છે. વિશાખા નવાઈ પામે છે, ચિઠ્ઠી વિશે વાત જાગી શોભના આ જ તોફાનનાં વરોળમાં છે. ભાભીને નખુંદના હક્ક સાચવ જા

છે. "એક તો મને બનાવી અને— પણ નાજુક સમય જોઈને, વ્યક્તિ જોઈને થાય"–વિશાખા સળગી ઉઠી "તમને હું શા માટે બનાવું! હું આમ ત્રણ આપી ચાલી જાઉં એટલી હલકટ છું..." વિજય–શોભના ઝંખીલા પડી જાય છે કે હવે? પણ જગમોહન કહે છે 'ચિંતા નહિ કરો, હું એ વાવાઝોડાનો સામનો કરી લઈશ.'

સૂના મંદિર સૂના માળિયાં,
ને મારા સૂનાં દેવાના મહેલ રે
સ્નેહધામ સૂનાં સૂનાં રે!

વહેમનું ઝેર પીતી વિશાખા અસ્તવ્યસ્ત મનોદશામાં રહે છે. ઉર્મિલ સ્વભાવને લીધે માની લીધેલાં દુઃખેદુઃખી થાય છે. ચંદનમાસી ભાણીને ખોટી રીતે દુઃખી થતા નથી જોઈ શકતા પણ એમની સમજાવટનો કાંઈ અર્થ નથી. આવી મનોદશામાં બુદ્ધિ બહેર મારી ગઈ હોય છે અને જ્યાં લાગણી જ જોર કરતી હોય ત્યાં આગળ પાછળનો વિચાર કરવાની વિશાખામાંયે ક્યાંથી ધીરજ હોય! જતાં એ બોલી છે. માસીને માન આપી એ પોતાની ઉદાસીનતા જગમોહન આવે ત્યારે છૂપાવવા સહેજ સ્વસ્થ થવા ઉપર જાય છે. બહાર વશાખી વંટોળની આગાહીના ભણકાર થાય છે. ગાજવીજ ને અંધકાર થાય છે, વિશાખા આવા વખતે ઘરમાં જ છે ને એ ચિંતા કરતા જગમોહન હાંફળાફાંફળા પ્રવેશે છે. મામી પાસેથી એની સહીસલામતી જાણી એ ડ્રાઈવરને ગાડી કાઢવા હુકમ કરે છે, ઉપરથી કપડાં બદલી સ્વસ્થ થઈ વિશાખા જગમોહનને આવકારવા નીચે ઉતરે છે, પણ "વિશાખા, હું હમણાં જ જરા સાન્તાક્રુઝ જઈને આવું છું." આ સાંભળતાં વિશાખાનું મ્હોં કાળું પડી જાય છે. એ વિનવે છે–આવા તોફાનમાં બહાર ન જવાય. પણ ત્યાં શોભના એકલી, બંગલો જૂનો છે, શું થશે! શું થયું હશે? એની ચિંતામાં વિશાખાની મનોવેદના જોવાનું ચૂકી જાય છે, એ ડ્રાઈવરને જલ્દી જવા દોટ મૂકે છે. બહારના ગગડાટ સાથે અંતરે હલહલાટ કરતી વિશાખા વલુરે છે, કાગનું બેસવું ડાળનું પડવું—વહેમને પ્રસંગો પોષે છે. સુંદર આંખણી જોઈ સમચાર એકલક્ષ્ય ક્લાપીના કેકારવને તફડાવી ગયા હતા તેમાંથી તો હાથની લખેલ કવિતાઓ મળી—સોલીસીટર મારફત જગમોહનદાસે પોતાને ઘર ખાલી કરવા નોટિસ આપી છે તેનું વેર લેવા તેમને એ જગમોહનના હસ્તાક્ષરમાં લખાયેલી કવિતા જાણે મોટું સાધન મળ્યું, અંદરની કવિતા સમજાવે છે, "રે! રે! ઉડી ગયો ઊડી શોભના તે યુવાનનો! થયું શું આ? ગયા દોડી લગી બંને રમા કને!—વિશાખાને હવે વધારે પૂરાવો શો જોઈએ! ચંદનમાસી પણ ઘડીક શ્રદ્ધા ગુમાવી બેસે છે છતાં એને શંકા છે, જગમોહન આવી કવિતા લખે,—કેમ મનાય? એ પુસ્તક હાથમાં લેવાની પણ હવે તો વિશાખાની ઇચ્છા નથી, એ તો એને મન નાગથી વધુ ભયજનક છે. એ પોતાનો નિશ્ચય જાહેર કરે છે.' 'માસી તમારાથી આ ઘરનો, આ ઘરનાં માણસનો મોહ ન છૂટતો હોય તો રહો, હું હમણાં જ આ ઘર છોડી જાઉં છું' માસી એને આ વાવાઝોડામાં બહાર ન નીકળવા સમજાવે છે. પણ અંતરના વાવાઝોડા પાસે કુદરત તો એને વિસાત નથી. એ પોતાનાં કપડાં તૈયાર કરવા જાય છે. પણ માસી એને રોકી પોતે ઉપર જાય છે. વિશાખા સ્તબ્ધ બને છે જગમોહનદાસ દીવાનખાનામાં પ્રવેશે છે એનો પણ એને ખ્યાલ નથી. અચાનક એની હાજરીનો અણસારો થતાં એ ઉપર જવા જાય છે, જગમોહન એને રોકે છે. પણ છંછેડાયેલી નાગણ સમી વિશાખા જગમોહન પર પોતાને ખોટી રીતે ફસાવી શોભના સાથેના આવા વ્યવહારની વર્ણણુકનો ખુલ્લો પડકાર કરે છે. જગમોહન અવાક બની જાય છે એને સાબિતી આપવા વિશાખા પેલું કવિતાનું પુસ્તક પુરાવારૂપે બતાવતી જાય છે. કંઈ ન સમજતા કાંઈ ન બન્યું હોય તેમ જગમોહન એ પુસ્તકને બુક શેલ્ફ પર ફરી ગોઠવે છે. ગળામાં ફૂલહાર ને કપાળે કંકુના ચાંલ્લા સાથે શોભના ને વિજય દાખલ થાય છે, અને જગમોહનને પગે પડે છે. 'જગમોહન કહે છે' "So at last! વિજય તારી હિંમત ચાલી ખરી!" "હા મોટાભાઈ,... પણ એણે દિવસ કેવો પસાર કર્યો તે તમે જુઓ ને!"–હરિ ભેનારી બન્ને બાજૂ પર મૂકે છે. ઉપરથી બેગ લઈ વિશાખા ઉતરે છે. શોભના દોડીને એમને પગે લાગે છે. "વિશુભાભી," "શોભના, ભાભી ને મોટાભાઈ બોલતાં તારું મ્હોં ગંધાતું નથી?"–શોભના મુંઝાઈ જાય છે. પણ વિજય પરિસ્થિતિ પામી જાય છે. જતી વિશાખાને એ અટકાવે છે. શોભના આ વહેમ આ વર્તણૂકનું કારણ પૂછે છે. જવાબમાં વિશાખા બુક શેલ્ફમાંથી પેલું પુસ્તક કાઢી શોભનાના ગાલ પર થપાટ મારે છે. શોભના પુસ્તક ઝીલી લઈ ખોલે છે. વાંચે છે અને ક્ષોભની જગ્યાએ મ્હોં પર સ્મિત વેરાય છે. બુક શેલ્ફમાંથી કલાપીનો કેકારવ કાઢી, વિશાખાભાભીને ફક્ત પાંચ મિનિટ જ સોફામાં






બેસવા આગ્રહ કરે છે. અને હસ્તાક્ષરોથી લખેલી ચોપડી ભાભીના હાથમાં મૂકી પોતે કલાપીના કેકારવમાંથી એદલજીએ વાંચેલી બધી જ પંક્તિઓ મોટેથી વાંચી સંભળાવે છે. વિશાખાનું મોં પડતું જાય છે. અને આખીય બિના સમજવામાં આવતા એ પશ્ચાતાપમાં ડૂબતી શોભનાને હાક મારે છેઃ "બહેન તેં મને મહાપાતકમાંથી ઉગારી... (જગમોહનને) તમે તમારે હાથે આ બધું આમાંથી? ..." "ભાભી તમને નહિ સમજાય. મારા મોટાભાઈ જન્મથી જ શ્રીમંત ન હતાં. પુસ્તક ખરીદવા જેટલા પૈસા તેમની પાસે નહતા. તેથી આખું હાથે ઉતારેલું અને આ સરસ બાંધણી તો હમણા કરાવી." વિજય વાતાવરણને હળવું બનાવે છે, "અરે મોટાભાઈ, તમને કવિતામાં આટલો રસ હતો!..."

"તને શું લાગતું હતું? કે હું ફક્ત એક હાર્ડ બોઈલ્ડ બિઝનેસ મેન જ છું...પણ અત્યા તું મને એકાએક મોટા- ભાઈ કરતો બને થયો!" "...તે મારી વહુના મોટા ભાઈ તે મારા પણ કાયદેસ મોટાભાઈ જ થાઓને!—વિશાખાને હવે આ બન્નેના લગ્નની જાણ થાય છે, પૂછે છે, "શોભના, વિજયભાઈ તમે અહીં પરણીને..." "હા ભાભી, પરણી રહીને અહીં આશીર્વાદ લેવા આવ્યા અને તમે પણ આશીર્વાદની ઝડી જ વરસાવીને!" ચંદનમાસી પણ ત્યાં આવી પહોંચતાં વરવધુ બધાના આશીષ મેળવે છે. વિશાખા મારી પાસે આશીષ માગે છે, "મારી આશીર્વાદ આપો ને આજથી હું તમારી આંખે જીવન જીવતાં શીખું!"—હરખમાં જ્યારે કરતા સમાચાર નથુ આવીને આપે છે કે એદલજી ને પિરોજા ઘર ખાલી કરી ચાલ્યા ગયા—આમ દરેકના જીવનમાં આવેલું વાવાઝોડું શમી જાય છે અને બહાર ખીલેલી ચાંદની જેમ જીવન પણ ઓર રંગે ખીલી ઊઠશે જ એવી શ્રદ્ધા બધા વ્યક્ત કરે છે.

## આ અંકનું એકાંકી

# "હાથણીએ કળશ ઢોળ્યો"

: લેખક :



**શ્રી અજીત પટેલ**

સ્થળ—એક આલિશાન બંગલાનું દીવાનખાનું.

સમય—વર્તમાન.

પાત્રો—અમિતા, સ્મિતા, શ્રીકાંત, અવિનાશ, અને બજ્જુ. (નાટકનો પડદો ઊઘડે છે ત્યારે અમિતા સોફા પર બેઠેલી છે ને સ્મિતા આવે છે.)

સ્મિતા—મોટાંબહેન, તમે અહીં બેઠાં છો? હું તો આખો બંગલો અને બગીચો બન્ને શોધી વળી.

અમિતા—(વિચારમાંથી ઝબકી જાગતાં) શું કહ્યું!

સ્મિતા—આજ સવારથી જ શું વિચારોમાં ખોવાયેલાં છો એ જ સમજાતું નથી. શું થયું છે તમને!

અમિતા—કંઈજ નહિ.

સ્મિતા—કંઈજ નહિની પાછળ કંઈક તો જરૂર હશે. ન કહેવું હોય તો ન કહેશો. પણ મને આમ ઉલ્લુ ન બનાવો.

અમિતા—હરીફને હફાવે એવી વાચાળ તું છે, પછી તને ઉલ્લુ બનાવવા જતાં હું જ ઉલ્લુ બની જાઉં, સમજી. કહે બધી તૈયારી થઈ ગઈ?

સ્મિતા—હા, પણ આવવાનું છે કોણ એ તો કહો.

અમિતા—આજના અતિથિ વિશેષ છે મિ. શ્રીકાંત ઓઝ

સ્મિતા—કોણ પેલા પ્રખ્યાત ફિલોસોફર, જેનું નામ કોલેજની દરેક બાળાની જીભ પર છે ને? તે શું અહીં આવવાના છે!

અમિતા—હા, એમાં તું આટલી બધી ઊંચીનીચી શા માટે થાય છે! સ્મિતા, તારું દિલ તો ઠેકાણે છે ને?

સ્મિતા—ડગલે ને પગલે દિલ ખોઈ બેસું એવી હૈયાફૂટી હું નથી બહેન.

અમિતા—તો તો જરૂર સુખી થઈશ.

સ્મિતા—મારા સુખની વાત પછી. હવે તમે ક્યારે પરણો છો એ જ કહોને.

અમિતા—કેમ હું સુરત કરું તો પછી તારો નંબર જલદી લાગે એટલા માટે પૂછે છે?

સ્મિતા—એમ વાતને વળાંક ન આપો અમિતાબહેન. પિતા પુષ્કળ પૈસો મૂકી પંચત્વ પામ્યા છે. વારસદાર તરીકે આપણે બે બહેનો છીએ. બાર બાર મહિનાથી આ બંગલામાં ત્રિયારાજ ચાલતું હોય તેમ એકલાં રહીએ છીએ. ભવ્ય લાગતા આ ભવનમાં છતી સમૃદ્ધિએ સાવ સૂનકાર છવાયો છે. તમે જ કહો, આપણા બે સિવાય આ ઘરમાં કોઈ પુરુષ છે?

અમિતા—કેમ, ગંગારામ રસોયો તો છે ને!

સ્મિતા—રસોયો એ હુકમ ઉઠાવનાર નોકર છે સમજ્યા.

અમિતા—એટલે હુકમ કરે એવો સ્વામી જોઈએ ખરું ને! ઠીક કાલે જ ટાઇમ્સ ઓફ ઇન્ડિયાની Wantedની કોલમમાં એડવરટાઇઝ આપું છું.

સ્મિતા—ઓહ, તમે તો કોઈ દિવસ સીધો જવાબ જ નથી આપતા. તમારી સાથે હું વાત કરવા જ નથી માગતી. (જવા જાય છે.)

અમિતા—અરે પણ ક્યાં ચાલી?

સ્મિતા—મન ફાવે ત્યાં.

અમિતા—અરે વાહ. ગુસ્સો કરતાં તો સરસ આવડે છે. તારે મારાં લગ્નની માહિતી મેળવવી છે ને? જો સાંભળ, અસલના વખતમાં બહુ રૂપાળી રાજકુમારીને પરણાવવા એક રિવાજ હતો. તેમાં સવારના પહોરમાં રાજનગરનો દરવાજો ખૂલતાં જે કોઈ વહેલો પ્રવેશ કરે તેની સાથે રાજકુવરી પરણાવાતી. મેં પણ એવો જ નિર્ણય કર્યો છે. કાલે સવારે જે કોઈ સૌથી પ્રથમ આપણા દરવાજે ખખડાવે એને જ પરણવું.

સ્મિતા—તો તો જરૂર ફુલવાળો જોયે હશે.

અમિતા—આખરે જડબાતોડ જવાબ આપતાં તને આવડ્યું ખરું?

સ્મિતા—તે કેમ ન આવડે! આખરે બહેન તો તમારી જ ને? (ઘડિયાળમાં ત્રણના ટકોરા પડે છે). મોટીબહેન મારે એક ખાસ કામ છે. હું જરા બહાર જઈ આવું. કદાચ મોડું થાય તો મારી રાહ જોજો. એકલાં એકલાં જમી ન લેતાં.

અમિતા—કેમ છાની છાની વધારે ખાઈ જઈશ એવી બીક લાગે છે!

સ્મિતા—વધારે ખાઓ એની સામે અમને વાંધો નથી. પણ જો તમે જાડાં (Fatty) થઈ જશો તો પછી તમારે માટે મારે કોઈ હેવીવેઈટ (Heavy weight) ચેમ્પિયન શોધવો પડશે.

અમિતા—અંગ્રેજી સાહિત્યનું તારું જ્ઞાન આવી 'શીલી જોક્સ' પૂરતું જ લાગે છે સ્મિતા.

સ્મિતા—અરે પણ બહેન ખાસ વાત તો રહી ગઈ.

અમિતા—સ્મિતા, ખાસ વાત માટે પછી ખાનગીમાં મળજે, હમણાં નહિ.

સ્મિતા—પછી ભૂલી જઈશ બહેન, આપણા બંગલાના કંમ્પાઉન્ડમાં પેલાને ફટાકડા વેચવાની દુકાન તમે કરવા દીધી.

અમિતા—હા.

સ્મિતા—પણ, કંઈ કારણ?

અમિતા—એ માણસ ગરીબ છે. દિવાળીને માત્ર દસ જ દિવસની વાર છે. બીજે જગ્યા એને ન મળી. એટલે જગ્યા અને હાટખાનું લાવવા પૈસા મેં જ આપ્યા.

(ત્યાં બલ્લુ આવે છે)

બલ્લુ—બાઈસાહેબ!

અમિતા—કેમ બલ્લુ!

બલ્લુ—આજનો દિવસ રજા જોઈએ છે.

અમિતા—કેમ કંઈ ખાસ કામ છે!

બલ્લુ—હા, મારો એકનો એક દિકરો બિમાર છે. ગઈરાતનો તાવ હજુ ઉતર્યો જ નથી.

અમિતા—તો પછી તારે આજે નહોતું આવવું બલ્લુ.

બલ્લુ—એને તાવ ઉતરશે એટલે તુરત જ પાછો આવીશ.

અમિતા—એવી ખોટી ઉતાવળ ન કરતો. સ્મિતા બહાર જાય છે. ઘરમાં હું એકલી જ છું. તારું કંઈ કામ નથી તું જા, (બલ્લુ જવા જાય છે ત્યાં જ) અરે હાં, તારે પૈસા જોઈએ છે ને?

બલ્લુ—ના, હમણાં જરૂર નથી.

અમિતા—વારું. સ્મિતા! તારી ગાડીમાં તું બલ્લુને એના ઘર સુધી મૂકી જજે. અને જરા જલ્દી ઘેર પાછી આવી જજે.

સ્મિતા—મોટીબહેન, હું અડધાકલાકમાં જ પાછી આવીશ બસ? ચાલ બલ્લુ. (બંને જાય છે અને શ્રીકાંત આવે છે).

શ્રીકાંત—(પ્રવેશતાં) I am ve ry sorry Amita. નક્કી સમય કરતાં હું ઘણો જ મોડો પડ્યો છું.

અમિતા—એમાં દિલગીર થવા જેવું કંઈ જ નથી. એ તો તારી બચપણની આદત છે. હવે ડાળખાંને વાળવા જઈએ તો ડાળખું તૂટી જાય અને વાળનાર મૂર્ખ કહેવાય.

શ્રીકાંત—Now let that talk go to hell. જો તને એક ખુશખબર આપું. આવતા માસની પંદરમી તારીખે હું અમેરિકા જાઉં છું. અને ત્યાંની શીકાગો યુનિવર્સિટીમાં હું દેહ અને આત્મા, Body and soul પર લેક્ચર આપવાનો છું.

અમિતા—કોંગ્રેચ્યુલેશન and wish you best success.

શ્રીકાંત—અમિતા, એકલા અભિનંદન કે આશીર્વાદની આશાએ આજે હું અહીં નથી આવ્યો.

અમિતા—ત્યારે?

શ્રીકાંત—શીકાગો સુધીની સફરનો સાથ લેવા આવ્યો છું.

અમિતા—એટલે તારી સાથે હું અમેરિકા આવું? અસંભવ.

શ્રીકાંત—તો એ અસંભવને તારે સંભવિત બનાવવું જ પડશે.

અમિતા—તું તો મારો સ્વામી હોય એવી સરજોરીથી વાત કરે છે શ્રીકાંત.

શ્રીકાંત—સ્વામી છું નહિ, પણ થઈશ ખરો.

અમિતા—શ્રીકાંત! નાલકનો શા માટે દેખતી આંખે દીવો લઈને કૂવે પડવા તૈયાર થાય છે. તું મહાન ફિલોસોફર અને......

શ્રીકાંત—તું એક એમ. એ. થયેલી સુંદર, સુકુમાર બાળા, મારી પ્રેરણામૂર્તિ.

અમિતા—શ્રીકાંત શું બોલે છે તું?

શ્રીકાંત—હું નથી બોલતો. મારું હૃદય બોલે છે. તારાં આ હરણીસમ લોલવિલોલ લોચનમાં મને અગમનિગમની વાતો સમજાય છે. તારું સુંદર વદનકમળ જોઉં છું અને વેદઉપનિષદની ગહનતા સરળ થઈ જાય છે. અમિતા! તારા આ દેહની સુંદર સુરાહીમાં એવો તો

મસ્ત કાચો શરાબ ભરેલો છે કે એની સુગંધ માત્ર જ માનવને નશામાં ચકચૂર કરવા શક્તિમાન છે.

અમિતા—શ્રીકાંત, તું ફિલોસોફર થયો એના કરતાં કવિ થયો હોત તો વધારે સારું.

શ્રીકાંત—અરે અમિતાનું આકર્ષણ જ એવું અદ્ભૂત છે કે માનવને ધારે ત્યારે જ્ઞાની, ધ્યાનિ, કવિ ચિત્રકાર બધું જ બનાવી દે છે. સાચું કહું અમિતા! પ્રિન્સ અલિખાન જેની સાથે ફરે છે એ પ્રખ્યાત ફ્રેન્ચ મોડેલ બેટીનો કરતાં પણ તારું દેહલાલિત્ય અનેરું, અનોખું, અદ્ભૂત છે.

અમિતા—તું વધારે પડતો વાચાળ છે શ્રીકાંત.

શ્રીકાંત—વાક્પટુતા એ હોશિયારીની નિશાની છે અમિતા.

અમિતા—અને સાથે સાથે દોઢડાહ્યાઓનું પણ એ એક લક્ષણ છે.

શ્રીકાંત—તો માની લે કે હું દોઢડાહ્યો છું. વધુ પડતા વાંચનથી કદાચ મારો ઉપલો માળ ખાલી રહી ગયો હશે. પણ તારી મોહિનીએ મને એવો મોહાંધ બનાવ્યો છે કે મારું સર્વસ્વ તું જ છે.

અમિતા—એટલે ટૂંકમાં તને મારા આ સુંદર શરીરનો જ મોહ છે એમ જ ને!

શ્રીકાંત—જરાય નહિં. પંચભૂતનું બનેલુ આ પિંજર ઉપરથી જેટલું સુંદર લાગે છે એટલું અંદરથી નથી. ચેતન અચેતન થતાં તો આ કાયા કરમાઈ જશે; અને અગ્નિને એની આહૂતિ અપાતાં આખરે રાખ બાકી રહી જશે. અને તે પણ આ વંટોળમાં આમતેમ ઊડી માટી સાથે ભળી જશે. જ્યાંથી આરંભ ત્યાં જ એનો અંત. એટલે અમિતા! હું તો તારા આત્માને ચાહું છું. નશ્વર દેહને જ નહિ.

અમિતા—અત્યાર સુધીની તારી વાતચીત પરથી તો તું દેહભોગી લાગ્યો.

શ્રીકાંત—ખોટો વહેમ ન લાવ. મારું સર્વસ્વ તારામાં જ સાકાર થએલું છે કોઈવાર પરીક્ષા કરી જોજે.

અમિતા—અને અકસ્માત મારામાં કદાચ કોઈ ખોડ આવી તો.........

શ્રીકાંત—તો ઘણું જ સરસ. મને મારી લાયકાત પૂરવાર કરવાનો મોકો મળશે. શહેનશાહ શાહજહાંએ પ્રિયતમાનું પ્રેમતર્પણ કરવા પથ્થરમાં પ્રીતિનું પંકજ ખીલવ્યું. અંતરના આર્તનાદે જડમાં ચેતન પ્રગટાવ્યું. કાળમીંઢ પથ્થરને વાચા આવી, અને આત્મસ્નેહની અમર કવિતા તાજમહેલ દ્વારા વહેતી થઈ. હું પણ તાજમહેલ સામે ટક્કર લે એવી અજબ સ્નેહસમાધિ સ્થાપિત કરીશ. બોલ હવે પરણવાની હા કે ના?

અમિતા—હા.

શ્રીકાંતઃ (બોલતો બોલતો બારણા આગળ જઈ) બસ, ત્યારે સલામ.

અમિતા—અરે પણ ચાલ્યો ક્યાં?

શ્રીકાંત—એર ઇન્ડિયાની ઓફિસમાં. પંદરમીએ ઉપડતા પ્લેનની એકને બદલે બે ટિકિટ બૂક કરાવતો આવું અને શિકાગો યુનિવરસિટિના વાઇસચાન્સેલરને તાર કરતો આવું કે શ્રી શ્રીકાંત શ્રોફ ઇઝ કમીંગ વીથ હીઝ બ્યુટીફૂલ વાઈફ ગોલ્ડન વીઝ.

અમિતા—શ્રીકાંત! શિકાગો જતાં પહેલાં થાણા ન જવું પડે એ સંભાળજે.

શ્રીકાંત—જેને જોતાં જ ચિત્ત ચકડોળે ચઢે અને ભાન ભૂલી જઈએ એ થાણામાં ન હોવા છતાં પાગલ છે ને! (ઘડિયાળમાં જોઈ) કમબખ્ત સમય પણ કેટલો જલ્દી પસાર થઈ જાય છે. ભગવાને ૭ મહિનાની રાત અને ૭ મહિનાનો દિવસ કર્યો હોત તો એના બાપનું શું બગડી જવાનું હતું?

(ત્યાં અવિનાશ પ્રવેશે છે)

અવિનાશ—અંદર આવવાની રજા છે ને?

શ્રીકાંત—રોજ માંડ માંડ હૃદયમાં ઉભરો ચઢ્યો હતો ત્યાં આ ખાટી છાશનો છાંટો ક્યાંથી ટપકી પડ્યો.

અવિનાશ—મારી હાજરીથી વાતમાં વિક્ષેપ પડ્યો હોય તો હું પછી આવીશ.

શહેનશાહ શાહજહાંએ પ્રિયતમાનું પ્રેમતર્પણ કરવા પત્થરમાં પ્રીતિનું પંકજ ખીલવ્યું. અંતરના આર્તનાદે જડમાં ચેતન પ્રગટાવ્યું. કાળમીંઢ પત્થરને વાચા આવી અને આત્મસ્નેહની અમર કવિતા તાજમહાલ દ્વારા વહેતી થઈ

અમિના—ના અવિનાશ એમ કરવાની કાંઈ જરૂરત નથી.

શ્રીકાંત—પણ અમિના......

અમિના—શ્રીકાંત! એર ઇન્ડિયાની ઓફિસ સાડાપાંચે બંધ થઈ જાય છે.

શ્રીકાંત—અરે હા તારા સાનિધ્યમાં એનો હું ભૂલી જ ગયો. ચાલ હું જાઉં હવે. Sorry Mr. Avinash I am unable to give you company. (જાય છે.)

અવિનાશ—મારે લીધે બિચારા શ્રીકાંતને......

અમિના—એ વાત એટલેથી જ બંધ કરી દે અવિનાશ. અરે હાં, આખરે તને અહીં આવવાનો સમય મળ્યો ખરો.

અવિનાશ—અકસ્માત એક કામ પર જવાનું મુલતવી રહ્યું. તારું આમંત્રણ યાદ આવ્યું એટલે અહીં આવ્યો.

અમિના—શું લઈશ ચા કે કૉફી?

અવિનાશ—કશું નહિ. હમણાં જ એક જગ્યાએ ચા પીને આવ્યો છું.

અમિના—અવિનાશ મારે તારી થોડી માહિતી જોઈએ છે.

અવિનાશ—સી. આઈ. ડી. ખાતામાં કામ કરે છે કે શું. જોજે ક્યાંક હાથમાં હાથકડીઓ ના પહેરાવતી.

અમિના—(હસતાં હસતાં) કહે શું નવીન છે?

અવિનાશ—નવીનમાં તો આ વિશ્વના તંગ વાતાવરણમાં પણ શાંતિ અને આનંદથી જીવીએ છીએ એ છે.

અમિના—હાથમાં શું કરે છે?

અવિનાશ—એક કૉલેજમાં પ્રોફેસર છું. મહીને મહીનાનો પગાર લાઉં છું. અને બપોરનો સમય આરામ અને આવડત પ્રમાણે સામાજિક પ્રવૃત્તિઓમાં ગાળું છું.

અમિના—અવિનાશ! આપણે બધા સાથે ભણતા તેમાંથી અનેક આગળ આવી ગયા છે. તારામાં પણ અનેક શક્તિઓ છે. કોઈ જાતની મહત્ત્વાકાંક્ષા તને નથી?

અવિનાશ—જો ને અમિના! હું જે કંઈ કહું એને આત્મશ્લાઘા ન માનતી અને તું સારી રીતે જાણે છે કે હું બહુ ઓછાબોલો છું. હું જરૂર પરંતુ કમાઉં છું. જરૂર હોય ત્યાં દોડી જાઉં છું. બીજાને બનતો ઉપયોગી થવા પ્રયત્ન કરું છું. સંતોષી છું અને દુનિયાને વાસ્તવિક સ્વરૂપમાં જોવા પ્રયત્ન કરું છું.

અમિના—તું પરણ્યો!

અવિનાશ—એના કરતાં તું પરણી કે નહિ એ કહેને.

અમિના—પરણી તો નથી. પણ એક પુરુષ મને પ્રેરણામૂર્તિ માને છે એને પરણવાની છું. તારે કોઈ પ્રેરણામૂર્તિ છે?

## પાના ૩૮ ઉપર આપેલ સમસ્યાનો ઉકેલ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ભ | ર | ત | ■ | ૨ ધી | ૩ ર | ૪ લ | લિ | ૫ ત | ■ |
| ૬ જ | વ | નિ | કા | ■ | ધુ | ય | ■ | ૭ લ | ૮ ય |
| ૯ ન | ટ | ■ | ■ | ૧૦ ના | ના | લા | લ | ■ | મ |
| ■ | ૧૧ સા | ૧૨ રં | ગી | ■ | થ | ■ | ■ | ૧૩ ! | ■ |
| ■ | ૧૪ રં | ગ | મં | ચ | ■ | ૧૫ અ | ૧૬ સ | ■ | ■ |
| ૧૭ રં | ગ | ભૂ | મિ | ■ | ૧૮ અ | ભિ | સા | ૧૯ રિ | ૨૦ કા |
| ગ | ■ | પા | ■ | ■ | દ | ન | ર | પ | સ |
| ૨૧ લે | ૨૨ પા | ■ | ૨૩ ચ | ૨૪ વ | ભૂ | ય | સા | ભ | મ |
| ■ | ત | ■ | ૨૫ લ | લિ | ત | ■ | ગ | ■ | ■ |
| ૨૬ ગા | ન | ■ | ૨૭ ન | તા | ■ | ૨૮ સ | ર | કા | ર |

અવિનાશ—પ્રેરણામૂર્તિ અને સૌંદર્યમૂર્તિ જેવા શબ્દો તો કવિઓને શોભે. બાકી સંસાર ચલાવવા જેટલી સ્ત્રીને પુરુષની જરૂર તેટલી જ પુરુષને સ્ત્રીની જરૂર. સહકારથી જ સાથ શોભે છે. આજની સ્ત્રી એના સાચા અર્થમાં માત્ર સ્ત્રી જ બને તો સંસાર સોનાનો થાય. અમિના.

અમિના—તારે અમેરિકા જવું છે?

અવિનાશ—ના. આર્યાવર્તમાં અનેક પ્રાંતો છે. પહેલાં પોતાના પ્રદેશના લોકોને પરિપૂર્ણ સમજી લઉં પછી પરદેશનો વારો. (ઘડિયાળમાં જોઈ) સમય ઘણો થઈ ગયો. હવે હું જાઉં.

અમિના—ઊભો રહે. અહિંથી ખાલી હાથે ન જવાય. તું એક અનાથાશ્રમ પણ ચલાવે છે ને? દિવાળીના દિવસો નજીક આવે છે. હું એમના માટે કંઈક ભેટ આપું.

(અમિના જાય છે. અવિનાશ ઓરડાની આજુબાજુ ફરી નિરીક્ષણ કરે છે. થોડીક ક્ષણો બાદ બહાર ફટાકડા ફૂટવાનો જોરથી અવાજ આવે છે. એક ગંભીર ચીસ સંભળાય છે. અવિનાશ બહાર દોડી જાય છે અને તુરત જ અમિના અને અવિનાશ અમિનાને લઈ આવે છે)

અમિના—આહ! હું અમિના પાસે છું. તમે જલદી કોઈ ડૉક્ટરને બોલાવો.

(અવિનાશ તુરત જ જાય છે)

અમિના—ઓહ, મારી આંખો-મને કશું જ દેખાતું નથી...મારી આંખો...

(ત્યાં હાથમાં સુંદર પેકેટ લઈ શ્રીકાંત આવે છે.)

શ્રીકાંત—શું થયું છે? બહાર આટલો બધો કોલાહલ શાનો છે? અમિતા! એર ઇન્ડિયામાં જઇ અમેરિકાની મે ટકિટ બુક કરાવતો આવ્યો અને જો તારા માટે હું સુંદર ભેટ લાવ્યો છુ.

સ્મિતા—શ્રીકાંતભાઇ! અચાનક બહાર દારૂખાનાની દુકાનમાં આગ લાગી. અકસ્માત અમિતા એમાં આવી ગઇ અને આખરે અંધ થઇ.

શ્રીકાંત—(એકદમ) અ...મિ...તા.

(એના હાથમાંથી પેકેટ પડી જાય છે અને પડદો પડે છે.)

## પ્રવેશ બીજો

(પહેલા અને બીજા પ્રવેશની વચ્ચે માત્ર દસ દિવસનું અંતર છે. અમિતા આંખે ચશ્મા ચઢાવી વચ્ચેના સોફા પર બેઠી છે. સ્મિતા હાથમાં ચાની ટ્રે લઇ આવે છે. અને સેંટરટેબલ પર મૂકે છે.)

અમિતા— (ટ્રે મૂકવાનો અવાજ સાંભળી) કોણ?

સ્મિતા—એ તો હું સ્મિતા. તમારી ચા લાવી છું.

અમિતા—કેમ, બચ્ચુ નથી આવ્યો?

સ્મિતા—બચ્ચુના દિકરાને ટાઇફોડ થયો છે. એ હોસ્પીટલમાં છે. હમણાં થોડા દિવસ એ નથી આવવાનો.

અમિતા—તો કામચલાઉ બીજો માણસ રાખી લે.

સ્મિતા—કંઇ જ જરૂરત નથી, (ચાનો કપ આપતાં) બહેન! આપણે સ્વિત્ઝરલેંડ જઇશું?

અમિતા—કેમ?

સ્મિતા - તમારી આંખોનો ઇલાજ કરાવવા.

અમિતા—ના સ્મિતા, ડોક્ટર દેશપાંડે કહે છે કે ગમે તેટલું ખર્ચ કરશો તોય આંખો સારી નહિ થાય.

સ્મિતા—ડો. દેશપાંડેને ખબર છે એના બાપનું કપાળ અને એ તમને જ આવું બધું કહે છે. મને તો કંઇ કહેતો નથી અને તમે કંઇ જન્મથી અંધ નથી.

અમિતા—પણ અનેક નિષ્ણાતોની સલાહ લીધા પછી જ રિપોર્ટ આપ્યો છે.

સ્મિતા—તમે નાહકના નિરાશ થઇ જાઓ છો. (ક્ષણવાર પછી) મોટીબહેન! તમને ખરેખર કંઇ દેખાતું નથી?

અમિતા—(ચમકીને) કેમ પૂછે છે? શું હું નાટક કરું છુ?

સ્મિતા—ના, ના. પણ એ દિવસ પહેલાં બચ્ચુ કહેતો હતો કે મોડી રાતના એ જ્યારે ઘેર જતો હતો ત્યારે તમારા ઓરડામાં લાઇટ બળતી હતી અને તમે કંઇ વાંચતા હો એવું એને લાગ્યું.

અમિતા—ઓહ સ્મિતા! કુ. હેલન કેલર જન્મથી જ અંધ છે છતાં દરેક વસ્તુ પોતાની જાતે કરી શકે છે. મારે પણ પરાધીન ન રહેવું હોય તો ધીમે ધીમે એ આદત પાડવી જ જોઇએ. એટલે હું વાંચવાનો પ્રયત્ન કરતી હતી.

સ્મિતા—પણ તમને હું પરાધીન નહિ રહેવા દઉં. હું તમારી લાકડી થઇશ.

અમિતા—કુંવારી હઇશ ત્યાં સુધી. પણ પરણ્યા પછી?

સ્મિતા—તો હું પરણીશ જ નહિ. અને કદાચ પરણીશ તો એવા યુવાનને કે જેમને તમારાથી જુદી ન પાડે. તમારી સેવા કરે. અહીં આવી રહે.

અમિતા—એવો આત્મભોગ આપે એવો યુવાન મળવો મુશ્કેલ છે સ્મિતા.

સ્મિતા—મારી નજરમાં એક વ્યક્તિ છે બહેન.

અમિતા—કોણ?

સ્મિતા—શ્રીકાંત.

અમિતા—(ચમકીને) કોણ શ્રીકાંત?

સ્મિતા—કેમ એકદમ ચમકી ઊઠયા? તમે જરાય ગભરાશો નહિ. તમને પૂછ્યા વગર હું એક પગલું પણ ભરવાની નથી.

અમિતા—પણ તું શ્રીકાંતને ચાહે છે?

સ્મિતા—પ્રેમ કરું એટલો હજુ અમારો પરિચય નથી થયો પણ એની સાથેની વાતચીત પરથી લાગ્યું કે હું એની સાથે લગ્ન કરું તો એ મારી બધી જ શરતો મંજૂર રાખશે.

અમિતા—સ્મિતા, લગ્ન એ કંઇ અમુક વર્ષોનો વ્યાપાર નથી કે એમાં શરતો કરવાની હોય. એમાં તો મનનો સુમેળ અને વિચારોની એકતા પહેલી જરૂરી છે. તનનાં કજોડાં નભી શકે પણ મનનાં નહિ.

સ્મિતા—નાહકના ગુસ્સે થાઓ છો. તમને ઓછું આવે એવું એકપણ આચરણ હું કરવાની નથી. શ્રીકાંત તો શું આકાશમાંથી ઇંદ્રદેવ ઉતરી આવેને તોપણ તમે ના પાડો તો હું એને બારણેથી જ પાછો વાળી દઉં.

શ્રીકાંત—(પ્રવેશતાં) હલ્લો સ્મિતા, કેમ શું ચાલે છે?

સ્મિતા—અમિતાબહેન, શ્રીકાંત આવ્યો છે.

અમિતા—આવ, શ્રીકાંત અઠવાડિયા પછી આજે. આવવાની તને ફૂરસદ મળી ખરી.

સ્મિતા—બહેન, શ્રીકાંત તો અહીં દરરોજ આવે છે.

અમિતા—પણ મને તો અકસ્માત પછી આજે જ મળે છે.

સ્મિતા—એ બપોરના સમયે અહીં આવે છે. એ સમયે તમે આરામ કરતાં હો છો.

અમિતા—ત્યારે તો અહીં આવવા માટે શ્રીકાંતે ખાસ સમય શોધ્યો લાગે છે.

શ્રીકાંત—એવું કંઈ જ નથી. સવાર સાંજ કામ વધારે રહે છે એટલે બપોરે આવું છું. તારા આરામમાં ખલેલ ન પડે એટલે સ્મિતાને મળી તારા ખબર પૂછી ચૂપચાપ ચાલી જાઉં છું.

અમિતા—Thank you for your kind sympathy Mr. Shroff.

સ્મિતા—તમે બંને ઘણા દિવસે ભેગા થયા છો. વાતો કરો એટલામાં હું ચા-નાસ્તો લઈ આવું.

શ્રીકાંત—કંઈ જરૂર નથી. મારે જલ્દી પાછા જવું છે. (ઘડિયાળમાં જુએ છે.)

સ્મિતા—એ તારા ઘડિયાળને ગજવામાં મૂકી, થોડી વાર કાળ થંભી ગયો છે એમ માની વાતો કર. એટલામાં ચા નાસ્તો બનાવી લાવું. (સ્મિતા જાય છે. બે ત્રણ સેકન્ડ કોઈ કંઈ બોલતું નથી. છેવટ અમિતા મૌન તોડે છે).

અમિતા—આજે કઈ તારીખ થઈ, શ્રીકાંત?

શ્રીકાંત—દસમી.

અમિતા—પ્રવાસ પર જવા માટે માત્ર પાંચ જ દિવસ બાકી રહ્યા કેમ?

શ્રીકાંત—હા.

અમિતા—પણ મેં તો હજુ કંઈ જ તૈયારી નથી કરી. તું આવીને મદદ કરે તો બધું જલ્દી પતી જાય.

શ્રીકાંત—અમિતા! તું વળી શાની તૈયારી કરે છે? ક્યાંય ફ્રન્ટીઅરસાઈડમાં હવાફેર માટે જાય છે કે શું?

અમિતા—ના, હું તો તારી સાથે આવું છું. અકસ્માત થયો એ દિવસે તું જ એર ઈન્ડિયામાં ટિકિટ બુક કરાવવા ગયો હતો ને!

શ્રીકાંત—હા, પણ હવે મેં વિચાર ફેરવ્યો છે. હવે હું એકલો જ જાઉં છું.

અમિતા—ભલે, પણ જતાં પહેલાં લગ્ન તો કરવાં છે ને?

શ્રીકાંત—ના, એની પણ હમણાં ઉતાવળ નથી.

અમિતા—કેમ?

શ્રીકાંત—કારણ કે હમણાં મારો વિચાર નથી.

અમિતા—પણ અઠવાડિયા પહેલાં તો તું...

શ્રીકાંત—(તુરત જ) અઠવાડિયા પહેલાંના સંજોગો જુદા હતા અને આજના જુદા છે. અમિતા, હું તને વધુ ભ્રમમાં રાખવા નથી માગતો. માત્ર એટલું જ કહું છું કે આપણે મિત્ર હતા અને મિત્ર જ રહીશું.

અમિતા—એટલે મત્યભાષામાં ના કહે છે એમ જ ને?

શ્રીકાંત—હા.

અમિતા—એવું ન બોલ. તારા ભરોસે તો હું ભવ-સાગર તરવાની હિંમત કરું છું અને હાથ પકડવાની તું ના પાડે છે? અરે, અંધકારમય બનેલી આ અમિતાની દુનિયામાં પ્રકાશ તું નહીં પાથરે તો બીજું કોણ પાથરશે?

શ્રીકાંત—પણ હું લાચાર છું અમિતા.

અમિતા—પણ એનું કંઈ કારણ?

શ્રીકાંત—કારણ તો હું પોતે પણ નથી જાણતો.

અમિતા—પણ હવે હું જાણું છું. અઠવાડિયા પહેલાં તને મારી હરણીસમ લોલવિલોલ આંખોમાં અગમ-નિગમની વાતો સમજાતી હતી કારણ કે એમાં જ્યોતિ હતી. મારા શરીરની સુરાહીના શરાબનો તને નશો ચઢતો હતો, કારણ કે એમાં તમારાં જેવાં ચપળ ચિત્તના વિલાસી યુવાનોને ભાન ભૂલાવે એવી સૌંદર્યની અજબ મોહિની હતી. આજે રંગ ગયો સાથે અનુરાગ પણ ગયો. અભિસાર ગયો એટલે પ્યાર પણ ગયો.

શ્રીકાંત—કેવું ન સમજાય એવું બોલે છે! અમિતા, તારે માટે હું મારી યુવાનીનું, આશાઓનું, આદર્શોનું અને ઉન્નતિનું બલિદાન આપું!

અમિતા—તાજમહાલ સામે ટક્કર લે એવી સ્નેહ સમાધિ બાંધનાર શ્રીકાંત જેવો શાહજહાં એના આદર્શોનું બલિદાન આપે તો પછી પ્રેમ આંધળો છે એમ જ કહેવાય ને!

શ્રીકાંત—એમ વ્યંગમાં બોલવાની કોઈ જરૂરત નથી.

અમિતા—વ્યંગ નથી કરતી પણ નમસ્કાર કરું છું. શીકાગો યુનિવર્સિટીમાં દેહ અને આત્મા પર ભાષણ આપવા જનાર તત્ત્વજ્ઞાનીને પણ હાડચામથી મઢેલા નશ્વર શરીરનો કેટલો બધો મોહ છે એ બતાવું છું. ચર્મચક્ષુ ગયા પણ અનુભવે આજે મારાં અંતરચક્ષુ ઊઘડી ગયાં (એ જ વખતે શ્રીકાંત ગુસ્સામાં ચાલી જાય છે અને બીજી બાજુથી સ્મિતા ચા લઈ આવે છે. અમિતા એની ધુનમાં એકલી જ બોલે છે) પણ જરા ધ્યાનથી આ તરફ જો તો તને દેખાશે કે સુકાઈ ગયેલી આ ગુલાબ કળીમાં હજુ થોડી સ્નેહની સુવાસ બાકી છે. બુઝાવાની અણી પર આવેલી આ દીપક જ્યોતિમાં હજુ થોડો પૂરતો પ્રકાશ બાકી છે. વરસીને ખાલી થએલી આ વાદળીમાં હજુ થોડી અમૃતની ભીનાશ બાકી છે.

સ્મિતા— એકલાં એકલાં શું બોલો છો બહેન! શ્રીકાંત ક્યાં ગયો?

અમિતા—(મૂંઝવાવા છતાં તુરત જ) તને આ નાસ્તો કરી આવતાં મોડું થયું એટલે ચાલી ગયો.

સ્મિતા—મોટીબહેન! તમારો શ્રીકાંત માટે શું ખ્યાલ છે? આમ ઉપરથી તો એ સારો ને સુંદર લાગે છે, નહિ?

અમિતા—સ્મિતા! જેનામાં અંદરખાનેથી માલ નથી હોતો અને ઉપરનો દેખાવ કરવો પડે છે. રંગબેરંગી સુંદર પીંછાંની જરૂરત તો મોરને પડે છે, પંચમસૂરે ગાની કોયલને નહિ. (ત્યાં અવિનાશ આવે છે.)

અવિનાશ—બન્ને બહેનો શાની ચર્ચા કરો છો?

અમિતા—આવ અવિનાશ. આજે તો તું ઠીક ચાના સમયે જ આવ્યો છે. સ્મિતા! ચાલ અમને બન્નેને ચા આપ. (સ્મિતા ચા બનાવે છે.)

અવિનાશ—ચા નાસ્તો તૈયાર પડ્યો છે ને બન્ને બહેનો કોની રાહ જોતા હતા?

અમિતા—જેની રાહ જોતા હતા એ આવનાર આસામી આવ્યો પણ ખરો અને ચા પીધા વગર ચાલી પણ ગયો અવિનાશ.

સ્મિતા—(ચા આપતાં) અવિનાશભાઈ! તમે બહેનને એ શબ્દો કહો. જાણે એ આપણા બધાના ઓશિયાળા હોય તેમ બધુ જાતે કરવા પ્રયત્ન કરે છે.

અવિનાશ—તો એમાં શુ ખોટું છે! અમેરિકામાં અનેક આંખો વિનાના માનવીઓ દેખતા પણ ન કરી શકે એવી કળા કારિગિરી કરે છે.

સ્મિતા—પણ બહેન આંખો જન્મારો અંધ નથી રહેવાના. હુ એમની આંખોના ઉપાય માટે એમને આ પંદરમીએ યુરોપ લઇ જવા માગું છું. શ્રીકાંત પણ એજ પ્લેનમાં જાય છે. કંપની પણ સારી છે.

અવિનાશ—તો તો ઘણુંજ સરસ.

સ્મિતા—પણ બહેન માને ત્યારેને? જુઓ ગમે તેમ કરી તમે એમને સમજાવો એટલામાં હું બગીચાનો નવો માળી આવ્યો છે એને કામ બતાવી આવું (જાય છે.)

અવિનાશ—તારે ઉપચાર માટે યુરોપ નથી જવું?

અમિતા—ના, ડોક્ટરનો રિપોર્ટ કહે છે કે આંખે પાછી આવવાની કોઇ આશા નથી.

અવિનાશ—છતાં પ્રયત્ન કરી જોવામાં કોઇ નુકસાન નથી.

અમિતા—જેને ફળફૂલ નથી આવવાનાં એવાં વૃક્ષને પાવાનો કોઇ અર્થ નથી. (થોડીવાર રહી) હા, એક ઉપાય છે.

અવિનાશ—શું?

અમિતા—જર્મન ડૉ. ડગ્લાસ કહેતા હતા કે કોઇ સજીવ માણસ પોતાની આંખો આપે તો હજુ કંઇક આશા છે.

અવિનાશ—તો પછી પ્રયત્ન કરતી શા માટે નથી?

અમિતા—પોતાની દુનિયા અંધકારમય કરી બીજાની દુનિયામાં પ્રકાશ પાથરવા આંખો કોણ આપશે?

અવિનાશ—હું આપીશ.

અમિતા—અવિનાશ!

અવિનાશ—હા અમિતા. તારી દૃષ્ટિ પાછી આવતી હોય તો વિના સંકોચે મારી આંખો હું જરૂર આપીશ.

અમિતા—નહીં. એવુ કદી ન બનવા દેવાય.

અવિનાશ—શા માટે નહિ? તે દિવસે અનાથ આશ્રમનાં બાળકોને આપવા તું દારૂખાનું લેવા ગઇ. અકસ્માતમાં અંધ થઇ એટલે આડકતરી રીતે એના માટે જવાબદાર હું જ છું.

અમિતા—એથી શુ થઇ ગયું? ત્યાર પછી તુ દરરોજ અહીં આવે છે. મારી સંભાળ રાખે છે. સ્મિતાનુ ધ્યાન રાખે છે.

અવિનાશ—એ મારી ફરજ છે.

અમિતા—અને તારા તરફ અમારી કોઇ ફરજ નથી?

અવિનાશ—પણ હું એકલો છુ. મારી આંખો હોય કે ન હોય એથી કોઇને કંઇ લાભનુકસાન નથી.

અમિતા—ત્યારે હું પણ સમારી નથી, એકલી જ છું અવિનાશ.

અવિનાશ—પણ આંખો નહિ હોય તો શ્રીકાંત તને પ્રેરણામૂર્તિ નહિ કહે. સૌંદર્યમૂર્તિ કહી કોઇ કવિ તારાં કાવ્ય નહિ લખે. કોઇ ચિતારો તને મોડલ તરીકે નહિ અપનાવે:

અમિતા—મારે કોઇની પ્રેરણામૂર્તિ કે મોડેલ નથી થવુ અવિનાશ. એ બધી તો શબ્દોની માયાજાળ છે. જીવનની વાસ્તવિકતાથી દૂર દૂર લઇ જઇ ભૂલભૂલામણીમાં ભૂલા પાડતો ભ્રમ છે. મારે તો તું કહેતો હતો એવી સીધીસાદી પણ સાચી સ્ત્રી થવું છે. સ્ત્રી જો સાચા અર્થમાં માત્ર સ્ત્રી જ બને તો એના પુરુષ માટે એ આપોઆપ પ્રેરણામૂર્તિ બની જાય છે. મારે એવાં થવું છે:

અવિનાશ- તો એવી સ્ત્રી તરીકે હું તને અપનાવીશ.

અમિતા—પણ હું તો અંધ છું.

અવિનાશ—અંતરનું આકર્ષણ હોય ત્યાં દેહના આકર્ષણને ઘણુંજ ગૌણ સ્થાન હોય છે. આત્મા સાથે આત્માની ઓળખને એક્તા સધાતી હોય તો દેહ સુંદર હોય કે કુરૂપ એની કશી જ અગત્યતા નથી.

અમિતા—પણ........

અવિનાશ—અમિતા ! તું શ્રીમંત છે એટલે હું તને નથી અપનાવતો પણ તું એક આડંબર રહિત સાચી સ્ત્રી બનવા માગે છે. એટલે અપનાવું છું. હું પુરુષ છું પણ અધૂરો. એમાં સ્ત્રી અર્ધાંગના બની આવે ત્યારે એકતા પૂરી થાય.

અમિતા—કંઈક ઉતાવળ કરે છે અવિનાશ.

અવિનાશ—ના અમિતા ! આજે તો દિવાળી છે. જો આજુબાજુના મંદિરમાં આરતી થતી સંભળાય છે. અમિતા! પશ્ચિમના દેશોમાં નવીન વર્ષની શરૂઆત થતાં પહેલાં ઉદાસ દિવસે બરાબર મધરાતે બધા જ દેવળોમાં એકી સાથે ઘંટ વાગે છે અને લોકો પ્રાર્થના કરતાં કહે છે કે Ring out the old & Ring in the new આપણે પણ આપણું નવજીવન શરૂ કરીએ.

(બરાબર આજ વખતે હાથમાં ફૂલો લઈ સ્મિતા આવે છે અને વાત સાંભળવા એક બાજુ ઊભી રહે છે.)

અમિતા—(આંખો પરથી ચશ્મા કાઢી) તો જો અવિનાશ હું આંધળી છું જ નહિ.

અવિનાશ—એટલે ?

અમિતા—આ તો પ્રેમપરીક્ષા હતી. ઉંમરલાયક થઈ છું અને જીવનસાથીની શોધમાં હતી. સુંદર શ્રીમંત પુતળીને પરણવા સૌ ફાંફાં મારતાં હતાં. કોઈ પ્રેરણામૂર્તિ કહેતું, કોઈ ચિત્ર માટે મોડેલ બનાવતું તો કોઈ કાવ્ય માટે કલ્પનામૂર્તિ કહેતું. આમાં કોણ સાચું એ જાણવા આ નાટક કર્યું. સૌંદર્યભોગી ભ્રમરો રૂપ રંગ જતાં ઊડી ગયા અને આત્માનું અમૃત પીનાર તું એકલો રહ્યો. આજથી આપણે એક જ પંથના પ્રવાસી છીએ.

સ્મિતા—તો તો નવદંપતિને વરમાળ હું પહેરાવું. (પુષ્પો આપતાં) કેમ મોટીબહેન ! આખરે રસ્તે રખડતાને પસંદ કર્યો ખરો. પ્રેમનગરના દરવાજામાં પ્રથમ પ્રવેશનાર પર હાથણીએ કળશ ઢોળ્યો ખરો.

અમિતા—સ્મિતા ! એ રસ્તે રખડતો છે પણ મારે મન તો એ મારો રામ છે. (અમિતા પુષ્પો અવિનાશને આપે છે. તેજ વખતે બહાર દીવાળીનું દારૂખાનું ફૂટે છે. મંદિરોમાં આરતી થાય છે અને શંખ ફૂંકાય છે. સ્મિતા ચાની ટ્રેમાંથી મીઠાઈ લાવી મોંમાં મૂકે છે અને પડદો પડે છે.)

[નાટક ભજવતાં પહેલાં લેખકની પરવાનગી ખાસ જરૂરી છે]

## આંતર-વિદ્યાલય નાટ્યસ્પર્ધા પર

# દૃષ્ટિપાત

છેલ્લાં કેટલાંક વર્ષોથી મુંબઇના વિદ્યાલયોમાં જે સ્પર્ધાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે ભારતીય કલાકેન્દ્ર યોજિત "આંતર-વિદ્યાલય નાટ્યસ્પર્ધા"ની પૂર્ણાહુતિ સપ્ટેમ્બર માસમાં થઇ. મુંબઇના નાટ્યવર્તુળોમાં આ સ્પર્ધા ચર્ચાસ્પદ બની છે.

આંતર-વિદ્યાલય નાટ્યસ્પર્ધાનું આ છઠ્ઠું વર્ષ હતું. આ વર્ષે ગુજરાતીમાં બાવીશ વિદ્યાલયોએ ભાગ લીધો હતો. આ સંખ્યા જોતાં જ લાગે છે કે ધીરે ધીરે મુંબઇનાં બધાં જ વિદ્યાલયો આ સ્પર્ધામાં ભાગ લેતાં થઇ ગયાં છે આમ આજે નાટકમાં રસ લેતા વિદ્યાર્થીઓની સંખ્યા પ્રેક્ષક અને ભજવનારા બન્નેની—ખૂબ જ વધી ગઇ છે, જે આનંદની વાત છે.

અહીં ભજવાયેલી ઘણીખરી નાટિકાઓ મુખ્યત્વે Comedies જ હતી. અને એ પણ વિદ્યાર્થીઓનાં—તેમાં પણ ખાસ કરીને વિદ્યાર્થીઓના સ્વભાવને સહજ એવો હાસ્યરસ એ નાટિકાઓમાં મુખ્ય હતો, તેનો વાંધો નહીં, પણ સાથે સાથે અન્ય રસો એટલે કે Serious યા તો Tragedies નાટિકાઓ પ્રત્યે સેવાતુ દુર્લક્ષ એ જરા ખૂંચે ખરું. નાટક એ તો જીવનના વિધવિધ પાસાંઓનું દર્શન કરાવતી એક કલા છે, એમાં હાસ્યરસ ભલે હોય, પણ સાથે શાંત, કરુણ, અદ્ભૂત વગેરે રસોને પણ સ્થાન હોવું જોઇએ. ગત વર્ષમાં અપવાદરૂપ એકબે નાટિકાઓ બાદ કરતાં બધી જ નાટિકાઓ Comedies હતી.

પણ આ વર્ષે ગંભીર પ્રકારની નાટિકાઓ પણ સારા પ્રમાણમાં જોવા મળી. બાવીશ નાટિકાઓની પ્રાથમિક સ્પર્ધા બાદ અંતિમ સ્પર્ધામાં જે પાંચ એકાંકીઓ લેવાઇ, તેમાંથી ચાર ગંભીર (Serious) નાટિકાઓ હતી. આ જોતાં વિદ્યાલયનાં એ ઉછરતા અદાકારોનું વિકસતું માનસ દેખાઇ આવે છે. વળી વિજયપદ્મ પણ એક ગંભીર નાટિકા 'જીવનનાટક'ને મળે છે. આમ, છ વર્ષને અંતે આ સ્પર્ધાએ નૂતન સોપાન પર પગલાં માંડયાં છે.

આ સ્પર્ધામાં ભાગ લેતા અદાકારોમાં મોટા ભાગનાં તો પ્રથમ જ વાર પગદિવડાનો પ્રકાશ પામતા હોય છે. પણ અહીં ભાગ લેતાં અદાકારો પર દૃષ્ટિ કરતાં જુદું જ વાતાવરણ નજરે ચડે છે. આ સ્પર્ધા છે. અહીં હાર અને જીત બંને છે. વિજેતા કલાકારો પોતાને નટાચાર્યો કે નટશ્રેષ્ઠ માનતા થઇ જાય છે અને પરાજિત એક્ટરો માથે પહાડ તૂટયો હોય તેમ ખૂણેખાંચરે આંસુ સારે, એ ખરેખર શરમજનક છે. કોઇ પણ હરીફનું પ્રથમ લક્ષણ તો તેની ખેલદિલી હોવી જોઇએ. જેનામાં એ ન હોય તેમણે સ્પર્ધામાં ભાગ ન લેવો જોઇએ.

આ વર્ષે જે નાટક વિજયપદ્મ લઇ ગયું, તેની વિશિષ્ટતાનો વિચાર કરીએ, તો તેનું જૂથબળ (Team work) અને દિગ્દર્શન જ હતું. મુંબઇની નવી રંગભૂમિના એક ખ્યાતનામ દિગ્દર્શક અને કલાકાર, શ્રી વિષ્ણુવ્યાસ જેઓ સિદ્ધાર્થ કોલેજના પ્રાધ્યાપક પણ છે, તેમણે જ એ નાટકનું દિગ્દર્શન કર્યું હતું. એમનો એ કસબ અહીં સંપૂર્ણપણે ખીલી ઊઠયો હતો આ પરથી એમ લાગે છે કે વિદ્યાર્થીઓએ નાટ્યક્ષેત્રે જો પ્રગતિ સાધવી હોય તો આવા અનુભવી કલાકારોનાં સાથ અને સહાયતા મેળવવાં જ પડશે.

પણ સાથે સાથે એમ પણ કહેવાની ઇચ્છા થાય છે કે આવા અનુભવી દિગ્દર્શકોના કસબમાંથી વિદ્યાર્થીઓ જાતે જ માર્ગદર્શન પણ મેળવે, તો જ એમને આ ક્ષેત્રે ઘણું ઘણું કરી બતાવવાનું તથા ઘણું ઘણું જાણવાનું મળે છે. આ વખતે દરેક નાટિકામાં દિગ્દર્શનની નબળાઇઓ વર્તાઇ જ આવતી હતી.

વળી આ સ્પર્ધામાં એક જ લેખકની દશ નાટિકાઓ જોવા મળી. છેલ્લાં કેટલાંક વર્ષથી આમ બનતું આવ્યું છે, જે અયોગ્ય છે. અહીં એક હકીકત દર્શાવવાની ઇચ્છા થાય છે. કલકત્તામા હમણાં આવી જ એકાંકી નાટ્ય-સ્પર્ધા યોજવામાં આવી છે. જેમાં ૪૬ સંસ્થાઓએ ભાગ લીધો, અને તેમાં બધાં જ એકાંકીઓ જુદા જુદા લેખકોના હતાં. આપણે ત્યાં પણ એવું શા માટે ન થાય? આપણે ત્યાં નાટકલેખકો થોડા છે એ ભલે હકીકત હોય પણ જેટલા હોય તે દરેકની પાસેથી સારાં એકાંકી મેળવવાં જોઇએ. અને તેમ ન થાય તો તે ક્ષેત્રે નવાગંતુકોએ બહાર પડવું જોઇએ—એ નવાગંતુકોને બહાર આવવા માટે અવકાશ મળવો જોઇએ. વિદ્યાર્થીઓએ સમજીવિચારી એમનાં એકાંકીઓ ભજવવાં જોઇએ. જો એ નિષ્ફળ જતાં હોય તો તેમણે જાણકારોની સલાહ લેવી જોઇએ—એકવાર નિષ્ફળતાને પણ વહોરી લેવી જોઇએ—તો જ આ ક્ષેત્રે પ્રગતિ શક્ય છે અને આ બીના ગુજરાતના સાહિત્યકારોની પણ આંખ ખોલશે કે તેઓ શું આવાં ભજવી શકાય તેવાં એકાંકીઓ લખી નથી શકતા?

આપણી દૃષ્ટિનો દોર એ એકાંકીઓની રજૂઆત વિશે નજર નાંખી સંકેલી લઇએ. ખરેખર, વિદ્યાર્થીઓએ રજૂઆતની કળા સારા પ્રમાણમાં ખીલવી છે. વિદ્યાર્થીઓએ આ રજૂઆતની કળા જેને Production value કહેવામાં આવે છે, તેમાં સારી પ્રગતિ દાખવી છે.

**એક પ્રેક્ષક**

# .ઇનો પર્વત

(એક અવલોકન)




લેખક : સ્વ. રમણભાઇ નિલકંઠ

અવલોકન : શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક


**(સાક્ષરવર્ય સ્વ. રમણભાઇનું નાટક 'રાઇનો પર્વત' હાલમાં વિદ્યાલયોમાં બી. એ. ના અભ્યાસક્રમમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે એ વસ્તુજ આ નાટકની સાહિત્યિક મુલ્યવત્તા પૂરવાર કરે છે. આ નાટક ૧૯૨૭ માં મુંબઇ ગુજરાતી નાટક મંડળી જેવી પ્રતિષ્ઠિત સંસ્થાએ ભજવ્યું હતું તેનું અવલોકન, કલારસિક સ્વ. શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીના તંત્રીપદ નીચે પ્રકટ થતા માસિક "સુવર્ણમાળા"માં પ્રકટ થયું હતું આ લેખ અત્રે પ્રકટ કરવાની સંમતિ આપવા માટે અમે શ્રી હંસરાજ પુરૂષોત્તમ મરચન્ટના આભારી છીએ.**

…સાહિત્યને આપણે ત્યાં નાટક માટે કશો મમભાવ …ી. સાહિત્યને આપણે કલા સાથે સરખાવીએ, અને …ક જુદા જ કલા તરીકે ગણીએ, તો દરેક કલા સ્થૂલ …સૂક્ષ્મ, આદર્શની કે વર્તમાનની દષ્ટિએ જીવનની …ીક્ષા કરે છે. એથી દરેક કલા જુદી જુદી કલા હોઇને …ણ તેમના ધર્મો (Functions) એક છે એમ આપણે …ી શકીએ. પણ સાહિત્યમાં (આદર્શ કે વર્તમાન) …વનનું જેટલું પ્રતિબિંબ પડે છે તેના કરતાં નાટકમાં …શેષ પડે છે. આ રીતે કલામાં નાટકનું સ્થાન સૌથી …ઉત્તમ છે.

કલાને અને જીવનને હમેશા સદીપણાં હોવાં જોઇએ. …આપણે ત્યાં સાહિત્ય અને જીવનને તો સંબંધ ઓછો જ …; અને નાટક અને સાહિત્યનો કશો જ સબંધ નથી, …ટલે નાટક જે જીવનની સર્વોત્તમ કલા છે એને જ …જીવન સાથે કશો જ સંબંધ રહ્યો નથી. આથી જીવન …ને હીણું, નમાલું, પ્રાણહીન થાય તો તેમાં કશી …ઇ નથી; અને કલા પોતે પણ ઠાલી તથા નિર્જીવ …ા વગર રહે નહિ. નાટક અને જીવનને આંધળા અને …ગડાના જેવો સંબંધ છે. જીવન કલાથી વિમુખ થાય …તો ને અંધ છે, અને કલા જીવનથી દૂર ખસી બેસે તો …પાંગળી છે. એકની પાસે દષ્ટિ છે, બીજાની પાસે શક્તિ … અને દષ્ટિની શક્તિ બન્ને સાથે સાથે ચાલે તો જ …જીવન ઉચ્ચ થઇ શકે.

અત્યાર સુધી આપણે ત્યા નાટકના નટો સાથે સાહિત્યકારોને કોઇ પણ પ્રકારનો સબંધ હતો નહિ. બન્ને વર્ગ એકબીજાથી અભડાયેલા રહેતા. પરતુ સર રમણભાઇનું 'રાઇનો પર્વત' નામનુ નાટક પહેલ વહેલુ અમદાવાદમાં શ્રી મુંબઇ ગુજરાતી નાટક મંડળી તરફથી ભજવાયુ એથી આ આરોપ થોડે અંશે દૂર થયો છે. મૂળ નાટકે પહેલેથી સાહિત્યમાં પોતાનું નિશ્ચલ સ્થાન પ્રાપ્ત કરી લીધુ છે. એમાનું વસ્તુ પણ રંગભૂમિને લાયક જ છે; પણ જે કઇ થોડાઘણા ફેરફાર રંગભૂમિની જરૂરિયાતોને પૂરી પાડવા માટે નાટકમાં કરવા પડે એ ફેરફારો કરી આપવા અત્યાર સુધી કોઇ મધ્યસ્થ વ્યક્તિ તૈયાર નહોતી તેથી જ નાટક ભજવાયા વગર પડી રહ્યું એમ કહીએ તો કઇ ખોટું નથી. મધ્યસ્થ વ્યક્તિની જરૂર એટલા માટે કે સર રમણભાઇના વ્યવસાયી જીવનમાંથી નાટકમાં આવા ફેરફાર કરવા જેટલો વખત કાઢી ન શકાય, અને એક વાર પૂર્ણ કરેલા નાટકમાં ફેરફાર કરવા જતાં એનો આત્મા પણ કદાચ બદલાઇ જાય! આવી મધ્યસ્થ વ્યક્તિઓ આપણને અસહકારે આપી છે. અસહકારથી આપણી દષ્ટિ જ જીવનાભિમુખ થઇ એની કોઇ ના નહિ કહે, અને એથી જ નાટક અને સાહિત્યનો પરેલો યોગ શ્રી રામનારાયણ પાઠક તથા શ્રી રસિકલાલ પરીખે આપણને કરી આપ્યો છે.

નાટકનાં મૂળ વસ્તુમાં કેટલાએક ફેરફાર કરવામાં આવ્યા છે. દુર્ગેશ તથા કમલા વચ્ચેનો પ્રેમપ્રસંગ ઉમેરવામાં આવ્યો છે. અને પ્રધાન તથા તેમની પત્ની વચ્ચેનો વાર્તાલાપ વગેરે ભાગો કમી કરવામાં આવ્યા છે. નાટક શરૂ થતાં જ પર્વતરાય, લીલાવતી તથા જાલકાનો પ્રવેશ છે. એમાં.

યૌવન રૂપ ધન વૈભવ મળે પણ
ઊણપ માનવી! કેમ વસે મન?

એ ભીમપલાસ રાગ ગાતી લીલાવતી પ્રવેશ કરે છે, અને અંદર ગયા પછી નેપથ્યમાંથી એનું એ ગીત સાંભળીને પર્વતરાયના મનમાં જે સંકલ્પવિકલ્પ થાય છે એ નાટક કલામાં ઉચ્ચ પ્રકારની રચના Technique ગણાવી જોઇએ. આવી જ રીતે આપણે દૂરથી નાટકમાંની 'આજ પ્રભા કંઇ ઓર સખી હો'—એ ભૈરવી સાંભળીએ છીએ. અને પછી થોડી વારે ગીત તથા તેનાં ગાનાર હોડીમાં બેસી તખતાપર આવે છે. રચના કે ટેકનીકની દૃષ્ટિએ જોતાં નાટક પૂર્ણ છે, અને ભજવાયા પછી પણ જો કંઇક ઊણપ કે અસંતોષ–કે 'હજી કંઇક આવશે' એવી આશા પ્રેક્ષકોના મનમાં રહી જાય એનું કારણ એ છે કે આવા નાટક જોવાની હજી આપણને ટેવ પડી નથી. અને બુદ્ધિને જાગતી રાખીને નાટકને સમજવા પૂરતો જે પ્રયત્ન આપણને નાટક ચાલતી વખતે કરવો પડે છે, એ પ્રયત્નના પડઘા નાટક પુરું થાય છે તોપણ આપણામાં શમ્યા હોતા નથી. એથી જ આપણે અદ્ધર રહ્યા હોઇએ એમ લાગે છે. નાટકમાં પ્રવેશોની ગોઠવણ એવા પ્રકારની છે કે પ્રેક્ષકવર્ગને પોતાની કલ્પનાશક્તિ પણ વાપરવી પડે. એકના એક પ્રવેશમાં પણ આવું બનવા પામે છે, અને તેનો સારામાં સારો નમૂનો બીજા અંકમાં દુર્ગેશ અને કમલાનું પ્રથમ મિલન થાય છે ત્યાં આપણને મળી આવે છે. દુર્ગેશ જાલકાને મંદિરમાં મળે છે, અને પર્વતરાય વિશે બાતમી મેળવ્યા બાદ બંને અંદર જાય છે, ત્યાં કોઇને એમ લાગે છે કે પડદો પડયા વગર પ્રવેશ પૂરો થાય છે, અને એના એ પડદાપર કમલા અને તેની સખીઓ આવી પહોંચે છે પણ ત્યાં પ્રવેશ ચાલુ જ છે. મૂળનો પ્રવેશ ત્યાં જ પૂરો થાય છે, પણ નાટકમાં આપણે ઉપર કહ્યું તેમ દુર્ગેશ અને કમલાનો પ્રેમપ્રસંગ ઉમેરવામાં આવ્યો છે. દુર્ગેશ મંદિરમાં જાય, કમલા સખીઓ સાથે મહાદેવના દર્શન કરવા આવે, સૌએ પોતપોતાના પ્રિયતમનામથી મહાદેવને સંબોધીને વંદન કરવું એમ નક્કી થાય, પહેલાં કમલાનો વારો આવે, અને મહાદેવને પોતાના પ્રિયતમનામ દુર્ગેશથી સંબોધવા જતાં જાણે મહાદેવ પોતે જ પ્રસન્ન થઇને દુર્ગેશનું સ્વરૂપ લઇને આવતા હોય તેમ દુર્ગેશ પોતે મંદિરમાંથી બહાર આવે આ બધું સમજવા માટે પ્રેક્ષકવર્ગ તરફથી કલ્પનાના મોટા ફાળાની અપેક્ષા રખાય છે, શેક્સપીઅરે કમલાને અટારીમાં ઉભી રાખી હોત, અને દુર્ગેશને ઊંચું જોતો રસ્તે જતાં કલ્પ્યો હોત, પણ દુર્ગેશ અને કમલાનું પ્રથમ મિલન જે સ્વાભાવિક રીતે નાટકમાં કરી બતાવ્યું છે તે આ ભાગ ઉમેરનારની ઊંચી રસવૃત્તિની સાક્ષી પૂરે છે.

નાટકના ગાયનો કે ગીતો ઉપર શાસ્ત્રીય પદ્ધતિસર રાગ તથા તાલ આપવામાં આવ્યા છે. જે ગાયનો આપણને નાટકી લાગે તેવાંને પણ અમુક એક રાગના ઐક્યમાંથી છટકી જવા દેવામા આવ્યાં નથી. ઉ. ત. ગાયન ૩ તથા ૭. બારમાં ગીતમાં દેશ ત્રિતાલની ગરબી જેવી ઢાળ છે તે મનને મોહક લાગે છે. ગીતો અર્થઘન પણ ઘણા છે, અને એ રીતે શુદ્ધસાહિત્યમાં પણ કેટલાંક તો સ્થાન લે એવાં છે. ઉ. ત.

જય યતિવર શિવ સહુનાં, પુનિતા
અર્ધાંગ સદા ગિરિદુહિતા—જય.
જય તવ લોચન કામનુ દાહક
પાવક પ્રેમનું.........

તથા—આજ પ્રભા કંઇ ઓર સખી હો—આજ.

મુક્ત બની મુજ ઊડતો આ મા
સુણ પંખીના શોર—
બર્ગ બાનુનાં હૃદયે ધારુ.........

પહેલાં ગીતમાં કામ અને પ્રેમ વચ્ચેનુ અંતર વગેરે સ્વાભાવિકપણે, પ્રેમ અને વૈરાગ્ય, અમૃત કે ઝેર, જેવાં વિરોધી દ્વંદો વચ્ચે રમી રહેલા શંકરના સ્વરૂપ દ્વારા દેખાડવામાં આવ્યુ છે. 'મુક્ત બની મુજ ઊડતો આત્મો, સુણી પંખીના શોર'—આ લીટીને દુનિયાના હરકોઇ સાહિત્યમાં સ્થાન મળે એમ છે; અને પ્રેક્ષકવર્ગ પણ એ ઘડી તો મુગ્ધ થઇ રહે છે.

અભિનય વિશે બે બોલ કહેવાના બાકી રહે છે. એક બાઇએ એવી ખોડ કાઢેલી કે બધા એક્ટરો સરખા રૂપાળા નથી. પણ એ તે ક્યાંથી જ હોય! ઇશ્વરની દુનિયા વિવિધ છે, અને તો રંગભૂમિ પણ કેમ ન હોય? પરંતુ એમને જ એમ લાગેલું કે કેટલાએક નટોના અભિનયો સંપૂર્ણ છે; રાઇ, જાલકા, તથા લીલાવતી—આ પાત્રનાં અભિનય બિલકુલ અતિશયતા વગરના, અને અત્યંત

સ્વાભાવિક છે. બાલક્ષા મહાન સ્ત્રી છે, સુખદુઃખ ઘણું વેઠ્યું છે, અને બધું નાશ પામ્યા પછી માત્ર એક આશાને પૂરી કરવા જાણે એનું જીવન નભી રહેલું લાગે છે—આ બધું આપણે રંગભૂમિ પર જોઈ શકીએ છીએ. રાઇનું મન્થન, અને તે સાથેનું પોતાના ગૌરવનું ભાન અને જગદીપ તરીકે પ્રસિદ્ધ થવાનો નિર્ણય વગેરે તમામ રંગભૂમિ પર તાદૃશ થાય છે—અને અંતઃપુરની સ્ત્રી એટલે જેના પર જોરથી પવન પણ વાગ્યો નથી એવી કુમળી યુવાવસ્થામાં પહોંચેલી લીલાવતી, પતિ વૃદ્ધમાંથી યુવાન થઇ રાજમહેલમાં આવવાના છે, અને આશામાં ને આશામાં એને તો માત્ર વિધિની ક્રુરતાએ વિધવા થવાના સમાચાર જ સાંભળવાના હોય છે તે વખતનું ર. જયશંકરનું વિરોધી ભાવો પરનું પ્રભુત્વ કોઇને આશ્ચર્ય પમાડે તો નવાઇ નથી. વીણાનો પાઠ ભજવનાર આગળ ઉપર સારા નટ થશે એમ આશા બંધાય છે.

પણ–પણ–આ ખેલ "પસાર" થએલો ગણાય ખરો? "પસાર" એટલે 'પીટ' ક્લાસમાં બેસનાર વર્ગ–એણે પાસ કર્યો ખરો? તેમને કદાચ લાગે કે 'ચાર–પૈસા ગયા!—' અને ખરેખર આપનાર વર્ગ હોય એ જ છે. કારણ મધ્યમ વર્ગના સુશિક્ષિત લોકોએ એક વાર ખેલ જોયો એટલે બસ! પણ ગરીબ, સામાન્ય, અભણ, મજૂર, કાપડીઆના ગુમાસ્તા આ લોકો સાંજ પડે અને કશું ન સૂઝે તો દસ વાર એક નાટક જોયું હોય તો પણ અગ્યારમી વાર જવાના. આ દૃષ્ટિએ જોતાં કદાચ આ ખેલ મુંબઇ ગુજરાતી નાટક કંપનીને એટલા પૈસા પેદા નહિ કરાવી આપે પણ તો શું ગુજરાતે ત્યાં જ અટકી બેસવું?–આ ખેલ પોતાનું ખર્ચ–ખેલ પૂરતું ખર્ચ–ન કાઢી શકે, તો ગુજરાતને શરમાવા જેવું થશે; અને તેની જવાબદારી શિક્ષિત લોકો પર રહેશે. મેં કેટલાએક ભણેલાઓને કહ્યું, કે રાઇનો પર્વત ભજવાય છે;–પણ એમના મોં પર કશો ઉલ્લાસ ન વર્તાયો ઇંગ્લંડમાં—ટોમસ હાર્ડીનું ટેસ ઓફ ધી ડુર્બરવીલ, કે ડીકન્સનું ઇક વિન્ટર ક્રૂસ આવી નવલકથાઓ રંગભૂમિ પર ભજવવામાં આવે છે. ત્યારે નવલકથા નાટક તરીકે ભજવાય છે એ ખાતર જ ત્યાંનો સમસ્ત સમાજ એનો લાભ લે છે. પણ આપણે ત્યાં આવી જાતની જિજ્ઞાસા જ નથી; અથવા "જિજ્ઞાસુ દેખાવા પૂરતા જ લોકો જિજ્ઞાસુ રહે છે."

પણ રંગભૂમિ માટે શિક્ષિત સમાજમાંથી જ કોઇ પ્રયત્ન ન કરે? પેલા બંગાલી તથા તેમના પત્ની ગામે-ગામ ફરી પોતાનાં જ લખેલાં નાટકો ભજવે છે. તો શું ગુજરાતમાંથી આવા લોકો ન મળી આવે, કે જેઓ પોતાની જવાબદારી પૂરેપૂરી રીતે સમજે, નાટકીપણામાં તણાઇ ન જાય, જેમનું જીવન સ્વચ્છ હોય, અને જેમને સમાજ સમક્ષ નાટક શું છે એ દેખાડવાની અંતરની ઇચ્છા હોય? મુંબઇ ધાંધલીયું છે, નાટકો છે, અને નાટકીપણું એ જ ખરા નાટકનું વૈરી છે. એટલે ત્યાંથી એ પ્રયત્નની આશા ન રાખી શકાય. પણ અમદાવાદના શિષ્ટ સમાજમાંથી કોઇ ભેગા થઇ આવો પ્રયત્ન નહિ કરે?

**નોંધ:** શુક્ર તા. ૨૮–૧–૨૭ને રોજ ર. બાપુલાલ, ર. જયશંકર તથા બીજા મુખ્ય નટોને અભિનંદન આપવા ગુજરાત સાહિત્ય સભા મળી હતી, ત્યારે કેટલાએક સભ્યો તરફથી ચર્ચામાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે નાટકોમાંના ગીતો ઘણાં કઠિન છે, અને ડાહ્યાભાઇ ધોળશાજીના "મન માયાના કરનારા રે જરા જોને તપાસી તારી કાયા" આવાં (!!) સાદાં ગીતો મૂકાવા જોઇતાં હતાં. આ દલીલના ઘણા રદીઆઓ અપાયા હતા. (૧) ગદ્યના કરતાં પદ્યની ભાષા પણ હોવી જોઇએ. (૨) ગીતોમાં જે અઘરું લાગે છે તે સંગીત તથા તાલ છે. ગીતનો તાલ સહેલો હોય (નાટકનાં ગીતોમાં ઘણુંખરું રાગ તો હોતા જ નથી.) ને શબ્દે અઘરું હોય તો પણ તે સહેલું લાગે, જ્યારે 'રાઇનો પર્વત'માંના ગીતો રાગમાં, તાલમાં તથા ભાવમાં અને આ બધાને અંગે શબ્દમાં પણ સાવ સહેલાં નથી એથી જેને કશા પણ પ્રયાસ વગર મજા લેવી છે એવાને મજા ન પણ પડે. મૂળ વાત એ છે કે બુદ્ધિના પ્રયાસ પછી પણ ભાવ, રાગ, અને શબ્દો એ બધાની એકતા લાગણી દ્વારા અનુભવવા જેટલી ઘણામાં શક્તિ હોતી નથી, બુદ્ધિ પક્વ થયા વગરની લાગણીના ખાલી વમળવાળી કવિતાઓ, શું આ સત્યની સાક્ષી નથી પૂરતી?





રિપન થિયેટ્રિકલ કંપનીનાં કલાકારો



મુંબઇ ગુજરાતી નાટક મંડળીનાં કલાકારો અને કાર્યકરો

(વચમાં સફેદ પોશાકમાં શ્રી બાપુલાલ નાયક)

કેશવરાવ : તમામ વિખવાદમાં બુદ્ધિપૂર્વકનું કર્તવ્ય જો કોઇ પણ હોય તો તે વડુને તેડાવવાનું છે.

(શિવાજીની પત્ની સઇબાઇ તથા તુકાબાઇનો પુત્ર વ્યંકોજી રાવ પ્રવેશે છે. સઇબાઇ સર્વને પગે લાગે છે.)

જીજાબાઇ ; અહો ! બાળરાજા પધાર્યા, આટલી થોડીવારમાં તો દિયર ભોજાઇનાં મન પણ મળી ગયાં, મારી આંખોમાં આજે અમી ઉભરાય છે. (તુકાબાઇને) બહેન, તમે સ્વભાવના આકરાં હોવા છતાં અન્તઃકરણના ઉદાર છો.

તુકાબાઇ : તમને મારામાં ગુણ દેખાય છે એ માટે આભાર, પણ પુત્રપ્યારમાં જે અધોગતિ તમને દેખાતી નથી તે મને દેખાય છે. જે રાજ્યનું લૂણ ખાવું તેનાં જ 'ગામ ભાંગવાનો, કસાઇનો ધંધો એક દિ આપણા શાંત સંસાર પર કાળો કેર વર્તાવશે.

જીજાબાઇ : (સઇબાઇને) કુલિન પુત્રવધુ ! સાંભળો છો કે આ તમારા પતિના ગુણાનુગાન ગવાય છે. તમારે તે માટે શરમાવું જોઇએ.

શિવાજી : (પ્રવેશ કરી) શા માટે શરમાવું જોઇએ ? આર્યાવર્તની ભૂમિ પર દરેક માણસને સ્વતંત્રપણે જીવવાનો અધિકાર છે.

તુકાબાઇ : એટલે કે પિતાની વૃદ્ધાવસ્થામાં તમે તેને નડવા માગો છો. દર્ગાહકની જાગીર ખાલસા કરવા ઇચ્છો છો ?

શિવાજી : જી નહિ. એશઆરામનું સોડી પીવા લાગી રહેલા મહારાજાઓ વચ્ચે હું મારા પગ મક્કમ જમાવી સ્થિર કરવા માગું છું. કુમંત્રણા દીવાનગીથી લાગી રહેલાં સામ્રાજ્યોમાંથી થોડું થોડું બચાવીને હું એક સ્વતંત્ર રાષ્ટ્ર સ્થાપવા માગું છું.

તુકાબાઇ : ગામડાં ભાંગે તે તો ધાડપાડુ કહેવાય.

શિવાજી : રઘુવંશથી માંડીને એલેક્ઝાંડર, સિકંદર સુધી અને મોગલવંશથી માંડીને શાહજહાં સુધીના તમામ ઇતિહાસ તપાસશો તો દરેક ચક્રવર્તિની શરૂઆત બંડખોરીથી જ થઇ હતી. આદર્શ અખંડ રહે અને પકડાઇને કૈલાની તલવારથી માર્યો જાય તે લૂંટારો, અને દેશ દબાવતો દબાવતો બીજાને મારીને પૃથ્વીપતિ બની જાય તે ચક્રવર્તિ ! પૃથ્વીને પાંચ પચીસ વર્ષે ધણી બદલવો જ પડે છે.



લેખક : કવિ શ્રી અમૃતલાલ પાગલ

તુકાબાઇ ; પણ સમય તો જોવો જોઇએ ને ?

સઇબાઇ : સમય, કમર બાંધીને યત્ન કરનાર શૂરવીરોની પાસે સેવક તરીકે હાથ જોડીને ઊભો રહે છે.

આત્માનું ચિંતન કરે, એ તો સનાતન ધર્મ છે,
તમામ શાસ્ત્રો. કે છે ઉદ્યોગ પાછળ કર્મ છે.

જીજાબાઇ : અસાધ્ય વસ્તુને સાધ્ય માનીને આંધળો યત્ન કરનાર, શું વડીલોની કીર્તિ ખોતા નથી ?

શિવાજી : મારાં પૂજ્ય જનેતા ! ધ્યેય પર સ્થિર થયેલા ઉદ્યોગી જીવો અશક્ય શબ્દને સ્વીકારતા જ નથી. સેંકડો જોજન વિસ્તારવાળાં સુંદર બેટોને, જેનું કદ એક ચોખા જેટલું નથી, એવાં પરવાળાં બાંધે છે. મારી એવી માન્યતા છે કે નર નીતિને માર્ગે રહીને કરણી કરી જાણે તો અવશ્ય નારાયણપદ સાધે છે.

ઉદ્યોગના ઓજસ થકી,
કર્મો પ્રકાશિત થાય છે.
હોય હિંમત હાથમાં
તો શ્રીહરિની સહાય છે.
પ્રારંભ કીધો છે અમે
પહોંચી જવા પરિણામ પર,
તલવાર ખેંચી આઇ અંબા
ભવાનીના નામ પર.

(રાજા શાહજી પ્રવેશ કરે છે સર્વ ઉભા થઇને નમન કરે છે.)

શાહજી : દુષ્ટ કામોની વચ્ચે દેવોને લાવવાની કશી જરૂર નથી. આદરેલી મૂર્ખાઇનો પશ્ચાત્તાપ દૂર નથી. દૈવની દયાથી એક મકાન નીચે એકત્ર થયેલાં જીવો, બેસો, તમે સર્વે ઉદ્ધતપણાના આઘાતના થોડા ઘણા હિસ્સેદાર છો.

જીજાબાઇ ; સારું થયું કે આપ આજે જ પધાર્યા, આજે મંગળ તહેવારનું ભોજન છે, પ્રભુએ જ આપને મોકલ્યા.

શાહજી : મરતાં સુધી અમંગળ ન થાય તેનું નામ જ મંગળ તહેવાર, આબરૂ વધારવી નથી, છે એટલી મરતાં સુધી કાયમ રહે તો આઇ અંબા ભવાનીનો ઉપકાર. ચોપનમેં વર્ષે હૃદયને છેદનારો પ્રસંગ પ્રાપ્ત થાય એટલે જગ જીત્યા. શુભ ચોઘડીએ શરૂ થયેલું યશસ્વી જીવન કંકુને ચાંદલે પૂરું થાય એ જ કુદરતની કૃપા,

અહો ! યુવરાજ, શું આપ આજે ઘેર છો ? પાણી બતાવવા પધાર્યા નથી ? સમરક્ષેત્ર સિધાવ્યા નથી ?

શિવાજી : આપની આજ્ઞા થઈ કે મારે ન જવું તેથી અહીં જ છું.

શાહજી : બાપની આજ્ઞા કોઈ માનવાલાયક વસ્તુ છે એ વાત આપ માનો છો કે ? જવાબ આપો, તમારા પિતાના શરીર પર જેના વસ્ત્ર છે, કમર પર જેની તલવાર છે એ સત્તાને સ્વીકારો છો કે !

શિવાજી : છેલ્લુ નામ મેં જંજીરાનું સમજી બાંધ્યું હતું.

શાહજી : ધરધણિની નહિ પડોસીની, ચોરી બિજાપુરની નહિ તો જંજીરાની બંડખોરી મારા ઉગ્ર પ્રતાપને......

શિવાજી : હં, મહારાજ, આગળ બોલીને આત્માનો દ્રોહ કરશો નહિ. આપનો ઉગ્ર પ્રતાપ આપ નોકર હોવાથી આપનો ન કહેવાય.

શાહજી : કેમ ન કહેવાય ? આખું હિંદુસ્થાન માને છે કે હું રાજા શાહજી.

શિવાજી : શાહ તો બિજાપુરના સુલતાન છે.

શાહજી : એટલે તમે મારી સત્તાને છેડવા માગો છો ?

શિવાજી : નહિ. ધરતીકંપનો ધક્કો ધરતી સાથે જ લડવા માગે છે. ઉપર કોનાં કોનાં મકાનો હચમચ્યાં તેની તેને પરવા હોતી નથી. હું કોઈ બળ સાથે આથડવા માગતો જ નથી. માત્ર વચ્ચે આવનાર બળને ખસેડવા માગું છું.

શાહજી : તે નહિ બને. પૂરો પ્રબંધ કરવા માટે મારું અત્યારનું આગમન છે. કાં તો તમારે કરેલાં કર્મોની ક્ષમા યાચી મારી સાથે ચાલવાનું છે અથવા આપણા બેમાંથી એકનો નાશ ન થાય ત્યાં સુધી સમરક્ષેત્ર ઝૂઝવાનું છે.

તુકાબાઈ : રાજપુત્ર ! તમારા જન્મદાતાના શબ્દો કોઈકાળનાં હૃદયના છે. જેણે તમોને મોટા કર્યા છે તેનું મોટાપણું તમારે સ્વીકારવું જ જોઈએ.

શિવાજી : પૂજ્ય પિતાશ્રીનાં ચરણમાં શિર ઉતારી અર્પણ કરવા તૈયાર છું; જેણે મને પાળી પોષીને મોટો કર્યો છે તે મારું મસ્તક માગી શકે. જીવન આપ્યું તે જીવનલીલા સંકેલી શકે છે.

શાહજી : પણ સ્વદેશના નામ પર શરૂ કરેલી બંડખોરી છોડવા તૈયાર નથી. જે માર્ગ લીધો તે મરતાં સુધી કાયમ રહેશે ? આત્માનો અવાજ એમ કહે છે કે ગણ્યાગાંઠ્યા હરામખોરો એક ચક્રવર્તી રાજ્ય સ્થાપી દેશે ?

શિવાજી : કટાક્ષમાં પણ આપ ભવિષ્યની સૃષ્ટિનું સર્જન કરી રહ્યા છો. આપ સમાન ચાર મહારથીઓ જો મારી બાજુમાં હોય તો મારી તલવાર થકી રજપૂતસ્થાનનાં ભિન્ન ભિન્ન રાજ્યોને એક છત્ર નીચે લાવીને મારા સનિકોને દિલ્હીના દરવાજા દેખાડી શકવાની મારા હૃદયમાં અભિલાષા છે.

શાહજી : રાજપુત્ર શિવાજી ! ઝાઝા સવાલ જવાબથી મારો અને તમારો મરતબો જોખમમાં મુકાય છે. અનુકુળતા હોય તો અહીં રહો, નહિતર મારા અને તમારા રસ્તા અલગ થાય. યાદ રાખજો કે તમારું યુવરાજપદ મારી જાગીર પરનો હક્ક, અને કુટુંબનો સંબંધ સર્વ ઉદ્ધત જવાબથી નાશ પામશે.

શિવાજી : મહારાજની આજ્ઞા શિરોમાન્ય. બંધુ બ્યંકોજી-રાવ અહીં આવો...કહું છું કે અહીં આવો.

તુકાબાઈ : જા, મોટાભાઈ પાસે જવામાં બીક શાની ! અને કહે કે પિતાજીની ક્ષમા માગે.

બ્યંકાજી : તેની કમર પર તલવાર બાંધી છે, તે જોઈને મને બીક લાગે છે.

શિવાજી : બાસાહેબ, સિંહના બચ્ચાને જરા છુટું મૂકતા જાવ, ફૂલ સમજીને પાળવાથી તો ભવિષ્યે સારા પગારની નોકરી શોધવા નીકળશે. તેને સમજવા દો કે એ કેસરીનો કુમાર છે. મસ્ત હસ્તીના કુંભસ્થળ તોડવા માટે તેમનો જન્મ છે.

જીજાબાઈ : ભાઈની બીક ન રાખીએ. જાઓ, એમને કહો કે પિતૃઆજ્ઞાને તાબે થાય.

બ્યંકાજી : ભાઈ, બધા કહે છે તો આપ સમજી જાઓ.

શિવાજી : સમજ આવી છે એ જ મુશ્કેલી છે. તમારી ઉંમરમાં હું સંપૂર્ણ સુખી હતો. અત્યારે તો મારી ધગશ કાં તો મને અથવા અશક્ય શબ્દને સળગાવી દેશે. કર્ણાટકની

ભારતી—કરણાની તો વાત ન કર, લલિતા, એક સાથે બધી ઉપાધીઓ નજર સામે જ ઉભી છે. હવે જો ભાડું નહિ ચુકવીએ તો અમારે આ ઓરડી ખાલી કરવી પડશે. બોલ, આ જમાનામાં બીજી રૂમ પણ મળવી કંઇ સહેલી વાત છે!

લલિતા—હા રે ભારતી, મને તો હવે એમ થાય છે કે હવે તમે કરશો શું!

મનહર—એમાં ચિંતા જેવું કંઇ નથી. અમે તો અહીં જ રહીશું ને! કાલે ભાડાવાળાને બોલાવી એના બધા જ રૂપિયા ચુકવી દેશું. પચાસ રૂપિયા બાને દવાના મોકલી દેશું; એટલે વાત પતી. બીજાઓનું તો જોયુ જશે. કેમ ભારતી, બરાબરને!

ભારતી—તમે પણ શું આવી મશ્કરી કરો છો?

મનહર—મશ્કરી નથી કરતો, સત્ય હકીકત કહું છું.

ભારતી—હું માનું જ નહીં ને! કાલે રાતે તો પગાર ચોરાઇ ગયો, હવે કાલે પૈસા ક્યાંથી આપશો?

મનહર—ભારતી, સાચું કહું, આપણે ત્યાં ચોરી થઇ જ નથી.

લલિતા—શું કહો છો?

મનહર—હા લલિતાબેન, પાંચ મહિનાનાં ભાડાંનો અને બાને મોકલવાના દવાના પૈસાનો મને પહેલેથી જ ખ્યાલ હતો એટલે હું પગાર જ ગઇ કાલે ઘેર નહોતો લઇ આવ્યો.

ભારતી—અરે પણ મનહર, જુઓને, તમારો કાલનો ઝભ્ભો પણ કતરાયેલો છે ને!

મનહર—હા, એ તો મેં જ હાથે કાતર્યો હતો. પાકીટમાં પગાર રાખી એને હું મારાં ટેબલનાં ખાનામાં જ મૂકી આવ્યો હતો. ટેબલની ચાવી તો મારી પાસે જ હતી.

લલિતા—તો તો ભારતી; તારે પેંડા ખવરાવવા પડશે. મનહરભાઇએ તો કમાલ કરી.

ભારતી—હું તો સાચું માનું જ નહીં ને! શું મનહર, સાચું કહો છો, મારા સમ...!

મનહર—તારા સમ, ભારતી, ચોરી થઇ જ નથી. ચોરીનું નાટક જ થયુ છે-લલિતાબેન, આપણે ત્યાં લેણદારોનો દર બીજી તારીખે દરોડો પડે છે. મારે આ ભાડાંવાળો અને માંદા બા, બન્ને એવા મોટા લેણદારો હતા કે મારે આમ કર્યા સિવાય છૂટકો જ ન હતો.

ભારતી- પણ તમે ભગવાનનો પાડ માનો કે તમારા બીજા લેણદારો સાચું માની ગયા છે. પહેલી તારીખની રાતે ચોરી થઇ તેથી બધાંએ સહાનુભૂતિ દર્શાવી.

લલિતા—એ બધું હવે તમે જાણો! મારે તો પેંડા જોઇએ, મનહરભાઇ. ગજવામાંથી પાકીટ કાઢો. પૈસા આપો ને પેંડા મંગાવો.

ભારતી—લાવો, ત્યારે લલિતાને મીઠું મોં કરાવીએ. (મનહર ગજવામાં પાકીટ કાઢવા હાથ નાંખે છે) બિ...ચા...રા કેવા સુકાઇ ગયા છે, હમણાં તો!

મનહર—અરે...ભારતી...આ...શુ...?

ભારતી—કેમ શું થયું?

મનહર—ભારતી, ચોરી તો સાચે જ થઇ લાગે છે, આ જો મારું ગજવું કપાઇ ગયું...

લલિતા—શુંઉંઉં!!!

ભારતી—ઓહ, ચોરીનું નાટક કરવા જતાં સાચે જ ચોરી થઇ ગઇ. (નિરાશ થઇ નીચે બેસી જાય છે.)

મનહર—હા, ભારતી, ગાડીની ગીર્દીએ નાટકનો દાટ વાળ્યો.

(ઝડપથી પડદો)

## શિશિર ભાદુરી

કલકત્તામાં નાટ્ય સંસાર નિરંતર સમૃધ્ધ રીતે ચાલ્યા જ કર્યો છે. એક દિવસે આલમગીરનો નાટક હતો. ચાંપશીભાઇ કહે કે 'ભાદુરીનું ભલું પૂછવું. એ તો છેવટની ઘડીએ પોતાનો પાઠ બદલી એની મરજીમાં આવે તે લે. તમે જ જોઇને કહેજો કે એ કયો પાઠ કરે છે.'

પહેલો અને બીજો પ્રવેશ પુરો થતાં મેં કહ્યું કે પેલો ક છે. ત્રીજા પ્રવેશમાં એક વળી નવી વ્યક્તિ આવી. મેં કહ્યું "આ જ શિશિર"! બધા એક એકથી ચડિયાતા! કંઇ સમજ જ ન પડે કે કોણ ઉસ્તાદ છે.

પછી એક દૃશ્યમાં ભૂરા પહેરણમાં માથે રૂમાલ બાંધી જુવાન ઔરંગઝેબ આવ્યો, દારાને નશામાં પરહેજ કરવાનો વગર બોલ્યે હુકમ આપ્યો ને ચાલ્યો ગયો. વીજળીની ઝડપે બધી સૂચનાઓ અપાઇ, અમલમા મૂકાઇ ને એક અક્ષર મોઢેથી તો નીકળ્યો જ નહિ! એની પૂંઠ થતાં તો ઓડિયન્સે 'ભાલો! ભાલો! પોકારી. છઠી તાળીઓથી વધાવી લીધો! આપણે તો બાધા જેવા ડઘાઇને જોતા જ રહી ગયા! આ શિશિર ભાદુરી! એણે કર્યું શું? ને છતાં છક કરી ગયો.

. શ્રી ચન્દ્રવદન મહેતા કૃત (બાંધ ગઠરિયાંમાંથી)



થિયેટર યુનિટના સર્જન, શેક્સપીઅર કૃત જુલિયસ સિઝરનું એક દૃશ્ય

★

આ નાટકની રજૂઆતની વિશિષ્ટતા એ હતી કે કોઈ પણ પાત્રને મેક-અપ કરવામાં આવ્યો ન હતો જેથી તે પાત્રોનાં મુખભાવો સ્પષ્ટ પણે અને તાદૃશ રીતે જોઈ શકાતાં હતાં

★

# ગુજરાતી નાટ્યકલાનું ઐતિહાસિક દર્શન





લેખક:
શ્રી હરિલાલ મૂળશંકર મુલાણી

**આપણા લબ્ધપ્રતિષ્ઠ નાટ્યકાર કવિ શ્રી મૂળશંકર મુલાણીના પુત્ર શ્રી હરિલાલભાઈ આ લેખમાં નાટ્યદશ્ય ઉપરાંત ઐતિહાસિક ક્રમમાલા સરસ રીતે રજૂ કરે છે**

સ્થળ: સ્વર્ગમાં દેવતાઓના નાટ્યગુરુ ભરતમુનિનો આશ્રમ,

પાત્રો: પાત્રો, ભરતમુનિ, નારદ

ભરતમુનિ: દેવતાઓનાં મનોરંજન માટે નાટ્ય જેવી અદ્ભૂત કલાદેવીનું સર્જન કર્યું. તેને તો આજે યુગો વહી ગયા. એ દેવીને પછી બ્રહ્મારચિત માનવસૃષ્ટિમાં મોકલી એમનાં જીવનમાં માધુર્ય રેડવાનો પ્રયત્ન કર્યો. તેને પણ આજે સેંકડો વર્ષો વહી ગયાં. આજે મારું મન ઉત્સુક થઇ રહ્યું છે; એ કલાના વિકાસનું ઐતિહાસિક દિગ્દર્શન કરવા. એ ઉદ્દેશથી મેં શ્રી નારદમુનિજીને યાદ કર્યા છે તે પધારતાજ હશે. (નેપથ્ય તરફ જોઇ) અહો, આવી પહોંચ્યાને શું!

નેપથ્યે નારદમુનિનો અવાજ: (ગાતાં આવે છે) ભજ મન નારાયણ નારાયણ નારાયણ! નારાયણ નૃત્ય પારાયણ—ભજ નારાયણ

ભરતમુનિ—પધારો પધારો મુનિરાજ, આપના દર્શને આનંદ થયો.

નારદ—આપ તો ગુરુવર્ય છો. મારા પ્રત્યે વિવેકનો અતિરેક ન ઘટે.

ભરત—સાક્ષાત ભગવાનનાં મનનું મૂર્તસ્વરૂપ આપ છો. તમારું સન્માન એટલે ભગવાનના મનનું સન્માન, એટલે વિવેકનો અર્ઘ્ય યથાસ્થાને યોગ્ય જ છે.



"કામલતા"માં શ્રી બાપુલાલ અને શ્રી જયશંકર

નારદ—અસ્તુ. એમ પ્રસન્ન થાઓ. હવે મને યાદ કરવાનું પ્રયોજન કહો.

ભરત—બ્રહ્માની સૃષ્ટિમાં આપણે નાટ્યકલાદેવીને મોકલ્યે આજે સૈકાઓ થઇ ગયા. આટલા કાળમાં એ દેવીની સિદ્ધિનું વિહંગાવલોકન કરવાની જિજ્ઞાસા જાગી ઉઠી એટલે આપનો સાથ શોધ્યો.

નારદ—ભલે ભલે. નાટ્યકલાની પ્રગતિની ઐતિહાસિક ચિત્રાવલી શ્રીમતી ચિત્રલેખાએ તૈયાર જ રાખી છે. એ ચિત્રોમાં સંજીવનમંત્ર ફૂંકવાથી આપણે સજીવ પાત્રો

રૂપે એ જોઇ શકશું, આવો આપણે રંગભૂમિના પ્રેક્ષકરૂપે બેસીએ.

જુઓ અહીં નાટ્યકલામાં રસ લેનારા એ દેવીના ભક્તો અને સેવકો આમંત્રિત થઇ પ્રેક્ષક સ્થાને બેઠા છે.

(બન્ને સુખાસને બેસે છે.)

(દેવતાઓની રંગભૂમિ આદેનો સુંદર ચિત્રોથી વિભૂષિત પડદો હટી જાય છે. સ્ટેજ પર અંધકારમાંથી ધીરે ધીરે વિકસતો સૌમ્ય પ્રકાશ દેખાય છે. તેમાં મધ્યમાં ઊભેલી નાટ્યદેવીની સુંદર મૂર્તિ દેખાય છે. કંઇ મધુર સંગીત સાથે નૃત્ય શરૂ થાય છે. અદ્‌ભૂત સ્વર્ગીય નૃત્ય ધીમે ધીમે શરૂ થઇ નૃત્ય પરાકાષ્ઠા પર પહોંચે છે. શ્રમિત નાટ્યદેવી નૃત્યને અંતે મધ્યવનાં ગાલીચા પર બેસી જાય છે અને ભરતમુનિ તથા નારદજીને પ્રણામ કરે છે)

ભરત—અદ્‌ભૂત! સુંદર,! હજી પણ મારી કલા ચિરંજીવ છે અને એનામાં પ્રેરણા અને પ્રાણ છે જાણી આનંદ થયો.

નારદ—હવે ઇતિહાસદર્શન શરૂ થાય છે.

(નાટ્યદેવી ધીરે ધીરે ઉઠે છે અને આગળ આવે છે)

નાટ્યદેવી—આર્યભૂમિ પર કલાનો વિકાસ સાધવા ગુરુશ્રેષ્ઠ ભરતમુનિએ મને મોકલી. આજે સૈકાઓની મારી સાધના અને સિદ્ધિનુ ચિત્ર રજૂ કરૂં છું દેવ, જુઓ—

### દૃશ્ય ૨ જું

(સિંહસાવજના દાંત ગણતો ભરત દેખાય છે ત્યાં દુષ્યંત આવે છે અને અતિ વાત્સલ્યથી તેના તરફ આકર્ષાય છે. ત્યાં તાપસી વેશે શકુંતલા આવે છે સ્વામીને જોઇ પગે પડે છે. ભરતને તેડી તેના પિતાને આપે છે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થાય છે. કવિ કાલિદાસ રાજા ભોજ સાથે પ્રવેશી આ દૃશ્ય આત્મસંતોષથી જોઇ રહે છે. પશ્ચિમ તરફથી એક જર્મન શાસ્ત્રી આવે છે. આ દૃશ્યને મુગ્ધ બની જુએ છે. પછી કવિ કાલિદાસના હાથમાંથી શાકુંતલનું પુસ્તક લઇ તેનાં પાનાં ફેરવી જોઇ પોતાને માથે એ પુસ્તક મૂકી ઉલ્લાસથી નાચે છે ને બોલે છે. "અદ્‌ભૂત અદ્‌ભૂત!!")

(દરમિયાન નાટ્યદેવી બોલતાં જાય છે)

નાટ્યદેવી: આ મહાકવિ કાલિદાસનું સર્વશ્રેષ્ઠ નાટક શાકુંતલ. પ્રણયસમાધીમાં અજાણ્યે શિક્ષા પામેલી નિર્દોષ શકુંતલા પરથી વિપત્તિનાં વાદળ હટી જાય છે ને એ પુનઃ પોતાના સ્વામીના સ્નેહાદરને પામે છે અને તેના ઉદરે જન્મ્યો તે આ બાલકુંવર ભરત જેણે આખા આર્યાવર્તને પોતાનું નામ આપ્યું—"ભારતવર્ષ"! અને આ સ્વયં કવિકુલગુરુ કાલિદાસ!

કવિ શ્રી મૂળશંકર મુલાણી



કવિ શ્રી ગૌરીશંકર વૈરાટી



કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી



અને એવી કલાની કદર કરતા આ રાજા ભોજ! અહા, કેવી એ કલાસિદ્ધિ કે જેનાં દર્શનથી દૂર પશ્ચિમના જર્મન શાસ્ત્રી "ગેટે" પણ નાચી ઉઠે છે! હવે જુઓ:—

દશ્ય બીજું

(લવકુશનાં પરાક્રમથી આશ્ચર્ય પામેલા રામ તેમને પોતાના પુત્ર જાણી પ્રસન્ન થયેલા ઊભા છે. સ્વામીદર્શનથી કૃતાર્થ થયેલ સીતા પુનઃ પુનઃ અગ્નિ પરીક્ષાનો પ્રશ્ન ઉભો થતાં ત્રાસીને માતાને સાદ કરે છે "भगवती वसुधरे देही मे विराम्।" અને પૃથ્વી ફાટી તેમાંથી મા–ધરિત્રી સીતાને લેવા આવે છે એ દશ્ય ધીરે ધીરે વિલીન થતાં ભવભૂતિ પ્રવેશે છે)

કાલિદાસના સમકાલીન આ મહાકવિ ભવભૂતિ પોતાની સંપત્તિ કલાકારો અને કવિઓમાં લૂંટાવી દઇ એક ભિખારીને મોતે આનંદથી મરનાર એ મસ્ત કવિ પોતાની અમરકૃતિ ઉત્તરરામચરિતની સીતાને નિહાળી રહ્યા છે. અહા! ક્યાં એ સમર્થ નાટ્યકારોનો જમાનો અને ક્યાં આ આપણો સમય! વચ્ચે વડી ગયો એક અંધકારભર્યો લાંબો કાળ! મ્લેચ્છોનાં આક્રમણો! મોગલોનો ઉદય અને અસ્ત રાજપૂતોની શૌર્યગાથા–કસોટી કાળ–પરસ્પર–દ્વેશ–સંઘર્ષ અને વિડંબના–મરાઠાઓનો ઉદય અને અસ્ત–અને અંગ્રેજોનો ઉદય અને વિદાય, એ આખા અંધારપટમાં



રામાયણમાં શ્રી સૂરજરામ

છત્રવિજયમાં શ્રી મૂળજી ખુશાલ



ક્યાંક ક્યાંક તારલીયા સમા પ્રયત્નો ઝમકી જાય છે. અને હું તો કોઇ અજબ નિશ્ચેષ્ટ સુષુપ્તાવસ્થામાં પડેલી દેખાઉં છું—એ મારી ઊંઘ ઉડે છે આશરે ત્રણ સકા પહેલાં, અને ધીરે ધીરે દ્રષ્ટિગોચર થાય છે—પૂર્વમાં "જાત્રા", ઉત્તરમાં "રામલીલા", ગુજરાતમાં "રાસ લીલા" અને દક્ષિણમાં "પોવાડા".

(અહીં ચાર દશ્યો એક સામટા દેખાય છે: ૧. બંગાળી જાત્રાનું એક દશ્ય, ૨. રામલીલાનું એક દશ્ય, ૩. રાસલીલાનું એક દશ્ય, ૪. રામશાસ્ત્રીના પોવાડાનું એક દશ્ય.

અને એથીએ એક ડગલું આગળ વધી ગુજરાતમાં માતાની આજ્ઞાથી ક્ષુદ્ર મનોરંજન માટે વેશધારીની એક આખી નાત જ ઉભી થાય છે ને તે ગામેગામ ફરી "ભવાઇ"નાં નૃત્યથી જનતાનું મનોરંજન કરે છે.

(અહીં ભવાઇનું એક દશ્ય દેખાય છે)

મને દુઃખ થાય છે, કેવા આદર્શ લેવી અને આશાભરી હું પૃથ્વી પર આવી. કાલિદાસ, ભવભૂતિ, બાણ અને હર્ષ જેવા સમર્થ કવિઓએ મને કેવી દિવ્ય પ્રતિભા આપી

ને આજે મારી આ અધોગતિ! ગુરૂદેવ ભરતમુનિ હવે તમને મ્હોં પણ કેમ બતાવી શકીશ!

(હૈયું ભરાઇ આવતાં મૂર્છા ખાઇ પડે છે. નારદમુનિ એને શાંત કરે છે)

નારદ—શાંત શાંત! સ્વસ્થ સ્વસ્થ! વત્સે મહાગુરૂ ભરતમુનિ અહીં જ બેઠા છે. શક્ટ્રોનાં વિલીનીકરણ અને સંઆવાતમાં ફસાઇ, રૂંધાઇ ગયેલી તારી કલા માટે વત્સે નાટ્યદેવી!—તું જવાબદાર નથી. પણ જો બેટા તારી શુદ્ધ ભાવનાને શુદ્ધ કરવા જ જાણે એ જાતીનો જન્મ થયો, જેને તું અધઃપાતનું કારણ ગણે છે તે ભોજક વર્ગના જન્મમાં જ ઇશ્વરે નાટ્યતત્વને બળ આપવાનું એક ગુપ્ત બીજ મૂક્યું છે એ તને આગળ સમજાશે, અને જો તારી એકલીથી ન પહોંચી શકાય એમ સમજી તને બે સહચરી મળે છે. એક પૂર્વમાં જઇ ગિરીશ, દ્વિજેન્દ્ર અને રવિંદ્રનાથ જેવા સમર્થ નાટ્યાચાર્યો અને બાદુરી જેવા સમર્થ કલાકારોથી બંગનાટ્યભૂમિનો વિકાસ સાધે છે.

(અહીં એ મહાનુભાવોના દર્શન થાય છે એક બીજી સહચરી દક્ષીણમાં જઇ, ખાડિલકર, ગડકરી, કેલ્લકાટકર, વરેરકર જેવા સમર્થ નાટ્યકારો અને ગણપતરાવ ભિડસ, બાલગાંધર્વ, પેંઢારકર, ચાફેકર અને રઘુનાથ સાવકાર વગેરે કલાકારોનો સાથ મેળવી, મરાઠી રંગભૂમિને વિકસાવે છે અહીં એ મહાનુભાવોનાં દર્શન થાય છે).

ને ગુજરાતનાં ભોજકવર્ગનાં ભવાઇનૃત્યને સન્માર્ગે ારી જાય છે એક વૃદ્ધ ગુર્જર સાક્ષર શ્રી રણછોડભાઇ



— કવિ શ્રી જામન

કવિ શ્રી હરિહર દિવાના



श्रीयुत हरिहर पुरुषोत्तम सेवक
( दिवाना. )

ઉદયરામ! એનાં લલિતા દુઃખદર્શકથી નાટ્યકળના ઉદ્ધારનો પાયો નખાય છે. અને એ ફૂલવાડીના માળી સમા ત્રણ સમર્થ નાટ્યકારો પ્રકટે છે: મુંબઇનાં મૂળશંકર મૂળાણી, અમદાવાદમાં ડાહ્યાભાઇ ધોળશાજી, મોરબીમાં વાઘજી આશારામ ઓઝા. એમનાં દર્શન કરી, તારાં નવજીવનની ઉષાના ઉલ્લાસથી આત્મા તૃપ્ત કર. (ચાર મહાનુભાવો: ગુર્જરગિરાના આધુનિક ચાર આદિ નાટ્યકારોનાં દર્શન થાય છે. રણછોડભાઇ ઉદયરામ, મૂળશંકર મુલાણી, ડાહ્યાભાઇ ધોળશાજી, વાઘજી આશારામ ઓઝા).

નાટ્યદેવી: ધન્ય પ્રભો, મારી સાધનાના આધુનિક વિજયકાળની ઉષા બતાવી તમે મારા તૂટી પડતા આશાકિરને નવું બળ આપ્યું છે. મારાં નવજીવનના પ્રથમાચાર્યોને

પ્રણામ. (આર્યને પ્રણામ કરે છે.) હવે જુઓ મહાનુભાવોની કૃતિની ચમત્કૃતિ સમાં દશ્યો :—

દશ્ય

(ભારૂક ચેરી નજી પોતાની રસોઇ કરે છે—ત્યારે તેનાં બે બાળકો કુવામાં જુએ છે અને દમયંતી પાદાની ઓથે જોઇ રહે છે. એ બાળકોનાં સુખદ મિલનનું કારણ બનનાર રાજા અતુપમું સંપુષ્ટ હૃદયથી આ દશ્ય જોઇ રહે છે.

એક બાજૂ રણછોડભાઇ પ્રસન્ન થઇ જુએ છે).

નાટ્યદેવી : અસલના જમાનામાં રાજાઓ અને રાણીઓ પણ કેવા કસોટીકાળમાંથી પસાર થતા તેનું આ સરસ ઉદાહરણ છે.

(દશ્ય : નીચેનાં વર્ણન પ્રમાણે)

નાટ્યદેવી : વિક્રમના દરબારમાં નિર્દોષ સતી સાબીત



સિરાજુદ્દૌલામાં માસ્તર વીકમ

સુખી કે દુખીમાં શ્રી શનિ માસ્તર



થઇ ઉત્તમ ચારિત્ર્યનાં પ્રતીક સમા બે કુંવરોની રાજકુળને ભેટ આપતી આ છે રાણી રંભા તેના બે કુંવર સાથે. આ રાજરત્ન (વિક્રમચરિત્ર) આ રાજા વિક્રમ અને તેની રાણી, અને રંભાની બહેન પેલી ચકોર અને ચબરાક ઇંદુ. દયાશંકરભાઇ રાજા વિક્રમ તરીકે, જેઠાલાલ મહારાણી તરીકે, બાપુલાલભાઇ રાજરત્ન તરીકે, જયશંકરભાઇ (સુંદરી) રાણીરંભા તરીકે અને ગોવિંદ ઇંદુમતી તરીકે કેવાં શોભી રહ્યાં છે! એક બાજુથી છોટાલાલભાઇ અને બીજી બાજુથી મૂળશંકરભાઇ ગુજરાતી નાટક કંપનીને નવજીવન આપી તેની જાહોજલાલીનો દશકો બેસાડનાર આ લોકપ્રિય નાટકનો સુખદ અંત જોઇ રહ્યા છે.

(દશ્ય—ટેબ્લો)



(વીણાવેલીનું રહ્યું દશ્ય)

નાટ્યદેવી : આ છે કવિશ્રી ડાહ્યાભાઇ ધોળશાજીનું લોકપ્રિય નાટક વીણાવેલી. આપકર્મી અને બાપકર્મી બહેનોની આ કથા એ જમાનામાં ખૂબ જ લોકપ્રિય થઇ હતી. તેનાં ગીતો પણ ઘેર ઘેર ગવાતાં.

(લેખક ભાઇ ડાહ્યાભાઇ આત્મસંતોષથી આ દશ્ય જોઇ રહ્યા છે).

(દૃશ્ય: ચંદ્રહાસને બગીચામાં સૂતેલો જોઇ ગોખી પરની વિષયા)

નાટ્યદેવી: અહીં વાઘજીભાઇનાં લોકપ્રિય નાટક ચંદ્રહાસનું એક દૃશ્ય આપ્યું છે. ચંદ્રહાસ પર મોહી પડેલ વિષયા પ્રધાનની કપટ ચિઠ્ઠીમાં "વિષ" આગળ "યા" ઉમેરી પોતાનું સમર્પણ કરે છે ને કુંવરને બચાવી લે છે તે દૃશ્ય. આમાં રાજાનું પાત્ર મૂળજીભાઇ ઓઝા ભજવતા અને લેખક હતા વાઘજીભાઇ ઓઝા. જુઓ બન્ને આ દૃશ્યને સપ્રેમ નિહાળી રહ્યા છે.

નારદ: (ભરતમુનિને ઉદ્દેશી) આધુનિક ગુજરાતી નાટ્યના અદ્‌ભુત વિકાસના કર્ણધારો આ ત્રણ મહા કવિઓનો આપને પરિચય થયો. લગભગ ત્રણ ચાર દાયકા સુધી ગુજરાતી અને મુંબઇ ગુજરાતમાં વસતી તમામ પ્રજાને એકધારું રસપાન કરાવી ગુજરાતી નાટ્યસાહિત્ય અને કલાને ઉન્નત કરવા જે પ્રયત્ન કર્યો છે તે તેમને કોઇ પણ દેશના પ્રથમ પંક્તિના નાટ્યાચાર્યોની હરોળમાં મૂકવા સમર્થ છે. એમને જે કલાકારોનો સહકાર સાંપડ્યો તેમાં અમૃત કેશવ નાયક, દયાશંકરભાઇ મૂળજીભાઇ, બાપુલાલભા', જયશંકરભાઇ (સુંદરી), મોહનલાલાજી, ગોપાળજી, વિઠ્ઠલભાઇ, સોરાબજી કાત્રક, દોરાબજી મેવાવાળા, મૂળજી ખુશાલ, મૂળચંદ મામા, પ્રાણસુખ એડીપોલો, પ્રભાશંકરભાઇ, મા. હિંમત, માસ્તર ત્રિકમ, મા. પરશોતમ, ભાઇ રતિલાલ અને રતિલાલ પટેલ સોરાબજી ઓગરા જેવા અને એ હરોળના જ બીજા અનેક સમર્થ કલાકારો હતા. લુઇ, દીનશા બચુભાઇ જેવા સમર્થ ચિત્રકારો હતા અને વાડીલાલભાઇ જેવા સમર્થ સંગીતકારો હતા—એ સર્વે પોતાની સ્વપ્ન સિદ્ધિનો ઇતિહાસ જોઇ રહ્યા છે.

(સ્ટેજના પાર્શ્વભાગમાંથી રંગીન પડદો ખસી જઇ સફેદ પટ (સ્ક્રીન) પર આ ઉપર ગણાવેલા સર્વે મહાનુભાવોના ફોટા દેખાય છે.)

નારદ: મહાનુભાવોએ જે નાટ્ય સમૃદ્ધિ સરજાવી તેમાંનાં કેટલાંક તો અખંડ જ્યોત પ્રગટાવી ગયાં છે. મૂળશંકર મુલાણીનાં અજબકુમારી, વિક્રમચરિત્ર, સૌભાગ્યસુંદરી, જુગલ જુગારી, કામલતા, નંદબત્રીસી, કૃષ્ણચરિત્ર, દેવકન્યા, વસંતપ્રભા, પ્રતાપલક્ષ્મી, ભાગ્યોદય, એકજ ભૂલ, અને વિક્રમ અને શનિ, ડાહ્યાભાઇ ધોળશાજીનાં વીણાવેલી, હૃદયબાણ અશ્રુમતિ અને વાઘજીભાઇ આશારામ ઓઝાનાં ત્રિવિક્રમ, ચંદ્રહાસ, ભર્તૃહરિ, વિશ્વવિજય, જગદેવ પરમાર. એ નાટકો બીજી કોઇ પણ ભાષાની હરોળમાં વર્ચસ્વ જમાવી શકે તેવાં છે. એ પેઢીએ તયાર કર્યા તે કવિઓ અને કલાકારોમાં વિજયશંકર કાળીદાસ ભટ્ટ, એમનાં શારદા વિજય, નવલકુસુમ અને રામરતન–તિલકકુમાર અને મોહિની લાવ્યા. રઘુનાથ બ્રહ્મભટ્ટ બુદ્ધદેવ અને સૂર્યકુમારી લાવ્યા, છોટાલાલ રૂપદેવ એમનું દ્રૌપદી અને સન્યાસી લાવ્યા, અને કવિ ચિત્રકાર ફૂલચંદ ઝવેરચંદ શાહે એમનાં લોકપ્રિય ગીતોવાળાં માલતીમાધવ શુકદેવજી વિગેરે નાટકોથી–નાટ્યસમૃદ્ધિમાં એમણે ફાળો નોંધાવ્યો. પણ એ સૌથી મહત્વનો ફાળો તો બે કવિઓને ભાગે જાય છે. કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી અને કવિ શ્રી મણીલાલ પાગલ. ગ્સકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટનાં ગીતો સાથે આ કવિ ત્રિપુટીએ ૧૯૨૦થી શરૂ થયેલા ત્રણ સાડાત્રણ દસકા સુધી પોતાના નાટકોથી ગુજરાતી રંગભૂમિને અવનવી વેશભૂષાથી, નિરનિરાળાં રસસાહિત્યથી અને વસ્તુવૈવિધ્યથી પેઢી ઝળહળ રાખી તેમાં કવિ પ્રભુલાલ દ્વિવેદીનો યુગ "લક્ષ્મીકાંત"નાં નાટક અરૂણોદયથી શરૂ થયો અને કવિ મણિલાલ પાગલનો યુગ આર્યકીર્તિનાં રા'માંડળિકથી શરૂ થયો. શેઠ વાડીલાલ શાહ અને શેઠ નકુભાઇ કાળુભાઇ શાહે એમનાં નાટકોને રંગમંચ પર મૂક્યાં. તેમાં ખાસ ઉલ્લેખનીય છે. કવિ મણિલાલ પાગલનાં રા'માંડળિક, રાજા શાહજી, સળગતો સંસાર અને કવિ પ્રભુલાલ દ્વિવેદીનાં શંકરાચાર્ય, સમુદ્રગુપ્ત, શાલીવાહન, પૃથ્વીરાજ, વડીલોના વાંકે, સંપત્તિ માટે, સાષ્ટાંગ, વિદ્યાવારિધી ભારવી વગેરે: બીજી બાજુ કવિ મૂળશંકરનાં ભાગ્યોદય અને એક જ ભૂલથી પ્રકાશમાં ચમકી ઉઠેલી રોયલ નાટક મંડળીએ કવિ જામનનો હાથ ઝાલ્યો અને ભૂલનો ભોગ, એમાં શું?, રાજરમત, એ કોનો વાંક, લગ્નબંધન, પ્રવાસી વગેરે નાટકોથી રંગભૂમિ વિભૂષિત થઇ.

વચ્ચે ધૂમકેતુ શો ચમકી ગયો એક સિતારો તે કવિ વિભાકર બેરીસ્ટર. કવિ મૂળશંકર રોયલ નાટક મંડળીમાં હતા ત્યારે વિભાકરનાં સ્નેહસરિતા, મધુબંસરી, વગેરે નાટકોએ મુંબઇ ગુજરાતીની રંગભૂમિ ગજાવી મૂકી હતી.

નાટ્યદેવી: બસ–! હવે બસ–! મારો એ તપતા સૂર્યનો મધ્યાહ્નકાળ અસ્ત થતો દેખાય છે. દશકાઓથી

ગુજરાતને ગજવતી સદ્ધર નાટક કંપનીઓ વિલીન થતી દેખાય છે.

કવિ મૂળશંકર ક્ષેત્રસન્યાસ લે છે અને છોટાલાલભાઈની મુંબઈ ગુજરાતી બાપુલાલભાઈ વેચાતી લઈ લે છે. છોટાલાલભાઈ મોરબી ખરીદી લે છે પણ થોડા વખતમાં જ ગેઈટી થીએટરને નવું ચણાવવાના કરજથી દબાઈ મુંબઈ છોડે છે. અમદાવાદમાં એઓ દેહ છોડે છે ને કંપની વીંખાઈ જાય છે. બાપુલાલભાઈએ ખરીદેલી મુંબઈ ગુજરાતી નાટકમંડળી ગુજરાત, કાઠિયાવાડનો પ્રવાસ ખેડતી છેવટે વડોદરા જઈ બંધ થાય છે. રોયલ નાટક મંડળી કવિ જામનને લઈ ગુજરાત, કાઠીયાવાડ, કરાંચી ફરે છે અને સોરાબજી કાત્રકનું મૃત્યુ થતાં ઈંદોરમાં એ કંપની વિલીન થઈ જાય છે. નથુભાઈ કાળીભાઈ શાહ જતાં એમની આર્યનૈતિક પણ સંકેલાઈ જાય છે. જામને પોતે ઉભી કરેલ કંપની પણ લાંબી ટકતી નથી. સમગ્ર નાટ્ય પુરુષાર્થનાં પ્રતીકશી એકમાત્ર જીવતી રહે છે દેશી નાટક સમાજ. જે શેઠ હરગોવિંદદાસનાં અવસાન પછી વટી પડતી નથી પણ ગં. સ્વ. ઉત્તમલક્ષ્મીબ્હેનની છાયામાં મેનેજર ભાઈ મણિભાઈ, કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી અને વફાદાર કલાકારોના સહકારથી હજીએ ટકી રહી છે—એ એક જ નાટક કંપની અને ઇરાની જીવિત રાખે છે લક્ષ્મીકાંત નાટક સમાજ. ઓહ ઓહ—મારું બધું બળ જાણે ચાલ્યું જાય છે. બધું તેજ જાણે હરાઈ જાય છે.

(અંદરથી એક સાખી સંભળાય છે)

"મનુજ નહીં બલવાન હય, સમય બડા બલવાન
કાબે અર્જુન લુંટીઓ, એહિ ધનુષ એહિ બાણ."

નાટ્યદેવી: હા! સત્ય! સત્ય! આ મારી પડતી દશામાં અટ્ટહાસ્ય કરી મને દબાવી રહી છે મારી શોક્ય સિનેમાસૃષ્ટિ! મારાં જ નાટકોમાંથી કલ્પના લઈ આગળ વધે છે ને મારાં જ સાધનો અને શસ્ત્રો વડે મને મ્હાત કરી જનમન રંજન ક્ષેત્રમાંથી મને હટાવી રહી છે એ સિનેમા અને બોલપટની અવનવી ઝલક! હાય—હું શું કરું? કેમ બચું? ઓ ગુરુદેવ હવે હું જીવી શકીશ નહિ.

ભરતમુનિ: શાંત, બેટા શાંત તારો વાળ પણ વાંકો થવાનો નથી. જો, તારી પ્રતિષ્ઠા પહેલાંના જેવી જ ઉજ્જવળ, સુંદર, સુરેખ સ્થાપવા માટે, ગુજરાતી રંગભૂમિનો શતાબ્દી મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. જૂની પ્રણાલિની રંગભૂમિ સાથે આ નવલોહિયા યુવાનો, એકસાથે મળી, ખભેખભા મેળવી ઉત્સાહપૂર્વક ખંતથી સજ્જિકાથી



ભર્તૃહરિમાં રાજા ભરથરી તરીકે
શ્રી મૂળજીભાઈ ઓઝા

રંગભૂમિનું નવસર્જન કરી રહ્યા છે. આ જો, "અલ્લા બેલી" અને "સ્નેહનાં ઝેર" એ નાટકોના અભિનય, દિગ્દર્શન, સન્નિવેશ અને પ્રકાશ આયોજનમાં નવી ઝલક છે. એ પછી આવે છે..."શંભુમેળો"; કાળના વાયરા સામે ટકવા મથી રહેલ જૂની પ્રણાલીને સાચવી રાખવા મથી રહેલ શ્રી દેશી નાટક સમાજનું લોકપ્રિય નાટક...એ પછી એકાંકીઓનો ફાલ જેમાં સુજાતા જેવી અદ્યતન કૃતિઓ સાથે "જુગલ જુગારી"નો પ્રવેશ ભજવાય છે અને છેલ્લે ગીત-સંગીત સાથે રજૂ થાય છે. "અગ્નો દીવો" અને "રાખનાં રમકડાં." જૂની અને નવી પ્રણાલીનાં સંમિશ્રણથી ઊભું થતું જાણે નવસર્જન! અને એ મહોત્સવમાંથી ઉદ્ભવે છે "ગુજરાતી નાટ્ય મંડળ." એના સુકાની છે કલામર્મજ્ઞ, રસિક અને ઔદાર્યથી ઓપતા શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી અને ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ સર હરસિદ્ધભાઈ દિવેટિયા. નાટ્યજગતમાં એ જાગૃતિ લાવે છે, પ્રતિવર્ષ નાટ્યોત્સવો યોજાય છે, મૌલિક નાટ્યલેખન હરીફાઈઓ યોજાય છે, નાટકો અને ગીતોનું પ્રકાશન થાય છે અને જનતા નાટ્યાભિમુખ થાય છે. એ જ છે રંગભૂમિની ઉષા-પ્રતિભાવંતી અને પ્રેરણાભરી...!

(રંગમંચને ઉજાળે પ્રભાતના સોનેરી કિરણો પ્રસરે છે અને ત્યાં—પડદો)



# આતશ ઓલવાયો

લેખક
**શ્રી અનંત આચાર્ય**



**સ્થળ :** નારસિંહનું રહેઠાણ–પહાડની કોતર.

**સમય :** શિયાળાની રાતના આઠેક વાગે.

**પાત્રો :** નારસિંહ, રાજબા, ભેરૂ, આગંતુક.

પહાડની કોતરના એક ખૂણામાં આધેડ વયનો બહારવટિયો નારસિંહ તાપણા પાસે બેઠો છે આખું શરીર કામળાથી ઢંકાયેલું છે માત્ર મોઢું દેખાય છે. દાઢી અને મૂછના થોભીઆવાળું એ તો ભયંકર લાગે છે. કોતરના બીજા ખૂણામાં તરવાર, બંદૂક વિગેરે હથિયારો ખડકાયેલા છે. નારસિંહ કંઇ ઊંડા વિચારમાં ખોવાયેલો છે કોતરના ઊંડાણમાંથી તેની સોળેક વર્ષની દીકરી રાજબા પ્રવેશે છે તેના હાથમાં દૂધનો પ્યાલો છે. બાપને ગંભીર વિચારમાં જોઇ બાજુમાં બેસી આગ સંકોરે છે. તાપણું તેજ થાય છે. છતાં નારસિંહનું ધ્યાન ખેંચાતું નથી. રાજબા તેને ઢંઢોળે છે.

રાજબા : બાપુ ! બાપુ !

નારસિંહ : (તંદ્રામાંથી જાગતાં) હં... !

રાજબા : તમને તે કઇ ચિંતા ખાઇ રહી છે તે જ સમજાતું નથી. જ્યારે જોઉં ત્યારે ઊંડા વિચારમાં જ બેઠા હો છો, બાપુ ! આટલા વરસોમાં તમારી આવી હાલત મેં ક્યારેય જોઇ નથી. છે શું ? મને નહિ કહો ? ...કે...પછી...બહારવટાથી કંટાળ્યા છો ?

નારસિંહ : (ઊંડો નિઃસાસો નાંખતા) હું કંટાળું તોય કોનાથી બેટા ? આ પહાડની ઊંડી કોતરથી કે જ્યાં મેં કાયમનો વાસ ન કરતાંયે વરસો ગાળ્યા છે ! આ જીવનથી કે જે મેં નોકરશાહીને નાબૂદ કરવા આપમેળે અપનાવી લીધું છે ? કે મારા એ સાથીઓથી કે જેમના લોહીના અણુએ અણુમાં વફાદારી ઘૂંટાઇ ચૂકી છે ? કે પછી મારી આ લાડલી દીકરીથી કે જેણે આ કમનસીબ બાપને ત્યાં જન્મ લઇ સુખ ક્યારેય ન ભાળ્યું ? ના...ના...હું કંટાળ્યો નથી રાજબા. હું જરાયે કંટાળ્યો નથી.

રાજબા : હું તો જાણે ન્હાનકડી ગીગલી હોઉં તેમ સમજાવી રહ્યા છો. બાપુ, જરૂર તમને કંઇક થઇ ગયું છે. કોઇ ચિંતા શૂળ બની તમારા હૃદયને ભોંકી રહી છે. તમે જરૂર દુઃખી છો બાપુ.

નારસિંહ : દુઃખી ! દુઃખ ભોગવતાં ભોગવતાં દુઃખથી એટલા તો ટેવાઇ ગયા છીએ કે આજ દુઃખ દુઃખ નથી રહ્યું. સુખ તો સ્વપ્નેય ભાળ્યું નથી, માંપડ્યું નથી. આપણા માટે તો દુઃખ જ સુખ બની ગયું છે. આપણે વળી દુઃખ કેવું ?

રાજબા : તો...ધીરજ ખૂટી ગઇ કે શું ?

નારસિંહ : ધીરજ ! અરે ગાંડી, આ પથ્થરો જોડે રહી આપણા કાળજાં પણ પત્થર જેટલા જ કઠણ–મક્કમ

**માનવતાના ધર્મને મૂર્તિમંત કરતી આકર્ષક એકાંકી**

ને રીઢાં થઇ ગયા છે એવા કાળજામાં જે આગ ભભૂકી રહી છે તે તો હવે મર્યે જ ઠંડી થાય.

રાજબા : મને તો કાંઇ જ સમજાતું નથી. લ્યો દૂધ લાવી છું, પી લ્યો. આજ ટાઢ પણ કેવી પડે છે, જરૂર ક્યાંક હીમ પડયું હશે. લ્યો, લ્યોને ! આમ મારા સામું ટગર ટગર શું જોઇ રહ્યા છો ? બાપુ, આજ મને તમારી બીક લાગે છે. આજ જરૂર તમને કંઇ થઇ ગયું છે.

નારસિંહ દૂધનો પ્યાલો હાથમાં લ્યે છે ત્યાં બહાર કૂતરાં રડવાનો અવાજ સંભળાય છે. નારસિંહ રાજબા તરફ જોઇ રહે છે ત્યાં બંદૂકની ગોળી છૂટવાનો ભડાકો સંભળાય છે. સાથે જ હાથમાંથી દૂધનો પ્યાલો પડી જાય છે. નારસિંહ ઢળે છે. ઢળી દૂધમાં અંજળી ભળી માથે ચડાવે છે. બંદૂક અને કારતૂસનો હારડો ઉપાડી ત્વરિત ગતિએ ચાલવા માંડે છે. કોતરના છેડે જઇ કંઇક યાદ આવતાં પાછો વળે છે. રાજબા પાસે આવી પોતાની કેડેથી કટાર કાઢી રાજબાને આપે છે અને રાજબાને માથે હાથ મૂકી ચાલ્યો જાય છે.

રાજબા : (કટાર સામું જોઇ રહેતાં) કટાર...મારા માટે બાપુને કેટલી ચિંતા છે. હું પથ્થર છું. તેમની છાતી પરથી ન હટાવી શકાય એવડો મોટો પથ્થર છું. ધિંગાણાનો સામનો કરવા જતાંય તેમને મારી ચિંતા છે કે રખે દુશ્મનનો વિજય થાય. હું દુશ્મનના હાથમાં જઇ પડું તો...તો... (કટાર સામું જોતાં) સમજું છું બાપુ, ઘા કરતાંયે મારા વિચારો તમને જરૂર મૂંઝવી રહ્યા હશે, આથી ધાર્યું નિશાન...હે અગ્નિદેવતા ! મારા બાપુની તલવારનું પાણી રાખજે. ધિંગાણામાં સામનો કરતાં તેમની બંદૂકમાંથી નીકળતી એક એક ગોળી અચૂક નિશાન બની રહે. અત્યાચારનો નાશ કરે છતાંયે કોઇ ગરીબ નિર્દોષ એ ગોળીનું નિશાન ક્યાંય ન બને. આટલી લાજ રાખજે દેવતા !

આંખો બંધ કરી ધ્યાનમગ્ન બને છે. પાછળથી ભેરવ પ્રવેશી ધીમા પગલે આવી રાજબાની સામે ઉભો રહે છે.

ભેરૂ : તારી ભક્તિથી ખૂશ છું. છોકરી ! વર માગ વર !

રાજબા : ભેરૂ ! તું !

ભેરૂ : વર તારી સાથે જ છે. તારે તે વળી વર માગવાની શી જરૂર ?

રાજબા : તું ! અહીં ! બાપુની ગેરહાજરીનો લાભ લઇ, કાળી રાતે અહીં ઘૂસી આવતાં તને શરમ ન આવી ! ભેરૂડા, આજ સુધી મેં તારા કરતૂતો છૂપાવ્યાં છે પણ હવે તારી હિંમત વધી છે. બાપુને કહીશને તો ગોળીએ દેશે. દગાબાજોની બાપુ કેવી હાલત કરે છે તે તું નથી જાણતો ? કૂતરાના મોતે મરીશ.

ભેરૂ : હું દગાબાજ નથી રાજબા. હું તને ચાહું છું. દિલોજાનથી ચાહું છું. ભૂલી ગઇ ? તે દિવસ પેલી ભેખડ પરથી પડતાં મે તને કેવી ઝાલી લીધી હતી ! જરાક ચૂક્યો હોત તો ફુરચા ઊડી જાત. બાપુ કેટલા ખુશ થયા ! પણ તને તો મારી કશી પડી જ નથી.

રાજબા : તો મને મરવા દેવી હતી ને ! મેલી મુરાદ-



"તારાસુંદરી" નાટકનાં કલાકારોની સમૂહ તસવીર

સફળ ન થયું હોત. ત્યાં તું તારી મર્દાનગીની શા માટે શેખી કરે છે!

ભેરૂ : શેખી! રાજા! સીધી રીતે માની જા નહીંતર અહીં તને બચાવનાર કોઇ નથી. (આગળ વધે છે)

રાજબા : ભેરૂ, આગળ ન વધ. પસ્તાઇશ, જાનથી જઇશ.

ભેરૂ : તને નહીં મેળવી મારા જીવનમાં જીવવા જેવું રહેશે પણ શું?

ભેરૂ આગળ વધી રાજબાને પકડે છે. રાજબા કટાર કાઢી મારી દે છે. ભેરૂના હાથ પર લાગે છે. ભેરૂ કટાર છોડાવી રાજબાને પકડીને ઘસડે છે. ત્યાં એક રજપૂત હાથમા નાગી તલવાર સાથે પ્રવેશે છે.

આગંન્તુક : ખબરદાર! એક અબળા પર હાથ ઉઠાવનાર હિચકારા! નરાધમ! તું કાંઇ કે રાજપૂતનું મુંહ નથી દેખાતો. તું ઘોર કૃત્ય કરે તે પહેલાં આ તલવાર તારા ટૂકડા ટૂકડા કરી નાંખશે.

ભેરૂ : (રાજબાને છોડતાં) તું! તું કોણ છો? આ કોતરમાં જાન ગુમાવવા તને તારા ભાવિએ જ મોકલ્યો છે. તું પણ આ ભેરૂની તલવારનું પાણી ચાખતો જા.

તલવાર વીંઝે છે. બન્નેનું યુદ્ધ રાજબા ભય સાથે જોઇ રહે છે ત્યાં આગંતુક ભેરૂની પર એવો ઘા વીંઝે છે કે ભેરૂની તલવાર દૂર જઇ પડે છે. પોતાની તલવારનો અંતિમ ઘા કરવા જાય છે ત્યાં રાજબા તેનો હાથ પકડી લે છે. આગંતુક રાજબા સામુ જુએ છે. બન્નેની આંખો મળે છે તે દરમિયાન ભેરૂ જાન બચાવી ભાગી છૂટે છે. રાજબાએ જે હાથ પકડ્યો છે તેમાંથી લોહી વહી રહ્યું છે. તે પોતાની સાડી ફાડી તેનો પાટો બાંધવા લાગે છે.

રાજબા : શું ફાટી આંખે મારા સામું તાકી રહ્યા છો!

આગન્તુક : સુડોળ અને સુંદર શરીર, કાળી ભમ્મર જેવી આકર્ષક આંખો—આ રૂપ, આ ચંચળતા—આ પહાડની કોતરમાં? કુદરતની અકળ કરામતના આજ મને દર્શન થયા છે.

રાજબા : કરામત!

આગન્તુક : હા.... બબ્બે કરામત, એક તું અને આ કોતરમાંનું તારું અસ્તિત્વ. કોણ છે તું?

રાજબા : હું? હું...નારસિંહ બાપુની એકની એક દીકરી રાજબા. (આગન્તુક હાથ છોડાવી દે છે) બસ! મારા બાપુનાં નામ માત્રથી તમે પણ કંપી ગયા? હાથ છોડી દીધો! રજપૂત નથી લાગતા. ખેર.........હું તો રજપૂતાણી છું. રજપૂતાણી જીવતરમાં એકનો જ હાથ પકડે છે. (હાથ લઇ પટ્ટી બાંધવી ફરી શરૂ કરે છે.)

આગન્તુક : રજપૂતાણી! આ શું કહે છે? ના... ના...હું...હું...એ ન બને...હું...હું...કોણ છું...શા માટે આવ્યો છું...તે જાણ્યા વગર...ઓળખ્યા વગર...

રાજબા : તમે કોઇ પણ હો. પહાડની આ કોતરમાં બહારવટિયાના સખત પહેરા હેઠળથી બચી અહીં થતું તમારું આગમન—તે પાછળના સંકેતને નથી સમજતા બહાદુર! તમારી તલવારબાજી, વીરતા અને એક અબળાની ઇજ્જત ખાતર જાન જોખમમાં મૂકવાની તમારી દિલેરી...આટલું એ બખાણ મળ્યા પછી વધુ ઓળખાણની શી જરૂર?

આગન્તુક : પણ...પણ...નારસિંહ ક્યાં છે?

રાજબા : હમણાં જ ફૂતરાં ભસ્યાં—એક ભડાકો થયો. બહારવટિયા માટે ચાલી નીકળવા આટલું બસ છે.

આગન્તુક : એ કૂતરાં તો મારી પાછળ ભસ્યા હતા. એ બંદૂકની ગોળી મારા પર છૂટી હતી. પણ હું તો અંધકારનો આશરો લઇ અહીં સુધી છટકી આવ્યો, બાકી પોલિસ બોલિસની દેન નથી કે નારસિંહની આ કોતરની આસપાસ પણ ફરકી શકે.

પાછળ કોતરના ઊંડાણમાંથી નારસિંહને લઇ ભેરૂ પ્રવેશે છે. રાજબાને કોઇ આગંતુકને હાથે પટ્ટી બાંધતા જોઇ નારસિંહ પાછો ફરે છે સાથે ભેરૂને પણ ખેંચી જાય છે. ભેરૂ કંઇક બોલવા જાય છે તેનું મો બંધ કરે છે છતાં ભાંગ્યાતૂટ્યાં શબ્દો બહાર નીકળી પડે છે. રાજબાનું ધ્યાન ખેંચાય છે આગંતુકનો હાથ છોડી દે છે.

ભેરૂ : પ...પ...પ...ણ.

રાજબા : બાપુ...બાપુ...જુઓ કોઇ આવ્યું છે.

નારસિંહ : ભલે આવ્યો જુવાન. નારસિંહના સખત પહેરા હેઠળથી સહીસલામત આવનાર આટલા વરસોમાં તું પહેલો છે. તારી ચાલાકી માટે મને માન છે. પરંતુ મારા માણસ પર ઘા કરી તેં મારો ગુસ્સો વ્હોરી લીધો છે. તારે સજા ભોગવવી જ પડશે.

રાજબા : સજા! આ શું કહો છો? બાપુ! શાની સજા!

નારસિંહ : ભેરૂ પર તેણે ઘા કર્યો છે. તેને ભોંય ભેગો કરી દીધો છે.

રાજબા : એ ભેરૂ તો મારી આ કટારથી ભોંયભેગો થવાનો હતો. તો શું મને પણ સજા કરશો બાપુ?

નારસિંહ : શું કહે છે?

રાજબા : સાચું કહું છું, ભેરૂના હાથ પર હજુ પણ

મારી કટારનો ઘા તાજો જ છે.

ભેરૂ : ના...ના...બાપુ એ ખોટું બોલે છે. બાપુ, એ બધું આ નવતરનું પઢાવ્યું બોલે છે.

રાજબા : આ...આ અગ્નિદેવતાના સમ. બાપુ, તમારા ગયા પછી એકાંતનો લાભ લઇ તે મને ઉપાડી જવા આવ્યો હતો, મેં કટાર મારી દીધી. તે જખમી થયો. મને મારવા તલવાર ઉગામી ત્યાં આ અજાણ્યા જુવાને આવી મને બચાવી. ભેરૂ એની સાથે તલવાર બાઝમાં હાર્યો. મેદાન છોડી કાયર નાઠો.

ભેરૂ : ન...ન...ના...ના.

નારસિંહ : આવું ભયંકર કૃત્ય કરી મારી પાસે ફરિયાદ લઇ આવતાં રસ્તામાં જ તારું મોત કાં ન થયું! બહારવટિયાના ધરમથી પણ ચૂક્યો? ભૂંડા, સ્ત્રી પર આવો અત્યાચાર કરતાં પહેલાં તને મારી તલવાર કાં ન યાદ આવી? બોલ, તારી જીભેથી બોલ કે આ સાચું છે.

ભેરૂ : સ...સ...સાચું છે. બાપુ! મને માફ કરો.

પગે પડે છે. નારસિંહ તલવાર ઉપાડી મારવા જાય છે. તેનો હાથ આગન્તુક પકડી લે છે.

આગન્તુક : ડખલગીરી બદલ ક્ષમા બાપુ. બહાદુરીને દિલેરી તો ઉદારતાથી જ શોભે તમે સજા કરનાર કોણ! એના કર્યાં એને ભોગવવા દયો. મારું આટલું માનો.

નારસિંહ : એ ન બને, બહારવટિયાના ધર્મથી ચૂકનારને માટે એક જ સજા છે અને તે મોત.

આગન્તુક : તો થોભો મને ચાલ્યો જવા દયો. મારાથી તમારો એ અત્યાચારી ન્યાય જોયો નહીં જાય (ચાલવા માંડે છે) જતાં એટલું જરૂર કહેતો જઇશ કે પોતાની એકની એક દીકરીના બચાવનારને તમે કશું ન આપ્યું.

ચાલવા માંડે છે.

નારસિંહ : થોભી જા જુવાન. મેં કશું ન આપ્યું! તેં માગ્યું પણ શું? એવો હીણો આક્ષેપ નારસિંહ સહન ન કરી શકે બોલ તારે શું જોઇએ છે!

આગન્તુક; ભેરૂની જિંદગી.

નારસિંહ : ભેરૂની જિંદગી?

આગન્તુક : તમે નહીં આપી શકો.

ચાલવા માંડે છે.

નારસિંહ : થોભી જા જુવાન. તારા શબ્દો આજ મારા કાળજામાં ભોંકાય છે. આજ હું મારા ધ્યેયથી ચૂક્યો છું. જા, ભેરૂ જીવતો જા, પરંતુ યાદ રાખજે ફરી આવું કૃત્ય કર્યું તો હવે તને બચાવનાર કોઇ નહીં મળે. જુવાન! ભેરૂ તને ગરદન ઉડાવવા મેદાને પડયો ને તું તેને જીવતો જવા દે છો બસ! તારું ધાર્યું થયું.. આજ હું મારા ધરમથી ચૂક્યો.

આગન્તુક : તમે ધરમથી નથી ચૂકયા બાપુ. આજ તો તમે નવા ધરમનું આચરણ કર્યું છે. નવો ધરમ— માનવતાનો ધરમ. બધાથી મહાન ધરમ. આજસુધી તમે આચરી રહ્યા તે રાક્ષસી ધરમ હતો. આંધળો ધરમ હતો બાપુ.

નારસિંહ : આંધળો ધરમ? તું મારો મહેમાન છો; મારા ઘરમાં છો. તારા પર ગુસ્સો ન હોય પણ ભલા મારા ધરમને આંધળો કહી શા માટે મારા હૈયાને શળ ભોંકે છે?

આગન્તુક : તમારા બેનને દુ:ખ પહોંચાડવા બદલ મને દુ:ખ છે. તમારા માટે મેં ઘણું સાંભળ્યું છે. તમે ઘણાને લૂંટો છો અમીરોને ઘડીના છઠ્ઠા ભાગમાં રસ્તાના રઝળતા ભિખારી બનાવો છો આ વિધિનું કામ તમે તમારા હાથમાં શા માટે લીધું છે?

નારસિંહ : હું તો નિમિત્ત છું.

રાજબા અંદરના ભાગમા જાય છે

આગન્તુક : ના...ના...એ જૂઠું આશ્વાસન છે. કોઇને અન્યાય કરીને હું નિમિત્ત છું કહી તમે તેની જવાબદારીમાંથી છટકી ન શકો, તમે માણસાઇનું ગળું ટૂંપી નાંખો ને દોષ વિધિને આપો તે કેવો ધરમ! તમે ક્યારેય એ પણ વિચાર કર્યો છે કે જેને તમે લૂંટો છો જેને તમે રહેંસી નાંખો છો તે પણ તમારા જેવા ઇન્સાન છે, તેમની પાછળ પણ પોક મૂકી રોનાર કોઇ છે, તેમનાં જીવતર પર ઘણાંના જીવતરનો આધાર છે. એવો આધાર છિનવી લઇ બીજાને નિરાધાર કરનાર તમે તમારા જીવનમાં કઇ સવારની હજી આશા રાખી બેઠા છો?

નારસિંહ : ઘણું બોલ્યો જુવાન ઘણું બોલ્યો. કોણ જાણે કેમ પણ આજ તારી વાતો સાંભળવી મને ગમે છે.

આગન્તુક : મને આનંદ થયો, બાપુ, પરમ આનંદ. જે સાંભળી શકે છે તે સમજી શકે છે. સુધરી શકે છે. માનવતાનો દીવો તમારા હૃદયમાં બિલકુલ નથી ઓલવાયો એ ધીમે ધીમે ઓલવાતાં દીવાની વાટ સંકોરતાં તે ફરી ઝગમગી ઉઠશે.

નારસિંહ : મને સુધારવા આવ્યો છે? મારા મનના દીવાની વાટ સંકોરવા આવ્યો છે? ભલા માણસ જો દીવામાં તેલ જ ન હોય તો વાટ બિચારી શું કરે?

આગન્તુક : વાટ, પોતે સળગી ઉઠશે. અંધકારનાં તેલની તલાશમાં અટવાતા તમારા માર્ગને તે રોશન કરશે.

વાર પોતે પોતાના પ્રયત્નથી પોતાના આત્મબળથી તેજ મેળવશે.

નારસિંહ: કોઈ ધરમગુરુનો ચેલો લાગે છે મને સુધારવા આવ્યો છો ખરું ? અહીં સુધી ! જાન જોખમમાં મૂકીને !

આગન્તુક: મારી ફરજ અદા કરવા આવ્યો છું. હું પણ રજપૂતનો બચ્ચો છું. શરવીરતા ઉદારતાથી શોભે, નહીં કે બીજાના લોહી વહેવડાવવાથી......તમે અત્યાચાર કરેલ રસ્તો તમે શું નજ છોડી શકો ?

નારસિંહ: રસ્તો છોડી હું પોલીસને શરણે જાઉં ! તે ગીધડાને નથી ઓળખતો ? અને મેં એવો તે કયો રસ્તો અત્યાચાર કર્યો છે કે બદલ મારે ભોગવવું પડે ! મેં અમીરોને લૂંટ્યા છે. અન્યાયીઓને મારી હટાવ્યા છે. અત્યાચાર અને ગુંડાગીરી સામે મેં બંડ નાખી છે. મેં ખૂન કર્યાં છે પણ એવાઓના કે જેમની હયાતી આલમ પર બારરૂપ હતી. ત્યારે ગરીબોની મેં સેવા કરી છે. ખાપણના વાંધા હોય ત્યાં ખાંપણ પહોંચાડ્યા છે. વિધવાની દીકરીઓનાં કન્યાદાન આ હાથે આપ્યા છે.

આગન્તુક: ગરીબની સેવા કરી તમે તમારા પાપ ધોઈ નહીં શકો. તમારા આવા કૃત્યોથી જમા-ઉધાર બાજુ સરખી નહીં કરી શકો. કોઈનાં પ્રાણ લેવા, કોઈનું લોહી વહેવડાવવું તમારે મન એક મજાક છે, રમત છે, તમને એમાં આનંદ પડે છે. પરંતુ એ ક્ષણના તમારા આનંદ પાછળ કોઈના જીવનભરનો વિષાદ છૂપાયો છે. એ તમને અત્યારે નહીં દેખાય કારણ તમારી આંખો પર જુલમના પડળ બંધાયા છે. તમારા હૃદય પર બદલાની તમન્નાની ચાદર બિછાયેલ છે. તમારા કાન માત્ર મરતાંની ચીસો અને બંદૂકના ધડાકા સાંભળવા ટેવાયેલાં છે. તમારી આંખો પ્રાણ છોડતી માનવતાને જોઈ આનંદ માણી શકે છે. કોઈના રુદન પર તમે હસી શકો છો.

નારસિંહ: હં...મારા ચહેરા પર તને હરખ દેખાય છે ? હું હસતો હતો પહેલાં, ખૂબ હસતો હતો. ત્યારે હું સુખી હતો. મારા નાનકડા સંસારમાં કિલ્લોલ કરતાં અમે પંખીડાં હતાં. રાજબા ત્યારે એક વરસની હશે. ભગવાનને પણ અદેખાઈ આવે તેવું અમારું જીવતર હતું.

આગન્તુક: તમે ત્યારે શું કરતા હતા ?

નારસિંહ: હું એક વફાદાર પોલીસ હતો.

રાજબા ચમકે છે. આંખો ફાટી અને ફાટીની ફાટી રહી જાય છે.

આગન્તુક: પોલિસ !

નારસિંહ: ચમકે છે કેમ ? હા હું પોલીસ હતો નંબર ૭૫૫ ! મને બરાબર યાદ છે. અન્યાય, જુલમ અને ગુંડાગીરીને ભંડારી દેવા હું દિન-રાત તનતોડી નોકરી કરતો. બેઈમાની મેં ક્યારેય નહોતી કરી.

આગન્તુક: એક વફાદાર, ઇમાનદાર પોલીસને સરાસર અત્યાચારી જીવન અપનાવવાનું કારણ !

નારસિંહ: કારણ ? કારણ સંગ્રામસિંહ.

આગન્તુક: (ચમકી) સંગ્રામસિંહ !

નારસિંહ: હા...એ મારા સંસાર પર શયતાન બની ઉતરી આવ્યો ને ક્યારેક મારે ત્યાં આવતો. હું તેના જ હાથ નીચે કામ કરતો હતો. તેની નજર મારી એ રજપૂતાણી પર પડેલ અને એક દિવસ...

આગન્તુક: એક દિવસ ? શું બન્યું તે દિવસે ? કહો કહો શું બન્યું હતું ?

રાજબા: બાપુ ! આ શું કહો છો ! આ વાત તો તમે મને ક્યારેય કહી નથી.

નારસિંહ: એ શયતાન સંગ્રામસિંહ ફોજદારે મને એક દિવસ દૂર ફરજ પર ધકેલી મૂક્યો. અને ઘોર અંધારી ઓઝારીએ રાતના મારી ગેરહાજરીનો લાભ લઈ મારે ઘેર પહોંચ્યો.

આગન્તુક: આ શું કહો છો ?

રાજબા: બાપુ !

નારસિંહ: હા તે મારે ઘેર પહોંચ્યો, રજપૂતાણીનું શિયળ લૂટવા. એ બિચારીએ એ શયતાનના પંજામાંથી બચવા ખૂબ ફાંફાં માર્યાં અને આખરે સાચવવા પોતાની જ કટાર પોતાના કાળજામાં ખોસી દીધી.

આગન્તુક: બાપુ ! આ શું કહો છો તમે ? તમારી માથે આવું વર્તન થયું છે ? એક ઇમાનદાર પોલીસની સેવાનો બદલો !

રાજબા: હું ગોળીએ દઈશ એ ફોજદારને.

નરસિંહ: એ કામ તારે કરવું નહીં પડે. બેટા ! હું મારી ફરજ પરથી ઘેર આવ્યો. એક પાડોશી સંગ્રામસિંહને ભાગતાં જોઈ ગયો હતો. તેણે મને વાત કરી. મારું હૈયું ચિરાઈ ગયું. એક તરફ રજપૂતાણીની લાશ હતી, બીજી તરફ રડી, ચીસો પાડી થાકી ગયેલ આ બાળકી રાજ હતી,

ઓહ...પ્રભુ! કેવું ભયાનક દૃશ્ય હતું એ કેટલી ઇમાનદારીથી મેં નોકરી કરી હતી! કેટલો વફાદાર હતો હું કાનૂનને! મારી પત્નીનો અગ્નિ સંસ્કાર કરી, ન્હાઇ, એક હાથમાં બંદૂક અને બીજા હાથમાં બાળકી લઇ હું પહોંચ્યો સંગ્રામ-સિંહને ઘેર. એક જ ભડાકે તેને યમદૂતને હવાલે કર્યો. પછી તો...પોલીસ વિફરી, સંગ્રામસિંહના અત્યાચારની વાત કોઇ માનવા તૈયાર ન હતું. હું નાસ્યો–ભાગ્યો. કેટલાયે દિવસો આ બાળકીને ગળે વળગાડી હું રખડયો, કેટલાયે દિવસ આ બાળકીને દૂધ નસીબમાં ન હતું. તેના સામું જોવા મારી પાસે હિંમત ન હતી. પછી તો નક્કી કર્યું કે જીવવું તો દુનિયાની છાતી પર મેખ મારીને, એક ખૂનનાં બદલામાં મેં અનેક ખૂન કર્યાં.....

રાજમા : (રડતાં) બાપુ! કેટલાં દુ:ખ વેઠ્યા છે તમે આ કમનસીબ દીકરી માટે.

આગન્તુક: તમારા પર અન્યાયની ઝડી વરસી છે તમારી વાત સાંભળી મારું હૈયું ભાંગી પડે છે બાપુ, પરંતુ હવે આ વેરનો આતશ ઠંડો ક્યારે પડે?

નારસિંહ: આતશ ઠંડો પડશે હવે એક જ કામ કરવાનું બાકી છે. સંગ્રામસિંહનો એકનો એક દીકરો કિરીટસિંહ પોલીસ ઇન્સ્પેક્ટર બની મૂછે તાપ દેતો ફરે છે એને પણ એક જ ભડાકે ભોંય ભેગો કરીશ ત્યારે એ આતશ ઠરશે, જુવાન!

આગન્તુક: પણ બાપના અત્યાચારની સજા દીકરાને શા માટે? કરે કોઇ અને ભરે કોઇ!

નારસિંહ: મારી આ રાજમાએ શું પાપ કર્યાં છે કે આ દુ:ખના ડુંગર હેઠળ તે ચગદાઇ રહી છે? એ કોના વાંકે? મને તો હવે રજપૂત જાત પર પણ ભરોસો નથી રહ્યો. રાજમાના લગ્ન માટે મેં કહેણ મોકલ્યાં પરંતુ એકે રજપૂત જુવાન તૈયાર ન થયો. ઇશ્વરનો પાડ માનું છું કે આજ તું આટલી હિંમત કરી સામેથી મારા ઘ:પણ પર તરસ ખાવા આવી પહોંચ્યો.

બહાર બંદૂકનો ભડાકો થાય છે. નારસિંહ ચોંકે છે

નારસિંહ: જુવાન! મારે જવાની ઘડી આવી પહોંચી સ્વપ્ને પણ એ ધાર્યું ન હતું કે મારી એકની એક દીકરીનાં લગ્ન પહાડની કાળી કોતરમાં કરવાં પડશે. એકની એક દીકરીનાં લગ્ન તો વાજતે ગાજતે થાય. પર શણગારાય, નવાં નવાં સાળુ પહેરી રજપુતાણીઓ લગ્નનાં ગીતો ગાતી મારી રાજને પીઠી ચોળે. જાન આવે અને વાજતે ગાજતે મારી દીકરીને સાસરે લઇ જાય. એ તો મારું સ્વપ્ન જ રહ્યું બેટ.....

બંદૂકના બે ધડાકા

જુવાન રજપૂત, હવે મારી પાસે વધુ વખત નથી. આ રાજને હું તને સોંપું છું. મારી દીકરીએ સુખ સ્વપ્નેય નથી ભાળ્યું, સાચવજે એને, ભૂલેચૂકે પણ બાપની યાદ ન આવે તેને. આવ રાજમા, આવ જુવાન આ અગ્નિ દેવતાની નજીક આવો. અગ્નિની સાક્ષીએ (બંદુકનો ધડાકો) ઓરો આવ જુવાન હવે મારી પાસે વખત નથી.

આગન્તુક રજપુત જુવાન બાજુમાં પડેલ બંદૂક ઉઠાવી નારસિંહ તરફ ધરતાં

આગન્તુક: એ પહેલાં બાપુ આ બંદૂક લ્યો ને એક ભડાકે મને ભોંય ભેગો કરી દ્યો

રાજમા. બાપુ!

નારસિંહ: બંદૂક! ભડાકો! તને ભોંય ભેગો કરું! આજ આ કોતરના ઊંડાણમાં ઉતરી આવેલ તું તો ઇશ્વરનો ફિરસ્તો છે!

આગન્તુક: ના...ના...બાપુ એક દિવસ સંગ્રામસિંહ તમારા સંસાર પર શયતાન બની ઉતરી આવેલ, આજ તેનો એકનો એક દીકરો કિરિટસિંહ ઝાલા ફિરસ્તો શેં બની શકે?

બંદૂકના ભડાકાનો અવાજ.

નારસિંહ. કોણ કિરિટસિંહ ઝાલા?

નારસિંહ બંદૂક લ્યેથી આગન્તુક મીનો તાકી સામે ઊભો રહે છે.

આગન્તુક: ભડાકો કરો બાપુ તમારા વેરના આતશને શાંત કરવાનો વખત આવી પહોંચ્યો છે. પરંતુ હૈયે એટલી ધરપત રાખજો કે બાપના અત્યાચારની બેટાને ક્યારેય ખબર ન હતી. નહીંતર આ સ્વાંગમાં તમારું પગેરું શોધવા ફરજને માર્ગે અહીં સુધી આવવાના કોડ ક્યારેય ન જાગત. ભડાકો કરો, એક જ ગોળીએ મને વીંધી નાખો, બાપુ, બાપના અત્યાચારને ધોવા હું મારી જાતનું બલિદાન દઇ તમારા આતશને શાંત કરીશ તો માનવતા પર આશીર્વાદ ઉતરશે. પીડાતી માનવતા તમારા અત્યાચારથી તો બચી જશે.

રાજમા: બાપુ?

બહારથી બંદૂકના ભડાકાનો અવાજ આવે છે. નારસિંહ સૂનમૂન બંદૂક તાકી ઊભો રહે છે, ચોમેર ભયંકર શાંતિ છવાય જાય છે. નારસિંહના હાથમાંથી બંદૂક પડે છે.

— પડદો —

[આ નાટિકા ભજવતાં પહેલાં લેખકની લેખિત મંજુરી આવશ્યક છે.]

# સાહિત્ય-સંગીત સંયોગ

લેખક: શ્રી. વીરસુત ત્રિભુવન મહેતા

**નાટકમાં રસ નિષ્પત્તિના એક અંગ તરીકે સંગીત અનોખું સ્થાન ધરાવે છે. પ્રસંગ અને અને નાયક-નાયિકા ભેદને અનુલક્ષી યોગ્ય સંગીત નિયોજન કરવું જોઇએ. સંગીતશાસ્ત્રની માહિતી સાથે આ લેખ નાટ્ય અને સંગીતનું સુયોગ્ય સંયોજન કરે છે. આ લેખ પણ સ્વ. શ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી દ્વારા પ્રકટ થતા સુવર્ણમાલા સંવત ૧૯૮૩ ના પોષ અંકમાં છપાયો હતો તે અત્રે રજૂ કરવા માટે અમે શ્રી હંસરાજ પુરૂષોત્તમ મરચન્ટના આભારી છીએ.**

ભારતવર્ષ લલિતકળાઓનું કેન્દ્ર છે. ભૂમંડલ ઉપર લલિતકળાઓમાં સૌથી વધારે પ્રગતિ કરનાર ભારત વર્ષ જ છે. હવે તો પાશ્ચાત્ય વિદ્વાનો પણ માનવા લાગ્યા છે કે આર્યાવર્ત કેવળ આધ્યાત્મિક વિષયોમાં જ નહિ પણ સર્વ વિષયોમાં ઘણી ઉચ્ચ ભૂમિકા ઉપર પહોંચેલો દેશ હતો. સાહિત્ય, કાવ્ય, નૃત્ય, ચિત્ર, શિલ્પ અને સંગીતાદિ લલિતકળાઓમાં આર્યાવર્તે કરેલી પ્રગતિને અત્યારે પણ સંસારની સભ્યજાતિઓ આશ્ચર્યપૂર્વક જુએ છે. સંસ્કૃત સાહિત્યમાં આ વિષયો પર ઘણા ગ્રન્થો છે જેમાંનો મોટો ભાગ અદ્યાપિપર્યંત અપ્રકાશિત રહેલો છે. અત્યારે આપણે સંગીતનો જ વિચાર કરીએ.

ભારતીય સંગીત અતિ પ્રાચીન છે. તેના જનક તરીકે મહાદેવજીને માનવામાં આવે છે, તેમજ હિંદુ ધર્મમાં પણ સંગીતનું અત્યંત ઉચ્ચ અને પવિત્ર સ્થાન છે. આ કલા દ્વારા જ અગણિત મનુષ્યોએ સંસારના વિષમ ખટકો ઓળંગ્યા છે, ઘણાએ સાધુમતોએ ઇશ્વરીય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને અસંખ્ય દીન અને પતિત મનુષ્યોનો ઉદ્ધાર થયેલો છે, પરંતુ થોડા વખતથી એ કલા વિદ્યા-શૂન્ય સ્વાર્થી મનુષ્યોના હાથમાં જઇ પડી છે અને અવનતિ પામી છે.

સંગીતકલાનો આરંભ નાદમાંથી થાય છે. નાદ સમસ્ત ચરાચર વસ્તુઓના અવકાશમાં વ્યાપ્ત છે, અને તેથી જ નાદ બ્રહ્મ કહેવાય છે. નાદના બે પ્રકાર છે. કર્કશ અને મધુર. જે નાદ કાનને કઠોર લાગે તે કર્કશ અને જે કાનને પ્રિય લાગે-મધુર લાગે તે મધુર. ઉદાહરણાર્થે, તોપનો અવાજ કર્કશ નાદ છે, જ્યારે કોયલ અને મોરનો ટહુકાર મધુર નાદ છે, જે નાદ કાનમાં આવીને અટકી જાય તે શ્રુતિ છે, અને જ્યારે તે પ્રત્યક્ષ પ્રયોગમાં આવે ત્યારે સ્વર બને છે. શ્રુતિ બાવીસ છે અને સ્વર સાત છે. સંગીત શાસ્ત્રમાં સાત સ્વરોના નામ ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ કહેવામાં આવ્યા છે. આ સ્વરોનું જ સંક્ષિપ્ત સ્વરૂપ સા, રિ, ગ, મ, પ, ધ, નિ. બોલવામાં અને લખવામાં વપરાય છે.

સ્વરોમાં અનેક સૂક્ષ્મભેદ છે, પરંતુ એને બાજુએ મૂકીએ તો પણ એટલું જાણવું બસ થશે કે સંગીત-વિદ્યાનો મુખ્ય આધાર સ્વર ઉપર જ છે. આ સાત સ્વરો અનેક પ્રકારે મિશ્રિત કરવામાં આવે છે અને તેમાંથી જુદી જુદી રાગરાગિણીઓ બને છે. મુખ્ય છ રાગ અને ત્રીસ રાગિણીઓ છે, જેમાંથી અનેક ઉપરાગિણીઓ બને છે. જે રાગરાગિણીઓ દક્ષિણ દેશમાં પ્રચલિત છે તેને દાક્ષિણાત્ય અને જે ઉત્તરમાં વપરાય છે તેને ઔદિચ્ય કહેવામાં આવે છે. ઔદિચ્ય વિભાગમાં શિવ, કૃષ્ણ, ભરત, અને હનુમાન એવા ચાર મત છે, જેમાંથી ભરત અને હનુમાન મત જ અત્યારે પ્રચલિત છે. ઔદિચ્ય મતમાં વિશેષ કરીને નિમ્નલિખિત મુખ્ય રાગિણીઓનો સમાવેશ કરવામાં આવે છે.

૧. **ભૈરવ**—બંગાલી, વૈરાટી, મધુમાધવી, સૈંધવી અને બંગાલી.

૨. **માલકોશ**—ટોડી, ગોરી, ગુણકલિકા, ખંભાની અને કકુભિકા.

૩. **હિંડોલ**—રામકલી, દેશાખ્યા, લલિતા, બિલાવલ અને પટમંજરી.

૪. **દીપક**—દેશી, કુમોદિની નટ, કેદારા અને કાન્હરા.

૫. **શ્રીરાગ**—માલશ્રી, મારૂ, ધનાશ્રી, વસન્ત અને આશાવરી.

૬. **મેઘ-મલ્હાર**—ટંક, મલ્હાર, ગુર્જર, ભૂપાલી, અને બિભાસ.

રાગરાગિણીને ઋતુ સાથે ગાઢ સંબંધ છે, પ્રત્યેક રાગરાગિણી માટે ઋતુ તેમજ સમય નિયત કરેલ છે, અને ત્યારે જ ગાવાથી તેનું ખરૂં સૌંદર્ય અને કલાસ્વરૂપ સચવાય છે. ભૈરવી પ્રાતઃકાળની રાગિણી છે, તેને સંધ્યાને સમયે ગાવામાં કશો વાંધો નથી, પણ શ્રોતાઓને તે

કર્ણપ્રિય નથી બનતી. હિંદુસ્તાનના ગવૈયાઓ તો આ બાબતમાં એટલા બધા ચુસ્ત હોય છે કે કદિ પણ રાગ-રાગિણીને તેના નિયત સમયની વિરુદ્ધ ગાતા નથી.

પ્રશ્ન એ રહે છે કે આ સમયનો નિયમ ઉચિત છે કે કોઈએ એમને એમ ઘુસાડી દીધેલો છે? શબ્દ શાસ્ત્ર-વેત્તાઓ બતાવી શકશે કે શબ્દનો સમય સાથે શું સંબંધ છે? પદાર્થવિજ્ઞાનથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે શબ્દોનું આંદોલન (Vibrations) ઉપર અંધકાર અને પ્રકાશનો ભિન્નભિન્ન પ્રભાવ પડે છે. કેટલાક શબ્દો પ્રાકૃતિક કારણોને અનુસરી કાન ઉપર જલદી અથડાય છે અને કેટલાક બહુ મુશ્કેલીથી સંભળાય છે. શબ્દમંડલમાં અનેક તરંગો ઉદ્‌ભવે છે અને તેના પ્રવાહનું રૂપ ભિન્નભિન્ન ઋતુમાં ભિન્નભિન્ન હોય છે.

કઈ કઈ ઋતુમાં અને કયે કયે સમયે ક્યા ક્યા રાગરાગિણી ગવાય છે, તેનું વિવરણ પાછળ પરિશિષ્ટમાં આપવામાં આવ્યું છે. જેવી રીતે શબ્દનો ગુપ્ત સંબંધ ઋતુ તેમજ કાલવિભાગ ઉપર છે તેવીજ રીતે તેનો સંબંધ માનસિક ભાવો સાથે પણ રહેલો છે. જોરથી બોલવું, ધીરેથી બોલવું, વગેરે મનના ભાવોનું આવિષ્કરણ છે. એક માણસના બોલવા ઉપરથીજ બીજો માણસ જાણી શકે છે કે પ્રસન્નચિત્ત છે કે દુઃખી? કારણ કે તેના શબ્દો દ્વારા તેના મનનો ભાવ તરતજ વ્યક્ત થઈ જાય છે.

શબ્દશાસ્ત્રજ્ઞોએ ખૂબ વિચાર કરીને વિવિધ રાગરાગિણિઓના શબ્દોનો એવો ક્રમ બાંધ્યો છે કે જેથી નાના પ્રકારના માનસિક ભાવો આવિર્ભૂત બની શકે.

જો કોઈ સ્ત્રી પોતાના વિયોગદુઃખથી દુઃખી હોય તો તેના મનના ભાવો પ્રગટ કરવા માટે અમુકજ રાગ યા રાગિણી છે. તેમજ કોઈ પોતાના પતિ સાથે ભોગવિલાસમાં મગ્ન હોય તો તેના હૃદયના ભાવોને વ્યક્ત કરવા અમુકજ રાગ યા ઉપરાગ છે. સાહિત્યવેત્તાઓએ નવ પ્રકારના રસ વર્ણવ્યા છે. રસ ભાવથી આવિર્ભૂત બને છે. કોઈ પણ ભાવપ્રવાહને પૂર્ણરૂપથી પ્રગટ કરવો તેનું નામ રસ, સંયોગ-વિયોગ વગેરે અવસ્થાને વ્યક્ત કરવા માટે શ્રૃંગારસ છે. હાસ્યાત્મક ભાવો વ્યક્ત કરવા હાસ્યરસ છે, કરૂણાસૂચનાત્મક ભાવો માટે કરૂણરસ છે. તેવીજ રીતે ભયાનક, બિભત્સ, અદ્‌ભૂત, શાંત અને રૌદ્ર રસ ક્રમશઃ ભય, જુગુપ્સા, વિસ્મય, શાંતિ અને ક્રોધને પ્રગટ કરે છે.

ભાવ અનેક પ્રકારના હોય છે, છતાં તે પાંચ વિભાગમાં વિભક્ત છે. સ્થાયી ભાવ, વિભાવ, અનુભાવ, સાત્વિક ભાવ અને સંચારી ભાવ.

જેમાં પૂર્વોક્ત નવ રસમાંથી કોઈ પણ રસની સ્થિતિ હોય તે સ્થાયીભાવ છે. ઉદાહરણ તરીકે શ્રૃંગારરસનો સ્થાયિ ભાવ રતિ છે, હાસ્યરસનો હાસ્ય, શાંતરસનો શાંતિ અને રૌદ્રરસનો ક્રોધ છે.

શ્રૃંગારરસના બે ભેદ છે. વિપ્રલંભ યાને વિયોગાત્મક અને સંભોગ યાને સંયોગાત્મક. વિભાવ તેને કહેવામાં આવે છે જેને લીધે રતિ આદિ ભાવોનું મનુષ્યમાં ઉદ્‌બોધન થાય. દાખલા તરીકે નાયક–નાયિકા, ચંદ્રમાની જ્યોત્સના, પુષ્પપરિમલ વગેરે. પ્રથમ આલંબન વિભાવ અને પછી ઉદ્દીપન વિભાવ.

હાવભાવ, હેલા, શોભા, કાંતિ, લીલા, વિલાસ વગેરેનો સમાવેશ અનુભાવમાં થાય છે. સાત્વિક ભાવ અંતઃકરણમાંથી ઉદ્‌ભવે છે. સ્તંભ, સ્વેદ, રોમાંચ ઇત્યાદિ સાત્વિક ભાવોના લક્ષણો છે.

બીજા ભાવોને સહાય કરવા પોતાનો ચમત્કાર દેખાડે તેને સંચારી ભાવ માનવામાં આવે છે.

આ પાંચ પ્રકારના ભાવોમાં વિભાવના બે ભેદ જે ઉપર કહેવામાં આવ્યા છે તે અત્યંત મહત્વના છે. સાહિત્યના ગૌરવનો અધિકાશ તેના ઉપરજ નિર્ભર છે. આલંબન વિભાગમાં પણ અનેક પ્રકારના નાયક–નાયિકાના ભેદ પાડેલા છે.

નાયિકા ત્રણ પ્રકારની છે. સ્વકીયા, પરકીયા અને સામાન્યા. સ્વકીયાના ત્રણ ભેદ છે. મુગ્ધા, મધ્યમા અને પ્રગલ્ભા. મુગ્ધાના અંગેઅંગમાં યૌવનનો ચમત્કાર હોય છે. મુગ્ધાના પણ બે ભેદ છે.

૧. અજ્ઞાતયૌવના—જેને પોતાની યૌવન–અવસ્થાનું ભાન ન હોય તે. ૨. જ્ઞાત યૌવના–જેને તેનું જ્ઞાન હોય તે.

મધ્યા નાયિકાના ત્રણ ભેદ વર્ણવેલા છે. ધીરા, અધિરા અને ધીરાધીરા. ધીરા–જે પતિ ઉપર ક્રોધિત બને છતાં તેનું સન્માન ન છોડે. અધિરા–જે પતિનો અનાદર કરી તેના પર રોષયુક્ત બને. ધીરાધીરા–જે શિખામણોના વચનો કહી રોવા લાગે. મધ્યાના બીજા ચાર પ્રકાર આ પ્રમાણે પાડવામાં આવે છે.

પ્રરૂઢસ્મરા, વિચિત્રસુરતા, પ્રરૂઢયૌવના અને ઇષત્ પ્રગલ્ભવચના. પ્રગલ્ભાના પણ આ પ્રમાણેજ ચાર પ્રકાર છે. ગાઢતારુણ્યા, સમસ્તરતિકોવિદા, સ્મરાંધા અને ભાવોન્નતા. આમાં પણ ધીરા, અધિરા, ધીરાધીરા એવા પણ

પ્રકારે છે. તેમજ કોઇ કનિષ્ઠા અને જયેષ્ઠા એવા પણ બે ભેદ પાડે છે.

આજ પ્રમાણે પરકીયા અને સામાન્યાના પણ અનેક ભેદ છે જે અહીં લખવા અનાવશ્યક છે. તદુપરાંત સર્વ નાયિકામાં દસ અવસ્થા ભેદ હોય છે:–

૧. પ્રોષિતભર્તૃકા :–જેનો પતિ પરદેશ ગયો હોય તે.

૨. ખંડિતા :–પોતાનો પતિ બીજી સ્ત્રીનો આશક હોય તેથી દુઃખી રહે તે.

૩. કલહાંતરિતા :–જે પ્રિયતમનું અપમાન કરી પશ્ચાતાપ કરે તે.

૪. વિપ્રલબ્ધા :–જે સંકેતાનુસાર પ્રિયતમને ન મળવાથી દુઃખી થાય તે.

૫. વિરહોત્કંઠિતા :–જે પ્રિયતમની રાહ જોતી ચિંતા અને દુઃખથી સંતપ્ત હોય તે.

૬. વાસકસજ્જા :–જે પ્રેમિકાને મળવાની આશામાં શય્યા શૃંગારાદિ તૈયારી કરી રાખે તે.

૭. સ્વાધિનભર્તૃકા :–જેનો પતિ તેને આધિન હોય તે.

૮. અભિસારીકા—જે પોતાના પ્રિયતમની શોધમાં જતી હોય તે. દિવસે જનારી–શુક્લાભિસારીકા, અને રાત્રે જનારી—કૃષ્ણાભિસારિકા.

૯. વત્સ્યત્ પ્રેયસી—જેનો પતિ પરદેશ જવાનો હોય તે.

૧૦. આગતભર્તૃકા—જેનો પતિ પરદેશથી આવી ગયો હોય તે.

નાયક–નાયિકાઓના ભેદ તો અનેક છે, પરંતુ મુખ્ય ભેદો જેની સંગીતમાં આવશ્યકતા છે તે ઉપર વર્ણવ્યા છે. પ્રાચીન સંગીતકલાકોવિદોએ રાગરાગિણિઓને માનુષી સ્વરૂપ આપેલું છે. અને તેમ કરવાથી તેના નાયક-નાયિકા અને પ્રધાનરસનું નામ જાણવું સરળ બને છે, આ ઉપરથી ગાનારને ખબર પડે છે કે કયા રાગરાગિણીમાં કઇ ચીજ ગાવી જોઇએ.

કયા રાગમાં હાસ્યરસનું ગીત ગાવું જોઇએ, કયા રાગમાં વીરરસનું ગાવું જોઇએ વગેરે સર્વ માહિતી આ માનુષી સ્વરૂપની કલ્પનાથી અત્યંત સરળતા મળે છે.

રાગરાગિણિઓને માનુષી બનાવવાની કલ્પના આધુનિક સંગીતશાસ્ત્રની નથી, કારણ કે પ્રાચીન સંગીતવિષયક સંસ્કૃત ગ્રંથોમાં આ કલ્પનાનો ઉલ્લેખ ઘણીવાર જોવામાં આવે છે.

(અનુસંધાન પાના ૧૦૭ ઉપર)

પુરાતનકાળમાં સંગીત સાહિત્યનો અન્યોન્યાશ્રયી સંબંધ હતો, પરંતુ જેમ જેમ સંગીતકલાની અવનતિ થતી ગઇ, અને ગાયાની કલા નિરક્ષર ગવૈયાઓના હાથમાં જવા લાગી તેમ તેમ આ સાહિત્ય સંગીતના માર્મિક સંબંધનું જ્ઞાન પણ નષ્ટ થયું. હવે તો એવી કુપ્રથા થઇ ગયેલી છે કે ગવૈયાઓ સમયનો ખ્યાલ તો નથી રાખતા પણ પ્રધાનરસ જે સંગીતમાં અત્યાવશ્યક તત્વ છે તેની પણ પરવા નથી કરતા. અગર કોઇ ચીજને તેના રસાનુસાર અને સમયાનુસાર ગાવામાં આવે તો તેનો પ્રભાવ કંઇ ઓર જ બને તેમજ જે ઉદ્દેશથી આ કલાનો ઉદ્ભવ આપણા ઋષિમુનિઓએ કર્યો છે તેનું સાર્થક્ય પણ જળવાય. સંગીતકલાનું ધ્યેય માત્ર મનોરંજન કરવું અને ભોગવિલાસમાં સહાય કરવી એ નથી, કિન્તુ તેનું અંતિમ લક્ષ્ય તો મનુષ્યની ચિત્તવૃત્તિઓને ઇશ્વરપરાયણ બનાવી તેને મોક્ષપર્યંત લઇ જવો તે છે. આ વિષયમાં હજી શોધખોળને પુષ્કળ અવકાશ છે.

સાથેના પરિશિષ્ટમાં બહુજ ઉપયુક્ત હકીકતો આપવામાં આવી છે, જેથી સંગીત અને સાહિત્યનો સંબંધ અને સંગીતવિષયક માર્મિક બાબતોનું જ્ઞાન સુલભ બને છે.

## પરિશિષ્ટ (રાગિણી)

| રાગ | રાગિણી | પ્રધાનસ્વર | ગાવાનો સમય | | સાહિત્ય સંબંધ | | રસ |
|---|---|---|---|---|---|---|---|
| | | | ઋતુ | સમય | નાયક | નાયિકા | |
| ભૈરવ | ભૈરવી | મધ્યમ | શરદ | પ્રાતઃકાલ | અનુકૂલ | પ્રગલ્ભા ગાઢનાસહાયા પ્રોષિતભર્તૃકા | શાંતદેવાદિ વિષયગતિ |
| | વૈરાટી | ષડ્જ | ,, | દિવસનો અંતિમ ભાગ | અનુકૂલ | સામાન્યા પ્રૌઢા સ્વાધીન ભર્તૃકા | સંભોગશૃંગાર |
| | મધુમાધવી | મધ્યમ | ,, | દિવસનો પ્રથમ ભાગ | ધીરોદાત્ત | સ્વીયા–મધ્યા પ્રરઢસ્મરા | ,, |
| | સૈંધવી | ષડ્જ | ,, | દિવસનો ચતુર્થ ભાગ | ધૃષ્ટ | સ્વીયા–પ્રગલ્ભા અધીરા ખડિતા | વિપ્રલંભશૃંગાર |
| | બંગાલી | ,, | ,, | ,, ,, | ધીરોદાત્ત | પ્રગલ્ભા પ્રોષિતભર્તૃકા અભિસારિકા | ,, |
| માલકોશ | ટોડી | ષડ્જ | શિશિર | મધ્યાહ્ન | ધીરપ્રશાંત | પરકીયા કન્યા મદયૌવના | વિપ્રલંભશૃંગાર |
| | ગૌરી | ,, | ,, | દિવસનો ચોથો ભાગ | ધીરલલિત | સ્વીયા મધ્યા પ્રરૂઢ યૌવના પ્રોષિત ભર્તૃકા | ,, |
| | ગુણકલી | નિષાદ | ,, | દિવસનો પ્રથમ ભાગ | ધીરોદાત્ત | મુગ્ધામાનમૃદુ અભિસારિકા | ,, |
| | ખંભાવતી | ધૈવત | ,, | રાત્રિનો ત્રીજો ભાગ | ધીરલલિત | સામાન્યા વાસક સજ્જા | ,, |
| | કંકુભિકા | ,, | ,, | રાત્રિનો ચોથો ભાગ | ,, | સામાન્યા સમસ્ત રસકોવિદા | સંભોગશૃંગાર |
| હિંડોલ | રામકલી | ષડ્જ | વસંત | રાત્રિનો ચોથો ભાગ | ધીરોદાત્ત | કાન્તાભિસારિકા કન્યા | વિપ્રલંભશૃંગાર |
| | વૈશાખી | ગાંધાર | ,, | દિવસનો પ્રથમ ભાગ | ,, | કન્યાભિસારિકા | સંભોગશૃંગાર |
| | લલિત | ધૈવત | ,, | ,, ,, | અનુકૂલ | અભિસારિકા પ્રૌઢા | ,, |
| | બિલાવલ | ,, | ,, | ,, ,, | ધીરોદાત્ત | પ્રૌઢા અભિસારિકા | વિપ્રલંભશૃંગાર |
| | પટમંજરી | પંચમ | ,, | રાત્રિનો બીજો ભાગ | ,, | સ્વીયા પ્રોષિત ભર્તૃકા | ,, |

| રાગ | રાગિણી | પ્રધાનસ્વર | ગાવાનો સમય | | સાહિત્ય સંબંધ | | રસ |
|---|---|---|---|---|---|---|---|
| | | | ઋતુ | સમય | નાયક | નાયિકા | |
| દીપક | દેશી | ષડ્જ | ગ્રીષ્મ | મધ્યાહ્ન | ધીરોદાત્ત | પ્રરઢસ્મરાભિસારિકા | સંભોગશ્રૃંગાર |
| | કુમુદિની | ધૈવત | ,, | | ,, | પ્રરઢયૌવનાભિસારિકા | વિપ્રલંભશ્રૃંગાર |
| | નટ | ષડ્જ | ,, | દિવસનો ચોથો ભાગ | અનુકૂલ | સ્વાધીનભર્તૃકા પરકીયા કન્યા | સંભોગશ્રૃંગાર |
| | કેદારા | નિષાદ | ,, | મધ્યાહ્ન | ધીરપ્રશાંત | સ્વીયા પ્રોષિતભર્તૃકા | વિપ્રલંભશ્રૃંગાર |
| | કાન્હરા | ,, | ,, | રાત્રિનો પ્રથમ ભાગ | ધૃષ્ટ | પ્રગલ્ભા અધીરા પ્રોષિતભર્તૃકા | ,, |
| શ્રી રાગ | માલશ્રી | ષડ્જ | શરદ | મધ્યાહ્ન | ધીરોદાત્ત | વિપ્રલબ્ધા અભિસારિકા | સંભોગશ્રૃંગાર |
| | મારૂ | ,, | હેમંત | દિવસનો ચોથો ભાગ | ,, | પ્રગલ્ભા વાસકસજ્જા | ,, |
| | ધનાશ્રી | ,, | ,, | મધ્યાહ્ન | ,, | મુગ્ધામાન મૃદુ વિરહોત્કંઠિતા | વિપ્રલંભશ્રૃંગાર |
| | વસંત | ,, | વસંત | દિવસનો બીજો ભાગ | ,, | મધ્યાભિસારિકા | સંભોગશ્રૃંગાર |
| | આસાવરી | ધૈવત | હેમંત | મધ્યાહ્ન | ,, | સામાન્યા શુક્લાભિસારિકા | વિપ્રલંભશ્રૃંગાર |
| મેઘ મલ્હાર | ટંક | ષડ્જ | વર્ષા | રાત્રિ | અનુકૂલ | સ્વીયા વિરહોત્કંઠિતા | વિપ્રલંભશ્રૃંગાર |
| | મલ્હાર | ધૈવત | ,, | રાત્રિના પાછલા ત્રણ ભાગ | ,, | સ્વીયા પ્રોષિતભર્તૃકા | ,, |
| | ગુર્જરી | ઋષભ | ,, | રાત્રિ | શઠ | સામાન્યા ખંડિતા | ,, |
| | ભૂપાલી | ષડ્જ | ,, | પ્રાતઃકાળ | ,, | પ્રગલ્ભા વાસકસજ્જા | ,, |
| | બિભાસ | ,, | ,, | રાત્રિનો ચોથો ભાગ | અનુકૂલ | પ્રગલ્ભા સ્વાધિન ભર્તૃકા | ,, |

## પરિશિષ્ટ (૨) મુખ્ય છ રાગ

| રાગ | રાગની ઉત્પત્તિ | રાગનો પ્રધાન સ્વર | ગાવાનો સમય | | રાગનો પ્રભાવ | સાહિત્ય સંબંધ | | રસ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | ઋતુ | સમય | | નાયક | નાયિકા | |
| ભૈરવ | શંકરનું મુખ | ધૈવત | શરદ | પ્રાતઃકાળ | ચીચોડાનું ચાલવા લાગવું | ધીરોદાત્ત | સ્વીયા | શાંતદેવાદિવિષય રતિ |
| માલકોશ | શંકરનો કંઠ | ષડ્જ | શિશિર | રાત્રિનો ચોથો પ્રહર | પથ્થરનું પીગળી જવું | દક્ષિણ | સ્વીયા | સંભોગશ્રૃંગાર |
| હિંડોલ | બ્રહ્માનું શરીર | ધૈવત | વસંત | દિવસનો પહેલો પહોર | હિંડોળો ચાલવો | શઠ | પરોઢા પરકીયા | વિપ્રલંભપૂર્વરાગશ્રૃંગાર |
| દીપક | સૂર્યનાં નેત્રો | ષડ્જ | ગ્રીષ્મ | મધ્યાહ્ન | દિવા થઇ જવા | શઠ | સ્વીયા મધ્ય પ્રરઢ યૌવના | સંભોગશ્રૃંગાર |
| શ્રીરાગ | દેવતાઓ | ષડ્જ | હેમંત | દિવસનો ચોથો ભાગ | સૂકાં ઝાડને લીલાં કરી દેવાં | ધીરપ્રશાંત | કન્યકા | વિપ્રલંભશ્રૃંગાર |
| મેઘમલ્હાર | આકાશ | ષડ્જ | વર્ષા | રાત્રિનો ચોથો ભાગ | વરસાદ લાવવો | ધીરપ્રશાંત | પરકીયા કન્યકા | વિપ્રલંભશ્રૃંગાર |

# ઉડતી નજરે
# નાટકનાં મુખ્ય પાત્રો

લેખિકા :
શ્રી સરલા મોદી

નાટકનાં મુખ્ય પાત્રોમાં આપણે નાયક, નાયિકા ને પ્રતિનાયકનો સમાવેશ કરીએ છીએ. સંસ્કૃત નાટકોમાં વિદૂષક પણ મહત્ત્વનું કાર્ય કરી, પોતાનું આગવું સ્થાન મેળવે છે; તો અંગ્રેજી નાટકોમાં પ્રતિનાયિકાનું દર્શન પણ ઘણીવાર થાય છે.

આમ છતાં આપણે આ લેખની મર્યાદામાં, આપણાં સંસ્કૃત નાટકોના પ્રાચીન નિયમો પ્રમાણે, મુખ્ય પાત્રોનું રૂપ તપાસીએ.

## નાયક

નાટકના મુખ્ય પાત્રને 'નાયક' કહેવામાં આવે છે. નાટકમાં શરૂઆતથી અંત સુધી એની હાજરી જરૂરી બને છે. સાથે સાથે તે અનેકગુણોપેત અને કલામર્મજ્ઞ પણ હોવો જોઈએ. જો કે આજે પશ્ચિમી નાટ્ય સાહિત્યમાં પ્રવર્તતા નિયમો પ્રમાણે આવું કશું બંધન સ્વીકારવામાં આવતું નથી: આજે તો નાટકોમાં દરિદ્રી, અભણ, ઠગ, ખોડખાંપણવાળો, શરાબી, જુગારી, વ્યસની, રોગી, એમ તેને નાયકપદ અપાય છે. અલબત્ત, નાટ્યકથાના વેગ સાથે એ પાત્રોએ પોતાનો વેગ રાખવો જોઈએ એટલું બંધન સ્વીકારાય છે ખરું.

એ તો જાણીતું છે કે સંસ્કૃતમાં નાયકના ચાર ભેદ છે. (૧) ધીરોદાત્ત, (૨) ધીરલલિત, (૩) ધીરપ્રશાંત (૪) ધીરોદ્ધત. **ધીરોદાત્ત :** આ પ્રકારના નાયકમાં શક્તિ, ક્ષમા, દૃઢતા, આત્માભિમાન, નિરભિમાનિતા અને વિનય હોવાં જોઈએ. એના ધૈર્યની ઉદાત્તતા પણ મોટી હોય છે. રામ યુધિષ્ઠિર આવા નાયકો છે; **ધીરલલિત :** દુષ્યન્ત આ પ્રકારના નાયકોનું શ્રેષ્ઠ ઉદાહરણ છે. એ કલાવિદ્, સુખ શોધતું ને નિશ્ચિન્ત મનનો હોય છે, સ્વભાવે બહુ કોમળ હોય છે. **ધીરપ્રશાંત :** 'માલતી માધવ'નો માધવ, જે સ્વભાવે સંતોષી છે ને જેનામાં ધીરલલિતના પણ થોડા ગુણ છે તે આ પ્રકારનો નાયક છે. આવો નાયક બ્રાહ્મણ કે વૈશ્ય હોઈ શકે; ક્ષત્રિય કદી નહીં : **ધીરોદ્ધત :** આવો નાયક ઉદ્ધત, ચંચલ ને ઉગ્ર સ્વભાવનો હોય છે. ઘણો અભિમાની ને છલયુક્ત હોય છે. ભીમ ને મેઘનાદ આનાં ઉદાહરણ ગણાય. આવા નાયકોમાં ગુણ કરતાં દોષની માત્રા વિશેષ હોય છે. એટલે કેટલાક નાટ્યવિવેચકોએ આ પ્રકારના નાયકને નાયક ગણ્યો જ નથી!

નાયકોના વળી એક બીજી દૃષ્ટિએ પણ ચાર ભેદ પાડવામાં આવ્યા છે. (૧) અનુકૂળ એક પત્નીવ્રત વાળો, (૨) દક્ષિણ–વ્યવહારદક્ષ, અનેક નાયિકાઓ રાખનારો છતાં પત્નીના પ્રેમને વધારે પ્રમાણી, પુરાણી પ્રીતિને તોડતો નથી; (૩) શઠ–સાક્ષાતરૂપે એકજ નાયિકા સાથે સંબંધ રાખે છે; પરંતુ ખાનગીમાં બીજી નાયિકાઓ સાથે એ પ્રેમ સંબંધ જાળવે છે; (૪) ધૃષ્ટ–ધીર, પત્નીની ચિંતા કદી કરતો નથી, બલકે બીજી નાયિકાઓની પ્રેમકથા કહીને પોતાની પત્નીને એ બાળવાનું પણ ચૂકતો નથી.

## નાયિકા

નાયકની પ્રિયાને અથવા પત્નીને નાયિકા ગણવામાં આવે છે, પણ આજે આમાંય એ 'જડતા' સેવવામાં આવતી નથી કેવળ કથાવસ્તુમાં એનું વ્યક્તિત્વ પ્રધાનપદે હોય એટલું જરૂરી ગણાય એને નાયક સાથે કશો સંબંધ ન હોય એવું પણ બને આ નાયિકાઓના અસંખ્ય પ્રકારો વર્ણવવામાં આવે છે, પરંતુ એક ઝાંખીરૂપે અવલોકીએ તો ત્રણ મુખ્ય ભેદોથી કામ પતે (૧) સ્વકીયા (૨) પરકીયા (૩) સામાન્યા આમાં સ્વકીયા તે પત્ની; પરકીયા તે પારકી યુવતી—એ વિવાહિતા પણ હોય ને અવિવાહિતા પણ હોઈ શકે; ને સામાન્યા પર કોઈનો અધિકાર હોતો નથી—સાધારણ અર્થમાં આપણે એને ગણિકા કે વારાંગના કહીએ.

## પ્રતિનાયક

નાયકનું મુખ્ય વિરોધી પાત્ર તે પ્રતિનાયક. એનામાં દુષ્ટતાના ગુણો વિશેષ પરપીડનવૃત્તિ એ એનું લક્ષણ.

## નાયકના સહાયક

સંસ્કૃત નાટકોમાં વિદૂષક, વિટ ને ચેટ ત્રણ પાત્રો વારંવાર જોવા મળે છે. એ ત્રણે નાયકને એની અનેક મુશ્કેલીઓમાં સવિશેષ પ્રણય પ્રદેશમાં સહાયક બને છે. આમ છતાં આ ત્રણમાં અધિકાર દૃષ્ટિએ થોડો ફરક રહે છે. આમાં ચેટ તો માત્ર નાયકનો દાસ જ છે. વિટ નાયકનો પોતાનો સ્વામીભક્ત સેવક અને વધારામાં એ ગાવા બજાવવા ને નાચવામાં નિપુણ ને વાચાળ હોય છે વિદૂષકનું કામ લોકોને હસાવવાનું હોય છે. જો કે એ ઘણીવાર ઘણો બુદ્ધિશાળી પણ માલુમ પડે છે. નાયક સાથે ઠઠ્ઠામશ્કરીનો એને અધિકાર હોય છે. એની વેશભૂષા, બોલચાલ અને આચાર વહેવાર બધું જ હાસ્યનું નિમિત્ત બને છે. 'મિષ્ટ આહાર' માટે એની જીભ હમેશ સળવળે છે. ઝગડા ઊભા કરવામાં ને વધારી આપવામાં એ ભારે ચતુર હોય છે. જાતિનો એ બ્રાહ્મણ હોય છે. નાયકને એના પર અસીમ વિશ્વાસ હોય છે.

## બીજાં પાત્રો

આ સિવાય નાટકમાં નાયકને સહાયરૂપ બનનારાં બીજાં પાત્રોમાં આપણે મંત્રી, પુરોહિત, ઋત્વિજ, ખજાનચી, ધર્માધિકારી, કંચુકી, દૂત ઇત્યાદિને નોંધી શકીએ.




લેખિકા: શ્રી વનલતા મહેતા ✿ મંગલ મંદિરમાં કાશ્મીરા

“ખબરદાર! એ દીવડાને અડશો નહીં; એ મારા પ્રાણની પ્રતિમા છે”—કામિનીને આ વાક્યોમાં, પ્રેમ કરતો વારતી આબુસદે સૌ પ્રથમ સ્મરણે ચડે છે, તો બીજી બાજુ મનને મારીને. આપમખાન કોશલતાસને પોતાના રંગમહેલમાં આમંત્રણની રૂપમની સેબે 'મરાગુજરી'ની ધરા પોતાના વ્યક્તિત્વની વાતો કહેવા પ્રેરતી જણાય છે. ને પછી સાંભરે છે 'સ્નેહનાં ઝેર.' નયના પ્રેમનાં વિવિધ પાસાંને એક વાસનામયી સ્ત્રી તરીકે મૂર્ત કરતી નજરે ચડે છે. એના નૃત્યકક્ષોના સૂર કાને અથડાય છે: 'જુઓ દિલીપ, આ ગાંડીતૂર પ્રકૃતિ! પવનના સૂસવાટામાં પેલાં વૃક્ષ કેવાં ધ્રૂજી રહ્યાં છે. જાણે વાસનાનો અદમ્ય આવેશ!' ને છેલ્લા અંકમાં એના સ્વર ને વ્યંગ ભરેલા શબ્દો: 'આ એ અન્ત! ને ક્ષણે ક્ષણે સમીપ આવતો જાય છે, અને પોતાની દૃષ્ટિ સામે એ જુએ છે દિલીપને—નિર્દોષ દિલીપને, પોતાને વાંકે, ફાંસીને માંચડે લટકતો અને એ સૌમાં એનું કાતિલ હદ્ધ ભયંકરતામય અટ્ટહાસ્ય!

અને સાંસારિક જીવનનો પડદો ઢળે છે ને ત્યાં પ્રગટે છે નવું ચિત્ર: દેવબાઇ. 'આશાબેલી' પ્રેક્ષકને ને કલાકારને લઇ જાય છે સો વર્ષ પાછળ. મૂળુ માણેકના જમાનામાં જ્યારે તલવારો વાતવાતમાં ખખડતી, ને લોહીનાં સહેજ સહેજમાં ખાબોચિયાં ભરાતાં! દેવબાઇ કહેતી સંભળાય છે: 'દેવોભા, તમારી ને મારી વચ્ચે આજે રજપૂતરાણની ખાનદાની ને ગાયકવાડના તખ્ત સુધીનો મુલક પડ્યો છે. મારા બાપદાદાનું ગૌરવ ઊભું છે.: લૂંટનાર ને લૂંટાનાર વચ્ચે કોઇ મુલાકાત હોતી નથી. કદાચ કોઇ વર્ણસંકરની સગાઇ હોતી હશે...પણ...” એક પલ્લામાં માણેકમૂળનું ખમીર ને બીજામાં જીવનનાં અરમાનો મૂકીને, ફિરંગી કમાન્ડર બનેલા દેવોભા પાસે આવી હાથમાંથી છોડાવતા દેવબાઇ આવે છે ને કહે છે: 'મારા બાપની અમાનત પાછી સોંપો; ને એના બદલામાં, મને જંપવા

નો હું આ ભીની...પણ તમને નારી મળશે, નારાયણી નહીં!' ગૌરવપૂર્વક ઉચ્ચારાયેલા આ શબ્દો દેવબાઈને અબળા મટી સબળા બનેલી બતાવે છે.

વળી પાછાં ક્યાંથી ક્યાં! ૧૮૫૭ માંથી ૧૯૫૫ માં! દેવબાઈના આદર્શો અભરાઈએ મૂકીને, આજની નટખટ નટી બનીને 'ભલે પધાર્યા'માં પધારે છે મિસ મીની મહેતા. અંગનાં ખૂબ જ હલનચલનો સહિત, આંખો નચાવતી, હાથમાં પંખો હલાવતી, શબ્દોના લાડ કરતી મીની કહે છેઃ 'હલ્લો પેસી ડાર્લિંગ!' પૈસાને ખાતર ગોકુળદાસ જેવા 'ત ત પ પ' સાથે પ્રીતનો વેપાર ટેલિફોન પર ખેડતી અને ઘડીકમાં સેક્રેટરી સુશીલાને દબડાવતી તો ઘડીકમાં ખુશાલીના સમાચારો આપતી ને એમ પોતાના વ્યક્તિત્વનો તથા સામેના પાત્રનો ઉઠાવ આપતી આ મીની, આમ છતાં એક આકર્ષક પાત્ર બની રહે છે.

તો વળી એનો જ પ્રત્યાઘાત સાંપડે છે એક સુશીલ, કુળવાન, સંયમશીલ, પ્રતિભાશાળી, આર્યનારી કાશ્મીરામાં. 'મંગલ મંદિર'ની કાશ્મીરા, નારીજીવનની ગૌરવકથા છે. એણે સહી જાણ્યું છે, ને સહન કરવામાં જ જીવનનો સંતોષ માન્યો છે. 'કોઈના સુખે સુખી બનવા નીકળી, કોઈના દુઃખે દુઃખી બની, કોઈના કોડિયાની દિવેટ સળગાવવા ગઈ, પણ ન હોતી ખબર કે એની જ ચિનગારી મારા અંતરને સળગાવશે...મારા જીવનમાં ભલે હાસ્ય ન પ્રગટ્યું, પણ જે ઘરને મારું પોતાનું માન્યું છે, એના પર લોકોને હસવાનું કારણ કદી નહીં આપું.'' મુંબઈ રાજ્ય યોજિત દ્વિતીય નાટ્યમહોત્સવનું આ પારિતોષિક વિજેતા નાટક.

અને વળી ઇન્ડિયન નેશનલ થિયેટરને આશ્રયે ત્રીજા નાટ્યોત્સવ માટે રજૂ થનાર નાટક 'વૈજયંતી'માં વૈજયંતીનાં પાત્ર દ્વારા એ જ પતિ પ્રેમની, દેશભક્તિની અને ત્યાગની ચિરંજીવ ગાથા આલેખાય છે. ત્રીસ હજાર પ્રજાજનોના જીવનઉદ્ધાર માટે રૂપનગરના સંસ્થાનની મહારાણી વૈજયંતી, પહેરેલે કપડે, અડધી રાતે, પોતાના શત્રુ રત્નાકરની છાવણીમાં હિંમતપૂર્વક, એકલી, સંકલ્પબળ સાથે સંચરે છે. કરાર પૂરો કરવા એ જાય છે અને જઈને સંપૂર્ણ સ્વસ્થતા સાથે કહે છે; 'રત્નાકર! યાતના માટે પૂછો છો? પોતાના પુરાણા પ્રીતિપાત્રને,

## માઝમરાતમાં



વનલતા મહેતા, મધુકર રાંદેરિયા

એના સ્નેહને સંભારીને, પછી એક પરિણીતાને આ રીતે બોલાવવી એ તમને કદાચ રમત વાત લાગતી હશે...પણ, રત્નાકર, તમને ખબર નહી હોય કે આ રીતે આવતાં, પતિના હૃદય ઉપર ખુલ્લે ખુલ્લો પ્રહાર કરતાં મને કેવી યાતના થઈ હશે; મૂગી મૂગી ચાલી આવી છું. આંખમાં આંસુનું ટીપુંયે નથી આવ્યું; મોં પર દુઃખનો ભાવ પણ નથી આણ્યો...'' છાવણીની વાતો સમેટાય છે; જયપાલનો રાજગઢ ફરી નજરે ચડે છે ને ત્યાં દુઃખી વૈજયંતીનો એક જ બોલ કાને પડે છે; "કાકા, હવે હું દેહે જીવન્ત છતાં આત્માએ મરેલી વૈજયંતી છું."

× × ×

અને આ ઉપરાંત તો નાની મોટી કાંઈક ભૂમિકાઓ સ્મરણે ચડે છેઃ 'અવ.ચીના'માં મેના; 'ફેરફુદડી'માં મીનાક્ષી, 'છીએ તે જ ઠીક'માં ઊર્વશી, 'ભાડૂતી પતિ'માં ભૂલકણી ભોળી માલુ, 'ઘરનો દીવો'ની પતિપરાયણ પ્રેમાળ અરવિંદા, 'વડલાની છાયા'માં લેખિકા બનવાના ધખારા સેવતી મંગળા, 'સમયનાં વહેણ'માં ઇંગ્લેન્ડ-રિટર્ન્ડ અર્વાચીન છતાં વાસ્તવિક પરિસ્થિતિની જાણકાર વહેવારુ ને સમજુ રંજના, 'માઝમરાત'ની રમતિયાળ સન્ધ્યા, 'ઇડરિયો ગઢ'ની ભોળી ને




## એક અમર કૃતિની કંગાલ રજૂઆત

તંત્રી શ્રી,

રેડિયો પરથી થતો કલાનો પ્રચાર એ લોકહૃદય સુધી પહોંચવાના એક સરસ સાધનની ગરજ સારે છે. બીજી ભાષાઓના પ્રમાણમાં ગુજરાતી ભાષામાં રજૂ થતાં નાટકો, સંગીતક્રમો કે અન્ય રૂપકો ઝાંખા હોય છે એ હકીકતનો સ્વીકાર કરવામાં નાનમ નથી. પરંતુ આમ કહીને હું ગુજરાતી ભાષામાં સર્જાતી ને રજૂ થતી એ કૃતિઓ ને એના કલાકારોને અન્યાય કરવા માગતો નથી. કેટલીક વાર ઉત્તમ કૃતિ હોવા છતાં એની રજૂઆત નબળી થાય છે ને કેટલીક વાર નબળી કૃતિને સારા કલાકારો સાંપડી જતાં એ દીપી ઉઠે છે. જો કે આવી એક નબળી બાજુ જ આપણને બીજાઓની સરખામણીમાં પાછળ ધકેલી દે છે એ સત્ય આપણે સમજવું જોઇએ ને નિશ્ચયપૂર્વક એને અમલી બનાવવું જોઇએ.

રેડિયોના આ કાર્યક્રમો વિષે લખવાની ઉત્કંઠા મને સ્વ. વાઘજીભાઈ આશારામ ઓઝાનું યાદગાર 'ભર્તૃહરિ' નાટક સાંભળીને થઇ આવી છે. આ નાટક રજૂ થવાનું હતું ત્યારે તે સાંભળવાની મને ખૂબ ઉત્કંઠા અને આનંદ થતો હતો, પરંતુ સાંભળ્યા પછી દિલને જરા દુઃખ થયું. આ નાટક જુદી જુદી ભાષાઓમાં રજૂ થવાનું હતું પરંતુ હું ગુજરાતી હોઉં ને તે ગુજરાતી ભાષામાં સાંભળવાની પ્રબળ ઇચ્છા હોય તે સ્વાભાવિક છે. પરંતુ મને આ કાર્યક્રમે ખરેખર નિરાશ કર્યો.

શરૂઆતમાં ડૉ. ડી. જી વ્યાસે નાટ્યકાર અને નાટકની સુંદર રીતે સમાલોચના કરી હતી. પણ નાટકની રજૂઆત કંગાલ રહી. નાટકમાં નવા કલાકારો રજૂ થાય એ સામે વાંધો ન હોઈ શકે પણ એ કલાકારોને કાં તો ખૂબ તાલીમ આપવી જોઇએ યા તો જૂના ને અનુભવીઓનો જ સાથ લેવો જોઇએ.

ઑલ ઇન્ડિયા રેડિયોના સંચાલકોને જો આવાં જૂનાં નાટકો રજૂ કરવાની હોંશ છે તો પછી એ નાટકને સમજતા ઘણાય જૂના અભિનેતાઓ અત્યારે હાજર છે એમને બોલાવીને શા માટે એમની સલાહ લેવામાં આવતી નથી યા તો જરૂર જણાય એટલાનો ઉપયોગ કરવામાં આવતો નથી? શનિ, મૂળજી ખુશાલ, કાસમભાઇ, જયશંકર (સુંદરી) આવા ઘણાય લોકપ્રિય ને અનુભવી અદાકારોનો સહકાર મેળવવો જોઇતો હતો-જરૂરી હતો. આમ થતે તો એક સારી કૃતિને યાદ કરવાનો અને તે પછી સારી રીતે રજૂ કરવાનો એમ બેઉ બાજુનો જશ રેડિયોના સંચાલકોને મળતે. ઊલટું આ તો એક ભવ્ય કૃતિને બગાડી નાખવાનો વધુ અફસોસ થયો. મરાઠી ભાષામાં રજૂ થયેલ 'ભર્તૃહરિ' પણ મેં સાંભળ્યું. એ ઘણું સુંદર રીતે રજૂ થયું હતું.

ઑલ ઇંડીયા રેડિયોના ગુજરાતી સંચાલકો આ પરત્વે ધ્યાન આપશે ખરા?

મુકુંદરાય ગોરડિયા

તા. ૧૫મી ઑક્ટોબર '૫૬. (મુંબઇ)

તંત્રી શ્રી,

આપના તરફથી ગુજરાતી નાટ્યના અંક બે મળ્યા છે જે માટે આભારી છું. ગત થયેલી રંગભૂમિના ઉદ્ધાર માટે આપ જે કમર કસી શ્રમ ઉઠાવો છો એ માટે અભિનંદન. મૃત થયેલી રંગભૂમિ અત્યારે ક્ષયરોગના ત્રીજા સ્ટેજ જેવી થઇ ગઇ છે જેનો ઉપચાર કરવામાં ઘણા ઇન્જેકશનો આપવાં પડશે. ભારતના ઉચ્ચ આદર્શોની ભાવના તદ્દન નષ્ટ થઇ ગઇ છે. લગભગ પચીસ ત્રીશ વર્ષમાં તો તેના ઉદ્દેશનું નામોનિશાન રહ્યું નથી. જેમ શરીરમાં પાંચ વિષયો રહેલાં છે તેમ નાટકમાં મુખ્ય પાંચ રસો રહ્યા છે અને તે રસો હોય તો જ તે નાટકો અને સંસ્થા લાંબો વખત ટકી શકે ને લોકપ્રિય થાય. તે સાથે ચારિત્ર્ય, શિસ્ત, સંગીત, સાહિત્યનો પૂરો અભ્યાસ જોઇએ. અત્યારે નેવું ટકા લોકો સાચા સંગીતથી અજાણ છે, મોટા જલસામાં ઘણા માથાં ધુણાવતા હોય છે, પણ કયો રાગ ચાલે છે તેનો ખ્યાલ જ ન હોય. આ બધો ચલચિત્રો (સિનેમા)નો પ્રતાપ છે. આપણા સમાજની કેટલી દુર્ગતિ થઇ છે, કઇ કક્ષાએ આપણે પહોંચ્યા છીએ, મનુષ્યમાંથી પશુ જેવા બનાવી માણસની માણસાઇ ગુમાવી બેઠા છીએ એ બધું જોતાં ભારતની નાટ્યસંસ્થાઓનો ફરી પુનઃ જન્મ એ તો ભાવિના ગર્ભમાં છે.

લિ.

જુનાગઢ, મણિશંકર જેશંકર ભટ્ટ

આશ્વિન સુદ ૧૩.



શ્રી. બાલીવાલા પારસી વિક્ટોરિયા થિયેટ્રિકલ કંપનીનાં કલાકારો

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.




—: સંપાદક :—
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી લક્ષ્મીકાન્ત નાટ્ય સમાજ

શ્રી ચંદ્રહાસ એમ. ઝવેરી નામના વડોદરાના એક પ્રતિષ્ઠિત ઝવેરી કુટુમ્બના નબીરાએ, સને ૧૯૪૩ માં વડોદરામાં મોરબી થિયેટરમાં શ્રી લક્ષ્મીકાન્ત નાટ્ય સમાજ નામે પોતાની સ્વતંત્ર નાટ્યસંસ્થા શરૂ કરી.

સમાધિસ્થ થયેલ શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજના પડદા, સિનસિનેરી, ડ્રેસો ઇત્યાદિ સરસામાન તેમ જ માલતી માધવ, શકુન્તલા, વીરનાં વેર, અમર આશા, અરબકા સિતારા, મોહપ્રતાપ, સાગરપતિ અને અક્ષયરાજ નાટકો ખરીદી લીધા. લક્ષ્મીકાન્તના ભૂતપૂર્વ મેનેજર સોમેશ્વર ભા. મારતરને મેનેજર તરીકે તેમ જ જાણીતા હાસ્યનટ બબલદાસને દિગ્દર્શક તરીકે રોકી લીધા અને સારા સારા કલાકારોનો સહકાર સાધ્યો.

શ્રી ચંદુલાલ મપારા પાસેથી વારસદાર, પ્રેમ કે ...હ, સ્નેહલગ્ન અને વગરવાંકે નાટકો વેચાણ લીધા.

કવિ જી. એ. વૈરાટીના પ્રયોગથી શરૂઆત કરી.

૧. નવજુવાન : ૭–૧૦–૧૯૪૩.
   લેખક : કવિ જી. એ. વૈરાટી
   ગીતો : શ્રી જીવણલાલ બ્રહ્મભટ્ટ
   સંગીત : શ્રી એહમદ દરબાર
   દિગ્દર્શક : શ્રી બબલદાસ
   પાત્રો : બબલદાસ, બિપિન મહેતા, પરસોત્તમ (રોયલ ફેમ), વાસુદેવ, ગુલામમહમદ, અબ્દુલ શકુર અને હિરાબાઇ (સીને સ્ટાર).

નાટક ઠીક ગયું અને સારી આવક આવી. ત્યાર બાદ તા. ૧૮–૧૦–૧૯૪૩ ને રોજ 'સ્નેહલગ્ન' રજૂ કર્યું.

૨. નિશાનબાજ : ૧૩–૧૧–૧૯૪૩
   લેખક : કવિ જી. એ. વૈરાટી
   ગીતો : શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ
   સંગીત : શ્રી મોહન જુનિયર
   દિગ્દર્શક : શ્રી બબલદાસ
   પાત્રો : નવજુવાન નાટકનાં તમામ પાત્રો



શ્રી ચન્દ્રહાસ એમ. ઝવેરી

નોંધ : બબલદાસ છૂટા થયા. અલીદાદને રોક્યા. કંપની ડભોઇ તથા નડિયાદની થોડા દિવસની મુસાફરી કરી પાછી વડોદરા આવી.

૩. અંધારી ગલી : ૯–૧૨–૧૯૪૩.
   લેખક : કવિ જામન.
   ગીતો : શ્રી જામન, કમલેશ ઠાકર.
   સંગીત : શ્રી મોહન જુનિયર.
   દિગ્દર્શક : શ્રી જામન
   પાત્રો : પરસોત્તમ, વાસુદેવ, અલીદાદન, બિપિન મહેતા, મોહનલાલ, અબ્દુલશકુર, ગુલામ મહમદ, રમણલાલ, હિરાબાઇ અને મોહરાબાઇ.

નાટક સારું ગયું. અલીદાદન અને વાસુદેવે સારો અભિનય આપ્યો.

ત્યારબાદ શ્રી બાપુભાઇ કે. બોરાનું લખેલું નાટક વગર વાંકે તા. ૨૩–૧૨–૧૯૪૩ના રોજ રજૂ કર્યું.

કંપની પેટલાદ તથા ખંભાતની ટૂંકી મુસાફરીએ જઇ પાછી વડોદરા આવી. મુસાફરીમાં બબલદાસ ફરીથી કંપનીમાં જોડાયા.

૪ નવી જિંદગી : ૨૭-૧-૧૯૪૪

લેખક : શ્રી બાબુભાઇ કે. ઓઝા

ગીતો : શ્રી જીવણલાલ બ્રહ્મભટ્ટ

સંગીત : શ્રી મોહન જુનિયર

દિગ્દર્શક : શ્રી બબલદાસ

પાત્રો :, અંધારી ગલી નાટકનાં તમામ પાત્રો.

૫. કીર્તિકળશ : ૨૨-૩-૧૯૪૪

લેખક : કવિ જી. એ. વૈરાગી

ગીતો : શ્રી અંબાલાલ પંડીત

સંગીત : શ્રી મોહન જુનિયર

દિગ્દર્શક : શ્રી બબલદાસ

પાત્રો : અંધારી ગલી નાટકનાં તમામ પાત્રો.

નોંધ : નાટક ઠીક જાતું હતું પણ મુંબઇમાં થિયેટર ભાડે રાખેલું હોવાથી કંપની આડવાડિયામાં જ મુંબઇ, બોમ્બે થિયેટરમાં ગઇ.

તા. ૨૯-૩-૧૯૪૪ના રોજ 'અંધારી ગલી' નાટક બાબુભાઇ ઓઝા પાસે નવેસરથી હાસ્ય લખાવી તથા રઘુનાથ બ્રહ્મભટ્ટ અને જીવણલાલ બ્રહ્મભટ્ટ પાસે નવાં ગીતો લખાવી રજૂ કર્યું. નાટક સારું ગયું. બીજા અઠવાડિયાના શની તથા રવિના પ્લાન પુરેપુરા રિઝર્વ થઇ ગયેલા પણ શુક્રવારે મુંબઇની ગોદીમાં દારૂખાનાનો ધડાકો થતાં લોકોએ રિઝર્વ ટિકિટોના પૈસા પાછા લેવા દરોડો પાડ્યો. બધા પૈસા પાછા આપી દીધા.

કંપની અમદાવાદમાં ભારત ભુવન થિયેટરમાં ગઇ. 'નવજુવાન'ના ત્રણ તથા 'અંધારી ગલી'ના ત્રણ એમ કુલ ફક્ત ૭ પ્રયોગો કરી, થિયેટરની અગવડતાને લીધે ભરૂચ તથા નવસારીમાં એકાદ માસ નાઇટો કરી પાછી મુંબઇ બોમ્બે થિયેટરમાં આવી.

મુસાફરીમાં વાસુદેવ છૂટા થયા.

અમૃત જાની, દિલાવર પાન્ડે અને નર્મદાશંકરને રોક્યા. બબલદાસ છૂટા થયા.

૬. લાકડવાયો : ૧૭-૬-૧૯૪૪.

લેખક : શ્રી પ્રફુલ્લ દેસાઇ.

ગીતો : શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ, શ્રી જીવણલાલ બ્રહ્મભટ્ટ અને મનસ્વી પ્રાંતિજવાળા.

સંગીત : શ્રી રેવાશંકર મારવાડી.

દિગ્દર્શક : શ્રી પ્રફુલ્લ દેસાઇ.

પાત્રો : અમૃત જાની, બિપિન મહેતા, પાન્ડે, નર્મદાશંકર, મોહનલાલ, રમણલાલ, અલીદાદન, પરસોતમ, અબ્દુલરઝાક, ગુલામમહમદ, હિરાબાઇ અને ગિરિજાબાઇ.

અમૃત જાનીએ ઘણી જ સુંદર ભૂમિકા ભજવી. નાટકે સારી આવક આપી.

૭. લવ કુશ યાને સીતાત્યાગ : ૧૦-૮-૧૯૪૪.

લેખક: અંબાલાલ પંડિત, નૌતમકાન્ત સાહિત્યવિલાસી.

ગીત-સંગીત : શ્રી અવિનાશ વ્યાસ

પાત્રો : શ્યામાબાઇ, હિરાબાઇ, નર્મદાશંકર, મોહનલાલ, ગુલામમહમદ, અબ્દુલરઝાક, બિપિન મહેતા, પાન્ડે, રમણલાલ, પરસોતમ, ભવાનીશંકર અને અલીદાદન.

નોંધ : આ નાટકમાં જીવંત અશ્વ સ્ટેજ પર લાવવામાં આવ્યો હતો.

નાટક સાધારણ ગયું.

આ અરસામાં કંપનીએ. શ્રી રંજન નાટક સમાજનાં ત્રણ નાટકો રૂપકુમારી, લોહીની અસર તથા અધુરો સંસાર ખરીદ કર્યાં.

મુંબઇ છોડી કંપની સુરત ગઇ. રૂપકુમારી ઘણા સુધારા વધારા સાથે 'સુખની શોધ' નામે રજુ કર્યું.

૮. સુખની શોધ : ૧૯૪૪

લેખક : શ્રી મણિલાલ પાગલ

ગીતો : શ્રી જીવણલાલ બ્રહ્મભટ્ટ.

સંગીત : શ્રી પરસોતમ મારવાડી.

દિગ્દર્શક : શ્રી બિપિન મહેતા

પાત્રો : રામલાલ, નાયક, બિપિન મહેતા, રમણલાલ, નર્મદાશંકર, અલીદાદન, ગુલામમહમદ, અબ્દુલરઝાક, હિરાબાઇ અને પ્રમીલા

નોંધ : સુરતમાં શ્રી. વાડીલાલ શાહ પાસેથી અજિત વિજય નાટક સમાજનાં વીર જયસિંહ, પૂર્વપ્રભાવ અને સનાનો લોભ નામે ત્રણ નાટકો ખરીદ કર્યાં.

બે માસ સુરતમાં રોકાઇ ત્યાંથી કંપની વલસાડ, ડભોઇ, કલોલ, વગેરે શહેરોમાં બે ત્રણ માસ ગાળી સૌરાષ્ટ્રમાં સુરેન્દ્રનગર ગઇ. થિયેટરની અગવડતાને લીધે કંપનીને ચાલુ ખરચે થોડો સમય બેસી રહેવું પડ્યું અને કંપનીની હાલત નાજુક થઇ ગઇ. જૂનાગઢના નવાબની સિલ્વર જ્યુબિલી પ્રસંગે જૂનાગઢ ગઇ. ઠીક આવક થઇ. જૂનાગઢથી વીરમગામ અને ત્યાંથી ખંભાતમાં ટુંક સમય ગાળી કંપની ઉમરેઠ ગઇ. આવકની દૃષ્ટિએ નુકશાનીમાં ઉતરી ગઇ અને ઉમરેઠમાં સને ૧૯૪૫ની આખરે કંપની બંધ થઇ.

## તમારી ધાતુઓની તમામ જરૂરિયાતો માટે

**બીનાની કમર્શિયલ કું. લિ**

તાંબુ, કલઇ, સીસું, જસત વગેરે નોનફેરસ ધાતુઓનાં જથ્થાબંધ આયાત-નિકાસ અને સ્ટોક કરનારાઓ

ગ્રામ્સ : 'બીનાનીકોમ'



**રાષ્ટ્રીય મેટલ ઈન્ડસ્ટ્રિઝ લિ.**

- નોનફેરસ ધાતુઓ અને મિશ્રણો.
- તાબાં પિત્તળ અને ધાતુનાં પતરાં વગેરે.
- ઘરવપરાશનાં વાસણો.
- ફેરસ અને નોનફેરસ કાસ્ટિંગ્ઝ મશિનરી, તેનાં ભાગો અને સ્પેર્સ.
- R. M. I. રાષ્ટ્રીય ટેબલ ફેન્સ A. C. વગેરેના ઉત્પાદકો.

ફેક્ટરી : કુર્લા રોડ, અંધેરી, મુંબઇ.
ગ્રામ : 'સર્વવ્યાપી' ફોન : ૮૬૧૫૦

રેલ્વેઝ ઉદ્યોગો, કેન્દ્ર અને પ્રાન્તિક સરકારો વગેરેના મોટા સપ્લાયર્સ



ગ્રામ્સ : 'પ્રાગઝિક'

ફોન : ૩૮૦૦૧, ૩૮૦૦૨, ૩૮૦૦૩



મેનેજિંગ એજન્ટસ્

# પ્રાગદાસ મથુરાદાસ (મુંબઇ) પ્રાઇવેટ લિ.

૨૮-૩૦, અનંતવાડી,

મુંબઈ-૨.

**નોંધ:** આ અરસામાં કંપનીએ, થોડા સમય ઉપર બંધ થયેલી શ્રી પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપનીના 'દીપો ખુમાણ' અને 'સોરઠનો સિંહ' નામે બે નાટકો ખરીદ કર્યા.

બાદ કંપની ગોંડલ, ધોરાજી વિગેરે શહેરોમાં ફરી 'જુનાગઢ' વણઝારી થિયેટરમાં આવી.

કર્ણીદાન, ધીરજ અને મહાશંકરને રોકયાં. નાથુરામ ઉસ્તાદ, નથુરામ પેટી માસ્તર, મોરારી ફિડલીસ્ટ, નુરમહમદ (કલેરિયોનેટ) મહાસુખરામ ટી. ભોજક (બેઉ તબલા) ને રોકી ઓરકેસ્ટ્રા વિભાગ સુંદર બનાવ્યો.

'કોની લક્ષ્મી'થી શરૂઆત કરી. થોડો સમય ચાલુ નાટકો ભજવ્યાં બાદ નવું નાટક રજૂ કર્યું.

**૫. ભવના સોદા:** ૧-૧૧-૧૯૪૩.
લેખક: શ્રી દામોદર સાંગાણી.
ગીતો: શ્રી ભવાનીશંકર ઠાકર.
પાત્રો: ચીમન (ચકુડો), શંકરલાલ, ભવાનીશંકર, ચીમન સંજય (સ્ત્રી ભૂમિકામાં) જગન્નાથ, કર્ણીદાન હરિલાલ, મૂળશંકર મહેતા, ત્રિકમ ગીગાભાઇ, મહાશંકર, ધીરજ, પ્રભાશંકર, ગણપત અને શિવલાલ (કોમિક).

**નોંધ:** આ અરસામાં કંપનીએ શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજનો લોકપ્રિય નાટક 'સમરકેસરી' ખરીદ કર્યો.
ચીમન સંજય છૂટા થયા.

**૬. રાજ સૌભાગ્ય:** ૧૯-૧-૧૯૪૪:
લેખક: શ્રી દામોદર સાંગાણી.
ગીતો: શ્રી ભવાનીશંકર વ્યાસ.
પાત્રો: કંપનીના તમામ કલાકારો.

**૭. શિવ પાર્વતી:** ૧૯૪૪
લેખક: શ્રી દામોદર સાંગાણી.
ગીતો: શ્રી ભવાનીશંકર ઠાકર.
પાત્રો: કંપનીના તમામ કલાકારો.
જગન્નાથ છૂટા થયા.

**૮. ભક્તિ:** ૨૦-૫-૧૯૪૪.
લેખક: શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.
હાસ્ય: શ્રી દામોદર સાંગાણી.
ગીતો: શ્રી ભવાનીશંકર ઠાકર
પાત્રો: 'ભવના સોદા' નાટકનાં મોટા ભાગના પાત્રો.

જાણીતા સંગીતકાર દલસુખરામ (ગવૈયા) મૂળશંકર ત્રિવેદી અને સુરજરામ (સ્પેશિયલ સુંદરી)ને રોકયાં. મૂળશંકર મહેતા છૂટા થયા.

**૯. કર્મવીર પ્રતાપ:** ૨૨-૧૧-૧૯૪૪
લેખક: શ્રી કાન્તિલાલ જગજીવન મહેતા
દિગ્દર્શક: શ્રી સુરજરામ, શ્રી શંકરલાલ
પાત્રો: ચીમન (ચકુડો) શંકરલાલ, દલસુખરામ ભવાનીશંકર, સુરજરામ, મૂળશંકર ત્રિવેદી, કર્ણીદાન મહાશંકર, ધીરજ, પ્રભાશંકર, ગણપત, ત્રિકમ અને શિવલાલ (કોમિક)

**૧૦. સતી સુકન્યા:** ૧૧-૧-૧૯૪૫.
લેખક: શ્રી કાન્તિલાલ જગજીવન મહેતા.
દિગ્દર્શક: શ્રી સુરજરામ, શ્રી શંકરલાલ.
પાત્રો: કંપનીના તમામ કલાકારો.
કંપની જૂનાગઢથી પોરબંદર શ્રી નાથજી થિયેટરમાં ગઇ.

**૧૧. રાજા હરિશ્ચંદ્ર:** ૩૦-૫-૧૯૪૫.
લેખક: શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.
દિગ્દર્શક: શ્રી સુરજરામ, શ્રી શંકરલાલ.
પાત્રો: કંપનીના તમામ કલાકારો.

પોરબંદરથી કંપની જામનગર (અત્રે જાણીતા કલાકાર અમૃત જાની જોડાયા) રાજકોટ (અત્રે ચીમન સંજય અને પ્રમીલા જોડાયા) અને ગોંડલ શહેરમાં થોડા માસ ગાળીને ફરી પાછી જૂનાગઢ આવી. માંદગીને કારણે અમૃત જાની તથા ભવાનીશંકર છૂટા થયા. સોમનાથ કલ્યાણી જોડાયા.

**૧૨. કુમકુમ પગલે:** ૧૧-૧૦-૧૯૪૫.
લેખક: શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.
ગીતો: ભાઇલાલ જોશી, કવિ મનસ્વી પ્રાંતિજવાળા.
દિગ્દર્શક: શ્રી સુરજરામ, શ્રી શંકરલાલ.
પાત્રો: ચીમન (ચકુડો) સુરજરામ, શંકરલાલ, સોમનાથ (કલ્યાણી) ત્રિકમ ગીગાભાઇ, પ્રભાશંકર (બુલબુલ) શિવલાલ (કોમિક) ધીરજ, રેવાશંકર, હરિલાલ અને પ્રમીલા.

કવિ દામોદર સાંગાણી, ચીમન સંજય અને પ્રમીલા છૂટા થયા. જાણીતા દિગ્દર્શક અને હાસ્યરસના અભિનેતા શ્રી વિઠ્ઠલદાસ ભોજક સલાહકાર તરીકે જોડાયા. બિપિન મહેતા અને હિરાભાઇ ટૂંક સમય માટે જોડાયા.

કંપની જુનાગઢથી વેરાવળ થઇને ગુજરાતની મુસાફરીએ ઉપડી. કલોલ થઇને અમદાવાદ ભારત ભુવન થિયેટરમાં આવી. અત્રે 'ભક્તિ'નો એક અને 'કુમકુમ પગલે'નો એક એમ ફકત બે જ પ્રયોગ ભજવ્યાં.

બન્નેમાં પાત્રો; વિઠ્ઠલદાસ ભોજક, શનિ માસ્તર, સુરજરામ (સ્પેશિયલ સુંદરી) સોમનાથ (કલ્યાણી), ચીમન (ચકુડો), શંકરલાલ, શિવલાલ (કોમિક), રેવાશંકર, પ્રભાશંકર અને હરિલાલ.

(અપૂર્ણ)

# મુંબઈને આંગણે રંગભવન



રંગભવનનું ઉદ્‌ઘાટન કરતા માનનીય શ્રી દિનકરરાવ દેસાઇ

મુંબઇ રાજ્ય સરકાર તરફથી બંધાયેલા ખુલ્લા થિયેટર, "રંગભવન"નું વિધિસરનું ઉદ્‌ઘાટન ઓકટોબર તા. ૨૭મીએ શિક્ષણ અને કાનૂન ખાતાના પ્રધાન શ્રી દિનકરરાવ દેસાઇના હસ્તે થયું હતું. આ પ્રસંગે બ્રાહ્મણ સભા તરફથી "અભિજ્ઞાન શાકુંતલ"નું સંસ્કૃત નાટક પૂરેપૂરું ભજવી બતાવવામાં આવ્યું હતું.

ઉદ્‌ઘાટન કરતાં શ્રી દેસાઇએ એવી આશા વ્યકત કરી હતી કે આ નવું થિયેટર નાટયકલાના વિકાસમાં હિસ્સો આપશે. એમણે કહ્યું કે અવેતન નાટયમંડળીઓને આ થિયેટર મળી શકશે, ખાસ કરીને તો થિયેટર ભાડે લેવા માટેના અતિશય ખર્ચને લીધે નાટકની ભજવણી વિગેના ખર્ચને આ નાટકમંડળીઓ પહોંચી વળી શકતી નથી. એમણે ઉમેર્યું હતું કે ઓપન-એર થિયેટરની આ રચના પછી હવે આ મંડળીઓ પોતાનાં નાટકો વધુ ખર્ચ વિના ભજવી શકશે. એથી નાટયકલાને ઉત્તેજન મળશે.

પ્રધાનશ્રીએ જણાવ્યું હતું કે નાટકો ઉપર મળેલા મનોરંજન વેરામાથી રાજ્યભરમાં આ પ્રકારનાં નાટયગૃહો બાંધવાની યોજના સરકારે હાથ ધરેલી છે.

### થિયેટરની વિગતો

આ થિયેટર એલ્ફિન્સ્ટન ટેકનિકલ હાઇસ્કૂલના પ્રાંગણમાં રાખવામાં આવેલું છે અને તેના ૫૦,૦૦૦ ચોરસ ફુટના વિસ્તારના ખુલ્લા સભાગૃહમા ૩,૦૦૦ માણસો બેસી શકે તેવી સગવડ છે.

રૂ. બે લાખના ખર્ચના આ થિયેટરની બાંધણી કલાત્મક છે. મધ્યમાં ૧૨ ફુટની પ્રતિમા છે અને તે ઉપરાંત આગળના ભાગમાં પૂર્ણ કદથી પોણા ભાગની સંગીત અને નૃત્યકલાઓને મૂર્ત કરતી કાંસાની પ્રતિમા રાખવામાં આવશે.

આગળ વીજળીક બળથી ખેંચાતો મખમલનો મુખ્ય પડદો છે અને વરસાદમાં નાટયઘરના રક્ષણ માટે રોલીંગ શટરની ગોઠવણ રાખવામાં આવી છે. વિવિધ રંગની રોશની બદલવા માટે પણ ખાસ સગવડ રાખવામાં આવી છે.



રંગભવન

ગુજરાતી નાટ્ય મંડળ

મંડળના ઉપક્રમે શનિવાર તારીખ ૨૭મી ઓક્ટોબરના દિને રાત્રે ૮ાા વાગ્યે શ્રી ભારત નાટ્ય સમાજનું શ્રી પ્રફુલ્લ દેસાઇનું એક સફળ નાટક "આરતીના દીવા" મંડળના સભ્યોને બતાવવામાં આવ્યું હતું.

### મંડળનો ચતુર્થ નાટ્યોત્સવ

મંડળે પ્રતિવર્ષની માફક આ વર્ષે પણ નવેમ્બર મહિનાની ૧૬, ૧૭ અને ૧૮મી તારીખે ભારતીય વિદ્યાભવનમાં ચતુર્થ નાટ્યમહોત્સવમાં ઊજવવાનું નક્કી કર્યું છે. આ મહોત્સવમાં ૧૬મી નવેમ્બરે **શ્રી દેશી** નાટક સમાજ તરફથી કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત "સામે પાર" નાટક રજૂ થશે. તા. ૧૭મી નવેમ્બરે ઇન્ડિયન નેશનલ થિયેટર તરફથી શ્રી અનંત આચાર્ય કૃત "શ્રદ્ધા ફળી" નાટક રજૂ થશે અને રવિવાર તા. ૧૮મી નવેમ્બરે રંગભૂમિ સંસ્થા શ્રી ધનસુખલાલ મહેતા કૃત રૂપાંતર "ફરી મિનિટ" નાટક રજૂ કરશે.

## મંડળના નવા સભ્યો

### સંસ્થા સભ્યો

૧. શ્રી દેશી નાટક સમાજ

૨. ઇન્ડિયન નેશનલ થિયેટર

૩. રંગભૂમિ.

૪. ભારતીય કલા કેન્દ્ર.

### આજીવન સભ્ય

શ્રી મગનભાઇ ગોરધનદાસ પરીખ

શ્રી હર્ષદરાય ભ. પારેખ

### સાધારણ સભ્યો

૧. શ્રી નવીનચન્દ્ર ડી. ખાંડવાલા

૨. શ્રી મધુસુદન શ્રોફ

૩. શ્રી યશોમતિ બી. કાપડિયા

૪. શ્રી રમણિકલાલ ભોગીલાલ કાપડિયા

૫. શ્રી શાન્તિલાલ જેશંકર ભોશે

૬. શ્રી મધુસુદન ભોગીલાલ કાપડિયા

૭. શ્રી લીલા મથુરાદાસ મરચન્ટ.

૮. શ્રી મથુરાદાસ જયરાજ મરચન્ટ

## ચોથી નાટ્યલેખન હરીફાઇ

'ગુજરાતી નાટ્ય મંડળ'ને આશ્રયે છેલ્લાં ત્રણ વર્ષથી નાટ્યલેખન હરીફાઇ યોજાય છે અને આ ચોથી નાટ્યલેખન હરીફાઇ જાહેર કરતાં અમને આનંદ થાય છે. ગુજરાતભરના લેખકોને આ હરીફાઇમાં ભાગ લઇ, આપણી મૌલિક નાટ્યસમૃદ્ધિમાં ગણનાપાત્ર ઉમેરો કરવાનું જાહેર આમંત્રણ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેઓ સંપૂર્ણ સહકાર આપશે.

ઇનામો

નાટ્યકૃતિઓમાંથી જે કૃતિઓ અનુક્રમે પહેલી, બીજી અને ત્રીજી ઉત્તમ પુરવાર થશે તેના લેખકોને અનુક્રમે રૂા. ૫૦૦) રૂા. ૪૦૦) અને રૂા. ૩૦૦)નું પારિતોષિક આપવામાં આવશે.

નિર્ણાયકો

નાટ્યકૃતિની ગુણવત્તાના નિર્ણાયકો તરીકે નીચેની વ્યક્તિઓને ચાલુ વર્ષે નિયુક્ત કરવામાં આવી છે.

૧. શ્રી જ્યોતીન્દ્ર હ. દવે

૨. શ્રી મોહનલાલ મહેતા "સોપાન"

૩. શ્રી ગુલાબદાસ બ્રોકર

જે ભાઇ અથવા બહેન આ હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છતા હોય તેમણે આ હરીફાઇ-પત્રકમાં જણાવેલા નિયમો બરોબર વાંચી અને તે અનુસાર આ પત્રક મંગાવી તેના પર પોતાની સહી કરીને નાટ્યકૃતિને રજિસ્ટર્ડ પોસ્ટથી અથવા મંત્રીને હાથોહાથ મંડળને સરનામે પહોંચાડવી. આ

પ્રકારે મળેલી દરેક કૃતિની પહોંચ આપવામાં આવશે.

લેખકે પોતાની કૃતિની નકલ પોતાની પાસે રાખવી.

## નિયમો

૧. હરીફાઈમાં ભાગ લેનાર વ્યક્તિ બે નાટકોથી વધુ નાટકો મોકલી શકશે નહિ.

૨. હરીફાઈમાં મોકલેલું નાટક

(અ) મૌલિક અને લેખકની સ્વતંત્ર કૃતિ હોવી જોઈએ.

(બ) કોઈપણ સ્થળે પ્રગટ થયેલું કે ભજવાયેલું હોવું ન જોઈએ.

(ક) હરીફાઈનો નિર્ણય જાહેર ન થાય એ પહેલાં લેખક પોતાની કૃતિ છપાવી પ્રસિદ્ધ કરી શકશે નહિ તેમ જ કોઈને ભજવવાની સંમતિ આપી શકશે નહિ.

(ડ) એ નાટક અન્ય કોઈપણ ભાષાનો અનુવાદ નથી અથવા જુદાં જુદાં નાટકોનાં ભાગોનું સંકલન નથી, અથવા કોઈ નવલકથા કે નવલિકાનું રૂપાંતર કે વિસ્તાર નથી એવી ખાતરી લેખકે આપવી પડશે.

૩. નાટકનું વસ્તુ સામાજિક, પૌરાણિક કે ઐતિહાસિક ગમે તે પસંદ કરી શકાશે; તેમ જ એમાં અંક કે પ્રવેશોની તથા પાત્રોની સંખ્યા અંગે પણ મર્યાદા નથી.

૪. નાટક ભજવવાની સમયમર્યાદા ઓછામાં ઓછી બે કલાકની થાય એ રીતે નાટકની લખાવટ થવી જોઈએ.

૫. રંગમંચ પર નાટક ભજવી શકાય એ પ્રકારના નાટ્યતત્ત્વ અને અભિનયક્ષમતા એમાં હોવાં જોઈએ.

૬. નાટકનું લખાણ શાહીથી અને કાગળની એક જ બાજુએ કરેલું હોવું જોઈએ. શાહીને બદલે ગુજરાતી ટાઈપરાઈટરનો ઉપયોગ કરી શકાશે.

૭. નાટકનાં સંવાદોમાં કે અન્ય કોઈ પ્રકારે લેખકથી કોઈપણ સ્થળે પોતાના મૂળ નામ કે તખલ્લુસનો ઉપયોગ કરી શકાશે નહિ.

૮. હરીફાઈમાં આવેલી નાટ્યકૃતિઓની ગુણવત્તા અંગે નિર્ણાયકો જે નિર્ણય આપશે તે છેવટનો અને હરીફાઈમાં ભાગ લેનાર સૌ કોઈને બંધનકર્તા ગણાશે. સામાન્ય રીતે હરીફાઈનું પરિણામ ૧૯૫૭ના માર્ચના પ્રથમ અઠવાડિયા સુધીમાં જાહેર કરી દેવામાં આવશે.

૯. ઇનામપાત્ર ઠરેલી કૃતિઓ, ગુજરાતી નાટ્ય મંડળનાં મુખપત્રમાં પ્રગટ કરવાનો મંડળનો પ્રથમ અધિકાર રહેશે.

૧૦. ઇનામને પાત્ર ઠરેલી કૃતિઓ પ્રથમવાર રંગમંચ ઉપર ભજવવાનો તથા યોગ્ય લાગે તો પુસ્તક આકારે પ્રસિદ્ધ કરવાનો પ્રથમ અધિકાર ગુજરાતી નાટ્ય મંડળનો રહેશે. અને પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવશે તો લેખકને, પુસ્તકની વેચાણ કિંમત પર દસ ટકા લેખે રોયલ્ટી આપવામાં આવશે.

૧૧. હરીફાઈ માટેની નાટ્યકૃતિઓ મોડામાં મોડી ૩૧ ડિસેમ્બર ૧૯૫૬ સુધીમાં નીચેને સરનામે પત્રકમાં સહી કરી તે સાથે હાથોહાથ અથવા રજિસ્ટર્ડ પોસ્ટથી મળી જવી જોઈએ.

મંત્રી,
ગુજરાતી નાટ્ય મંડળ
દેના બિલ્ડીંગ્સ,
૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ ૧.

૧૨. આ નિયમોના અર્થ વિશે મતભેદ થતાં ગુજરાતી નાટ્ય મંડળની વ્યવસ્થાપક સમિતિનો નિર્ણય છેવટનો તથા બંધનકર્તા ગણાશે અને નાટ્યકૃતિઓ ભજવવા અને પ્રસિદ્ધ કરવા સંબંધમાં કલમ નં. ૨ (ક) તથા કલમ નં. ૯ અને ૧૦ માં બંધન હોવા છતાં અસાધારણ સંયોગમાં મંડળની વ્યવસ્થાપક સમિતિ તે અંગે લેખકની વિનંતી ધ્યાનમાં લઈ અપવાદ કરી શકશે.

* * * *

મંત્રી,
ગુજરાતી નાટ્ય મંડળ,
મુંબઈ.

ભાઈ શ્રી,

........નાટ્યલેખન હરીફાઈ અંગેના ઉપરના સર્વ નિયમો મેં વાંચ્યા છે અને તે મને માન્ય છે. તે અનુસાર હું મારી નાટ્યકૃતિ નામે ______________ આ સાથે તમને મોકલું છું તે સ્વીકારશો.

લિ.

______________

સરનામું ______________

______________

ભજવાતા નાટક "પત્તાની જોડ"ના વધુ બે પ્રયોગો ઓક્ટોબર મહિનામાં થયા હતા.

**શ્રી લાડ યુવક મંડળ:** તા. ૨૬મી ઓક્ટોબરે આ મંડળ તરફથી શ્રી પ્રાગજી જ. ડોસા કૃત "ઘરનો દીવો" નાટક ભારતીય વિદ્યાભવનમાં ભજવવામાં આવ્યું હતું. આ નાટકમાં શ્રી ધનસુખલાલ શેઠના, શ્રી રણજીતલાલ અતીત, શ્રી પ્રમોદિની શેઠના વગેરેએ કામ કર્યું હતું.

**પ્રથમ વિશ્વ રંગભૂમિ પરિષદ:** રંગભૂમિને લગતા પ્રશ્નોની ચર્ચાવિચારણા કરવા માટે ઓક્ટોબર મહિનાની ૨૯મી તારીખથી ૨ જી નવેંબર સુધી વિશ્વભરમાં પ્રથમ વાર આ રંગભૂમિ પરિષદ ભરવામાં આવી હતી. આ પરિષદનું ઉદ્‌ઘાટન મુંબઈના ગવર્નર શ્રી. એમ. સી. ચાગલાએ કાવસજી જહાંગીર હોલમાં કર્યું.

વળી આ પરિષદ નિમિત્તે મુંબઈ સરકારે હમણાં જ બાંધેલ "રંગભવન"માં રોજ રાત્રે મનોરંજન કાર્યક્રમો પણ થયા. તા. ૩૦મીએ "પંચતંત્ર" તા. ૩૧મીએ ચાર જુદી જુદી ભાષાનાં નાટકોનાં દૃશ્યો, ૧લીએ "મેના ગુર્જરી" તથા ૨જી તારીખે બંગાળથી આવેલ બહુરૂપી સંસ્થા તરફથી કવિવર રવિન્દ્રનાથ ટાગોરનું નાટક "રક્ત કરબી" બંગાળી ભાષામાં ભજવાયું.

### અમદાવાદ:

**રંગ મંડળ:** આ સંસ્થા તરફથી ઓક્ટોબર મહિનામાં ત્રણ એકાંકીઓ, શ્રી રાજેન્દ્ર શાહ કૃત "મતિભક્તિ," શ્રી ચુનીલાલ મડિયા કૃત "મરેલા જીવ" અને શ્રી પ્રબોધ જોષી કૃત "અખીલ બ્રહ્માંડમાં એક તું," ભજવવામાં આવ્યાં હતાં.

સંસ્થા હવે શ્રી પ્રબોધ જોષીનું નવું નાટક "અમર આશા" થોડા વખતમાં રજૂ કરશે.

### સૂરત:

મુંબઈ રાજ્યની આગામી તૃતીય નાટ્ય સ્પર્ધામાં "કલા ક્ષેત્ર" શ્રી વજુભાઈ ટાંકે કરેલું રૂપાંતર "દેભવના અંગાર" રજૂ કરશે અને "કલા નિકેતન" સંસ્થા શ્રી પ્રાગજી ડોસા રચિત નવું મૌલિક નાટક "છોરૂ કછોરૂ" રજૂ કરશે. સ્પર્ધાની પૂર્વે પણ છોરૂ-કછોરૂના બે પ્રયોગો તા. ૧૭ અને ૧૮ નવેમ્બરે ભજવવાનું નક્કી થયું છે.

### રાજકોટ:

સૌરાષ્ટ્ર કલા કેન્દ્ર તરફથી શ્રી રોમેર સોસાયટીના હવાને તા. ૧૧-૧૦-'૫૬ના રોજ શ્રી જયમલ્લ પરમાર રચિત 'ભૂદાન' બે અંકી નાટક જામનગર મુકામે ૬૦૦૦ (છ હજાર) આમંત્રિતો વચ્ચે ભજવી બતાવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન જયંત પંડ્યાએ કરેલ હતું.

### કલકત્તા:

ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી કલકત્તામાં શ્રી પ્રાગજી જ. ડોસાનું લખેલું નાટક "ઘરનો દીવો" ૩૦મી સપ્ટેમ્બરે ભજવવામાં આવ્યું હતું.

## શ્રી મોહન ખેરાજનું અકાળ અવસાન

છેલ્લાં ઘણાં વર્ષોથી રંગભૂમિને લગતી સાધન-સામગ્રીનો વ્યવસાય કરતા જુવાન ખંતીલા ખેલદીલ અને મળતાવડા સ્વભાવના શ્રી મોહન ખેરાજનું ગયા માસમાં અકાળ અવસાન નિપજ્યું છે તેની નોંધ લેતાં ખરેખર ખેદ થાય છે.

નાના પાયા પર આ વ્યવસાય શરૂ કરી આપબળે, નાટ્યસંસ્થાઓના કાર્યકરો સાથે મિલનસાર સ્વભાવથી સુમેળ સાધીને તેમણે ધંધાની સારી જમાવટ કરી હતી.

પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.




શ્રી કનકલાલ આર. મહેતા, (રાજકોટ) તરફથી Buddhism in Chinaનું આલ્બમ.

શ્રી જમનાદાસ ખીમજી સુંધાણી (કાંદીવલી) તરફથી જુદી જુદી નાટક કંપનીઓની ઓપેરા-બુકોના ત્રણ સંગ્રહ.

શ્રી અમૃતલાલ મહાદેવ એ ઝા (અમદાવાદ) તરફથી મોરબી આર્યસુબોધ નાટક મંડળીનાં નાટકો પૈકી મળી શકતી, નાટકોની ઓપેરા-બુકો.

શ્રી મદનલાલ હરગોવન શાહ તરફથી શ્રી લક્ષ્મીકાન્ત નાટ્ય સમાજનાં નાટકો પૈકી મળી શકતી, નાટકોની ઓપેરાઓ.

શ્રી ચન્દ્રદાસ એમ. ઝવેરી, (વડોદરા) તરફથી ચાર નાટકોની ઓપેરાઓ.

# ગુજરાતી નાટ્ય

(ગુજરાતી નાટ્ય મંડળનું મુખપત્ર)

તંત્રીઃ પ્રાગજી જ. ડોસા

પુસ્તક ચોથુ : અંક પાંચમો

કિંમત: આઠ આના




નાટ્યમંડળના ચતુર્થ નાટ્યોત્સવનાં દૃશ્યો

•

(૧) શ્રદ્ધા ફળી

(૨) દસ મિનિટ

(૩) સામે પાર

ચોથો નાટ્યોત્સવ

# ગુજરાતી નાટ્ય મંડળ: ચતુર્થ નાટ્યોત્સવ



પ્રથમ દિવસે પ્રવચન કરતા અતિથિવિશેષ
મુ. શ્રી દિનકરરાવ દેસાઇ



દ્વિતીય દિવસે પ્રવચન કરતા અતિથિવિશેષ
માનનીય શ્રી શાન્તિલાલ શાહ



તૃતીય દિવસે પ્રવચન કરતા
માનનીય શ્રી રસિકલાલ પરીખ



# ગુજરાતી નાટ્ય



પુસ્તક: ૪ ડિસેમ્બર: ૧૯૫૬ અંક: ૫

આ અંકમાં :-



**સુધારો:** પાનાં ૩૨ ઉપર "બાંધ ગઠરિયાં" પુસ્તકમાંથી ઉતારો લેવામાં આવ્યો છે એના લેખક શ્રી સી. સી. મહેતા વાંચવું. ભૂલમાં નામ એ. સી. મહેતા છપાયું છે.



... નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સૂરજ પ્રીન્ટર્સ પ્રેસમાં ...

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જ્યોતિલાલ ત્રિવેદી
પ્રા. છોટાલાલ ધોળકા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાતરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
પ્રાગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | ડિસેમ્બર: ૧૯૫૬ | અંક: પાંચમો



## ઊઘડતે પડદે

# પંચ થિયેટર યોજના

ગયા રવિવારે સુરતના પ્રવાસે જવાનું થયું. ત્યાંની 'કલાનિકેતન' સંસ્થાએ 'છોરુ કછોરુ' નાટક રજૂ કર્યું. એ પૂર્વે સાંજની વેળાએ સંસ્થાના કલાકારો, કાર્યકરો અને આમંત્રિતો સાથે એક વાર્તાલાપ યોજાયો હતો. આ કલાકારો અને કાર્યકરોની રંગભૂમિ પ્રત્યેની અભિરુચિ, વિકાસ સાધવાની ધગશ અને અથાગ પરિશ્રમ જોઈ કંઈક પ્રગતિશીલ નીવડે એવું કહેવાની ઇચ્છા થઈ અને એક યોજનાની બહુ જ આછી રૂપરેખા મેં રજૂ કરી.

અમેરિકામાં Forty Theatres Chain એવી એક યોજના અમલમાં મુકાઈ છે એ ઉપરથી આ 'પંચ થિયેટર યોજના' મેં વિચારી છે. એ યોજના પર સંપૂર્ણપણે વિચારવિનિમય કરી એ અમલમાં મુકાય તો રંગભૂમિને ક્ષેત્રે એક નવી પ્રવૃત્તિ, એક નવું આન્દોલન શરૂ થાય જેને પરિણામે સંસ્થાઓ, લેખકો, દિગ્દર્શકો, કલાકારો અને કાર્યકરો બધા જ ક્રિયાશીલ બની જાય. જનતા સમક્ષ એક વર્ષમાં વીસથી ત્રીસ નવાં નાટકો રજૂ થાય અને જુદા જુદા શહેરોના નાટ્ય-એકમો એક બીજાના ગાઢ સંપર્કમાં આવે અને એકની સરસતા બીજા અપનાવતા થાય, પરિણામે રંગભૂમિ સાચા ઉત્કર્ષના માર્ગે વળે.

આ યોજના માટે પાંચ સ્થળોને હાલને તબક્કે પસંદ કરીએ. મુંબઈ, અમદાવાદ, વડોદરા, સુરત અને નડિયાદ. આ શહેરોમાં સતત નાટ્યપ્રવૃત્તિ ચાલી રહી છે, પરંતુ એકાકીપણે. આ શહેરોમાંથી એકેક સંસ્થા લઈએ તો પાંચ સંસ્થાઓના પ્રતિનિધિઓની બનેલી એક મહાસમિતિ રચીએ. આ મહાસમિતિ એક વર્ષને માટે આ પાંચે સ્થળોએ થિયેટર મેળવવાની કે નોંધી રાખવાની વ્યવસ્થા કરે, અને એક વર્ષમાં દરેક સંસ્થાએ ચાર નવાં નાટકો રજૂ કરવા એ ધોરણે વીસ નવાં નાટકોની પસંદગી કરે. એટલે લેખકોને પ્રોત્સાહન મળે, એ સાથે એ નાટકોનાં દિગ્દર્શકો પણ નક્કી કરે અને સંસ્થા પોતાના કલાકારો અને કાર્યકરોનું જૂથ નક્કી કરે, પરંતુ મૂળ વાત એ છે કે પસંદ કરાયેલાં વીસ નાટકોનાં રિહર્સલ પાંચે પાંચ સ્થળોમાં ચાલે. એનો મૂળભૂત મુદ્દો હેતુપુરઃસરનો છે. આજે એક સંસ્થા પોતાનું નાટક અથવા નાટકોનો કાર્યક્રમ લઈ અન્ય સ્થળે જાય છે ત્યારે કેટલાયે કલાકારો અને કાર્યકરોને લઈ જવાં પડે છે; એમનું રેલ્વે ભાડું, રહેવા જમવા અને થિયેટર પર પહોંચાડવાની સગવડ કરવી પડે છે જેમાં આવકનો મોટો ભાગ ખર્ચાઈ જાય છે, પરંતુ આ યોજના અમલી બને તો એક સંસ્થા માત્ર પોતાના નાટકના અગ્રગણ્ય હોય એવા પાંચ કે ૭ કલાકારોને લઈને જ

જાય. એ કલાકારો જ નાટ્યનું મુખ્ય આકર્ષણ હોય છે. બાકીનાં પાત્રો એ નાટકમાં પૂરે (અન્ય સ્થળે લઈ જતાં) એ પાત્રો એ શહેરની સંસ્થા જે આ મહાસમિતિમાં જોડાઇ હોય એ પૂરાં પાડે. એ પાત્રોને તૈયાર કરવા, એમનાં Compositions ગોઠવવા જે દિગ્દર્શક એ નાટક માટે નીમાયેલો હોય એ પ્રથમથી આ શહેરોમાં જઇ એમને તૈયાર કરે, સન્નિવેશ અને પ્રકાશ આયોજનની સમજણ આપે. આ પ્રમાણે વર્ષના પ્રારંભના ત્રણ માસ માટે પસંદ કરાયેલા નાટકો પાંચે પાંચ શહેરોમાં રજુ કરી શકાય. એ સંસ્થા અન્ય સ્થળે જાય એની વ્યવસ્થા અને નાટકની રજૂઆતની જવાબદારી ત્યાંની સંસ્થા ઉપાડી લે.

એક નાટક તખ્તા પર પ્રથમ વાર રજૂ થાય એ પૂર્વે એના લેખક, દિગ્દર્શક, કલાકારો, કાર્યકરો, પુરસ્કાર તથા સન્નિવેશ, વગેરેના ઇતર ખર્ચનો પુરેપૂરો અંદાજ કાઢવામાં આવે અને તે આંકડો મહાસમિતિ મંજુર કરે, પરંતુ પ્રથમ ભંડોળ એકત્ર કરવા માટે આ સંસ્થાઓ એકેક નાટક આપે અથવા તો કોઇ માતબર સંસ્થા આ કાર્ય ઉપાડી લે. એક વખત આ ફરતા નાટકોની ગતિ શરૂ થઇ જાય પછી આપોઆપ એમાંથી ભાવિ યોજનાઓ, ભંડોળ અને ચોક્કસ સ્વરૂપ આપવાનું કાર્ય સરળ થઇ જાય.

## નાટ્ય સંમેલન

ગુજરાતી નાટ્ય મંડળની વ્યવસ્થાપક સમિતિમાં એક નાટ્ય સંમેલન યોજવું એવી વિચારણા થઇ હતી. એ સંમેલન મુંબઇમાં ભરવું અને અન્ય શહેરોની સંસ્થાઓના પ્રતિનિધિઓ અને નાટ્યપ્રવૃત્તિમાં સક્રિય રસ લેનાર વ્યક્તિઓને આમંત્રણ આપી નાટ્ય વિષયક પ્રશ્નો પર ચર્ચા વિચારણા કરવી એવું નક્કી થયું હતું. આ સંમેલન ભરાય એ, અવશ્ય આવકારદાયક વસ્તુ છે અને નાટ્યપ્રવૃત્તિને શી રીતે વેગ મળે અને સંસ્થાઓને નાટકો રજૂ કરતી વેળા જે જે મુશ્કેલીઓ વેઠવી પડે છે એ દૂર કરવા ક્યા પગલાં લેવા એ પ્રશ્નો પણ હાથ ધરી શકાય. એ ઉપરાંત ઉપર જણાવેલી "પંચ થિએટર યોજના"ની યોજના આ નાટ્ય સંમેલન સમક્ષ મૂકાય અને એને અમલી બનાવવા સક્રિય અને નક્કર સ્વરૂપ અપાય એ ઇચ્છવા યોગ્ય છે. યોજનાનો મૂળભૂત હેતુ કોઇ પણ પ્રકારે નાટ્યકળાને વિકસાવવાનો, વેગ આપવાનો અને જુદા જુદા શહેરોના નાટ્ય-એકમોને એક બીજાના સંપર્કમાં લાવવાનો જ છે. ★

પ્રાગજી ડોસા

---

## ગયા માસમાં મંડળના નોંધાયેલાં નવાં સભ્યો

**આજીવન સભ્યો**

શ્રી મંગળદાસ નગર્શા

શ્રી મોતીભાઈ મંગળદાસ



**સાધારણ સભ્યો**

શ્રી કુંદનલાલ વી. ગાંધી

શ્રી રસિકલાલ રતિલાલ ત્રિવેદી

આપણા જાણીતા કલાવિવેચક ડૉ. ડી. જી. વ્યાસે ગયા માસમાં ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઇ કેન્દ્ર ઉપરથી વાયુપ્રવચન કરતાં અંગ્રેજીમાં Makers of the stage એ શ્રેણીની ક્રમમાલાનો પ્રથમ મણકો રજૂ કર્યો. ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ લખાશે એ વખતે આ લેખનું મહત્ત્વ અનેક ઘણું વધી જશે અને કેટલા ઊંડા સંશોધન અને પરિશ્રમને પરિણામે ડૉ. ડી. જી. વ્યાસ આ માહિતી મેળવી શકયા હશે એ વસ્તુ આ લેખ જ કહી આપશે.

# રંગભૂમિના ઘડવૈયા

## શ્રેણીના પ્રથમ મણકામાં રજૂ થાય છે

## શ્રી દાદાભાઇ થૂથી



લેખક:

ડૉ. ડી. જી. વ્યાસ



ડૉ. ડી. જી. વ્યાસ

આજથી સો વર્ષ પહેલાં એટલે કે ઇ. સ. ૧૮૫૩માં મુંબઇમાં નાટ્યગૃહ અને ગુજરાતની રંગભૂમિની થયેલ સ્થાપના અને તેના વિકાસના વિષય પર હું ચર્ચા કરીશ. પારસીઓ રંગભૂમિના સ્થાપક છે અને ઘણાં જાણીતાં વિદ્વાનો તેના પોષક હતા: જેમાંના એક શ્રી દાદાભાઇ નવરોજી પણ હતા. સૌથી પ્રથમ નાટકીય સસ્થા સને ૧૮૫૩ની 'પારસી નાટક મંડળી'ની સમિતિના તેઓ સભ્ય હતા.

નાટક રજૂ કરવાને માટે જોઇતી સાધન-સામગ્રીઓ બહુ જ અલ્પ હતાં. ત્યારે ફક્ત ગ્રાંટરોડમાં શંકરશેઠનું એક જ નાટ્યગૃહ હતુ અને રંગભૂમિના વિકાસ સાથે ઇ. સ. ૧૮૭૦માં વિક્ટોરીયા, અને ઇ. સ. ૧૮૭૨માં એલ્ફિન્સ્ટન: આ બે નાટ્યગૃહના ઉમેરા થયા. તે કાળમાં ગેસ ને વીજળી નહોતાં, અને મળતાં સાધનોમાંથી બત્તીઓ થતી. પડદાઓ, દૃશ્યોની ગોઠવણ અને બીજી રંગભૂમિની સાધન-સામગ્રીઓમાં એ જમાનામાં જે જે લોકપ્રિય થતું તેને નમુનારૂપ લેખાતું. રંગભૂમિની પાછળ ધૂરંધર વ્યક્તિઓની મદદ હોવાથી આના મૂળ વધુ સુદૃઢ બન્યા અને જતે દહાડે અખીલ-ભારતીય સંસ્થા બની જવા પામી. દાદાભાઇ રતનજી થૂથી તેમાંના એક હતા. રંગભૂમિના સ્તુત્ય વિકાસ બાદ તેઓએ દેખાવ દીધો.

ઇ. સ. ૧૮૫૩ અને ઇ. સ. ૧૮૭૧ દરમિયાન 'પારસી નાટક મંડળી' ઉપરાંત બીજી (૨૨) બાવીસ સંસ્થાઓ ઉદય પામી. રંગભૂમિ જોડે વર્ષો સુધી ગાઢ સંકળાયેલા થોડા એવા પ્રથમ શ્રેણીના કળાકારો હતા; જેવા કે, 'પારસી નાટક મંડળી'ના માલિક ફરામજી, સુલતાનજી દલાલ, નાનાભાઇ રૂસ્તમજી રાનીના અને કાવસજી નસરવાનજી કોહીદરુ.

સુદૃઢ ગણાય એવી સુંદર સંચાલિત કંપનીઓ ઓછી હતી. અને તેમાંની એક સને ૧૮૫૮માં સ્થપાયેલી "ઝોરાસ્ટ્રીયન નાટક કંપની" હતી. એની પાછળ નસરવાનજી ફ્રોર્બસ, દાદાભાઇ પોચખાનાવાલા-બંદે ખુદા નાટ્યકાર અને કવિ રૂસ્તમ માબુલી હતા. "એલ્ફિન્સ્ટન એમેચ્યોર્સ સંસ્થા" ફક્ત એલ્ફિન્સ્ટનના કોલેજિયનો માટે જ હતી. તેની રચના ઇ. સ. ૧૮૬૨ માં નસરવાનજી એન. પારેખ, લેફ. કર્નલ ધનજીશાહ પારેખ અને બીજાઓના સહકારથી કુંવરજી સોરાબજી નઝીરે કરી. આ સંસ્થા એના ઉચ્ચતમ અભિનય ધોરણ અને અંગ્રેજી નાટ્યકારો અને

તેમાં ખાસ કરીને શેક્સપિયરના નાટકોની સુંદર રજૂઆત માટે આગળ તરી આવતી.

નઝીર શક્તિશાળી નાટ્યકાર અને સંચાલક હતા. જ્યારે 'એલ્ફિન્સ્ટન મંડળી' ધીમે ધીમે પ્રથમ હરોળમાં મૂકાતી હતી, ત્યારે તેમણે 'એલ્ફિન્સ્ટન નાટક મંડળી' નામે અલગ ધંધાદારી મંડળી કાઢી—જે શરૂઆતનાં વર્ષોમાં કલકત્તાના જમશેદજી માદનના સંચાલન હેઠળ આવી.

પરંતુ નઝીર એક વૈવિધ્યભર્યા આત્મા હતા. તેમણે વિક્ટોરિયા ટરમીનસ સ્ટેશનની સામે થોડી જમીન ખરીદી અને આજે જે 'કેપિટોલ સિનેમા' તરીકે ઓળખાય છે તે ભવ્ય નાટ્યગૃહ બાંધ્યું. તેઓ મુંબઈમાં યુરોપી નાટક કંપનીઓને નાટકો રજુ કરવા આમંત્રણ આપતા. તેમણે પોતે પણ કેટલાક આવા નાટકોમાં ભાગ લીધેલો. કારણ સુવિખ્યાત કળાકાર હોવા ઉપરાંત તેમનો અંગ્રેજી ભાષા પર ઘણો સારો કાબુ હતો. તેમણે "પારસી વિક્ટોરીયા ઓપેરા સંસ્થા" અને "જ્યુબિલી નાટક મંડળી"ની સ્થાપના કરી હતી. સને ૧૮૮૪માં નઝીરને 'વિક્ટોરિયા નાટ્ય-મંડળી' તરફથી તેના સલાહકાર તરીકે વિલાયત લઇ જવામાં આવ્યા.

જ્યારે 'પારસી નાટક મંડળી' અને ઝોરાસ્ટ્રીયન, એલ્ફિન્સ્ટન અને એવી બીજી કેટલીક સંસ્થાઓ દ્વારા નાટકો ચોક્કસ પ્રગતિ કરી રહ્યાં હતાં, ત્યારે કળાકારોનાં નવા જૂથે આ કળા-ક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને થૂથી એમાંના એક હતા. અહિંયા થૂથીએ જ્યારે રંગભૂમિમાં પગલાં માંડયાં ત્યારે તેની આસપાસ કેટલાક પ્રસંગો બન્યા તેના સ્મરણો આલેખવાં રસદાયક નીવડશે.

સને ૧૮૬૭માં જ્યારે કેખુશરૂ નવરોજી કાબરાજી 'ક્સરતશાળા મંડળી'ના અધ્યક્ષ થયા ત્યારે તેમણે નાટકો દ્વારા તેનું ભંડોળ એકઠું કરવાનુ વિચાર્યું. ફરામજી ગુસ્તાદજી દલાલે આને માટે કળાકારો ભેગા કરવા માંડયા. થૂથી તેમાંના એક હતા. શેક્સપિયરનું "Comedy of Errors" તેઓએ બે વખત ભજવ્યું. ઇ. સ. ૧૮૬૭માં આ રીતે છૂપાયેલી શક્તિ દ્વારા થૂથી બહાર આવ્યા. શિખરવાના અનુભવ અને ગાવાની આવડતને લઇને થૂથી રંગભૂમિ અને નાટકોની રચનામાં નોંધપાત્ર હિસ્સો આપવા માટે નિર્માણ થયેલા હતા. તેઓએ શાળાના શિક્ષક તરીકે જિન્દગીની શરૂઆત કરી જ્યાં તેમણે તેમનું સ્થાન, તેમની અદમ્ય અભિલાષા: રંગભૂમિમાં મેળવ્યું. કળાકારોના પુનરુત્થાન માટે પ્રશ્ન ઉદ્‌ભવ્યો. અને કાબરાજી અને દલાલે બીજાઓ જોડે સલાહ કરી, સ્થાયી નાટ્ય મંડળી કાઢવા માટેનો નિર્ણય લીધો—અને આ રીતે ઇ. સ. ૧૮૬૮માં "વિક્ટોરિયા નાટક મંડળી" અસ્તિત્વમાં આવી.

"વિક્ટોરિયા નાટક મંડળી" સાથે કેટલાક વિખ્યાતનામ માણસો સંકળાયેલા હતા. વિનાયક જગન્નાથ શંકરશેઠ તે સમિતિના પ્રમુખ હતા. સોરાબજી શાપુરજી બંગાળી, ડૉ. ભાઉદાજી, અને કેખુશરૂ કાબરાજી સમિતિના સભ્યો હતા. થૂથી ચોથા ભાગીદાર અને પ્રથમ દિગ્દર્શક (Director) બન્યા. કાબરાજીનું "બેજન અને મનીજેહ" ("Baijen and Manijeh") "રૂસ્તમ અને સોરાબ" "દાદે દરિયાવ," જમશેદ, "હમમબેદ અને ઠગન્નાજ" અને "જહાંગિર" આ નાટકોનું દિગ્દર્શન તેમણે સંભાળ્યું અને મુખ્ય પાત્ર પણ ભજવ્યું. આ નાટકોની લોકપ્રિયતા થૂથીના દિગ્દર્શન અને અભિનયને આભારી હતી.

ઇ. સ. ૧૮૭૧માં 'વિક્ટોરિયા મંડળી'નું સંચાલન બીજાઓએ સંભાળ્યું. ઉચ્ચતમ શિક્ષણ પામેલા, સંસ્કારી અને ધનાઢ્ય યુવાન દાદાભાઇ સોરાબજી પટેલ એમ. એ. આગળ આવ્યા. તેઓ દિગ્દર્શક અને કળાકાર બન્ને હતા. અને "વિક્ટોરિયા મંડળી"નું સૂત્ર સંચાલન તેમના હાથમાં આવ્યુ. સલાહકાર સમિતિ અને ભાગીદારીનુ વિસર્જન થવાથી થૂથી તેનાથી અલગ થયા. રંગભૂમિ વિષેના ખ્યાલો પટેલના સ્પષ્ટ હતા અને તે મુજબ આગળ વધવાની હિંમત ને નિશ્ચયબળ પણ હતાં.

સને ૧૮૭૨માં 'વિક્ટોરિયા મંડળી'ને પટેલ હૈદ્રાબાદ લઇ ગયા, અને મુંબઇ બહાર જનારી એ પ્રથમ સંસ્થા હતી. પટેલે સ્ત્રી પાત્રોને રંગભૂમિ પર રજૂ કરવાની શરૂઆત કરી. તેના આ પગલાંને લીધે સખત ટીકાઓ થવા લાગી. એદલજી ખોરીનું "સોનાના મૂલની ખુરશેદ" અને નસરવાનજી ખાનસાહેબનું ઉર્દૂ ઓપેરા "હનઝીર અને બદ્રેમુનીર" આમ આ બે ઉર્દૂ નાટકો રજૂ કરનાર પણ તેઓ પ્રથમ જ હતા.

થૂથીએ 'વિક્ટોરિયા નાટક મંડળી' છોડયા બાદ 'હિન્દી નાટક મંડળી' નામની નવી સંસ્થા સ્થાપી અને પોતાનું ફરતું નાટ્યગૃહ રચ્યું. પહેલાં રંગભૂમિ પર રજૂ થયેલાં યાંત્રિક સાધનોને થૂથીએ સંપૂર્ણ બનાવ્યાં જ્યાં તેનો પ્રથમ સળંગ ઉર્દૂ નાટક 'હનઝીર અને બદ્રેમુનીર' નિષ્ફળ ગયો. 'હનઝીર અને બદ્રેમુનીર' પછી કાબરાજીનું "ફરેદન" રજૂ કર્યું. આ દરમિયાન થૂથીને ભાવનગરમાં

નાટક ભજવવાનું આમંત્રણ આપવામાં આવ્યું. પરંતુ ત્યાંથી પાછા ફર્યા બાદ, પોતાના નાટયગૃહને ટકાવી રાખવામાં પડતી મુશ્કેલીઓના પરિણામે એની મંડળીને બરખાસ્ત કરવી પડી.

'વિક્ટોરિયા અને એલફિન્સ્ટન નાટક મંડળી'નું સંચાલન નઝીર અને દાદાભાઇ પટેલ સાથે મળીને સંભાળતા હતા. ત્યારબાદ સને ૧૮૭૩માં 'વિક્ટોરિયા મંડળી' પટેલે નઝીરને સુપરત કરી અને પોતાની જ એક નવી સંસ્થા The original 'Victoria Natak Mandal;'ની સ્થાપના કરી, પરંતુ સને ૧૮૭૬માં (૩૧) એકત્રીસ વર્ષની નાની વયે થયેલ અકાળ અવસાનથી તેમના મહત્વાકાંક્ષી જીવનનો અંત આવ્યો.

સને ૧૮૭૪માં નઝીર 'વિક્ટોરિયા મંડળી'ને કલકત્તા લઇ ગયા અને આ મુંબઇની કંપનીને કલકત્તા જવાનો પ્રથમ પ્રસંગ હતો. 'એલ્ફિન્સ્ટન મંડળી'ના દિગ્દર્શક તરીકે યૂથીની નિમણૂંક કરી. અને તેના શક્તિશાળી દિગ્દર્શન નીચે આ સંસ્થાએ અતિશય શક્તિ ને નામના પ્રાપ્ત કરી. કલકત્તામાં 'ઇન્દ્રસભા'ની રજૂઆત કરવાની હતી અને નઝીરે યૂથીને તેમાં મુખ્ય ભૂમિકા ભજવવા તેડાવ્યા.

એલ્ફિન્સ્ટન મંડળીએ યૂથીની 'એન્સેનાર' તરીકેની મુખ્ય ભૂમિકાવાળું એદલજી ખોરીનું 'સિતમગર' રજૂ કર્યું અને આ નાટકની બહુ જ સફળ પ્રયોગ તરીકે ગણના થઇ. જ્યારે 'વિક્ટોરિયા મંડળી' મુંબઇ પાછી ફરી ત્યારે ચાર જણને નઝીરે ભાગીદાર બનાવ્યા. ખુરશેદજી બાલીવાળા, ફરામજી અપ્પુ, ધનજીભાઇ ઘડિયાળી અને ડોસાભાઇ નાગોળ, યૂથીને તેના પાંચમાં ભાગીદાર તરીકે અને દિગ્દર્શક તરીકે આગ્રહપૂર્વક રાખ્યા.

નવા સંચાલન હેઠળ 'વિક્ટોરિયા મંડળી' દિલ્હી ગઇ અને પ્રવાસ દરમિયાન તેણે જયપુરમાં મુકામ કર્યો. જયપુરના મહારાજા નાટકોમાં રસ ધરાવતા હતા. તેમણે કેટલાક કળાકારોને રોકી રાખ્યા અને ખાસ નાટયગૃહ બંધાવ્યું. સને ૧૮૭૭માં અપ્પુ અને યૂથીએ 'વિક્ટોરિયા મંડળી'નો ત્યાગ કર્યો. જયપુરના મહારાજાએ યૂથીને નોકરીમાં રાખ્યા અને માનભર્યો હોદ્દો આપ્યો. થોડા વર્ષો બાદ, તેઓ મુંબઇ પાછા ફર્યા અને 'વિક્ટોરિયા મંડળી'માં પુનઃ સ્થાન લીધું.

બાલીવાલાની આગેવાની અને નઝીરની સલાહકારી હેઠળ સન ૧૮૮૪માં 'વિક્ટોરિયા-મંડળી'એ વિલાયત તરફ પ્રયાણ કર્યું, પરંતુ યૂથીએ મુંબઇમાં નિવાસ પસંદ કર્યો. 'નાટક ઉત્તેજક મંડળી'માં તેઓ સામેલ થયા ને થોડા વખતમાં તેમાંથી છૂટા થયા. થોડા વખત બાદ તેમણે નવી સંસ્થા–'મુંબઇ નાટક મંડળી' કે જે "ચતરા બકાવલી," 'હમામ' અને 'ખોરદાદ' સુસંયોજિત અભિનય ને સંગીતના ઉચ્ચ ધોરણ માટે ઘણી પ્રખ્યાત હતી તે સ્થાપી. યૂથીએ નવરોજી ઠીંટીયા અને દોરાબ બાનજીને ભાગીદાર તરીકે લીધા. 'મુંબઇ નાટક મંડળી' પાછળથી તેમણે આ લોકોને સુપરત કરી અને પછી ત્યાર બાદ અપ્પૂભાઇઓની બીજી 'પારસી નાટક મંડળી'માં તેમનો સમાવેશ કરવામાં આવ્યો. "ઝહેરી સાપ", "મીઠા ઝહર" અને બીજા કેટલાંક નાટકો તે જોનારાઓને સુંદર રજૂઆત માટે યાદ રહ્યાં છે.

ઓગણીસોની આસપાસ યૂથીએ કલકત્તામાં "મુંબઇ પારસી નાટક મંડળી" નામે પોતાની સંસ્થા સ્થાપી તેનું સંચાલન કેટલાક વર્ષો સુધી તેમના પુત્ર અરદેશરે સંભાળ્યું. અને સને ૧૯૦૨માં યૂથીનું અવસાન થયું. તેઓ જન્મથી જ કળાકાર હતા. રંગભૂમિ પર તેમનું અસરકારક વ્યક્તિત્વ અને સુંદર અભિનય તેમને જુદા તારવી દેતા. દિગ્દર્શક તરીકે તેઓ કડક શિસ્તનું પાલન કરાવનાર, અને મહેનતભર્યું કામ લેનાર હતા. રંગભૂમિનું કંઇ પણ, કદિ કળાકારોની ધૂન ને ઇચ્છા પર તેમણે છોડયું નહિ. નાટયગૃહની દુનિયામાં ઘૂમી હમેશાં પ્રથમ રહ્યા. કદિ પાછળ ન રહ્યા.

સને ૧૮૭૧થી માંડીને લગભગ અર્ધો દસકાના સમય દરમિયાન રંગભૂમિની પ્રવૃત્તિએ અસાધારણ બલિષ્ઠ અને વૈવિધ્યભરી પ્રગતિ સાધી છે. 'વિક્ટોરિયા અને એલ્ફિન્સ્ટન નાટક મંડળીઓ મુંબઇની રંગભૂમિને ઘણી આગળ લાવી શકી, કારણ કે તેમને માટે રંગભૂમિ એ જીવનનો એકમેવ રસ હતો. આવી ત્રણ સમર્થ વ્યક્તિઓ, યૂથી, નઝીર અને દાદાભાઇ પટેલની એ સંસ્થાઓ કાર્યક્ષેત્રમાં હતી. એમના જેવા જ સમર્થ કાર્યકરોને લીધે મુંબઇની નહિવત જેવી રંગભૂમિની પ્રવૃત્તિનો પાયો સબળ બન્યો. ★



પૃથ્વી થિયેટર્સનાં નવા નાટક "કિસાન"માં જાણીતી અભિનેત્રી

શ્રીમતી ઉઝરા મુમતાઝ




# નરસિંહરાવની રોજનિશી

સંપાદકો :

**શ્રી ધનસુખલાલ મહેતા**
**શ્રી રામપ્રસાદ બક્ષી**

રત્નાગિરિ—તા. ૬–૭–૧૯૦૭ શનિવારઃ કાગળ લખ્યાઃ

**પ**રિષદમાં લેખ ૨૦ મિનિટથી વધારે વખત નહિ વાંચવા દેવામાં આવે એમ છે તો મ્હારાથી 'અભિનય કલા' વિશેનો લેખ નહિ મોકલાય. એ વિષયને ન્યાય આપીને એટલો ટૂંકો લેખ નહિ લખાય. માટે મ્હેં વચન ભાંગ્યું ના ગણશો વગેરે લખ્યું.

× × ×

પછી એડમેનની નાટક કંપનીનો ખેલ જોવાને હમે બધા ગયા. હું નલિન, રમણભાઇ, વિદ્યા, લલ્લુભાઇ, સુમતિ વગેરે. East lynnનું નાટક હતુ. એકંદરે સર્વે પાત્રોના વેશ ભજવનારાં સર્વે ઉત્તમ રીતે અભિનય કરતાં હતાં. ન્હાનું છોકરું પણ સ્વાભાવિક રીતે અભિનય કરતું હતું. ક્શામાં કૃત્રિમતા ન્હોતી. નાયિકા થનારી નટી (મિસ ફ્લોરેન્સ હેમર Florence Hamer)નો અભિનય તો કલાપૂર્ણ અને હૃદયદ્રાવક હતો. મ્હને પણ વખતોવખત આંખ્યમાં આંસુ આવતા હતાં, બધાને આવતાં હતાં. નાટક થઇ રહ્યા પછી ઘેર જતે આખો રસ્તો હું ગંભીર વિચારના મૌનમાં જ લીન રહ્યો; એટલી એ અભિનયની ઉન્નત કરનારી અસર હતી. (બીજે દહાડે રમણભાઇ કહેઃ—"મ્હને એ ક્યાંક સુધી ઊંઘ ના આવી. એવી એ અભિનયની ઊંડી અસર થઇ હતી.")

મિસ હેમરની અભિનયકલા ખાસ ઉત્તમ હતી. અંગવિક્ષેપ અત્યન્ત થોડા. સ્વાભાવિક, ઉચિત, લલિત; મુખમુદ્રાથી



સ્વ. શ્રી નરસિંહરાવ દિવેટિયા

તથા સ્વરવિકૃતિથી બધું કાર્ય સાધવાની કળા; વગેરે અનેક ગુણોથી પરિષદમાં મ્હારા ગઇ કાલ્ય વાંચેલ 'અભિનયકલા'ના નિબન્ધનું પ્રત્યક્ષ દૃષ્ટાંત મળતું હતું. અવાજની સુશ્રવ્યતા પણ હેવી હતી કે મરણપથારીએ પડેલા છોકરાના મુખ ઉપર પોતાનું મુખ નાંખી દઇને ગદ્‌ગદ કંઠે બોલતી હતી તે પણ પ્રેક્ષકભૂમિના દૂર ભાગમાં પણ સુવ્યક્ત રીતે સંભળાતું હતું અને સમજાતુ હતું. (આપણે જો પાસે બેઠે બેઠે વાત કરતાં જરાક આંગળી મ્હોં ઉપર રાખીને બોલિએ છીએ તો સુવ્યક્ત બોલી નથી શક્તા— એવા બહુ જણ જોયા છે।)

એક ઝીણી રસિકતાની ખૂબી મે પ્રથમ જ દીઠી; પાત્રવર્ગ મુખ્યત્વે નાયિકા, નાયક વગેરે મુખ્ય પાત્રો રંગભૂમિ ઉપર સ્વાભાવિક રૂપની સ્થિતિમાં જ ઊભા રહેતાં હતાં—બોલતાં ચાલતાં હતાં—તે વખતે પણ હેમની સ્થિતિવૃત્તિઓ (Attitudes) હેની મેળે જ હેવી ગોઠવાતી હતી કે પ્રત્યેક સ્થિતિનુ એક કલામય—ઝીણાં ઝીણાં અંગોમાં અન્યોઅન્ય પ્રતિબિમ્બ, સમપ્રમાણતાની રેખા

સ્વ. નરસિંહરાવ દિવેટિયા ગુજરાતના અસામાન્ય કવિ, ભાષાશાસ્ત્રી અને વિવેચક. એમની કલાસૂઝ અત્યંત મૌલિક અને ઊંડી હતી. નાટક જોવા જતાં અને સમભાવપૂર્વક તે જોઇ, પોતાના ચિત્ત પર પડતી તેની અસરો રોજનીશીમાં નોંધતા—વિસ્તારથી. આ લેખમાં આવાં બે ટાંચણનું અવતરણ પ્રકટ કર્યું છે. એ પરથી નાટ્ય વિવેચકની દૃષ્ટિ, વિષયને સ્પર્શવાની રીતિ, ચર્ચાના મુદ્દાઓ અને તેનું મૂલગામી નિરૂપણ કેવાં હોવાં જોઇએ તે વિશે આજના નાટ્ય વિવેચકોને ઘણું જાણવા-સમજવાનું મળે એમ છે.



**શ્રી ધનસુખલાલ મહેતા.**

વગેરે અંશો સાચવનારું—ચિત્ર જ બની જતું હતું. ચિત્રકલામાં સાચવવાના અંશ આમ અહિં રંગભૂમિ ઉપર સધાતા હતા! આ અદ્ભુત ઝીણું અકૃત્રિમ કલાવિધાન હતું.

એક બે ઝીણી વાતો પણ ધ્યાન ખેંચનારી હતી. ન્હાનું બાળક પણ રંગભૂમિ ઉપર પ્રવેશ કરતું અથવા નિષ્ક્રમણ કરતું તે જાણે સ્વાભાવિક રીતે જ નિત્યજીવનના વૃત્તાંતમાં વર્તન કરતું હોય એમ થતું. કૃત્રિમતા કે કઢંગાપણું હેમાં પણ નહોતું પ્રવેશ પામતું.

આ નાટ્યગૃહમાં એક ગોઠવણ નવી દીઠી. એક પ્રવેશ અને બીજા પ્રવેશ વચ્ચે બધા દીવા (વીજળીના) બંધ કરી નંખાતા. અંધકાર જ રહેતો (માત્ર અંકો વચ્ચે અજવાળું રહેતું)—અને નાટક ચાલતી વખતે પણ footlights તથા રંગભૂમિના દીવા નટવર્ગ ઉપર મૃદુ તેજમાં પ્રકાશ નાંખતા અને પ્રેક્ષકવર્ગ અર્ધાન્ધકારમાં જ રહેતો. હાનો હેતુ શો હશે? હું ધારું છું કે આ યુક્તિથી બે કાર્યો સધાતાં હતાં:—

(૧) પ્રેક્ષકવર્ગ કરતાં રંગભૂમિ ઉપર વિશેષ—પણ મૃદુપ્રકાશ પડવાથી રંગભૂમિ ઉપરના દેખાવની pictorial effect (ચિત્રવત્ ચમત્કાર) સબળ થતી

(૨) પ્રેક્ષકવર્ગ અર્ધાન્ધકારમાં હોવાથી નટવર્ગની નજરે તે વ્યક્ત રૂપે ના પડવાને લીધે સભાક્ષોભ—પ્રેક્ષકમંડળ તરફ અયોગ્ય ધ્યાન—વગેરે ક્ષતિઓનો સંભવ ટળી, નટવર્ગ પોતાના કલાવિધાનમાં જ નિમગ્ન રહી શકતો.

આ મારી કલ્પના માત્ર છે.

દીવાની વ્યવસ્થાના પ્રયોજન વિષે ઉપર જે કહ્યું છે તેમાં પહેલો મુદ્દો સાચો છે, પણ બીજો મુદ્દો ખરો નથી. કારણ કલાકારને સભાક્ષોભ કેવો? પ્રેક્ષક પ્રત્યે ધ્યાન ખેંચાઇ કલામાં ક્ષતિ થાય એ વાત સિદ્ધ કલાકારને અપમાન જ લાગશે. પ્રેક્ષક વિભાગમાં દીવા હોય તો રંગમંચ ઉપર યોજવામાં આવતી પ્રકાશયોજના ઝાંખી પડે. એવું ન બનવા પામે, અર્થાત્ પ્રેક્ષકોનું ધ્યાન રંગમંચ ઉપર જ ઠરી રહે અને પરિણામે રંગમંચ પરની પ્રકાશ યોજના ધાર્યું કામ કરી શકે તેટલા માટે જ પ્રેક્ષકોને બેસવાના સ્થાનમાં અંધકાર રાખવામાં આવે છે.

—સંપાદક.

નાટક ચાલતું હતું તે વખતે રમણભાઇ જોડે મ્હારે તદ્રૂપાનુભાવ વિષે કેટલીક ચર્ચા થઇ. મ્હેં કહ્યું:—"આપણે જાણીએ છીએ કે આ માત્ર અનુકરણ છે. ખરેખરા બનાવ નથી; છતાં આપણા હૃદયના ઊંડાણને સર્વ વૃત્તાંત સ્પર્શે છે, હૃદય દ્રવે છે, આંસુ આપોઆપ ગરે છે; આ ઉપરથી અનુમાન થઇ શકે કે નટને પણ તદ્રૂપાનુભાવ ઉત્પન્ન થાય તો.જ આ સામર્થ્યવાળો અભિનય, સિદ્ધ થાય; નટ પણ, આપણી પેઠેજ આ વૃત્તાન્તની અવાસ્તવિકતા જાણે છે; અનુકરણ કરું છું એમ સમજે છે, છતાં કરુણાદિક અનુભવ તદ્રૂપ અનુભવે છે, ત્હારે જ સાફલ્ય થાય છે."

રમણભાઇ કહે:—" પણ નટ તો આપણાં કરતાં વધારે પાકી રીતે જાણે છે કે આ બધો હું ઢોંગ જ કરું છું તેથી તેને આપણા જેવી લાગણી શી રીતે થાય!"

મ્હેં કહ્યું: "એ ખરૂં. પરંતુ હેને પણ પોતાના પાત્રસ્વરૂપ જોડે સમભાવ થયા વિના સ્વાભાવિકતા અભિનયમાં ઉત્પન્ન કરાય જ નહિ" આમ કહી એડમંડ અને ચાર્લ્સ કીન, મિસિ સિડન્સ, વગેરે નટનટિઓનાં દૃષ્ટાંત ટૂંકામાં આપ્યાં, તેથી રમણભાઇની કાંઇક ખાતરી થઇ હોય એમ લાગ્યું.

× × ×

**વાંદરા**—તા. ૧૬–૫–૧૨ ગુરુવાર: મેથિસન લેંગનું હેમલેટ જોવા ગયા. હેમલેટ તરીકે મેથિસન લેંગ અપૂર્વ ખૂબીથી વેશ ભજવે છે. એ પાત્રતાને નવું જ સ્વરૂપ બતાવે છે. ઓફિલિયા તરીકે મિસ હૂટન બ્રિટન પણ ઉત્તમ હતી. બધું નાટક ઉત્તમ રીતે ભજવાયું હતું. છોકરાં બહુ જ ખુશ થયાં. આ નાટકો જુવે પછી અહિંની નઠારી કંપનીઓ નિર્માલ્ય લાગે હેમાં શી નવાઇ?

લેંગની અભિનયકલાની બધી ખુબીઓ શી રીતે તપાસાશે? થોડીક નોંધું છું. હેમલેટને કેવળ માનવદ્વેષી, મનોરોગી ચિન્તનમગ્ન, જવાન તરીકે ના ભજવતાં, કર્તવ્યમાં ચૂકનારો પણ આવેગ અને આવેશવાળો વીર હેણે કલ્પ્યો છે છતાં હેની નિર્બલતા તો છેજ. બીજા અંકને છેડે જે સ્વગત લાંબું વચન છે—હેમાં પોતાની નિર્બલતા ઇત્યાદિ માટે પોતાને પુષ્કળ ગાળો ને ઠપકાંનો વરસાદ વરસાવીને, અંતે પોતાના

નીચ કાકા તરફ ક્રોધ, વૈર, ઇત્યાદિની પરાકાષ્ઠાએ મન ચઢાવે છે ત્યારે આવેશના શિખરે પહોંચતાં "O vengeance" એ શબ્દો લેંગે ઉચ્ચાર્યા તે સર્વ વિઘ્નોને ચીરીને જવાને નિશ્ચય કરનાર વીરની પેઠે પૂકારીને નહિં, પરંતુ વૈર લેવાની પ્રબળ ઇચ્છાનો જોસ બતાવનારી રીતે છતાં તે જ ક્ષણે વૈર લેવાની અશક્યતા (પોતાની અનિશ્ચતતાને લીધે અશક્યતા)ના ગૂઢ ભાવને લીધે રોઇ અને ડૂસકાં ખાઇને અદ્‌ભૂત મિશ્રભાવથી ઉચ્ચાર્યો—તે જ ક્ષણે બળમાંથી નિર્બળતામાં ગૂઢ સંક્રમણ થતું બતાવવાને અવાજ, અંગવિક્ષેપ, ઇત્યાદિ અનેક અભિનયનાં અંગ હેવાં તો હતાં કે વાત નહિ! અને 'Vengeance' શબ્દની સાથે જે છરો મ્યાનમાંથી ખેંચી ઊંચે ધર્યો હતો, તે શિથિલ હાથમાંથી ધીમે રહીને પડી ગયો—એ ન્હાની વાત પણ હેણે કલાથી પોતાની જ ઉમેરી હતી.

તેમ જ ક્વચિત્ ક્વચિત્—જેમકે ઓસરિકની રીત્યભાત્યને હસવા માટે હેને બનાવતી વખતે—હેમલેટ શુદ્ધ આનન્દમય ટોળમાં પણ પ્રકાશી નિકળતો બનાવ્યો હતો; નેથી હેમલેટના એકધારા શોકનિમગ્ન ચિત્રને બદલે આમ પ્રકાશ અને છાયાનાં મિશ્રણથી સત્યચિત્ર બનાવ્યું હતું. મનુષ્યજીવનના દુઃખભારને ઓછો કરવા માટે વખતોવખત હેવા આનન્દના ઊભરાની જરૂર છે એ તત્ત્વ હેમાં સૂચવ્યું. હેમલેટ જેવાને એ માર્ગ ના હોત તો બન્યું તે કરતાં વ્હેલું હેના વિનાશનું ફળ થાત,

ઓફિલિયા તરફ હેમલેટની પ્રેમવૃત્તિ કેટલી અને કેટલે દરજ્જે ઊંડી હતી તે વિશે બહુ કલ્પનાઓ થાય છે. આ પ્રશ્ન ઉપર પણ લેગના અભિનયે નવીન પ્રકાશ પાડયો હતો. હેમલેટ હેને ખરા દિલથી ચ્હાતો હતો તે દર્શાવવા માટે અનેક પ્રસંગો પોતાના અભિનયમાં કલાવિધાનથી પોતે ગૂંથ્યા હતા—શેક્સ્પીઅરની બહાર ગયા વિના જ. કેટલાક લોકો એમ કલ્પે છે કે ઓફિલિયા તરફ હેમલેટની પ્રીતિ ઉપરછલ્લી જ હતી અને કદી હશે તો પણ હેના બાપના ભૂતે કહેલી ભયંકર વાતોના ક્ષોભ પછી તે પ્રેમ કચરાઇ ગયો હશે. એ વાત ખોટી બનાવવાને લેંગે એક થોડાક જ કલાવિધાનના સ્પર્શો વડે સુન્દર અને હૃદયસ્પર્શી ચિત્ર રજૂ કર્યું હતું. હેમાં હેમલેટના એ પોતાની પ્રિયા તરફના પ્રેમની ઝીણી લાગણી અપૂર્વ અને દિવ્ય સૂક્ષ્મ પ્રકાશમાં ઝળકતી હતી. જેમ પોતાના બાપના ખૂનનું વૈર વાળવાની બાબતમાં હેમલેટ સંશય અને કર્તવ્યની વચ્ચે દોલાયમાન થતો હતો, તેજ રીતે ઓફિલિયા તરફના પ્રેમની બાબતમાં પણ બે લાગણીઓની વચમાં હેનું હૃદય દ્વિધા ચીરાતું હતું. પ્રેમનું આકર્ષણ એક તરફ અને અનિષ્ટભાવિ સૂચક ભય બીજી બાજુએ. ભય એમ કે રખેને આ પણ હેની (હેમલેટની) માની પેઠે પાપમાં પડે અને તેથી જ "જા! તું Nunnery માં જા!" એમ કહે છે. આ વચનનો અભિનય કેટલાક નટો શૂન્યહૃદયથી, હેમલેટ ખરો જ ગાંડો હોય ત્હેવા દેખાવથી, અને કાંઇક માનવદ્વેષી ભાવનાદર્શનથી ભજવે છે, પણ લેંગે તેમ ના કર્યું. પાપમાં પડવાના સંભવમાંથી અને પાપીઓને જન્મ આપવાના સંભવમાંથી છૂટવા માટે Nunnery માં જવાનું વચન એ કહે છે ને હેવી રીતે બોલે છે કે એ વાત પોતાના મનને અતિ કટુ લાગતી હોય તેમ આક્રંદ કરીને જ. આ રીતે હેમલેટની આવેશમય પ્રકૃતિ સ્હામે જ હેની મૃદુ અને તીવ્ર પ્રેમવૃત્તિ પણ દર્શાવી.

ઓફિલિયાને પ્રથમ કહ્યું—" I loved you once" પછી તરત જ કહ્યું 'You should not have believed me.' એમ કહીને ' I loved you not," એમ કહ્યું છે ત્હાં એ વિરોધ માત્ર બતાવીને બેસી ના રહેતાં લેગ એક-અદ્‌ભૂત અને અપૂર્વ કલાવિધાનનો પ્રકાર ઉમેરે છે. ઓફિલિયા નીચું માથું નાંખીને ડૂસકાં ભરતી અને મ્હોં ઉપર હાથ ઢાંકીને ઉભી છે, ત્હેને પાછળથી આવીને દૃઢ આશ્લેષમાં પકડીને " I loved you " એટલું બોલી તરત જ શિથિલ હાથ કરી દે છે, તરત હાથ ખેંચી લે છે, પાછો હઠે છે, અને પછી "—not" એટલો શબ્દ ઉમેરે છે! આમ સમ્બન્ધભેદક અને સંબન્ધસાધક એમ બે પ્રકારનો કાલવિક્ષેપ આણવામાં નવિન ચાતુર્ય સમાયું હતું. " I loved you not" એમ નવીન ગોઠવણ કરી; અને વચમાંનો કાળ (You અને Notની વચ્ચેનો) ઉપરના ક્રમોમાં વાપર્યો. આ "પ્રેમ અને ન-પ્રેમ'ની અગમ્ય મિશ્રતાવાળી માનસશાસ્ત્રની સંયોગીકરણની પ્રક્રિયા અહીં પ્રગટ કરી તે કેવળ ગૂઢ જ હતી. સાચા પ્રેમને લીધે જ પોતાની જાતને તેમ જ પ્રિયાને છેતરવાની આ વિલક્ષણ કૃતિ હતી. આમ હેના હૃદયને ક્ષોભ ના પહોંચાડવાની ઇચ્છાથી જ તે જ કૃતિમાં હેણે ક્ષોભ પહોંચાડયો.

વળી, એ જ પ્રસંગ વખતે ઓફિલિયા નીચી પડીને બેઠી બેઠી રોતી હતી, તે વખત પાછળથી આવીને હેના છૂટા વાળમાંથી લટ હલકેથી ઊંચકીને લટને ચુંબન કર્યું, તરત ઓફિલિયા ચમકી ઊઠી—પછી ફેરો પાછો આપ્યો. આ સૂક્ષ્મ અભિનયમાં પણ પ્રેમના ગૂઢ સ્વરૂપને ચાતુર્યથી પ્રગટ કર્યું.

છેવટે, ઓફિલિયાને દાટવાને પ્રસંગે હેના ભાઇ જોડે હેમલેટને ટંટો થયા પછી—બધાં ચાલ્યાં ગયાં પછી લેગ (હેમલેટના વેશમાં) પાછો આવે છે; એકાન્ત શૂન્ય એકાન્તમાં ઊભો એક પુષ્પ ઓફિલિયાની ઘોરમાંથી હલકેથી આદર અને મૃદુતા સાથે ફેંકે છે;—જાણે એ ફૂલ પ્રિયાએ સ્વીકાર્યું એમ જોઇને બીજું લઇ એ પુષ્પને સન્માન અને પ્રેમ સાથે ચુમ્બન કરી પોતાના હૃદયનાં ઊંડા તત્ત્વને હેમાં પૂરીને તે પુષ્પ પણ ધીરેથી નાંખે છે. આ સુન્દર હૃદયસ્પર્શી બનાવ મૂળ નાટકમાં નથી તે ઉમેરીને હેમલેટના ઓફિલિયા તરફના પ્રેમ ઉપર સુન્દર પ્રકાશ પાડયો.

કેટલું નોંધું? ★

# પથ્થરમાં આગ

લેખક: શ્રી. પ્રાગજી જ. ડોસા

**પ્રણય ત્રિકોણની વસ્તુ ઘણી ચર્ચાઇ છે છતાં એના દૃષ્ટિકોણ જુદાં જુદાં હોય છે. આ નવલિકામાં પ્રણયનો રંગ ચડતાં માનવી, સમાજ અને સંસારમાં રહેવા છતાં કેવી એકલતા અનુભવે છે એ દાખવ્યું છે અને એની પ્રસંગ ગુંથણીમાં રેડિયો-નાટિકાનું તત્વ ભર્યું છે.**

શિયાળાના વરસતા હીમ વચ્ચે એક ગાડું ધીરે ધીરે મધુપૂર ગામ તરફ જતું હતું. પોતે શિતળ હોવા છતાં પણ ચન્દ્રમાથી આ ઠંડી ન સહેવાતી હોય તેમ એ પણ કાળાં વાદળોની હૂંફ લેવા લપાતો હતો. શૂન્યમાંથી સૃષ્ટિનું સર્જન થયું છે એની પ્રતીતિ કરાવતો શાંત સુનકાર સર્વત્ર વ્યાપેલો હતો. ક્દીક તમરાની તીણી સીસોટી અથવા વૃક્ષ ઉપરનાં પંખી, ઠંડીનો સપાટો વાગતાં ફફડી ઊઠતાં, એ ફફડાટમાં સહાનુભૂતિ દાખવતો ગાડાનો ચી...ચ... ડુ...ક ચી...ચ...ડુ...ક અવાજ સૂર પૂરતો. ગાડામાં એક ડોસો શરીરમાં ગરમાટો લાવવા ચલમના દમ મારતો હતો અને એક બે ફૂંક મારી કે ચલમ ગાડીવાનને આપતો. આમ એકબીજાની આપ લે ચાલતી હતી. એ દૃશ્ય એક આધેડ વયની સ્ત્રીની ગોદમાં ગોદડાથી વીંટાયેલું બાળક ટગર ટગર જોયા કરતુ. જ્યારે એક ત્રીસેક વર્ષનો યુવાન માયામોહથી પર થઇ ગયો હોય તેમ આંખો બંધ કરી બેઠો હતો.

લગભગ એક કલાક પછી દૂર દૂર ઝીણી દીવડીઓ ટમકતી દેખાણી અને સ્ત્રી બોલી ઊઠી.

"કાકા, એ દેખાય મધુપૂરનો સીમાડો."

ડોસાએ મુખ ફેરવ્યું, આંખો ઝીણી કરી જોયું અને કહ્યું:

"હા, દીકરી, એ જ આપણું ગામ, પણ ઘેર પહોંચતાં હજી અર્ધો કલાક તો લાગશે જ"

ગાડીવાનને પણ જરા જોમ આવ્યુ. એણે બળદોને ડચકાર્યા. બળદોની ગતિ થોડી વેગીલી બની. ન બોલ્યો કે ચાલ્યો માત્ર એ યુવાન.

મધુપૂરની એક ધર્મશાળા આગળ ગાડું અટક્યુ ત્યારે યુવાને પોતાની થેલી ખભે નાખી અને નીચે ઊતર્યો. ડોસાના રામરામ પણ એણે ઝીલ્યાં નહિ અને ધર્મશાળાની બારસાખ ખખડાવી. અંદરથી રખેવાળનો અવાજ આવ્યો.

"કોણ?"

"હું કુંજ"

કુંજનું નામ સાંભળતાં રેવાશંકરે દ્વાર ઊઘાડ્યું ત્યારે ગાડું આગળ વધ્યુ.

"કેમ ભાઇ આજે મોડું થયું?" રેવાશંકરે પૂછ્યુ.

'રસ્તામાં ગાડાની ધરી નીકળી ગઇ.'

'મને લાગ્યું જ હતુ કે કંઇક નવાજૂની થઇ હશે. આઠ આઠ વર્ષથી નિયમિત રીતે મધુપૂરના મેળામાં આવનાર કુંજ આ વર્ષે ન આવે એ મનાતુ ન હતુ, પણ આજકાલ લોકોનું એવુ તો પ્રવૃત્તિમય જીવન થઇ ગયુ છે કે એક કુટુંબના જીવ હોય છતાં પારકાં લાગે છે."

બોલતાં બોલતાં બંને રેવાશંકરની ઓરડીએ પહોંચ્યા. રેવાશંકર એકલવાયા જીવ હતા. પત્ની સૌભાગ્ય કફન ઓઢીને ચિતા પર ચઢી હતી. પરિવારમાં એક પુત્રી થઇ એને સૌભાગ્યનુ સિંદુર લગાડી સાસરે વળાવી હતી. માથા ઉપર ધોળા કેશની ધ્વજપતાકા ફરફરી રહી હતી એટલે પ્રભુનું નામ લેવુ અને ધર્મશાળાની રખેવાળી કરવી એ જ એમનો વ્યવસાય હતો. પોતે તો રાતે જમતા નહિ પરંતુ મોડી રાતે કોઇ વટેમાર્ગુ આવી ચઢે એને માટે દૂધ અને રોટલા ઢાંકી મૂકતા.

"લે ભાઇ. હવે જમી લે અને પછી વિસામો લે, થાક્યો હોઇશ."

"રહેવા દો શંકરકાકા, જંકશન ઉપર જ મેં પતાવી લીધુ છે. દૂધ હોય તો થોડી ચા પીવી છે."

રેવાશંકરને ગામમાં બધા શંકરકાકાના લાડીલા નામથી બોલાવતા. ઓરડીના એક ગોખલામાં શાલીગ્રામ પધરાવ્યા હતા અને નિત્ય નિયમિત સેવા કરતા.

'ચાના આવા ઉકાળા પી પીને શરીર સામું તો જો, કેવુ કરી નાખ્યું છે. પણ તને ના નહિ પડાય.'

રેવાશંકરે પ્રાઇમસને પીન મારી, ૫૫ લગાવ્યો, દીવાસળી પેટાવી અને સંચાએ સુસવાટ કર્યો.

"કુંજ, આજે તો તને કંઇક પૂછવુ છે." કુંજ શાંત રહ્યો એટલે રેવાશંકરે આગળ કહ્યું.

"મધુપૂરના મેળાની એવી તે શી લગની તને લાગી છે કે દર વર્ષે આવે છે!"

"જાણીને શું કામ છે શંકરકાકા?"

"તું બાળક હોત તો આ સવાલ હું ન પૂછત."

"લોકો મેળામાંથી કોઇ વસ્તુ ખરીદવા જાય છે. હું ખોવાયેલાંને ખોળવા જાઉં છું."

રેવાશંકરે દૂધની તપેલી પ્રાઇમસ ઉપર મૂકતાં પળભર કુંજ સામે જોયું. એ આંખોમાં જિજ્ઞાસા સ્પષ્ટ દેખાઇ આવી એટલે કુંજે પોતાની જીવનપોથીનું પાનું ઉઘાડ્યું.

"તમે જાણો છો ને શંકરકાકા, ચૌદ વર્ષ ઉપર મારી મા અને મોટાભાઇ સાથે આ જ ગામમાં રહેતો હતો. સોળ વર્ષની યુવાન વય હતી. જન્મ પછીની દરેક વસતે દેહમાં ઉલ્લાસ અને વિકાસના મધુરતમ ગીત ગાયાં હતાં. હરવું ફરવું અને આનંદ કરવો એ જ જાણે જીવનનું એક માત્ર લક્ષ હતું. સાંજ પડે કે સ્ટેશને ફરવા જતો અને આવતી જતી માલગાડીઓના ડબ્બા ગણ્યા કરતો. સ્ટેશન માસ્તરથી માંડીને પોર્ટર સુધી બધા મારા પરિચિત હતા. માસ્તરને બીડી બાકસ જોઇએ તો હું લાવી આપતો. ટિકિટ લેનારને ચાની તલપ લાગે તો હું હાજર કરતો."

ચાનું નામ સાંભળી રેવાશંકર હસવા લાગ્યા.

"અને તેથી જ ચા પીવાની આટલી ટેવ પડી છે. તારી નાનપણની આ બહાદુરીથી હું અજાણ્યુ નથી. ભાઇ, એક દિવસ તારી કાકી જાત્રાએથી પાછી ફરી ત્યારે એની પેટી માથે ઊંચકીને તું અહીં સુધી મૂકવા આવ્યો હતો."

"પછી એક દિવસ પેસેન્જર ગાડીનાં ત્રીજા વર્ગના ડબ્બામાંથી એક કિશોરી ઉતરી. આસમાની રંગની ઓઢણીમાં એનું ગોરુ ગોરુ મુખ એવું શોભી રહેલું હતું જાણે આસમાનની તારલી. બન્ને ખભા ઉપર ભરાવદાર વાળના ચોટલા ઝુલી રહ્યા હતા અને ચોટલાને છેડે ગુલાબી રંગના ફૂમતા ગુંથેલા હતાં. જાણે આકાશમાં સ્થિર થયેલ બે પતંગો. હાથમાં એક નાની બેગ હતી. ઘડીભર મારી દૃષ્ટિ એના નૂરભર્યા મુખ ઉપર સ્થિર રહી ત્યાં સ્ટેશન માસ્તર એની પાસે આવ્યા અને કહ્યું "આવી પહોંચી રૂપા! ક્યાં છે તારા મામા?" અને એક સ્થૂળ કાયના ગૃહસ્થ ડબ્બા પાસે બાર હોવાથી બારીમાંથી બિસ્તરો બહાર કાઢવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એ તરફ રૂપાએ આંગળી ચીંધી. તરત જ દોડીને મેં એ બિસ્તરો ખેંચી કાઢ્યો અને ખભે મૂકી સ્ટેશન માસ્તર અને રૂપાની પાછળ માસ્તરના ક્વાર્ટરમાં પહોંચ્યો. મારી પાછળ જ રૂપાના મામા આવી પહોંચ્યા.

મજૂર ધારી એ આના આપવા લાગ્યા પણ માસ્તરે કહ્યું, "પુરુષોત્તમ, એ મજૂર નથી પણ આપણા સ્વજન જેવો છે. આવ કુંજ, મજુરીને બદલે એક કપ ચા પી જા." માથે બોજ ઉપાડે એ કૂલી તરફ સ્વાભિમાની લોકો ધૃણાની નજરે જુએ છે એવી દૃષ્ટિ મારા પ્રત્યે નાખી પુરુષોમાં ઉત્તમ એવા નામધારીએ પોતાનો ડગલો ઊતારવા માંડ્યો."

પોતાના અપમાનનો પ્રસંગ યાદ આવતાં કુંજ ઘડીભરી શ્વાસ લેવા થોભ્યો ત્યારે રેવાશંકરે એની આગળ ચાનો પ્યાલો ધર્યો.

"બીજા તરફ ધૃણાની નજરે જોનાર પોતાના જ આત્માને છેતરી રહ્યા છે, કુંજ. પછી શું થયું!"

"પછી તો સાંજ તેમ જ સવારે પણ હું સ્ટેશને જતો. સ્ટેશનનાં એક બાંકડા ઉપર બેસી અમે વાતે ચડતાં. સ્ત્રીનો સાથ મળતાં જેમ પુરુષ ધીર ગંભીર બની જાય છે તેમ રૂપાના સાન્નિધ્યમાં મારી મસ્તી, મારી ઉછૃંખલતા અલોપ થઇ ગઇ. આગગાડીઓ આવે અને જાય, પણ માલગાડીના ડબ્બાઓ હું હવે ગણતો નહિ. આગલે સ્ટેશનેથી ગાડી છૂટે એટલે સ્ટેશનનો ઘંટ વગાડવા દોડતો નહિ. આવા કામોમાં હવે મને નાનમ લાગતું અને રૂપાની નજરમાં મારે છોકરવાદીમાં ખપવું નહોતું. સ્ટેશન માસ્તરની એ પુત્રી હતી એ તો જાણી ચૂક્યો હતો, પણ અભ્યાસ માટે એના મામા પુરુષોત્તમદાસને ઘેર શહેરમાં એ રહેતી. આવી ભણેલીગણેલી શહેરની યુવતીની પાસે હું તોફાન કરું તો જંગલી તરીકે ખપું ને?"

ચાનો કપ પૂરો કરી કુંજે બારી બહાર રૂપેરી કીરણો વર્ષાવતા ચંદ્ર સામે જોયું અને ઉન્હો નિશ્વાસ મૂક્યો.

"અને રૂપા સાથે સ્નેહ બંધાયો કે શું!" રેવાશંકરે કુંજનું દિલ પારખી સ્પષ્ટપણે જણાવી દીધું.

"હા શંકરકાકા, દિવસોના દિવસ જે વ્યક્તિની સાથે રહીએ એની સાથે મનની માયા તો બંધાય ને! પણ રૂપાના મામાને એ ન રુચતું એટલે સ્ટેશનને બદલે નદી કાંઠે અમે મળતાં. વાતો તો બહુ ન થતી પણ મૂક ભાવો કંઇ કંઇ છાની વાતો કહી દેતા. એક સાંજે કલ… કલ નિનાદ કરતાં પાણી તરફ હું જોઇ રહ્યો હતો ત્યારે રૂપાએ મને પૂછ્યું :

'ત્યાં શું જોઇ રહ્યા છો?'

મેં કહ્યું : સરિતાના આ વિશાળ પટને જોઇ રહ્યો છું. કેટલાંયે શહેરો અને ગામોને પુનિત કરતી એ વહી રહી છે."

રૂપા: અને સાગરને મળવા અને પોતાના મધુર મીઠા જળને ખારું બનાવશે.

મેં કહ્યું: છતાં યે જગતને ઓધવથી બનશે કે પોતે સર્વસ્વનું દાન કરી એકરૂપ-એકરસ બની છે.

રૂપા: જગતને એ જોવાની કે જાણવાની ક્યાં ફુરસદ છે? આ પાણી જુઓ... કેવાં શાન્ત દિસે છે? પરંતુ સાગરમાં પડતાં એ પણ સાગરના તરંગો સાથે હેલે ચઢશે, એમાં તોફાન જાગશે અને પથ્થરના કિનારાઓ ઉપર પટકાઇ પટકાઇ પાછાં પડશે. કદાચ... મારું જીવન પણ એવું જ બનશે.

મેં કહ્યું: રૂપા પથ્થર ઘડાય એટલે એમાંથી મૂર્તિ બને છે. આ તમારા હાથો ઉપરનો મેંદીનો રંગ જુઓ. એ મેંદીના પાનને કેટલીયે વખત છુંદી પીસી નાખ્યાં હશે ,ત્યારે એમાંથી રતુમડી ધારા વહી અને તમારા હાથોને રંગી ધન્ય બની.

રૂપા: શું હાથોમાં એવુ જાદુ ભર્યું છે?

મેં કહ્યું: હા, માતાના હાથોમાં મમતા ભરી હોય છે. એ હાથોના આશીર્વાદ મળે તો જીવન ધન્ય થઇ જાય છે. બહેનના હાથોમાં મંગલભાવના ભરી હોય છે. એ હાથો ભાઇને મંગલ તિલક કરે તો કીર્તિના કળશો ઢોળાય.

રૂપા: અને પત્નીના હાથો?

મેં કહ્યું: એનો હજી ખબર નથી. મે પ્રભુતામાં પગલાં માંડયા નથી પણ અનુમાન કરી શકું છું કે તમારા હાથો જે સદભાગીને વરમાળા પહેરાવશે એના સંસારને સત્યં, શિવં સુંદરમથી ભરી દેશે.

રૂપા: કેવા ડાહ્યાડમરા થઇને વાતો કરો છો. તમારા જીવનમાં, મસ્તી તોફાન, રમત રમતાં ક્યારેય મે જોયા નથી.

મેં કહ્યું: જીવન એ પણ એક રમત જ છે ને! એક વૃક્ષ ઉપર પંખીઓ ભેગા થાય, કિલકિલાટ કરે અને પછી ઊડી જાય, તેી જ રીતે આપણું મિલન થયું પણ કેટલા દિવસ માટે? રૂપા, આપણા સુભગ મિલનની યાદમાં આપણે આજે પ્રતિજ્ઞા લઇએ કે દર વર્ષે મંડુપુરના મેળામાં આવવું.

સરિતાનું નિર્મળ જળ લઇ અને અસ્તાચળે જતા સૂર્યને અર્ઘ્ય આપતાં પ્રતિજ્ઞા લીધી ત્યાં તો પાછળથી રૂપાના મામાનો સાદ સંભળાયો.

"એ...રહ્યો પાજી બદમાશ...ત્યાં બેઠો."

અને મને ઉદ્દેશીને એમણે મારા પ્રત્યેનો ક્રોધ ઠાલવ્યો. "પારકી છોકરીઓને આવા એકાન્ત સ્થળે ગુપચુપ ઉઠાવી લાવતાં તને શરમ નથી થતી? સા...ખબરદાર છે. જો રૂપાને કોઇ દિવસ મળ્યો છે તો. જાણે છે આ છોકરીના આ ગામમા લગ્ન નક્કી કર્યાં છે. તું એની જોડે ફરીશ તો લોકો શું કહેશે! કોઇના ઘરમાં આગ લગાડવાથી તને શું મળવાનું?"

અને રૂપાનો હાથ પકડી એને લઇ ગયા. કોઇ ગરીબડી ગાયને ગળે દોરડું બાંધી એંચી લઇ જાય તેમ એ ગઇ. જતાં જતાં એક બે વખત મારી સામે આર્દ્ર દૃષ્ટિએ જોતી ગઇ.

બીજે દિવસે મેળો ભરાયો હતો પણ હુ ન ગયો. કોઇના ઘરમાં આગ લગાડવાથી મારા અંતરની આગ થોડી બુઝાવાની હતી? પ્રતિજ્ઞાથી હુ બધાયો હતો ખરો પરંતુ પ્રતિજ્ઞાથી પર એવી જે માનવલાગણી છે એની અવજ્ઞા હું ન કરી શક્યો. થોડા દિવસ પછી જાણ થઇ કે રૂપા પરણી ગઇ. ગામ છોડતાં એક ચિઠ્ઠી મારા ઉપર મોકલી તેમાં સબોધન હતુ.

"પથ્થર હૃદયા,

મેળામાં તમારી કેટલી ગહ જોઇ પણ તમે ન આવ્યા. વિચાર કર્યો હતો કે પિતાજીને કહી, કરગરી મારું જીવન તમારે ચરણે ધરીશ પણ તમારા શબ્દો યાદ આવે છે 'જીવન એ પણ એક રમત છે.' એ રમતમાં હું હારી. તમે એમ પણ કહ્યુ હતું કે પથ્થર ઘડાય એટલે મૂર્તિ બને છે. જુઠું! મને લાગે છે કે મૂર્તિ બન્યા પછી પણ આખર તો પથ્થર ને!"

એ પછી કુંજ વધુ બોલી ન શક્યો. પવનનો જોરથી એક એવો સુસવાટો આવ્યો કે આગી અફળાવા લાગી. એ બંધ કરતાં રેવાશંકરે કહ્યું:

"પ્રતિજ્ઞા ભંગ કરી એ ઠીક ન કર્યું, કુંજ, વચનમાં જે સિદ્ધિ રહેલી છે એની અવગનાનું જ આ પરિણામ."

"પરંતુ બીજે વર્ષે મારું મન મને મેળામાં ખેંચી લઇ ગયુ. રૂપાને ખાતરી કરી આપવા કે પથ્થરની મૂર્તિમાં પણ ભાવ ભર્યો હોય છે, ખૂણે ખૂણે શોધી વળ્યો પણ એ ન મળી. પ્રતિજ્ઞાના બંધનથી એ તો પર થઇ ગઇ હતી પણ પરિણામ એ આવ્યું કે ભાવનાના સિંચન વિના મારુ હૈયું કઠોર બનતુ ગયુ અને એ પથ્થરમાં આગ સળગતી ગઇ."

"માટે જ તુ ગામ છોડી ચાલ્યો ગયો?"

"હા, વિશ્વયુદ્ધની રણભેરીનો સાદ મને ખેંચી ગયો."

"એટલે તું લડાઇમાં જોડાયો?"

"હા, શંકરકાકા, ફના થવા માટે, પ્રથમ અમને લાહોર લઇ જવામાં આવ્યા. કવાયત, નિશાનબાજી અને યુદ્ધનું જ્ઞાન આપવામાં આવ્યું અને પછી એક ટુકડી Regiment કલકત્તા જવાની હતી. તેમાં મને દાખલ

કરવામાં આવ્યો. રેજીમેન્ટે લાહોરના માર્ગ પર કૂચ કરી. તાલબદ્ધ પગલાં પડતાં, પ્રત્યેક સૈનિકના મુખ ઉપર શિસ્તપાલન અને કર્તવ્યનિષ્ઠાની સ્થિર દૃષ્ટિ વ્યાપ્ત હતી. લોકોની હર્ષ ઘોષણાઓ અમારા હૃદયને પુલકીત જરૂર કરતી પણ લક્ષ તો એક જ હતું; યુદ્ધનુ રણમેદાન! આગગાડી મારફત અમે કલકત્તા પહોંચ્યાં અને ત્યાંથી આગબોટમાં ચડયા. સૈનિકોમાંથી કોઇને ખબર નહોતી કે કઇ દિશામાં પ્રયાણ થશે. આગબોટ ઉપડી. ઉપર આભ અને નીચે કાળાં ભમ્મર પાણી ઉપર ડોલતી, વિરાટને હિંડોળે કોઇ દેવચકલી ઝુલી રહી હોય એવી એ બોટ ઝુલી રહી હતી. આખરે એ સમુદ્રને પાર કરી અમે કેરો પહોંચ્યાં. ઇજિપ્તની એ રાજધાની. શેરીને નાકે નાકે રૂપેરી રજકણો ઉડાડતા પાણીના ફુવારાઓ, એ ઉપર કલ્લોલ કરતા શ્વેત પારેવડાં અને એ પારેવડાંનાં દૂધીઆ રંગની સ્પર્ધા કરતી હોય એવી જલ ભરતી તરુણ લલનાઓ. એ જોઇને અરેબિયન નાઇટ્સમાંથી વાતોઓ યાદ આવતી.

એ ફુવારા પાસે મખમલના ગાલીચા વેચનાર એક રંગીલા યુવાનની દુકાન હતી. મોટી ઘેરવાળી લાંબી ઇજાર, એ ઉપર રેશમનુ રંગીન ખમીશ અને ફુમતાવાળી લાલ ટોપી એણે પહેરી હતી. ચાર પ્રહરની અમને છુટ્ટી હોવાથી હું એની પાસે બેઠો હતો. એણે મને સામેના મકાન તરફ જોવા આંખનો ઇશારો કર્યો. નકશીદાર ઝરુખામાં બેઠેલી પારસ પુતળી સમી એક યૌવનાએ ઉપર આવવા મને ઇશારત કરી. ચાવી મારેલું રમકડું ચાલવા માંડે એમ હું ઉપર ગયો."

"કુંજ!" રેવાશંકરથી કુંજનું પતન ન સહેવાયું એટલે વચમાં જ બોલી ઉઠયા. કુંજે પોતાનુ બયાન આગળ ચલાવ્યું.

"ના, શંકરકાકા. તમારી ભૂલ થાય છે. મારા અધઃપતનના એ પગથાર ન હતા પણ સ્નેહની કસોટી હતી. પરદેશી સૈનિકોને યુદ્ધની ભયંકરતા ભુલાવવા આ ખુબસુરત નાઝનીનો રૂપનુ બજાર ભરી બેઠી હતી પણ મારી આંખો ગમગીન જોઇ એકને આશ્ચર્ય થયું. મેં પૂછ્યું :

"અખિયનકી બાત જાનતી હો?"

"ખૂબ" એણે મીઠા અવાજે જવાબ આપ્યો. "ઘાયલ હુએ દિલકી પરેશાનીકા ક્સ આંખો મે જવાબ હૈ."

અને એ પરેશાનીને દૂર કરવા એણે પોતાની સખીઓને બોલાવી. કોઇએ ગીટાર લીધું. કોઇ બેન્જોને વગાડીને બેઠી અને કોઇએ નાજુક હથેળીમાં નાની ખંજરી લીધી. સંગીતના સૂરો વહેવા માંડયા. યૌવનાની પગલીઓ નાચવા માંડી. અંગમરોડ, ફૂદડી અને નયનોનાં ઇશારાથી જોબનના જાદુ પથરાવા લાગ્યા. મારાથી એ સહન ન થયું અને હું બોલી ઉઠયો.

"બંધ કર દો, બંધ કરો. ઇસ સાજોમેં, ઇસ નાચમેં યહ શકિત નહીં કી કીસીકી યાદ કો મીટા સકે."

સડસડાટ પગથિયાં ઉતરી સૈનિકદળ બેઠું હતુ ત્યાં હું જઇ પહોંચ્યો. અનેક મનુષ્યોની વચ્ચે પણ એકલવાયો થઇ રહેતો હતો. વિશ્વની અનંતતામાં રહેલો તારો જેમ એકલવાયો હોય છે તેમ અને એ એકલતા એટલે સ્મરણોની માળા. એ સ્મરણોની યાદમાં પ્રથમ માતાની સ્નેહમૂર્તિ ખડી થઇ. મારે માટે એ આક્રંદ કરી રહી હશે.

"હા. દીકરા, તારી યાદમાં ને યાદમાં એણે પોતાના છેલ્લા શ્વાસ મૂક્યા એ હું જાણું છું. જ્યારે તારા મોટાભાઇ તો લડાઇનો પૈસો કમાવા શહેરને પંથે પડ્યો હતો. બબ્બે દીકરા હોવા છતાં માના મુખમાં અમિદાન દેવા કોઇ હાજર ન હતો."

"પણ શંકરકાકા, માનું આક્રંદ મને પાછું વાળી શકે એમ નહોતુ. છૂટેલાં તીરની માફક હું બહુ આગળ નીકળી ચૂક્યો હતો. ઘર તરફ મીટ માંડું તો પણ બહુ મોડું થઇ ગયું હતું. મોડી રાતે અમારી ટુકડીને ઉપાડવાનો હુકમ છૂટયો. કપડાની થેલી, પાણીની બેગ, કમરે લટકાવેલ કારતુસનો પટો અને બંદુક એ અમારા સરંજામને ઉપાડી અમે કૂચ કરી. પગલે પગલે મૃત્યુનો મહાકાલ સાદ કરી રહ્યો હતો. આસપાસની ઝાડીઓમાંથી સરસરતો પવન વહી રહ્યો હતો અથવા તો મૃત્યુના મુખમાં જઇ રહેલા અમો ઉપર મહાકાળ હસી રહ્યો હતો. કોણ જાણે!..........

ફરી એ જ આગબોટ! ઉપર આભ અને નીચે નિશ્વાસ ભરતો સાગર. યુદ્ધની ભયંકરતા અને મનુષ્યોના કાળા કરપીણ કૃત્યને નીરખવા ન માગતી હોય એમ ટમ ટમ કરતી તારલીઓ વાદળ ઓથે છૂપાઇ ગઇ. આગબોટ ઉપર અંધારપટ છવાયો હતો અને કાજળઘેરી કાળી રાતમાં આગબોટ પાણીના પટને ચીરતી, વિહરતી, સરકતી હતી.

ત્રીજે દિવસે અમે ફ્રાન્સના કિનારે ઉતર્યાં અને ત્યાંથી સરહદ ઉપરના એક નાના ગામમાં પડાવ નાખ્યો. ફ્રાન્સના માણસો જીવન ઉપર પણ વિષાદની ઘેરી છાયા દેખાતી હતી છતાં જે હાસ્ય અને આનંદ જીવનમાં વણી લેવામાં આવ્યાં હોય એ કેમ જાય! એક દુકાનમાં હું ગયો એટલે મારો લશ્કરી પોષાક જોઇને દુકાનદારે કહ્યું :

"Want a bracelate for your sweetie, monseuir!"

ત્યાં તો યુદ્ધની 'સાયરન'ની સીસોટી વાગી.

"Thio Germans......Germans"......એમ બોલતાં દુકાનદારે કમાડ બંધ કર્યાં. અને પછી... વિમાનો આવી પહોંચતાં હોય એમ પ્રથમ ધીમો ઘૂરરરરર... થતો અવાજ વધતો ગયો. માનવભક્ષી ગીધડાં હોય એવા એ વિમાનો માથે ફર્યાં. મૃત્યુના પંજામાંથી બચવા માટે માનવજીવો નાસવા લાગ્યા. ત્યાં તો મહાકાળનું તાંડવ શરૂ થયું. ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે कालोस्मि अहम ! તેનું મૂર્તિમંત સ્વરૂપ ખડું થયું. અગ્નિવર્ષાથી ધરતીના પટ ઉખડવા લાગ્યા અને તેમાં વૃદ્ધ અને યુવાન, સ્ત્રી, પુરુષ અને બાળક, પશુ અને પક્ષી સમાઇ જવા લાગ્યાં, નિર્દોષ આશાભર્યા જીવો એ માનવસર્જીત સહારનો ભોગ બન્યા. ફક્ત અર્ધા કલાકની જ એ સહારલીલા ! પરંતુ મનુષ્યને એણે રાક્ષસ તરીકે ઓળખાવ્યો અને એ ગોઝારો હત્યાકાંડ છ છ વર્ષ ચાલ્યો. જેમાં હોમાયા કોઇના લાડકવાયા, કોઇના સૌભાગ્ય સિનારા, કોઇની આખર અવસ્થાના સહારા. પણ મારા શુષ્ક, સુના, સળગતા જીવને વધુ પ્રજાળવા પ્રભુએ મને જીવંત રાખ્યો. સ્વદેશ પાછો ફર્યો અને સંસારની ઘટમાળ ફરી શરુ થઇ, એ જ ગામ; એ જ પુનમના મેળા, અને એ જ નિરાશા. એ નિરાશાને ખંખેરવા; એ ભારેલા અગ્નિને ઢાંકવા હું તીર્થસ્થળોએ ફર્યો, પણ એ સ્થળોમાં સાત્વિકતા ન દેખાઇ, મંદિરોમાં માયા જોઇ અને ક્યાંયે શાન્તિ ન મળી.'

આ કરુણ કથની સાંભળી રેવાશંકરના લાગણીભર્યા હૃદયમાં દયા ઉપજી. સસારમાં બન્ને એકલવાયા જીવ હતા છતા બન્નેના જીવનમાં કેટલો બધો ફેર? રેવાશંકરે એટલું જ કહ્યું.

"કુંજ, શાંતિ તો તારા અંતરમાં જ ભરી છે. જાણું છું કે દિલમાં ડંખ લાગ્યા છે પણ મનને એ માયાથી દૂર કર."

"ના, શંકરકાકા, નિરાશામાં એક આશા રહી છે. કોઇ દિવસ. કોઇ ધન્ય પળે એ...મળશે અને મારા દિલની ઉન્ડી આહ, મારા પથ્થર હૃદયમાં ભભુકતી આગને ઠારશે."

"ભગવાન કરે ને તારી આશા ફળે."

કહેતાં રેવાશંકરે ગોદડું માથે ઓઢયું અને પ્રભુનું નામ લેતાં નિદ્રાને આધિન થયા.

બીજે દિવસે મેળો ભરાયો. ગામના મેળા એટલે રમકડાંવાળાની દુકાનો હોય અને ધાન્ય પણ વેચાય. શાકભાજી અને ફળફૂલ વેચનારા પણ બેસે અને પશુધનના ભાવ પણ બોલાય, સોનારાની હાટો અને બાળકો માટે ફેરફૂદડીના ઝુલાઓ પણ હોય. હજારો સંખ્યામાં માનવ મેદની ઉભરાઇ હતી. એમાં કુંજ પણ હતો. લોકો દુકાને દુકાને ફરતા હતા ત્યારે કુંજ એ લોકોને જોતો હતો. આશાના સ્નેહને વળગી એની સ્નેહમૂર્તિને જોવા માટે એનું અંતર તલસી રહ્યું હતું; ત્યાં એક ચાંદીનાં રમકડા વેંચનારની દુકાને એણે રૂપાને જોઇ. કિશોરી મટી યુવતી બનેલી એ મુગ્ધ યૌવના કેટલી બધી બદલાઇ ગઇ હતી? છતાં જાદુભરી આંખો, સૌમ્ય મુખમુદ્રા કુંજથી કેમ ભૂલાય ! સાથે એક પુરુષ હતો અને એક બાળક પણ હતું. કદાચ એનો પતિ અને પુત્ર હોય. રૂપાને જોતાં જ એનાથી બોલી જવાયું.

"રૂપા !"

રૂપાના પતિએ કુંજ સામે જોયુ અને પછી રૂપાને કહ્યું. 'રૂપા તને કોઇ બોલાવે છે.'

રૂપાની દૃષ્ટિ કુંજ તરફ ફરી અને કુંજે ફરી કહ્યું : "રૂ...પ...!"

"કોણ છે એ રૂપા? જો તો કેવો એકીટશે, ડોળા ફાડી તારી સામે જોઇ રહ્યો છે. ઓળખે છે તુ ?" ભૂતકાળની સ્મરણ માળાના અંકોડા એક પછી એક ઉખળતા ગયા. અને રૂપાની તેજભરી આંખોમાં એક ચમકારો પળભર આવી અદૃશ્ય થયો. એનુ મુખ કઠોર બન્યુ અને મક્કમ સ્વરે દૃઢતાથી એણે કહ્યુ,

"ના, હું નથી ઓળખતી."

"કોઇ પાગલ જણાય છે" રૂપાના પતિએ અનુમાન બાંધ્યું અને કહ્યુ.

"એ....પાગલ....કોણ છે તું? કોને બોલાવી રહ્યો હતો?"

કુંજના અતરમાં એ વખતે આંધી ઉઠતી હતી. એણે એક દુકાન બતાવી કહ્યુ.

"હું...આ....રૂપાના રમકડાઓને બોલાવી રહ્યો હતો."

"ચાંદીના રમકડાં જોઇએ છે?" રૂપાના પતિએ મજાક કરી અને રૂપાએ અનુમોદન આપતાં કહ્યુ.

"ચાંદી? પથ્થરહૃદયનો મનુષ્ય છે. એકાદ માટીની ઢીંગલી અપાવી દો."

અને કુંજે હજારો વીછીની વેદના અનુભવતા એ અવાજનો પડઘો પાડયો.

'હા, માટીની ઢીંગલી અપાવો. એના હાથો મેંદીથી રંગીશ અને પછી...પેલી નદીમાં ફેંકી દઇશ. સરિતાના નિર્મળ નીરમાં એ ઓગળી જશે અને પછી સાગરમા તોફાન જાગશે. એના તરંગો પથ્થરને કીનારે અફળાઇ પોકાર કરશે "પથ્થર હૃદયો. પથ્થર હૃદયો"

કુંજના કથન ઉપર લોકો ટોળે મળી "પાગલ પાગલ"ની બૂમો મારવા લાગ્યા ત્યારે લોકો ઉપર હસતો હસતો કુંજ ચાલ્યો ગયો. ★

# સુનંદા

ગુજરાતી નાટ્ય મંડળે યોજેલી તૃતીય નાટ્યલેખન હરીફાઈમાં આ નાટકને અર્ધે હિસ્સે ત્રીજું ઇનામ મળ્યું હતું. માનવના સંસારમાં અકલ્પનીય ઘટનાઓ જીવનના પાસાંને કેવું ફેરવી નાખે છે એનું સુંદર કથાનક છે

## કથાવસ્તુ

નિવૃત્ત જડજ દીનાનાથ, એમની સુશિક્ષિત દીકરી સુનંદા અને ભણેલો પણ ભાન વગરનો દીકરો સુકેતુ–આ જ એમનુ કુટુંબ. ના એમાં એક ચોથી વ્યક્તિ પણ ઓતપ્રોત થઇ ગઇ છે અને તે સુનંદાનો ભાવિ પતિ અજીત–આ ઘરમાં એનું પણ સુકેતુના મિત્ર તરીકે કે જમાઇ તરીકે નહી પણ પોતાનુ અનોખું એવુ સ્થાન છે.

જડજ દીનાનાથ પર સખત હૃદયરોગનો હુમલો આવ્યો હતો. સારા યે શહેરના ડોકટરોએ હાથ ધોઇ નાખ્યા હતા. લાખોની કિંમત ચુકવતાં પણ આ માંદગીમાંથી દીનાનાથ ઊઠે એવાં કોઇ ચિન્હ જણાતાં નથી. સુનંદા મૂંઝાય છે એને આજ અજીત સિવાય કોઇની ઓથ નથી. સુકેતુ તો કલકત્તે કામને બહાને મોજ કરવા ઉપડયો છે. પિતાની માંદગીના ખબર એને એવો વિચલિત નથી કરી શકતી કે એ સુનંદાની સહાયે દોડયો આવે. માતાની ખોટ ન સાલવા દે એવા બાપુજીને મોતના મ્હોંમાં જોઇ સુનંદા બેબાકળી બને છે. ત્યાં તો એક સવારે પડોશમાં રહેતા ડોકટર ચંદ્રસેનને આ વાતની ખબર પડી એમણે દીનાનાથને તપાસ્યા. અજીત અને સુનંદાને આશ્વાસન આપ્યુ એટલું જ નહિ, પણ આશા આપી. બાપુજી બચે તો મોં માગ્યું ઇનામ આપવાનુ સુનંદાએ ડોકટરને વચન આપ્યુ. આયુર્વેદના પક્ષપાતી યુવાન ડોકટર ચંદ્રસેને કોઇક દેશી વનસ્પતિમાંથી દવા તૈયાર કરી હતી અને તેનો પ્રથમ પ્રયોગ કરી એમણે દીનાનાથને મૃત્યુના મુખમાંથી પાછા ખેંચી લીધા. સુનંદાને જાણે ડોકટરના રૂપમાં ભગવાન મળ્યા. અજીતે લાગણીવશ થઇ ડોકટરનો આભાર માન્યો. ડોકટર વિદાય થયા. જતાં જતાં સુનંદાએ એમને ઇનામ લેવા નક્કી કરેલ દિવસે આવવાની યાદ તાજી કરાવી.

આજ એ દિવસથી દીનાનાથની પ્રકૃતિ સ્વસ્થ છે. સુનંદા અપાર આનંદમાં છે. અજીત પણ આજ એ દિવસથી નોકરી પર ચઢી ગયો છે, તેથી દેખાયો નથી, સુનંદા એની રાહ જોઇ રહી છે, ત્યાં સુકેતુ આવે છે કલકત્તાથી પોતાની કોઇ સ્ત્રીમિત્ર સરિતાને સાથે લઇ. અપટુડેટ સરિતા સમાજથી સંતાપ પામેલી, સમાજ પર વેર લેવા નીકળેલી યુવતિ છે. પૈસાદાર સુકેતુને એણે ઠીક રમતનુ પ્યાદું બનાવ્યો છે. સરિતા પૂછે છે ! "સુકેતુ, તમારા પિતાનું પતી ગયું લાગે છે' ઘરમાં કોઇ હોય તેમ લાગતુ નથી તે ઉપરથી ધારું છું." સુકેતુના મનમાં એ જ વિચાર

—: લેખક :—



શ્રી નટવર શાહ

ઘોળાઇ રહ્યા છે. એ નોકર પાન્ડુ સાથે સરિતાને મુસાફરીનો થાક ઉતારવા ઉપર પોતાના ઓરડામાં મોકલે છે. સુકેતુ અને સરિતાની રીતભાતથી નવાઇ પામતો પાન્ડુ ઉપર જાય છે. ત્યાં સુનંદા આવે છે. ભાઇને જોઇ હરખાઇ જાય છે ત્યાં એના હરખપર પાણી રેડતો ભાઇ પૂછે છે, "બાપુજીનું પતી ગયુ ? 'વિલ' તો તે વાંચ્યુ જ હશે !" સુનંદા ખડખડાટ હસી પડી. પછી ગંભીર થઇ કહે છે. "શાબાશ. પુત્ર હોય તો આવા જ હોજો. બાર મહિને દીકરો બાપનુ મૃત્યુ માની 'વિલ સાંભળવા કલકત્તેથી પધાર્યો છે."

સુકેતુ જરા છોભીલો પડી જાય છે, પછી કહે છે કે 'તારો તાર વાંચીને મુંબઇ આવવા જ હુ રવાના થતો હતો ત્યાં મારી મિત્ર સરિતાને દિલ્હી ક્રિકેટ મેચ જોવાની ઇચ્છા થઇ એટલે.. .સુનંદા સુકેતુની વિલ વાંચવાની આશા પર ઠંડુ પાણી રેડી ડોકટર ચંદ્રસેનની મદદથી બાપુજી કેમ ઉગરી ગયા તે વાત કરે છે. સુકેતુ બાપુજીને મળવા અંદર જાય છે. ત્યાં સરિતા પાન્ડુને નીચે મોકલે છે ફુલની વેણી લાવવા. સરિતાના હુકમોની શરૂઆત જોતી સુનંદા હસે છે. ત્યાં અજીત આવે છે. સુનંદા એને હવે જલદી લગ્ન પતાવી દેવાની વિનતિ કરે છે. પણ અજીત ઘરજમાઇ બનવા તૈયાર નથી. પોતે ગરીબ બની પણ અજીતને પરણવા તૈયાર છે એમ એ (સુનંદા) કહે છે. ત્યાં સુકેતુ અને દીનાનાથ બહારના ખંડમાં આવે છે. વેણી માંગવા બહાર આવેલી સરિતાને જોઇ અજીત ચમકે છે અને કહે છે કે સુકેતુએ આ સ્ત્રીથી બચવું જ પડશે. સલામતી ન લાગતાં અપમાનના બહાના તળે સરિતા ઘર છોડી ચાલી જાય છે. અજીત સરિતાનુ રહસ્ય સ્ફોટ કરે છે કે એ તો સાવિત્રી છે. બધાને ઠગવાનો એ ધંધો લઇ બેઠી છે. શંકાકુશંકામાંથી વાતના તાણા-વાણા સંધાય છે. સુકેતુના મનનું સમાધાન થાય છે–

(અનુસંધાન ૨૯ મે પાને)



શ્રી વ્રજલાલ પારેખ

# મધ્યમ વ્યાયોગ

☆

કવિ ભાસની કૃતિનો ગુજરાતી અનુવાદ

: અનુવાદ કર્તા :

શ્રી વ્રજલાલ એન. પારેખ

વીસમી સદીના આરંભમાં ગણપતિ શાસ્ત્રીને દક્ષિણમાંથી તેર નાટકોની એક હસ્તલિખિત પ્રત પ્રાપ્ત થઇ હતી. આ તેર નાટકો ભાસનાં રચેલાં માનવામાં આવે છે. ભાસ કાલિદાસના પૂર્વકાલીન હતા. ભાસના જીવન વિ૰ હજી સુધી કાંઇ પણ ઠીક રીતે કહી શકાતું નથી. એમની કૃતિઓમાં 'મધ્યમ-વ્યાયોગ,' 'દૂત-ઘટોત્કચ,' 'કર્ણ-ભાર,' 'ઉરુભંગ' અને 'દૂતવાક્ય,' એ એકાંકિ નાટકો છે અને એ બધાનુ કથાવસ્તુ મહાભારતમાંથી લેવામાં આવ્યું છે. 'પચરાત્ર' ત્રણ અને 'બાલ-ચરિત્ર' પાંચ અંકોનુ છે. આ બન્નેનો આધાર પણ મહાભારત છે. 'પ્રતિમા' નાટક અને 'અભિષેક' નાટક સાત અંકોમાં છે. આ બેઉ નાટકોનો આધાર રામાયણ છે. 'ચારુદત્ત' અને 'પ્રતિજ્ઞાયૌગંધરાયણ'ના ચાર તેમજ 'સ્વપ્નવાસવદના' અને 'અવિમારક'ના ૭ અંકો છે. આ ચારેય નાટકોનાં કથાનકો કથા-સાહિત્યમાંથી લેવામાં આવ્યાં છે. "મધ્યમ-વ્યાયોગ"માં કેશવદાસ ઘટોત્કચ દ્વારા સહકુટુંબ બલિદાન બની જાય છે અને સાનું જીવન સંકટમાં આવી પડે છે. ભીમ રક્ષણ કરવાનુ વચન આપે છે, પરંતુ ઘટોત્કચ એની સાથે પણ લડી પડે છે. બેઉમાંથી કોઇ પરાસ્ત નથી થતું. અંતે ભીમ જાતે પોતાના વચનાનુસાર એની સાથે એની માતા હિડિંબાના આહાર તરીકે જાય છે અને ત્યાં નાટકનું રહસ્ય પ્રકટ થઇ જાય છે. હિડિંબા ભીમની પત્ની હતી, તેથી ભીમ એને માટે પૂજ્ય દેવતા હતા, નહિ કે ખાદ્ય-પદાર્થ.

## મધ્યમ-વ્યાયોગ

### પાત્ર-સૂચી

#### પુરુષ-પાત્ર

કેશવદાસ ... ... ... એક વૃદ્ધ બ્રાહ્મણ
જ્યેષ્ઠ ... ... ... કેશવદાસનો મોટો પુત્ર
મધ્યમ ... ... ... કેશવદાસનો વચલો પુત્ર
કનિષ્ઠ ... ... ... કેશવદાસનો ત્રીજો પુત્ર
ઘટોત્કચ ... ... હિડિંબા દ્વારા થયેલો ભીમનો પુત્ર
ભીમ ... ... ... યુધિષ્ઠિરનો નાનો ભાઇ

#### સ્ત્રી-પાત્ર

બ્રાહ્મણી ... ... કેશવદાસની પત્ની
હિડિંબા ... ... ઘટોત્કચની માતા અને ભીમની પત્ની

### પ્રથમ દશ્ય

**સ્થળ :** હિડિંબા-વન

**સમય :** પહેલો પહોર.

[પત્ની અને ત્રણ પુત્રો સહિત વૃદ્ધ બ્રાહ્મણ કેશવદાસનો પ્રવેશ. પાછળ પાછળ ઘટોત્કચ આવતો દેખાય છે. ઘટોત્કચને જોઇને બધાં ભયભીત થતાં દેખાય છે. ઘટોત્કચની વાંકી ભમ્મરોની નીચે મોટી મોટી પીળા રંગની ચમકતી આંખો છે. એના ગળામાં

જાણે વાદળામાં વીજળી ચમકતી હોય તેમ ચમકી રહ્યું છે. સુવર્ણ જેવા પીળા કેશ છે અને એણે પીળા રંગનું જ રેશમી વસ્ત્ર ધારણ કર્યું છે. અંધકારના સમૂહ જેવો એનો રંગ અત્યંત શ્યામ છે, શ્વેત રંગની એની મોટી મોટી દાઢો બહાર દેખાઈ રહી છે. નાકનો આકાર હળના જેવો છે. ગજરાજની સૂંઢ જેવી બે ભૂજાઓ છે, વક્ષઃસ્થળ અત્યંત સ્થૂળ અને વિશાળ છે. ત્રિપુરાસુર નગરને નષ્ટ કરતી વેળાએ શંકરના કોપની જેમ એની આકૃતિ ભયંકર થઈ રહેલી છે.]

બ્રાહ્મણી—આર્ય, આપણને સતાવનારો આ કોણ છે!

ઘટોત્કચ—હે બ્રાહ્મણ, થોભ, થોભ. હવે તુ બચીને ક્યાં જઈશ? તું તારા કુટુંબનું રક્ષણ કરવા અસમર્થ છે. ગરુડની સામેથી સાપ ભાગીને ક્યાં જઈ શકે છે? તુ ભાગીને જઈશ ક્યાં? હે બ્રાહ્મણ, થોભી જા, એક પગલું પણ આગળ ના વધીશ.

વૃદ્ધ—બ્રાહ્મણી, ડર નહિ. પુત્રો બ્હીઓ ના. ડરવું ના જોઈએ. આની વાતો વિચારપૂર્ણ લાગે છે.

ઘટોત્કચ—હાય! અફસોસ! હું સારી રીતે જાણું છું કે પૃથ્વી પર બ્રાહ્મણ પૂજ્ય હોય છે, પરંતુ આજે આ કુકર્મ મારે વિનાસંકોચે કરવું જ પડશે. શું કરું? માતાએ મને એવી જ આજ્ઞા આપી છે.

વૃદ્ધ—બ્રાહ્મણી, પૂજ્ય જલક્લિન્ન મુનિનું કથન સ્મરણમાં છે ને? એમણે કહ્યું હતું: "આ વનમાં ઘણા રાક્ષસો વસે છે, તેથી સાવધાન રહીને જજો." જોયું, એજ વિપત્તિ આવી પડી.

બ્રાહ્મણી-વિપત્તિ આવે છે ત્યારે સ્વામી ક્ષત્રિય જેવા ઝાંખી ઊઠે છે.

વૃદ્ધ-મંદભાગી હું હવે શું કરું?

બ્રાહ્મણી-તો આપણે શરણને માટે-સહાય માટે બૂમો પાડવી જોઈએ.

પહેલો પુત્ર—માતા, અહીં આપણું અરણ્યરુદન કોણ સાંભળશે? આ વન તદ્દન નિર્જન છે. અનેક પ્રકારનાં વૃક્ષો અને મોટા મોટા પર્વતો ચારે પાસ દિવાલની માફક ઊભાં છે. પક્ષીઓ અને પશુઓથી વસાયેલું આ વન તો મુનિજનોના નિવાસ માટે યોગ્ય છે.

વૃદ્ધ—બ્રાહ્મણી, ડરો નહિ, આ સ્થાન મુનિઓના નિવાસને યોગ્ય છે એવું સાંભળીને મારો ભય દૂર થઈ ગયો છે. લાગે છે કે ક્યાંક પાસે જ પાંડવોનો આશ્રમ હોવો જોઈએ. પાંડવો તો યુદ્ધ-પ્રિય, શરણાગતોના રક્ષક, દીન-વત્સલ અને સાહસિક છે. તેઓ અવશ્ય ભયંકર અને કુકર્મ કરનાર રાક્ષસોને ઉચિત દંડ આપશે.

પહેલો પુત્ર—પિતાજી, મારી સમજ પ્રમાણે પાંડવો આજકાલ અહીં નથી.

વૃદ્ધ—પુત્ર, તું શી રીતે જાણે છે?

પહેલો પુત્ર—એમના આશ્રમમાંથી આવેલા એક બ્રાહ્મણ પાસે મેં સાંભળ્યું છે કે તેઓ શતકુંભ યજ્ઞનું દર્શન કરવા માટે મહર્ષિ ધૌમ્યમુનિના આશ્રમમાં ગયા છે.

વૃદ્ધ—હાય! તો તો આપણે માર્યા ગયા.

પહેલો પુત્ર—પિતાજી, એ બધા જ નથી ગયા. આશ્રમનુ રક્ષણ કરવા માટે મધ્યમ પાંડવ અહીં જ છે.

વૃદ્ધ—જો એમજ હોય તો સમજવું જોઈએ કે પાંચેય પાંડવો અહીં હાજર છે.

પહેલો પુત્ર—સાંભળ્યું છે કે, એ પણ આ સમયે વ્યાયામ કરવા આશ્રમથી ક્યાંક દૂર ગયા છે.

વૃદ્ધ—હાય! તો તો આપણે સાવ નિરાશ થવું રહ્યું. વારુ પુત્ર, આને જ પ્રાર્થના કરી જોઉં.

પહેલો પુત્ર-પ્રયત્ન કરશો તો તે વૃથા જશે.

વૃદ્ધ-પુત્ર, પ્રાર્થનાનું કાંઈક નહી તો કાંઈક ફળ અવશ્ય મળે જ છે.

પહેલો પુત્ર-સારું, તો પછી પ્રાર્થના કરીને પણ જોઈ લઉં. અરે ભાઈ, કેમ, કોઈ પણ પ્રકારે અમારો છૂટકારો થઈ શકે એમ છે?

ઘટોત્કચ—હા, થઈ શકે છે, પરંતુ એક શરતે.

વૃદ્ધ—કઈ શરત?

ઘટોત્કચ—મારી પૂજ્ય માતાએ મને આજ્ઞા કરી છે કે "પુત્ર, મારા ઉપવાસનું પારણું કરવા માટે આ વનમાંથી કોઈ પણ માણસને શોધીને પકડી લઈ આવ." તો હવે મને આપ મળી ગયા છો. જો આપ આપની પતિવ્રતા પત્ની અને બે પુત્રોની સાથે છૂટકારો ચાહતા હો તો, નાના મોટાનો ખ્યાલ ન રાખતા, આપ કોઈ પણ એક પુત્રને મારી સાથે મોકલી આપો.

વૃદ્ધ—અરે નીચ રાક્ષસ, શું હું બ્રાહ્મણ નથી? હું વેદાભ્યાસી વૃદ્ધ બ્રાહ્મણ છું. સુશીલ તથા ગુણવાન પુત્રને નરભક્ષક રાક્ષસના હાથમાં સોંપીને હું સુખી શી રીતે થઈ શકું?

ઘટોત્કચ—હે બ્રાહ્મણશ્રેષ્ઠ, જો માગવા છતાં તમે મને એક પુત્ર નહિ આપો તો ક્ષણ માત્રમાં જ તમારો સહકુટુંબ નાશ થશે.

વૃદ્ધ—બ્રાહ્મણી, મારો તો એવો વિચાર છે કે હું તો ત્રણે ઋણોમાંથી મુક્ત થઇ ચૂક્યો છું. મારું શરીર અનેક પ્રકારનાં યજ્ઞાદિ કર્મોથી પવિત્ર થઈ ચૂક્યું છે અને હવે હું ઘડપણથી શિથિલ થઇ ગયો છું. તેથી મારી એવી ઇચ્છા છે કે મારા શરીરને પુત્રના રક્ષણ કાજે રાક્ષસરૂપી અગ્નિમાં હોમી દઉં.

બ્રાહ્મણી—નહીં, નાથ, એમ નહિ થઇ શકે. પતિવ્રતા સ્ત્રી તો એ જ કહેવાય કે જેનો ધર્મ કેવળ પતિમાં જ સમાઇ જાય છે. મારું શરીર ધાર્યું સફળ ત્યારે જ ગણાય કે જ્યારે હું એનાથી સ્વામિની અને સ્વામિના કુળની રક્ષા કરી શકું.

ઘટોત્કચ—મારી માતા સ્ત્રીને ખાવા નથી ઇચ્છતી તો હવે આપ એ વિચાર છોડી દો.

વૃદ્ધ—આપની સાથે હું આવીશ.

ઘટોત્કચ—ઉંહું, તમે વૃદ્ધ છો.

પહેલો પુત્ર—પિતાજી, હું કાંઇક કહેવા માગું છું.

વૃદ્ધ—પુત્ર, કહો.

પહેલો પુત્ર—હું મારા પ્રાણ વડે વડીલોનું રક્ષણ કરવા ચાહું છું. તો કુળની રક્ષા માટે આપ મને ત્યજી દો.

બીજો પુત્ર—વત્સ, એમ ન કહો. જ્યેષ્ઠ પુત્રને કુળમાં અને લોકોમાં શ્રેષ્ઠ માનવામાં આવે છે. માતાપિતા પણ એને જ અધિક પ્રેમ કરે છે. તેથી ગુરુભક્તિને અનુસરીને હું જ જઇશ.

ત્રીજો પુત્ર—એવું ના કહો. બ્રહ્મવાદિઓએ જ્યેષ્ઠ પુત્રને પિતા સમાન માન્યો છે. તો હું જ મારા પૂજ્યોના પ્રાણની રક્ષા કરવા માટે યોગ્ય છું.

પહેલો પુત્ર—વત્સ, એ ઠીક નથી. જો પિતા સંકટમાં હોય તો જ્યેષ્ઠ પુત્રનું કર્તવ્ય છે કે એનું રક્ષણ કરવું. તો તેથી જ ગુરુજનોના પ્રાણ બચાવવા હું જ જઇશ.

વૃદ્ધ—જ્યેષ્ઠ મને અધિક પ્રિય છે, તેથી હું એને છોડી નથી શકતો.

બ્રાહ્મણી—જેવો આપને જ્યેષ્ઠ પ્રિય છે, તેવો જ મને કનિષ્ઠ.

બીજો પુત્ર—આવે સમયે પિતાનું અનિષ્ટ કોને પ્રિય હોય!

ઘટોત્કચ—હું પ્રસન્ન છું; ચાલો જલદી.

બીજો પુત્ર—હું ધન્ય છું કે મારા પ્રાણવડે હું મારા વડીલોનું રક્ષણ કરી શકું છું. ઉત્કૃષ્ટ બંધુસ્નેહના નિમિત્તે પ્રાણત્યાગ કરવાનો અવસર બહુ દુર્લભ હોય છે.

ઘટોત્કચ—આ બ્રાહ્મણકુમારને પોતાના ગુરુજનો પ્રત્યે કેટલો પ્રેમ છે!

બીજો પુત્ર—પિતાજી, પ્રણામ કરું છું.

વૃદ્ધ—પુત્ર, અહીં આવ. ગુરુજનોના પ્રિય, તેં પોતાના પ્રાણનું બલિદાન આપી વડીલોનું રક્ષણ કર્યું છે. તેથી તને દુરાત્માઓને દુર્લભ એવું બ્રહ્મલોક પ્રાપ્ત થાઓ.

બીજો પુત્ર—હું અનુગૃહિત થયો. માતાજી, પ્રણામ કરું છું.

બ્રાહ્મણી—પુત્ર, ચિરંજીવી થજે.

બીજો પુત્ર—કૃપાવંત થયો. વડીલ બંધુ, વંદન કરું છું.

પ્રથમ પુત્ર—આવ પ્રિય, અહીં આવ. મને ગાઢ આલિંગન આપ. તારા શુભ ગુણો અને કીર્તિ પૃથ્વી પર ફેલાઇ જશે.

બીજો પુત્ર—અનુગ્રહ થયો મારા પર.

ત્રીજો પુત્ર—ભાઇ, અભિવાદન કરું છું.

બીજો પુત્ર—કલ્યાણ હો.

ત્રીજો પુત્ર—દયાવંત થયો.

બીજો પુત્ર—હે પુરુષ, હું કાંઇક પૂછવા માગું છું.

ઘટોત્કચ—કહો, જલદી કહો.

બીજો પુત્રઃ—આ વનમાં કોઇક જળાશય દેખાય છે. પરલોકમાં જવા માટે સુસજ્જિત થવા હું પહેલાં મારી તરસ છીપાવવા ઇચ્છું છું.

ઘટોત્કચ-વીર, જાઓ. પરંતુ જલદી પાછા ફરજો. માતાજીની ભોજનવેળા વીતી જાય છે.

બીજો પુત્ર-વારુ, પિતાજી, જાઉં છુ. (જાય છે.)

વૃદ્ધ-હાય, અમે લુંટાઇ ગયા, લુંટાઇ ગયા. ત્રણ શિખરોવાળા મારા સુંદર વંશ-રૂપી પર્વતનું મધ્યમ શિખર તૂટી પડવાથી મને અત્યંત દુઃખ થઇ રહ્યું છે. હા પુત્ર! તું શું સાચેસાચ ચાલ્યો ગયો? યૌવનકાળને અનુરૂપ કાંતિયુક્ત યુવક, તું હમેશાં વેદાદિ શાસ્ત્રોના અધ્યયન તથા વ્રતપાલનમાં મગ્ન રહેતો હતો. હવે ગજરાજના દંતૂશળ વડે ઉખડી પડેલા ફાલ્યાફૂલ્યા વૃક્ષની જેમ તું શી રીતે વિનાશને સહન કરીશ?

ઘટોત્કચ—માતાજીનો ભોજનકાળ વીતી જવા લાગ્યો છે અને બ્રાહ્મણકુમાર મોડું કરી રહ્યો છે. હવે હું શું કરું? હાં, એક વાત સૂઝી. બ્રાહ્મણશ્રેષ્ઠ, આપના પુત્રને બોલાવો તો ખરા.

વૃદ્ધ—હા! આપના વચન તો રાક્ષસના કરતાં પણ

અધિક કોર છે.

ઘટોત્કચ—રુકો છો શા માટે? આ વચનો પર ધ્યાન ન આપો. એ તો મારો સ્વાભાવિક દોષ છે. વારુ, એ તો બતાવો કે તમારા પુત્રનું નામ શું છે?

વૃદ્ધ—હું આપને એ પણ જણાવી નથી શકતો.

ઘટોત્કચ—ઠીક, બ્રાહ્મણકુમાર, તમારા ભાઇનું નામ શું છે?

પહેલો પુત્ર—તપસ્વી, મધ્યમ.

ઘટોત્કચ—મધ્યમ! ઠીક છે. વારુ, હું હવે એને બૂમ મારી બોલાવું છું. ઓ મધ્યમ, મધ્યમ! જલદી આવો.

(બૂમ પાડતો ઘટોત્કચ જાય છે પાછળ પાછળ શોકાતુર કેશવદાસ આદિ પણ જાય છે.)

[પટ-પરિવર્તન]

## બીજું દૃશ્ય

**સ્થળ:** પાંડવોના આશ્રમ બહારની ભૂમિ.

**સમય:** પહેલા પ્રહરનો અંત.

(એક વૃક્ષ હાલતું દેખાય છે વૃક્ષની એક બાજુએ ભીમસેન પોતાના બળની ચકાસણી કરી રહ્યો છે)

ભીમસેન—(વૃક્ષ ઉખેડી પાડી નાખીને) અહહહ. વૃક્ષે પોતાની ભુજાઓ પૃથ્વીમાં કેટલી દૃઢતાથી ભીડી રાખી હતી. પરંતુ મારી આગળ દૃઢતા શિથિલતામાં પરિણમે છે.

(નેપથ્યમાં)

ઓ મધ્યમ, મધ્યમ, જલદી આવો.

ભીમસેન—(ચોંકી ઊઠીને) મને કોણ બોલાવી રહ્યું છે? સ્વર તો પરિચિત હોય એવો લાગે છે. આ અવાજ કોનો હશે? આ નિબીડ અને ભયંકર વનમાં—જ્યાં સેંકડો પક્ષીઓ ગુંજારવ કરે છે ત્યાં—મારા મનને પ્રફુલ્લિત કરતો આ કોનો અવાજ હશે?

(નેપથ્યમાં)

ઓ મધ્યમ, મધ્યમ, જલદી આવો.

ભીમસેન—આ અવાજ તો બિલકુલ અર્જુનના અવાજને મળતો આવે છે; પરંતુ અર્જુનઆદિ તો ધૌમ્યમુનિને ત્યાં ગયા છે, આ વનમાં એવો તે કોણ છે કે 'મધ્યમ' 'મધ્યમ' નામની બૂમો પાડીને મારા વ્યાયામમાં વિઘ્ન નાખી રહ્યો છે. વારુ, જોઉં છું. (ઘટોત્કચ અને પાછળ પાછળ કેશવદાસઆદિ આવતા દેખાય છે.)

ભીમસેન—(ઘટોત્કચને જોઇને) અહો! આ પુરુષ તો દેખાવડો છે! એનું મુખ સિંહના જેવું છે, દાઢો પણ સિંહની દાઢોના જેવી જ છે, નેત્ર લાલ છે, કંઠ-સ્વર સ્નિગ્ધ અને ગંભીર છે, ભમ્મરો પીળી છે, નાક બાજના જેવું છે તથા પીઠ હાથીની પીઠ જેવી છે. લાંબા લાંબા વાળ ચારે બાજુ વિખેરાયલા છે. વક્ષઃસ્થળ અત્યંત વિશાળ અને કટિ વજ્રતુલ્ય છે. ચાલ હાથીના જેવી છે અને ભુજાઓ અત્યંત સ્થૂળ અને લાંબી છે. ચોક્કસ, આ મહાબલિ કોઇ રાક્ષસી દ્વારા થયેલો કોઇક લોકવીરનો પુત્ર છે.

ઘટોત્કચ—મધ્યમ, ઓ મધ્યમ, જલદીથી ચાલ્યા આવો.

ભીમસેન—(આગળ આવીને) આ લો, હું આવી પહોંચ્યો.

ઘટોત્કચ—આ તો બ્રાહ્મણકુમાર નથી. અરે, આ પુરુષ તો નિરખવા યોગ્ય છે. એની આકૃતિ સિંહના સમી છે; એની ભુજાઓ સુવર્ણ તાલવૃક્ષના જેવી છે. એની કમર પાતળી છે અને એની બાજુઓ ગરુડ પક્ષીની પાંખો જેવી કોમળ છે અથવા ખીલેલી કમળપાંખડી જેવાં નેત્રોવાળો આ વિષ્ણુ તો નથીને? આ તો સગાંસંબંધીઓની જેમ મારી આંખોને પોતાના તરફ ખેંચી રહ્યો છે. હે મધ્યમ, હું તને જ બોલાવું છું.

ભીમસેન—એટલા માટે જ હું આવી પહોંચ્યો છું.

ઘટોત્કચ—શું આપ પણ મધ્યમ છો?

ભીમસેન—બીજો તો કોઇ મધ્યમ છે નહિ. શત્રુ દ્વારા અવધ્યોમાં હું મધ્યમ છું, ગરવીરોમાં હું મધ્યમ છું. ભદ્ર, ભાઇઓમાં તેમજ પૃથ્વી પર પણ હું જ મધ્યમ છું.

ઘટોત્કચ—હોઇ શકે છે.

ભીમસેન—હજી સાંભળો: પાંચ ભૂતોમાં પે હું મધ્યમ છું. પાર્થિવોમાં પણ હું જ મધ્યમ છું. ભાઇઓમાં તો મધ્યમ છું જ તથા સંસારમાં બધાં જ કાર્યોમાં મધ્યમ હોવાને કારણે પે હું મધ્યમ છું.

વૃદ્ધ—"મધ્યમ" નામથી બોલાવાયાને લીધે પાંડવોમાંનો મધ્યમ અહંકાર-પૂર્વક અમને કાળના પાશમાંથી બચાવવા માટે આવી પહોંચ્યો છે.

મધ્યમ—(બ્રાહ્મણકુમાર પ્રવેશ કરીને) પરલોકમાં દુર્લભ એવા આ સરોવરમાં આચમન કરવાથી મેં કમળનાં પાનથી પવિત્ર થયેલાં જળ વડે મેં મારી જાતને શુદ્ધ કરી લીધી. (પાસે જઇને) હે પુરુષ, હું આવી ગયો છું.

ઘટોત્કચ—હવે આવી પહોંચ્યા છો. વારુ; મધ્યમ અહીં આવો તો.

વૃદ્ધ—(ભીમસેનની નજીક જઇને) મધ્યમ, બ્રાહ્મણકુળની રક્ષા કરો.

ભીમસેન—ડરો નહીં. હું મધ્યમ આપને અભિવાદન કરું છું.

વૃદ્ધ—આપ વાયુસમા દીર્ઘાયુ થાઓ.

ભીમસેન—આપે મારા પર કૃપા કરી. આર્ય, કહો આપના ભયનું કારણ શું છે?

વૃદ્ધ—સાંભળો, હું પહેલાં જ્યાં યુધિષ્ઠિરનું શાસન હતું તે કુરુજંગલનાં યૂપગ્રામનો નિવાસી છું. માઠર મારું ગોત્ર છે. હું કલ્પ શાખાના અનુષ્ઠાનમાં અત્યંત પ્રવીણ છું. હું કેશવદાસ નામનો બ્રાહ્મણ છું. કૌશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલા યજ્ઞબંધુ નામના મારા મામા ઉત્તર દિશામાં આવેલા ઉદ્યાનક ગ્રામમાં રહે છે. એમના પુત્રના ઉપનયન સંસ્કાર જોવા માટે હું આજે સપરિવાર ત્યાં જઇ રહ્યો છું.

ભીમસેન—આપની એ યાત્રા નિર્વિઘ્ન સમાપ્ત થાઓ. આગળ કહો.

વૃદ્ધ—જળ વડે પરિપૂર્ણ મેઘ જેવું આ રાક્ષસનું શરીર છે, કમલદલ સમાન નેત્રો છે. સિંહના જેવી ગતિ છે અને મોટી મોટી દાઢો છે; અને નિર્ભય થઇને આપ જેવાની સમક્ષ પણ, મને સપરિવાર મારી નાખવાની ઇચ્છાથી અહીં આવ્યો છે.

ભીમસેન—ઠીક; શું આ જ રાક્ષસ આપ બ્રાહ્મણના માર્ગમાં વિઘ્ન નાખી ઊભો છે? વારું, હું એને પકડું છું. અરે કોણ છે તું! ઊભો રહે.

ઘટોત્કચ—આ શો, હું ઊભો રહ્યો.

ભીમસેન—તમે બ્રાહ્મણોને શા માટે સતાવો છો? પુત્રરૂપ નક્ષત્રો અને પત્નીરૂપ મનોહર કાંતિથી શોભાયમાન વૃદ્ધ બ્રાહ્મણરૂપ ચંદ્રમાનો ગ્રાસ કરવા તમે રાહુ ક્યાંથી આવી પડયા!

ઘટોત્કચ—હા, હું રાહુ તો છું જ.

ભીમસેન—આહ! સ્ત્રી તથા પુત્રો સાથે જતો આ વૃદ્ધ બ્રાહ્મણશ્રેષ્ઠ તો અપરાધ કર્યો હોય તોપે છોડી દેવા યોગ્ય છે. તેથી તમે એમને છોડી દો.

ઘટોત્કચ—નહી છોડું.

ભીમસેન—(મનમાં ને મનમાં) આ કોનો પુત્ર હશે? મારા ભાઇઓના ગુણો ચોરી જનારો આ કોણ? આ બાળકનાં શૌર્ય અને ગર્વ જોઇને તો મને અભિમન્યુનું સ્મરણ થાય છે. (પ્રકટ) અરે ભાઇ, આમને છોડી દે.

ઘટોત્કચ—નહીં છોડી દઉં. જો મારા પિતા પણ મને સ્નેહથી કહે કે એમને છોડી દે તો પણ હું એમને નહી છોડું. મે એમને મારી માતાની આજ્ઞાનુસાર પકડયા છે.

ભીમસેન—(મનમાં ને મનમાં જ) શું માતાની આજ્ઞાથી? અરે, આ તો માતપિતાની સેવા કરવાવાળો કોઇ તપસ્વી લાગે છે! માતા તો મનુષ્યોને દેવતાઓથી પણ અધિક પૂજનીય છે. માતાની આજ્ઞાનું પાલન કરવાથી જ અમે આજે આ દશાને પામ્યા છીએ. (પ્રકટ) અરે ભાઇ, હું કાંઇક પૂછવા માગું છું.

ઘટોત્કચ—પૂછો, જલદી પૂછો.

ભીમસેન—તારી માતાનુ નામ શું છે?

ઘટોત્કચ—સાંભળો, મારી માતા હિડિમ્બા નામની રાક્ષસી છે. જેવી રીતે આકાશ પૂર્ણ ચંદ્રમાથી શોભાયમાન છે તેવી જ રીતે મારી માતા પણ કુરુકુળદીપક મહાત્મા પાંડવ (ભીમસેન)થી સૌભાગ્યવતી છે.

ભીમસેન—(મનમાં જ) ઠીક ત્યારે આ હિડિમ્બાનો પુત્ર છે. તો પછી આને અહંકાર બતાવવો પડશે. એના રૂપ, ઉત્સાહ તથા બળ પોતાના પિતાનાં જેવાં છે, પરંતુ પ્રજા પ્રત્યે એનુ મન અત્યંત નિર્દય છે. (પ્રકટ) અરે ભાઇ એમને છોડી દે.

ઘટોત્કચ—નહિ છોડું.

ભીમસેન—બ્રાહ્મણશ્રેષ્ઠ, આપના પુત્રને લઇ જાઓ. આની સાથે હું જઇશ.

બીજો પુત્ર- નહીં નહીં, એમ ના કરો. મે પહેલેથી પિતૃભક્તિથી મારા પ્રાણ અર્પણ કરી દીધા છે. આપ જેવા સુંદર તથા શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત વાયુપુત્રે આ સંસારમાંથી કૂચ કરી જવું એ ઉચિત નથી.

ભીમસેન—આર્ય, એમ ના કહો. હું ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયો છું અને બ્રાહ્મણોને પૂજ્ય ગણું છું, એટલા માટે મારા શરીર વડે બ્રાહ્મણવશનું રક્ષણ કરવા ચાહું છું.

ઘટોત્કચ—અરે, તો શું આ ક્ષત્રિય છે? એથી જ અહંકાર કરે છે? વારુ, આને જ મારીને લઇ જાઉં છું. આ બ્રાહ્મણકુમારને કોણે અટકાવ્યો છે?

ભીમસેન—મેં.

ઘટોત્કચ—શું આપે!

ભીમસેન—નહિ તો બીજા કોને!

ઘટોત્કચ—ઠીક તો આપ જ ચાલો.

ભીમસેન—હું અત્યંત બળવાનની પાછળ ચાલી શકતો નથી. જો શક્તિ હોય તો મને બળપૂર્વક લઇ જાઓ.

ઘટોત્કચ—શું આપ મને ઓળખો છો!

ભીમસેન—હા, ઓળખ્યું છું. તમે મારા પુત્ર છો.

ઘટોત્કચ—કેમ, આપનો પુત્ર શી રીતે છું?

ભીમસેન—રૂકો છો શા માટે? જરા ધીરજ ધરો. ક્ષત્રિય સમસ્ત પ્રજાને 'પુત્ર' શબ્દથી બોલાવે છે. એથી મે પણ તમને પુત્ર કહ્યા.

ઘટોત્કચ—મને લાગે છે કે આપ મારાથી ડરી ગયા છો.

ભીમસેન—હું સત્યના સોગંદ ખાઈને કહું છું કે ભયનું હું નામ સુદ્ધાં જાણતો નથી. તમારી પાસેથી ભયનું નામ સાંભળીને હવે જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. હે ભદ્ર પુરુષ, કહો તો ભય કેવો હોય છે? એના ગુણ તથા દોષ જાણીને એને અનુરૂપ કાર્ય કરીશ.

ઘટોત્કચ—વારુ, ત્યારે હું આપને ભયનો ઉપદેશ આપું છું. લો, શસ્ત્ર પકડો.

ભીમસેન—શસ્ત્ર પકડું? ઠીક, આ લો શસ્ત્ર પકડયું.

ઘટોત્કચ—અરે આમ શા માટે?

ભીમસેન—સોનાના સ્થભ જેવો મારો જમણો હાથ શસ્ત્રના જેવો જ છે. એનાથી મે કઇક શત્રુઓનાં માનમર્દન કર્યાં છે.

ઘટોત્કચ—આ વચન તો મારા પિતા ભીમસેનને જ શોભે એવાં છે.

ભીમસેન—એ ભીમ કોણ છે? ભદ્ર, કહો તો, બ્રહ્મા, શિવ, કૃષ્ણ, શક્ર, શક્તિધર અને યમ—તમારા પિતા આમાંથી કોના સમાન છે?

ઘટોત્કચ—બધાના સમાન.

ભીમસેન—છટ! આ બધું જૂઠું છે.

ઘટોત્કચ—શા માટે? તો શું હું અસત્ય કહું છું? તમે મારા વડીલોનો તિરસ્કાર કરો છો! અચ્છા, (પોતે જ મનમાં) આ મોટા વૃક્ષને ઉખેડીને મારું! (વૃક્ષ ઉખેડીને મારે છે.) આ તો એનાથી પણ નથી મરતો. હવે શું કરું? (વિચારીને) વારુ, તો આ ઉપાય ઠીક છે. આ પહાડના ખડકને ઉખેડીને મારું. આ ખડક જરૂર એના પ્રાણ હરી લેશે.

ભીમસેન—જંગલી હાથી કોપિત થતા જ્યાં વાયને હરાવી નથી શકતો.

ઘટોત્કચ—(પ્રહાર કરીને) શું આનાથીયે નહિ મર્યો! હવે શું કરું? ઠીક છે; હું વાયુનો પૌત્ર અને ભીમસેનનો પુત્ર છું. હવે તમે તૈયાર થઇ જાઓ. યુદ્ધમાં મારા સમો બીજો કોઇ નથી, સમજ્યા?

(બન્ને દ્વંદ્વયુદ્ધ કરે છે)

ઘટોત્કચ—(ભીમસેનને બાંધીને) મારા દૃઢ ભુજપાશમાં જકડાયા પછી આપ શી રીતે છૂટશો? મોટાં દોરડાંઓથી બંધાયેલો હાથી ભલા ક્યાંય છૂટી શકે છે!

ભીમસેન—(મનમાં જ) આણે તો મને જકડી લીધો. (પ્રકટ) હે વીર, તમારો શત્રુપક્ષ હવે આગળ વધી રહ્યો છે. તમારું રક્ષણ કરો. સાવધાન થઇ જાઓ.

ઘટોત્કચ—સાવધાન જ છું.

ભીમસેન—(ભુજપાશ તોડી નાખીને) વીર, બળનો અહંકાર છોડી દો. તમારું બળ જોઇ લીધું. બાહુયુદ્ધને તો હું રમત સમજું છું.

ઘટોત્કચ—(સ્વગત) આ તો આનાથી યે મરતો નથી. હવે મારે કરવું શું? (પ્રકટ) અચ્છા, હું માતાજીની કૃપાથી જાદુ જાણું છું. એનાથી જ એને બાંધી લઇ જાઉં. પાણી ક્યાં મળશે? હે પર્વત જળ ઉત્પન્ન કરો. અહા! જળ નીકળ્યું!—(આચમન કરીને મંત્ર જપે છે.) હે પુરુષ, આ માયાપાશથી બંધાયા પછી તમે વિવશ બની જશો અને કશે જઇ નહિ શકો. દોરડાંઓથી બંધાયેલા આપ ઉત્સવમાં દોરડાંઓથી બંધાયેલા ઇન્દ્રધ્વજ જેવા શોભાયમાન થઇ રહ્યા છો.

(માયાપાશથી બાંધે છે.)

ભીમસેન—સાચેસાચ હું માયાપાશથી બંધાઇ ગયો છું, શું કરું? વારુ, મહાદેવની કૃપાથી મેં માયાપાશમાંથી છૂટવાનો મંત્ર મેળવેલો છે, એનો જ જાપ કરું. હવે જળ ક્યાં મળશે? ઠીક છે; બ્રાહ્મણકુમાર, કમંડળનું જળ લાવો તો.

વૃદ્ધ—આ લો જળ.

(ભીમસેન આચમન કરીને મંત્ર જપે છે અને માયાપાશને છોડી નાખે છે)

ઘટોત્કચ—અરે શું માયાપાશ પણ છૂટી ગયો! હવે મારે શું કરવું? ઠીક, તમે તમારી પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરો.

ભીમસેન—પ્રતિજ્ઞા? વારુ, ચાલો, આગળ થાઓ.

(બેઉ ફરીને ચાલવા માંડે છે.)

વૃદ્ધ—પુત્રો, શું કરીએ! ભીમસેન તો હવે જાય છે. વિશાળબાહુ ભીમસેન આ ભયંકર સ્વરૂપના રાક્ષસની અવગણના કરતા કરતા ધીરે ધીરે જાણે કે ગૌશાળાના વાછડાની ઉપેક્ષા કરતો મસ્ત સાંઢ ન ચાલતો હોય તેમ જઇ રહ્યા છે.

[સૌ કોઇ ધીરે ધીરે જાય છે.]

(પટપરિવર્તન)

## દૃશ્ય ત્રીજું

સ્થળ : હિડિંબા રાક્ષસીનું નિવાસસ્થાન.

સમય : ત્રીજો પ્રહર.

(હિડિંબા ઘટોત્કચની પ્રતીક્ષામાં બેઠી બેઠી કશુંક વિચારી રહી છે.)

હિડિંબા—હજુ ઘટોત્કચ પાછો ફર્યો નથી. આ જંગલ તો સાવ નિર્જન છે કોઇ મનુષ્ય નહિ મળ્યો હોય. મને લાગે છે કે એ કશેક દૂર ચાલ્યો ગયો છે. મારો આજ્ઞાંકિત પુત્ર અવશ્ય કોઇક મનુષ્યને લઇને જ પાછો ફરશે: (બહાર કોઇકના બોલવાનો અવાજ સંભળાય છે. સાંભળીને) આ તો ઘટોત્કચનો અવાજ છે. શું એ પાછો ફર્યો?

(ઘટોત્કચ પ્રવેશ કરે છે.)

ઘટોત્કચ—માતાજી, પ્રણામ કરું છું. આપ ઘણા લાંબા સમયથી ભોજનની ઇચ્છા કરતાં હતાં. હું આપના આહાર માટે એક મનુષ્યને લઇને આવ્યો છું.

હિડિંબા—પુત્ર, ચિરંજીવ થજે. કેવો મનુષ્ય લાવ્યો છે!

ઘટોત્કચ- માતાજી, કહેવાને ખાતર તે મનુષ્ય છે. પરંતુ ખરામાં મનુષ્ય નથી.

હિડિંબા—શું બ્રાહ્મણ છે!

ઘટોત્કચ—ના, બ્રાહ્મણ નથી.

હિડિંબા—તો શું ઘરડો છે!

ઘટોત્કચ—ના, ઘરડોયે નથી.

હિડિંબા—તો બાળક છે!

ઘટોત્કચ—બાળક પણ નથી.

હિડિંબા—જો એમ જ છે, તો ચાલો જોઇએ.

(બન્ને બહાર જાય છે.)

હિડિંબા—શું આ માણસને લાવ્યો છે!

ઘટોત્કચ—માતાજી, આ કોણ છે?

હિડિંબા—ગાંડા, આ તો દેવ છે.

ઘટોત્કચ—કોણ! કોના દેવ?

હિડિંબા—આપણા બન્નેના.

ઘટોત્કચ—એની ખાતરી શી?

હિડિંબા—આ સે—આ એનો પુરાવો છે. સ્વામીનો જય હો!

ભીમસેન—(જોઇને) આ કોણ છે? શું દેવી હિડિંબા છે? દેવી, તે કૃપા કરીને રાજ્યભ્રષ્ટ થયેલા અને ગાઢ જંગલમાં ભમનારા અમારા જેવાનો સંતાપ દૂર કરી દીધો છે. હિડિંબા, આ બધું શું છે?

હિડિંબા—(કાનમાં) સ્વામી, બધી બાબત આમ છે.

ભીમસેન—તું જન્મથી રાક્ષસી છે, કર્મથી નહી.

હિડિંબા—(ઘટોત્કચને) ગાંડા, તારા પિતાજીને નમસ્કાર કર.

ઘટોત્કચ-પિતાજી, ધૃતરાષ્ટ્રરૂપી વનને માટે દાવાનળ સમો હું ઘટોત્કચ આપને પ્રણામ કરું છું. જો મેં આપની પાસે ચંચળવૃત્તિથી કોઇ તોફાન કર્યું હોય તો કૃપા કરીને મને ક્ષમા કરજો.

ભીમસેન—બેટા, અહીં આવો. તે યુદ્ધદ્વારા જે વહેવાર કર્યો તે તો ઠીક જ કર્યું. (આલિંગન કરીને) પિતા આવા જ પુત્રોની ઇચ્છા કરે છે. વીર બનો, પરાક્રમી બનો.

ઘટોત્કચ—અનુગૃહિત થયો છું.

વૃદ્ધ—શું આ ભીમસેનનો પુત્ર ઘટોત્કચ છે?

ભીમસેન—પુત્ર, પૂજ્ય કેશવદાસને પ્રણામ કરો તો.

ઘટોત્કચ—ભગવન્, વંદન કરું છું.

વૃદ્ધ—પિતાની જેમ જ તમે પણ ગુણ અને કીર્તિ પ્રાપ્ત કરો.

ઘટોત્કચ—આપની મોટી કૃપા થઇ.

વૃદ્ધ—આપે મારા કુળનું રક્ષણ અને આપના કુળનો ઉદ્ધાર કર્યો છે. વારુ, તો અમે હવે જઇએ છીએ.

ભીમસેન—આપના અનુગ્રહથી સઘળું સારું જ થયું. અમારો આશ્રમ નજીકમાં જ છે, ત્યાં જઇને વિશ્રામ કરો.

વૃદ્ધ—જીવનદાનથી અમારું આતિથ્ય થઇ ગયું. ઠીક ત્યારે અમે જઇએ છીએ.

ભીમસેન—વારુ, જાઓ ત્યારે. ફરી પાછા સદ્‌કુટુંબ દર્શન આપવાની કૃપા કરજો.

વૃદ્ધ—એવો જ પ્રયત્ન કરીશ.

[પુત્ર તથા પત્ની સાથે કેશવદાસ જાય છે.]

ભીમસેન—હિડિંબા, અહીં આવ. પુત્ર ઘટોત્કચ અહીં આવ. પૂજ્ય કેશવદાસને આશ્રમનાં દ્વાર સુધી પહોંચાડી આવીએ.

[શાંતુ પ્રયાણ]

(પટાક્ષેપ)

(૨૮ મા પાનાથી ચાલુ)

આજ તો ડોક્ટર ચંદ્રસેન દીનાનાથની જિંદગી બચાવવા માટે ઇનામ લેવા આવવાના છે. સુનંદા ચા નાસ્તાની તૈયારી કરે છે. સુકેતુ જરા કટાક્ષ કરે છે, "ડોક્ટર ઇનામમાં આખી મિલ્કત માંગશે તો?" સુનંદા કહે છે કે બાપુજીના જીવનના બદલામાં બધું તુચ્છ છે અને મેં એક સુશિક્ષિત યુવતિએ વચન આપ્યું છે–સુકેતુને આ જમાનામાં આવી વાતો વાહિયાત લાગે છે. ત્યાં ડોક્ટર આવે છે. બધાનો અતિશય આગ્રહ જોઇ એ ઇનામમાં માગે છે સુનંદાનો હાથ–બધાને માથે જાણે વીજળી પડે છે. ડોક્ટર જાણે બધાને માપી લેતા હોય તેમ કહે છે." હું જાણતો હતો તમે નહીં આપી શકો." પણ સુનંદા કહે છે, ઊભા રહો ડોક્ટર, હું મારું વચન નીભાવીશ. અજીત, મને ખોટી ન સમજશો. વચન હારી જાઉં તો ભણતર લાજે. હૃદયની ઇચ્છાથી આપેલાં વચનનું હૃદયની ઇચ્છાથી પાલન કરુ છું."

આજ વસંતપંચમી છે. અજીતે સુનંદા સાથે પ્રભુતામાં પગલાં માંડવાનો દિવસ–પણ વિધિએ જુદું જ નિર્માણ કર્યું લાગે છે. ત્યાં સુનંદા ચંદ્રસેન સાથે મંગળફેરા ફરી રહી હશે. અહીં અજીત પોતાના નાનકડા ઘરમાં અપાર વેદના અનુભવતો પડ્યો છે. અજીતની વિધવા નાની બ્હેન દિલ્હીની પરીક્ષા આપી પાછી આવે છે. અજીતના મનને બહેલાવવા અથાગ પ્રયત્ન કરે છે એના પ્રયત્ન પાસે અજીત હારે છે. કહે છે 'ભલે ભારતી, તારો આદેશ શિરોમાન્ય–સુનંદાનુ સાનિધ્ય ભલે હુ ગુમાવુ પણ મારી બ્હેનનો બહુમૂલ્ય આનંદ અનુભવવા તો મારે હસવું જ જોઇએ."

પણ તમારું પ્રકરણ ક્યાં સુધી આવ્યું ? અજીત વાત ઉપરથી જાણી લે છે કે વિધવા બહેન એક વિનોદ નામના સહાધ્યાયીને પરણવા ઇચ્છે છે, પણ પોતે વિધવા છે એ વાત જણાવી નથી. અજીત જાણે છે આ ખોટું છે. જુઠાણું છે. એક દિવસ ભારતીને ક્યાંક આઘાત ન પહોંચાડે ! પણ ત્યાં તો સરિતા પ્રવેશે છે. એક જ માગણી કરતી પૈસાદારોને ઠગતી પોતાને અજીતે પકડી છે માટે હવે અજીતે જ એની સાથે લગ્ન કરવું જોઇએ. નહિ તો પોતાને માટે જીવવાનો બીજો માર્ગ નથી. સંજોગે એને સ્વાર્થી બનાવી પણ હવે અજીતે સુધારવી રહી. અજીત કહે છે "સંજોગ માનવી પોતે જ સર્જે છે સરિતા. તને માર્ગ સૂચવીશ પણ મારી સાથે લગ્ન તો નહી. અજીત માટે અન્ય સાથેના લગ્ન અશક્ય છે. હવે તું તને પીડનારી, બરબાદ કરનારી થવાને બદલે માનવજાતની પરીચારિકા બની સેવા કર. સરિતાના અંતરચક્ષુ ખુલી જાય છે. એ સેવાપંથે વળે છે. ત્યાં તો સુકેતુ દોડતો આવે છે. લગ્ન કરી ઊઠેલા સુનંદા ને ચંદ્રસેન સિનેમા જોવા મોટરમાં નીકળ્યાં હતાં ત્યાં જીવલેણ અકસ્માતમાં ડોક્ટર ચંદ્રસેન મરણ પામે છે. સુનંદા ઘવાય છે. અજીત ઊંડા મનોમંથન પછી સુનંદાને આશ્વાસન દેવા જાય છે.

દીનાનાથને આ ઘા વધારે વસમો છે. પોતાને મોતના મ્હોંમાંથી બચાવવા જાતે મોતના મ્હોમાં પડેલી દીકરીનું બલિદાન તો આકરું લાગ્યું છે, પણ એનું વૈધવ્ય ! સુકેતુ પાગલની જેમ વર્તે છે. એક સ્વસ્થ છે સુનંદા. કુમારિકામાંથી સધવા બની કલાકમાં વિધવા બની કુરુપ થયેલી એ નારી પોતાના વચને બનાવેલા પતિના સઘળાં બંધન છોડી પિતા પાસે આવી બેઠી છે. એના હૃદયમાં ઘણું મંથન થઇ ગયું છે અને તેને અંતે એક નિશ્ચય એણે કર્યો છે. એ અજીતના આવવાની રાહ જૂએ છે. એનું મન એને ખાતરી આપે છે. અજીતે અનુભવેલા અન્યાયના આઘાત છતાં એને ખાતરી છે કે એમનો પ્રેમ અખંડ છે, એ કહે છે : 'બાપુજી અમારા પ્રેમનો રંગ એટલો બધો કાચો નથી કે ફટકી જાય.'

અજીત આવે છે પણ સુનંદાને વૈધવ્યના પોશાકમાં જોઇ અવાક બને છે ને ઘા ઉભરી આવે છે. સુનંદા પૂછે છે" પોતાની પ્રિયતમાને કોઇની વિધવા તરીકે જોઇ શકાતી નથી ખરુ ને ! અજીત એને ચંદ્રસેનની વિધવા તરીકે જૂએ છે. પણ સુનંદાનો પ્રેમનો એકરાર અજીત પાછો ઠેલી નથી શકતો. અને ફરીથી સંસારના સુખ દુ:ખ, એક બની સાથે જ સહન કરવાના નિર્ણયને તાજો કરી તેને અમલમાં મૂકવા એક થવાના શપથ લે છે.

દીનાનાથને સુનંદા આ શુભ સમાચાર આપે છે. પણ કદાચ કાળને હજી આ લોકનું ભેગા થવુ રૂચતુ નથી, ભાઇને શોધતી ભારતી અહીં આવે છે. ભારતીને વિધવા જાણી હવે પરણવાની ના કહી ફરી ગયેલા વિનોદ ભારતીની આશાનો મહેલ તોડી નાંખે છે પ્રેમાળ બહેનના આ દુ:ખ વખતે અજીત કઇ રીતે પરણવાનો ઉમંગ માણવા તૈયાર થઇ શકે? એ જાહેર કરે છે, ભારતીને કોઇ સુયોગ્ય યુવક પત્ની તરીકે ન સ્વીકારે ત્યાં સુધી પોતે લગ્નસુખ નહીં માણે." સુનંદા વ્યગ્ર બને છે. "અજીત મને ભારતીના દુ:ખ પ્રત્યે સહાનુભૂતિ છે પણ ક્રાંતિકારી સમાંતર સમાજ ઊભો કરવાની વાતો કરી તમે પીછેહઠ કરી રહ્યા છો....! અજીત કહી દે છે, 'પીછેહઠનો કોઇ સવાલ નથી સુનંદા, પણ બ્હેન પ્રત્યેની ભાઇની લાગણી પણ જીવનમાં મહત્ત્વ ધરાવે છે. તેથી જ સુનંદા તને ધીરજ ધરવાનું કહુ છું. જો ધીરજ ધરવાની હામ ન જ હોય તો... સુનંદા સાધારણ સ્ત્રી નહોતી એ આવે વખતે અજીતને પડખેથી ખસે તો એના નારિત્વનું અપમાન ન થાય? બધાના હૃદય મુંઝાયા, ભારતી ગુન્હેગારની જેમ નીચી નજરે ઊભી રહી છે. ત્યાં તો વાતને સાંભળતો સુકેતુ આગળ આવે છે. અજીત, સુનંદાને વધુ ધીરજ ધરવી નહિ પડે. હું ભારતી સાથે લગ્ન કરવા તૈયાર છું, જો ભારતી મંજૂર રાખે તો—! અજીત સુકેતુને ભેટી પડે છે, પોતે જેને સદાય મૂર્ખ માન્યો હતો તે જ મિત્ર આજ ગૂંચવાયેલી આંટી ઊકેલી આપે છે. સુકેતુ કહે છે "સમયની આલબેલ રણકી અને હુ જાગ્યો."—સુનંદા એને સુધારે છે, આલબેલ નહિ 'ALL WELL' અને આ છૂટાં પડેલાં પંખી પણ પાછા ફરે છે. માજો કલ્લોલી ઊઠે છે અને સાચા જ અર્થમાં ALL WELL શુભ અંત આવે છે. *

તમારા બખાવતુ હું સાંભળવાનો છું. ઓસો શેઠ, પહેલાં તમે આવ્યા છો, શું પૂછવું છે તમારે! જમવા કરવાનું નોતરું છે કે?

સુરેશચંદ્ર: (સ્વગત) મહારાજને ભોજન ને મોદક સિવાય જીવનમાં બીજો કોઇ રસ જ લાગતો નથી!

શેઠ: (જોષીને જરાક બાજુ પર લઇ જઇ) જુઓ જોષીજી, ચાર ચાર વાર હું ઘોડે ચડયો છું, પણ હજીયે વિધુરનો વિધુર જ રહ્યો છું. તમે મારે માટે એવી ઉત્તમ કન્યા શોધી લાવો.

જોષી: (વચમાં જ) અરે, શેઠજી, હવે આ ઉંમરે... ઘરડી ઘોડી ને લાલ લગામ...તમેય શું મારા ભાઇ?

શેઠ: જુઓ મહારાજ, હું પેઢી પર જતાં પહેલાં તમારી પાસે આવ્યો છું. સવારના પહોરમાં મારે કંઇ જ સાંભળવું નથી. તમ તમારે હં...(ને પછી ગજવામાંથી એક લીલી નોટ કાઢીને આપે છે. આંખમાં અનેરી ચમક ને હાસ્ય સાથે મહારાજ તે સ્વીકારી લે છે).

જોષી: તમે બેફિકર રહો શેઠજી, હું ગાડી એવી આબાદ પાટે ચડાવી દઇશ કે નહી એને કોઇ એન્જિન ડ્રાઇવર જોઇએ કે નહીં જરૂર પડે કોઇ ગાર્ડની પણ સમજ્યા ને?

શેઠ: બસ ત્યારે હવે હું જાઉં?

જોષી: ઘણી ખુશીથી... (શેઠ જાય છે એટલે નંદલાલ પાસે આવી જોષીનો હાથ પકડી બાજુ પર લઇ જાય છે. ને સુરેશચંદ્ર બીજો હાથ પકડી પોતાની દિશા તરફ ઘસડી જવાનો પ્રયત્ન કરે છે. એમ થોડીક ખેંચા-ખેંચી બાદ) ભાઇઓ! આજ સુધી જીવનમાં મેં બને પક્ષોને સરખો જ ન્યાય આપ્યો છે. પણ આમ ખેંચા ખેંચી કરશો તો મારે સ્મશાને વહેલા જવું પડશે ને તમે...

સુરેશચંદ્ર: ઠીક, પણ હવે મારું સાંભળો. મારા હાથમાં ધનની મોટી રેખા છે અને સસરા તરફથી મને પુષ્કળ ધન મળવાનુ છે એમ અત્યાર સુધી બધાએ કહ્યા કર્યું છે. મારા સસરા અત્યારે મૃત્યુ બિછાને છે. એ ક્યારે...(પછી આંખ મીચકારીને) હં...મારે પરદેશ જવુ છે. ક્યારે એ તક વહેલામાં વહેલી મળશે તે જલદી જલદી કહી દો કે પાસપોર્ટ ને બીજી વ્યવસ્થા અત્યારથી જ કરવા માંડું!

જોષી: જન્માક્ષર લાવ્યા છો?

સુરેશચંદ્ર: એમાં જન્માક્ષરની જરૂર પડશે? કે (હાથ લાંબો કરી) તમે મારી હસ્તરેખા ઉપરથી નહીં ચોક્કસ કહી શકો?

જોષી: જન્માક્ષર હોય ને સાહેબ, તો ઘડી, પળ, ને વિપળ સુધીનું હું તમને તદ્દન ચોક્કસ કહી આપું. આ ભાનુશંકર જોષીનો પ્રતાપ તમે હજી જોયો નથી લાગતો; મારી આંખને અણસારે આ સૂર્ય ને ચંદ્ર ગતિ કરી રહ્યા છે, તારા ને બીજા ગ્રહો પણ હું કહું તે પ્રમાણે જ (હાથના ચાળાથી પરિભ્રમણની સંજ્ઞા કરતાં) હ... હા... ફર્યા કરે છે.

નંદલાલ: તમે જોષીજી મને સાંભળશો?

જોષી: અરે, મિસ્ટર તમને પણ સાંભળું જ. છું.

નંદલાલ: એમ નહીં. પહેલાં આ બાજુ આવો (જોષી એના તરફ જાય છે) મારી પત્ની છે સમજ્યા કે! (જોષી હકારમાં માથું હલાવે છે) આટલી મોટી ઉંમર થઇ પણ મારું કહ્યું માનતી જ નથી, ને રોજ ઝઘડા કર્યા કરે છે. મેં કહ્યું હોય કે આજે ફલાણું ખાવાનું બનાવજે.

જોષી: (આંખમાં ચમક સાથે) લાડુ બાડુ કે?

નંદલાલ: હું તો જોષી મહારાજ ફરસાણનો ખૂબ શોખીન છું પણ સાંજે કહે છે: ભૂલી ગઇ! લ્યો કરો વાત! એનાં કપડાં કે બંગડીઓ કે મોજશોખની બીજી ચીજો માટે વહેલી વહેલી બહેનપણીઓ સાથે બજારમાં દોડી જાય છે. કાલે જ રૂપિયા પચ્ચાસનું બીલ કરી આવી. હું મધ્યમવર્ગનો માનવી જોષીજી, આવા ખર્ચા મને કેમ પોષાય—કહો જોઇએ?

જોષી: ના, ના, ન જ પોષાય વળી!

નંદલાલ: ક્યારેક તો એવી ચીડ ચડે છે કે હાડકાં પાંસરાં ખોખરાં કરી મૂકું—પણ ઇજ્જત જાયને? એટલે તમે મને એવું કોઇ અદ્ભુત માદળિયું બનાવી આપો કે બસ એ મારા જ કહ્યામાં રહે, ને ખર્ચા ઓછા કરતી થઇ જાય.

જોષી: બનાવી આપું: એવું માદળિયું બનાવી આપું—એમાં શું?

(બીજે બારણેથી ચારેક ફેશિયનો આવે છે)

નટવર: I am very sory Joshi mahara (માફ કરજો જોષી મહારાજ) અમે સીધા જ તમારા

ઘરમાં ઘૂસી આવ્યા છીએ તે!

જોષી: કંઈ ધાડબાડ પાડવા તો નથી આવ્યાને!

નટવર: એ માટે બીજા પૈસાદાર ક્યાં નથી તે (બતાવીને) આવા ઘરમાં આવીએ; પણું એક ખાસ ખાસ કા...

જોષી: હાં, હાં, બોલો...

નટવર: વાત જાણે એમ છે જોષીજી કે અમારે શરત લાગી છે. અત્યારે 'નયા બંધન' નામની ફિલ્મ ચાલે છે. ખૂબ વખતથી ધૂમ હાઉસ જાય છે. ગઈ કાલે જ મેં એ પિક્ચર જોયું ને કહ્યું કે બસ હવે આ કચરો ફિલ્મના એક જ અઠવાડિયામાં હાંડિયા ગૂલ થઈ જવા જોઈએ. કારણ કે એ બંડલ છે. પણ આ લોકો કહે છે કે ફિલ્મ ઘણો વખત ચાલશે. કેમ બરાબર છે ને કનિષ્ક, એમ જ કહો છો ને બધા? (ત્રણેય 'હા,' 'હા' કહે છે.)

કિશોર: અરે, જોષીજી, શું કહું તમને! શો માસ્ટર અભિનય આપ્યો છે મીસ પ્રમિલાએ! ને શી અદ્ભુત છે એની અદા! હું તો એટલે સુધી શરત મારવા તૈયાર છું કે આ ફિલ્મ ઓછામાં ઓછી ત્રણેક વર્ષ ચાલશે ને હિંદભરનો રેકર્ડ તોડશે!

જોષી: (ફિલ્મ સ્ટારોવાળો કોટ બતાવતાં) તે ભાઈ, આ તમારા કોટ પરનાં ચિત્રો, બધાં આના જ છે કે?

કિશોર: બજારમાં એમ હવે વેચાવા લાગ્યા છે, હું લાવ્યો નથી.

નટવર: અરે, એવા બંડલ પિક્ચરો ચાલતાં હોય તો જોઈતું'તું શું? પ્રેક્ષકોએ જ દેવાળું કાઢયું છે. શું કહો છો જોષીજી તમે? (પછી એક રૂપિયો હાથના અંગૂઠા તથા પહેલી આંગળીથી ઊંચે ઉછાળીને પછી તે ઝીલીને જોષીને આપતાં) લ્યો મહારાજ, તમારી આ ફી આગળથી લઈ લો, પણ તમારો ચૂકાદો તો મારી તરફેણનો જ આપજો. બોલો હું જ જીતીશને?

જોષી: (વિદ્યાર્થીઓને એક પછી એક જોઈ તથા એક આંગળીથી પોતાના નાકના કયા નસકોરામાંથી હવા આવે છે તે તપાસીને) હાં, અત્યારે કેટલા વાગ્યા? તમે કઈ દિશામાં ઊભા છો? તમારો પ્રશ્ન કેટલા અક્ષરનો છે? (જમણા હાથની આંગળી લમણે મૂકી થોડાક ચેનચાળા કરીને) હાં, જુઓ ભાઈઓ! કેટલાની શરત લગાવી છે તમે?

નટવર: પચ્ચીસ રૂપિયાની, જોષી મહારાજ!

જોષી: ને બસ અને એક જ રૂપિયો ફી?

કિશોર: મહારાજ, મારી તરફેણનો ચૂકાદો આપશો તો હું બે આપીશ.

નટવર: મારા ત્રણ!

કિશોર: મારાં સાડા ત્રણ!

નટવર: (જરાક આંખોના ભવાં ચડાવી) એમ છે, મારા દસ!

કિશોર: ભાઈસા'બ, પણ અમે ક્યાં જઈએ તેમ છીએ, તું પૈસાદાર છે તો અમે બધા સાથે મળીને ફાળો કરીશું. (સાગરીતોને) કેમ બરાબર છે ને? (મિત્રો તરફથી જવાબ મળે છે, "હા, હા, જરૂર" એમાં શો વાંધો છે?) તો સાંભળો જોષીજી, અમારા તરફથી પંદર!

નટવર: એમ કંઈ હું ગાંજ્યો જાઉં એવો નથી તો! સોળ!

કિશોર: સત્તર! તું વધારે વધતો જાય તો પછી અમે શું કામ ઝંપલાવીએ? બોલ છે જીગર આગળ?

નટવર: વીસ!

કિશોર: અરે, પચ્ચીસ!

નટવર: મારા ત્રીસ!

કિશોર: મહારાજ અમે ચાલીશ રૂપિયા આપીશું.

જોષી: (સ્વગત) છેને બેકમજીઓને બાપને પૈસે તાગડધીન્ના! કોના બાપની દિવાળી? શરત મારી છે રૂપની ને ફી આપવા તૈયાર થયા છે ચાલીશની! આપણને શું! દુનિયા ઝૂકતી હૈ, ઝૂકાનેવાલા ચાહીયે!

નટવર: કેમ જોષીજી શા વિચારમાં? આપો છો ને મારી તરફેણમાં? મારા છે પચ્ચાસ રોકડા...હા... જોઈએ તો અત્યારે જ...

(એ વખતે બીજા મનહરલાલ તથા દિનકર આવે છે)

મનહર: આવીએ કે ભાનુશંકરભાઈ?

જોષી: અરે પધારોને મનહરભાઈ, આ ઘર જ તમારું છે ને!

મનહર: (દિનકરને) બેસો દિનકરભાઈ, જોષીજી સાથે તો મારે પેઢીઓનો સંબંધ છે. કેમ ખરી વાતને!

જોષી: અલબત્ત! પણ કેમ પધારવું થયું?

મનહર: જોષીજી, દુઃખમાં આવી પડયા છીએ— મહાદુઃખમાં!

નટવર: હવે જોષી, અમારો ફેંસલો કરવો છે કે...

જોષી: અરે હાં, એ તો ભૂલી જ ગયો! તમે બંને-

માંથી વધારેમાં વધારે પૈસા જે આ ટેબલ પર મૂકશે તેની બાબતમાં વિચાર થશે–બોલો!

કિશોર: એટલે શું તમે અમને બેવકૂફ માનો છો?

જોષી: ના રે, એના શિરોમણિ!

નટવર: એય મહેરબાન, જરા જીભ સંભાળીને બોલજો, નહિં તો....

જોષી: મેં તો બાપુ, આ જોષિની વિદ્યામાં જોડાયો ત્યારથી જ જીભને વશમાં રાખી છે, પણ તમે જરા બુદ્ધિ સંભાળીને....

કિશોર: એટલે શું કહેવા માગો છો તમે?

નટવર: હા, હા, શો વિચાર છે તમારો?

કિશોર: ચાલ ભાઇ નટવર. આ તો અક્કલનો બારદાન લાગે છે, સમજ કંઇ છે નહિ ને લોકોને ધૂતવા...

ત્રિલોક: હા, હા, ચાલો, આપણી મીસ પ્રમિલાની વાતમાં એને શી ગમ પડે...

(બધા ધમાલ કરતાં ને હોહા કરતા વિદાય થાય છે)

જોષી: ચાલો, ટાઢે પાણીએ ખસ ગઇ!

મનહર: હેં? શું કહ્યું તમે?

જોષી: તમને નહી. એ તો હું...હાં, બોલો મહેરબાન, શી વિતક છે તમારી? આજ સવારથી જ મારે તો સોનાનો સૂરજ...

મનહર: (શીતલ સ્વરે) આ આપણા વિનોદનો પત્તો નથી.

જોષી: એટલે?

મનહર: ઘરથી ભાગી ગયો છે.

જોષી: એમ? ક્યારનો? તમે બેસી શું જોઇને રહ્યા? મને તુરત જ ખબર આપી હોત તો હું મારા સર્વ અધિષ્ઠાતા ગ્રહોને એમની પાછળ ન દોડાવત? પછી એમની મજાલ શી હતી કે...

મનહરલાલ: વિનોદ સાથે દિનકરભાઇનો શ્રીકાંત પણ જતો રહ્યો છે. હવે અમારે જાણવું છે કે બને કઇ દિશામાં ગયા છે! પાછા ફરશે કે નહિ? ને આવશે તો ક્યારે આવશે? કેટલા દિવસમાં? એની ફોઇ તો મારે ઘેર અન્નજળ છોડીને બેઠાં છે. બસ વિનોદ ન આવે ત્યાં સુધી કંઇ પે ન ખાવાની બાધા લઇ લીધી છે.

જોષી: આપણાં બૈરાંનું એજ મહાદુઃખ છે ને?

દિનકર: મારે ત્યાં પણ એજ સ્થિતિ છે મહારાજ. માટે તમે અમને સાચી વસ્તુથી વાકેફ કરો.

જોષી: ભલે થોભો જરા!

(જોષી એકદમ ઊઠીને કબાટ આગળ જઇ મોટું પીળું વાળેલ કાગળનું ભૂંગળું લઇ આવે છે ને મેજ ઉપર તે ખોલે છે. જે આઠેક ફૂટ લાંબું છે. એમાં જાણે ટેલિસ્કોપમાં જોતા હોય એટલી ઝીણવટ ને ઇંતેજારીથી જોઇને) હું...વિનોદભાઇને નામે ને શ્રીકાંતભાઇ પણ કેમ? (પછી કવિ નર્મદની માફક આંગળી લમણે મૂકી)

હું...હું... બરાબર...બરાબર જન્માક્ષર લાવ્યા છો?

મનહર: હા, બન્નેના છે. (થેલીમાંથી કાઢીને બને બહાર મૂકે છે. એમાંથી જોષી બંનેના જન્માક્ષર વારાફરતી હાથમાં લે છે.)

જોષી: હેં, આ વિનોદભાઇના છે કેમ? હું...નામ વિનોદ એટલે વૃષભ રાશી છે. (અને પછી પોતાને પૂરેપૂરી ખબર નથી તેથી તે પ્રભાવ પાડવા માટે ગમે તે સંસ્કૃત પંક્તિઓ વાંચવા માંડે છે) वसंत ऋतौ, उन्मांगल्य प्रद फाल्गुन मासे कृष्णपक्षे, रविवासरे, धनिष्ठा घ. ३४ प. २५ इति जन्मनक्षत्रे तात्कालिके बालव किरणे सिंह योनौ राक्षस गुणे, क्षुद्र वर्णे मीठग वर्गे श्री सूर्याक्रान्त नक्षत्रादि पुरुषाकृतौ चरणे पतितं...હું...બારમે રાહુ...મંગળની દૃષ્ટિ, ભાગ્ય ભુવનમાં ચંદ્ર ને શનિ આઠમે...બરાબર... બરાબર! લ્યો સાહેબ, હું ચંદ્રસૂરજની સાક્ષીએ આ શબ્દો ઉચ્ચારું છું તે સાંભળજો! આ બંને જણ ઇશાન ખૂણામાં ગયા છે. તમને એમના જવાથી દુઃખ તો ઘણું થશે–ને કોને ન થાય? પણ તમે ચિંતા ન કરશો. બંને એક પછી એક પાછા તમારે ઘેર જ આવી જશે અને તમારું દુઃખ ઓછું કરશે. જાઓ! મારાં અભય વચનો છે!

દિનકર: પણ મહારાજ, પાછા ક્યારે ફરશે તે કંઇ દેખી શકાય છે તમારાથી?.

જોષી: જુઓ ભાઇ, હું કાંઇ બ્રહ્મા નથી, કે ભવિષ્ય બધું ય અક્ષરશઃ જણાવી શકું. પરંતુ આ જન્માક્ષરોમાં જે ગ્રહ પડેલા છે ને એમની એકમેક ઉપર જે દૃષ્ટિ છે, તે જોતાં એમ જ લાગે છે કે એક મહિનામાં એ બને જણા, ઘર પૂછતા આવી જશે. તમે બીજી કોઇ તપાસ કરો કે ન કરો. પણ આ વિરહયોગ લાંબો ટકનાર નથી, નથી ને નથી જ!

મનહર: તો તો તમારા મોંમાં સાકર બાનુશંકરભાઇ! (ને પછી ગજવામાંથી બે રૂપિયા કાઢીને એમને આપે છે.) મને પોતાને તો તમારા

શબ્દોમાં ખૂબ ખૂબ વિશ્વાસ છે. પણ અમારા આ દિનકર ભાઇ માનતા નથી...

જોષી: દિનકરભાઇ, આ કંઇ ગપાષ્ટકશાસ્ત્ર નથી, સાચું શાસ્ત્ર છે. હું ખોટો પડું તો તમારી ટાંગ નીચેથી નીકળી જાઉં સાહેબ. આ ભાનુશંકર જોષી છે. કંઇ રેંજી પેંજી નથી. દુનિયા આખીમાં એની આણ પ્રવર્તે છે. અરે ઇંગ્લેંડના રાજારાણીની જન્મકુંડળી મે બનાવી છે, ને વર્ષો વર્ષ વર્ષફળ બનાવીને હું એમને મોકલી આપું છું. પૂછો આ પેલા...અરે શેઠ તો જતા રહ્યા લાગે છે, પણ કંઇ નહીં, તમારે કોઇને ય પૂછવાની શી જરૂર છે. હું ખુદ પોતે જ જીવતો જાગતો કહું છું પછી...

દિનકર: જોષી મહારાજ, સાચું કહું છું. આ જગતમાં મે એટલા બધા ધુતારા જોયા છે, કે મને એકદમ વિશ્વાસ બેસતો નથી.

જોષી: હું તમને ફરીથી ખાતરી આપું છું કે મારું કથન ખોટું પડે તો આ મૂછો ઉતરાવી નાખું ને જીવન ભર વૈરાગ્ય લઇ લઉં! મેં મારી પોતાની કુંડળી તો ઠીક મારી પત્નીની ને સગાંવહાલાંની પણ બનાવી આપી છે ને તેમાં હું સોએ સો ટકા સાચો પડયો છું.

[બહાર થોડો કોલાહલ થાય છે. પોલીસ અંદર આવે છે]

પોલીસ: ભાનુશંકર જોષી, કોણ છે અહીં ?

જોષી: એ બાપરે પોલીસ! કેમ દાદા, હું જ ભાનુશંકર જોષી, મારું શુ કામ પડયુ બાપલા? કંઇ જોષમોશ જોવડાવવા હશે તો મફત જોઇ આપીશ...હા.

પોલીસ: અત્યારની ગાડીમાં જ એક ઔરત ઘરેણાં લુગડાં સાથે નાસી જતી હતી. શક પરથી અમે પકડી છે. એણે તમારું નામ ઠેકાણું આપ્યું છે.

જોષી: પણ સ્ત્રીનું નામ?

પોલીસ: નામ! લક્ષ્મી કહે છે.

જોષી: હેં લક્ષ્મી? મારી નવપરણેતર! (ઘરમાં હોય ને જાણે બૂમ પાડતો હોય તેમ) લક્ષ્મી, એ લક્ષ્મી? બોલતી નથી ઊભા રે' હું અંદર કબાટ, પેટી વગેરે જોઇ આવું. (હાંફળો હાંફળો અંદર જાય છે)

દિનકરભાઇ: જોયુંને મનહરલાલ, જોષી સાચા જોશ જોતા હોત તો એમણે એમનું પોતાનું જ લગ્ન ફળ ને ગ્રહની ચાલ કેમ ન જોઇ?

મનહરલાલ: જોષીને ત્રીજી પત્ની મરી ગયા પછીથી ન્યાતમાંથી કોઇએ કન્યા દીધી નહીં ત્યારે કાઠિયાવાડની ગોરી લઇ આવ્યા. અમે તો પહેલે જ દિવસે કહેલું કે જોષણના લક્ષણ સારાં નથી. ને એમ જ બન્યું લાગે છે. ગમે તે વરણ ભરાઇ ગઇ હશે તે તળિયા-ઝાટક નિકંદન જ કાઢી જાય ને? ચોક્કસ કોઇ સોનેરી ટોળીનાં જ કારસ્તાન હશે! હજી બે જ મહિના પહેલાં...

(અંદરથી બેબાકળા જોષી અશ્રુ સાથે પાછા ફરે છે.)

જોષી: એ બાપરે, હું લુંટાઇ ગયો રે! મારી આખી યે તિજોરી ઉસેચાઇ ગઇ રે! પોલીસદાદા, તમે મને બચાવો. હું તમારે. .

દિનકર: તમે ટિપણામાં બરાબર જોઇ લેજો મહારાજ, ગ્રહની ચાલ બરાબર છે કે નહીં?

જોષી: (આક્રંદ સાથે) અરે, શું જોઉં ટિપણાંને શું જોઉં જન્માક્ષર, મારા પર તો બારે ય ગ્રહ રૂઠયા રે બાપલા!

પોલીસ: ગભરાવ નહીં જોષીજી, હજી બાઇ, સાગરીતો સાથે પોલીસ ચોકી પર જ છે. બધું મળશે.

જોષી: (પોલીસ સાથે જતાં જતાં) હા, હા, ભાઇ ચાલો વહેલા, હુ તો લુંટાઇ ગયો રે!

દિનકરભાઇ: (પાછળથી સ્વગત) અરે, જોષી મહારાજ, લગનની આટલી બધી ઉતાવળ શાને કરો છો? જાનૈયા અમે સાથે જ આવીએ છીએ ને!

[પડદો]

[ભજવતા પહેલાં લેખકની પરવાનગી મેળવવી આવશ્યક છે: સરનામું: ૧૭, પાન્જરાપોળ, ૧લી ગલી, સી પી. ટેન્ક, મુંબઇ ૪]

## રંગમંચની રમુજ

શ્રેષ્ઠ નટી: (પોતાની સખિને) ગઇ કાલનાં નાટક વખતે હું બહુ જ નિરાશ થઇ ગઇ. નાટકને અંતે મને ફક્ત આઠ જ ફુલ-હાર ભેટ કરવામાં આવ્યા.

સખિ: પણ એથી તો તારે ખુશ થવુ જોઇએ.

શ્રેષ્ઠ નટી: પરંતુ મેં તો બાર હારના પૈસા ચૂકવ્યા હતા.




તન્ત્રી શ્રી,

**ન**વેંબર માસમાં ઓલ ઇન્ડિયા રેડિયો પરથી શ્રી આર્યનૈતિક નાટક સમાજનો અતિ લોકપ્રિય ખેલ "સૂર્યકુમારી બ્રોડકાસ્ટ કરવામાં આવ્યો હતો. જેમાં નવી રંગભૂમિના જાણીતા કળાકારોએ ભૂમિકાઓ ભજવી હતી. ચાલુ જમાનામાં નાટ્યપ્રવૃત્તિમાં રસ લેનાર રસિકોને વર્ષો પહેલાનાં નાટકો કેમ ભજવાતાં હતાં તેનો સંપૂર્ણ ખ્યાલ ક્યાંથી હોય! અને તે સમયે ભજવાતાં નાટકો કેવા હતાં તેનો ખ્યાલ આપવા અને જૂના નાટ્યકારોની કૃતિઓ રેડિયો દ્વારા ભજવી આજની જનતાને તેનો ખ્યાલ આપવા જે પ્રવૃત્તિની શરૂઆત થઇ છે તે તો સ્તુત્ય અને ઇચ્છવાજોગ છે, પણ મજકુર "સૂર્યકુમારી" સાંભળ્યા પછી જે જે ત્રુટિઓ મારી દ્રષ્ટિએ દેખાઇ તે રજૂ કરું છું. તે પર યોગ્ય વિચાર કરી તેમાં સુધારો કરી હવે પછી ભજવાનારાં નાટકો માટે સંચાલકો પૂરતું લક્ષ આપી પછી જ બ્રોડકાસ્ટ કરશે તો તે ભજવનાર તથા શ્રવણ કરનાર રસિકો માટે વધુ આવકારદાયક થશે.

"સુર્યકુમારી" નાટકમાં સવરણ તરીકે પ્રખ્યાત નટ મોહનલાલા તથા વસંતકનું કોમીક પાત્ર જાણીતા નટ મુગટ્દમામા ભજવતા. આ બન્ને પાત્રોના સંવાદોમાં મોહનલાલા જે રીતે તપતી સાથેના પ્રથમ મિલને મીઠાશથી શબ્દો ઉચ્ચારતા તે મધુરતા અને મીઠાશ આ બ્રોડકાસ્ટમાં નહોતી. શબ્દો એના એ, પણ એ કળા મોહનલાલાને જ વરી હતી તેવી જ રીતે કોમીકમાં વસંતકના હાસ્યપૂર્ણ શબ્દોની જે છટા હતી તેની અહીં લેશમાત્ર પ્રતીતિ થતી નહોતી. ખાસ કરીને શ્રાવ્ય નાટકોના લખાણમાં જે ભાવ હોય છે તેના "ટોન" માં એ ન બોલાય ત્યાં સુધી જનતાને તેનો સાચો ખ્યાલ આવી શકે નહિ એ કારણેજ "ગુજરાતી નાટ્ય"ના ગયા અંકમાં એક ભાઇએ "ભર્તૃહરિ" નાટક માટે જે સૂચનો આપ્યાં છે તે મુજબ આવા જૂના ખેલો બ્રોડકાસ્ટ કરવા પહેલાં તે નાટકો જોનાર અથવા ભજવનાર પાત્રો હયાત હોય તેવા અનુભવીઓ પાસેથી યોગ્ય સૂચનો લીધાં પછી એ બ્રોડકાસ્ટ થાય તો જ એનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે.

તેવીજ રીતે સંગીત વિભાગમાં "સૂર્યકુમારી"ની મીઠાશભરી તરજો અને ગાયનો ઘરઘર ગવાતાં તે ગાયનોની તરજો ને જે રીતે તે રજુ થઇ તે પણ કર્ણપ્રિય અને મધુરતાથી વંચિત હતી. એ સંગીત વિભાગ માટે પણ તે સમયના જાણકારનો સહકાર જરૂરી હતો. તપતીનાં ગીતો પુરુષ કંઠમાંથી રેલાયાં એ તો એવા જૂના જાણીતા લેખકોના ખેલોનો બ્રોડકાસ્ટ જે ઉદ્દેશથી કરવામાં આવે છે એ ઉદ્દેશ જળવાતો હોય એમ મારો મત નથી. તેવા ખેલો માટે તે સમયની ભાષા, ટોન, ગાયનોની તરજો વગેરેમાં આબેહૂબ નકલ થાય તો જ તેનો સાચો ખ્યાલ આવી શકે એ ઉદ્દેશથી તો દાયકાઓ પૂર્વેનાં નાટકો લેવામાં આવે છે અને તે યોગ્ય રીતે ન ભજવાય તો નવી પેઢીના શ્રોતાઓના માનસમાં આ નાટકો માટે જુગુપ્સા ઉપજાવનારી હકીકત બને છે.

બ્રોડકાસ્ટ કરનાર કળાકારો અને તેમની પ્રવૃત્તિ અને પ્રગતિને ઉતારી પાડવા આ સૂચન નથી પણ સાચા કળાકારો પોતાની સાચી કળા રજૂ કરી પ્રગતિને પંથે પહોંચે એ આશાએ નમ્ર સૂચનો રજૂ કર્યાં છે. લક્ષમાં લઇ સંચાલકો ઘટતું કરે એ જ વિનંતી.

નરોત્તમદાસ સંપત

## બાંધ ગઠરિયાંમાંથી

લેખક :
શ્રી એ. સી. મહેતા

કયો પુરુષ સ્ત્રી વગર જીવન જીવી શક્યો છે ?–સ્ત્રી વગર એટલે કે સ્ત્રીના સંસર્ગ, સહકાર, સહચાર, સહયોગ વિના; સ્ત્રીની પ્રેરણા, માયા, મમતા, કાળજી, હેત વિના; એની કૃપા, મિઠાશ, ઋજુતા વિના ? હશે કોઇ જડસો, તોછડો, અબુધ, ક્રૂર, મૂઢ, પાજી, અપવાદ રૂપ. કોઇ સ્ત્રીએ કોઇ કમનસીબનાં જીવન ઝેર પણ કર્યાં હશે; અનવાજોગ છે પણ એ ઝેરની મિઠાશ પણ કોઇ કાળે માણી જ હશે. કંઇક દાખલાઓમાં તો એ ઝેર પાછળથી અમૃત સમાન પણ નીવડ્યાં જ હશે. સ્ત્રીના ચતુરની ખૂબી જ એ છે, કે એના અંધારપનું પૃથક્કરણ કોઇ કરી જ નહિ શકે. મહાશક્તિરૂપે મનાતી એ મહામાયા નિરંતરનો એક રસિક કોયડો જ રહેવાનો.

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શકય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભુલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



ત્રિપાઠક દૃષ્ટિઓ

: સંપાદક :
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી ચૈતન્ય નાટક સમાજ

(ગયા અંકથી ચાલુ)

થિયેટરની અગવડતાને લીધે કંપનીને અમદાવાદ છોડવું પડયું અને બહારગામની રખડપટ્ટી શરૂ થઇ. મુસાફરીએ ઉપડતાં પહેલાં સોમનાથ (કલ્યાણી) છૂટા થયા. અમદાવાદથી ઉપડી કંપની કલોલ મુકામે ટૂંક સમય ગાળી વડોદરા પહોંચી. ત્યાં થોડો સમય વાંકાનેર થિયેટર અને થોડો સમય મોરબી થિયેટરમાં ચાલુ નાટકો ભજવી કંપની ફરી પાછી અમદાવાદ આવી. વડોદરામાં શ્રી વિઠ્ઠલદાસ ભોજક તબિયતને કારણે છૂટા થયા. અમદાવાદમાં કોમી હુલ્લડ થતાં કંપની ગોધરા ગઇ. ત્યાં પણ કોમી રમખાણ જાગતાં નાટકો બંધ રાખવા પડયાં અને કંપની અનેક મુશ્કેલીઓથી ઘેરાઇ ગઇ. ત્યાંથી અનેક મુંઝવણો વચ્ચે કંપની કપડવંજ ગઇ ત્યાં પહેલે જ દીવસે કોમી હુલ્લડ થતાં કંપની ભારે નુકસાનીમાં આવી પડી. અત્રે જાણીતા નટ મા. અશરફખાનને થોડી નાઇટો માટે રજૂ કર્યા. ત્યાંથી કંપની નડિયાદ મુકામે (અત્રે ચીમનલાલ મારવાડી તથા કમળાબાઇ કર્ણાટકીને રોકયાં) થોડી નાઇટો કરી ફરી પાછી અમદાવાદ આવી. રાત્રીના કર્ફ્યુ હોવાથી માત્ર દિવસના જ નાટકો ભજવવાં પડતાં તેને લીધે કંપનીને ભારે નુકસાની થઇ. સને ૧૯૪૬ની આખરે કંપની જુનાગઢ પાછી ફરી.

૧૩. રાણકદેવી : ૧૯૪૬.

લેખક : શ્રી કાન્તિલાલ જગજીવન મહેતા.

હાસ્ય : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.

ગીતો : શ્રી રેવાશંકર સી. નાયક.

પાત્રો : ચીમન (ચકુડો) શંકરલાલ, ચીમનલાલ મારવાડી, કમળાબાઇ કર્ણાટકી, સુરજરામ (સ્પેશીયલ સુંદરી), મૂળશંકર ત્રિવેદી, કર્ણીદાન, રેવાશંકર, પ્રભાશંકર હરિલાલ, શિવલાલ (કોમક), ધીરજ, દલસુખરામ.

નાટકને સારો આવકાર મળ્યો.

સુરજરામ, ચીમનલાલ મારવાડી અને કમળાબાઇ કર્ણાટકી છૂટા થયાં.

શ્રી શંકરલાલ ગોવિંદરામ નાયક



જેમણે સંસ્થાના સંચાલનમાં મહત્વનો ફાળો આપ્યો હતો

૧૪. સૂરજની સાખે : ૪–૧–૧૯૪૭.

લેખક : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.

ગીતો : શ્રી રેવાશંકર સી. નાયક.

સંગીત : શ્રી ચીમનલાલ ભોજક; શ્રી ડાહ્યાલાલ ભોજક.

પાત્રો : ચીમન (ચકુડો), શંકરલાલ, કર્ણીદાન, રેવાશંકર, મૂળશંકર, હરિલાલ, બાબુ, દલસુખરામ.

નોંધ : સોમનાથ (કલ્યાણી), વાસુદેવ, રજની નરોત્તમ અને વીણાકુમારીને રોકયાં.

૧૫. રામદુહાઇ : ૩–૫–૪૭.

લેખક : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.

ગીતો : શ્રી રેવાશંકર સી. નાયક.

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક.

સજાવટ : પેઇન્ટર ચીમનલાલ પી. નાયક.

પાત્રો : ચીમન (ચકુડો), શંકરલાલ, સોમનાથ (કલ્યાણી) વાસુદેવ, દલસુખરામ, કણીદાન, નરોત્તમ દરબાર, રમણ રજની, રેવાશંકર, હરિલાલ, ધીરજ, અને વીણાકુમારી.

નોંધ : આ અરસામાં મા. અશરફખાન અને શની માસ્તરને વારાફરતી ચાલુ નાટકોમાં રજૂ કર્યા.

૧૬. સોરઠપતિ : ૧૯૪૭

લેખક : શ્રી પરમાનંદ મણિશંકર ત્રાપજકર

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક.

પાત્રો : રામદુલાઇ નાટકના પાત્રોમાંથી મોટા ભાગના.

૧૭. હીપો ખુમાણ : ૧૯૪૭.

લેખક : શ્રી મણિલાલ પાગલ.

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક.

પાત્રો : રામદુલાઇ નાટકના પાત્રોમાંથી મોટા ભાગના.

કંપની જુનાગઢથી ગોંડલ (અત્રે વાસુદેવ છૂટા થયા), મોરબી (અત્રે બળદેવ જોડાયા) અને વાંકાનેર વિગેરે શહેરોમાં ફરીને રાજકોટ આવી. બાપાલાલ ટૂંક સમય માટે જોડાયા.

નોંધ : પૂજ્ય મહાત્માજીના અવસાનને લીધે પંદરેક દિવસ ખેલો બંધ રહ્યા.

૧૮. કુદરતને ખોળે : જુલાઇ ૧૯૪૮.

લેખક : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.

ગીતો : શ્રી ચીમનલાલ ભોજક, કવિ કિશોર.

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક.

પાત્રો : બાપાલાલ, ચીમન (ચકુડો), શંકરલાલ, સોમનાથ (કલ્યાણી), બળદેવ, રમણ, રજની, કણીદાન, રેવાશંકર, હરિલાલ, વીણાકુમારી.

બાદ કંપની ફરી પાછી જુનાગઢ ગઇ.

વીણાકુમારી છૂટી થઇ.

શ્રી પોપટલાલ, ગણપત (ઉડતું પંખી) મુરતરી (આર્યનૈતિક) કમળા (ખટાઉ ફેમ) અને ઇંદુને રોકવા. 'કુદરતને ખોળે' નવીન સજાવટથી અને જૂના તેમજ ઉપરનાં નવાં પાત્રો સાથે તા. ૧૧-૮-૧૯૪૮ ના રોજ રજૂ કર્યો.

મા. શંકરલાલ નાયક



એક લાક્ષણિક સ્ત્રી ભૂમિકામાં

૧૯. સંતકસોટી યાને સુરદાસ ૧૯૪૮.

લેખક : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક

પાત્રો : ચીમન (ચકુડો), શંકરલાલ, સોમનાથ (કલ્યાણી), બળદેવ, રમણ, રજની, કણીદાન, પોપટલાલ, નટવર મસ્તાન, ગણપત, અમૃત પંડયા. મુરતરી, કમળા, અને ઇન્દુ.

૨૦. મુંજાલ(?) ભોજ : ૧૯૪૯.

લેખક : શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક.

સંગીત : શ્રી ડાહ્યાલાલ એચ. ભોજક.

પાત્રો : 'સંત કસોટી' નાટકના પાત્રોમાંથી મોટા ભાગનાં.

નોંધ : જુનાગઢથી કંપની ધોરાજી, ગોંડલ, બાબાવદર વિગેરે શહેરોમાં ફરી પોરબંદર ગઇ. આ નાટકો રજૂ કર્યાં.

દરેક માસ બાદ પોરબંદરથી કંપની મોટરખટારા મારફત ઉંઝા આવી. ત્યાંથી સિદ્ધપુર, વિસનગર કડી થઇને વડોદરા આવી. અહીં મા. અશરફખાન, ગૌહર અને વત્સલાને રોકી ચાલુ નાટકો રજૂ કર્યાં. *થિયેટરની અગવડતાને લીધે* ટૂંક સમય ખેલો બંધ રહ્યા અને નુકસાનીનો આંકડો વધતો ગયો.

છેવટે વડોદરાથી કંપની મુંબઇ દાદરમાં ચંદ નાટ્યગૃહમાં આવી. શ્રી વિઠ્ઠલદાસ ભોજક, પ્રાણસુખ (એડીપોલો), શીવલાલ કોમિક (આર્યનૈતિક) રામકૃષ્ણ, બિપીન મહેતા, દિલબાઇ, કાન્તાકુમારી જેવા નામી કલાકારોનો સહકાર સાંપડ્યો. 'કુદરતના ખોળે'થી શરૂઆત કરી, જેમાં નવાં તેમજ જૂના બધાંજ પાત્રો રજૂ કર્યાં, પણ સફળતા સાંપડી નહીં. શ્રી ફરેદુન ઇરાનીના સહકારથી ચન્દેરી ઓપેરા થિયેટરમાં થોડી નાઇટો ભજવ્યા બાદ, કંપની સને ૧૯૪૯ના નવેમ્બર માસમાં બંધ પડી. *

# રૉયલ નાટક મંડળી

મુંબઇમાં કોરોનેશન થિયેટરમાં નાટકો ભજવતી પારસી ઇમ્પિરિયલ નાટક મંડળીના માબાઇ શેઠનાં લાડકા નામે ઓળખાતા એક ભાગીદાર શ્રી મહાશંકર વેણીશંકરે, તેજ કંપનીના આસી. દિગ્દર્શક શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક સાથે મળીને સને ૧૯૧૯ની શરૂઆતમાં કાલબાદેવી રોડ ઉપર આવેલા એડવર્ડ થિયેટરમાં શ્રી રૉયલ નાટક મંડળી નામે એક નાટ્યસંસ્થા શરૂ કરી.

ઘણા નામી કલાકારોનો સહકાર સાંપડ્યો, કે જેમાંના ઘણાખરા કંપનીની હયાતી સુધી કંપની સાથે કાયમ રહ્યા હતા. કેટલાક અધવચથી છોડી ગયા હતા અને બીજે ઝળક્યા હતા જ્યારે કેટલાક બે ચાર નાટક પછી જોડાયા હતા. એ બધા નાટકની દુનિયામાં ખૂબ નામાંકિત ઍક્ટરો તરીકે પંકાઇ ગયા છે.

ઓરકેસ્ટ્રા વિભાગમાં શ્રી રતિલાલ નાયક, ઉગરચંદ નાયક, કેશવલાલ અને હાસમભાઇ જેવા કુશળ પેટી માસ્તરો તથા શ્રી રેવાશંકર, નારણદાસ, ગોવર્ધનદાસ અને મણિલાલ જેવા નામાંકિત તબલચીઓ તેમ જ શ્રી ભોગીલાલ નાયક અને જમનજીવન માળી જેવા પ્રસિદ્ધ નૃત્યશિક્ષકોનો કંપનીને સહકાર સાંપડ્યો હતો.

જાણીતા કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂળાણીને કવિ તરીકે રોકયા અને તેમના નાટકથી શરૂઆત કરી.

૧. ભાગ્યોદય: ૧૯૧૯

લેખક: કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂળાણી.

સંગીત: શ્રી રતિલાલ નાયક.

દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.

સન્નિવેશ: પેઇન્ટર બી. રોડાર્ટ.

પાત્રો

| | | | |
|---|---|---|---|
| રાયમલ: | સોરાબજી કાત્રક | સુભદ્રા: | પરસોત્તમ |
| સંગ: | દલપતરામ | તારા: | પ્રભાશંકર રમણી |
| પૃથુ: | રતિલાલ નાયક | યશોધરા: | અંબાલાલ |
| જેમલ: | વનમાળી માળી | વાદળી: | પન્નાલાલ |
| આદિતરાવ: | બાલુભાઇ પટેલ | મંગળી: | અલારખ |
| પ્રભુરાવ: | નૂરમહમદ | લાડકી: | ત્ર્યંબકલાલ |
| સુરતન: | અમકાલાલ | જીવી: | કાનજી બારોટ |
| લીલો: | લિલાધર | મદ્દતીઓ: | જીવાભાઇ |

મેવાડના ઇતિહાસમાંથી રાણા રાયમલ, તેના પુત્રો અને શૂરવીર રમણી તારાની યશગાથા આલેખતું આ નાટક ઠીક ગયું અને કંપનીનો ભાગ્યોદય શરૂ થયો.

૨. એક જ ભૂલ: ૧૯૨૦

લેખક: કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂળાણી.

સંગીત: શ્રી રતિલાલ નાયક, મૂળશંકર મૂળાણી.

દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.

સન્નિવેશ: પેઇન્ટર બી. રોડાર્ટ.

પાત્રો:

| | | | |
|---|---|---|---|
| બિહારી: | સોરાબજી કાત્રક | મેના: | અલારખ |
| જગદિશ: | બાલુભાઇ પટેલ | કાન્તિ: | પરસોત્તમ નાયક |
| લલિત: | રતિલાલ નાયક | રમણી: | પ્રભાશંકર |
| ડાયો: | જીવાભાઇ | શોભા: | આણંદજી પંડ્યા |
| નાગળો: | નૂરમહમદ | કમળા: | ત્ર્યંબકલાલ |
| બંધુક: | રાઘવજી | | |

'શાડર'થી વિમાન નિયંત્રણની શોધને લગતો તેમ જ પરસ્ત્રીના પ્રેમ પાછળ થતી પાયમાલીનો ચિતાર આપતું આ નાટક ખૂબ વખણાયું અને કંપની તરતી થઇ ગઇ. પ્રભાશંકરે સરસ ભૂમિકા ભજવી અને આ નાટકથી પ્રભાશંકર રમણી તરીકે ઓળખાવા લાગ્યા.

નોંધ: આ નાટક પછી કવિશ્રી મૂળશંકર મૂળાણીએ લખેલા પોરસ સિકંદર નાટકના રીહર્સલ ચ લતાં હતાં. પણ તે બંધ કરી, પ્રા. હરિલાલ મૂળાણીનું 'સાચો સન્યાસ' નાટક રજૂ કર્યું. પરિણામે પોરસ સિકંદર નાટક ભજવાયા વિના રહી ગયું.

૩. સાચો સન્યાસ: ૧૯૨૦.

લેખક: પ્રા. હરિલાલ મૂળશંકર મૂળાણી.

સંગીત: શ્રી રતિલાલ નાયક.

દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.

સન્નિવેશ: પેઇન્ટર બી. રોડાર્ટ.

પાત્રો:

| | | | |
|---|---|---|---|
| માધવાચાર્ય: | સોરાબજી કાત્રક | રાણી: | આણંદજી પંડ્યા |
| કાશીરાજ: | વનમાળી માળી | સુમન: | પરસોત્તમ નાયક |
| પશુપતિ: | બાલુભાઇ પટેલ | મનોરમા: | પ્રભાશંકર રમણી |
| હેમચંદ્ર: | રતિલાલ નાયક | ગિરજા: | રણછોડ નાયક |
| વિલાસ: | કાવસજી મંકડા | ખીલજી: | અમકાલાલ |

નાટક સાધારણ ગયું.

નોંધ: ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના અધિવેશન પ્રસંગે કંપની અમદાવાદ ગઇ. ચાલુ નાટકો રજૂ કર્યા. લગભગ ૭ માસ બાદ કંપની સુરત ગઇ. ત્યાંથી ટૂંક સમય બાદ કંપની ફરી પાછી મુંબઇ એડવર્ડ થિએટરમાં આવી.

૪. ભૂલનો ભોગ: ૧૯૨૧.

લેખક: કવિશ્રી જામન.
સંગીત: શ્રી રતિલાલ નાયક.
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.
દિગ્દર્શક: પેઇન્ટર બી. રોડાર્ટ.

પાત્રો:

| | | | |
|---|---|---|---|
| વેણીલાલ: | સોરાબજી કાત્રક | અલક્ષા: | જેઠાલાલ |
| ચંદ્રકાંત: | રતિલાલ નાયક | સરસ્વતિ: | પ્રભાશંકર રમણી |
| જયંત: | સુખલાલ | નવલ: | પરસોત્તમ નાયક |
| પ્રિતમલાલ: | રાઘવજી | ગોદાવરી: | પરસોત્તમ (લાડોલ) |
| લાલુ: | અલીદાદન | ગંગા: | નારણ |
| નરાધમ: | અમકાલાલ | | |

નાટક ખૂબ વખણાયું. કંપનીને સારી કમાણી થઇ.

૫. સોનેરી જાળ: ૧૯૨૨.

લેખક: કવિશ્રી જામન. સંગીત: શ્રી રતિલાલ નાયક.
દિગ્દર્શક: શ્રી. સોરાબજી મહેરવાનજી કાત્રક.
સન્નિવેશ: શ્રી રઘુવીર દાદા.

પાત્રો:

સોરાબજી કાત્રક, રતિલાલ નાયક, પ્રભાશંકર (રમણી) સુખલાલ, બાલુભાઇ પટેલ, હોરમસજી કરાણી, પરસોત્તમ નાયક, નારણ ચત્રભુજ (મારવાડી) જેઠાલાલ.

આ નાટકમાં ધર્મને નામે થતા ધતિંગ ઉપર પ્રહાર અને વૈષ્ણવ સંપ્રદાય ઉપર કટાક્ષ હતો. શરૂઆતમાં ઠીક ગયું.

૬. એમાં શું?: ૧૯૨૩

કથાવસ્તુ: કવિ પ્રેમચંદ (સ્નેહસદન)
લેખક: કવિશ્રી જામન. સંગીત: શ્રી રતિલાલ નાયક
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક
સન્નિવેશ: શ્રી રઘુવીર દાદા

પાત્રો:

| | | | |
|---|---|---|---|
| વિમળચંદ્ર: | બાલુભાઇ પટેલ | સુભદ્રા: | જેઠાલાલ |
| સુરેન્દ્ર: | સોરાબજી કાત્રક | પ્રમિલા: | પ્રભાશંકર રમણી |
| વિનોદ: | રતિલાલ નાયક | ઉર્મિલા: | પરસોત્તમ નાયક |
| બલભદ્ર: | હોરમસજી કરાણી | જમના: | અંબાલાલ |
| માધવ: | સુખલાલ | ચંદ્રા: | જગજીવન માળી |
| જગતવંદન: | કાવસજી મંકડા | વિઠ્ઠલ: | મૂલચંદ (બાયડી) |
| નંદન: | ડુંગરદાસ | વનમાળી: | અમકાલાલ |

૭. રાજરમત: ૧૯૨૩.

લેખક: કવિ શ્રી જામન.
સંગીત: શ્રી રતિલાલ નાયક
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક
સન્નિવેશ: શ્રી રઘુવીર દાદા

પાત્રો:

| | | | |
|---|---|---|---|
| દીનેન્દ્ર: | સોરાબજી કાત્રક | પ્રમદા: | અંબાલાલ |
| જયસિંહ: | રતિલાલ નાયક | રમાદેવી: | પ્રભાશંકર રમણી |
| પ્રભાકર: | હોરમસજી કરાણી | કુસુમ: | પરસોત્તમ નાયક |
| કિશોરમલ: | સુખલાલ | ચીમળા: | નારણ |
| રણધીર: | ડુંગરદાસ | મિસમેરી: | ચત્રભુજ |
| ઉડાદીયો: | જીવણલાલ | મધુરી: | જેઠાલાલ |

નોંધ: કંપની બહારગામની મુસાફરીએ ઉપડી.

પ્રથમ અમદાવાદ ભારતભૂષન થિયેટરમાં ગઇ. ત્યાંથી કરાંચી, હૈદ્રાબાદ વિગેરે શહેરોમાં ફરીને પાછી અમદાવાદ આવી.

૮. એ કોનો વાંક?: ૧૯૨૪.

લેખક: કવિશ્રી જામન.
સંગીત: શ્રી રતિલાલ નાયક.
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.
સન્નિવેશ: શ્રી રઘુવીર દાદા અને અમૃતલાલ પેઇન્ટર.
પાત્રો: સોરાબજી કાત્રક, રતિલાલ નાયક, પ્રભાશંકર (રમણી) પરસોત્તમ, સુખલાલ, બાલુભાઇ પટેલ, ભોગીલાલ (ન્યુ આલ્ફ્રેડ)

નાટક ઠીક ગયું.

અમદાવાદથી કંપની સૌરાષ્ટ્રમાં રાજકોટ, જામનગર, જૂનાગઢ, પોરબંદર, ભાવનગર, વઢવાણ, વિરમગામ વિગેરે સ્થળોએ ફરીને પાછી અમદાવાદ આવી. આમ મુસાફરીમાં ત્રણેક વર્ષ ગાળી કંપની મુંબઇમાં ગ્રાન્ટરોડ, એલ્ફિન્સ્ટન થિયેટરમાં પાછી આવી. "એ કોનો વાંક"થી શરૂઆત કરી.

૯. કોકિલા: ૧૯૨૬

લેખક: કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂલાણી
સંગીત: શ્રી રતિલાલ નાયક
દિગ્દર્શક: શ્રી રતિલાલ નાયક
સન્નિવેશ: શ્રી રઘુવીર દાદા અને અમૃતલાલ પેઇન્ટર
નૃત્ય: શ્રી ભોગીલાલ નાયક

પાત્રો: રતિલાલ નાયક, પ્રભાશંકર રમણી, સુખલાલ, બાલુભાઇ પટેલ, પરસોત્તમ, અમકાલાલ, ડુંગરદાસ નારણ, વનમાળીદાસ, રાઘવજી.

નાટક સાધારણ ગયું.
કંપની સુરત ગઇ. ★ અપૂર્ણ

લેખક : પ્રા. ચન્દ્રકાન્ત શુક્લ

# વિશ્વનાટ્ય સાહિત્યનાં વહેણો

**ઓલ ઇન્ડિયા રેડિયોના વડોદરા મથકેથી તા. ૯-૧૧-૫૬ ના રોજ આપેલું વાયુ પ્રવચન**

યુરોપની રંગભૂમિના છેલ્લાં દશ વર્ષના ઇતિહાસની પાછળ બીજા વિશ્વયુદ્ધની ઘેરી પશ્ચાદ્ ભૂમિકા છે, છતાં આ સમય દરમિયાન યૂરોપ અને અમેરિકામાં નાટ્યસાહિત્ય અને રંગભૂમિની જે પ્રગતિ જોવા મળે છે તે ઉપરથી એમ કહી શકાય કે બીજા મહાયુદ્ધે કલાનાં અન્ય ક્ષેત્રોમાં ગમે તે હાનિ ઉપજાવી હોય તો પણ નાટ્ય કલાને તેનાથી કોઇ બૂરી અસર થઇ નથી. બલ્કે એમ કહેવું વધારે ઉચિત છે કે આ દશકા દરમિયાન યૂરોપ અમેરિકાના નાટ્યપ્રયોગોએ સાચી આન્તર્દેશીયતા સાધી છે. શરૂઆતમાં એક બે હકીકતોનો હું ખાસ ઉલ્લેખ કરવા માગું છું.

પ્રથમ તો એ કે ઇંગ્લાંડની રંગભૂમિએ આ વર્ષોમાં પોતાની પ્રતિષ્ઠાની રહેજે ક્ષતિ થવા દીધી નથી એટલું જ નહી, તે પ્રતિષ્ઠામાં ઘણો મોટો વધારો કર્યો છે. બીજી નોંધપાત્ર હકીકત એ છે કે આ કાળમાં અમેરિકાએ નાટ્યસર્જનમાં પોતાની તમામ પૂર્વસિદ્ધિઓને વટાવી દીધી છે. આ ઘટનાને ઇંગ્લાંડ જેવા સ્થિતિચુસ્ત દેશમાં જે સંખ્યામાં અમેરિકન નાટકો ભજવાતા જાણવા જોવામાં આવે છે તે ઉપરથી સાબિતી મળે છે.

૧૯૨૦થી ૧૯૩૫ સુધીના ગાળામાં ઇંગ્લાંડની રંગભૂમિ પર અનેક બાહોશ અને પ્રયોગશીલ નટનટીઓ તેમજ દિગ્દર્શકોએ અસ્ખલિત અખતરાઓ કરી જનતાની ચેતનાને રંગભૂમિ પ્રત્યે જાગ્રત કરી અને અભિનયના નવાનવા ઉન્મેષો દ્વારા નાટકને કલાના ઉચ્ચ સ્વરૂપ તરીકે જનમાનસમા પ્રતિષ્ઠિત કર્યું. સમર્થ લેખકોની શિષ્ટકૃતિઓને રજૂ કરી. આ વ્યક્તિઓએ ઇંગ્લાંડની ચાલી આવતી નાટ્યસાહિત્યની પરંપરાને સજીવન કરી અને સાથેસાથે બર્નાર્ડ શૉ, સમરસેટ મોમ, લૉરેન્સ હાઉસ, કાવર્ડ, પ્રીસ્ટલી વગેરે નવીન નાટકકારોને પણ પ્રજામાં પ્રચલિત કર્યા. પદ્ય નાટક માટે પણ ઇશરવુડ, ઓડન, એલિયટ વગેરે લેખકોની કૃતિઓ દ્વારા પ્રજામાં અભિરૂચી ઉત્પન્ન થઇ.

બીજા યુદ્ધ પછીના સમયમાં પ્રેક્ષકવર્ગની સમજવાળી સુરૂચિએ રંગભૂમિને પોતાનો ઉત્કર્ષ સાધવામાં ખાસ મદદ કરી. કેટલીકવાર લબ્ધપ્રતિષ્ઠ લેખકોની કૃતિઓ પણ નિષ્ફળ નિવડતી.

છેલ્લા દશ વર્ષની અંગ્રેજી રંગભૂમિની પ્રવૃત્તિ પરથી બીજી પણ કેટલીક બીનાઓ તારવી શકાય. કેવળ કથાને કેન્દ્રમાં રાખનાં નાટકો લોકોને હવે રૂચતાં નથી. વિચારોની નવીનતા, માનસ પૃથક્કરણ, સંકુલ ઉર્મિઓ વગેરે તત્ત્વોની માંગ વધી છે. સમરસેટ મોમ જેવા યશસ્વી લેખકે રંગભૂમિ છોડી તેની પાછળ પણ પ્રજાની પલટાતી રૂચિ કારણભુત હોઇ શકે. લડાઇની મનોદશાવાળા કે આર્થિક પ્રશ્નોની છણાવટ કરનારાં અથવા કેવળ સામાજિક સંબંધોની રજુઆત કરતાં નાટકો અર્વાચીન જનરુચિને સંતોષી શકે નહિ તે સમજી શકાય તેમ છે. વસ્તુની નવી-



**હેમ્લેટની ભૂમિકામાં સર હેન્રી ઇરવીંગ**



એડમીરેબલ ક્રાઇટનમાં ક્રાઇટન

નતા, રજુઆતની કુશળતા, અભિનયની ઉત્કૃષ્ટતા વગેરે વસ્તુઓ ઉપર સફળતાનો આધાર સવિશેષ રહે છે. પદ્યપ્રયોગો પ્રજામાં આવકાર પામે છે તે એલીયટના The cocktail party અને Symbolism નમના જેવા The Ascent of £ 6 પરથી જોઇ શકાય છે. વળી પ્રાચીન વિષયોને અર્વાચીન સ્વરૂપે રજુ કરતાં નાટકો જેવાં કે ક્રીસ્ટોફર ફ્રાયનું The first born કે યુજીન ઓ નીલનુ Morning becomes electra પ્રેક્ષકોની કલ્પનાને સ્પર્શી શક્યાં. ટુંકમાં અંગ્રેજી રંગભૂમિ કોઇ એકજ પ્રકારની વસ્તુ પ્રત્યે વલણ ન રાખતાં વ્યાપક વિસ્તારવાળી બની છે અને એણે નવાં ક્ષેત્રોનુ ખેડાણ કર્યું છે. દૃષ્ટાંત રૂપે પ્રકૃતિ ઉપર માનવીનું આધિપત્ય રજુ કરતું ચાલ્સ મોર્ગનનુ The burning glass પોતાના જ વિચારોમાં જકડાયેલા માનવી વિષેનું ડેનિસ કેનનનું Misery Me ! ગુમાવેલી તકનો વિષાદ આલેખતુ નોર્મન હન્ટરનું A day by the sea અંગ્રેજી રંગભૂમિનો અત્યારનો બડમોર લેખક છે, ટેરન્સ રેટીગન એની કૃતિઓ દ્વારા ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચેનુ અંતર ઘણુ ઓછું થવા પામ્યું છે.

વિષય વસ્તુની દૃષ્ટિએ અમેરિકન રંગભૂમિએ ઘણી પ્રગતિ કરી છે. પહેલાંના વિષયો હવે જોવામાં આવતા નથી. વિલ્યમ્સનાં નાટકોમાં આપણને અમેરિકાની દિન પ્રતિદિન બદલાતી પરિસ્થિતિનું તીક્ષ્ણ પ્રતિબિંબ પ્રાપ્ત થાય છે. The glass Menagerie જેવાં એનાં સુવિખ્યાત સર્જનોમાં અર્વાચિન અમેરિકન પ્રજાની મનોદશાનું સાચું નિરૂપણ આપણે જોઇ શકીએ છીએ.

બંડખોર વૃત્તિ કેટલીકવાર બંધનો વટાવી જે અસાધારણ આચરણો કરે છે તેનો નમૂનો વિલ્યમ્સનું The cat on the hot tin root પૂરો પાડે છે. જાતીય પ્રશ્નોની છણાવટ કરતું આ નાટક ઇંગ્લાંડમાં ભજવી શકાય જ નહી એટલું ખુલ્લુ છે. પણ મોરિસ ઝોલોટો કહે છે તેમ અત્યારનું લગભગ દરેક ગંભીર અમેરિકન નાટક જાતીય વિષય ઉપર જ અવલંબન રાખે છે. ઉદાહરણ તરીકે Lunatics and lovers, a view f om the bridge, tiger at the gates, death of a salesman અને બીજાં અનેક આ વિષય તરફનો ઝોક અમેરિકન રંગભૂમિની નિરામયતાને અસર પહોંચાડયા સિવાય રહેતો નથી. એનું કારણ વિષય પોતે નથી પરંતુ એની છણાવટની પાછળની મનોદશા છે. પ્રજાના સામાન્ય સ્વભાવની સાથે લેખકોની પ્રયોગશીલતા અથડામણમાં આવે છે. પરિણામે ઓસ્ટ્રિઅન, ફ્રેન્ચ, ઇટાલિયન, કે સ્પેનિશ નાટ્યકારોની નિસ્પૃહ સ્વસ્થતા અમેરિકન લેખકોમાં જોવા મળતી નથી.

એક દિશામાં અમેરિકન રંગભૂમિ ખાસ સિદ્ધિ પ્રાપ્ત કરી શકી છે તેનો નિર્દેશ કરવો જોઇએ. એકાંકીના પ્રયોગો ત્યાં સફળતાના શિખરે પહોંચ્યા છે. વ્યાપારી શક્યતાઓને કારણે કે લોકમાંગને પહોંચી વળવા માટે, પણ ઇંગ્લાંડમાંથી અદૃશ્ટ થયેલો આ નાટ્યપ્રકાર એક સ્પષ્ટ કલાસ્વરૂપ તરીકે અમેરિકા અત્યારે ખીલવી રહ્યું છે.



એડમીરેબલ ક્રાઇટનમાં ટવીની

એવીજ એક બીજી સિદ્ધિ મ્યુઝીકલ કોમેડીના ક્ષેત્રમાં એ દેશે પ્રાપ્ત કરી છે. આ કલાપ્રકારના સાચા કસબની માહિતી પણ અમેરિકાને જ છે. Kiss me kate અને Oklahoma જેવી મ્યુઝીકલ કોમેડી હવે વિશ્વવિખ્યાત બની ચુકી છે.

ઇંગ્લાંડ અને અમેરિકાની રંગભૂમિ ઉપર ફ્રેન્ચ વિનોદિકાઓ અંગ્રેજી અવતરણોમાં સારો પ્રચાર પામી છે. ફ્રાન્સનો સૌથી વધારે લોકપ્રિય નાટ્યકાર આનુઇલ ઇંગ્લાંડના પ્રથમ પંક્તિના મૌલિક સર્જક ક્રીસ્ટોફર ફ્રાય જેવાની કલમને આકર્ષી શક્યો છે. બીજો એવો જ સમર્થ લેખક સાર્ત્ર પશ્ચિમની વિચારસરણીમાં પ્રવેશ પામ્યો છે.

યુદ્ધ પછીના કાળમાં ધીમે ધીમે પગભર થતા જર્મનીમાં પણ રંગભૂમિના પુનરૂત્થાનનાં સ્પષ્ટ ચિન્હો જણાય છે. ફ્રાન્સની હળવી વિનોદિકાઓ કે અમેરિકાની જાતીય વસ્તુ નિરૂપતી કૃતિઓ જર્મન રંગભૂમિ અપનાવી



એડમીરેબલ ક્રાઇટનમાં લોર્ડ લોમ



મૅકબેથ—સર હર્બર્ટ ટ્રી

શક્યુ નથી. ત્યાં તો યુદ્ધ વિરોધી વિચારો પ્રદર્શિત કરતા પ્રયોગોની માગ વધારે છે. આ હકીકતનો પુરાવો ટોમસ ફુલ્કના Mannerhouseના જર્મન રૂપાન્તરની અસાધારણ સફળતામાં મળી આવે છે. જર્મન પ્રજા નાટકમાં કાવ્યતત્ત્વ માગે છે. અને Symbolism વાળાં નાટકો એની રૂચિને વધારે સંતોષી શકે છે. વાસ્તવિક રીતે ફ્રાન્સ, ઇંગ્લાંડ, અમેરિકા વગેરે દેશોમાં પણ કાવ્યપ્રધાન નાટ્યપ્રયોગોને વધારે આવકાર મળતો જાય છે એ યૂરોપની રસવૃત્તિની એક સૂચક ઘટના છે.

અંતમાં મૌલિક સર્જનના ક્ષેત્રે અમેરિકન રંગભૂમિ અવિશેષ શક્તિશાળી થતી અને અંગ્રેજી નાટ્યસાહિત્યમાં ઓટ આવતી લાગે છે તેનો ઉલ્લેખ કરવો જોઇએ. સાથે સાથે અંગ્રેજો અભિનયની દુનિયામાં સર્વોત્કૃષ્ટ સ્થાન છે તેની પણ નોંધ લેવી જોઇએ. કોઇપણ નાટ્યપ્રયોગની સાચી ચકાસણી લંડનના વેસ્ટ એન્ડના થિએટરોમાં જ થવાની એ હકીકત તરફ ધ્યાન દોરવું અત્રે અપ્રસ્તુત નથી.

× × × × × ×

# તાજી બાતમી

× × × × × ×

(ટચુકડી)

લેખક:
**શ્રી ફિરોઝ આંટિયા**

પાત્રો : ફલી, જાલ, પીલુ અને ગુલ

ફલી : (Phoning) હા. હા ! હમના ને હમના જ મને એ ખુનીના ફોટાઓ છાપવા જોઇએ. હા, હા. Plane માં નહી તો શું ખતારામાં બેસીને જવાના છેવ ? Stupid (phone ring) હલવ-હા ! હા ! મોતા લાલ Heading માં છાપવાનું-(phone ring) તમુને મેં વીસ હજાર Copies છાપવા કહી તારે ૧૫ હજાર સાની છાપી મુવા-હમનાં ને હમનાં જ બીજી અરધા કલાકમાં છાપો-You are fired.

જાલ : (પ્રવેશ કરી) છાપવા લાયક News લઇ આયોછ Boss Poona mailને અકસ્માત થયો. પચાસ માણુસ મરી ગીયા.

ફલી : fine ! કારે ?

જાલ : અરધા કલાકની વાત પર.

ફલી : No good વાસી ખબર થઇ ગઇ. બધા ારા હરીફ છાપાવાલાઓએ છાપી મારી હોસે. મને ાજી તકરતી ખબર જોઇએ, જાવ. get out તાજી ખબર લાવો. (જાલ જાય છે.)

પીલુ : (પ્રવેશ કરી) Great news Boss Aeroplane delhi જતાં ટુટી પરયું. વીસ માણુસ મારીયા ગીયા.

ફલી : Good પણ કેટલા વખતની વાત પર ?

પીલુ : વીસ મીનીટ અગાઉ.

ફલી : જુની વાત થઇ ગઇ. મને તાજી ખબર જોઇએ. હમનાની તરતની. Get out.

પીલુ : વારૂ જી (જાય છે)

ગુલ : (પ્રવેશ કરી) Boss તદન તાજી બાતમી લાવીછ. Bajargate street માં પેર પરી ગીયું ને સો માણુસ મરી ગીયા.

ફલી : Splendid. કેટલો વખત થયાની ખબર છે ?

ગુલ : ખાલી પાંચ મિનિટની વાત પર.

ફલી : get out. એ તો જુની ખબર કેહવાય. આખા મુંબઇએ એટલા વારમાં એ વાત જાની હોસે. મને તાજી ખબર જોઇએ. બાહર જાવ નહિ તો મારો મીજાસ જસે તો હું તમુને...

જાલ : (પ્રવશ કરી) Boss ખરેખર તાજી તકરતી ખબર આય વખત હું લાયોછ—ખુનની !

ફલી : કારે ખુન થયું ?

જાલ : હમના જ !

ફલી : કાં ખુન થયું ?

જાલ : અહીંયાં જ ?

ફલી : કોનતું ?

જાલ : તમારૂ. (પિસ્તોલ કાઢી એડીટરને શટ કરે છે ત્યાં પડદો)

સુરતમાં કલા નિકેતન તરફથી રજુ થયેલ નાટક છોરુ કછોરુનાં બે દૃશ્યો





## પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

ગુજરાતી નાટ્યમંડળનો ચતુર્થ નાટ્યોત્સવ શુક્ર, શનિ અને રવિવાર—નવેમ્બરની તા. ૧૬, ૧૭ અને ૧૮ મીએ ભારતીય વિદ્યાભવનમાં ઊજવાયો હતો. પ્રથમ દિવસે રાત્રે ૮–૩૦ વાગ્યે શ્રી દેશી નાટક સમાજે કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત પૌરાણિક નાટક "સામે પાર" રજૂ કર્યું હતું જેમાં મા. વસંત, મા. ગોરધન, મા. કચરાલાલ, ચૂનીલાલ, કેશવલાલ, શાલિની, રૂપકમલ, બીના, સુશીલા, મનોરમા, અનંત વીણુ, ભોગીલાલ વગેરે, સંસ્થાના અગ્રગણ્ય કલાકારોએ ભાગ લીધો હતો અને રાજા રઘુગણના પાત્રમાં પ્રા. મધુકર રાંદેરિયાએ સંસ્થાના મહેમાન કલાકાર તરીકે પાત્ર ભજવ્યું હતું. જૂની અને નવી રંગભૂમિ આવે પ્રસંગે વધુ નજીક અને નજીક આવતી જાય એ તો મંડળનો એક મુખ્ય ઉદ્દેશ છે. આ નાટકને દિવસે અતિથિવિશેષ તરીકે શ્રી દિનકરરાવ દેસાઇએ હાજરી આપી હતી અને પ્રથમ અંક પછી રંગમંચ ઉપર તેઓશ્રીને સન્માનવાનો એક સમારંભ યોજાયો હતો જે વખતે મંડળના પ્રમુખ સર હરસિદ્ધભાઇ દિવેટિયાએ, રંગભૂમિની પ્રગતિ માટે અને એ પ્રવૃત્તિને વિકસાવવા શ્રી દિનકરરાવભાઇએ જે અથાગ પરિશ્રમ વેઠીને પણ જે નોંધપાત્ર સેવાઓ આપી છે તેનો ઉલ્લેખ કર્યો હતો. એ ઉપરાંત જાણીતા કલા–વિવેચક ડૉ. ડી. જી. વ્યાસે પણ ગુજરાતી નાટ્ય મંડળના કાર્યક્રમોમાં રસ લઇ તેમજ "ગુજરાતી નાટ્ય" માસિક માટે ગ્રાન્ટ મેળવવામાં શ્રી દિનકરરાવભાઇએ સહકાર આપ્યો એ માટે એઓશ્રીનો આભાર માન્યો હતો. એના પ્રત્યુત્તરમાં શ્રી દિનકરરાવભાઇએ, આ શુભ પ્રવૃત્તિને પોતાના આશીર્વાદ આપ્યા હતા અને હવે પછી પણ મંડળના કાર્યમાં તેટલો જ રસ લઇ માર્ગદર્શન આપવાની ખાતરી આપી હતી.

શનિવાર તા. ૧૭ મીએ રાત્રે ૮॥ વાગ્યે ઇન્ડિયન નેશનલ થિયેટરે શ્રી અનંત આચાર્યનું નાટક "શ્રદ્ધા ફળી" ભજવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી ફીરોઝ આંટિયાએ સંભાળ્યું હતું. શ્રી ફિરોઝ આંટિયાની કળા આ નાટકમાં સંપૂર્ણપણે ખીલી ઊઠી હતી. આ નાટકમાં ચારુબાળા, માર્કન્ડ ભટ્ટ, ઉર્મિલા ક્ષત્રિય, વ્રજલાલ પારેખ, હસુ મહેતા, ચંદ્રકાંત દલાલ, એરીક પેમાસ્તર, એરચ પાવરી અને મહેશ જોષીએ અભિનયનાં અજવાળાં પાથર્યાં હતાં. બીજા દિવસના અતિથિવિશેષ તરીકે મુંબઇ રાજ્યના શિક્ષણસચિવ માનનીય શ્રી શાંતિલાલ શાહ હાજર રહ્યા હતા. મધ્યાન્તર વખતે માનનીય શ્રી શાંતિલાલ શાહનો

### મંડળના ચતુર્થ નાટ્યોત્સવ પ્રસંગે



પારિતોષિકનો નિર્ણય જાહેર કરતાં
મા. ન્યાયમૂર્તિ શ્રી ડી. વી. વ્યાસ



સર હરસિદ્ધભાઇ, લેડી જોસીઅહેન મુ. શ્રી દિનકરરાવભાઇ, શ્રી જ્યોતિલાલ ત્રિવેદી વગેરે

રંગમંચ પર સત્કાર કરવામાં આવ્યો હતો. મંડળ તરફથી એમને ડૉ. ડી. જી. વ્યાસે આવકાર્યા હતા અને આવી સંસ્કારપ્રવૃત્તિને પ્રોત્સાહન આપવા બદલ સરકાર અને શિક્ષણપ્રધાન શ્રી શાંતિલાલ શાહને પણ અભિનંદન આપ્યા હતા. માન્યવર શ્રી શિક્ષણસચિવે પણ સાનંદ પોતાનો સત્કાર જાહેર કર્યો હતો. એમણે વક્તવ્યમાં જણાવ્યું હતું કે નાટ્યપ્રવૃત્તિ તો સમાજના સંસ્કારઘડતરમાં પોષવામાં પોતાનો મદદ ફાળો આપે છે. અને એ પ્રગતિને પોષતાં આ ગુજરાતી નાટ્ય મંડળને ખરેખર ધન્યવાદ ઘટે છે. ત્યાર બાદ તેમને હારતોરાની અર્પણવિધિ બાદ નાટકનો ત્રીજો અંક શરૂ થયો હતો.

રવિવાર તા. ૧૮મીના ત્રીજા દિવસે સાંજે ૬-૧૫ વાગ્યે રંગભૂમિ સંસ્થા તરફથી "દસ મિનિટ" નાટક રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકના રૂપાંતરકાર શ્રી ધનસુખલાલ મહેતા હતા. અને એનું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ સંભાળ્યું હતું. શ્રી સુમન્ત વ્યાસ તેમના સહદિગ્દર્શક હતા. આ નાટકમાં પ્રતાપ ઓઝા, ઇન્દ્રા દેસાઇ, સુમંત વ્યાસ, ગિરીશ વૈદ્ય, મહેશ, સાગર લાલાજી, નારાયણ રાજગોર પાત્ર ભજવતાં હતા. આ નાટક રહસ્યપ્રધાન હતું. ત્રીજા દિવસના અતિથિવિશેષ તરીકે મુંબઇ રાજ્યના મહેસૂલપ્રધાન શ્રી રસિકલાલ પરીખ હાજર રહ્યા હતા. નાટક પૂરું થયા બાદ રંગમંચ પર શ્રી રસિકલાલ પરીખને સન્માનવા સમારંભ યોજવામાં આવ્યો હતો. અને તે જ વખતે શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી વિજયપત્રની જાહેરાત પણ કરવામાં આવી હતી. શરૂઆતમાં શ્રી મોહનલાલ મહેતા-સોપાને અતિથિવિશેષને આવકાર્યા હતા. શ્રી સોપાને એક સૈનિક અને સેનાની તરીકે શ્રી રસિકભાઇની સમાગૃહને ઓળખાણ આપી હતી. શ્રી જ્યોતીન્દ્ર દવેએ આભાર માન્યા હતા અને જણાવ્યું હતું કે શ્રી રસિકભાઇ રસિક પણ છે અને પરીખ એટલે સાચી પરખ કરનારા પણ છે, અને ત્રણે દિવસ હાજરી આપ્યા બદલ એમનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. માનનીય શ્રી રસિકલાલ પરીખે જણાવ્યું હતું કે જૂની અને નવી રંગભૂમિના આ નાટકો જોઇને મને સંતોષ અને આનંદ થયો છે અને સરકાર એને જરૂર સત્કાર આપશે એમ જણાવ્યું હતું.

શહેરના સુપ્રતિષ્ઠિત ન્યાયાધિશ મા. શ્રી ડી. વી. વ્યાસ, જાણીતા કલાવિવેચક ડૉ. ડી. જી. વ્યાસ અને પ્રાધ્યાપક મુરલી ઠાકુરે ત્રણે નાટકોના નિર્ણાયકો તરીકે કામ કર્યું હતું. શ્રી ડી. વી. વ્યાસે સર્વાનુમતે શ્રી દેશી નાટક



માનનીય શ્રી રસિકલાલ પરીખને શુભ હસ્તે સામે પારના પારિતોષિકોને સ્વીકારતા શ્રી દેશી નાટક સમાજના સંચાલક શ્રી મુકુંદભાઇ ગોરડિયા

સમાજના નાટક 'સામે પાર' ને શ્રેષ્ઠ નાટક તરીકે જાહેર કર્યું હતું અને એ નાટકને શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી વિજયપત્ર એનાયત કરવાનું જણાવ્યું હતું.

આ નાટકના શ્રેષ્ઠ નટ તરીકે મા. વસંતને, શ્રેષ્ઠ નટી તરીકે શાલિનીને અને અન્ય પાત્રોમાંથી શ્રેષ્ઠ કલાકાર તરીકે કેશવલાલ અને બીનાને જાહેર કર્યાં હતાં. ઇન્ડિયન નેશનલ થિયેટરના નાટક 'શ્રદ્ધા ફળી'ના શ્રેષ્ઠ નટ અને નટી તરીકે શ્રી. માર્કન્ડ ભટ્ટ અને શ્રી ચારુબાળાને જાહેર કર્યાં હતાં અને શ્રી ચંદ્રકાન્ત દલાલને અન્યોમાંથી શ્રેષ્ઠ કહ્યા હતા. રંગભૂમિનાં નાટક "દસ મિનિટ"માંથી શ્રેષ્ઠ અભિનેતા તરીકે શ્રી પ્રતાપ ઓઝા અને અન્ય સારાં પાત્રો ભજવનાર તરીકે શ્રી ઇન્દ્રા દેસાઇ તથા શ્રી મહેશને જાહેર કર્યા હતા. ઉપરાંત શ્રી ઉર્મિલા સચિવને પણ પારિતોષિક આપવામાં આવ્યું હતું.

આ પ્રસંગે દેના બેંક તરફથી મેનેજિંગ ડિરેક્ટર શ્રી પ્રવિણચંદ્ર ગાંધીએ શ્રેષ્ઠ અભિનયકારોને ચાંદીની લગડીના પારિતોષિકો આપવાનું જાહેર કરેલું તે મુજબ ઉપર દર્શાવેલ કલાકારોને માન્યવર શ્રી રસિકભાઇ પરીખને વરદ હસ્તે તે અપાયાં હતાં. આ ઉપરાંત ત્રણ નાટકોના ત્રણ લેખકો કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી, શ્રી અનંત આચાર્ય, તથા શ્રી ધનસુખલાલ મહેતાને પ્રત્યેકને દસ તોલાની ચાંદીની લગડી આપવામાં આવી હતી. ઉપરાંત દિગ્દર્શકો શ્રી કાસમભાઇ અને મા. કસ્તૂરલાલ, શ્રી ફિરોઝ આંટિયા, શ્રી પ્રતાપ ઓઝા અને શ્રી સુમન્ત વ્યાસને પણ લગડીઓ અપાઇ હતી. 'સામે પાર'ના સંગીતનિયોજન માટે મા. કાસમભાઇ અને મોહન જુનિયરને લગડીઓ આપવામાં આવી હતી

આમ ત્રણે દિવસ સફળતાપૂર્વક નાટ્યશોખીનોની સારી હાજરીમાં ત્રણ નાટકો ભજવાયાં હતાં. ★



# પ્રાસંગિક નોંધ

**શ્રી દેશી નાટક સમાજ:** આ સંસ્થા તરફથી તેમના લોકપ્રિય નાટકો 'વડીલોના વાંકે,' 'સર્વોદય' વગેરેના પુનઃ પ્રયોગો થયા હતા. તે ઉપરાંત ગુજરાતી નાટ્ય મંડળના ચતુર્થ નાટ્યોત્સવ દરમ્યાન તા. ૧૯મી નવેમ્બરે કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત નાટક 'સામે પાર' ભજવવામાં આવ્યુ હતું. વળી સંસ્થાનાં લોકપ્રિય નાટક "સુવર્ણયુગ"ને નવા ફેરફારો સાથે શનિવાર તા. ૨૪ અને ૨૫મી નવેમ્બરે રજૂ કર્યું હતું.

શ્રી દેશી નાટક સમાજ તરફથી સોમવાર તા. ૨૬મી નવેમ્બરે પત્રકારો, અને શુભેચ્છકોનું સ્નેહસંમેલન યોજવામાં આવ્યું હતુ. જેમાં ઘણા અગત્યના મુદ્દાઓની જાહેરાતો કરવામાં આવી હતી.

સંસ્થાના મેનેજર શ્રી મણિલાલ ભટ્ટે સંસ્થાએ જાન્યુઆરી માસથી ઓક્ટોબર સુધી ગુજરાતનો પ્રવાસ કરતાં જે મુસીબતો વેઠી હતી તેનો ઉલ્લેખ કર્યો હતો, પરંતુ એ મુસીબતોમાંથી પણ પસાર થઇ નડિયાદ, પેટલાદ, કપડવંજ, વડોદરા અને સુરત મુકામોએ જનતાએ સંસ્થાના નાટકોને વધાવ્યા હતા જેમાં 'સર્વોદય' નાટક મુખ્ય આકર્ષણ હતું. પ્રવાસ દરમિયાન અતિ દુઃખદ બિના બની એ વિખ્યાત હાસ્યનટ શ્રી જગન ગેમિયોનુ અવસાન. એ પછી તેઓએ સંસ્થાને તાજેતરમાં એનાયત થયેલી શ્રી પ્રાણનાથ દેવકરણ નાનજી ટ્રોફીનો ઉલ્લેખ કર્યો હતો, જે વિશે બોલતાં એમણે જણાવ્યુ કે આ ટ્રોફી માટે દર વર્ષે સંસ્થાઓ વચ્ચે ખેલદિલ સ્પર્ધા થશે અને ઉત્તમ પ્રકારનાં નાટકો રજૂ થશે. ઉપરાત મનોરંજન વેરા વિશે એમણે સરકારને વિનતિ કરી હતી કે વ્યવસાયી રંગભૂમિને ચલચિત્રોની સરખામણીમાં ન મુકવી જોઇએ અને સ્રવેતન અવેતનના ભેદ ન રાખવા જોઇએ. છેલ્લે સંસ્થાના આગામી સર્જન તરીકે કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદીનું "શ્રવણકુમાર" નાટક લેવાશે એની જાહેરાત કરી હતી. અન્ય વક્તાઓમાં ડા. ડી. જી. વ્યાસ. મા. શ્રી. ડી. વી. વ્યાસ, શ્રી. જ્યોતીન્દ્ર દવે, શ્રી. મુકુંદ ગેરડિયા, શ્રી. બરજોર પાવરી અને પ્રા. મધુકર રાંદેરિયા હતા.

**ઇન્ડિયન નેશનલ થિયેટર:** તા. ૧૦ મી અને ૧૧મી નવેમ્બરે સંસ્થાના નાટકો 'બહેરામે શુ





શ્રી મોઢ ઉત્તેજક મંડળ તરફથી કલકત્તામાં ભજવાયેલ 'સૈનિક' નાટકનાં બે દશ્યો

★





આ નાટકમાં સહદિગ્દર્શક શ્રી અજીત શાહે નાયક (સુરેશ) તથા ગામડીઆ (પેથા પટેલ)ની બેવડી ભૂમિકા ભજવી હતી

★

કીધું?' અને "રંગીલો રાજા" જયહિન્દ કોલેજમાં ભજવાયાં હતાં. ગુજરાતી નાટ્ય મંડળના ચોથા નાટ્યોત્સવમાં તા. ૨૦મીએ ભારતીય વિદ્યાભવનનાં શ્રી અનંત આચાર્યનું લખેલું નાટક "શ્રદ્ધા ફળી" ભજવ્યું હતુ. આ નાટકનું દિગ્દર્શન શ્રી ફિરોઝ આંટિયાએ સંભાળ્યું હતુ.

મુંબઇ રાજ્ય તરફથી યોજાનાર નાટ્યસ્પર્ધા માટે "રૈજયતિ" ના તાલિમ પ્રયોગો ચાલે છે.

**ભારતીય કલા કેન્દ્ર**:-શનિવાર તા. ૨૪મીએ કલા કેન્દ્રના આશ્રય હેઠળ સેક્સ્પેરીયાના તરફથી વિલિયમ સેક્સ્પિયરના અતિ પ્રખ્યાત નાટક "ઓથેલો"ની રજૂઆત કરવામાં આવી હતી. આ સંસ્થા તરફથી "મોટા દિલના મોટા બાવા" રવિવાર તા. ૨૫મીએ ભારતીય વિદ્યા ભવનમાં રજૂ કરવામાં આવ્યુ હતું.

**રંગભૂમિ**: ગુજરાતી નાટ્ય મંડળના ચોથા નાટ્યોત્સવમાં રવિવાર તા. ૧૮મી નવેમ્બરે શ્રી ધનસુખલાલ મહેતા કૃત "દસ મિનિટ" નાટક રજૂ કરવામાં આવ્યુ હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ સંભાળ્યુ હતુ. એમના સહાયક તરીકે શ્રી. સુમન્ત વ્યાસ હતા. શ્રી પ્રતાપ ઓઝા, શ્રી મહેશ, શ્રી ઇલા દેસાઇ વગેરે આ નાટકમાં કામ કરતાં હતાં. મુંબઇ સરકાર યોજીત નાટ્ય મહોત્સવમાં આ સંસ્થા "અલ્લાબેલી" નાટક રજૂ કરશે.

સંસ્થા તરફથી યોજાયેલી "મારાં નાટકો" ક્રમમાળાનુ પ્રથમ વ્યાખ્યાન જાણીતા નવલકથાકાર અને નાટ્યલેખક શ્રી. ગુણવંતરાય આચાર્યે તા. ૩૦-૧૧-૫૬ની રાતે ૮-૩૦ વાગે દેવધર હોલમાં આપ્યુ હતુ.

## સુરત :-

કલાનિકેતન સંસ્થા તરફથી શ્રી. પ્રાગજી ડોસાકૃત નવું નાટક "છોરુ કછોરુ" તા. ૨૪, ૨૫ અને ૨૬મી નવેમ્બરે રજૂ થયું હતુ અને હવે મુંબઇ સરકાર યોજીત નાટ્યમહોત્સવની પ્રાદેશિક હરીફાઇમાં રજૂ થશે.

રાષ્ટ્રીય કલાકેન્દ્ર સંસ્થાએ શ્રી બલદેવ મોલીઆકૃત નાટક નવેમ્બરની આખરમાં રજૂ કર્યું હતું.

કલાક્ષેત્ર સંસ્થા મુંબઇ સરકાર યોજીત નાટ્યમહોત્સવની પ્રાદેશિક હરીફાઇમાં શ્રી. વજુભાઇ ટાંકકૃત નવુ મૌલિક નાટક "વૈભવનો અંગાર" રજૂ કરશે.

### સુધારો

નવેમ્બર અંકની પ્રવૃત્તિ નોંધમાં સુરતની નાટ્ય પ્રવૃત્તિઓમાં કલાક્ષેત્ર તરફથી શ્રી વજુભાઇ ટાંક લિખિત નાટક "વૈભવના અંગાર" રૂપાંતર છે એમ લખવામાં આવ્યું છે પણ એ નાટક લેખકની મૌલિક કૃતિ છે.

## રાજકોટ :-

સોમનાથ મુકામે ભારતીય વિદ્યાભવનના કલાકેન્દ્ર તરફથી "રામ શબરી" નવેમ્બર મહિનાની તારીખ ૧૯, ૨૧ અને ૨૨મીએ રજૂ થયું હતુ.

## વડોદરા :-

કોલેજ ઓફ ઇન્ડિયન મ્યુઝીક ડાન્સ એન્ડ ડ્રામેટિક્સ તરફથી ગયા ઓગસ્ટ માસમાં તા. ૨૭, ૨૮ અને ૨૯મીએ ત્રણ દિવસ, સૌરાષ્ટ્રના હરિયાળા પ્રદેશ સોરઠમાં આવેલ કેશોદ ગામે, શ્રી ચંદ્રવદન મહેતા કૃત 'આગગાડી' અને "હોહોલીકા" નાટક ભજવવામાં આવ્યાં હતાં.

## કલકત્તા :-

**શ્રી મોદ ઉત્તેજક મંડળ** :-આ સંસ્થા તરફથી શ્રી કલકત્તા ગુજરાતી નવરાત્ર ઉત્સવમાં શનિવાર તા. ૬-૧૦-૫૬ની રાત્રે ૮ વાગ્યે કવિ શ્રી ગોવિન્દરામ વ્યાસ કૃત હેતુલક્ષી સામાજીક સંગીત નાટિકા "સૈનિક" યુનાઇટેડ કોમર્શિયલ બેંકના મેદાનમાં ભજવવામાં આવ્યુ હતું. આ નાટકના દિગ્દર્શક શ્રી ક્રિષ્ણલાલ મહેતા હતા. અને સંગીત શ્રી ગોપાલબાબુનું હતું. શ્રી અજિત શાહ, ક્રિષ્ણલાલ મહેતા, કુ. કૌશલ્યા શાહ વગેરે આ નાટકમાં કામ કરતા હતા.

## સાભાર સ્વીકાર

શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક તરફથી ચેતન નાટક સમાજના મળી શકતા નાટકોની ઓપેરાઓ.

શ્રી જમનાદાસ ખીમજી સુંઘાણી (કાંદીવલી) તરફથી ધી ગેયટ નાટક મંડળીના મળી શકતા નાટકોની ઓપેરાઓ.

શ્રી અમૃત જાની (રાજકોટ) તરફથી જુદા જુદા ચાર નાટકોની ઓપેરાઓ.

### -: દીપોત્સવી અંકો :-

| | |
|---|---|
| ચિત્રપટ | Bhavans Journal |
| નવચેતન | એ ઘડી મોજ |
| રમકડું | પ્યારા બાપુ |
| અખંડ આનંદ | ઘરશાળા |
| બીજ | કુમાર |

×

### —આભાર—

આ માસિકના ઓક્ટોબર અંકના બીજા કવર પેજ ઉપર શેક્સ્પિયર થિએટ્રિકલ કંપની ઓફ બોમ્બેની છબી છપાઇ છે એ મૂળ છબી શ્રી જમશેદજી ખાન તરફથી ડૉ. ડી. જી. વ્યાસ મારફત અમને મળી છે જે માટે તેઓ બંનેના અમે આભારી છીએ.

# ગુજરાતી નાટ્ય મંડળ: ચતુર્થ નાટ્યોત્સવ



મુ. શ્રી દિનકરરાવ દેસાઈને હારતોરા
અર્પણ કરતા મંડળના પ્રમુખ
સર દુર્ગાપ્રસાદ ભાઈ દિવેટિયા



"સામે પાર" નાટકમાં રાજા રકુગણની
ભૂમિકામાં પ્રા. મધુકર રાંદેરિયા

માનનીય શ્રી શાન્તિલાલ શાહને
મંડળની પ્રવૃત્તિ વિષે માહિતી
આપતા શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી



કીધું?' અને "રંગીલો રાજા" જયહિન્દ કોલેજમાં ભજવાયાં હતાં. ગુજરાતી નાટ્ય મંડળના ચોથા નાટ્યોત્સવમાં તા. ૧૭મીએ ભારતીય વિદ્યાભવનનાં શ્રી અનંત આચાર્યનું લખેલું નાટક "શ્રદ્ધા કણી" ભજવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી ફિરોઝ આંટિયાએ સંભાળ્યું હતું.

મુંબઈ રાજ્ય તરફથી યોજાનાર નાટ્યસ્પર્ધા માટે "વૈજયંતિ"ના તાલિમ પ્રયોગો ચાલે છે.

**ભારતીય કલા કેન્દ્ર**:-શનિવાર તા. ૨૪મીએ કલા કેન્દ્રના આશ્રય હેઠળ સેક્સપેરીયાના તરફથી વિલિયમ સેક્સપિયરના અતિ પ્રખ્યાત નાટક "ઓથેલો"ની રજૂઆત કરવામાં આવી હતી. આ સંસ્થા તરફથી "મોટા દિલના મોટા બાવા" રવિવાર તા. ૨૫મીએ ભારતીય વિદ્યા ભવનમાં રજૂ કરવામાં આવ્યું હતું.

**રંગભૂમિ**: ગુજરાતી નાટ્ય મંડળના ચોથા નાટ્યોત્સવમાં રવિવાર તા. ૧૮મી નવેમ્બરે શ્રી ધનસુખલાલ મહેતા કૃત "દસ મિનિટ" નાટક રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ સંભાળ્યું હતું. એમના સહાયક તરીકે શ્રી. સુમન્ત વ્યાસ હતા. શ્રી પ્રતાપ ઓઝા, શ્રી મહેશ, શ્રી ઇલા દેસાઇ વગેરે આ નાટકમાં કામ કરતાં હતાં. મુંબઇ સરકાર યોજીત નાટ્ય મહોત્સવમાં આ સંસ્થા "અલ્લાબેલી" નાટક રજૂ કરશે.

સંસ્થા તરફથી યોજાયેલી "મારાં નાટકો" ક્રમમાળાનું પ્રથમ વ્યાખ્યાન જાણીતા નવલકથાકાર અને નાટ્યલેખક શ્રી. ગુણવંતરાય આચાર્યે તા. ૩૦-૧૧-૫૬ની રાતે ૮-૩૦ વાગ્યે દેવધર હોલમાં આપ્યું હતું.

## સુરત:-

કલાનિકેતન સંસ્થા તરફથી શ્રી. પ્રાગજી ડોસાકૃત નવું નાટક "છોરુ કછોરુ" તા. ૨૪, ૨૫ અને ૨૬મી નવેમ્બરે રજૂ થયું હતું અને હવે મુંબઇ સરકાર યોજીત નાટ્યમહોત્સવની પ્રાદેશિક હરીફાઇમાં રજૂ થશે.

રાષ્ટ્રીય કલાકેન્દ્ર સંસ્થાએ શ્રી બલદેવ મોલીઆકૃત નાટક નવેમ્બરની આખરમાં રજૂ કર્યું હતું.

કલાક્ષેત્ર સંસ્થા મુંબઇ સરકાર યોજીત નાટ્યમહોત્સવની પ્રાદેશિક હરીફાઇમાં શ્રી. વજુભાઇ ટાંકકૃત નવું મૌલિક નાટક "વૈભવનો અગાર" રજૂ કરશે.

### સુધારો

નવેમ્બર અંકની પ્રવૃત્તિ નોંધમાં સુરતની નાટ્ય પ્રવૃત્તિઓમાં કલાક્ષેત્ર તરફથી શ્રી વજુભાઇ ટાંક લિખિત નાટક "વૈભવના અગાર" રૂપાંતર છે એમ લખવામાં આવ્યું છે પણ એ નાટક લેખકની મૌલિક કૃતિ છે.

## રાજકોટ:-

સોમનાથ મુકામે ભારતીય વિદ્યાભવનના કલાકેન્દ્ર તરફથી "રામ શબરી" નવેમ્બર મહિનાની તારીખ ૧૯, ૨૧ અને ૨૨મીએ રજૂ થયું હતું.

## વડોદરા:-

કોલેજ ઓફ ઇન્ડિયન મ્યુઝીક ડાન્સ ઍન્ડ ડ્રામેટિક્સ તરફથી ગયા ઓગસ્ટ માસમાં તા. ૨૭, ૨૮ અને ૨૯મીએ ત્રણ દિવસ, સૌરાષ્ટ્રના હરિયાળા પ્રદેશ સોરઠમાં આવેલ કેશોદ ગામે, શ્રી ચન્દ્રવદન મહેતા કૃત 'આગગાડી' અને "હોહોલીકા" નાટક ભજવવામાં આવ્યાં હતાં.

## કલકત્તા:-

**શ્રી મોઢ ઉત્તેજક મંડળ**:-આ સંસ્થા તરફથી શ્રી કલકત્તા ગુજરાતી નવરાત્ર ઉત્સવમાં શનિવાર તા. ૬-૧૦-૫૬ની રાત્રે ૮ વાગ્યે કવિ શ્રી ગોવિન્દરામ વ્યાસ કૃત હેતુલક્ષી સામાજીક સંગીત નાટિકા "સૈનિક" યુનાઇટેડ કોમર્શિયલ બેંકના મેદાનમાં ભજવવામાં આવ્યું હતું. આ નાટકના દિગ્દર્શક શ્રી ક્રિષ્ણલાલ મહેતા હતા. અને સંગીત શ્રી ગોપાળભાઇનું હતું. શ્રી અજિત શાહ, ક્રિષ્ણલાલ મહેતા, કુ. કૌશલ્યા શાહ વગેરે આ નાટકમાં કામ કરતા હતા.

## સાભાર સ્વીકાર

શ્રી ચીમનલાલ મગનલાલ ભોજક તરફથી ચેતન નાટક સમાજના મળી શકતા નાટકોની ઓપેરાઓ.

શ્રી જમનાદાસ ખીમજી સુંધાણી (કાંદીવલી) તરફથી ધી ગેયતા નાટક મંડળીના મળી શકતા નાટકોની ઓપેરાઓ.

શ્રી અમૃત જાની (રાજકોટ) તરફથી જુદા જુદા ચાર નાટકોની ઓપેરાઓ.

### -: દીપોત્સવી અંકો :-

| | |
|---|---|
| મિત્ર'૫૨ | Bhavans Journal |
| નવચેતન | બે ઘડી મોજ |
| રમકડું | પ્યારા બાપુ |
| અખંડ આનંદ | ઘરશાળા |
| બીજ | કુમાર |

×

### -આભાર-

આ માસિકના ઓક્ટોબર અંકના બીજા કવરપેજ ઉપર શેકસ્પિયર થિએટ્રિકલ કંપની ઓફ બોમ્બેની છબી છપાઇ છે એ મૂળ છબી શ્રી જમસેદજી ખાન તરફથી ડૉ. ડી. જી. વ્યાસ મારફત અમને મળી છે જે માટે તેઓ બંનેના અમે આભારી છીએ.

# ગુજરાતી નાટ્ય મંડળ: ચતુર્થ નાટ્યોત્સવ



મુ. શ્રી દિનકરરાવ દેસાઈને હારતોરા અર્પણ કરતા મંડળના પ્રમુખ સર હરસિદ્ધભાઈ દિવેટિયા

"સામે પાર" નાટકમાં રાજા રહુગણની ભૂમિકામાં પ્રા. મધુકર રાંદેરિયા



માનનીય શ્રી શાન્તિલાલ શાહને મંડળની પ્રવૃત્તિ વિષે માહિતી આપતા શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી





નાટકનું કલાકાર વૃન્દ

# સૌરાષ્ટ્ર સંગીત નાટક એકેડેમીનું

# અત્ર લુપ્તા સરસ્વતી



સરસ્વતી અને ભગીરથ તરીકે શ્રી કોકિલાબહેન ને શ્રી અમૃત જાની







# ગુજરાતી નાટ્ય



પુસ્તક: ૪ જાન્યુઆરી: ૧૯૫૭ અંક: ૧

## ગ્રાહકોને :

☆ "ગુજરાતી નાટ્ય" દર મહિનાની ૧ લી તારીખે પ્રગટ થાય છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશનું રૂા. ૭) છે.

☆ પૂરતી ચોકસાઇ પછી ગ્રાહકોને અંક રવાના કરવામાં આવે છે, છતા કોઇને અંક દર માસની ૧૦ મી તારીખ સુધીમાં ન મળે તો વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કરી અમને જણાવવું, જેથી ઘટતું કરી શકાય.

☆ સરનામું બદલવાની ખબર પંદર દિવસ પહેલાં પૂરતી વિગતો સાથે આપવી. એએક માસ માટે સરનામું બદલવું હોય તો પોસ્ટ માસ્તર સાથે વ્યવસ્થા કરી લેવી જરૂરી છે.

☆ આઠ આનાની ટપાલ ટિકિટો મોકલવાથી નમૂનાનો અંક મોકલવામાં આવે છે.

☆ લવાજમ મનીઓર્ડરથી મોકલવું ઇષ્ટ છે. વી. પી. થી મોકલાતા અંકો મોડા મળે છે ને પરદેશમાં વી. પી. થતું નથી.

☆ માસિકના ગ્રાહક કોઇ પણ મહિનાથી થઇ શકાય છે.

☆ "ગુજરાતી નાટ્ય મંડળ"ના સભ્યોને "ગુજરાતી નાટ્ય" માસિક વિનામૂલ્યે આપવામાં આવે છે.



## આ અંકમાં



☆

આ અંકના લેખ "રંગભૂમિના રાસગરબા"માં વપરાયેલા લાઇનબ્લોકસનો ઉપયોગ કરવા દેવા માટે અમે ચિત્રકાર શ્રી પ્રદ્યુમ્ન તન્નાના આભારી છીએ.

મુદ્રક અને પ્રકાશક:-ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ-૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જયતિલાલ ત્રિવેદી
પ્રો. છોટાલાલ ઘીવાળા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાવરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
માગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઇ દિવેટિયા
શ્રી ગોકુળલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | જાન્યુઆરી: ૧૯૫૭ | અંક: ૧ લો

## ઉઘડતે પડદે

### સાંસ્કૃતિક પર્યટનો

આ વર્ષે પણ મુંબઇ સરકારે રંગભૂમિના વિકાસાર્થે બે લાખ સોળ હજાર રૂપિયા ખર્ચવાની યોજના જાહેર કરી છે. અન્ય દેશોની માફક ભારત સરકાર પણ કલાની સર્વાંગી સમુન્નતિ થાય એ માટે બનતું કરી રહી છે. ભારતની વિપુલ અને સૈકાજૂની સંસ્કૃતિ, ભારતીય જનતાના લોકજીવન સાથે ડગલે અને પગલે, ગૃહજીવનના ઘડતરમાં કે રાષ્ટ્રના ચણતરમાં વૈયક્તિક તેમ જ સમૂહ રીતે ગુંથાયેલી છે. એવી સંસ્કૃતિ કે જે મનુષ્યને ઇહલૌકિક સંસારમાં, સમાજમાં કે રાષ્ટ્રમાં એક આદર્શ માનવી તરીકે જીવાડે, જગાડે અને સત્યં, શિવં, સુંદરમને પથે લઇ જાય. અને એવાં માનવી આપણા પ્રતિનિધિ બની પરરાષ્ટ્રોનો પ્રવાસ ખેડી પરદેશીઓને ભારતીય સાહિત્ય, સંગીત, કલાનું દર્શન કરાવે છે. સામે પક્ષે પરદેશના જૂથ ભારતના પ્રવાસે આવે છે અને ત્યારે એમની વિશિષ્ટતાઓ, કલાની સાધના, વિવિધ અંગો પર મેળવેલું પ્રભુત્વ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે આપણને જાણવા મળે છે; જ્યારે ભારતના જૂથોને પરદેશમાં કેવો આવકાર મળે છે, કેવા પ્રત્યાઘાતો સર્જાય છે અથવા એ પ્રતિનિધિઓના પોતાના મંતવ્યો શું છે, એમણે શું મેળવ્યું છે અથવા વિકાસ માટે શી શક્યતાઓ છે એની વિગતો આપણને જાણવા મળતી નથી એટલે આ પર્યટનો માત્ર વ્યક્તિ પુરતા મર્યાદિત બની જાય છે. આ જૂથો જ્યારે ભારતમાં પુનરાગમન કરે ત્યારે તેમણે એક પત્રકાર પરિષદ બોલાવી એમના અનુભવો, અને ભાવિ વિકાસ માટે કયા પગલાં લેવાં જરૂરી છે એનું બયાન કરવું આવશ્યક છે.

### તૃતીય નાટ્યમહોત્સવ

મુંબઇ સરકાર યોજિત તૃતીય નાટ્ય મહોત્સવમાં ગુજરાતી વિભાગમાં અઢાર પ્રવેશપત્રો આવ્યાં હતાં પણ એમાંથી દશ સંસ્થાઓએ પોતાના નાટકો આપવાનું રદ કર્યું. કોઇ કારણવશાત એકાદ બે સંસ્થાઓ ખસી જાય એ વાસ્તવિક છે પણ દશ દશ સંસ્થાઓ પોતાના નાટકો ન આપી શકે એ હકિકત પાછળ સબળ કારણો હોવાં જોઇએ. એની તપાસ થવી ઘટે અને આવા મહોત્સવો દ્વારા તો નાટ્યપ્રવૃત્તિ વિશેષ વેગવાન બને છે તો એ વેગમાં અંતરાયરૂપ નીવડતા કારણોને નિવારવાં જોઇએ. પ્રાદેશિક હરીફાઇઓની તારીખમાં વારંવાર ફેરફારો થતાં તાલિમપ્રયોગોનો વેગ (Tempo) ઠંડો પડે છે અને કલાકારોનો ઉત્સાહ પણ ઓસરી જાય છે. એ ઉપરાંત વિદ્યાલયોએ સામે આવતી પરીક્ષાઓને કારણે ભાગ લેવાનું માંડી વાળ્યું હોય તો એ સકારણ છે. કલાને ખાતર અભ્યાસનો ભોગ તો ન જ અપાય! નવી રંગભૂમિના વિકાસ અર્થે આ ઉત્સવો યોજાય છે અને વર્ષ દરમિયાન અમૂક જ મહિનાઓમાં એમની નાટ્ય પ્રવૃત્તિ વિશેષ જારી રહે છે તો સરકારને એટલી વિનંતિ જરૂર કરવી રહી કે નાટ્યસ્પર્ધા માટે સપ્ટેમ્બર–ઓક્ટોબરના મહિનાઓ સૌને સગવડભર્યા રહેશે. તો જ એ સ્પર્ધાનું રૂપ ધારણ કરશે.

માગજી જ. ડોસા

# નાટયકળાના પ્રોત્સાહન માટે મુંબઈ સરકારની યોજના

મુંબઇ સરકારે ૧૯૫૬–૫૭ દરમિયાન નાટયકળાને પ્રોત્સાહન આપવા માટે રૂ. ૨.૧૬ લાખની રકમ અલગ રાખી છે. સહાયની આ યોજનામાં અગાઉના મુંબઇ રાજ્યના ફક્ત મરાઠી તથા ગુજરાતી જિલ્લાઓને આવરી લેવાની ધારણા છે. નાટ્યકળાને ઉત્તેજન આપવા માટે જે વિવિધ યોજનાઓ પાછળ આ રકમ ખર્ચાશે તેમાં નીચે દર્શાવેલી યોજનાઓનો સમાવેશ થાય છે.

લેખિત નાટકો–રૂ. ૧૩,૨૫૦; અવેતન કળાકારો માટે નાટયમહોત્સવ રૂ. ૬૮,૨૦૦; શૈક્ષણિક સંસ્થાઓ માટે નાટયમહોત્સવ, રૂ. ૨૫,૦૦૦; નાટયગૃહોનુ બાંધકામ–રૂ. ૬૪,૭૨૫; વિષમ સંજોગોમાં રહેતા અભિનેતાઓ, નાટ્યકારો વગેરેને સહાય–રૂ. ૧૦,૦૦૦ તમાશા વગેરે માટે પારિતોષિકો રૂ. ૧૨,૦૦૦; નાટકો યોજવા માટે શાળાના શિક્ષકોને તાલીમ રૂ. ૮,૦૦૦; સંગીત, નૃત્ય અને નાટયશાળાઓને ગ્રાન્ટ રૂ. ૧૦,૦૦૦; અને પ્રથમ વિશ્વ નાટ્યપરિષદને ગ્રાન્ટ આશરે રૂ. ૫,૦૦૦.

મરાઠી અને ગુજરાતી એમ દરેક ભાષામાં લખેલાં ઉત્તમ નાટકો માટે રૂ. ૨,૫૦૦; રૂ. ૧,૦૦૦ અને રૂ. ૫,૦૦નાં ત્રણ પારિતોષિકો અપાશે. આ પારિતોષિકો સામાન્ય રીતે રાજ્યમાં વસતિ વ્યક્તિઓને એપ્રિલ તા. ૧, ૧૯૫૫થી માર્ચ તા. ૩૧, ૧૯૫૬ના ગાળા દરમિયાન પ્રસિદ્ધ થયેલાં નાટકો માટે અપાશે. રૂા. ૧,૦૦૦, ૫૦૦ અને ૨૫૦નાં પારિતોષિકો મરાઠી, ગુજરાતી અને હીંદી એમ દરેક ભાષામાં ઉત્તમ બાળનાટકો માટે આપવામાં આવશે. નાટકોની પસંદગીનું કાર્ય ખ્યાતનામ વિદ્વાનો અને સાહિત્યકારોની બનેલી નાની સમિતિને સોંપવામાં આવશે.

### અવેતન કળાકારો

મરાઠી અને ગુજરાતી દરેક ભાષામાં યોજાતી નાટ્ય હરીફાઇઓનાં શ્રેષ્ઠ નાટકોને રૂ. ૨,૫૦૦–રૂ. ૧,૦૦૦ અને રૂ. ૫૦૦ના પારિતોષિકો આપવામાં આવશે, રૂ. ૧૦૧નાં ૭ ઇનામો અને ૭ રજતચંદ્રકોનાં ૭ ઇનામો મરાઠી અને ગુજરાતી નાટકોમાં વ્યક્તિગત શ્રેષ્ઠ અભિનય માટે ૭ પુરુષ પાત્રોને અને ૭ સ્ત્રી પાત્રોને આપવામાં આવશે. એવી જ રીતે રૂ. ૧૫૦નાં બે પારિતોષિક મરાઠી અને ગુજરાતીમાં ભજવાયેલાં શ્રેષ્ઠ નાટકોના લેખકોને આપવામાં આવશે. અને રૂ. ૫૦૦, રૂ. ૨૫૦ અને ૧૫૦નાં પારિતોષિકો મરાઠી તેમ જ ગુજરાતી ભાષાના શ્રેષ્ઠ નાટકોના દિગ્દર્શકોને આપવામાં આવશે, વધુમાં રૂ. ૨૫૦–૧૫૦ અને રૂ. ૧૦૦નાં ત્રણ પારિતોષિકો જાણીતા સરકૃ નાટકોમાંના ઉત્તમ પ્રવેશોને ભજવવાની હરીફાઇમાં શ્રે નીવડનારને આપવામાં આવશે. ધંધાદારી નાટયમંડળીએ દ્વારા મરાઠી, ગુજરાતી અને હિંદી ભાષામાં પણ એ નાટક રજૂ કરવાની વિચારણા છે.

### શૈક્ષણિક સંસ્થાઓ

શૈક્ષણિક સંસ્થાઓમાં નાટયકલાને ઉત્તેજન આપવાના હેતુથી આંતરશાળાઓ અને આંતરકૉલેજ નાટ્ય સ્પર્ધાઓ કૉલેજો, માધ્યમિક શાળાઓ અને પ્રાથમિક શાળાએમાં અલગ અલગ યોજવામાં આવશે. કૉલેજો માટેની સ્પર્ધા યુનિવર્સિટીના ધોરણ પર યોજવામાં આવશે અને પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓ માટે જિલ્લાવાર અથવા તો જરૂર પડે તો ગયા વર્ષના ધોરણે ભાગ લેનાર સંસ્થાઓની સંખ્યા અનુસાર જિલ્લાઓના જૂથ માટે યોજાશે. આ માટે ફરતા શિલ્ડ રચવામાં આવ્યા છે. (ચાર યુનિવર્સિટીઓ માટે ૪, માધ્યમિક શાળાઓ માટે ૨૯ અને પ્રાથમિક શાળાઓ માટે ૨૯) વળી યુનિવર્સિટીઓ અને શાળાઓની સ્પર્ધામાં વ્યક્તિગત શ્રેષ્ઠ અભિનય માટે ચાંદીના અને કાંસાના ચંદ્રકો એનાયત કરવા માટે ખર્ચ કરવામાં આવનાર છે.

મુંબઇ સરકારે ખુલ્લા નાટય ગૃહ–રંગભવનને રાચરચીલું, પ્રકાશ યોજના વગેરેથી સજ્જ કરવા માટે રૂ. ૩૦,૦૦૦ નક્કી કરવામાં આવ્યા છે અને રૂ. ૩૪,૭૨૫ સાંગલીની સુધરાઇને ગ્રાન્ટની બાકીની રકમ આપવા માટે નક્કી કરાયા છે.

### કલાકારોને સહાય

ગયા વર્ષની જેમ અભિનેતાઓ, નાટયકારો, બીજા સાહિત્યકારો અને સંગીતકારો, જેઓએ પોતપોતાના ક્ષેત્રમાં આગલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હોય, પણ જેઓ આર્થિક તંગી ભોગવતા હોય તેમને ગયા વર્ષ મુજબ નાણાકીય સહાય આપવાનું ઠરાવ્યું છે. આ માટે રૂ. ૧૦,૦૦૦ ની જોગવાઇ કરવામાં આવી છે.

તમાશા, વાગ જેવી રંગભૂમિ સાથે સંબંધ ધરાવતી લોકકળાઓને ઉત્તેજન આપવાની દૃષ્ટિથી તમાશાસ્પર્ધાઓ યોજવામાં આવશે. ગુજરાતી અને મરાઠી ભાષામાં આંતરજિલ્લા તમાશાસ્પર્ધાઓ માટે રૂ. ૧,૨૦૦, રૂ. ૬૦૦, અને રૂ. ૪૦૦નાં પારિતોષિકો આપવામાં આવશે.

[ અનુસંધાન ૪૩ મા પાને ]



પં. શ્રી ઓમકારનાથજી ઠાકુર

# નાટ્યાચાર્ય ભરતમુનિ


: લેખક :

પદ્મશ્રી સંગીતમાર્તંડ
પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુર



નામ પરથી 'ભારતવર્ષ' એ નામ પડ્યું. 'मनुर्भरत उच्यते।' મત્સ્યપુરાણના એ વચનાનુસાર મનુનેજ ભરત કહ્યા છે.

હિંદુસ્તાનમાં બહારથી જે સર્વપ્રથમ સૂર્યવંશી ક્ષત્રિયો આવ્યા, ઋગ્વેદ પ્રમાણે એ સહુ ભરત કહેવાતા. ઋગ્વેદના ૩ જા અને ૭ મા મંડળમાં ત્રિત્સુ અને સુદાસનો વારંવાર ઉલ્લેખ આવે છે. ઋગ્વેદના ૭મા મંડળમાં વસિષ્ઠઋષિનાં સૂક્તો આવે છે. એમાંના ઉલ્લેખ પરથી એવું લાગે છે, કે મહર્ષિ વસિષ્ઠ ભરતોના પુરોહિત હતા. અને ત્રિત્સુ એ જ ભરતકુળમાં ઉત્પન્ન થયેલા હતા. ભરતોના સુદાસ નામના રાજાને યુદ્ધમાં વસિષ્ઠે મદદ કરી હતી, એવું વર્ણન પણ વાંચવા મળે છે. એ સૂર્યવંશી ભરતોની સાથે મહર્ષિ વિશ્વામિત્રનો પણ વસિષ્ઠ જેટલો જ પ્રગાઢ સબંધ હતો. ઋગ્વેદોક્ત મહર્ષિ વિશ્વામિત્રનાં સૂક્તોમાં પણ ભરતોના સંબંધમાં વિપુલ ઉલ્લેખ સાંપડે છે. એક સૂક્તમાં એવું પણ વર્ણન આવ્યું છે, કે શતદ્રુ અને વપાશાના સંગમ પર રેલના પાણીને લીધે ભરતોને રોકાઈ જવું પડ્યું હતું; ત્યારે વિશ્વામિત્રે ભરતો માટે નદીઓની પ્રાર્થના કરી, અને એ પ્રાર્થનાને બળે પાણી ઓસર્યાં અને ભરતો સામે પાર જઈ શક્યા. ત્રીજા સૂક્તમાં 'સુદાસરાજાને વિશ્વામિત્રે સહાય કરી', એવો ઉલ્લેખ છે. 'विश्वामित्रस्य रक्षति ब्रह्मेदं भारतं जनम्।' આ ઋચા પણ વિચારવા જેવી છે. વિશ્વામિત્ર પ્રમાણે જ ભરતોની સાથે અથવા 'ભરત' નામના સૂર્યવંશી ક્ષત્રિયો સાથે ભરદ્વાજનો પણ સંબંધ હતો. છઠ્ઠા મંડળમાં ભરદ્વાજનાં સૂક્તો આવેલા છે. એમાં ભરતોનું, ભારત લોકોનું, ભરતોના અગ્નિનું અને દિવોદાસ જે સુદાસના પિતા હતા, તેમનું વર્ણન આવેલું છે.

હિંદુસ્તાનના લોકો 'ભારતજન' કહેવાતા. તેનું મૂળ આ ભરતો જ હતા, એ ઋગ્વેદનાં સૂક્તોથી સાબિત થાય છે. અક્ષખત્ત ભરતો અને મહાભારત યુદ્ધના ભરતો, એ ભિન્ન હતા, એવું માનવાને ઘણાં કારણો છે.

બ્રાહ્મણ ગ્રંથોમાં સામાન્ય રીતે 'ભરત' શબ્દનો અર્થ 'ક્ષત્રિય વીર' અથવા 'ઋત્વિજ બ્રાહ્મણ' થતો.

પ્રાગૈતિહાસિક સાહિત્યમાં 'ભરત' નામ ઘણું આગળ પડતું નજરે પડે છે; અને આપણા સમગ્ર દેશને એમના જ પરાક્રમને લીધે, 'ભરતખંડ' અથવા 'ભારતવર્ષ'નું નામ મળ્યું છે. પરંતુ આ બધા ભરતોમાં આપણા આજના ઉત્સવ-નાયક નાટ્યાચાર્ય મહર્ષિ ભરત ક્યાં? પ્રાચીનકાળ તપાસતાં ક્ષત્રિય અને બ્રાહ્મણોમાં બહુ ભેદ નથી જણાતો. બ્રાહ્મણ કર્મે ક્ષત્રિય ગણાતો અને ક્ષત્રિય કર્મે બ્રાહ્મણ ગણાતો તેથી જ કદાચ બ્રાહ્મણ ગ્રંથોમાં, ઋત્વિજ બ્રાહ્મણ અને વીર ક્ષત્રિય, ઉભય 'ભરત'ને નામે ઓળખાતા. આપણા ભરતમુનિ બ્રાહ્મણ હતા? ક્ષત્રિય હતા? કોણ જાણે, શું હતા! પરંતુ મને લાગે છે, બ્રાહ્મણ હશે. નાટ્યવેદના ઉત્પાદક, સર્જક અને પ્રચારક બ્રાહ્મણ જ હશે ને?

જેના નામથી વાઙ્મયનાં ઘણાં પાનાં ભરાયેલાં છે, જેની કથા વેદ ને પુરાણમાં વર્ણવાયેલી છે, ઈંદ્રની એ પ્રસિદ્ધ અપ્સરા ઉર્વશીને, નૃત્યાભિનયમાં ભૂલ કરવાથી, મહર્ષિ ભરતે શાપ દીધો હતો એવો ઉલ્લેખ મત્સ્યપુરાણમાં મળે છે. આટલા પરથી એટલું અનુમાન નીકળે છે કે મહર્ષિ ભરત પણ વૈદિક કાળાંના કોઈ મહર્ષિ હશે ઋગ્વેદમાં ઉર્વશીનું નામ ઘણે ઠેકાણે આવેલું છે; કેટલેક સ્થળે તો તે વ્યક્તિવાચક પણ છે. તે પુરુરવા સાથેનો તેનો સંબંધ તથા વિચ્છેદ, એ વેદોક્ત અને પુરાણોક્ત ગાથાઓથી હિંદુ અજાણ્યું નથી. જો ઉર્વશીનો કાળ શોધાય, તો એને કદાચ શોભે એવા અને ઉર્વશી જેવીને નૃત્યાભિનયની

**નાટ્ય એ ત્રણે લોકોનું ભાવાનુકીર્તન છે. આ નાટ્યમાં કવચિત ધર્મ, કવચિત ક્રીડા, કવચિત અર્થ, કવચિત શ્રમ, કવચિત હાસ્ય, કવચિત યુદ્ધ, કવચિત કામ તથા ઉદ્વિગ્ન આત્માઓ માટે ધૃતિ હશે**

લીધે શાપ દેનારા મહર્ષિ ભરતનો કાળ શોધવામાં અડચણ ન આવે.

અર્વાચીન દૃષ્ટિ સામાન્ય રીતે મહર્ષિ ભરતને ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૨૦૦ સુધીના ગાળામાં ક્યારેક થઈ ગયા હોવાનું ધારે છે. કીથ (Keith), હેગ (Haigh), લ્યુડર્સ (Luders) વગેરે પાશ્ચાત્ય ગ્રંથકારોએ પોતપોતાની દૃષ્ટિએ આપણા એ જૂના ગ્રંથોનો અભ્યાસ કરી પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે. એમની દૃષ્ટિથી જોનારા હિંદીઓ એમની માન્યતામાં તણાયા છે. અર્વાચીન અને પ્રાચીન બંને દૃષ્ટિઓ અને મંતવ્યોનો સાંગોપાંગ અભ્યાસ કરીને એના મંથનથી જે નિષ્કર્ષ નીકળે એ જ સત્ય, એવું હું નમ્રપણે માનું છું. અન્ય સંસ્કૃતિમાં જન્મેલા, ઉછરેલા, અન્ય ભાષાભાષીઓ, સંસ્કૃતનો દીર્ઘ અભ્યાસ છતાં શબ્દોના અભ્યાસાર્થ, પ્રયોગાર્થ સ્થાનપરત્વે સંયોગાર્થ અને એવી રીતે વાચ્યાર્થ, ધ્વન્યાર્થ, શ્લેષાર્થ વગેરે સૂક્ષ્મ અર્થ સમજવાને, સંપૂર્ણપણે શક્તિમાન નથી બની શકતા. અને તેથી જ કદાચ કીથ જેવા અભ્યાસીને પણ તૈત્તિરીય બ્રાહ્મણમાં ઉલ્લેખાયેલા "શૈલૂષ" જેવો નટ' 'માટેનો સર્વ સામાન્ય શબ્દ 'નટ' તરીકે ન સમજતાં 'શૈલૂષ' એટલે 'નર્તક' એવો અર્થ કર્યો છે. તેવી જ રીતે 'नटस्यमुक्तम' એ શબ્દોનો વાસ્તવિક અર્થ ન સમજતાં કીથ 'નટવર્ગની ભૂખ' એવો અર્થ કરે છે. કીથ કહે છે. 'We find that *in the days of Mahabhasya the Nata's* hunger is as Proverbial as the dancing of the Peacock.

> ભરતમુનિનું નાટ્ય શાસ્ત્ર
> એટલે ત્રૈલોક્યનો સાર......
> ......પોતાના અંતરને જોઈ
> શકે એવું ઉજ્જવળ દર્પણ
> આજે પણ અખંડ અને
> અભંગ રૂપે એ વાતની
> પ્રતીતિ કરાવે છે

પાણિનિના 'वतस्य च वर्तमाने' એ સૂત્ર, પર वतस्य च वर्तमान नपुंसके भाव उपसंख्यानम।' એ વાર્તિક લખતાં, પતંજલિએ वतस्य च वर्तमान नपुंसके भाव उपसंख्यानं कर्तव्यम। छात्रस्य हसितं, मयुरस्य नृत्तम नटस्य भुक्त, कोकिलस्य व्याहृतमिति ॥ આ પ્રમાણે લખ્યું છે. તાત્પર્ય એ છે કે ભૂતકાળવાચક ધાતુઆધિન વિશેષણના વર્તમાનકાળ વાચક અર્થ પ્રમાણે જો નપુંસકલિંગી ભાવવાચક નામ જેવો ઉપયોગ થયો હોય, તો તેને વખતે ષષ્ઠી વિભક્તિનો ઉપયોગ કરવો અને એ ભાવવાચક નામના ઉદાહરણ તરીકે छात्रस्य हसितम् 'नटस्य भुक्तम' मयुरस्य नृत्तम् ઇત્યાદિ પ્રકારો ઉલ્લેખવામાં આવ્યા છે અને એ રીતે 'વિદ્યાર્થીઓનું હસવું' 'નટોનો ઉપભોગ' 'મોરનો નાચ' એ જ અર્થો અહીં અભિપ્રેત છે એ સ્પષ્ટ રીતે સમજાશે એટલે 'नटस्य भुक्तम्'નો અર્થ 'નટનો ઉપભોગ. નહિ કે 'નટની ભૂખ.' અર્થના આવા જ અનર્થો થાય અને એ અનર્થો ઉપજાવાય આવું આપણાં ઘણાં પ્રાચીન શાસ્ત્રો માટે થતું આવ્યુ છે. કાયદાથી એ રોકી શકાતું નથી એ દુઃખ છે, અને આવા પાશ્ચાત્ય લેખકોના હિંદી અનુયાયીઓ આપણા જ્ઞાન, શાસ્ત્ર અને ઇતિહાસ વિશે કેટલું અસત્ય-તિમિર ફેલાવે છે, કે જેથી સત્યને શોધવામાં, મહાપરિશ્રમ પડે છે.

ઉપલબ્ધ વૈદિક વાઙ્મયમાં, 'शैलूष', 'विश्वरूप' 'वगनर्ता,' વગેરે શબ્દો પ્રાચીન નાટ્યસંસ્થાને ધ્વનિત કરે છે.

અ પણે ત્યાં ઘણીવાર, આપણા પુરોહિતો અને શુક્લો યજુર્વેદના રુદ્રાધ્યાયનો અનુવાક બોલી જાય છે, ત્યારે આપણને ખ્યાલ સરખો ય નથી આવતો, કે એમાં પણ નાટ્યનાં બીજો રહેલાં છે. યજુર્વેદ માધ્યન્દિની શાખાના રુદ્રાધ્યાયના ૨૨મા મંત્રથી આરંભાતા ૩જા અનુવાકમાં આવેલા ૨૫, ૨૬ અને ૨૭મા મંત્રમાં, 'विरूपेभ्यो विश्वरूपेभ्यश्च' એનાથી આખી નટ સંસ્થા—નર્તનવાં રૂપ ધારણ કરનારી એક પ્રજાનો ઉલ્લેખ થતો હોય, એવું સ્પષ્ટ દેખાય છે. એ મંત્રો આ રહ્યા:

नमो गणेभ्यो गणपतिभ्यश्च वो नमो नमो व्रातेभ्यो व्रातपतिभ्यश्च वो नमो नमो गृत्सेभ्यो गृत्सपतिभ्यश्च वो नमो नमो विरूपेभ्यो विश्वरूपेभ्यश्च वो नमः ॥ २५ ॥

नमः सेनाभ्यः सेनानिभ्यश्च वो नमो नमो रथिभ्यो अरथेभ्यश्च वो नमो नमः क्षत्तृभ्यः संग्रहीतृभ्यश्च वो नमो नमो महद्भ्यो अर्भकेभ्यश्च वो नमः ॥ २६ ॥

नमस्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमो नमः कुलालेभ्यः कर्मारेभ्यश्च वो नमो नमो निषादेभ्यः पुञ्जिष्ठेभ्यश्च वो नमो नमः श्वनिभ्यो मृगयुभ्यश्च वो नमः ॥ २७ ॥

ગણનું અને ગણોના અધિપતિનું રૂપ ધારણ કરનાર હે રુદ્ર! આપને નમસ્કાર. વ્રાતગણ અને વ્રાતગણના

# લોકોને ઉપદેશ દેનારું આ નાટ્ય બુદ્ધિનું વર્ધન કરનારું નિવડશે.

પતિ એવા રુદ્રને પ્રણામ. મેધાવિન્ અને એના અધિપતિ એવા રુદ્રને વંદન વિશેષરૂપ, વિકૃતરૂપં, વિગતરૂપ તથા વિશ્વના અનેકવિધ સ્વરૂપ ધારણ કરનાર એવા રુદ્રને નમસ્કાર!

સેનારૂપ અને સેનાપતિરૂપ એવા રુદ્રને પ્રણામ. રથવાળા અને રથ વગરના, રથમાં બેઠેલા અને રથના અધિષ્ઠાતા તથા સારથિરૂપ એવા રુદ્રને નમસ્કાર. વિદ્યાદિ ક્રિયારૂપ અને પ્રાણાદિ વડે અલ્પરૂપ એવા રુદ્રને નમસ્કાર.

શિલ્પી, રથકાર, કુંભાર, લુહાર, ભિલ્લ વગેરેનાં રૂપ ધારણ કરનાર હે રુદ્ર! આપને પ્રણામ; તથા પુલ્કસાદિકરૂપ રુદ્રને નમસ્કાર. શ્વાનોને નમન કરનાર એવા રુદ્રને પ્રણામ અને મૃગોની કામના કરનાર એવા શિકારીરૂપ રુદ્રને નમસ્કાર.

એ અનુવાકમાં આવેલો 'नमो विरूपेभ्यो विश्वरूपेभ्यश्च नमो'માંનો विश्वरूप શબ્દ જે સામાન્ય અર્થમાં એ અનુવાકમાં વપરાયો છે એ જોતાં 'विश्वरूप' એ શબ્દ 'નટ' ને માટે જ પ્રયુક્ત થયો હોવો જોઈએ એમ નિસંશય લાગે છે रूप અને विश्वरूप એ બને શબ્દોને વિચારતાં એને નટ અને નાટ્યની સાથે સંબંધ હોવો જ જોઈએ એમ સહજ કલ્પી શકાય છે. પોતે જે હોય એનાથી જુદું રૂપ લેવું, જુદો વેશ ભજવવો, જુદો સ્વાંગ રચવો, એ અર્થમાં જ विश्वरूप શબ્દ પ્રયુક્ત થયો છે. તેવી જ રીતે 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં પણ આગળ જણાવેલો शैलूष શબ્દ કે જે સંપૂર્ણપણે નટવાચી જ છે, એનો ઉલ્લેખ મળે છે. પુરુષમેધની બલિવિધાનની યાદીમાં शैलूष શબ્દ આવે છે યજુર્વેદાન્તર્ગત જે विश्वरूप નામના લોકો હતા, તે જ પાછળથી शैलूष કહેવાયા હશે. વ્યાકરણાચાર્ય પાણિનિના 'छंदोगौक्थिकयाज्ञिक बह्वृचनटाञ्ञः' એ સૂત્રથી નટ વગેરેનો કોઈ આમ્નાય ગ્રંથ પણ હશે, એવું ञः પ્રત્યયથી દેખાઈ આવે છે. ઉપરાંત 'पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः' આ સૂત્રથી પારાશર્ય અને શિલાલિએ લખેલાં ભિક્ષુસૂત્ર અને નટસૂત્ર પણ એ કાળમાં પ્રચારમાં હતાં. તે જ પ્રમાણે 'कर्मन्दकृशाश्वादिनिः' એ સૂત્રથી કૃશાશ્વિન્ એટલે કૃશાશ્વએ લખેલા નટસૂત્રનો વિદ્યાર્થી એવું પ્રતિપાદન થાય. કૃશાશ્વિન્ પ્રમાણે જ पाराशरिन् અને शिलालिन् એવા શબ્દો પારાશર અને શિલાલિનાં સૂત્રોનાં વિદ્યાર્થીઓ માટે વપરાતાં. એના પરથી એટલું નક્કી થાય છે, કે નટોનો આમ્નાય ગ્રંથ તથા નટસૂત્ર જેવા ગ્રંથો પાણિનિ પૂર્વે વિદ્યમાન હતા.

કીથ આદિ પાશ્ચાત્ય પંડિતો નટ શબ્દનો કોઈ નિશ્ચિત અર્થ માનતા નથી; પરંતુ નટ એ સંસ્કૃતના नृत्तનું પ્રાકૃત રૂપ માને છે. પાણિની नमति इति नटः એવું રૂપ આપે છે અને એનો અર્થ नटः शैलूषः એવો વ્યાકરણ સંપ્રદાયમાં આપવામાં આવ્યો છે. शैलूषः એટલે 'અભિનય કરનારો નટ' એ અર્થ વૈદિકકાળથી ચાલતો આવ્યો છે એ આપણે જોયું છે.. આ બધા ઉલ્લેખોથી એટલું તો સિદ્ધ થાય છે જ, કે પાશ્ચાત્ય પંડિતોના કથન મુજબ 'ભારતીય નાટ્ય' અને 'ભરત નાટ્યશાસ્ત્ર' બહુ પ્રાચીન નહિ, છતાં ખ્રિસ્તાબ્દની ઘણી પૂર્વે થઈ ગયા હોવા જોઈએ, એ સમજી શકાશે.

હવે એક બીજી દૃષ્ટિ આપણી પાસે ઉપલબ્ધ વાઙ્મયમાં જૂનામાં જૂનાં નાટકો ક્યારે લખાયાં, ક્યા કાળમાં ભજવાયાં, એના લેખકો કોણ એ જો સંશોધાય, તો એના પરથી પણ આપણે એટલુ અનુમાન તો કરી શકીશું કે એ નાટ્યકાળ પૂર્વે 'ભરતમુનિનું ઉપલબ્ધ નાટ્યશાસ્ત્ર' સંપાદન થઈ ગયું હોવું જોઈએ. સામાન્ય રીતે પ્રાચીન નાટકોમાં તરત ધ્યાન ખેંચે એવાં 'અભિજ્ઞાન શકુંતલ', 'માલવિકાગ્નિમિત્ર', 'વિક્રમોર્વશીય' વગેરે કાલિદાસનાં નાટકો જેમ 'ઉતર રામચરિત્ર', 'માલતીમાધવ', 'અજાતશત્રુ' 'પ્રતિજ્ઞાચાણક્ય,' સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' તથા 'મૃચ્છકટિક,' 'મુદ્રારાક્ષસ' વગેરે જુદા જુદા કવિઓનાં લખેલાં નાટકો અત્યારે ઉપલબ્ધ છે. તે સિવાય, 'નાટ્યશાસ્ત્ર,'ના ભાષ્યકર્તા અભિનવગુપ્તે પોતાની 'અભિનવ ભારતી ટીકા'માં લખ્યું છે. 'नाट्यायित-स्योदाहरणं महाकविसुबन्धुनिबद्धो वासवदत्ता नाट्यधारख्यः समग्र एव प्रयोगः तत्र हि बिन्दुसारः प्रयोज्यवस्तुक उदयन-चरिते सामाजिकी कृतः' અર્થાત મહાકવિ સુબંધુએ ઉદયન-ચરિત નામનું નાટક રચ્યું હતું.

ધ્વન્ય 'લોકની લોચન ટીકા'માં વત્સરાજ્ય ચરિત નામના નાટકનો પણ ઉલ્લેખ છે. કદાચ આ બને નામ એક જ નાટકના પણ હોય.

આ બધાં નાટકોના કર્તાઓ કાલિદાસાદી કવિઓ ક્યારે થઈ ગયા એનો કાળ નિશ્ચય શોધવાને અત્યાર સુધી ઘણા પંડિતોએ મહાપ્રયાસો કર્યા છે, પરંતુ એ ક્ષેત્રના અનેક પ્રયાસો એકમતી નિર્ણય પર આવી શક્યા

[અનુસંધાન ૩૪ મા પાને]

# રંગભૂમિના ઘડવૈયા

## ★★ શ્રી કૈખશરૂ નવરોજી કાબરાજી વક્તા: ડૉ. ડી. જી. વ્યાસ ★★

**ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ કેન્દ્ર ઉપરથી આપેલી ક્રમમાળાનો મણકો બીજો**

સન ૧૮૫૩માં જ્યારથી રંગભૂમિની શરૂઆત થઈ ત્યારથી તે નાટ્યકારો, કળાકારો અને દીગ્દર્શકોને પૂરેતા 'પ્રમાણમાં પોતા તરફ આકર્ષી' રહી છે. ઘણી મોટી સંખ્યામાં પારસીઓ સાથે કેટલાક ગુજરાતી, મરાઠીઓ અને બુદ્ધિશાળી વ્યક્તિઓનો તેને સક્રિય સાથ હતો.

રંગભૂમિને અભિનય, દીગ્દર્શન, સંયોજન અને પદ્ધતિના ધોરણ માટે નઝીર, થૂથી અને દાદાભાઈ સોરાબજી પટેલ જેવા પ્રતિભાશાળી કળાકારોનો સાથ ઘણા સારા પ્રમાણમાં હતો. નાટકો પણ બળવાન અને પ્રગતિશીલ હતાં. રંગભૂમિ પાસે પારસી-ગુજરાતી ભાષામાં લખાયેલાં નાટકોનું સમૃદ્ધ અને વૈવિધ્યપૂર્ણ ભંડોળ ભેગું થયું હતું.

પ્રારંભકાળના એદલજી જમશેદજી ખોરે, નસરવાનજી મેરવાનજી ખાનસાહેબ, દાદાભાઈ પોચખાનાવાલા, અરદેશર બેરામજી પટેલ, ખૂરશેદજી બમનજી ફરામરોઝ અને નાનાભાઈ રૂસ્તમજી રાણીના આ બધા અગ્રગણ્ય હતા. નાટ્યકારોની આ ઉજ્જવળ હરોળમાં કૈખુશરૂ નવરોજી કાબરાજી પણ એક હતા. "સોનાના મૂલની ખોરશેદ" એ પહેલું ઉર્દૂ નાટક હતું. એના લેખક હતા એદલજી ખોરે. તેમણે જ મૂળ ગુજરાતીમાં લખ્યું હતું અને બેરામજી ફરેદૂનજી મર્ઝબાને તેનું ઉર્દૂ ભાષાંતર કરેલું હતું.

નસરવાનજી ખાનસાહેબ ઉર્દૂના વિદ્વાન હતા. ગદ્ય-નાટકો ઉપરાંત તેઓ ઉર્દૂમાં ઓપેરા લખવા માટે પણ પ્રખ્યાત હતા. ઇ. સ. ૧૮૭૨માં 'એલફિન્સ્ટન નાટક મંડળી' માટે તેઓએ જ બીજો ઉર્દૂ નાટક "નૂરેજહાન" લખેલો.



શ્રી કૈખશરૂ ન. કાબરાજી

"રાસ્તે-ગુફતાર"ના તંત્રી તરીકે લોકપ્રિય થયેલા કૈખુશરૂ કાબરાજીમાં બીજી અનેક બહુવિધ શક્તિઓ હતી..તેઓ પત્રકાર, લેખક, વિવેચક, સંગીતકાર, સંગીત ઉસ્તાદ ને કવિ હતા. તેઓ ઘણા જ ઉચ્ચ કોટિના નાટ્યકાર પણ હતા. વીસ વર્ષની વયે પત્રકાર તરીકે તેમણે જિન્દગીની શરૂઆત કરી, તે છતાં તેમને રંગભૂમિ અને નાટકોમાં વિશેષ રસ હતો. સન ૧૮૫૨ની 'પારસી નાટક મંડળી' માટે સન ૧૮૬૨ની આસપાસ તેઓએ પ્રથમ નાટક લખ્યો.

તેઓ શાસ્ત્રીય સંગીતમાં ઊંડો રસ ધરાવતા. તેઓએ લોકોમાં સાંસ્કૃતિક વિષયક રુચિ માટેનો સંગીતમાં રસ વધે એ માટે સન ૧૮૭૧માં 'ગ્યાન ઉત્તેજક મંડળી' સ્થાપી. જો કે રંગભૂમિએ પોતાની એક જરૂરિયાત માટે વાદ્ય-સંગીત ને ગાયનો અપનાવ્યાં હતાં. પરંતુ 'ગ્યાન ઉત્તેજક મંડળી' એ એક જ સંસ્થા હતી જેમાંથી તેને ગવૈયા મળી રહેતા.

"Comedy of errors"નું ગુજરાતીમાં ભાષાંતર કાબરાજીનો બીજો નાટક હતો. પરંતુ સન ૧૮૬૭માં બીજાઓની ભાગીદારીમાં તેમણે સ્થાપેલી 'વિક્ટોરીયા નાટક મંડળી' સાથે તેઓ નિયમિત નાટ્યકાર તરીકે આગળ આવ્યા. સન ૧૮૬૯માં તેઓએ 'વિક્ટોરીયા મંડળી' માટે લખેલ નાટક "બેજન અને મનીજેહ" બહુ મોટી સફળતા પામ્યું. ઇ. સ. ૧૮૭૦માં બીજો નાટક "જમશેદ" લખ્યો. કાબરાજીએ 'વિક્ટોરીયા મંડળી' છોડી, પરંતુ રંગભૂમિએ તેમને છોડ્યા નહિ.

'વિક્ટોરીયા', 'ઝોરાસ્ટ્રીયન' અને 'એલફિન્સ્ટન' નાટક મંડળીઓ આગળ પડતી હતી. ઇ. સ. ૧૮૭૧માં

આમાં ચોથી નાટક કંપની ઉમેરાઇ, જે હતી 'આલ્ફ્રેડ નાટક મંડળી': 'માણેકજી' 'જીવણજી' 'માસ્તર' 'ભિખાજી કલ્યાણીવાળા', 'રૂસ્તમજી બાટલા' અને 'ખુરશેદજી બાપાસોલા' તેના સંસ્થાપકો હતા. "શાહબજાદા શાહીબક્ષ" નાટકથી 'આલ્ફ્રેડ નાટક મંડળી'એ શરૂઆત કરી અને ત્યારબાદ "જેહાનબક્ષ ગુલરૂખસાર" ભજવ્યું. આ બન્ને નાટકો ખુરશેદજી બમનજી ફરામરોઝે લખેલાં હતાં.

'જેહાનબક્ષ ગુલરૂખસાર' નાટકમાં યાંત્રિક વ્યવસ્થામાં કરેલા કેટલાક નોંધપાત્ર સુધારા દ્વારા 'આલ્ફ્રેડ નાટક મંડળી'એ પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું. પરંતુ ત્રીજા નાટક "Taming of the shrew" બાદ કોણ જાણે કેમ તે બંધ પડી ગઇ. પછી કેટલાક વર્ષો બાદ ઉદય પામેલી આ સંસ્થા જેણે ઘણી ચડતી પડતી જોયા છતાં સદર એવી 'ખટાઉ'ની 'આલ્ફ્રેડ નાટક મંડળી' તરીકે લોકપ્રિય થઇ.

દરેક જાણીતી મંડળી પાછળ કોઇ પ્રતિભાશાળી વ્યકિત રહેતી. 'વિકટોરીયા મંડળી' સાથે શરૂઆતના વર્ષોમાં કાબરાજી હતા. 'એલફિન્સ્ટન' સાથે નાઝર ને 'ઝોરાસ્ટ્રીયન' સાથે એદલજી ખોરે હતા. વેશભૂષામાં પ્રવિણ તથા અનુભવી દીગ્દર્શક અને શકિતશાળી એવા હીરજી ખંભાતાનો સહકાર 'આલ્ફ્રેડ મંડળી'એ મેળવેલ હતો. હીરજી ખંભાતાએ પોતાની શકિતનો શ્રેષ્ઠ લાભ 'આલ્ફ્રેડ મંડળી'ને આપ્યો.

વધતા ઉત્સાહથી આગળ વધતી મંડળીઓએ રંગભૂમિનું કાર્ય ઉપાડયું હતું દાદાભાઇ સોરાબજી પટેલ M. A. 'વિકટોરીયા' અને 'એલફિન્સ્ટન' મંડળી છોડયા બાદ પોતાની "'The original victoria natak mandali" નામની સ્વતંત્ર સંસ્થા સ્થાપી હતી. તેણે તેને માટે શકિતશાળી કળાકારો એકઠા કર્યા હતા, પરંતુ "The original victoria natak mandali." ઝાઝું ટકી નહીં. ઇ. સ. ૧૮૭૧ માં થયેલ તેના મૃત્યુ બાદ થોડા વર્ષોમાં આ સંસ્થા વિસર્જન પામી. પારસી મંચના તખ્તી અને નાટયગૃહોની દુનિયામાં જાણીતા નસરવાનજી આપખતયારનો ઉલ્લેખ કરવો જરૂરી છે. તેનો ઓપેરા "રૂસ્તમ અને સોરાબ" દસ ત્રણ બાત્રો સાથેનું સારૂ આયોજન કહેવાયું હતુ.

કાબરાજી 'વિકટોરીયા મંડળી'માંથી અલગ થયા હતા. જ્યાં નાટકકાર તરીકેની કારકીર્દિમાં મોટો ભંગ પડ્યું અલ્પ હતો. સંસ્કારી સંસ્થા તરીકે રંગભૂમિને લોકપ્રિય કરવા અને નાટકોનું ધોરણ ઊંચું લાવવા તેઓ મક્કમ હતા. તેણે પોતાના આ વિચારોને અમલમાં મૂકવા માટે સન ૧૮૭૪માં પોતાના સહયોગી સાથે એક નવી જ સંસ્થા 'નાટક ઉત્તેજક મંડળી'ની સ્થાપના કરી, અને આ સંસ્થાની સ્થાપના મુંબઇને ગુજરાતની રંગભૂમિના ઇતિહાસમાં એક સીમાસ્તંભ તરીકે ગણાવી શકે.

સંચાલન માટે કાબરાજીને પોતાના સ્વયં ખ્યાલો હતા. તેઓ થોડા લોકોને માલિકીની જવાબદારી લેવા ઉત્તેજન આપતા. પછી એક સલાહકારી સમિતિ થોડા જાણીતા બુદ્ધિશાળીઓની બનાવતા અને તે પોતે તો દિગ્દર્શક અને નાટયકાર તરીકે પણ ભાગ લેતા. આ રીતે 'વિકટોરિયા નાટક મંડળી'નું તેઓએ સંચાલન કર્યું.

'નાટક ઉત્તેજક મંડળી' માટે પણ કાબરાજીએ આ રીતે જ સંચાલન કર્યું હતું. ફરામજી ગુસ્તાદજી દલાલ, કાવસજી નસરવાનજી કોહીદરૂ અને હોરમસજી ધનજીભાઇ મોદી આ ત્રણ માલિકો હતા. આ મહાશયો 'વિકટોરીયા મંડળી'ના સહકાર્યકરો હતા. સલાહકાર સમિતિમાં સર મંગળદાસ નથુભાઇ પ્રમુખ અને દિવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ અને મનસુખરામ ત્રિપાઠી સભ્યો હતા.

કાબરાજીના 'સૂડી વચ્ચે સોપારી' નાટકથી નાટક ઉત્તેજક મંડળીએ આ ક્ષેત્રમાં શરૂઆત કરી. બીજું નાટક જે મુંબઇમાં પ્રથમ ભજવાયેલ તે દિવાન-બહાદુર રણછોડભાઇનું 'હરિશ્ચન્દ્ર.' આ વખતે આ નાટકે એક વર્ષથી પણ વધુ ચાલવાનો વિક્રમ કર્યો. આ નાટકે મંડળીને અણધારી આવક કરાવી.

મંડળીએ ત્યાર બાદ ક્રાફોર્ડ માર્કેટ સામે જગ્યા ખરીદી અને 'એસ્પ્લેનેડ' નામે પોતાનું નાટયગૃહ બાંધ્યું. રણછોડભાઇના 'હરિશ્ચંદ્ર' બાદ 'નળ દમયંતિ' નવા નાટયગૃહમાં રજૂ થયું અને તે પ્રખ્યાત નાટક તરીકે જાહેર થયું. કાબરાજીનાં જે બીજાં નાટકો રજૂ થયાં તેમાં 'ફરેદુન', 'લવ-કુશ', 'નંદબત્રીશી', 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' અને 'નિંદાખાનું' હતાં. 'નાટક ઉત્તેજક મંડળી' કાબરાજી, રણછોડભાઇ ઉદયરામ, કવિ નર્મદાશંકર અને સાવકાર બાપુજી ત્રિલોકેકર વગેરે જેવા વિદ્વાન નાટયકારો માટે પ્રખ્યાત થઇ.

નર્મદાશંકરનું 'સીતાહરણ' મહાન આકર્ષણ હતું. મહારાષ્ટ્રના ત્રિલોકેકર એ એક ગુજરાતી વિદ્વાન પણ હતા. સને ૧૮૮૪માં 'નાટક ઉત્તેજક' બંધ થયા

પછી ત્રિલોકેકરનું ' સુભદ્રા હરણ ' ' આલ્ફ્રેડ નાટક મંડળી ' એ લઇ લીધું. કાબરાજીના બીજા નાટકોમાં ' ભોલી જાન ', અને ' ઓખાહરણ ' હતાં.

હવે નાટકની ભાષાની ચર્ચા કરીએ. એલફિન્સ્ટને તેનાં નાટકો અંગ્રેજી ભાષામાં રજૂ કરવાની શરૂઆત કરી. જ્યારે અન્ય સંસ્થાઓએ સન ૧૮૫૩ની શરૂઆતથી પારસી-ગુજરાતી ભાષામાં ઘણાં નાટકો રજૂ કર્યાં. સન ૧૮૭૧માં ઉર્દૂ એક વધારાની ભાષા તરીકે થઇ. મંડળીઓ ને કળાકારો અને દિગ્દર્શકો બધા ગુજરાતીભાષી હતા. ત્યાર પછીના વર્ષોમા પણ કંપનીઓએ ઉર્દૂ તરફ પક્ષપાત દાખવ્યો હતો અને ગુજરાતી નાટકો જવલ્લે જ રજૂ થતાં મુંબઇની સંસ્થાઓમાં ઉર્દૂ ભાષામાં ભજવાતાં નાટકોએ ઉત્તર ભારતના નાટ્યકારોને આકર્ષ્યા ને પ્રથમ આગંતુક હતા મુન્શી રૌનક બનારસી.

શરૂઆતનાં વર્ષોથી શુદ્ધ ગુજરાતી નાટકો રજૂઆત કરવાની જરૂરિયાત જણાતી હતી. ' કરણઘેલા ' ની રજૂઆત નાઝીરે કરી એમ કહેવાય છે. આ દિશામાં ' નાટક ઉત્તેજક મંડળી ' ની રચના કરી કાબરાજી આગળ વધ્યા હતા. આ ક્ષેત્રમાં થોડી ગુજરાતી હિન્દુ માલિકીની સંસ્થા પણ હતી જે અવારનવાર કામ કરતી ને તેમાંની એક જે ઘણા સારા વખત સુધી ટકી તે ' નીતિદર્શક નાટક મંડળી ' હતી. ' કામસેન રસિકા ', ' વીરસિંહ ચંદ્રિકા ', ' મૃચ્છ-કટિકા ' ' ગોપીચંદ ' અને બીજાં ગુજરાતી નાટકો આ સંસ્થાએ રજૂ કર્યાં બાદ સન ૧૮૭૮ માં ગુજરાતી હિન્દુ શાળા શિક્ષકોના જૂથે શ્રી રણછોડભાઇની સૂચનાનુસાર બીજી ' ગુજરાતી નાટક ' મંડળી સ્થાપી.

આ મંડળીએ શ્રી રણછોડભાઇનાં " લલિતાદુઃખ દર્શક " સાથે શરૂઆત કરી અને બાદ તેમનું ' બાણાસુર મદમર્દન ' અને " મદાલસા ઋતુધ્વજ " અને નર્મદાશંકરનું " દ્રૌપદીદર્શન ", " સારશાકુન્તલ " અને " બાલકૃષ્ણ વિજય " આ સંસ્થાઓએ ભજવ્યાં. સન ૧૮૮૯ તરફ ' ગુજરાતી નાટ્ય મંડળીએ હાથ બદલ્યા. ' નીતિદર્શક મંડળી ' માં દયાશંકર પ્રથમ કક્ષાના કળાકાર તરીકે આગળ હતા. તેણે બીજાઓની ભાગીદારીમાં

શ્રી દાદાભાઇ ર. ઠુંઠી



એમના વિશે ગયા અંકમાં રંગભૂમિના ઘડવૈયાની શ્રેણીમાં પ્રથમ ઉલ્લેખ થયો છે

' મુંબઇ ગુજરાતી નાટક મંડળી ' નામે મંડળી શરૂ કરી જેમાં મુંબઇ અને ગુજરાત મોખરે હતા.

ઘણુંખરું, 'શાહનામા' 'અરેબિયન નાઇટ્સ' અને 'શેક્સપિયર'ના નાટકોમાંથી આ નાટકોની વસ્તુ પસંદ કરવામાં આવી. 'ગુજરાતી મંડળીઓ'નો ઉદય થતાં રંગભૂમિ અર નાટકોની વસ્તુ લોકવાર્તા, ઐતિહાસિક પ્રસંગ, મહાકાવ્ય અને ધાર્મિક વસ્તુ પર આધારિત હતી. શરૂઆતના વર્ષોના નાટ્યકારોમાં કાબરાજી તદ્દન જુદી જ વિચારશ્રેણીના હતા. તેઓ પ્રચલિત ગુજરાતી ભાષામાં નાટકો લખતા. એ જ વખતે ભવભૂતિના ઉત્તરરામચરિતમ્' 'નંદબત્રીશી' અને 'લવકુશ' નાટકો પરથી લેવાયેલ એના નાટકવસ્તુમાં વપરાયેલ સાહિત્યિક ભાષા તરફ પર પણ તેનો ઢળતો મત હતો.

અને અંતે કળાકારો માટે બે શબ્દ. વિક્ટોરિયા મંડળીમાં ખુરશેદજી બાલીવાળાએ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું. ખટાઉ જહાંગીર ખંભાતા, સોરાબજી ઓગરા અને બીજાઓ વખત જતાં આ પોતાની શક્તિનો પરિચય દઇ આગળ આવવા મથી રહ્યા હતા, જ્યારે કાબરાજી જેવા નાટ્યકારો પોતાનાં નાટકોથી રંગભૂમિને શોભાવતા હતા.



શ્રી દાદાભાઇ પટેલ





શ્રી કુંવરજી નાઝર



# વાસનાના અંગારા

લેખક.......................................................................શ્રી કમલેશ ઠાકર

[ આજના વિજ્ઞાનયુગમાં યુવાન માનસને સ્વાતંત્ર્યની હવા સ્પર્શી છે. લગ્ન જેવા ગંભીર પ્રશ્નમાં વડીલો પોતાનું ધાર્યું કરે એ એમને રુચતું નથી. પણ એ સ્વતંત્રતાનો પવન, યુવાનીનો નશો અને અનુભવનો અભાવ યુવક યુવતીઓનાં જીવનમાં તુફાન પણ જગાવે છે; તો કોઈ વેળા વડીલોની વાસનાના ભોગ પણ તેઓ બને છે. બન્ને પક્ષના સારાનરસા પ્રસંગો આ એકાંકીમાં લેખકે અર્થપૂર્ણ અને સચોટ દલીલથી રજૂ કર્યા છે. ]

સ્થળ : [ રમાકાન્તનો ઓરડો ]

પાત્રો : રમાકાન્ત, કિશોર, સુધા, સુકુમારી, કંદર્પ. વિલાસ.

[ રમાકાન્ત એક સરકારી નિવૃત્ત અમલદાર છે. તેના ખંડમાં તેના દરજ્જા પ્રમાણે વ્યવસ્થિત ફર્નિચર અને તેનાં અભ્યાસનાં પુસ્તકો છે. વિશેષમાં એક છબી એક કલાત્મક ઘોડી પર છે. એ છબીમાંની વ્યક્તિ કોણ છે એ પ્રેક્ષકોની દૃષ્ટિએ દેખાતી નથી. છબી નીચે સુંદર ધૂપદાની તથા અગરબત્તીઓ છે. પડદો ઊપડતાં રમાકાન્ત તે છબી સમક્ષ હાથમાં ગુલાબનો હાર લઈને ઊભો છે. હૈયાની વેદના શબ્દોનું સ્વરૂપ ધારણ કરી હોઠ દ્વારા બહાર નીકળે છે. ]

રમાકાન્ત : [ છબી તરફ અનિમેષ નયને નીહાળતાં ]. વિલાસ ! આજે વસંતપંચમી. આપણી પચીસમી લગ્નતિથિ. પચીસ પચીસ વસંતો વીતી ગઈ છતાં આ હૈયાંનાં હેત ખૂટતાં નથી, કે રસનાં સરોવરો સુકાયાં નથી. માત્ર એ રસ ઝીલનાર તું અહીં નથી. નવ નવ વર્ષના લગ્નજીવન ભોગવ્યા બાદ અને બે બાળકોની માતા થયા પછી પણ તને આ ઉરનાં અમૃત અધુરાં લાગ્યાં. તારું જીવન તને નિરસ લાગ્યુ. લગ્નજીવન પૂર્વના તારા પ્રેમીને તું ન ભૂલી શકી. આવી જ એક વસંતપંચમીએ તેં મારી વિદાય માગી. કંઈ પણ આનાકાની કે દલીલ વગર મેં તને જવા દીધી. જતી વખતે તેં તારાં બાળકો માગ્યાં. મેં ન આપ્યાં. તારા ગયા બાદ એ સ્થાન અને એ સમાજ છોડી, મેં અહીં વસવાટ કર્યો. એ વાતનેય વર્ષો વીતી ગયાં, છતાં હું તને ભૂલ્યો નથી, કે ભૂલીશ નહિ. તું જ્યાં હો ત્યાં સુખી રહે !

( પુષ્પહાર છબીને પહેરાવે છે. )

કિશોર : [ પ્રવેશી ] પિતાજી !

રમાકાન્ત : કિશોર ! [ સ્વસ્થ થઈને ] આવ બેટા.

કિશોર : પિતાજી ! અમે આપનો આશીર્વાદ લેવા આવ્યાં છીએ. મેં આજે સુધા સાથે સિવિલ મેરેજ એક્ટ મુજબ લગ્ન કર્યાં.

રમાકાન્ત : [ આઘાત અનુભવતાં ] લગ્ન કર્યાં ? અને તે પણ સુધા સાથે ? મારી ના છતાં તેં એ છોકરી સાથે લગ્ન કર્યાં ? મારી આજ્ઞા ઉથાપી ? મારા નામ પર સદાની કાળી ટીલી લગાડી ? હવે તું મારી પાસે આશીર્વાદ લેવા આવ્યો છે ? કયા શુભ કાર્ય બદલ ?

કિશોર : એમાં મેં ખોટું પણ શું કર્યું છે ? જેને હું ચાહતો હતો, જેને મેં જીવનસાથી બનાવવાનું વચન આપ્યું હતું તેની સાથે કાયદેસરનાં લગ્ન કર્યાં.

રમાકાન્ત : લગ્ન કર્યાં ? કોની સાથે ? એક નટી સાથે ? જેને શીલ કરતાં સૌન્દર્યનાં અભિમાન છે, જેને ગુણ કરતાં રૂપનાં ગુમાન છે, જે ગૃહિણીપદને દાસત્વ ગણે છે, ગૃહજીવનને એક સોનેરી પીંજર માને છે ! તેની સાથે ? કયા સુખની આશાએ ?

**આ અંકનું એકાંકી**

કિશોર : મેં જે પગલું ભર્યું છે તે મારી જવાબદારીનાં સંપૂર્ણ ભાન સાથે જ ભર્યું છે. અમારાં કર્મોનાં ફળ અમે ભોગવશું.

આપ શા માટે ચિન્તા કરો છો?

રમાકાન્ત: પિતા પુત્રને લાડ-કોડથી ઉછેરે એના સુખ માટે. પોતાનાં સર્વ સુખોની આહુતિ આપે—એના ભાવિ જીવન માટે એને ચિંતા ન થાય?

કિશોર: તમે નકામો ઉચાટ કરો છો પિતાજી! સુધા સંસ્કારી છે, સુશિક્ષિત છે. કુદરતે એને સૂર અને સૌંદર્ય બન્ને આપ્યાં છે એથી જ એનામાં કલાવૃત્તિ જાગૃત થઈ છે અને એ કલાના વિકાસ માટે એણે રજતપટ અને રંગભૂમિનો આશ્રય લીધો છે. એમાં કાંઈ દૂષણ નથી.

—આ એકાંકીના લેખક—



—શ્રી કમલેશ ઠાકર—

ખ્યાલ ક્યાં ગયો હતો? પિતાની પ્રતિષ્ઠા અને સાત પેઢીની ખાનદાનીને અપમાનતી વખતે એ ખ્યાલ ન આવ્યો કે પિતા શું કહેશે? એવા વિચાર ક્યાંથી આવે? તમને આદર્શ ગૃહિણી નથી ખપતી, તમને તો રંગ બેરંગી પતંગીયાંઓનો મોહ છે. મારા આ ઘરમાં સ્થાન છે કેવળ આજ્ઞાંકિત પુત્રને અને આદર્શ પુત્રવધૂને. ફૂલો પર ભમતાં પતંગીયાંને કે એવા પતંગીયા પાછળ ભમતા પાગલને આ ઘરમાં કોઈ સ્થાન નથી.

કિશોર: તો આપના ઘરની ચાર દિવાલો કરતાં દુનિયા ઘણી વિશાળ છે અને એ દુનિયામાં ડગલાં ભરવા જેટલી અમારામાં શક્તિ છે. સારું થયું કે હું સુધાને બહારના ખંડમાં બેસાડીને આવ્યો છું. નહિ તો આપના આવા શબ્દોથી એના અંતરને કેટલો આઘાત થાત!

રમાકાંત: એ તને આજે નહિ સમજાય, પરન્તુ જ્યારે તારી પત્નીનો કલાનો શોખ તારા સંસારને સ્મશાન બનાવશે, એનું જીવન જાહેર ચર્ચાનો વિષય બની જગતની જીભે ચડશે, એની તસ્વીરો જાહેર-ખબરના પાટિયાં ઉપર ચોડાશે, જગતની વિકારી આંખો એ તસ્વીરોને અને એને ગમે તે રીતે જોશે ત્યારે જ તને દુઃખ અને અપમાનના ભેદ સમજાશે.

કિશોર: પિતાજી! આપ પ્રત્યાઘાતી પૂર્વગ્રહોથી દોરવાઈ જઈને આવાં કાલ્પનિક અનુમાનો કરો છો. બાકી અમને તો અમારું ભાવિ બહુ જ ઉજ્જવળ દેખાય છે.

રમાકાન્ત: મને તો કેવળ અંધકાર જ દેખાય છે. મારાં સ્વપ્નો સરી પડ્યાં. મને તો આશા હતી કે મારા ઘરમાં હું એવી પુત્રવધૂ લાવીશ કે જેના કુમકુમ પગલે પ્રભુતા રેલાય. જેના આગમને ઘર એક નંદનવન બની જાય, જેનાં દ્વારે આ વર્ષો જૂના આવાસમાં અજવાળાં પથરાય. મારી બધી આશાઓને તેં ધૂળમાં મેળવી દીધી.

કિશોર: મેં જે પગલું ભર્યું છે, તે મારા આત્માના અવાજને માન આપીને ભર્યું છું. મને જે યોગ્ય લાગ્યું તે જ મેં કર્યું છે.

રમાકાન્ત: આત્માનો અવાજ! રૂપથી અંજાયેલા યુવાનને આત્માનો અવાજ કેવો!

કિશોર: પિતાજી! હું આશીર્વાદ લેવા આવ્યો છું, અપમાન સાંભળવા નહિ!

રમાકાન્ત: અપમાન ડંખે છે? તો પિતાની આજ્ઞાને ઠોકરે મારતી વખતે એ

સુધા: [પ્રવેશી] લઈ લીધા પિતાજીનાં આશીર્વાદ? મેં બાજુના ઓરડામાં બેસી એ આશીર્વચનો સાંભળ્યાં. ગૃહસંસારનાં ઉંબરે પ્રથમ પગલાં પાડતા પુત્ર અને પુત્રવધૂને આથી વધુ કયા સારા આશીર્વાદ હોઈ શકે? પિતાજી! આપની આજ્ઞા ઉથાપી હોય તો આપના પુત્રે, આપનો અપરાધ કર્યો હોય તો આપના પુત્રે, હું તો પરાઈ પુત્રી! વહાલાંઓનો વિરોધ વહોરી સ્વજનોનો સાથ છોડી, કેવળ આપના પુત્રના વિશ્વાસે જીવન સમર્પણ કરવા આવી છું. મને તો આશીર્વાદ આપો.

રમાકાન્ત: વડીલોના આશીર્વાદની તમને જો કિંમત હોય તો તેના અધિકારી બનો. અધિકાર વિના આશીષની ઇચ્છા કરવી એ નરી મૂર્ખતા છે.





કિશોર: પિતાજી! આપ જિંદગીભર એક અમલદાર જ રહ્યા છો. પેન્શન પર ઉતર્યા છતાં આપની અમલદારીનો નશો નથી ઉતર્યો. અમલદારોની આજ્ઞા ઉઠાવવા માટે જ હોય છે. એમનો હુકમ એ બ્રહ્મવાક્ય છે. એમ આપે સદાય માન્યું છે, પરંતુ પોતાના પુત્રનું જીવન એ કોઈ અમલદારનું દફતર નથી, કે અમલદારની આજ્ઞા મુજબ જ ચાલે. એને પણ આશાઓ છે, ઉમંગો છે.

પોતાની ઇચ્છા મુજબ પોતાના જીવનનું ઘડતર કરવાનો તેને હક્ક છે. એક બાપની જોહુકમી એવી ન હોવી જોઈએ કે બેટો બાપને બાપ કહેતાં ભૂલી જાય.

રમાકાન્ત : ભૂલી જાઓ! પિતાના પ્યારને ભૂલી જાવ–તમારી ફરજોને ભૂલી જાઓ–તમારા મનસ્વી માર્ગની આડે આવતા સર્વ સંબંધોને ભૂલી જાઓ–તમારી ભૂલોને ભૂલી જાઓ–પરંતુ યાદ રાખજો કે તમે જેને ભૂલી જાઓ છો એ તમને કદિ નહિ ભૂલે.

સુધા : તમે તો પિતાપુત્ર છો. સમય જતાં પિતા પોતાનો ગુસ્સો ભૂલી જશે. પુત્ર પોતાના સ્વમાનભંગને ભૂલી જશે, પણ હુ તો આ દૃશ્ય અને દિવસ કદી નહિ ભૂલું કે એક આશાભરી આશીર્વાદ લેવા આંગણે આવી ઊભેલી કુળવધૂને આશીષને બદલે અપમાનો મળ્યાં હતાં. જે ઘરમાં એક પુત્રવધૂને કુલિન કુળવધૂ તરીકે માનભર્યું સ્થાન ન મળતું હોય ત્યાં હું એક પળ પણ રોકાવા નથી માગતી અને મારી સમક્ષ તમને પણ અપમાનીત થવા દેવા નથી ઇચ્છતી. ચાલો કિશોર! આપણે અહીંથી ચાલી જઈએ. તમે આવો છો કે હું એકલી જ જાઉં?

કિશોર : તારો હાથ ઝાલ્યો છે તે તને એકલી જવા દેવા માટે નહિ. હવે તો જ્યાં તું ત્યાં હું, પ્રણામ પિતાજી! હું જાઉં છું! ફરી આવીશ ત્યારે આપના આશીર્વાદનો અધિકારી બનીને જ આવીશ. [બન્ને જાય છે]

રમાકાંત : ગયો! ચાલ્યો ગયો! પ્રાણનો પરસેવો પાડી પિતાએ પુત્રને ઉછેર્યો. પુત્રપ્રેમથી અંધ બનેલ પિતા સમજતો હતો કે પુત્ર એ તો વૃદ્ધત્વનો વિસામો છે, અંધની લાઠી છે, પણ એ લાઠી વૃદ્ધ શરીરને ટેકો દેવાને બદલે વૃદ્ધની પીઠ પર પ્રહાર કરીને ચાલી જાય પછી એ વૃદ્ધની શી હાલત થાય! [છબી તરફ] વિલાસ! તું પણ આમ જ મને છોડીને એક દિવસ ચાલી ગઈ હતી. આ જ તારો પુત્ર મને છોડીને ચાલ્યો ગયો. એ મારો પુત્ર ન હતો, તારી વાસનાનો અંગારો હતો.

સુકુમારી : [પ્રવેશતાં] પિતાજી! અમારું રિઝર્વેશન થઈ ગયું છે. આવતી કાલે અમે બધાં ટ્રીપ પર જઈશું. (લાડથી) જાઉંને પિતાજી!

રમાકાન્ત : સુકુ! આવી ગઈ બેટા! હુ તારો જ વિચાર કરતો હતો.

સુકુમારી : પિતાજી! કાલે હું ટ્રીપ પર જાઉંને?

રમાકાન્ત : જો બેટા! તું જાણે છેને કે આજ દિવસ સુધી હું તારા કોઈ કાર્યની આડે આવ્યો નથી. પરંતુ હવે તને કયાંય એકલી મોકલતાં મારું મન માનતું નથી.

સુકુમારી : [હસીને] તે શું પિતાજી! હું તે કાંઈ ન્હાની કિકલી છું કે કયાંય એકલી ન જઈ શકું?

રમાકાન્ત : તું હવે ન્હાની કિકી નથી એટલે જ તને એકલી જવા દેતાં મારું મન આનાકાની કરે છે. સમજી બેટા! એ કદાચ મારી વૃદ્ધત્વની માંનસિક નિર્બળતા પણ હોય! પણ હવે તને કયાંય મારી નજરથી દૂર કરવી નથી ગમતી.

સુકુમારી:–એટલે શું હું મારી જવાબદારી નથી સમજતી? આપની પુત્રીને આપ એટલી બધી નિર્બળ માનો છો કે તે પોતાની જાતને પણ ન જાળવી શકે? તમે જ મને સંસ્કારો આપ્યા છે, શિક્ષણ આપ્યું છે, છતાં તમને તમારી જ પુત્રી પર વિશ્વાસ નથી?

રમાકાન્ત :–જે શિક્ષણથી તમે શ્રદ્ધા ગુમાવીને દલીલો કરતાં શીખ્યાં છો એ શિક્ષણ પર હું કેટલી શ્રદ્ધા રાખું? હશે! જવા દે. એ વાત. જો સુકુ! આજે વિભાકર અહીં આવવાનો છે. મેં જ તેને બોલાવ્યો છે. એ આવે ને તું ચાલી જાય એ ઠીક ન કહેવાય!

સુકુમારી : એટલે શું એના ખાતર હું મારો ટ્રીપ પર જવાનો પ્રોગ્રામ બંધ રાખું?

રમાકાંત : બેટા! વિભાકર તારા ભાઈનો ગરીબ પણ બુદ્ધિશાળી મિત્ર. એને મેં જ વિદેશ અભ્યાસ માટે મોકલ્યો હતો. હવે એ અભ્યાસ પૂરો કરી આવી ગયો છે. મારા મનમાં હવે એક જ આશા છે કે તારી અને વિભાકરની બાળપણની પ્રીત કાયમની જળવાઈ રહે. તારો હાથ એના હાથમાં સોંપુ તો જ મને શાંતિ મળે.

સુકુમારી : પિતાજી! આપે મને સંસ્કાર ને શિક્ષણ બન્ને આપ્યાં છે. કુદરતે મને મારું હિતઅહિત સમજવાની બુદ્ધિ આપી છે. લગ્ન એ દરેક વ્યક્તિનો અંગત પ્રશ્ન છે. તો એ મારા અંગત પ્રશ્નને મારી પસંદગી મુજબ મને જ ઉકેલી લેવા દો. એમાં તમે શા માટે અંતરાય નાખો છો?

રમાકાન્ત : એટલા જ માટે બેટા! કે જીવનને ઉંબરે પગ માંડતી યુવાની આંખોમાં સ્નેહને બદલે મોહનાં

અંજન આંજીને આવે છે. એ હૈયામાં પ્રેમના દંભથી ઢંકાયેલા વાસનાનાં વિષ હિલોળા મારતાં હોય છે. એમના માનસમાં વ્યવહારશૂન્ય આદર્શોની ઘેલછા ભરી હોય છે. સારાસાર અને હિત-અહિતનો વિચાર કરવાની સ્થિર બુદ્ધિનો અભાવ હોય છે.

સુકુમારી: એ હશે પિતાજી! પણ જેની સાથે જિંદગી જોડવાની હોય—તેનો પૂરતો પરિચય થયા વગર—એકમેકના માનસને સમજ્યા વગર કે મનના મેળ મળ્યા વગર જેને સ્વપ્નમાં પણ પતિ તરીકે ન કલ્પ્યો હોય એવા તે કેવળ માબાપ કહે કે આ તારો "વર" એટલે પતિ તરીકે અપનાવી લેવો એ તો આ યુગમાં અન્યાય ગણાય.

રમાકાન્ત: જે પિતાએ પોતાની પુત્રીને પિતાનો પ્યાર અને માતાની મમતા બન્ને આપ્યાં ને માતાની ખોટ ન પડવા દીધી. પુત્રીએ પાણી માગ્યું, પિતાએ દૂધ આપ્યું. દિલના દાઝ્યાં દુઃખી બાપે પોતાની પુત્રીના આનંદમાં જ પોતાનો સાચો આનંદ માણ્યો. આ બધું શા માટે કર્યું જાણે છે બેટા! મેં જતન કરીને જાળવેલી જ્યોત કોઇ કુલિન ઘરની ઘરદીવડી બની એનાં આંગણાં અજવાળે, સદ્‌ગુણી સન્નારી અને આદર્શ માતા બને એ માટે જ! મારી પૂત્રી માટે હુ એવો પતિ શોધીશ જેને સંસ્કારોનો વારસો મળ્યો હોય, જેના આદર્શો ઉજ્જ્વળ હોય, તે જ મારો જમાઇ થશે.

સુકુમારી: મારે કોની સાથે જીવન જોડવું એ ન સમજું એટલી અજ્ઞાન નથી અને આ યુગમાં પુરુષ સમોવડી થવા મથતી સ્ત્રીનું કાર્ય માત્ર આદર્શ પત્ની કે માતા થવામાં જ પૂર્ણ નથી થતું. મારે જીવન જીવવું છે—મારી રીતે જીવવું છે અને જીવી જાણવું છે. એ માટે મેં મારો જીવનસાથી શોધી લીધો છે.

રમાકાન્ત: શોધી લીધો છે? કોને શોધી લીધો છે? મારી સંમતિ વગર.

સુકુમારી: પરણવું અમારે બેને એમાં આપની સંમતિની શી જરૂર!

રમાકાન્ત: મારી સંમતિની શી જરૂર એ તને અત્યારે નહિ સમજાય. હમણાં તો તારી સમક્ષ આવતી કાલના સંસારનાં રંગીન સ્વપ્નો હશે, એટલે એ સત્ય સમય જતાં સમજાશે. એક કુટુંબ સાથે સાત પેઢીનો સંબંધ બાંધતાં પહેલાં એના ખાનદાન કુળની મર્યાદા, પૂર્વજોની પ્રતિષ્ઠા આ બધું જોવું જોઇએ. એ માટે મારી સંમતિની જરૂર.

સુકુમારી: પિતાજી! હું જે કાંઇ કરીશ તે મારી જવાબદારીનાં સંપૂર્ણ ભાન સાથે કરીશ અને મારી સફળતા કે નિષ્ફળતાનો અંજામ હું જાતે જ સહન કરીશ.

રમાકાન્ત: બેટા! તેં કોને પસંદ કર્યો છે તે તો કહે!

સુકુમારી: મારી સાથે અભ્યાસ કરતા મારા એક મિત્ર કંદર્પકુમારને.

રમાકાંત: એના માબાપ કોણ છે! એના કુટુંબીઓ કોણ છે? તેઓ શું કરે છે!

સુકુમારી: હું પરણવાની છું કંદર્પને, તેના કુટુમ્બને કે માબાપને નહિ—એટલે એ બધી પંચાતની મારે શી જરૂર?

રમાકાંત: જે કુળની તું કુળવધૂ થવાની છે, જે ઘરની તું ગૃહિણી બનવાની છે, તેમના વિષે કાંઇ પણ જાણવાની તારે જરૂર નથી? આ તું શું કહે છે? મને એ જ સમજાતું નથી કે તમારા આવા વિચારો તમને ક્યાં ઘસડી જશે. યાદ રાખજે સુકુ! હું તારો પિતા છું. મારી ખાનદાની ખંડિત થાય કે પ્રતિષ્ઠા પીગળી જાય એવું કોઇ કાર્ય હું સહન નહિ કરું. મારી પુત્રી ગમે તેવા ઘરની કે ગમે તે વરની વધૂ નહિ બની શકે!

સુકુમારી: તમારે મને માત્ર તમારી આજ્ઞાને આધિન થનારી ઢીંગલી જ બનાવવી હતી તો મને આટલું શિક્ષણ આપ્યું શા માટે? સ્વતંત્ર રીતે વિચાર કરવાની સમજ અને સંસ્કારો આપ્યા શા માટે!

રમાકાન્ત: એ વખતે મને ખબર નહોતી કે મેં સંસ્કારી બનાવેલ મારી પુત્રી મારા જ આવા સંસ્કારો કરશે—મારી આશાઓને અને ઇચ્છાઓને ઠોકરે મારશે.

સુકુમારી: (રડતાં) આજે મને મારી માતાની ખોટ ખરેખર સાલે છે. એ આજ જીવતી હોત તો મારી આશાઓને આડે કોઇ ન આવી શકત.

રમાકાંત: હું પણ એ જ કહું છું કે જો આજ તારી માતા અહીં હોત તો મારે પણ આ નખર જોવાનો ન આવત.

સુકુમારી: આપે અનેકવાર જણાવેલું કે મારી માતા તો એક આદર્શ સન્નારી હતી. એ આજે હોત તો મારી પસંદગી પર પ્રશંસાનાં પુષ્પો વેર્યા હોત.

રમાકાંત: ખરેખર, તારી મા એક આદર્શ સન્નારી

હતી...આદર્શ સન્નારી–એટલે જ તેની પુત્રી તું. પિતાની આશાઓને કચડી–પિતાના સ્નેહને ઠોકરે મારી આમ મનસ્વી રીતે વર્તવા તૈયાર થઇ છે! પરંતુ એટલું જરૂર સમજી લેજે કે, આવેશ ને ઉન્માદમાં, વગર વિચારે તું ગમે તેનો હાથ પકડશે–તો મારો જમાઇ નહિ બની શકે– મારો જમાઇ તો એ જ હશે જેને મેં શોધ્યો હશે.

સુકુમારી : તો પિતાજી! હું પણ આપની જ પુત્રી છું. આપને માટે મને અત્યંત માન અને લાગણી છે. પરંતુ મારા અંગત પ્રશ્નોમાં અંતરાય નાંખતી કોઇ પણ વ્યક્તિ કે શક્તિની સામે હું અડગ ઊભી રહીશ આ મારો આખરી નિર્ણય છે.

રમાકાન્ત : એટલે શું મારા જ ઘરમાં–મારાં જ સંતાનો–મારી જ ઇચ્છા વિરુદ્ધ વર્તશે ને તે હું સહન કરી લઇશ? તને ખબર છે છોકરી કે તારા ભાઇના મનસ્વી વર્તનને લીધે તેને માટે આ ઘરના દ્વાર સદાને માટે બંધ થયા છે?

સુકુમારી : તો મારે માટે પણ બંધ થશે એમ જ ને? કાંઇ વાંધો નહિ. પુત્રી એ તો પારકું ધન છે. તે તો સાસરે જ શોભે. તો જે ઘર મારે લગ્ન પછી છોડવાનું છે જ તે હું આજે જ અત્યારે જ છોડી દઇશ!

રમાકાન્ત : ઘર છોડી દઇશ? પિતાનો આશ્રય છોડીને ચાલી જઇશ? ક્યાં જઇશ?

સુકુમારી : કંદર્પકુમારને ઘેર! જે ઘેર હું પછીથી જવાની હતી ત્યાં પહેલેથી જ જઇશ. પ્રણામ પિતાજી. [જાય છે.]

રમાકાંત : ગઇ! આખરે તું પણ ચાલી ગઇ! વિલાસ! એક દીવસ તું મારી હૃદયવીણાના બધા તાર તોડીને ચાલી ગઇ હતી. આ જ તારી પુત્રી–જે એક છેલ્લો તાર બાકી હતો–જે તારના રણકાર પર મારા જીવનની આછી ધેરી સુરાવટો ગુંજતી હતી. તે પણ તોડીને ચાલી ગઇ–રહ્યો માત્ર હું એકલો અટુલો. [નિરાશ થઇને દૂર ક્ષિતિજમાં નજર નાંખતો બેસી રહે છે ત્યાં સુકુમારી અને કંદર્પ પ્રવેશે છે]

કંદર્પ : અરે ગાંડી! એમ વાત વાતમાં ઉશ્કેરાઇને પિતાજીને તજીને જવાતું હશે! મેં મારા બાને તારથી ખબર આપ્યા તો તેઓ આજે જ સવારની ગાડીમાં આવી પહોંચ્યાં અને આવ્યાં ત્યારથી જ તને જોવા ખુબ આતુર હતાં, એટલે એમને લઇને હું અહીં આવ્યો. સારું થયું કે આપણે મળી ગયાં. જો હવે બાને આ કશું જણાવવાની જરૂર નથી. ચાલ પિતાજીને મળી તેમને શાંતિથી સમજાવીએ. પછી તું બાને બોલાવી લાવ.

સુકુમારી : પિતાજી! અરે ત્યાં દૂર ક્ષિતિજમાં શું જોઇ રહ્યા છો? જરા આમ તો જુવો. આ કોણ છે! આ છે શ્રી. કંદર્પકુમાર. મેં કહ્યું હતું ને તે જ...અને હું તેમનાં બાને બોલાવી લાવું!

[ધ્રુદ્ધ પીઠ ફેરવીને કંદર્પને જોઇ રહે છે]

રમાકાંત : કંદર્પ...કુમાર! તમે કંદર્પકુમાર!... હં...કંદર્પકુમાર! તમારા પિતાનું નામ!

કંદર્પ : ડૉ. નીશાનાથ દેસાઇ!

રમાકાંત : (આઘાત પામી) ડૉ...નીશાનાથ...દેસાઇ!

સુકુમારી : [કંદર્પની માતા સાથે પ્રવેશ છે] પિતાજી! આ છે કંદર્પકુમારના બા!

[રમાકાંત બીજો આઘાત અનુભવે છે અને ઝડપથી મોં ફેરવીને દેખાડે છે. એ જ સુકુમારી અને કંદર્પની માતા વિલાસ છે.]

રમાકાંત અને કંદર્પકુમાર : આ છે...સુકુમારીની બા!

[વિલાસ આ જોઇ સ્તબ્ધ બની જાય છે]

વિલાસ : [ચોંકીને ચીસ પાડતાં] કંદર્પ બેટા!

કંદર્પ : બા શું થયું? આમ ગભરાય છે શા માટે?

વિલાસ : કંદર્પ! મારો જીવ મુંઝાય છે. મને અહીંથી ક્યાંક દૂર લઇ જા! [બેભાન થવા જાય છે]

કંદર્પ : અરે! બા! આમ એકાએક તને શું થઇ ગયું?

રમાકાન્ત : કંદર્પકુમાર! ગભરાવાની કાંઇ જરૂર નથી! અજાણ્યા માણસો વચ્ચે અને અપરિચિત ઘરમાં આવું જ થઇ જાય! તમે જલ્દી બાજુમાંથી ડૉક્ટરને ફોન કરો. સુકુ! તું પણ તેમની સાથે જા.

સુકુમારી : ચાલો કંદર્પ! [બન્ને જાય છે].

રમાકાંત : [અર્ધબેહોશ બનેલીને બેઠી કરી] વિલાસ!

વિલાસ : (ચોંકી) મને છોડી દો! મને જવા દો!

રમાકાંત : હવે ક્યાં જઇશ! તારી વાસનાની આગે પ્રગટાવેલ બે અંગારા મને સોંપી મારો સંસાર સળગાવી તું ચાલી ગઇ હતી. એ અંગારાઓને મેં પ્રેમથી પોષ્યા. જીવથીયે અધિક એનાં જતન કર્યાં. એક જ આશાએ કે એ અંગારાની હૂંફમાં હું સંસારનો હિમાળો હસતાં

દસનાં ગાળીથં–પરંતુ એ તો વાસનાના અંગારા હૂંફ દેવાને બદલે એણે તો મારું આખું જીવન જલાવવા આગ પ્રગટાવી...તું ગઇ ત્યારે પુત્રી મૂકીને ગઇ હતી. ત્યાં જ આજ તું પુત્રવધૂ શોધવા આવી છે? હવે ક્યાં જઇશ!

વિલાસ: (રડતાં) મને ક્ષમા કરો. વિધિની ક્રૂરતા –મને આ સમય દેખાડશે–વમળમાં ફસેલી મારી જીવન નૌકાને આ કિનારે લાવી અફાળશે એ હું નહોતી જાણતી. હું એટલું જ માગું છું કે મારા પર હજુ પણ તમને મમતા હોય તો કૃપા કરી મને અહીંથી ચાલી જવા દો. દયા કરો! આપણા બંનેના બાળકો પોતાની માતાને સત્ય સ્વરૂપે સમજે એ પહેલાં મને ચાલી જવા દો. માતા શબ્દની મહત્તા ઓછી થાય એ પહેલાં મને ચાલી જવા દો.

રમાકાંન: જવા દઉં! દૂર જવા દઉં? આજ વર્ષો બાદ મારા જીવનની જ્યોત મારા આંગણાં અજવાળવા પાછી આવે તેને હાથે કરીને બુઝાવા દઉં એટલો હું નિષ્ઠુર નથી.

વિલાસ: [પગમાં પડી] આપના ચરણ પર પડી આપની ક્ષમા માગવાનો પણ મને કોઇ અધિકાર નથી. હું કયું મુખ લઇને આપની સમક્ષ ઊભી રહું!

રમાકાન્ત: પરણ્યાને પહેલે દિવસે જે મુખ લઇને તું મારે ઘેર આવી હતી તેજ મુખ લઇને. વિલાસ આજ વસંતપંચમી છે. આપણા લગ્નની આજ રજત-જયંતિ છે. આવી જ એક વસંતપંચમીએ તું પત્ની બનીને મારે ઘેર આવી હતી. અને એવી જ એક વસંતપંચમીએ પત્નીત્વ અને માતૃત્વને ઠોકરે મારી તું ગૃહત્યાગ કરીને ચાલી ગઇ હતી. આજ પણ વસંતપંચમી છે. જો નજર કર આ તસવીર પર આપણા લગ્નને દિવસે મેં તારા ગળામાં આરોપ્યો હતો તેવો ગુલાબના પુષ્પોનો હાર. દર વસંતપંચમીએ મેં તને અર્પણ કર્યો છે. જે શ્રદ્ધા અને ભાવનાથી હું તને મારે ઘેર લાવ્યો હતો તે જ શ્રદ્ધા અને ભાવના હજુ પણ આ પુષ્પોમાં મ્હેકે છે કે નહિ? છતાં પણ તારે જવું હોય તો આ હારને તોડી ફોડી તેનાં પુષ્પોને પગ નીચે ચગદીને ચાલી જા!

વિલાસ: (રડતાં) મને ક્ષમા કરો.

સુકુમારી–કંદર્પ: [પ્રવેશી] બા! હમણાં જ ડૉક્ટર આવે છે!

રમાકાંત: કંદર્પ? હવે તારી બાને ડૉક્ટરની જરૂર નથી, તેના બાળકોની જરૂર છે. સુકુ! જો આ તારી માતા. જેની ખોટ મેં વર્ષો સુધી પુરી પાડી તે જ માતા તને મૂર્તિમંત મળે છે.

સુકુ: માતા! વિલાસ: બેટા!

રમાકાંત: સુકુ! તારો એક ભાઇ ઘર છોડીને ગયો તો બીજો નાનો ભાઇ આજે ઘેર આવ્યો.

સુકુ: ... ભાઇ! કંદર્પ: ... બહેન!

[આ નાટક ભજવતાં પહેલાં લેખકની પરવાનગી લેવી આવશ્યક છે.
સરનામું:– કમલેશ ઠાકર, ટાટાનો બંગલો, સાન્ટાક્રુઝ (ઇસ્ટ) મુંબઇ, ૨૫

---

## રંગમંચ પરની શ્રી છગન રોમિયોની હાજરજવાબી

જો કે રંગમચ પર- હાજરજવાબી, સવાદમાં ન હોય તેવાં વાક્યોની કરવી બહુ સારી નથી, છતાં એટલી સહેલી પણ નથી. તેવો જ એક પ્રસંગ 'કાશ્મીરનુ પ્રભાત' નાટકમાં બની ગયો.

છોકરી તોફાની છે, જમાઇ તેડવા આવેલ છે. છોકરી સાસરે જવાની ના કહે છે. જમાઇએ તે વિશે પૂછ્યું એટલે સાસુ કહે છે કે મારી દિકરી સાસરે આવવાની ના કહે છે અને સંવાદમાં નહી એવું વાક્ય છગનભાઇ બોલી ગયા કે, "તમે ચાલો" અને પ્રેક્ષકોમાં હસાહસ ચાલી, અને કલાકાર આ શું બોલી ગયો! આવું કુતૂહલ થઇ ગયું. અંદરથી સ્વ. બાપુલાલભાઇ, શ્રી જયશંકરભાઇ વીંગમાં આવ્યા, ગુસ્સે થઇ ગયા. પ્રેક્ષકો હસવામાંથી શાન્ત જ ન રહે પછી આપણા આ રોમિયોએ પ્રેક્ષકોને શાન્ત પાડીને સાસુને કહ્યુ કે:

"તમે ચાલો એટલે કે એની સાથે ચાલો."

આ હાજરજવાબથી પ્રેક્ષકોએ એમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધો.

પ્રાણસુખ નાયક

# જૂની અને નવી રંગભૂમિનું સુભગ મિલન દર્શાવતું સૌરાષ્ટ્ર સંગીત નાટ્ય એકેડેમિનું

# 'અત્ર લુપ્તા સરસ્વતી'

**સૌ**રાષ્ટ્ર સંગીત નાટ્ય એકેડેમિ રાજકોટના નાટ્ય વિભાગ તરફથી રવિવાર તા. ૯-૧૨-૧૯૫૬ ની સાંજે શ્રી ચંદ્રવદન મહેતાકૃત 'અત્ર લુપ્તા સરસ્વતી' નામક નાટ્યપ્રયોગ રજૂ થયો હતો. એકેડેમિના નાટ્ય વિભાગનું આ પ્રથમ જ સર્જન હોઇ તેની રજૂઆત પાછળ એકેડેમિના તમામ વિભાગોની ખૂબજ કાળજી, મહેનત અને સહકાર સ્પષ્ટ જણાતા હતાં. એક નાનકડા હોલમાં બનાવેલા નાનકડા સ્ટેજ ઉપર તેના વેશભૂષા પ્રકાશયોજના અને મનોહર તેમ જ કર્ણપ્રિય પાર્શ્વ સંગીતથી કથાકાળને અનુકૂળ અને વાસ્તવિક કહી શકાય તેવું તખ્તાનું વાતાવરણ પેદા થયું હતું.

પ્રયોગની કથા પૌરાણીક છે. સરિતારૂપે સ્વર્ગમાંથી પૃથ્વીપર અવતરી તે કાળના પ્રવાહે ક્યાં ક્યાંથી નીસરી પસાર થઇ! અને છેલ્લે ક્યાં લોપ થઇ ગઇ! આ બધા પ્રસંગોને લેખકે ક્યાંક સંવાદરૂપે, તો ક્યાંક છંદોબદ્ધ વાણીમાં ગુંથ્યા છે એટલે સાધારણ સમજ ધરાવતા પ્રેક્ષકને ક્યાંક છંદોબદ્ધ ભાષાપ્રવાહને ઝીલવો મુશ્કેલ લાગે. પરંતુ જે યુગની આ કથા છે તે યુગના પાત્રોના મુખે જેવી જોઇએ તેવી જ શૈલીથી લેખકે આ નાટ્યરચના કરી છે. પૌરાણકાળની આવી કથાવસ્તુને માત્ર એકાદ કલાકના પ્રયોગમાં સમાવી લેવતાં કથાવસ્તુને, તેના કાળને અને તે સમયના પાત્રોને લેખક ખૂબ જ વફાદાર રહ્યા છે.

ગયા નવેમ્બરમાં મુંબઇમાં યોજાયેલ ગુજરાતી નાટ્ય મંડળના નાટ્યોત્સવમાં રજૂ થયેલ 'શ્રદ્ધા ફળી' નાટકમાં ઉમદા અભિનયથી પારિતોષિક મેળવનાર, નવી રંગભૂમિના એક આશાસ્પદ અદાકાર શ્રી માર્કંડ ભટ્ટે તેનું દિગ્દર્શન સંભાળ્યું છે. તેમણે નાટ્યકથાના પાત્રોને ખૂબ જ કાળજીથી અને અભ્યાસપૂર્વક તાલીમ આપી છે.

શ્રી અમુભાઇ દોશીએ, પ્રસંગોને અનુરૂપ અને સારીએ વસ્તુકથાને દીપાવે એવું સંગીતનિયોજન કર્યું હતું.

અભિનયમાં શ્રી માર્કંડ ભટ્ટ મોખરે રહ્યા છે. ચંદ્ર ધૂનસ્મર અને પ્રવચક ભૂમિકાઓ ભજવવાની ત્રિવિધ જવાબદારી પોતાના શીરે ઊંચકી લઇ પ્રયોગનો ઘણો ભાર ઉઠાવ્યો છે.

ભગીરથની ભૂમિકામાં, જૂની રંગભૂમિના જાણીતા કળાકાર શ્રી અમૃત જાનીએ સુંદર અભિનયથી પોતાના પાત્રને યોગ્ય ન્યાય તો આપ્યો જ પણ સાથે સાથે સામે આવના પાત્રોને પણ સારી રીતે ઉઠાવ આપ્યો અને તેમને ઉત્સાહિત કર્યાં. ધંધાદારી ક્ષેત્ર છોડયા પછી તેમણે નાટ્યશિક્ષણના ક્ષેત્રે પ્રવેશ કર્યો છે, અને ત્યાં તેમણે પોતાનો લાંબા સમયનો તખ્તાનો કસબ વિદ્યાર્થીઓને શીખવવાનું શરૂ કર્યું છે. આ નાટક તેમણે અવેતન કળાકારો સાથે ખૂબ જ ઉત્સાહથી કાર્ય કરી નવી-જૂની રંગભૂમિના મિલન અને વિકાસના ક્ષેત્રે એક કદમ આગળ ભર્યું છે. નવા તખ્તાને સાનુકૂળ અવાજ અને અભિનય આ કળાકાર પાસે છે અને જૂની મૂડી પણ છે.

દક્ષની ભૂમિકામાં રાજકોટના જ, નવી રંગભૂમિના એક ખ્યાતનામ કળાકાર અને નાટ્યવિભાગમાં એક શિક્ષક તરીકે કામગીરી સંભાળી રહેલા શ્રી જયંત પંડયા રજૂ થયા. તેમનો પ્રભાવશાળી દેહ અને વેશભૂષા તેમની ભૂમિકામાં સારી મદદ આપી ગયો. સંવાદોની સચોટતા હજુ બરાબર નથી જાળવી શકતા. કાળપુરુષ તરીકે રજૂ થતા શ્રી રામજીભાઇ વાણીયા પોતાના ઘેરા અવાજની મદદથી સારી છાપ પાડી ગયા. વડવાનળ તરીકે શ્રી બાલચંદ્ર ભટ્ટે કથકલી નૃત્યના એક સારા કલાકાર તરીકે ચમક દેખાડી, જ્યારે બ્રહ્મા તરીકે શ્રી ગિરીશ વ્યાસ, અગસ્ત્ય તરીકે શ્રી જાની અને અસુરો તરીકે રજૂ થયેલા વિદ્યાર્થીભાઇઓ પણ ઉત્સાહથી કામ કરતા હતા. આ વિદ્યાર્થીભાઇઓએ હજુ ખૂબજ કાળજી અને ખંતથી તખ્તાના પ્રત્યેક અંગોનો અભ્યાસ કરવાની જરૂર છે.

સરસ્વતીના પાત્રમાં રજૂ થયેલા કોકિલાબહેન વસાવડાએ પોતાની ભૂમિકાને ખૂબ જ ચેતનવંતી ઢબે રજુ કરી. તેમનાં ચહેરા પર કુદરતી જ દેખાતી નિર્મળતાએ તેમને સરસ્વતીની ભૂમિકામાં સારી એવી મદદ કરી. સંયમ અને છટા સાથે તેમણે દાખવેલી તખ્તાપર હલનચલન પરની પકડ ખૂબ જ પ્રશંસનીય હતી. રોહિણી તરીકે જ્યોતિબહેને પણ પોતાની નાનકડી ભૂમિકાને સારો ઇન્સાફ આપ્યો.

આમ જૂની અને નવી રંગભૂમિના કલાકારોના શ્રમ, સ્નેહ અને સહકાર અનુકરણીય અને અભિનંદનીય ગણી શકાય. સહકાર અને ઉત્સાહની ભાવનાઓ સાથે રજૂ થયેલું 'અત્ર લુપ્તા સરસ્વતી' અકાદમીના આગામી સર્જનો માટે નૂતન કેડી ઊઘાડી, સારાં અને કૌશલ્યપૂર્ણ

મણિપુરી નર્તનના વિખ્યાત કલાવિદ્ ગુરુ બિપિન સિંહા તરફથી નૃત્યનાં વિવિધ અંગોનું શિક્ષણ લઇને શ્રીમતી. નયના ઝવેરીએ મણિપુરી નર્તનનાં અંગ અને ઉપાંગો, મુદ્રાઓ અને નૃત્યશાસ્ત્રનું સાંગોપાંગ શિક્ષણ લીધું છે. ૧૯૫૧ માં "ઉષા" અને ૧૯૫૪માં "રાજનર્તકી" અને તાજેતરમાં જ 'ગીતગોવિન્દ'નાં કાર્યક્રમોમાં મુખ્ય ભાગ લઇ એમની કલાસાધનાનો પરિચય આપ્યો છે. આ લેખ દ્વારા તેઓ મણિપુર પદ્ધતિના નૃત્ય વિશે, એની પાર્શ્વભૂમિકા અને શૈલી વિષે સચોટ દર્શન કરાવે છે.

# મણિપુરી નર્તન

લેખિકા : શ્રી નયના ઝવેરી

જગતમાં અને જીવનમાં નિરંતર સૌંદર્ય નિહાળવાની અને આનંદ અનુભવવાની ઝંખના મનુષ્યમાં જન્મજાત છે. સૃષ્ટિમાં ચોમેર ઊભરાતું, ક્ષણેક્ષણ જીલકાતું અનુપમ સૌંદર્ય અવલોકીને, પ્રકૃતિની અદ્‌ભુત માયા અનુભવીને મનુષ્યનું હૃદય થનગની ઊઠે છે. એ ઉત્કટ ઊર્મિથી એનું અંગ નાચી ઊઠે છે, એનો કંઠ સૂર છેડે છે, એની કરાંગુલિઓ રંગ અને રેખામાં આ સૌંદર્યને સમાવી લે છે. મનુષ્યમાં આ સહજ અને સહસા જન્મતી વૃત્તિ છે. સમય જતાં મનુષ્ય જ્યારે એને વિષે સભાન થાય છે ત્યારે આ વૃત્તિ કલાનું સ્વરૂપ ધારણ કરે છે. આપણે જેને કળા કહીએ છીએ તે આ સહજ વૃત્તિનું સભાન સ્વરૂપ છે. સૌંદર્યના અનુભવદ્વારા બ્રહ્મા-નન્દ સહોદર એવો રસાનન્દ અનુભવવો એ કલાનો હેતુ છે.

રવીન્દ્રનાથની એક અમર પંક્તિ છે. "વિશ્વનૃત્યેર કેન્દ્ર જે મન છંદ જાગે." આ વિશ્વના નિરંતર નૃત્યના કેન્દ્રમાં છંદ વિરાજે છે. છંદ એટલે લય અને તાલ. લય અને તાલ એ જડ-ચેતન બન્ને જગતનાં પ્રાણતત્ત્વો છે. મનુષ્યનો દેહ આ લય અને તાલરૂપી શ્વાસોચ્છ્‌વાસ પર નિર્ભર છે. એનો ઉત્કટ અનુભવ મનુષ્યે પોતાના જ્ઞાન અને કલ્પના દ્વારા વારંવાર વ્યક્ત કર્યો છે. વિજ્ઞાન-શાસ્ત્ર અને કલ્પનાસર્જનમાં આ લય અને તાલનો અનિર્વચનીય મહિમા મનુષ્યે માપ્યો છે. અણુ-પરમાણુની ગતિથી માંડીને વિશ્વના મહોપગ્રહોની ગતિ, માનવદેહમાં કાર્યશીલ નાડીતંત્ર તથા હૃદય-સ્પંદન, રસ-રૂપ-ગંધ અને ગાનમાં ઇન્દ્રિયગમ્ય નૈસર્ગિક સૌંદર્યપાન, જ્ઞાનવિજ્ઞાન તથા શાસ્ત્ર-રચનામાં રહેલી સુસ્થિર વિચારધારા, રસરૂચિ તથા ભાવ દ્વારા સર્જિત અદ્વિતીય કલાઓ સાહિત્ય, સંગીત, ચિત્ર શિલ્પ તથા નર્તન વગેરેમાં આ જ લય અને તાલનાં તત્ત્વો જાણી, માણી અને પ્રમાણીને જીવનમાં સંવાદિતા સ્થાપવાનો નિરંતર પુરુષાર્થ મનુષ્ય કરી રહ્યો છે. મનુષ્યને વાણી સ્ફુરી તે પહેલાં એ સાહજિક રીતે જ હસ્તમુદ્રાથી, મુખાભિનયથી તથા અંગભંગી-થી પોતાની લાગણી પ્રગટ કરતો. આ સર્વનો અભ્યાસ કરી લય અને તાલના સ્વરૂપમાં બાંધી તેણે નર્તનકળા ઉપજાવી. સમય જતાં એમાં સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ વગેરે કળાઓનાં પ્રધાનતત્ત્વોનો સુભગ સમન્વય કર્યો અને એને વ્યવસ્થિત તથા નિશ્ચિત સ્વરૂપ આપી નર્તનનું કલાશાસ્ત્ર જગતને ચરણે અર્પણ કર્યું. આમ નર્તન એ લય અને તાલની સંવાદિતાનું અનુપમ આત્મજ્ઞાન તથા સર્વ કલાઓના સુભગ સમન્વયનું શ્રેષ્ઠ પ્રતીક છે.

મણિપુર એટલે પ્રકૃતિનું પિયર; સુખી, સમૃદ્ધ અને ભર્યું ભર્યું. ચોમેર અવિચલ ચિત્રો જેવી, સર્જનહારની મુદ્રાઓ જેવી ગિરિમાળા-ઓથી ઘેરાયલો એ પ્રદેશ છે. એના વાદળોથી ભર્યા ભર્યા આકાશમાં વાયુની શીતલધીરી લ્હેરથી ગૂંજી ઊઠતા વાંસવૃક્ષોના મધુર સૂરોના પડઘા



★ શ્રી નયના ઝવેરી

શ્રી રંજન ઝવેરી ★

પ્રતિક્ષણ પડઘાજ કરે છે. મંદિરોની ઝાલરો-માંથી ટપકતી કૃષ્ણભક્તિનો રસભાવ હવામાં હિલ્લોળા લેતા ડાંગરના હરિયાળા ખેતરોમાં ઠેર ઠેર યુગોથી આથડયા જ કરે છે. પૃથ્વી અને સ્વર્ગની વચ્ચે જાણે કે સેતુ રહ્યો હોય એવો એ પ્રદેશ છે. એના નામમાં એક મોહિની છે. જાદુ છે, રહસ્ય છે. સૈકાઓથી એની પ્રજા એ મોહિની, એ રહસ્ય સાચવી રહી છે. પ્રાચીન કવિની કલ્પનાને કદાચ આ પ્રદેશે જ કામણ કર્યું હશે. એ પ્રદેશને નિહાળીને જ કદાચ એને ગાંધર્વલોકનું સ્વપ્ન સ્ફુર્યું હશે. મણિપુરની મોહિનીનું સ્વરૂપ, એના જાદુની ભૂરકી, એના રહસ્યની લીલા એટલે એનું નૃત્ય. ભારતવર્ષની ચારે પ્રધાન નૃત્યશૈલીઓમાં જો કદાચ કોઈ વધુમાં વધુ નાજૂક અને નયનમધુર શૈલી હોય તો તે મણિપુરી શૈલી છે. એમાં માનવહૃદયની લાગણીઓ અને માનવદેહનું લાલિત્ય પૂર્ણપણે પ્રગટ થયાં છે. આ શૈલીએ અને સવિશેષ તો એની વેશભૂષાએ ક્ષણભંગુર એવા માનવદેહને પવિત્રતાના પ્રતીક જેવા શતદલ કમલની રૂપરંગની છટા અને દેવોના દેહનો દર્પ અર્પ્યાં છે. કાચી માટી જેવી મનુષ્યની કાયા કોઇ એક યુગમાં વૃન્દાવનમાં ભમતા પરાગથી ફરીને જાણે ફોરી ઊઠી હોય, મ્હોરી ઊઠી હોય, તો આ મણિપુરી નૃત્યમાં–રાધા અને કૃષ્ણનો આત્મા જો ફરીને દેહ ધારણ કરવાનો હોય તો એ મણિપુરમાં જ પ્રગટ થવાનું પસંદ કરે. નૃત્ય એ મણિપુરને પરાપૂર્વથી પ્રાપ્ત થયેલો પ્રકૃતિનો વારસો છે. મણિપુર એ પ્રકૃતિનો પોતીકો સૌંદર્યપ્રદેશ છે. આમ મણિપુરી નૃત્યની પ્રધાન પ્રેરણા પ્રકૃતિ છે પ્રકૃતિના વિવિધ પલટાઓની પ્રત્યેક રંગ અને રૂપની છટાને અનુકૂળ એવું માસે માસનું અને ઋતુએ ઋતુનું નર્તન મણિપુરમાં છે.



મણિપુરી નર્તનકળાની આ અખંડ જીવંત પ્રણાલી અને એની પવિત્રતાનું સાચું રહસ્ય તો એની પ્રકૃતિની પ્રેરણા અને એની ભૂમિની ફળદ્રુપતામાં જ છે. આર્થિક પ્રશ્નની પીડા મણિપુરે કદી જાણી જ નથી. આથી રાજકીય કે ધાર્મિક પરિવર્તનોની અસર એના ભૌતિક સુખ પર પડી જ નથી. આથી સૈકાઓથી નર્તનની આધ્યાત્મિક સાધના મણિપુરમાં સહજ બની ગઇ છે. વળી મણિપુરી નર્તનને પૌરાણિક કથાઓ અને રોમાંચક દંતકથા-ઓની સહાય અને પ્રેરણા છે. પ્રકૃતિએ અને ફળદ્રુપતાએ જેમ મણિપુરી નર્તનને પવિત્ર રાખ્યું છે તેમ આ કથાઓએ એની પ્રણાલીને જીવંત રાખી છે. સમાજ સુખી, સંતોષી અને સંગઠિત એટલે એના ઉત્સવો ભારે ઉમંગથી ઊજવાય અને પ્રત્યેક સામાજિક પ્રસંગ નૃત્ય વિના યોજાય નહીં એવી પ્રણાલિ. આથી નર્તન એ મણિપુરી પ્રજાની જન્મજાત વૃત્તિ છે. નર્તન એને શ્વાસોચ્છ્વાસ જેવું સહજ, સ્વાભાવિક અને અનિવાર્ય બની ગયું છે.

આમ અનેક કારણે મણિપુરી નર્તન જાણે કે, સહજ કલા હોય, સ્વયંસ્ફુરિત હોય, અનાયાસ અને અચાનક જ જન્મતી હોય એવું બન્યું છે. અને એથી એક ભ્રામક માન્યતા એવી હતી અને હજુએ કોઇ કોઇના મનમાં છે કે મણિપુરી નર્તન એ તો સહજ અને અનાયાસ કલા છે એટલે કે અશાસ્ત્રીય છે. સહજ, સરલ અને અનાયાસ લાગવું એ તો કળાનો ગુણ કહેવાય. નૃત્યકારો અને મણિપુરી નર્તનના અભ્યાસીઓ જાણે છે કે આ સાહજિકતા, સરળતા અને અનાયાસ, પાછળ વર્ષોની સાધના, ઉપા-સના અને પરિશ્રમ હોય છે. અને એક પ્રજાનો એની પાછળ સૈકાઓનો પુરુષાર્થ પડયો છે.

મણિપુરી નર્તનને શાસ્ત્રનો આધાર છે. પણ એને ભારતના નાટયશાસ્ત્ર કરતાં વધું આધાર નન્દિકેશ્વરના 'અભિનયદર્પણ'નો છે. આથી એમાં આંગિકાભિનય પ્રાધાન્ય ભોગવે છે. મુદ્રાઓને મણિપુરી શૈલીમાં સ્થાન છે. હસ્તાકાભિનય અને ડોકના ડોલનનો એ અવસ્ય લાગ આવે ત્યારે લાભ લે છે, પણ એનું સૌંદર્ય, એની કલા તો અંગભંગીઓમાંથી જ પ્રગટ કરે છે. માત્ર મુખાભિનય, કે નેત્રાભિનય કે ડોકનું ડોલન કે મુદ્રાઓ ઉપર એમાં ધ્યાન અપાતું નથી. પણ દેહના સમગ્ર ડોલનથી એ એનો હેતુ સિદ્ધ કરે છે. એકી સમયે પગથી માથા લગીના દેહના અંગોપાંગના ડોલનથી સમગ્ર છાપ દ્વારા એ આનંદ અને રસ પ્રગટ કરે છે.

શાસ્ત્રો પ્રમાણે નર્તનના મુખ્ય ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. જેમકે નૃત્ત એટલે તાલ અને લય ઉપર આધાર રાખતો શોભનાત્મક અંગવિક્ષેપ. નૃત્ય એટલે જેમાં અંગવક્ષેપ દ્વારા રસ અને ભાવ દર્શાવાય છે અને નાટય એટલે જેમાં નાટયતત્ત્વનું મહત્વ હોય છે. એ જ રીતે શાસ્ત્રોમાં અભિનયના મુખ્ય ચાર તત્ત્વો વર્ણવ્યા છે. જેમકે આંગિકાભિનય એટલે અંગભંગીઃ વાચિકા-ભિનય એટલે શબ્દ અને સ્વર–ગીત અને સંગીત. આહાર્યભિનય એટલે વેશભૂષા; સંનિવેશ વગેરે અને

સાત્વિકાભિનય એટલે રસ અને ભાવ. આ ઉપરાંત નર્તનના બે પ્રકાર હોય છે. જેમકે લાસ્ય સ્ત્રીસહજ, સુકુમાર, માર્દવ તથા લાલિત્યમયું હોય છે અને તાંડવ જે પૌરુષેય અને વીરતાભર્યું હોય છે. મણિપુરી નર્તનના વિવિધ પ્રકારોમાં ઉપર જણાવેલા સર્વ વિભાગોનું દર્શન થાય છે.

મણિપુરવાસીઓનું જીવન સંગીત અને નર્તનકલાથી રંગાએલું છે. તેઓના જીવનનો કોઇ પણ સામાજિક કે ધાર્મિક પ્રસંગ નર્તન વિના અભિવ્યક્ત પામતો નથી. જનતા વૈષ્ણવધર્મી હોવાને લીધે ત્યાં રાધાકૃષ્ણની પ્રેમલક્ષણાભક્તિનો મહિમા જોવામાં આવે છે. તેઓની ધાર્મિક ક્રિયાઓ અને ઉત્સવોમાં રાધાકૃષ્ણના જીવનપ્રસંગો લેવામાં આવ્યા છે. દરેક ધર્મક્રિયા અને ઉત્સવને અનુરૂપ નર્તનપ્રકાર નિશ્ચિત કરવામાં આવ્યો છે. જેમકે હરિઉત્થાનમાં મૃદંગચલન, કાર્તિક પૂર્ણિમાએ મહારાસ, પોષ મહિનામાં કુંજરાસ, ફાગણમાં વસંત રાસમાં હોળી નૃત્ય, અષાઢની રથયાત્રામાં કરતાલી નૃત્ત, શ્રાવણમાં કૃષ્ણજન્મ ઉત્સવમાં મંજીરા નૃત્ત ઇત્યાદિ. આ રીતે નર્તન ધર્મનું એક અંગ જ બની ગયું અને બાળકથી માંડીને વૃદ્ધ સુધી બધા જ ભક્તિપૂર્વક નર્તન કરે છે.

સામાજિક પ્રસંગો જેમ કે જન્મ, લગ્ન અને મરણમાં એને અનુરૂપ નર્તનપ્રકારો યોજવામાં આવ્યા છે. ખાસ કરીને શ્રાદ્ધના પ્રસંગે હરિસંકિર્તનમાં કરતાલ ચલન એટલે કે મોટા મંજીરા સાથેનું નર્તન થાય છે. આ ઉપરાંત કાર્તિકપાલીમાં ઢોલનૃત્ત થાય છે અને નર્તન દ્વારા પ્રદર્શિત થતાં રામાયણ અને મહાભારતમાં યુદ્ધ વખતે ભાલાનૃત્ત અને તલવાર નૃત્ત પણ થાય છે. મણિપુરી નર્તન ક્વચિત ફક્ત મૃદંગના બોલ, તરાના, સ્વરાવલિ કે ક્વચિત ભાવપ્રધાન ગીતો ઉપર થાય છે. ઘણાં ગીતો અને સંગીત-રૂપકો જયદેવ, વિદ્યાપતિ, ચંડિદાસ, ચૈતન્ય મહાપ્રભુ વગેરે પ્રખ્યાત છે. સંસ્કૃત, મૈથલી, બંગાલી અને મૈતેઇ ભાષાના હોય છે. મણિપુરી નર્તનના તત્વને યોગ્ય રીતે અભિવ્યક્ત કરવા માટે મણિપુરી કલાધરોએ એને અનુરૂપ સંગીત, તાલ અને વેશભૂષા ઘડયાં છે. આવી વિવિધ પ્રકારોયુક્ત અને શાસ્ત્રીય નર્તનકળાને ઉચ્ચ કળા પ્રકારનું સ્થાન ઘટે છે.

આદિકાળથી જ કલાઓ ધર્મ સાથે સંકલિત રહી છે અને ધર્મ અને કલા એ બે જ પ્રવૃત્તિઓ મનુષ્યની સર્વ આધ્યાત્મિક આકાંક્ષાઓને સંતોષી શકે. પણ ધર્મમાં ધીરે ધીરે ક્રિયાકાંડ વધતાં અને વિચાર કરતાં આચારને વધુ પ્રાધાન્ય આપતાં, એનું મૂળ તત્ત્વ વિસારે પડયું છે અને વૈજ્ઞાનિક જ્ઞાનનો વિકાસ થતાં એનું તેજ ઝંખવાયું છે. આવા ક્રિયાકાંડી ધર્મ પર મનુષ્યની શ્રદ્ધા લોપાય એમાં શી નવાઇ? આવે સમયે કલા જ એક સાચા ધર્મનું સ્થાન લઇ મનુષ્યને જીવનની પૂર્ણતા અને સંવાદિતાનો સાક્ષાત્કાર કરાવી શકે. નર્તનનું ભાવિ ઊજળું છે.

---

# પ્રેક્ષકોને ટકોર

નાટ્યપ્રયોગ ચાલુ હોય એ વખતે રંગમંચ પર અભિનય આપતા કલાકારને પ્રેક્ષકગૃહમાં થતો ધીમો ગણગણાટ પણ પિસ્તોલના અવાજ સરખો લાગે છે. બોસ્ટનમાં, એક પ્રસંગે અભિનેત્રી જેન કાઉલે પ્રેક્ષકગૃહમાં થતા ખડખડાટને કારણે વિરોધ નોંધાવી મુખ્ય પડદો પાડી નાટક બંધ કરાવ્યું હતું. તેણીએ કહ્યું કે રંગમંચ પર પોતે જે થોડી ઘણી કામગીરી દાખવે છે એ વચ્ચે જ્યાંસુધી આ દખલ ચાલુ રહેશે ત્યાં સુધી નાટક ચાલુ નહિ થાય. એક વખત "રિડેમ્પશન" નામના નાટકમાં જેન બેરિમુર પિસ્તોલથી આપઘાત કરી મરણ પામે છે એ સમયે એની વ્યથાના શબ્દો સંભળાય છે; ટોલ્સ્ટોયે જે પ્રમાણે લખ્યા હતા એ પ્રમાણે નહિ, પરંતુ એમણે એમ કહ્યું કે ભસતા કૂતરાઓની દુનિયાને છોડી જતાં તેમને આનંદ થાય છે.

એલેક્ષાન્ડૂ વૂલકોથ

આવો જ અનુભવ પ્રવાસ દરમિયાન પૃથ્વી થિયેટર્સના શ્રી પૃથ્વીરાજ કપૂરને થયો હતો. જ્યારે પ્રેક્ષકોની લાગણીને અંગે એમણે મુખ્ય પડદો પાડી પ્રેક્ષકોને ટકોર કરી હતી.

---



## સુંદર વેણી

ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ
રાધીકા રસિલી જેનું નામ અભિરામ વ્રજ વાસણી રે લોલ
તાલી દેતાં વાગે ઝાંઝર ઝુમણા રે લોલ
રમે રમે ગોકુલની નારી પિયા સંગ પ્યારી રે
ઘૂમે ઘૂમે શ્યામને શ્યામ તે પર જાઉં વારી રમે સાહેલી રે રાધીકા
સજી સજી સોળે શણગાર ઠમકતી ચાલે રે
ભજી ભજી નંદલાલનું નામ ગોકુલીએ ગામ
અતિશે માલે રે–રાધા૦



## રંગભૂમિના—



એક જમાનો એવો હતો કે ગુજરાતી રંગભુમિનાં નાટકોમાં આવતા રાસ-ગરબાઓ ઘેર ઘેર ગવાતાં. એની સૂરાવટ કર્ણપ્રિય અને મધુર હતી એટલું જ નહિ પરંતુ એનાં કાવ્યોમાં શૃંગારનો તો કોઈ વખત ભકિતરસ સભર હતો,



## —રાસ–ગરબા



એની સાહિત્યિક મૂલ્યવત્તા કોઇથી નકારી શકાય એમ નથી અને સ્વ. ડાહ્યાભાઇ અને વાઘજીભાઇએ એવા તો અનેક કાવ્ય–ગીતો આપણને આપ્યાં છે જેમાંનાં થોડાંક અહીં રજૂ કર્યાં છે



## અશ્રુમતી

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો
નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું.
કોયલ મધુર મુરલી બની છેડે નટવર કાન
વિરહઘેલી ગોપીતણું તજી
નીકળી અભિમાન
રસીયા વિનાની બની બાળાઓ બ્હાવરી
વેણું વસંત ચિત્ત વિંધી ગયો—શું.
શીતળ સુખકર પવનની લ્હેર
ઘુમે ચોપાસ.

જાણું રાધાકૃષ્ણજી રાસ રમે છે ખાસ
વિધવિધ પંખીના વેણુ ધુધરી ધમકેરે
મહીં મહીં મેનાના નાદ ઝાંઝર ઝમકેરે
નવપલ્લવ વાઘોધરી.
પચરંગી ચીરપાઘ
ફાગ લાલ સાધી રમે
મદનરાજ મહાભાગ્ય
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો—શું.







## ચંદ્રહાસ

વટસાવિત્રી વ્રત આજ, પુરણ કરીએ રે;
લઇ કુમકુમ અક્ષત હાથ, ફળ તો ધરીએ રે;
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણે અંગેરે;
કરો પૂજન વડનું આજ, સહિયર સંગેરે.
વિધિ આ વ્રત તણીરે, સાચવો તમો;
તો તો મંગળ તમારું થાયરે,
આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો.
શાસ્ત્ર વિશે સુંદરતા શી એની લખી
તેથી તમારું રૂડું થાય રે, આયુષ્ય પતિનું રે વધારશો.
કંકણ કર વિશે ચમકે તમારાં, અંબોડા શિરપર શોભે છે સારા
એ સૌ રહેશે રૂપાળાં, વ્રતની વિધિ સંભાળો.
ઝાંઝરનો ઝમકારો તમારો, લટકો મટકો ને ચટકો તમારો
ખટકો હોય જો પ્યારો, વ્રતની વિધિ સંભાળો—વટ.



## ત્રિવિક્રમ

પુનમની ચાંદની ખીલી પુરી અંહી રે,
શોભે રજની સુંદર શી આજ

હેતે રમીએ સંગાથે સહિયર આપણે રે.
સહિયર કંકણો શી નાનાં કરે ધર્યાં રે,
માંહે જડીયાં છે, નીલમણી નંગ—હેતે૦

મળીઆં આજે આપણે, ધરી સોળ શણગાર,
કરાંકણ ચુડી ચમક, ચંદ તેજ એકતાર.
હીરારત્નથી જડીત ઉરહાર છે રે,
મોતી ગુચ્છ લટકે છે બાજુ બંધ—હેતે૦

અંબોડાં ફુલે જડયાં, સર સેંથે હિંગુળ,
ભાલમાં કુમકુમ ચાંદલા, મુક્તા માળા ઉર,
આરસ પારસમણી જડેલો ઝોક છેરે,
તેમાં વસનાં શોભે નયુરદ વીર—હેતે૦

પહેર્યાં ઝાંઝર પ્રીતથી, ઝણુણુ કરે ઝણકાર,
ફરીએ સહિયર ફુદડી, આ રજની મોઝાર,
સખી રેશીમના ફુલી વિધવિધ ભાતની રે,
તે તો આપે છે શી સુંદર સુગંધ—હેતે૦

## વીણાવેલી

શોભો સખી! સૃષ્ટિનો શણગાર હાર,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા.

જોને પ્રેમઘેલી ભૂમિના દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓહો.

ધન્ય ધરા સુંદરી! તને, ચતુર ચન્દ્ર ભુજ કાન્ત,
શાન્તિ પાઠ પઢાવ્યો, સાધીને એકાન્ત.
ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરેરે,
ગુણિયલ ગોરી પતિ ગુણગાય, શાન્તિ ચિત્તે સ્મરેરે
ધરોને બહેન! ધરતી માતાનું શું જ્ઞાન
પ્રીતેથી કરે સંસાર સુધારસ પાન—ધરણી.
ચંદ્ર સુખે ચીતરતી, તારાના મુખ સ્વામ,
સદ્‌ગુણીનું સુખ માણીને, રમે ફુલના ગ્રામ.
સખી! જેને પતિનું માન—તેનાં ગાંધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સન્માન રમે રામા રસિક લઇ તાન.
ધરણી નાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામી પાય.
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જ્યાં જ્યાં ત્યાં ઉભરાય.

## રસીકમણી

ચલ રે ગાગર ચલ રે ગાગર, જમુનાજી જઈએ
જમુનાજી રળિયામણા રે ગાગર ઘૂમે–ચલરે.
પાંણીડાં જાઉં તો મને તડકો રે લાગે
સાહેબા ચંદરવા બંધાવો રે, ગાગર ઘૂમે–ચલરે.
શેરીએ ચાલું તો મને કાંટારા વાગે
સાહેબા ગાલીચા ઢળાવો રે, ગાગર ઘૂમે–ચલરે.



## પવિત્રલીલાવતી

સખીઓ નિજ નિજ નિતિધર્મ સદા સંભાળીએ રે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુલ કરી પરીધાન.
ભાવ સહીત ભક્તિથી નીત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઊભય સુકુળ અજવાળીએ રે...ટેક.

નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાલી હાથો હાથ,
હસવું, રમવું, જમવું, એકાન્તે નવ બેસવું રે,
પતિ વિણ પતિના પણ સદા મિત્રોની સંગાથ...એવા



નાથ વિના કરવી નહીં, વિનોદ ક્રિડા વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત,
નીરલજ નટખટની સોબત તજવી સુજાત...એવા



કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાળ,
મતિહીણ પતીત પ્રતિ પળે, એ સતીને સુર રાય,
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાયે...એવા

ઊંચે સ્વરે ન ઉચરવું, મૂકીને મરજાદ,
કુલીન બહેન કરવો નહી વડીલથી વિવાદ,
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએ રે,
શિવ સુત કેશવની શીખામણ અંતર યાદ...એવા

કવિ શ્રી જામનના નામથી ભાગ્યે જ કોઇ નાટ્યરસિક અજાણ્યો હશે. કોઇ એમને મસ્ત કવિ, કોઇ એમને અંકોર કલમના લેખક કહેતા તો ઘણા એમને "ભાઇ" ના ભલાકસીયા પણ વડીલ તરીકેના સન્માન સૂચક નામથી પણ સંબોધન કરતાં. છતાં આ મસ્ત કવિ જીવનભર રંગભૂમિની ધૂનમાં જ મસ્ત રહ્યા છે. કલ્પનાનો દોર એમને સામાજિક-પ્રશ્નોનાં ઊંડાણમાં લઇ જતો અને વીણી વીણીને એમણે સમાજનાં દુષણોને રંગમંચ પર દર્શાવ્યાં છે ને ટકોર કરી છે. "આવો છે સંસાર! એને નરક બનાવવો કે નંદનવન એ તમારા હાથમાં છે."

જનતાના આ લાડીલા નાટ્યકાર અને કવિની પ્રથમ મૃત્યુતિથિ તા. ૧૧-૧૧-૫૬ને દિવસે ગઇ. વર્ષ પસાર થયું પણ એમની સ્મૃતિઓ અને એમની કલમ અમર-ચિરંજીવ રહી છે. એમના જીવનની રૂપરેખા, એમના જીવનમાં ગુંથાયલા આનંદ અને ઉત્પાતોનું આછું દર્શન લેખકે આ લેખમાં દર્શાવ્યું છે. —તંત્રી.

# વ્યક્તિ વિશેષ

# સ્વ. કવિ શ્રી જામન



પરિચયકાર:

શ્રી નરોત્તમદાસ મા. સંપત



સ્વ. શ્રી જામન

અપાયાં ઓસર્યાં આજે, અગમના માર્ગ સીધાં છે,
જગતમાં જીવવા કાજે, અમે તો ઝેર પીધાં છે.

(એક હતો સસરો)

ઉપરની પંક્તિઓમાં શ્રી જામને વેદનાની વાણી કરી છે. વિકાસ અને પ્રકાશની કેડી મક્કમ કરી છે અને માનવદેહમાં એમનો આત્મા રહ્યો ત્યાં સુધી સતત જાગૃત રહી એમણે એ કેડીનો ત્યાગ કર્યો નથી. કોઇ એમનાં યશમાન ગાય, એમનાં સન્માનનાં સમારંભો યોજે, એમનું બહુમાન કરી લક્ષ્મીની કોથળીઓ ઉપહારે એવી ખેવના જીવનભર એમણે રાખી નહોતી. એમનો મંત્ર હતો કાર્યાત્ સિદ્ધિઃ અને એ મંત્ર સૂતાં, જાગતાં, આયુષ્યના શ્વાસે-શ્વાસ લેતાં પોતાના પ્રાણ સાથે એમણે ગુંજતો રાખ્યો હતો.

એમનું આખું નામ જમનાદાસ, પિતાનું નામ મોરારજી, માતાનું નામ જેરાંબાઇ અને અટક સંપત. એમનો જન્મ સંવત ૧૯૪૫ના કારતક સુદ ૬, તા. ૮-૧૧-૧૮૮૮ને દિવસે થયો. ભાટિયા જ્ઞાતિમાં એમનું કુટુંબ સુખી અને શ્રીમંત ગણાતું. બાપદાદાનો વ્યવસાય કાપડનો હોવાથી વેપારીનો પુત્ર વેપાર જ કરે એવી માન્યતા

બંધાઇ ગઇ છે, પરંતુ બાલવયથી જ શ્રી જામનમાં કાવ્ય અને સાહિત્યનાં અંકુરો રોપાયાં હતાં. શાળાના અભ્યાસની સાથે શ્રીમદ્ ભાગવત, મહાભારત, રામાયણ વગેરે ગ્રંથોનું મનનપૂર્વક અધ્યયન એમણે કરવા માંડયું. એમાં આવતી કથાઓ-ઉપકથાઓ એમને કંઠસ્થ થઇ ગઇ અને એ કથાઓ પાછળ રહેલું તારતમ્ય શોધવા એમનું અંતર તલસતું. એમાંથી તારવેલું તથ્ય જીવનમાં ઊતારવા એમણે ઉપાસના માંડી, જેને પરિણામે સમાજમાં પ્રવર્તતા દુષણોને મીટાવવા હૈયે ઝંખના જાગી. મેટ્રીકની પરીક્ષા આપવાની હતી પણ તેમાં યે તેઓ ન બેસ઼ા અને એમનું મન આ ઝંખનાને મૂર્તિમંત કરવા મથતું. એવી કોઇ તક તેઓ શોધ્યા કરતા.

ગુજરાતી નાટકો જોવાનો શોખ તો હતો જ પણ એ શોખને એમનાં જીવનનાં ધ્યેય માટે પૂર્ણ કરવા એમણે નિશ્ચય કર્યો. પરંતુ ધર્મચુસ્ત અને જૂનાં રીતરિવાજોને અપનાવતા કુટુંબમાં નાટકો પ્રત્યે તિરસ્કાર હતો છતાં તેઓ હિંમત ન હાર્યા. પંદર વર્ષની વયે ઝવેરબાઇ સાથે એમનાં લગ્ન થયાં ત્યારે રાતે બધા સૂઇ જાય એ વખતે એકાંત મળતાં નાટક લખવાનું એમણે શરૂ કર્યું. એ લેખનકાર્યમાં એમના એક મિત્રનો સાથ પણ સાંપડ્યો અને એમની પ્રથમ કૃતિ તે "કૃષ્ણ સુદામા". નાટક લખાયું એટલે એની સાથે ગીતો પણ જોઇએ, એથી કાવ્યો લખવાં પણ શરૂ કર્યાં, એ પછી સામાજિક પ્રશ્નોને છણતા "સંસાર ચિત્ર" અને "કુસંગ દોષ" નાટકો લખ્યાં પણ ભજવે કોણ? નાટ્ય સંસ્થાઓને બારણે આ તરૂણ યુવાનને ઊભો પણ કોણ રાખે!

મારકીટમાં એમની કાપડની દુકાન ચાલુ હતી. ધંધો પણ સાધારણ રીતે ઠીક ચાલતો એટલે અન્યત્ર રોટી રળવાનો પ્રશ્ન ઉપસ્થિત જ થતો નહોતો, છતાં એમનું ધ્યેય પાર પાડવા નાટ્યલેખન એ મુખ્ય આકર્ષણ બન્યું. અને જે કૃતનિશ્ચયી હોય છે એને મોડીવહેલી પણ એ તક મળે જ છે. ૧૯૨૦માં કાલબાદેવી પર એડવર્ડ થિયેટરમાં શ્રી મહાશંકર વેણીશંકરની રોયલ નાટક મંડળી કવિ શ્રી. મૂળશંકર મૂલાણીનાં નાટકો 'ભાગ્યોદય' અને 'એક જ ભૂલ' ભજવતી. એ સમયે શ્રી જામનના બનેવી શ્રી મથુરાંદાસ મનજી વાલજીને જાણ થઇ કે 'જમનાદાસ નાટક લખે છે," એટલે એ નાટક લઇ એમણે પોતાની સાથે આવવા આમંત્રણ આપ્યું. કૈંક ગભરાટ, ક્ષોભ છતાં આશાના દોરને વળગી એમણે નાટક કંપનીને આંગણે પગ મૂકયો. અને એ પગલાં શુકનવંતાં નીવડયાં. કંપનીના ડિરેક્ટર સોરાબજી કાત્રક પાસે એમણે 'સંસાર ચિત્ર" વાંચ્યું ત્યારે મહાભાઇએ કાત્રકને પૂછ્યું.

"બાવા, આ નાટક માટે શો મત છે?"

"સારું છે. રાખી લ્યો." બાવા બોલ્યા. સોરાબજી કાત્રકે આ નાટકમાં એવું શું જોયું હશે! જામનભાઇએ જીવન દરમિયાન બહોળાં કુટુંબમાં રહી અનેક કડવા મીઠા અનુભવો લીધા હતા તેમ જ અન્યના દિલની વાતો જાણી, પ્રમાણી લેવાની જિજ્ઞાસાવૃત્તિ કેળવી હતી. આસપાસના વાતાવરણમાં બનતાં પ્રસંગોનું ઝીણવટભર્યું નિરીક્ષણ અને મનુષ્ય સ્વભાવનું આબેહૂબ ચિત્ર એમના મનમાં દૃઢ થતું. એ બધું એમની લેખિનિમાં ઉતરતું. યુવાનવયે લખેલા આ ખેલમાં સંસારના અનુભવોનો નિચોડ સોરાબજી કાત્રકે પારખ્યો અને બીજું નાટક પણ લાવવા કહ્યું. જામનભાઇએ "કુસંગદોષ" આપ્યું જે વાંચતાં એ નાટક વધારે સારું લાગ્યું. માત્ર ઉપરની ટાપટીપ અને સ્ટેજને માટે યોગ્ય એવી પ્રસંગ ગુંથણીની જરૂર હતી. સુધારા વધારા સાથે એ નાટક "ભૂલનો ભોગ" નામે રજૂ થયું. પ્રથમ નાઇટે જ એ નાટકે જામનભાઇને યશકીર્તિ અપાવી. એ નાટક જ્યારે અમદાવાદમાં ભજવાતું ત્યારે જીવનભરમાં જે વૃદ્ધ ડોસીઓએ કદિ નાટક જોયું ન હતું તેઓ આ ખેલ જોવા આવતી અને ઘણાઓના કડવા સંસારમાં મીઠાશ આવી હતી, કેંકના કુટુંબકલેષ ટળ્યાં હતાં એવી મોહિની આ નાટકે લગાડી હતી. સાસુ-વહુના ઝઘડા, બિનઅનુભવી યુવાનોની નાદાનીને પરિણામે થતી ભૂલો અને તેના ભોગને પરિણામે પસ્તાતા યુવકોની કહાણી એ નાટકમાં દર્શાવાઇ હતી.

નાટ્ય અને સાહિત્યક્ષેત્રે એમની ચડતી થતી હતી એ જ વખતે એમની મોટી પુત્રી ચંપાને ક્ષયરોગ લાગુ પડયો. એ વખતમાં ક્ષયને નામે કુટુંબીઓનાં હૈયામાં ફાળ પડતી પણ એ ઘટનાને પોતાના જીવનનું પ્રસંગ ચિત્ર માની જામનભાઇએ લેખનકાર્ય ચાલુ રાખ્યું. નવું નાટક આપ્યું "સોનેરી જાળ" જેમાં ઢોંગી ધર્મગુરૂઓની પાપલીલા આલેખાયેલી હતી. સમાજમાં આ નાટકે બહુ ચકચાર જગાવી પણ એથી હતાશ ન થતાં જામનભાઇએ

પડકાર ફેંક્યો:

"હજી તો એવાં અનેક દૂષણો ઉપરનો પડદો હું હઠાવવાનો છું. વીણી વીણીને ધુતારાઓને ખુલ્લાં પાડવાનો છું." દરમિયાન ૧૯૨૨માં ચંપાનું મૃત્યુ થયું. એ પછી આવ્યું 'એમાં શું?' એમાં તો ઘણુંયે હતું. એક આર્યનારીના બલિદાનની કથા હતી અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સભ્યો અને સાક્ષરો જેમાં શ્રી આનંદશંકર ધ્રુવ પણ હતા તેમણે જામનભાઇનું સન્માન કરી, માનપત્ર આપી, ગુજરાતના લેખકોમાં એમનું ગૌરવ વધાર્યું. સ્વ શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ જેવા સમર્થ સાક્ષરે એમની શૈલી અને એમનાં સાહિત્ય માટે આદર વ્યક્ત કર્યો. એ પછીનાં નાટકો તે "રાજરમત" અને "એ કોનો વાંક?" જે ખૂબ વખણાયું, પણ કંપની માલિકો સંબંધમાં જામનભાઇને મતભેદ પડ્યો.

એક સિદ્ધહસ્ત લેખક તરીકે એમની નામના તો થઇ હતી પણ એ ધૂની લેખક "ભાઇ, મારો ખેલ લ્યો" કહીને કંપનીઓને બારણે ભટક્યા નથી કોઇ પૂછતું કે કેમ જતા નથી તો જવાબ દેતા—

"મારું કાર્ય નાટકો લખવાનું છે, કલાનું વેચાણ કરવાનું નથી."

છતાં પોતાના ધ્યેયમાં તો એમને આગળ વધવાનું જ હતું. એટલે ૧૯૨૬માં કેટલાક ભાટિયા જ્ઞાતિનાં મિત્રોના સહકારથી એક અવેતન મંડળી સ્થાપી "શ્રી ભદ્રી હિતવર્ધક સમાજ" અને "શ્રી ભદ્રી સેવા સમાજ" એ મિત્રોમાં આજના અગ્રગણ્ય ગણાતા વેપારીઓ હતા શ્રી ગોરધનદાસ જી. મોરારજી, શ્રી રતનશી ચાંપશી વગેરે. પરંતુ ભાટિયા જ્ઞાતિમાં ફરી એકવાર હલચલ મચી.

"આ ભાટિયો, હવે ભાટિયાઓને નચાવવા માગે છે."

જામનભાઇનો જવાબ હતો; "હું કઇ પારકાં છોકરાંઓને જતિ બનાવતો નથી. પ્રથમ મારા કુટુંબથી જ પ્રારંભ કર્યો છે."

અને એમના પુત્રો અને ભત્રીજાઓ ભૂમિકા ભજવતા જેમાં ડૉ. નગીનદાસ, કૃષ્ણદાસ, નારાયણદાસ, તુલસીદાસ અને હું હતો. ઉપરાંત જેમને પુત્રવત એમણે રાખ્યા હતા તે શ્રી ભગવાનદાસ (સુંદરશ્યામ), શ્રી મૂળરાજ કાપડિયા શ્રી મથુરાદાસ ખીમજી અને પ્રાગજી ડોસા. લોકોમાં નાટ્ય પ્રતિ અભિરુચિ ઉત્પન્ન કરવાનું, સારા કુટુંબોમાં કલાનો પ્રચાર કરવાનું અને સાથે સમાજસેવા કરવાનું એમનું ધ્યેય હતું. વીસમી સદી, વિનાશ પંથે કાળી વાદળી, ડાલેજિયન નાટકો જૂની પ્રણાલીની ઢબે એમણે રજૂ કરાવ્યાં ને એ નાટકો એની રજૂઆત, એનું દિગ્દર્શન, એના અભિનયની દૃષ્ટિએ લોકાદર પામ્યા. આ નાટકો દ્વારા લગભગ સવાલાખ રૂપિયાની રકમ ધર્માર્થે ખેલો યોજીને અપાણી. કોઇપણ વ્યક્તિ કંઇપણ મહેનતાણું લીધા સિવાય રાજીખુશીથી આ નાટકોમાં ભાગ લેતી.

એક પ્રસંગ ખાસ ઉલ્લેખનીય છે અને જામનભાઇની રંગભૂમિ પ્રત્યેની સેવાની ધગશને ઓપ આપે છે. ૧૯૨૬ ની એ સાલ હતી. વીસમીસદીની એક નાટક ધર્માર્થે અપાઇ હતી. નાટકને માત્ર બે જ દિવસ બાકી હતા ત્યારે એમનો પુત્ર વ્રજદાસ યુવાનવયે આ જગતના રંગમંચ પરથી સદાને માટે ચાલ્યો ગયો. અનંત આશાઓથી ભરેલા યુવાન પુત્રનું મૃત્યુ, ધર્મચુસ્ત કુટુંબ, છતાં એમણે દૃઢતાથી કહ્યું.—

"નાટક બંધ નહિ રહે."

એ નાટકમાં મારી અને એમના પુત્ર ડૉ. નગીનદાસની મુખ્ય ભૂમિકાઓ હતી. અમે ભજવી અને નાટક ભજવાયું.

વર્ષો વીતતાં ગયાં અને રંગભૂમિએ કાયાપલટ માગી. નાટકની રજૂઆતનું વહેણ બદલાય છે એની પ્રતીતિ સૌ પ્રથમ જામનભાઇને થઇ. એમણે "ગુજરાત કલા મંદિર" નામે સંસ્થાની સુરતમાં સ્થાપના કરી અને અઢીથી ત્રણ કલાકની નાટિકાઓ ભજવવાનો યુગ શરૂ થયો. એ નાટિકાઓના પ્રવર્તક જામનભાઇ જાણી ગયા હતા કે ફિલ્મો લોકપ્રિય થઇ ગઇ છે

અને એનો સામનો કરવાનો છે. એ નાટિકાઓ તે "નવું ને જૂનું", "સંવાદી સૂર", "નગદ સોદો", "વાસનાનાં વહેણ", "કોલેજિયન", પોતેજ નિર્માતા, લેખક, દિગ્દર્શક અને જરૂર પડે તો કોઇપણ ભૂમિકામાં—પુરુષ અથવા સ્ત્રી—ઉતરતા અને એવા અણધાર્યા પ્રસંગો ઘણી વખત ઉપસ્થિત થતાં. આ કંપનીમાં શ્રી ચંપકલાલજી તથા શ્રી દેશી નાટક સમાજમાં હાલ ભૂમિકાઓ ભજવતા શ્રી ચુનીલાલ નાયક પણ હતા. નાટકો ખૂબ વખણાયા, કીર્તિ મળી પણ કલદાર ન મળ્યા; એટલે કંપની મુંબઇ આવી તો નસીબ બે ડગલાં આગળ હતું. કોમી હુલ્લડ જાગ્યું અને કંપની સૌરાષ્ટ્રની સફરે ઉપડી ગઇ ત્યાં સૌરાષ્ટ્ર કલામંદિરનું નામ રાખી "તલવારની ધારે", "ભિક્ષુક બાબા" ભજવ્યાં.

દરમિયાન ત્રણેક વર્ષના ગાળામાં આર્ય નૈતિક નાટક સમાજે એમનાં "લગ્નબંધન" અને "પ્રવાસી" (Les Miserableનું રૂપાંતર) ભજવ્યાં અને શ્રી બાપુલાલની મુંબઇ ગુજરાતી નાટક મંડળીએ "શેતરંજના દાવ" રજૂ કર્યું.

વડોદરામાં "ઉદય નાટક સમાજ" ને નામે ફરી જામનભાઇની કંપનીમાં પરિવર્તન આવ્યું અને "અધુરાં અમૃત" સ્ટેજ કર્યું. એક વખત મુંબઇ બોમ્બે થિએટરમાં આવી "જન્મદાતા", "રખે ભૂલતા" અને "અંધારી ગલી" ભજવ્યાં. પણ રજતપટની દુનિયા સામે ચારી ન ભળી. નવી રંગભૂમિની પ્રણાલીએ એક સન્નિવેશ પર એક અંક લખી ત્રિઅંકી ભજવ્યું પણ લોકો એવું જોવાને હજી તૈયાર થયા ન હતા. છતાં જેણે પોતાના જીવનમાં નવા નવા સાહસો યોજી, જનતાને કૈંક નવું આપ્યું છે, પોતે ફના થઇને એક નવી પ્રણાલીની શરૂઆત કરી છે એ સાહસવીર માટે એટલું જરૂર કહેવું પડશે.

"જામનભાઇ, તમે રંગભૂમિની દુનિયામાં એક દાયકો આગળ હતા."

૧૯૩૬માં એમની કંપની બંધ થઇ, પણ એ દશ વર્ષના ગાળામાં એમણે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કરાંચી સુધી જઇ અનેક નાટકો રજૂ કર્યાં. સૌરાષ્ટ્ર રાજ્યના કેટલાક યુવરાજો જેઓ પશ્ચિમની સફર કરી આવ્યા હતા તે કહેતા, "જામનભાઇ તમારાં નાટકો જોતાં, યુરોપનાં નાટકો અમે હિન્દુસ્થાનમાં જોતાં હોઇએ એવું અમને લાગે છે" કરાંચીમાં હાલના ચીફ જસ્ટીસ શ્રી. ચાગલાના વરદ હસ્તે એમને માનપત્ર પણ મળ્યું હતું. એમના નાટકોમાં આવતા વાસ્તવિક અને તલસ્પર્શી પ્રસંગો, એની વેધક ભાષા, અને આદિથી અંત સુધી પ્રેક્ષકોનાં દિલને જકડી રાખનાર વસ્તુ હતી.

એની રજૂઆત અજોડ હતી. પરંતુ એમને લાગ્યું કે હવે યુગ બદલાયો, શૈલી બદલાઇ, કલાકારો બદલાયા, રજૂઆત બદલાઇ અને લોકમાનસ પણ બદલાયું છે એટલે કો વાનપ્રસ્થ યોગી સમા, એકાકી જીવન ગાળતા એ બેઠા રહ્યા. ૧૯૪૪માં એક વધુ આઘાત એમને લાગ્યો અને તે એમના ચોથા પુત્ર કૃષ્ણદાસનું યુવાન મૃત્યુ. એ પછી લાંબો ગાળો વીતે છે. ૧૯૫૪માં એમના પુત્ર ડો. નગીનદાસે "મંજુલ નાટ્યમ" નામની સંસ્થા સ્થાપી અને જામનભાઇનું નાટક "એક હતો સસરો" દિવાસાની રાતે રજૂ કર્યું ત્યારે સૌને એમ લાગ્યું કે જામનજી નવાં વિચારો, નવાં નાટકો લઇ ફરી એકવાર રંગભુમિ ક્ષેત્રે પ્રવેશ કરે છે, પણ કાળની ગતિ ન્યારી હતી. ૨૨મી ડિસેમ્બર ૧૯૫૫ની સવારે અચાનક હૃદય પર હુમલો થતાં એમનો જીવનદીપ બુઝાઇ ગયો.

એમની સંતતિમાં મોટા પુત્ર પ્રતાપ, ડૉ. નગીનદાસ અને પુત્રી પુષ્પા વિદ્યમાન છે.

અનેક નાટકોના એ સર્જકની એમની ઉત્તરાવસ્થામાં લખાયેલી અને ન ભજવાયેલી નાટ્યકૃતિઓ એમ જ પડી છે જેમાં "કાયાની છાયા", "જનેતા", "મંગલ ઘડી" અને એક નાટિકા "કયે રસ્તે" છે. I. N. T., રંગભૂમિ, કલાકેન્દ્ર કે ગુજરાતી નાટ્ય મંડળ, જે નાટ્યકારે નાટ્યકલા પાછળ ભેખ લીધો અને પ્રારબ્ધ પ્રતિકુળ છતાં જીવનના અંત સુધી પુરુષાર્થ ચાલુ રાખ્યો એમની સ્મૃતિ જાળવવા આ કૃતિઓને તખતા પર જીવંત કરી રહી એમની કૃતિઓમાં રહેલા હૈવતે અને એમનાં પરિચયે સુસંસ્કાર, ચારિત્ર્ય, કર્તવ્યપરાયણતા અને સેવાના મૂલ્ય હું સમજી શક્યો છું. આજે તેઓ સદેહે અસ્તિત્વમાં નથી છતાં એમની કૃતિઓએ આપેલી પ્રેરણાનો પ્રકાશ પગલે પગલે મળતો રહે છે. આ વિરલ વિભૂતિને મારાં કોટી કોટી વંદન. ★

મુંબઈને આંગણે ગરબા-રાસ અને લોકગીતોની સ્વરધારા આ માસમાં વહી તે ટાંકણે 'રઢિયાળી રાત'માંથી ઉદ્ધૃત કરેલો આ લેખ પ્રાસંગિક લેખાશે

# રઢિયાળી રાત

લેખક

**શ્રી ઝવેરચંદ મેઘાણી**

## પ્રકૃતિનો પક્ષપાત

કુદરતે તો કંઈ કંઈ સમૃદ્ધિઓ આ ભરતખંડને પ્રાંતે પ્રાંતે છૂટે હાથે વેરી છે. કાશ્મીરને એણે સદાયે લીલી અને લચકતી વનસ્પતિની ઓઢણી આપી, બંગાળાને એણે પાણી પાણી કરી પલાળી દીધું, મહારાષ્ટ્રને એણે ગગનચુમ્બી કરાડો અને પહાડો દીધા, અને રજપૂતાનાને બધી નાજુકતાથી બાતલ રાખી, નર્યું શૂરાતન જ એની નસોમાં ધરબી દીધું. એમ પ્રત્યેક પ્રાંતને તો એણે એકેક જાતની જ બક્ષીસ કરીને બીજી બધી વિભૂતિઓની ઉણપ આપી, ત્યારે લાડકવાયી ગુજરાતને તો કુદરતે બધું ય થોડું થોડું ને પ્રમાણસર બક્ષ્યું.

પ્રકૃતિ માતાએ ઓઢાડેલી એ નવરંગ ચૂંદડીમાંથી ગુજરાતનું લોક-જીવન અલૌકિક રૂપે દીપી ઉઠ્યું. સૌરાષ્ટ્રની પાણીએ અને ખળખળતી નાની ડુંગરીઆળ નદીઓએ પ્રેમશૌર્ય ખીલાવ્યું, તો તાપી, નર્મદા અને મહી નદીના રસાળ પ્રદેશે લાલિત્ય અને નાજુકતા પોષ્યાં. એમ ગુજરાતના વદન પર કંઈ કંઈ રેખાઓ અંકાઈ ગઈ. કુદરતનો લાડકવાયો આ ગુજરાતી લોક-સમાજ ભાતભાતના રસથી ભીંજાઈને એવો ધન્ય બની ગયો કે એના કંઠમાંથી પંખીઓના કિલકિલાટ સરખું ગાન વછૂટવા લાગ્યું.

## લોક-ગીત

આ ગાન કયું? ગુજરાતના પ્રેમાનંદ કે દયારામ, નર્મદ કે દલપતરામ અથવા તો નાનાલાલ કે નરસિંહરાવ નામના જે કવિઓએ કાગળ અને કલમ લઈને રચ્યું, તે ગાનની આજે વાત થતી નથી. ભલે એ આખું કવિમંડળ ચાહે તેટલાં મધુર ગીત ગાઈ ગયું હોય, આજ તો એવાં ગીતની વાત થાય છે કે જેનાં રચનારાંએ કદી કાગળ ને લેખણ પકડયાં નહિ હોય; એ રચનારાં કોણ તેની જ કોઈને ખબર નહિ હોય, અને પ્રેમાનંદ કે નરસિંહ મહેતાની પૂર્વે કેટલો કાળ વીંધીને એ સ્વરો ચાલ્યા આવે છે, તેની યે કોઈ કલ્પના કરી નહિ શકયું હોય. એનું નામ લોક-ગીત. ધરતીના ગેબ અગમ્ય અંધાર પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કોઈ કદાપી શોધી શક્યું નથી, તેમ આ લોક-ગીતોનાં ઉત્પત્તિ સ્થાન પણ અણશોધ્યાં જ રહ્યાં છે, અને તેટલી વિશેષ તાજજુબીમાં શોધકો ગરક થઈ ગયા છે. જગતનાં ઉત્તમ ગણાતાં કાવ્યની જોડમાં બેસે તેવી આ કંઠસ્થ કૃતિઓ ઉપર એના સરજનહારાએ પોતાનાં નામ જોડી દેવા જેટલો મોહ પણ ન રાખ્યો, એ કાંઈ આજના અલ્પ મનુષ્યોને માટે ઓછી વિસ્મયકારક બીના નથી.

## કોણે કોણે ગાયાં?

ગુજરાતનો લોકસમાજ ગાવા માટે તલસી ઉઠ્યો. એની કુંજોમાં જેમ પંખીઓ ટહુક્યા વિના ન રહી શક્યાં, તેમ ગુજરાતનાં મનુષ્યો પણ ગાયા વગર ન ઝંપી શક્યાં. એના દરજીએ ને મોચીએ સીવતાં સીવતાં ગાયું; ધોબીએ નદીની ભેખડોમાંથી પડછંદા જગાવી પોતાના વસ્ત્રને ધાયે ધાયે ગીતના તાલ બાંધ્યા; વણકરે શાળોના ખટખટાટ સાથે પોતાના સ્વરો મેળવ્યા, ઘાંચીએ પણ પોતાના બળદને રાગે ચડાવી પરોણાનો પ્રહાર કે જીભનો ડચકારો યે કર્યા વિના, એ થાકેલા પશુને ઉત્સાહિત કર્યો. ટીપણી ટીપનારાએ ગાતાં ગાતાં એવા ઉલ્લાસથી ટીપ્યું, કે સો સો વરસ સુધી એ ધાબાંઓની કાંકરીઓ નથી ખસી, ખાણ ખોદનારાએ ત્રીકમના ઘા દેતાં દેતાં ગીત લલકાર્યાં; મજૂરોએ ત્રાંસલા સારતાં સારતાં સૂરો છેડીને માથા પરનો ભાર હળવો કર્યો; ગાડાવાળાએ પૈડાંના કીચૂડ કીચૂડ અવાજો સાથે આલાપ મેળવ્યો. એ રીતે લોક-સમાજના ઉદ્યમો અને ધંધાઓ પણ સંગીતાલયો બની ગયાં. લોકોનું જીવન હળવું ફૂલ જેવું થઈ ગયું. પોતાના સંતાપોમાંથી લોકોએ રાહત મેળવી.'

અને લોકોના ઘર આંગણાંમાં એ ગીતો કેવી કેવી રીતે દાખલ થઈ ગયાં? ઘંટી દળતાં ને છાશ



સાગર વલોવાયો. તેમાંથી વિષ અને અમૃત જેવાં કૈંક રત્નો નીકળ્યાં. મહીડાં વલોવાય ત્યારે તેમાંથી માખણના પીંડા ઊતરે છે. તેવી જ રીતે સ્ત્રીઓના હૈયામાં જ્યારે સુખદુઃખ, આશાનિરાશા, ઉમંગ કે આઘાત જેવી કોઇ પણ બળવાન ઊર્મિ રવાઇને રૂપે ઘૂમવા માંડી ત્યારે તેમાંથી આ રાસડા નીકળ્યા.

★

ઘૂમાવતાં સ્ત્રીઓએ પ્રભાતીયાં છેડ્યાં, સોતાં ને ઝાટકતાં સૂરો લલકાર્યા. નાયબાવાઓ રાવણહથ્થો લઇ લઇને, બટકું રોટલાથી રાજી થતા થતા, ઉંબરે ઉંબરે ઇતિહાસનાં વૈરાગ્યનાં કે પ્રેમનાં ગીતો ગાતા ગયા, શરણાઇવાળાઓએ શરણાઇમાં, વાદીઓએ મોરલીમાં, ગોવાળોએ વાંસળીમાં અને કણબી-કોળીઓએ પાવામાં એ બધા સ્વરોને ઉતારી લીધા.

## સ્ત્રીઓનાં ગીતો

પરંતુ આજે તો એ વિશાળ ગીત-સૃષ્ટિના એક ખૂણાને જ આપણે તપાસી રહ્યા છીએ એ ખૂણો ગુર્જરી સ્ત્રીઓને ગાવાના રાસડાના નામે ઓળખાતાં ગીતોનો છે. ગુર્જર નારીએ કેટલુ કેટલું ગાયું છે! એણે તો સીમન્તના ગીતોથી શરૂ કરીને ગર્ભમાં બેઠેલા બાળકને ગીત-રસ પીવાડયો છે. પૃથ્વી પર પહેલવહેલાં એ બાળકના કાન મંડાતાં જ તેમાં માતાનાં મુખનું જ ગીતામૃત રેડાયું છે. એને નીંદરોની લ્હેરો પણ માતાનાં હાલરડાંમાંથી મળી છે. બાળક ન્હાનો ન્હાતો પણ માતાની સ્વરધારામાં ભીંજાતો ગયો છે. એની રમતોનાં જોડકણાં પણ કોઇ અજાણી માતાએ જ રચી દીધાં હોય છે. એ નિશાળે બેસે, જનોઇ ધારણ કરે, વરે, પરણે અને જગતને સંતતિની ભેટ ધરે, ત્યારે પણ જનેતાએ જ એનાં જીવનમાં ગીતોનાં અમૃત સીંચ્યાં છે. આખરે એના મૃત્યુ ઉપર પર માતાએ જે રુદન કર્યું છે; તેમાંયે એણે વિલાપનું મર્મવેધક ગીત મૂક્યું છે જેને જગતે છાજીઆં કરી નિંદ્યાં છે, તે માતાના હૃદયનું કરુણગાન નથી તો બીજું શું છે?

## રાસડા

પણ આજ તો ગુર્જરી મહિલાઓએ એક વખત પેટ ભરી ભરીને માણેલી રઢિયાળી રાતનો જ પરિચય કરાવવો છે. આજ ઘણુંખરું તો એ રાત ભૂતકાળની જ વસ્તુ બનીને સાંભરી રહી છે. આપણા ક્રૂર સમાજે અને આપણા જીવન-વિગ્રહે મળીને નારી જીવનનો લોપ કરી નાખ્યો છે. એટલે આજની રાત્રીઓને રઢિયાળી બનાવવા જેટલું ચૈતન્ય ગુર્જર રમણીઓમાં રહ્યું નથી.

## રઢિયાળી રાત

કેવી હતી એ રઢિયાળી રાત્રિ? આકાશના ચોકમાં જ્યારે ચંદારાણી પોતાની કોટિ કોટિ તારલારૂપી સહિયરોને લઇને જાણે કે રમવાં નીકળતી, ત્યારે ગુજરાતની શેરીએ કુમારિકાઓનાં ને નવોઢાઓનાં વૃંદ વળતાં-પુરુષ વર્ગ કાં પોઢી ગયો હોય, ને કાં પોતાની મેડીએ બેસી કાન માંડતો હોય. તે ટાણે લજ્જાળુ ગુજરાતણ કે પ્રગલ્ભા કાઠિયાવાડણનો કંઠ ભેદાતાં ગગનમાં સ્વરોનો ગભારો ચડતો કે-

> "રાધાજીનાં ઊંચા નીચા મોલ,
> ઝરૂખે દીવા બળે રે લોલ,
> રાધા ગોરી ગરબે રમવા ચાલો,
> સાહેલી સહુ ટોળે વળે રે લોલ."

કોણ કોણ સાહેલી અને કેવી રૂપાળી સાહેલી?.

> "ત્યાં છે મારા રૂપસંગભાઇની ગોરી,
> મુખલડે અમી ઝરે રે લોલ,
> ત્યાં છે મારા માનસંગભાઇની ગોરી,
> હાથડીએ હીરા જડયા રે લોલ,
> ત્યાં છે મારા માનસંગભાઇની ગોરી,
> પગડીએ પદમ જડયાં રે લોલ"

એ 'ગોરી' શબ્દ તો જાણે કોઇ રસિકાઓનું ચિત્ર ખડું કરતો, એ રસિકાઓનાં લાંબાચોડાં તે વળી વર્ણન હોય? એના એકેક અંગની કાંતિ વર્ણવીને આખી કંકુવરણી કાયાનો ભાસ કરાવી દેવાય અને પછી તો ન આવેલી હોય તેવી ગોરીઓને તેડાં મોકલાય. એ ગોરી તો

> "હું ઉભી મારા ઓરડીઆને બાર જો,
> સૈયરું આવે રે મુજને તેડવા રે લોલ"

એમ વાટ જોતી હોય છે પરંતુ એમ કેમ જવાય? ઉમંગ તો ઉછળે છે, પણ પોઢેલાં વડીલોની આમન્યા કાંઇ લોપાય? સહિયરો એનાં સહુ વડીલોને જગાડીને એ શરમાળ સુંદરીને રજા અપાવે છે. અંતે સાયબાની રજા લેવાય છે. ગોરીને એના ઝીણા સાળુની ગાતરી બાંધી

## પીવો ગોરી, નકર હું પી જાઉં જો
## ઘટક દઈને ગોરાંદે પી ગયાં

લેવા, હળવે ફુદડી ફરવા, ધીરે તાળી પાડવા ને ઝીણે દામે ગાવાની શીખામણ દેનારો સ્વામી કેવા અપૂર્વ હેતથી ઉભરાતો હશે! અને ગોખમાંથી એ પાતળી લજ્જાવતીને રમતી દેખીને એનું જીવન કેવું ધન્ય બનતું હશે!

એવી એવી ગોરીઓ એકઠી થાય, ઓઢણાની ગાતરી વાળી છાતી પર એકેક કે બબ્બે ગાંઠો વળે, પછી ભાન ભૂલે, ધરતીને ધ્રુજાવે, ગગનને ગજાવે. પચાસ પચાસ હાથના તાળોટા પડતા હોય પણ જાણે કે એક જ સુંદરી ગાઈ રહી છે તેવો અચૂક તાલ જળવાય; નદીના વહેણ જેવી સરળ મૃદુતાથી એનો કંઠ-સ્વર વહેવા માંડે, વહેણ તુટે જ નહિ, મીઠાશ ટપકતી જ રહે. ગળાંના સાત પડા ગળણામાંથી ગળાઈને જાણે ગીતની ધારા રેલે. એ વખતે આકાશ અને ધરતીની સૃષ્ટિ શું એક નહોતી થઈ જતી! ચંદ્ર અને તારાઓ શું એ રાસડાના મુંગા પ્રેક્ષકો નહોતા લાગતા? વાયરા થંભી જતા એ શું કેવળ કલ્પના જ હતી? હતી તો કલ્પના, પણ રમણીય સત્ય લાગતું. સત્ય વસ્તુસ્થિતિને થોડીવાર મિથ્યા માની લેવાનું મન થતું. પ્રેક્ષકોનાં મનરંજન કરવા કે સાહિત્યને સમૃદ્ધ કરવાની વાંછના માટે યોજાયેલા એ જલસાઓ નહોતા, પણ પોતાના ઉમળકા ઠાલવવાની, જીવનનાં સુખદુઃખ હસી કે રડી કાઢવાની, કલાને જીવનમાં ભરી લેવાની, એટલે કે નિજાનંદની એ રમતો હતી. માત્ર અજવાળી રાત્રિઓના જ એ આનંદો નહોતા. જે પ્રાંતની અંદર કૃષ્ણ જેવા પ્રેમાવતારે કુબજાને બીજી સોળસો સુંદરીઓથી ય વધુ વહાલી ગણી, તે પ્રાંતની નારીઓને તો શ્યામવર્ણા મનુષ્યોમાં ય સુંદરતા જોવાની દૃષ્ટિ હતી, "કાળી કામણગારી" લાગતી અને તેથી જ કૃષ્ણપક્ષની કાળી ઘોર રાત પણ ગુર્જર સુંદરીઓને તો રળિયાળી જ થઈ પડી હતી. અંધારામાં ચાંદરડાં અધિક તેજસ્વી જણાતાં. કુદરતના કાળા પછેડામાંથી રાત્રિનું મ્હોં વધુ રહસ્યમયું ને રસમયું દીસતું. જગતની કદરૂપતાને પણ કાળાશ છૂપાવી રાખતી. બાકી તો કાળાશની એ બધી ભયાનકતાને આ સુંદરીઓ પોતાના સહેજ વડે જ રળિયાળી બનાવી દેતી.

એ રાસડા કયા? સાગર વલોવાયો તેમાંથી વિષ અને અમૃત જેવાં કેંક રત્નો નીકળ્યાં. મહીડાં વલોવાય છે તેમાંથી માખણના પીંડા ઉતરે છે તેવી રીતે સ્ત્રીઓનાં હૈયામાં જ્યારે સુખ દુઃખ, આશા નિરાશા, ઉમંગ કે આઘાત જેવી કોઈ પણ બળવાન ઊર્મિ સ્વાઈને રૂપે ઘૂમવા માંડી, ત્યારે તેમાંથી આ રાસડા નીકળ્યા. નજીવા કે મહત્ત્વના, જેટલા જેટલા મનોભાવો નારી-હૃદયે અનુભવ્યા હશે, તેમાંનો એકય મનોભાવ ગીતમાં ઉતર્યા વિનાનો નથી રહ્યો. કેમ રહી જાય? નિખાલસતાના એ દિવસો હતા. હૈયું દબાવીને કામ કરતાં આવડતો નહોતો. દરેક મનોભાવ જીવનમાંથી આપોઆપ ફુટી નીકળેલો હતો અને એ Express on-ઉચ્ચારણ શોધતો હતો. સ્વરોથી અને શબ્દોની શી રમ્ય નકસીમાં એ અંકાઈ ગયો! ભરથારે પરણી નારી સાથે રીસામણાં લીધાં હોય, મેણાં માર્યાં હોય, અબોલડા આદર્યા હોય, એ વાતનું મહત્ત્વ દંપતિજીવનમાં કાંઈ જેવું તેવું નહોતું. એની બધી ક્ષુદ્રતા કવિતામાં ઉતરતાં મહાન બની ગઈ. કઠોરતા બધી કરુણરસમાં ભીંજાઈને પ્રવાહી બની ગઈ એનું સામર્થ્ય આ સ્ત્રીઓના કવિત્વમાં દેખાય છે. પુરુષોની સ્ત્રીઓ પ્રત્યેની ઇર્ષા, આશંકા, અગર પ્રીતિ, જે કાંઈ હો, તેણે રાસડા વાટે વહેવા માંડ્યું. સૂક્ષ્મમાં સૂક્ષ્મ કે જાડામાં જાડો ભાવ પણ જોરદાર કાવ્યમાં આ સ્ત્રીઓ ઉતારી શકી છે. વ્હાલાંઓના વિજોગ અને અવસાન ગાઈને તો સ્ત્રીઓએ હાય ધોઈ નાખ્યા છે. બાર બાર વરસે ઘેર આવનારો રજપૂત ઘરમાં પોતાની ઘરનારને ગોતે છે પણ એ "પાતળી પરમાર" જડતી નથી. પાપણી માતાએ એની હત્યા કરીને લોહીભીની એની ચુંદડીને નેવે લટકાવી છે. પુરુષનો સંયમી પ્રેમ એ જમાનાની બધી ય આમન્યાને લોપવા જેટલો ઉગ્ર બને છે. લાગણી શમાવી શકાતી નથી. માતાએ વારે વારે બહાના બનાવ્યાં: બેઠા, હડો બેસીને હથિયાર છોડ: હમણાં દળીને આવશે: ખાંડવા ગઈ છે: ધોવા ગઈ છે: અરે

**ધનુષ્યની કમાન જેટલી વધુ જોરથી ખેંચાય છે તેટલા વધુ વેગથી એનું તીર છૂટે અને મર્મનું મધ્યબિંદુ વીંધે, તેવી યુક્તિ આ ગીતોમાં જોવાય છે.**

માડી! એમ તે કેમ હથિયાર છૂટે? નદીએ અને નહેરે, ઘંટીએ અને રથડે, અને બારણીએ બારણીએ રજપૂત ફરી વળ્યો પણ ક્યાંયે

"નો દીઠી પાતળી પરમાર રે જાડેજી. મા
મોલુમાં દીવો શગ બળે રે"

આખરે એ 'નેત્રે તે નવરંગ ચુંદડી'નો ભેદ ફૂટી ગયો. એ પતિની વેદનાને આજનો કવિ કેવી રીતે માપત? કેટલા નિઃશ્વાસ અને ઉદ્ગાર કઢાવત! કેટલાક તો લાંબો લાંબો વિલાપ લખીને એમાં રતિ-ક્રીડાનાં બે એકુદાં સંભારણાં મૂકી કરુણારસનો ઘાત કરત. પણ અહીં તો એ વેદનાને શબ્દો આપનાર કોઈ નારી હશે. એને ખબર હશે કે વહાલું મરે ત્યારે સાચા પ્રેમને શી લાગણી થાય. મરનારનાં વસ્ત્રો વીંખવાનું મન થાય. વસ્ત્રો જોઈ જોઈ વેદના વધે. એનાં બચકાં વીંખાય. કદાચ એ બચકામાં કંઈક કાગળ ચિઠ્ઠી પડેલ હશે! 'પાતળી પરમાર'ના બચકાંમાં શું હતું! કાગળની કટકી યે નહોતી. પણ કાગળોનાં પાનાં ને પાનાં પણ કદી ન દાખવી શકે તેવો પ્રેમ દાખવનારી 'કોરી' ટીલડી ને 'કોરી' ઓઢણી હતી. લોક-ગીતની રચનારીએ માત્ર 'કોરી' શબ્દમાં જ એ બાર બાર વરસભર ધારણ કરેલા શણગારહીન શિયળવ્રતનું ને એ વિયોગ-વેદનાનું માપ બતાવ્યું. પાતળી પરમાર કોને માટે શણગારો સજે? સ્ત્રીઓનાં વસ્ત્રાભૂષણો તો સૌભાગ્યચિહ્નો છે, ઉપભોગની વસ્તુઓ નથી. એ 'કોરાં' કપડાંયે પોતાની વાણીમાં બધું ય કહી દીધું; અને એવી વાણીને સમજનાર ભરથારે બધું ય સમજી લીધું.

એમ હરકોઈ રાસડો તપાસીએ તો તેના શબ્દોમાં ધ્વની છે. ઉમળકાનાં અલ્પભાષી દબાણ છે અને જેટલાં વધુ દબાણ, તેટલી જ વધુ એની ઘાયલ કરવાની તાકાત છે. ધનુષ્યની કમાન જેટલી વધુ જોરથી ખેંચાય છે તેટલા વધુ વેગથી એનું તીર છૂટે ને મર્મનાં મધ્યબિંદુ વીંધે, તેવી જુક્તિ આ ગીતોમાં જોવાય છે.

એક જ ગામમાં સાસરીયું ને પીયરીયું. ઘણે દિવસે દીકરી મા પાસે ગઈ. માએ સુખદુઃખના સમાચાર પૂછ્યા. દીકરી વધુ કાંઈ ન બોલી. માત્ર એક નિસાસો મૂકયો કે:

"સુખના વારા તો માડી વહી ગયા;
દુઃખનાં ઉગ્યાં છે લીલાં ઝાડ જો,
કળવા સાસરીયામાં ઝીલવું"

ત્રીજું એક માનવી સંતાઈને ઊભું હતું તે આ સાંભળી ગયું. બીજું તે કોણ હોય? ચુગલીખોર નણંદબા. અરરર! આપણાં 'મોટાં ખોરડાં' ને વહુએ વગોવ્યાં! આખા કુટુમ્બમાં વાત વિસ્તરી ગઈ. ઘણા દિવસથી બળી ઝળી રહેલા 'પરણ્યાજી'ના કાન ભંભેરાયા. કંકાસ જોઈ જોઈને હારી ગયેલા એ બાપડા પુરુષે અફીણ ઘોળ્યાં. પોતાની ને પત્નીની વચ્ચે છલઃતી વાટકી ધરી. જડબાં ઝાલીને પાઈ કાં ન દીધું? પછાડીને છાતીએ કાં ન ચડી બેઠો? ગળું દાબી દેતાં ન આવડ્યું? ના, ના, એ તો સમદુઃખી હતો, દૈત્ય નહોતો. એ તો બલીદાન દેતો હતો, ભક્ષ તો નહોતો. એણે કહ્યું:

"પીવો ગોરી, નકર હું પી જાઉં જો"

અને એવું કહેનાર ભરથારની 'ગોરી' કેટલી વાર લગાડે? શી દલીલ, શી આજીજી કરવા બેસે? લાગણીઓના કેવા બળવાન પડઘા પડતા!

"ઘટક દઈને ગોરાંદે પી ગયાં"

અને આવતે ભવે પણ એ જ પતિ મળજો, એવી ગુપ્ત પ્રાર્થના સૂચવનારું, લગ્ન વખતનું ઘરચોળું લઈને ગોરીએ સોડ તાણી! મરતાં મરતાં એ પરણતી ગઈ એના મૌનમાં જ આ રાસડાની રચનારીએ કરોડો કાવ્યો રેડી દીધાં છે.

એવી ઘટનાઓ તે દિવસે બહુ બનતી. પણ બનીને રાસડામાં ઉતરી જતી. એ વખતના સમાજનો ઇતિહાસ પ્રત્યેક રાત્રે સજીવન બનતો. આજ સુધી એવી ઘટનાઓ ચાલુ છે. પણ આજે એનાં કાવ્યો નથી રચાતાં. રચાય છે તો તેની રેખાઓ ફુટતી નથી. કેમ કે માનવીએ પોતાના અંતર્યામી કલાકારને મુંઝવી માર્યો છે.

એ જ પ્રમાણે કુટુમ્બ-સંસારના જુદા જુદા સંબંધો આવાં સુરેખ ગીતોમાં ચીતરાઈ ચૂકયાં છે. નણંદ અને ભોજાઈ વચ્ચેની કુદરતી ઇર્ષ્યાખોરી, સાસુ અને વહુ વચ્ચેની ધડાપીટ, ભાઈ અને બહેન વચ્ચેનાં હેતપ્રીત, બહેનનું સહજ સહજમાં દુભાય તેવું આળું બનેલું હૈયું, દેરાણી જેઠાણી વચ્ચેના વાદવિવાદ, સંતતિ વગરની નારી પર વરસતાં વાંઝીઆ મેણાં, દીકરાની અબળખા, વસ્ત્રાલંકારોના કોડ, વગેરે સેંકડો વાતો તે વખતના સારા અને માઠા કુટુંબ-ચિત્રની રેખાઓ બની રાસડામાં ઉતરી પડી. ચિત્રો જ

**એક જ વાકયમાં સમેટીએ તો આ રઢિયાળી રાતના રાસડાઓ લોક-સમુદાયના જીવનની સાચી, સુરેખ, સાંગોપાંગ તસવીરો છે.**

## એમાં તે સમયના પશુપંખીઓ માનવ સુખદુઃખના સમભાગી થઈને વિચરતાં દેખાય છે

આલેખાઈ ગયાં. દિવસભર ભોગવેલાં જે કઠોર, તે રાત્રિએ રાસડાઓમાં નીતરીને મધુર સંવેદનો બની ગયાં. અને માત્ર વિલાપો જ થયા નથી કર્યા. માર્મિક વિનોદ કરવામાં પણ આ રાસડાની રચનારીઓને આરે તેવા કવિઓ ઓછા જ અવતર્યા છે.

એમ દંપતિ-જીવન ગવાયું, કૌટુમ્બિક જીવન કવિતામાં ઉતર્યું, તે જ રીતે સ્નેહ-જીવનનો શૃંગારરસ પણ એટલી જ તિવ્રતાથી ગવાયો. એ શૃંગાર ગવાયો પોતાના જીવન વિષે, પણ ચડી ગયો રાધા-કૃષ્ણને નામે. વિયોગના મહિનાઓ ગવાયા, સૂની સેજલડીની વેદનાઓ ગવાઈ, ગોપીઓને નામે અભિસાર ગવાયા, રીસામણાં અને મનામણાં પણ એ પ્રભુને આરોપઈને ગવાયાં. એનો આખો વિભાગ જ નિરાળો અને બહોળો છે. એમાં આપણા અસલી લોકસંસારની નબળી ચારિત્ર્ય-નીતિની પણ તસ્વીર ઉઠી છે. પણ સહજ અને સુમર્યાદ શૃંગાર એની પરાકાષ્ઠાએ પહોંચેલો છતાં સ્રીઓને મ્હોંએ ગવાઈને કેવું રમણીય અને માર્મિક રૂપ ધરે છે તેની વાનગી ' ક્યાં રમી આવ્યાં ! " એ રાસમાં દેખાય છે.

ગામ અને દેશનો ઇતિહાસ પણ ગીતોમાં ગૂંથાઈ ગયો. પુરાણોની સુંદર કથાઓ પણ માણભટ્ટોને મુખેથી સાંભળી સાંભળીને સ્રીઓએ પોતાના રાસમાં તેનું દોહન કરી લીધું. ગામના અને દેશના શુરવીરોને એણે શૂર ચડાવ્યા, વીર મૃત્યુ વ્હોરનારાનાં એણે ગીતો વડે શ્રાદ્ધ સાર્યાં, અણલખ્યા ઇતિહાસને કંઠસ્થ કરીને સજીવન રાખ્યો. બહારવટીઆઓનાં પરાક્રમો અને સિતમો એવી જ બહાદુરીભરી ભાષામાં ઉતરી ગયા. કેવી એ ભાષા !

" ડુંગરે ડુંગરે કાદુ તારા ડાયરા,<br>
દારૂ ગોળાના વાગે ઠારમઠોર રે;<br>
જુની વસતી જમાદાર માર્યો માં "

તે વખતે વર્તમાનપત્રો નહોતાં, પુસ્તકો વાંચનારો તો એ વર્ગ નહોતો. લેખકોની જરૂર નહોતી પડી. એ બધી ગરજ આ રાસડા વડે સરી જતી. સમાજના જીવનમાં જે જે હાંસીજનક કે તિરસ્કારણીય વાતો બનતી, તેનાં ઠોળચિત્રો, કાર્ટૂનો પણ રાસડામાં જ અંકાએ જતાં. દીવાનોના જુલમ, રાજાઓની કુદૃષ્ટિ, અધિકારીઓની રૂશ્વતખોરી, અદાલતોનાં ન્યાય નખરા, એ બધાં ટપોટપ રાસડાનું રૂપ ધરતાં. આખા સમુદાયમાં ગામડે ગામડે એ રાસડા પ્રવાસ કરતા. લોકમત કેળવાતો અને મોટા ચમરબંધીઓની પણ આબરૂ ધૂળ મળતી. મોરબીની વાણીઅણે જીવાજી ઠાકોરને સંભળાવેલા જવાબો એના નમૂના જેવા છે. " મઢયમ બહેનને કાપડું " આપણી અદાલતોની ભવાઈ ખુલ્લી પાડીને ક્યારનો યે, વર્તમાનપત્રોના જન્મ પહેલાંનો કોણ જાણે ક્યારનો યે આપણા લોક-સમાજને શિક્ષણ આપી રહ્યો છે !

લોક-જીવનમાં તો જે જે નવા પ્રવાહનો ખળકો આવતો તેની નોંધ રાસડા રૂપે તાબડતોબ લેવાઈ જતી. મુસલમાનોનું આક્રમણ અને તેની સંસ્કૃતિની છાપ પણ રાસડાઓમાં પડી છે.

એક જ વાક્યમાં સમેટીએ તો આ ' રઢિયાળી રાત 'ના રાસડાઓ લોક-સમુદાયના જીવનની સાચી સુરેખ, સાંગોપાંગ, તસવીરો છે. એ પ્રત્યેક રાસડામાં લોક-લાગણીઓના સચોટ ધબકારાના પડઘા છે. એમાં તે સમયનાં પશુ પંખીઓ જાણે કે માનવ સુખદુઃખનાં સમભાગી થઈને વિચરતાં દેખાય છે. વનસ્પતિ પણ માનવાત્મા સાથે અનુકમ્પા બતાવતી ઊભી છે એ વૃક્ષો ને પશુપંખીઓ કોઈ અળગી સૃષ્ટિમાંથી કેવળ કવિતાની શોભા માટે, કેવળ પ્રથાના પાલન ખાતર જ નહોતાં આણવામાં આવતાં. એ બધાં તો મનુષ્યોનાં નિત્યનાં સહચરો હતાં. કેવળ સુંદર સુંદર વસ્તુઓનું જ સ્થાન સાહિત્યની અંદર હોઈ શકે એમ પણ નહોતું. કારેલી, તુંબડી અને વાદળીઓ: મીની ફુલો અને કાગડો: એવાં પ્રાણીઓ ઉલટું વધુ સ્વાભાવિક સ્થાન આ સાચાં સંસાર-ચિત્રોમાં પામતાં અને એ ચિત્રોની અપૂર્ણતા પૂરતાં. દેવ અને દેવીઓ પણ આ દુઃખિયારી દીકરીઓનાં સંસારમાં સાંત્વન દેતી, દાદ ફરિયાદો સાંભળતી ને પ્રાર્થના પૂરી કરતી દેખાય છે.

★

# આત્મા માટે સાહિત્ય, સંગીત, કળા અનિવાર્ય પ્રાણ છે.

[૮ મ પાનાથી ચાલુ]

નથી. વિક્રમાબ્દનો આરંભ કરનાર શકારિ વિક્રમાદિત્ય કે જે એક પ્રસિદ્ધ સમ્રાટ હશે. છતાં એ વિક્રમાદિત્યનું પણ નિર્ણયાત્મક ચરિત્ર ઐતિહાસિક રાજ્યકાળ વગેરે મતાંતર રહિતરૂપે નિર્ણીત શકાયું નથી. એક ઐતિહાસિક ભૂપતિનો રાજ્યકાળ ન નિર્ણીય તો કવિઓનો નાટ્યકાળ અને એમનો જીવનકાળ ક્યાંથી શોધાય? શી રીતે શોધાય?

ઇતિહાસના અનેક ગ્રંથોનાં સેંકડો પાનાં ઉથલાવીને આનો આપણે નિર્ણય શોધવો રહ્યો.

વત્સરાજ ઉદયન સંસ્કૃત સાહિત્યની એક પ્રસિદ્ધ વ્યક્તિ છે. બાણ, કાલિદાસ, ગુણાઢ્ય, ભાસ, વિષ્ણુગુપ્ત કૌટિલ્ય તેમજ શ્રી હર્ષ આદિ મહાન કવિઓએ એની વિશદ કીર્તિગાથા ગાઇ છે. 'સ્વપ્નનાટક'માં ઉદયનને વૈદેહી પુત્ર લખ્યો છે અને પુરાણોની રાજ્યવંશાવલિ અનુસાર વત્સરાજ ઉદયનને શતાનીકનો પુત્ર વર્ણવ્યો છે. 'મંજુશ્રીમુલકલ્પમાં પણ એવો જ ઉલ્લેખ છે. તેમ 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ'માં પણ એની પુષ્ટિ મળે છે. મહાભારતાનુસાર વત્સરાજ ઉદયનનાં પિતા શતાનીક ભારત યુદ્ધ પછીના પૌરવકુળના દ્વિતીયશતાનીક હતા.

બૌદ્ધગ્રંથો જોતાં તથાગત બુદ્ધ અને ઉદયન બન્ને સમકાલીન લખ્યા છે. હ્યુ-એનસંગ પણ 'કૌશમ્બીના રાજા ઉદયને ભગવાન બુદ્ધના તેમના મૃત્યુ પૂર્વે, એક વિશાળ મૂર્તિ બનાવી હતી' એવો ઉલ્લેખ કરે છે.

ઉદયન ગજવિદ્યામાં અત્યંત પ્રવીણ હતા. એવો ઉલ્લેખ મળે છે કે ઘોષવતી વીણાના વાદન વડે એ મસ્ત હાથીઓને મંત્રમુગ્ધ કરતા અને પકડી લેતા. એ જ ઉદયનના જીવનપ્રસંગ ઉપરથી, મહાકવિ ભાસે 'સ્વપ્નનાટક' લખ્યું હોવાનું પ્રસિદ્ધ છે. એના પરથી એટલું કલ્પી શકાય છે, કે મહાકવિ ભાસ ઉદયન પછી થયા હોવા જોઇએ; અથવા એમ પણ કહી શકાય, કે મહાકવિ ભાસ વત્સરાજ ઉદયનના અનુવર્તી હશે. કેટલાક મહાકવિ ભાસને મહાપદ્મ નંદના સમકાલીન ગણે છે. જો એ નંદના સમકાલીન હોય, તો કૌટિલ્ય વિષ્ણુગુપ્ત અને ભાસ પણ સમકાલીન જ ગણાય. મહાકવિ ભાસનાં અનેક નાટકો પ્રસિદ્ધ છે. એ જ ભાસ કવિના ચારુદત્તના રૂપાંતરરૂપે સમ્રાટ શૂદ્રક રચિત 'મૃચ્છકટિક' રચાયું હોય, એવું આપણે ખાતરીથી અનુમાન કરી શકીએ છીએ અને શૂદ્રક પ્રચલિત વિક્રમ સંવતથી ઘણે પૂર્વે આંધ્રયુગમાં થઇ ગયાના પુરાવાઓ સાંપડે છે. વિષ્ણુગુપ્ત કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં, મહાકવિ ભાસના બે શ્લોકો ઉદ્ધૃત થયેલા દેખાય છે. ભાસકૃત 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' નામના નાટકમાં એ મળી આવે છે. એના પરથી એવું પણ અનુમાન નીકળે છે કે મહાકવિ ભાસ ચાણક્યની પૂર્વે થઇ ગયા હોવા જોઇએ. ભાસ પોતાનાં નાટકોને અંતે, જે ભરત વાક્ય લખતા, તેમાં પણ એ એવું લખતા, કે 'હિમાલય અને વિંધ્યાસાગર પર્યંત અમારો રાજસિંહ એક છત્ર રાજ્ય કરો.' વત્સરાજ ઉદયન પછી અને કૌટિલ્યની પૂર્વે, ભૂમિનો એકછત્ર શાસક, એ મહાપદ્મ નંદ જ હતો. નંદને માટે પુરાણોએ પણ 'એકછત્ર શાસક' એ જ વિશેષણનો ઉપયોગ કર્યો છે. વિશાખદત્ત રચિત 'મુદ્રારાક્ષસ' નાટકમાં નંદને नवनवतिशतद्रव्यकोटीश्वर તથા 'કથાસરિત્સાગર'માં પણ, એને નવ્વાણુ કરોડનો અધિપતિ ગણ્યો છે. 'કામન્દકીય નીતિસાર' અને અન્ય ગ્રંથોમાં નંદની વિપુલ સંપત્તિને કારણે એને 'સર્વાર્થસિદ્ધિ' કહેતા. પુરાણોમાં તો મહાપદ્મનો બીજા ભાર્ગવ પરશુરામ તરીકે ઉલ્લેખ કર્યો છે; કારણ કે મહાપદ્મ પરશુરામની માફક, ઘણાં ક્ષત્રિય રાજ્યોનો નાશ કર્યો હતો; અને પાંચાલ, શૂરસેન, કલિંગ વગેરે રાજાઓનો નાશ કરીને, તે એકછત્ર અતિબલ અનુલંઘિત શાસનસમ્રાટ તરીકે પ્રસિદ્ધિ પામ્યો હતો.

આ બધા ઉલ્લેખો જોતાં મહાકવિ ભાસ નંદકાળમાં થઇ ગયા હોય એવું કેટલાક અનુમાને છે. પરંતુ મહાકવિ ભાસ ઉદયનના ઉત્તરવર્તી હોવા વિશે ખાતરી થતી જાય છે. અગાઉ જણાવ્યું તેમ ભાસે લખેલું 'સ્વપ્નનાટક' ઉદયન સંબંધી જ છે; અને ઉદયનની કેટલીક ઘટનાઓ ઉપરથી જ એ લખાયું હોવું જોઇએ. વળી 'મૃચ્છકટિક' નાટકના કર્તા શૂદ્રકની પૂર્વે જ ભાસ કવિ થઇ ગયા હોવા જોઇએ, એમાં સંશયને સ્થાન નથી જ; કારણ શૂદ્રકનું 'મૃચ્છકટિક' એ ભાસના 'ચારુદત્ત'નું રૂપાંતર જ છે, એ વિદ્વાનોથી અજાણ્યું નથી. અને શૂદ્રક વર્તમાન વિક્રમ સંવતની ઘણી પૂર્વે આંધ્રકાળમાં થઇ ગયા હોવાના ઘણા પુરાવા લભ્ય થતા જાય છે. તદુપરાંત ભગવાન કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં જે ભાસના શ્લોકો ઉદ્ધૃત કર્યા છે, એના પરથી પણ એ અનુમાનને પુષ્ટિ મળે છે, કે ભાસ ચાણક્ય કૌટિલ્યની પૂર્વે જ થઇ

ગયા હોવા જોઇએ. એ ભાસ કવિ પણ 'ભરતનાટ્ય'ના નિયમોને અનુસરતા અને તદનુસાર નાન્દી સૂત્રધારથી આરંભીને ભરતવાક્યથી પૂર્ણાહુતિ કરતા. આ રીતે વિચારતાં અને ભારતયુદ્ધ પછી પુરાણોની ગણતરી પ્રમાણે કૌંતેય અર્જુનના પૌત્ર પરીક્ષિતના જન્મથી માંડીને મહાપદ્મના અભિષેક પર્યંત ૧૫૦૦ વર્ષનો કાળ વીત્યો હોવાની ગણના, ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ પુરસ્કાર થઇ શકી છે. એ આ બધાની ઘણી પૂર્વે મહર્ષિ ભરતનો કાળ મૂક્યા વગર છૂટકો નથી.

આ સિવાય બીજા કેટલાક પુરાવાઓ જોઇએ. મુનિ વરરુચિ સંવતપ્રવર્તક વિક્રમાદિત્યના પુરોહિત હતા; અને સુબંધુ સાહસાંક વિક્રમના પુરોહિત વરરુચિના ભાણેજ હતા. 'કથાસરિતસાગર' તથા 'કલ્પદ્રુકોષ'ના કથન મુજબ

विक्रमादित्यपर्यायो महेन्द्रादित्यसंभवः ॥ ६२ ॥

असौ 'विषमशीलोऽपि साहसांक : शकोन्तर ॥ ६३ ॥

આના પરથી એવું લાગે છે કે શકારિ વિક્રમનું નામ હર્ષ પણ હતું.

श्रीहर्षविक्रमनराधिपमातृगुप्त

गर्भोपमकुटनलकुट्टकवादरागाम्

एषां मतेन भरतस्य मतम् विगाह्य

पुष्टं मया समनुगच्छत रत्नकोशाम्

આના પરથી આપણે બળવાન અનુમાન કરી શકીએ કે નરાધિપ શ્રીહર્ષ વિક્રમે તથા માતૃગુપ્તે નાટ્ય મહર્ષિ ભરતમુનિના નાટ્યશાસ્ત્ર ઉપર કોઇ ભાષ્યગ્રંથ કે ટીકાગ્રંથ યા બૃહત વાર્તિક ગ્રંથ લખ્યો હશે. અહીં એટલું ભૂલવું ન જોઇએ કે સમુદ્રગુપ્ત વિક્રમાંક, ચન્દ્રગુપ્ત વિક્રમ, સ્કંદગુપ્ત વિક્રમ એ બધા બધા હર્ષ નામધારી નહોતા. તેથી સહજ અનુમાન થઇ શકે છે, કે શકારિ હર્ષ વિક્રમ અને ઉપર્યુક્ત માતૃગુપ્ત બંને સમકાલીન હતા. અને આ બધું વિચારતાં વિક્રમાબ્દ તથા શુદ્રકાબ્દની વચ્ચે ૬૯૮ વર્ષનું અંતર હોવું જોઇએ એમ લાગે છે. બ્રાહ્મણ સમ્રાટ શૂદ્રક વર્તમાન વિક્રમ સંવતની પૂર્વે થઇ ગયા, અને એ પ્રમાણે 'ભરતનાટ્ય' ઉપર ભાષ્યગ્રંથ રચ્યો હતો. કલ્હણ પણ વિક્રમાદિત્ય અને શકક એ બંનેને પૃથક માનતો હતો.

પ્રસિદ્ધ અરબી યાત્રી અલ-બે-રૂનીના કથન મુજબ શ્રી હર્ષ અને વિક્રમાદિત્ય, એ બેની વચ્ચે ૮૪૦૦ વર્ષનું અંતર હતું એવું ઉલ્લેખાયું છે. આ બધાંનો નિષ્કર્ષ કાઢતાં—

ટૂંકાણમાં—(૧) કાશ્મીરના આનંદવર્ધન કવિ ભવભૂતિ, નિરુક્ત વ્યાખ્યાકાર દુર્ગ, ભદંત અશ્વઘોષ, મહાકવિ ભાસ વગેરે બધાના પૂર્વે ભરતમુનિ થઇ ગયા હતા, એમાં સંશયને સ્થાન નથી (૨) આખ્યાન, કથા-વાર્તા નાટકો વગેરે કવિઓની એ બધી કૃતિઓ જનતા સામે આવી, તે પૂર્વે ભરત થઇ ગયા એ સિદ્ધ વાત છે. (૩) આચાર્ય અભિનવ ગુપ્તે 'ભરતનાટ્ય શાસ્ત્ર' પર ટીકા રચી છે (૪) તિરહુત નરેશ શ્રી નાન્યદેવે પણ ભરતમુનિના એ મહાન ગ્રંથ પર 'ભરતભાષ્ય' નામનો ગ્રંથ રચ્યો છે. (૫) સ્થાણીશ્વર મહારાજ શ્રી હર્ષવર્ધનના રાજ્યકવિશ્રી બાણભટ્ટ પણ ભરતમુનિનું ઋણ સ્વીકારે છે. (૬) નિરુક્તકાર યાસ્ક જે મહાભારતના કાળથી લગભગ ૩૦૦ વર્ષના અરસામાં થઇ ગયાનું મનાય છે, તે પણ ભરત મુનિનું પૂર્વાચાર્ય તરીકે ઉચ્ચારણ કરે છે. (૭) શ્રી શંકુક, શ્રી લોલ્લટ તથા શ્રી ઉદ્ભટ આદિ મહાનુભાવોએ પણ ઉક્તશાસ્ત્ર ગ્રંથ પર ભાષ્યો લખ્યાં છે. (૮) શુંગ વંશના પ્રવર્તક સમ્રાટ પુષ્યમિત્રના પુરોહિત આચાર્ય પતંજલિ પોતાના વ્યાકરણ મહાભાષ્યમાં, જે પુરાતન નાટકનો ઉલ્લેખ કરે છે, એ પુરાતન નાટકની પૂર્વે, ભરતમુનિ થઇ ગયાની સાબિતિ છે, (૯) મહાભારતના કર્તા ભગવાન વેદવ્યાસ જેવા પણ, જેમના રાજ્યાભિષેકનું વર્ણન માત્ર કાને આવેલી કથા પરથી જ જાણતા, એ પૃથ્વીના આદ્યરાજા, પૃથુરૈન્યે ગાયકો, મગધ અને આનૂપ ભૂમિ દક્ષિણામાં આપી હતી. આ ઉલ્લેખથી એવું અનુમાન નીકળે છે કે મહર્ષિ ભરતે સ્થાપેલી આ નાટ્ય સંસ્થા ક્રમશઃ ધંધાધારી લોકોના હાથમાં જતાં એવી એક સ્વતંત્ર નીતિ નિર્માણ થઇ હશે; જે નીતિને મહારાજ પૃથુરૈન્યે આનૂપ ભૂમિઓ દક્ષિણામાં આપી હશે. આના પરથી પણ એટલું ચોખ્ખું અનુમાન નીકળે છે કે મહારાજા પૃથુરૈન્યની પૂર્વે મહર્ષિ ભરત થઇ ગયા હશે. (૧૦) યજુર્વેદનો અનુવાક, વેદોક્ત ઇંદ્રની પ્રસિદ્ધ અપ્સરા ઉર્વશીની નૃત્યાભિનયમાં થયેલી ભૂલને લીધે, ભરત મહર્ષિએ તેને આપેલો શાપ, પૃથ્વીના આદ્ય મહારાજા પૃથુરૈન્યે મગધ સૂતાદિકને આપેલી દક્ષિણા, ઋગ્વેદોક્ત કથાનકોમાં આવેલી ભરતોની કથા, 'मनुर्भरत उच्यते' એ કથન,

**ચારે વેદોમાંથી સાર ખેંચીને નાટ્યવેદનું સર્જન થયું.**

# સદીઓ પૂર્વે લખાયું છતાં આજે પણ એ એટલું જ ગાવનલું છે

એ બધાં પ્રમાણોનો વિચાર કરતાં મહર્ષિ ભરત વૈદિક કાળના અથવા લગભગ તે જ કાળમાં થઇ ગયેલા કોઇ મહર્ષિ હોવા જોઇએ.

હવે ખુદ 'નાટ્યશાસ્ત્ર'માં દૃષ્ટિ નાખતાં જે પ્રત્યક્ષ ઉપલબ્ધિ થાય છે તેનો સાર પણ આપણે જોઇ જઇએ.

નાટ્યવેદની ઉત્પત્તિના સંબંધમાં મહર્ષિ ભરત-મુનિ કહે છે:

श्रुयतां नाट्यवेदस्य संभवो ब्रह्मनिर्मितः ।

'હે શ્રોતાઓ! સાંભળો. નાટ્યવેદનો ઉદ્ભવ બ્રહ્માના નિર્માણ પ્રમાણે થયો છે.'

વળી કહે છે:

पूर्वं कृतयुगे विप्राः वृत्ते स्वायम्भुवेऽन्तरे ।
त्रेतायुगेऽथ सम्प्राप्ते मनो वैवस्वतस्य च ॥
ग्राम्यधर्मप्रवृत्ते तु कामलोभवशंगते ।
ईर्ष्या क्रोधाभिसंमूढे लोके सुखितदुःखिते ।

જ્યારે ત્રેતાયુગને આરંભે, વૈવસ્વત મનવન્તરમાં લોકો ગ્રામ્યધર્મમાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા, કામલોભા-દિકને વશ બનીને ઇર્ષ્યા અને ક્રોધથી સંમૂઢ બનેલા લોકો દુઃખ પામવા લાગ્યા, અને જ્યારે વેદાદિક જ્ઞાન સામાન્ય જનતાને દુર્લભ પડ્યું—ત્યારે નાટ્યશાસ્ત્રના કથન મુજબ—

न वेदव्यवहारोऽयं संश्राव्यः शूद्रजातिषु ।
तस्मात् सृजापरं वेदं पञ्चमं सार्ववर्णिकम् ॥

વેદાદિ જ્ઞાન શૂદ્ર જાતિને સાંભળવા સરખુંય ન મળતું, ત્યારે તમામ વર્ણો માટેનો નવો પંચમ વેદ ભરતમુનિએ નિર્માણ કર્યો.

એટલે તમામ વર્ણોને પોતપોતાનાં કર્તવ્યકર્મમાં યોજવા અને વેદનું સમ્યક્જ્ઞાન તમામ વર્ણોને સુલભ રીતે મળે, એવો ચારે વેદોમાંથી સાર ગ્રહીને ભરત મુનિએ 'નાટ્યવેદ' નામનો પાંચમો વેદ નિર્માણ કર્યો.

जग्राह पाठ्यमृग्वेदात् सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान् रसानाथर्वणादपि ॥

ઋગ્વેદમાંથી પાઠ, સામવેદમાંથી ગીત, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ ખેંચીને, નાટ્યવેદનું ભરતમુનિએ નિર્માણ કર્યું.

આ બધાં વચનો પરથી એટલું સહજ પુરવાર થાય છે, કે સામાન્ય ઇતિહાસના અતીત કાળમાં જનકલ્યાણ અને લોકશિક્ષણને અર્થે, મહર્ષિ ભરતમુનિએ બ્રહ્માની પાસેથી આ જ્ઞાન સંપાદન કરીને અને ચારે વેદોમાંથી સાર ખેંચીને, આ નવા નાટ્યવેદ અથવા ગંધર્વવેદ અથવા પંચમવેદનું સર્જન કર્યું હશે.

વળી મહર્ષિ ભરતે પોતાની નૂતન નાટ્યસંસ્થા માટે ભિન્નભિન્ન દેવો પાસેથી, ભિન્નભિન્ન વસ્તુઓ પ્રાપ્ત કરી હતી. એ એમના જ શબ્દોમાં આપણે જોઇએ:

प्रीतस्तु प्रथमं शक्रो दत्तवान् स्वध्वजं शुभम् ।
ब्रह्मा कमण्डलुं चैव भृंगारम् वरुणस्तथा ॥
सूर्यश्छत्रं शिवः सिद्धिं वायुर्व्यजनमेव च ।
विष्णुः सिंहासनं चैव कुबेरो मुकुटं तथा ॥
श्राव्यत्वं प्रेक्षणीयस्य ददौ देवी सरस्वती ।

અને છેલ્લે—

शेषा ये देवगंधर्वा यक्षराक्षसपन्नगाः ।

નાટ્યસંસ્થાની સ્થાપના માટે મહર્ષિ ભરતમુનિને સર્વપ્રથમ ઇંદ્રે પોતાનો ધ્વજ આપ્યો, બ્રહ્માએ કમણ્ડલુ આપ્યું, વરુણે ભૃંગાર, સૂર્યે છત્ર, શિવે સિદ્ધિ, વાયુએ વ્યજન, વિષ્ણુએ સિંહાસન, કુબેરે મુકુટ. દેવી સરસ્વતીએ શ્રવણની શક્તિ અને શેષ રહ્યું તે સર્વ દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને નાગોએ અર્પણ કર્યું.

આના પરથી આપણે કલ્પી શકીશું કે ભરતમુનિનું સ્વાયત્ત વ્યક્તિત્વ કેટલું બલવત્તર હશે કે જેમને ઇન્દ્ર, વરુણ, સૂર્ય, શિવ, વિષ્ણુ, કુબેર, સરસ્વતી, દેવગંધર્વ આદિ સર્વેએ પોતાની વિશેષ વસ્તુઓ, આ નૂતન વેદની પ્રતિષ્ઠાપના માટે અર્પણ કરી.

ભરતમુનિ પોતે રચેલા આ નાટ્યવેદમાં શું હશે એનો ઉલ્લેખ કરતાં જણાવે છે, કે—

त्रैलोक्यस्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्तनम् ।
क्वचिद्धर्मः क्वचित्क्रीडा क्वचिदर्थः क्वचिच्छ्रमः ॥
क्वचिद्धास्यं क्वचिद्युद्धं क्वचित्कामः क्वचिद्वधः ।
धर्मो धर्मप्रवृत्तानां कामः कामोपसेविनाम् ॥
निग्रहो दुर्विनीतानां विनीतानाम् दमक्रिया ।
क्लीबानां धार्ष्ट्यकरणमुत्साहः शूरमानीनाम् ॥
अबुधानां विबोधश्च वैदुष्यं विदुषामपि ।
ईश्वराणां विलासश्च स्थैर्यं दुःखार्दितस्य च ॥
अर्थोपजीविनामर्थो धृतिरुद्विग्नचेतसाम् ।
नानाभावोपसंपन्नं नानावस्थान्तरात्मकम् ॥
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ।
उत्तमाधममध्यानां नराणां कर्मसंश्रयम् ॥
हितोपदेशजननं नाट्यमेतद्भविष्यति ।

एतद् रसेषु भावेषु सर्वकर्मक्रियासु च ॥
सर्वोपदेशजननं नाट्यमेतद्भविष्यति ।
दुःखार्तानां श्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ॥
विश्रामजननं लोके नाट्यमेतद्भविष्यति ।
धर्म्यं यशस्यमायुष्यं हितं बुद्धिविवर्धनम् ॥
लोकोपदेशजननं नाट्यमेतद्भविष्यतिः ।
न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ॥
न स योगो नतत्कर्म नाट्येऽस्मिन् यन्न दृश्यते ।
सर्वशास्त्राणि शिल्पानि कर्माणि विविधानि च ॥
अस्मिन्नाट्ये समेतानि तस्मादेतन्मया कृतम् ।

નાટ્ય એ ત્રણે લોકનું ભાવાનુકીર્તન છે. આ નાટ્યમાં ક્વચિત્ ધર્મ, ક્વચિત્ ક્રીડા, ક્વચિત્ અર્થ, ક્વચિત્ શ્રમ, ક્વચિત્ હાસ્ય, ક્વચિત્ યુદ્ધ, ક્વચિત્ કામ, ક્વચિત્ વધ, ધર્મપ્રવૃત્તો માટે ધર્મ, કામસેવીઓ માટે કામ, દુર્વિનીતો માટે નિગ્રહ, વિનીતો માટે દમ, પઢો માટે ધાર્ષ્ટ્ય, શૂરોને માટે ઉત્સાહ, અબુધજનો માટે પ્રબુધ, જ્ઞાનીઓ માટે જ્ઞાન, ઐશ્વર્યવાળાઓ માટે વિલાસ, દુઃખિતો માટે સ્થૈર્ય, અર્થોપજીવી જીવો માટે અર્થ તથા ઉદ્વિગ્ન આત્માઓ માટે ધૃત્તિ હશે. વિવિધ ભાવોથી ભરેલું, વિવિધ અવસ્થાઓવાળું અને લોકવૃત્તનું જેમાં અનુકરણ છે, એવું આ નાટ્ય મેં રચ્યું છે.

આ નાટ્ય ઉત્તમ, મધ્યમ અને અધમ નરોને કર્મનો આશ્રય આપનારું અને મનુષ્યોને હિત ઉપદેશ આપનારું નિવડશે.

તમામ રસો, ભાવો અને કર્મક્રિયાઓ સર્વને સર્વોપદેશ દેનારું આ નાટ્ય નીવડશે.

આ નાટ્ય દુઃખિતોને, શ્રમાર્તોને, શોકાર્તોને, તપસ્વીઓને અને તમામ લોકોને વિશ્રામ આપનારું બનશે.

લોકોને ઉપદેશ દેનારું આ નાટ્ય ધર્મનું, યશનું, આયુનું, હિત અને બુદ્ધિનું વર્ધન કરનારું નિવડશે.

એવું કોઇ જ્ઞાન, કોઇ શિલ્પ, કોઇ વિદ્યા, કોઇ કલા, કોઇ યોગ, યા કોઇ કર્મ બાકી નથી રહ્યું, જે આ નાટ્યમાં નહિ દેખાય.

સર્વ શસ્ત્ર, શિલ્પ, વિવિધ કર્મ વગેરે સર્વ મેં રચેલા આ નાટ્યમાં સમાયેલાં છે.

ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર એટલે ત્રૈલોક્યનો સાર, સર્વસંગ્રાહ, સર્વવિત્ અને સર્વદેશીય એવું જનકલ્યાણાર્થે નિરૂપાયેલું જ્ઞાન, જનહિતાર્થે પ્રયોગમાં ઉતારેલું દર્શન, સર્વમાનવ અને સર્વદાનવ પોતાને, પોતાની જાતને અને પોતાના અંતરને પ્રત્યક્ષરૂપે જોઇ શકે એવું ઉજ્જ્વળ દર્પણ. ભૂતકાળમાં નિર્માયેલું એ દર્પણ, આજે પણ અખંડ અને અભંગરૂપે એ વાતની પ્રતીતિ કરાવે છે, અને સત્ય સિદ્ધ કરે છે, કે આજે પણ નાંટ્ય કે સિનેમામાં જે જોવા–સાંભળવા મળે છે, એ લોકોનો, જાતિઓનો, માનવસ્વભાવનો, એના અંતરના ઉદ્રેકનો પ્રત્યક્ષ પડઘો છે, ચોખ્ખું દેખાતું પ્રતિબિંબ છે. સદીઓ પૂર્વે લખાયું હોવા છતાં એ આજે પણ એ હું જ અવનવું છે. પ્રાચીન પૂર્વાચાર્યોની એ આર્ષ દૃષ્ટિનો, આપણે કરબદ્ધ અંજલિએ, કોટાનુકોટિ વાર, ક્ષણેક્ષણે અને મુહુર્મુહુઃ પ્રણમીએ તોય એમનો ઉપકાર–એમનું ઋણ વાળી શકાય તેમ નથી. શો એમનો ત્યાગ! પોતે ક્યારે થયા? કોણ મા–બાપ? કોના એ પુત્ર? કોના એ શિષ્ય? ગ્રંથમાં એનો કશો ઉલ્લેખ નહિ. એ તો સર્વકાળના હોવાથી, એમને પોતાના કાળનું વિસ્મરણ થાય; એમાં શી નવાઇ? આપણે જીવનની પ્રત્યેક ક્ષણે 'હુંહું' કરતા જીવીએ છીએ અને 'હું,હું' કરતા મરીએ છીએ. એ 'હું' અને 'હુંકાર' કરનારો કોઇ જીવતું નથી, જીવ્યું નથી. 'હું'ને ગળી ગયો છે, તે જ સર્વદા જીવે છે. હજારો વર્ષો વીતી ગયા છતાં આજે આપણે ભરતમુનિને સ્મરીએ છીએ; કારણ કે એ અક્ષરદેહે સદૈવ અમર છે. ભરતનાં એ અમર આત્માને, એમણે લખેલા નાટ્યશાસ્ત્રના શાશ્વત સત્યને, વિશ્વવ્યાસપીઠના આપણે સહુ નટો મળીને આજે પ્રેમાશ્રુપૂરિત અંજલિથી તર્પણ કરીએ; કૃતજ્ઞતાનાં પુષ્પોથી એમને અભિવંદીએ, સ્વર અને શબ્દ, સ્વર અને રાગ, સ્વર અને લય, સ્વર અને અભિનય, ગીત વાદ્ય તથા નૃત્ય એ બધાં વ્યંજનોથી એમને અભિષેકીએ. અને એ રીતે સંગીતના સ્વર લય અને અભિનયના એ આદિદેવને આજે પૂજી, વંદી, અભિષેકીને કૃતકૃત્ય થઇએ અને પ્રાર્થીએ :—

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि । सर्वं ब्रह्मोपनिषदम् । माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्मनिराकरोद् निराकरणमस्त्व निराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

★

**સર્વ શાસ્ત્ર, શિલ્પ, વિવિધ કર્મ વગેરે આ નાટ્યમાં સમાયેલાં છે.**

# 'અગર તે યાર મારો તો, બધો સંસાર મારો છે!"



રચનાર :

## સ્વ: શ્રી અમૃત કેશવ નાયક

રંગભૂમિના નટવર્ય અને દિગ્દર્શક સ્વ. શ્રી અમૃત કેશવ નાયક એક પ્રખર સંગીતકાર અને કવિ પણ હતા. ઘણાય નાટકોમાં એમણે ગીતો અને એની સૂરાવટ આપી હતી. આ કાવ્ય શ્રી. જમનાદાસ ગુધાણીના સૌજન્યથી મળેલ 'વીસમીસદી' માસિકમાંથી ઉધ્ધૃત કર્યું છે.



– ગઝલ –

અગર તે યાર મારો તો બધો સંસાર મારો છે,
કૃપા તેની થતાં જાણીશ કે કિરતાર મારો છે.
નશીલી આંખ તેની જોઇને ચકચૂર બેઠો છું,
કે હું બેહોશ જેનો તે ખરો હુશિયાર મારો છે.
ન મસ્જિદમાં ન મંદિરમાં, ન મક્કામાં ન કાશીમાં,
ફકત આદિલ બની દિલમાં વસ્યો દિલદાર મારો છે.
ભમું ભટકું છતાં દેખું નહીં પાસે પડેલાંને,
ભરેલો ભેદના ભંડારથી ભંડાર મારો છે.
કહે છે લોક દુનિયામાં અપાર પ્યારનો દરિયો,
નથી જો પ્યાર તારો તો પછી કયાં પાર મારો છે?
દબાવી હાથમાં મુજ દિલ, કહે છે આંખ કહાડીને,
અરે એ માલનો નાદાર દેવાદાર મારો છે.
હૃદય મુર્જ પગ તળે કચરી, કહે છે મુક્તિ આપું છું!
અરે આખેર મારો તારે શિર આભાર મારો છે.
ખુદાઈમાં જુદાઈ થાય એ શી પેર હું માનું;
હજાર ધનદાર તેના, એક પણ ચકદાર મારો છે.
ભલે આઘે વસે પોતે ન પાસે મુજને બોલાવે;
મને ગાળો હજારો દે તે સો સો વાર મારો છે.
મને મુસ્તફ પકે વેચો મિસરના ચોક ચૌટામાં;
જલીખા કૂપમાં ઊભો હૃદયનો હાર મારો છે.
મને દુન્યા તણો શો હર્ષ ને શો શોક મરવાનો!
કરે તે યાર જે તેમાં જ બેડો પાર મારો છે.
ચઢું દીદાર કરવા દાર પર મન્સૂર થઇને હું!
અનલહક બોલતો અમૃત અને તે યાર મારો છે.

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



:સંપાદક:
શ્રી જયંતિલાલ .આર. ત્રિવેદી

# શ્રી સરસ્વતી નાટક સમાજ

**શ્રી** વાડીલાલ હરગોવનદાસ શાહ નામના સુરતના એક નાટ્યરસિક વણિક ગૃહસ્થે સને ૧૯૧૪ની શરૂઆતમાં સુરત મુકામે શ્રી જ્યોર્જ થિયેટરમાં (હાલના લક્ષ્મીકાન્ત) **શ્રી સરસ્વતી નાટક સમાજ** નામે નાટ્ય સંસ્થા શરૂ કરી. જાણીતા હાસ્યનટ શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક ભાગીદાર તરીકે જોડાયા.

થોડા સમય પર બંધ થયેલ, નાથુભાઈ પટેલની **શ્રી સુરત દેશી નાટક કંપની**ના નુગરોસાપ, સૌભાગ્યવતી, તુલસીદાસ, અભિમન્યુનો ચકાવો, લલિતમુગ્ધા, પારસમણી, જુલ્મી જાલીમ, નવલગંગા, મયુરધ્વજ અને ઓખાહરણ ઇત્યાદિ નાટકોના હક્કો ખરીદ્યા.

ઓરકેસ્ટ્રા વિભાગમાં જાણીતા 'પેટી માસ્તર' જેશંકર, ચીચુમીયાં તબલચી અને ઇશ્વરલાલને રોક્યા.

૧. અદલ ઇન્સાફ: ૧૯૧૪

લેખક : કવિ મનહર વરતેજવાળા.

ગીતો : શ્રી પ્રભાશંકર અંબારામ નાયક (ઉમતા) ઉર્ફે કવિ પ્રમોદ.

દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.

પાત્રો : વિઠ્ઠલદાસ ભોજક, ગિરધર મનસુખ નાયક (ઉમતા), અમૃતલાલ કાશીરામ વ્યાસ, ગિરધર (સુંડીયા), ત્રિભોવન કાછીયા, નટવરલાલ નાગર.

૨. લક્ષ્મી વિજય: ૧૬-૪-૧૯૧૪

લેખક : શ્રી મણિલાલ પાગલ.

ગીતો : શ્રી પ્રભાશંકર નાયક (ઉમતા); શ્રી વાડીલાલ વિઠ્ઠલદાસ (વિસનગર)

દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક

પાત્રો : વિઠ્ઠલદાસ ભોજક, ગિરધર (ઉમતા), અમૃતલાલ વ્યાસ, ગિરધર (સુંડીયા), ત્રિભોવન કાછીયા, નટવરલાલ નાગર, નર્મદાશંકર, વજેશંકર (કોમિક) અને અલાભાઈ (પાટણવાળા), દામોદર ભટ, ભાવનગર).



શ્રી વાડીલાલ હરગોવનદાસ શાહ

૩. કિશોરસિંહ : ૧૯૧૪.

લેખક : શ્રી મણિલાલ પાગલ.

ગીતો : શ્રી પ્રભાશંકર નાયક (ઉમતા), શ્રી વાડીલાલ વિઠ્ઠલદાસ (વિસનગર)

દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.

પાત્રો : વિઠ્ઠલદાસ ભોજક, ગિરધર નાયક, અમૃતલાલ વ્યાસ, દામોદર ભટ (ભાવનગર), ત્રિભોવન કાછીયા, નટવરલાલ નાગર, નર્મદાશંકર, ગિરધર (સુંડીયા), હિંમતલાલ (કોમિક) અને પરસોતમ (લાડોલ) કોમિક.

૨. વેસલ તોરલ: ૧૯૧૪

લેખક : શ્રી પ્રભાશંકર નાયક (ઉમતા)

દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક

પાત્રો : વિઠ્ઠલદાસ ભોજક, દામોદર ભટ ગિરધર નાયક, અમૃતલાલ વ્યાસ, નટવરલાલ નાગર, ત્રિભોવન કાછીયા, નર્મદાશંકર, હિંમતલાલ (કોમિક)

નોંધ: શ્રી વિઠ્ઠલદાસ ભોજક છૂટા થયા. કંપની ટૂંક સમય બંધ રહી શ્રી મૂળજી ખુશાલ ભાગીદાર તરીકે જોડાયા અને કંપની ફરી ચાલુ થઇ. રામલાલ, સોમનાથ (કલ્યાણી) પ્રાણસુખ, શકરો ધાંયજો અને બાબુભાઇને રોકયા.

૫. કુસુમાવતી: ૧૯૧૪.

લેખક: શ્રી મણિલાલ પાગલ

ગીતો: કવિ પરસોત્તમ રામચંદ્ર ડાકોરવાળા

દિગ્દર્શક: શ્રી મૂળજી ખુશાલ

પાત્રો: મૂળજી ખુશાલ, દામોદર ભટ્ટ, ગિરધર નાયક ત્રિભોવન કાછીયા, નટવરલાલ નાગર, શકરો ધાંયજો, હિંમતલાલ (કોમિક), બાબુભાઇ અને સોમનાથ(કલ્યાણી).

**નોંધ:** 'જેસલ તોરલ'ને થોડા ફેરફાર તથા સુધારા-વધારા સાથે, શ્રી મૂળજી ખુશાલે નવેસરથી દિગ્દર્શન કરી '**જુલ્મી જેસળ**' નામથી રજૂ કર્યું.

નાટક ઠીક ગયું.

સુરતથી કંપની ભરૂચ મુકામે ટૂંક સમય ગાળી વડોદરા મુકામે વાંકાનેર થિયેટરમાં આવી. ચાલુ નાટકો રજૂ કર્યાં.

તબિયતને કારણે મૂળજી ખુશાલની ગેરહાજરીમાં તેમની ભૂમિકાઓ દામોદર ભટ ભજવતા.

થોડા સમય બાદ કંપની ફરી પાછી સુરત આવી. અત્રે લાલજી નંદા, નારણદાસ. મા. ત્રિકમ અને ત્યાર પછી શ્રી ગગુજી તથા મા. કાસમ (દેશીના હાલના દિગ્દર્શક) જોડાયાં.

સુરતથી કંપની મુંબઇ આવી. થિયેટરની અગવડ-તાને લીધે જુદા જુદા થિયેટરોમાં આડાવારે નાટકો ભજવતી. કોરોનેશન થિયેટરમાં '**જુલ્મી જેસળ**' નાટક ભજવાતું હતું તે વખતે આર્ય નૈતિક નાટક સમાજના માલિક શ્રી નકુભાઇ શાહે આ નાટક ભજવતાં અટકાવવા માટે મનાઇ હુકમ મેળવ્યો. અને નાટક બંધ રહ્યું.

આમ મુંબઇની મુસાફરી કંપનીને ભારે પડી ગઇ અને કંપની નુકસાનીમાં ઉતરી ગઇ. મુંબઇથી કંપની ફરી પાછી સુરત આવી. લાલજી નંદા, ગગુજી, મા. કાસમ વિગેરે છૂટા થયા. થોડા સમય બાદ સુરતથી કંપની અમદાવાદ આનંદભુવન થિયેટરમાં ગઇ.

૬. ભક્તરાજ બોડાણો: ૧૯૧૬.

લેખક: કવિ પરસોત્તમ રામચંદ્ર ડાકોરવાળા

દિગ્દર્શક: શ્રી મૂળજી ખુશાલ, ચીમનલાલ બાદશાહ.

પાત્રો: ચીમનલાલ બાદશાહ, દામોદર ભટ્ટ, ગિરધર, નટવરલાલ નાગર, શકરો ધાંયજો, હિંમતલાલ (કોમિક).

કંપની શાન્તિભુવન થિયેટરમાં ગઇ.

દાનેશ્વરી કર્ણ, નરપિશાચ, નુગરો સાપ અને અજબ તોફાની રજુ કર્યાં. કરાંચીમાં બંધ પડેલ શ્રી આર્ય નાટય સમાજના શ્રી પ્રાણસુખ (એડીપોલો) સહીત ઘણાખરા કલાકારો આ કંપનીમાં જોડાયા.

૭. દાનવ મોહિની: ૧૯૧૬

લેખક: કવિ પ્રભુલાલ દ્વિવેદી.

દિગ્દર્શક: શ્રી. પ્રાણસુખ (એડીપોલો)

પાત્રો: પ્રાણસુખ (એડીપોલો) કેશવલાલ (સરસ્વતી-ચંદ્ર), ગિરધર, નટવરલાલ નાગર, ત્રિભોવન કાછીયા, રેવાશંકર, નાથાલાલ, ગણપત બેચર, ચુનીલાલ નાયક અને મણિલાલ નાયક.

**નોંધ:** આ નાટક પ્રથમ કરાંચીમાં શ્રી આર્ય નાટય સમાજે 'દેવી વત્સલા' ને નામે રજૂ કર્યું હતું. આ કંપની બંધ થયા પછી સુરત અને અન્ય સ્થળોએ શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ 'વીર ઘટોત્કચ'ના નામે આ નાટક ભજવતી.

૮. દેવી ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય: ૨૨-૨-૧૯૧૭.

લેખક: શ્રી. ઠક્કુર નારાયણ વિસનજી અને શ્રી ખત્રી કલ્યાણજી પ્રાગજી.

દિગ્દર્શક: શ્રી પ્રાણસુખ (એડીપોલો)

પાત્રો: 'દાનવમોહિની' નાટકના પાત્રોમાંથી મોટા ભાગના.

ટૂંક સમય બાદ કંપની અમદાવાદમાં બંધ થઇ.

☆

## સાભાર સ્વીકાર

શ્રી મણિશંકર જેશંકર ભટ્ટ, જુનાગઢ તરફથી શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપનીના નાટકો પૈકી મળી શકતી નાટકોની ઓપેરાઓનો સંગ્રહ.

# રૉયલ નાટક મંડળી

(ગયા અંકથી ચાલુ)

સુરતમાં ચાલુ નાટકો ભજવ્યા બાદ કંપનીએ નવા નાટક તરીકે મુનશી અઝીઝનું બાળકો માટે ખાસ લખેલું 'તસવીરે બલા' નાટક રજૂ કર્યું.

૧૦. તસવીરે બલા (હિંદી): ૧૯૨૬.
લેખક: મુનશી અઝીઝ.
સંગીત: શ્રી રતિલાલ નાયક
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક
પાત્રો: વાસુદેવ, જીવણલાલ, ગાયકવાડ, જેઠાલાલ.
નોંધ: ખાસ કરીને બાળકો માટે લખાયેલા આ નાટકની ઘણીખરી ભૂમિકાઓ બાળનટોએ ભજવી હતી.

ત્યાર બાદ કવિશ્રી વૈરાટીનુ સોરઠ ભૂમિની, શૌર્ય અને બલિદાનની ભાવના આલેખતું 'વીર નાઘણ' નામે નાટક રજૂ કર્યું.

૧૧. વીર નોઘણ: ૧૯૨૬.
લેખક: કવિ જી એ. વૈરાટી.
સંગીત: શ્રી રતિલાલ નાયક.
દિગ્દર્શક: શ્રી. સોરાબજી મહેરવાનજી કાત્રક.
સન્નિવેશ: પેઇન્ટર અમૃતલાલ
નૃત્ય: શ્રી. ભોગીલાલ નાયક (ન્યુ આલ્ફ્રેડ)
પાત્રો: સોરાબજી કાત્રક, રતિલાલ નાયક, પ્રભાશંકર રમણી, બાલુભાઇ પટેલ, વનમાળીદાસ, અબ્દુલ શકુર, સુખલાલ, ડુંગરદાસ, પરસોત્તમ અને જગજીવન માળી.

નાટક સારું ગયું. સુરત, અમદાવાદ, સૌરાષ્ટ્ર, કચ્છ અને કરાંચીમાં કંપનીને એકધારી યારી આપી હતી. પ્રતિષ્ઠા અને પૈસા મળ્યા.

સુરતથી કંપની વડોદરા ટુંક મુકામ કરી અમદાવાદ આવી. અત્રે જાણીતા નટ શ્રી લાલજી નંદા જોડાયા અને 'વીર નોઘણ'માં મદનસિંહની ભૂમિકા કરી.

અમદાવાદમાં શ્રી વિઠ્ઠલદાસ હેમજી ભાવનગરવાળાના સહકારથી કંપની સૌરાષ્ટ્રની મુસાફરીએ ઉપડી. પ્રથમ રાજકોટ ગઇ. ચાલુ નાટકો ભજવ્યા. અત્રે અમૃત જાનીને રોક્યા. ટુંક સમય બાદ કંપની જુનાગઢ ગઇ.

૧૨. શાહેજહાંન (ઉર્દૂ): ૧૯૨૭.
લેખક: મુનશી અબ્દુલ, લતીફ, 'શાદ'
સંગીત: શ્રી રતિલાલ નાયક, ઉગરચંદ માસ્તર.
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક.
નૃત્ય: શ્રી ભોગીલાલ નાયક
પાત્રો: લાલજી નંદા, રતિલાલ નાયક, બાલુભાઇ પટેલ, પ્રભાશંકર રમણી, સુખલાલ, અબ્દુલ શકુર, પરસોતમ, જગજીવન માળી, અમૃત જાની, અંબાલાલ.

જુનાગઢથી કંપની પોરબંદર ગઇ. ચાલુ નાટકો રજૂ કર્યાં. દરેક નાટકમાં અમૃત જાનીએ જવબનદાર ની ભૂમિકાઓ ભજવી અને સારી લોકપ્રિયતા મળી.
થોડા સમય બાદ કંપની ભાવનગર ગઇ.

૧૩. વિજય કોનો?: ૧૯૨૮.
લેખક: શ્રી ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા
સંગીત: શ્રી ઉગરચંદ માસ્તર



શ્રી મહાશંકર વેણીશંકર ભટ્ટ

દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક; શ્રી લાલજી નંદા
નૃત્ય: શ્રી ભોગીલાલ નાયક
પાત્રો: રતિલાલ નાયક, પ્રભાશંકર રમણી, લાલજી નંદા, સુખલાલ, પરસોતમ, અમૃત જાની, અબ્દુલ શકુર, જગજીવન માળી, બાલુભાઇ પટેલ અને અંબાલાલ.

ભાવનગરથી કંપની લીંબડી, વઢવાણ, વીરમગામ વગેરે મુકામે થઇને રાજકોટ મુકામે આવી. ચાલુ નાટકો ભજવ્યાં. કવિ મણિલાલ પાગલ પાસેથી નવા નાટક લેવાની વાટાઘાટ ચાલી. પણ વાત પતી નહીં. એ જ નાટક પાછળથી શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજમાં વીરના વેર નામે રજૂ થયું.

રાજકોટથી કંપની જામનગર થોડો સમય રહી કચ્છમાં માંડવી મુકામે આવી. પોતાનો મોટો મંડપ બાંધી ચાલુ નાટકો ભજવ્યાં. ત્રણેક માસ બાદ સ્ટીમર રસ્તે કંપની કરાંચી મુકામે ગઇ.

૧૪. કુલાંગાર કપૂત: ૧૯૨૯.
લેખક: શ્રી ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા.
સંગીત: શ્રી ઉગરચંદ માસ્તર.
દિગ્દર્શક: શ્રી સોરાબજી મહેરવાનજી કાત્રક, શ્રી લાલજી નંદા.
પાત્રો: 'વિજય કોનો?' નાટકના પાત્રોમાંથી મોટા ભાગના.

કરાંચી મુકામે કંપનીને આર્થિક સંક્રામણમાં મુકી દીધી. ટુંક સમય બાદ કંપની હૈદ્રાબાદ (સિંધ) આવી અને થોડા સમય બાદ ત્યાંજ ૧૯૨૯માં બંધ થઇ.

## પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

### કવિ દુલા કાગ તથા ગઢવી મેરૂભાનું ભાવભર્યું સન્માન

તા. ૨૫-૧૨-૫૬ની સાંજે મુંબઇ રાજ્યના મહેસુલ પ્રધાન માનનીય શ્રી. રસિકલાલ પરીખના પ્રમુખપદે આ સન્માન સમારંભ સુંદરબાઇ હૉલમાં મુંબઇ લેખક મિલન; ગુજરાતી નાટ્યમંડળ, ઇન્ડિયન નેશનલ થિયેટર, રંગભૂમિ ભારતીય વિદ્યા ભવન, ગુજરાતી ફાર્બસ સભા, કલમ મંડળ તથા પ્રવૃત્તિ સંઘના સંયુકત ઉપક્રમે યોજવામાં આવ્યો હતો.

આરંભમાં શ્રી મધુકર રાંદેરિયાએ સમારંભનું પ્રયોજન સમજાવ્યા બાદ શ્રી મોહનલાલ સોપાને જણાવ્યું હતું કે, કવિ દુલાભાઇ પાસે કાવ્ય છે, કંઠ છે અને રજૂઆતની મુગ્ધ થઇ જવાય એવી કલા પણ છે. એમની આ જબરજસ્ત સિદ્ધિ પાછળ ઘણી મોટી સાધના છે. પણ એ કેવળ સાધનાનું જ પરિણામ નથી. કેટલાંક કૂવા ગાળતાં ગાળતાં પથ્થર ફૂટે ત્યારે તેની નીચેથી પથ્થરની સરવાણી ફુટે છે તેમ પ્રયત્ન કરતાં કરતાં દુલાભાઇના હૃદયના રસાતલમાંથી લોકસાહિત્યની ગંગાના ઝરણ ફુટ્યાં છે.

"કવિ દુલાભાઇને બહાર આણનાર શ્રી. મેઘાણીભાઇ હતા. તેઓ દુલાભાઇ અને આમજનતા વચ્ચે એક સેતુ બન્યા હતા કવિ દુલાભાઇએ પોતાનામાં પડેલા અખૂટ ભંડારને લોક સમક્ષ રજૂ કરીને લોકસાહિત્ય અને શિષ્ટસાહિત્યના ભેદ તોડ્યા. લોકસાહિત્ય અને શિષ્ટ સાહિત્ય બન્નેમાં સાહિત્ય તો છે જ. પણ એક, હીરા કુદરતી અવસ્થામાં હોય એના જેવું છે. બીજું પહેલ પાડેલા હીરા જેવું છે. કવિ દુલાભાઇએ લોક સાહિત્યની ગંગા ઝીલી એટલું જ નહીં પણ એને જીવતી રાખી અને વહેતી પણ રાખી. એમની પાસેની કલા એ મ્યુઝીયમની કલા નથી, જૂના સાહિત્યના કે વિચારોના તેઓ માત્ર સંગ્રાહક નથી. પણ લોકજીવનમાં પ્રગટતી નવી ચેતના પણ તેઓ ઝીલે છે. એઓ છૂટે હાથે અને મોકળે મને એ કલાનું લોકોને આસ્વાદન કરાવી રહ્યા છે. લોકજીવનમાં ઓતપ્રોત થઇને જે સાહિત્ય રચવામાં આવે એ લોકસાહિત્ય. આપણા રાજકારણી જીવનમાં વિનોબાજી પ્રવેશ્યા અને પ્રજાજીવનમાં ચેતનાનો જે પ્રાદુર્ભાવ થયો એ ચેતના કવિ દુલાભાઇએ પોતાનાં કાવ્યોમાં ઝીલી હતી. આજે ભૂદાન યજ્ઞનું આન્દોલન વ્યાપક બન્યું છે ત્યારે એમણે ભૂદાનનાં ગીતો પણ રચ્યાં છે. રચ્યાં છે એમ પણ નહિ કહું. એમના હૃદયમાંથી ભૂદાનનાં ગીતોની ગંગા પ્રગટી છે. જીવનના સર્વક્ષેત્રને સ્પર્શી જાય એવી રચના એમની પાસે છે. તેઓ સુક્ષ્મ બુદ્ધિના હૈયા ઊકલતવાળા છે. એમના જેવા લોકકવિને હિંદુસ્તાનભરમાં ફેરવવા જોઇએ. ભારતમાં એક એક પ્રદેશમાં લોકગીતનાં નાના મોટા પ્રવાહો વહ્યા જ કરે છે. એમાં સૌરાષ્ટ્ર કોઇ પ્રદેશ કરતાં પાછળ નથી. સૌરાષ્ટ્રની લોકગીતની સમૃદ્ધિને ટોચ ઉપર પહોંચાડવામાં કવિ દુલાભાઇનો ગણનાપાત્ર ફાળો છે તે જોતાં દેશભરના લોકકવિ સાથે એમનો પરિચય કરાવવો જોઇએ. લોકસાહિત્યની સેવા તેઓ કર્યાં કરે અને લોકસાહિત્યની ગંગા તેઓ વહાવ્યા કરે તે માટે ઇશ્વર તેમને દીર્ઘાયુ અને તંદુરસ્તી બક્ષે"

શ્રી સોપાનના વકતવ્ય બાદ ઇતિહાસ, સંશોધન અને સંગીતના ઊંડા અભ્યાસી શ્રી હરકાન્ત શુકલે સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું મહિમાગાન રજૂ કરીને સૌરાષ્ટ્રની સંસ્કૃતિ સરિતામાં અનેક સંસ્કૃતિની સરિતાઓના પ્રવાહ ભળ્યા હોવાનું જણાવ્યું હતું અને એવી સમૃદ્ધ ધરતીમાં પાકેલા કવિ દુલા કાગ તથા ગઢવી મેરૂભા સૌરાષ્ટ્ર સંસ્કૃતિની ગંગાજમના જેવી બે સરિતા છે. આપણે ઇચ્છીએ અને પ્રાર્થીએ કે એ બંને સરિતા અખંડપણે વહ્યા કરે.

શ્રી જ્યોતીન્દ્ર હ. દવેએ કવિ શ્રી દુલા કાગની ઇશ્વરદત્ત પ્રતિભા, સુમધુર અને બુલન્દ કંઠ, તથા કવિત્વમય અને સમારંજની વાણી એ ત્રિવિધ શકિતનો ઉલ્લેખ કરીને કહ્યું કે સૌરાષ્ટ્ર જેવી સિંહોની બોખકાથી આ બન્ને કવિઓ આવ્યા છે પરન્તુ એમણે સિંહની પાસેથી કેવળ ગર્જના જ લીધી છે. એ નરસિંહોએ પોતાને ભલે દુઃખ પડે પણ બીજાઓને સુખ થાય એ આદર્શ

સંસ્કૃતિના પ્રધાન સૂરને અનુલક્ષીને આપણી પ્રજામાં લોકકવિતાનો પ્રવાહ વહેતો રાખ્યો છે. પ્રત્યેક પ્રસંગે રસ જન્માવે એ કાવ્યની એક સિદ્ધિ છે. એ સિદ્ધિ કવિ શ્રી દુલા કાગને વરી છે. સભાજનોની સાથે એકરસ થવાની એમની શક્તિ અસાધારણ છે એમને જનકવિ કહેવા જોઈએ.

શ્રી મધુકર રાંદેરિયાએ 'કંઠ કેરી કવિતા' એ પંક્તિથી આરંભાતા શ્રી બાદરાયણના એક તાજેતરના દુહાનો ઉલ્લેખ કરીને કવિ દુલા કાગના સુમધુર કંઠની કવિતા રજૂ કરવાની એમની કલાની અને જનહૃદયમાં સોંસરી પ્રવેશે એવી એમની કવિતાની પ્રશંસા કરી હતી અને કહ્યું હતું કે નવા કવિઓને કવિ દુલા કાગની કવિતા ઘણી જ પ્રેરણાદાયી નિવડશે.

શ્રી રતિકુમાર વ્યાસે, શ્રી બાદરાયણકૃત કવિ શ્રી કાગને અંજલિ આપતા દુહા પોતાના મધુર કંઠે ગાઈ સંભળાવ્યા હતા.

પ્રમુખપદેથી બોલતાં માનનીય શ્રી રસીકલાલ પરીખે કહ્યું કે: "કવિ શ્રી દુલાભાઈ કાગ એ ચારણી સાહિત્યના શ્રેષ્ઠ પ્રતિનિધિ છે. આજે એમની હરોળમાં બેસી શકે એવો એક પણ કવિ નથી. સૌરાષ્ટ્રનાં લોકગીતો અને લોકસાહિત્ય હજારો વર્ષોથી હજારો જાતિઓની સંસ્કૃતિઓના મિશ્રણથી સમૃદ્ધ બનેલ છે, એ સમૃદ્ધ લોકસાહિત્યનુ સરસ પ્રતિબિંબ આપણને કવિ દુલાભાઈનાં લોકગીતોમાં જોવા મળે છે. એઓ ગાય છે તેથી લોકજીવન સમૃદ્ધ થાય છે. તેઓ નિત્ય લોકસાહિત્ય ગાતા રહે તે માટે ઇશ્વરને પ્રાર્થીએ કે તેઓ 'શતાયુ બને'" સૌરાષ્ટ્રના કવિ શ્રી કાગે પોતાના સન્માનનો જવાબ વાળતાં જણાવ્યું હતું કે આજે મને સમજાય છે કે અનુભવ અને અભ્યાસ એ બેમાં ઘી અને ઘાસલેટ જેવો તફાવત છે. આજે મેળવેલું ગાન પ્રસંગ આવ્યે ચારણીમાંથી પાણી સોંસરી જાય એમ સોંસરી જાય છે. આપણે ત્યાં લોકસાહિત્ય છે, હળવું સાહિત્ય છે પણ ઊંચું સાહિત્ય પણ છે. કોઈ અમે જ્યાં જઈએ છીએ ત્યાં "હળવું સાહિત્ય" આપો એવી માગણી કરે છે. પણ બાળક નાનું હોય ત્યાં સુધી એને માના દુધ ઉપર રખાય, પણ પછી એને અન્ન ખાતું કરવું જ પડે છે તેમ પ્રજાને આરંભકાળમાં હળવું સાહિત્ય જોઈએ તે સમજી શકાય પણ પછી એ જેમ પ્રગતિ કરે તેમ એને ઊંચું સાહિત્ય પણ મળવું જોઈએ. તેમણે આ સન્માન પોતાનું નહીં પણ દેવી ચારણનું થાય છે એમ જણાવી સહુની લાગણી માટે આભાર માન્યો હતો. આ પ્રસંગે મેઘાણીભાઈ સાથેનો એક હૃદયંગમ પ્રસંગ યાદ કરી એમણે તેમને પણ અંજલિ આપી હતી.

શ્રી ભાનુશંકર વ્યાસના આભારદર્શન અને અતિથિવિશેષોનું પુષ્પહારથી સન્માન થયા બાદ સમારંભ સમાપ્ત થયો હતો.

★

ડિસેમ્બર મહિનામાં મંડળના નીચે પ્રમાણે નવા સભ્યો નોંધાયા છે.

આજીવન સભ્યો :

(૧) શ્રી નંદદાસ હરિદાસ

(૨) શ્રી હમીર લક્ષ્મીદાસ કલ્યાણજી.

---

## નાટ્ય કલાની વિકાસ યોજના

[ ચોથા પાનાથી ચાલુ ]

અને રૂ. ૧૫૦, રૂ. ૯૦ અને રૂ. ૬૦નાં પારિતોષિક ગુજરાતી અને મરાઠી તમાશામાં શ્રેષ્ઠ વ્યક્તિગત અભિનય માટે આપવામાં આવશે.

### શિક્ષકોને નાટ્યવિષયક તાલીમ

ગયા વર્ષની જેમ શિક્ષકોને અને ખાસ કરીને પ્રાથમિક શાળાના શિક્ષકોને આંતરશાળા નાટ્યોત્સવો યોજવા માટે યોગ્ય ભૂમિકા મળે તે માટે સગવડો પૂરી પાડવાના હેતુસર અમદાવાદ અને પૂના ખાતેની પુરુષો માટેની ટ્રેનીંગ કોલેજોમાં ૮૦ શિક્ષકો માટે પખવાડિયાના ગાળા માટે બે નાના શિબિરો યોજવામાં આવશે.

રાજ્યમાંની સંગીત, નૃત્ય અને નાટ્યશાળાઓને નિભાવ ગ્રાંટ આપવા માટે રૂ. ૧૦,૦૦૦ની જોગવાઈ કરવામાં આવી છે.

તાજેતરમાં મુંબઈ ખાતે યોજાયેલી પ્રથમ વિશ્વ નાટ્ય પરિષદને હિસાબ તપાસ્યા બાદ તેણે ખાધેલી ખોટ જેટલી અથવા તો રૂ. ૫,૦૦૦ એમાંથી જે ઓછું હોય તેટલી ગ્રાન્ટ આપવાને ઠરાવાયું છે.

# પ્રાસંગિક નોંધ

મુંબઈ રાજ્ય યોજીત તૃતીય નાટ્યસ્પર્ધામાં મુંબઈ ખાતે ડિસેમ્બરની તા. ૨૯ અને ૩૦મીએ અનુક્રમે, રંગભૂમિએ "અલ્લાબેલી" અને જી. એસ. મેડિકલ કોલેજ "પત્તાંની જોડ" રજૂ કર્યું. અમદાવાદમાં ચાર નાટકો "ધરતીના છોરુ", "સુમંગલા", "રામકહાણી" અને "પત્તાંની જોડ" રજૂ થયાં. જાન્યુઆરીમાં સૂરત ખાતે કલા ક્ષેત્ર તરફથી "વૈભવના અંગાર" અને કલા નિકેતન તરફથી "કોરુ કઠોર" રજૂ થશે. એ બાદ મુંબઈમાં અંતિમ સ્પર્ધા યોજાશે.

**ઇન્ડિયન નેશનલ થિયેટર:** તા. ૯ મી ડિસેમ્બરે મંગલમંદિર નાટ્યપ્રયોગ રજૂ કરવામાં આવ્યો હતો. ઉપરાંત દર વર્ષની માફક આ વર્ષે પણ ૨૪ મી ડિસેમ્બરથી ૨૫ ડિસેમ્બર સુધી પાંચમો ગરબા–રાસ ઉત્સવ યોજાયો હતો. પ્રાથમિક હરીફાઈ પૂરી થયા પછી, સૌરાષ્ટ્રના લોકગાયકો કવિશ્રી દુલાભાઈ કાગ અને ગઢવી મેરૂભાના કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા. મહોત્સવના છેલ્લા દિવસોમાં તા. ૨૪ અને તા. ૨૫મી ડિસેમ્બરે બાબરકોટ રાસમંડળીએ લોકનૃત્યો રજૂ કર્યાં હતાં.

સંસ્થાના આગામી નાટ્ય મહોત્સવ માટેનાં નાટકોની તાલિમ ચાલુ છે.

**શ્રી દેશી નાટક સમાજ:** ડિસેમ્બર મહિનામાં "સુવર્ણ યુગ", "સામે પાર", "સોરઠીસિંહ", "ગર્ભશ્રીમંત" અને "ગંગા કિનારે" નાટકો રજૂ થયાં હતાં. આસ વાર માટે ખાસ નાટક "ભાવના B. A." ની તૈયારી ચાલે છે. આ નાટકના લેખક શ્રી નંદલાલ નકુભાઈ શાહ છે.

તે ઉપરાંત કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદીનાં નવાં પૌરાણિક નાટક "શ્રવણ કુમાર"નું મુહૂર્ત પણ આ માસમાં જ કરવામાં આવ્યું હતું. મુંબઈ સરકારે આ નાટકને કરમુક્ત કર્યું છે.

**ભારતીય કલાકેન્દ્ર:** શ્રી અલી સર્જન કૃત "મોટા દિલના મોટા બાવા"ના વધુ પ્રયોગો ચાલુ રહ્યા હતા. તે ઉપરાંત સંસ્થાએ ગીત ગોવિંદ તથા મણિપુરી નૃત્યનાં કાર્યક્રમો તથા "આ માસનાગીતો" રજૂ કર્યાં હતાં.

સંસ્થા પોતાની આગામી પ્રવૃત્તિ તરીકે એક નાટ્ય મહોત્સવ ઉજવવાની વિચારણા કરી રહી છે. આ નાટ્ય મહોત્સવમાં શ્રી ક. મા. મુનશીનું "ધ્રુવસ્વામિનીદેવી" અને શ્રી ધનસુખલાલ મહેતા કૃત, "નારોગોરો" રજૂ કરવામાં આવશે.

**જયહિન્દ કૉલેજ** તરફથી જાન્યુઆરીની ૧૫મીએ જયહિન્દ કોલેજના હોલમાં પ્રા. મધુકર રાંદેરિયા કૃત ત્રિઅંકી "અંતે તો તમારી જ" રજૂ થશે. આ નાટકને ગુજરાતી નાટ્ય મંડળની દ્વિતીય નાટ્ય લેખન હરીફાઈમાં સમ હિસ્સે ત્રીજું ઇનામ મળ્યું હતું. આનું દિગ્દર્શન પ્રા. મધુકર રાંદેરિયા તથા શ્રી રમેશ જમીનદાર કરી રહ્યા છે.

**જી. એસ. મેડીકલ કોલેજ** તરફથી શ્રી પ્રબોધ જોષી કૃત મૌલિક ત્રિઅંકી નાટક "પા પા પગલી" ડિસેમ્બરની તા. ૧૪માએ રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી પ્રબોધ જોષીએ સંભાળ્યું હતું અને આ નાટકમાં ભાગ લઈ રહ્યા હતા મીનાક્ષી મોદી, મીનાક્ષી ચોકસી, મહેન્દ્ર શાહ રેજની મંકોડી વગેરે.

**ગ્રાન્ટ મેડિકલ કૉલેજ** તરફથી તા. ૨૫મી ડિસેમ્બરે ભારતીય વિદ્યાભવનમાં શ્રી પ્રબોધ જોષી કૃત નાટક "બોનિયા ભૂલા પડયા" નાટક રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી મહેન્દ્ર પટેલે સંભાળ્યું હતું. આ નાટકમાં મહેન્દ્ર પટેલ, હર્ષદ પંડ્યા, સુરેશ ભણસાલી, લતા સોદાગર વગેરેએ કામ કર્યું હતું.

## રાજકોટ

ન્યુ લક્ષ્મીકાન્ત નાટક સમાજ તરફથી રજૂ થતાં નાટકો "યુગ પ્રભાવ" અને "સજ્જન કોણ" માં જાણીતી અભિનેત્રી શ્રી શાન્તા આપ્ટેએ ભાગ લીધો.

ધર્મેન્દ્રસિંહજી કોલેજ યુનિયન તરફથી ૨૫મી ડિસેમ્બરે શ્રી પ્રાગજી જ. ડોસા કૃત નાટક "ઘરનો દીવો" રજૂ થયું.

## નડિયાદ

**રંગમંડળ:** તરફથી તારીખ ૧૧ મી ડિસેમ્બર ૧૯૫૬ના રોજ શ્રી અનંત આચાર્ય કૃત મૌલિક નાટક "શ્રદ્ધા ફળી" ટાઉન હોલમાં રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી અંબુકુમાર પટેલે સંભાળ્યું હતું. અંબુ પટેલ, કુમુદબેન, શર્મિષ્ઠાબેન, તથા દેવેન્દ્ર ભાગવતે મુખ્ય પાત્રો ભજવ્યાં હતાં. આ નાટકનું નૃત્ય દિગ્દર્શન શ્રી કાન્તિભાઈ પટેલે કર્યું હતું.

## અમદાવાદ

**રંગમંડળ:** તરફથી શ્રી જશવંત ઠાકર કૃત "ભુતિ પતિ" ડિસેમ્બર મહિનાની તા. ૨૮, ૨૯, અને ૩૦મીએ પ્રેમાભાઈ હોલમાં ભજવવામાં આવ્યું હતું



શ્રી દુલાભાઇ કાગ

મુંબઈને

આંગણે

લોકગીતના

ગાયકો



શ્રી ગઢવી ગેરૂભા

અને

ઝેકોસ્લોવેકિયન લોકનૃત્યો





Redg. No. B. 6639



## ❊ ઓળખી કાઢો ❊



રંગભૂમિને ક્ષેત્રે એમણે સારી નામના પ્રાપ્ત કરી છે. તેઓ કોણ છે એ શોધી કાઢી વાચકવર્ગમાંથી જે વ્યક્તિ એમનું ખરું નામ લખી મોકલશે, એ પ્રથમ ઉત્તર જેમના તરફથી મળશે તેમને 'ગુજરાતી નાટ્ય' માસિક એક વર્ષ માટે વિના મૂલ્યે મોકલવામાં આવશે.

—તંત્રી.





રંગમંડળ (અમદાવાદ) તરફથી મુંબઈ રાજ્ય તૃતીય નાટ્યસ્પર્ધામાં ત્રીજું પારિતોષિક મેળવનાર નાટક

'પત્તાંની જોડ' માં

શ્રી સંજય ભટ્ટ અને શ્રી પી. ખરસાણી

કલાકાર તથા દિગ્દર્શકની જોડી



# ગુજરાતી નાટ્ય



પુસ્તક: ૪ ફેબ્રુઆરી: ૧૯૫૭ અંક: ૭

## અનુક્રમ:





**નોંધ:** મુખપૃષ્ઠ ઉપર છાપેલો "આકાશમેલી" નાટકનો ફોટો ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી મળ્યો છે.

મુદ્રક અને પ્રકાશક:–ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ-૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જ્યોતિલાલ ત્રિવેદી
પ્રા. હીરાલાલ ધીવાળા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાવરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
માગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | ફેબ્રુઆરી: ૧૯૫૭ | અંક: ૭ મો



## ઉઘડતે પડદે

ઉત્સવઘેલું મુંબઇ.

ઈસુ ખ્રિસ્તનું નવુ વર્ષ ૧૯૫૭ ની સાલનુ એમતાંની સાથે મુંબઇમાં મનોરંજનના મહેરામણ હેલે ચડયા. સંગીતની મહેફીલો, ઉત્તમ ચિત્રોની કલાકૃતિઓનાં પ્રદર્શનો, ઔદ્યોગિક પ્રદર્શન, નાટ્ય મહોત્સવોની પરંપરા અને સૌથી વિશેષ તો પ્રજાસત્તાક દિને ૨૬ મી જાન્યુઆરીએ રોશનીની દીપમાળામાં ઝગમગતુ મુંબઇ અને એ તેજફુવારામાં નહાતા મુંબઇગરાઓ! એ સૌમાં આ પાનાઓ ઉપર નાટ્યમહોત્સવોની ચર્ચા હેતુપુરસ્સર બની થશે.

મુંબઇ રાજ્ય તૃતીય નાટ્ય સ્પર્ધામાં સંસ્થાઓ તેમજ વિદ્યાલયો બન્નેને નજર રાખવા ખાતર અનેક વખત પ્રાદેશિક સ્પર્ધાઓની તારીખોમાં ફેરફાર થતો રહ્યો, છતાં કોઇ પણનુ સમાધાન ન થયુ અને ઘણી સંસ્થાઓ તેમજ વિદ્યાલયોએ ભાગ લેવાનુ માંડી વાળ્યું જેમાં મુંબઇની ઇન્ડિયન નેશનલ થિયેટર તથા વડોદરાની સંસ્થાઓનો પણ સમાવેશ થાય છે. મળેલા સમાચારો મુજબ સ્પર્ધાની તારીખો દરમિયાન નાટકો રજૂ કરવાની એ સંસ્થાઓની તૈયારી જ ન હતી. આ ઉપરથી એટલું તો ફલિત થાય છે કે નાટ્યસ્પર્ધા યોજવાના ચાર મહિના પહેલાં સરકારે પ્રવેશપત્રો અને નાટકો મગાવવાં જોઇએ. અનેક નાટકો લખાયા અને પ્રસિદ્ધ થયા છતાં સ્પર્ધાને યોગ્ય એવાં નાટકોની પસંદગી માટે સંસ્થાઓને ઘણો ઘણો વિચાર કરવો પડે છે. નાટ્યકલાનાં સર્વાંગને સ્પર્શતા નાટકો કેટલાં? અને એમાંથી પણ સંસ્થાના કલાકારોની અને સંસ્થાની આર્થિક સ્થિતિની શક્તિમર્યાદાને અનુકૂળ હોય એવા કેટલાં? માટે જ નાટકોની પસંદગીમાં ઠીક ઠીક સમય નીકળી જાય છે, તેમાંયે એક નહિ પરંતુ સંસ્થાએ ત્રણ ત્રણ નાટકો મોકલવાં પડે છે. એ નાટકો મંજૂર થઇ આવ્યા પછી રિયાઝ અને તાલીમ શરૂ થાય છે. મહોત્સવમાં રજૂ થનાર નાટકને સંપૂર્ણ કક્ષાએ પહોંચાડવા માટે ઓછામાં ઓછા બે મહિના તો જોઇએ જ. એટલે સંસ્થાઓની મુશ્કેલીઓનો ખ્યાલ રાખીને પણ સરકારે મહોત્સવની તારીખો, પ્રાદેશિક સ્પર્ધાની તારીખો નક્કી કરવી જોઇએ.

એક બીજી વાત, મહોત્સવમાં ભાગ માટે બહારગામથી આવતી સંસ્થાઓના ખર્ચની. કલાકારો ઉપરાંત માત્ર પાંચ પાર્શ્વકાર્યકરો પુરતા આવવા જવાના ગાડીભાડાં તથા ત્રણ દિવસ મુંબઇમાં રહેવા જમવાના ખર્ચ પેટે જે રકમ આપવામાં આવે છે એ પૂરતી નથી. પાર્શ્વકાર્યકરોનુ જૂથ પણ મોટું હોય છે અને એ કાર્યકરોનો ફાળો પણ નાટકની સફળ રજૂઆતમાં મહત્વનો છે. ઉપરાંત સેટ–લાઇટ–ફરનીચર, સાધનસામગ્રી વગેરે ખર્ચાઓ પણ સંસ્થાને લાગે છે એટલે ઇનામની લાલચે મોટી નુકસાની ખમીને પછી બીજે વર્ષે મહોત્સવમાં ભાગ લેતાં વિચાર કરે એ સ્વાભાવિક છે. આવી પરિસ્થિતિમાં સરકારે સંસ્થાઓને આપવાના ખર્ચનો આંકડો વધારવો જોઇએ. મહોત્સવના સારાં નાટકો જોવા માટે જનતા એક રૂપિયો વધુ આપતાં નહિ અચકાય પણ મહોત્સવને વ્યાપક બનાવવો હોય અને ઉત્તમ નાટકો રજૂઆત પામે એ ધ્યેય દૃષ્ટિ સમક્ષ હોય તો સંસ્થાઓને પણ સદ્ધર રાખવી જોઇએ.

મુંબઇ સરકાર યોજિત નાટ્ય મહોત્સવ ઊજવાઇ ગયા પછી માટુંગા સેવા મંડળે પરાંવાસીઓને આ મહોત્સવના નાટકોનો લાભ આપવા માટે એક નાટ્યોત્સવ યોજ્યો જેમાં છોરુ–કછોરુ, અલ્લાબેલી અને પત્તાંની જોડ

નાટકો જોવા હજારોની સંખ્યામાં માનવમેદની ઉભરાઈ હતી. આ હકીકત પુરવાર કરે છે કે મુંબઈના પરાંવિભાગ માટે પણ વિશાળ અને બાંધેલા નાટ્યગૃહની તાકીદે જરૂર છે.

એ પછી ભારતીય કલા કેન્દ્ર દ્વિશાબ્દ ઊજવણી માટે તા. ૧૦મીથી મહોત્સવ ઊજવશે. એ મહોત્સવમાં વિવિધતા છે. માત્ર નાટકો જ નથી, પરંતુ ગીત-સંગીત, નૃત્ય અને ગંભીર તથા પ્રહસન પ્રકારનાં નાટકો છે.

ત્યારબાદ ઇન્ડિયન નેશનલ થિયેટર તા. ૧૮ મીથી પોતાનો દ્વિતીય નાટ્ય મહોત્સવ ઊજવશે. પત્રકાર પરિષદ વખતે આઇ. એન. ટી. ના માનદ મંત્રી શ્રી દામુ ઝવેરીના જણાવ્યા પ્રમાણે આ મહોત્સવનાં નાટકોની વરણી એ પ્રકારની કરવામાં આવી છે કે જેમાં ભવાઇથી માંડીને આધુનિક પ્રણાલીનાં નાટકો કેવાં હોય છે એનું દર્શન મળી રહેશે. નાટકોની કક્ષા જળવાઈ રહે એ માટે સમતુલા જાળવવામાં ખાસ ચીવટ રાખવામાં આવી છે, છતાં એક વસ્તુ આ મહોત્સવને મહા-ઉત્સવને બદલે માત્ર ઉત્સવમાં ફેરવી નાખે છે. સાત નાટકોમાંથી પાંચ નાટકો તો અનુવાદ અને રૂપાંતરો છે, અને 'ભારેલો અગ્નિ' ને નવલકથામાંથી નાટ્યરૂપાંતર થયેલું ગણીએ તો છની સંખ્યા થાય. છતાં આપણા લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર શ્રી. રમણલાલ વ. દેસાઇની નવલકથા નાટ્યરૂપાંતર પામે છે એ આનંદની વાત છે. 'કદમ મીલાકે ચલો' એ એક જ તદ્દન નવું લખાયેલું મૌલીક નાટક છે. ગંભીર નાટકોમાં 'ભારેલો અગ્નિ' અને 'વૈજયન્તી' છે. બાકીના સર્વ પ્રહસનો છે.

**છતાં પણ નાટ્યોત્સવો ભલે યોજાય. જનતાને નાટકો જોઇએ છે અને કેવાં પ્રકારનાં નાટકો જોઇએ છે એનો તરત જ અવાજ ઊઠશે. નવી રંગભૂમિનું સ્થાયી સ્વરૂપ કદાચ એમાંથી જ ઘડાશે.**

પ્રાગજી ડોસા

**મનોરંજન વેરાની પકડ ઢીલી તો થઇ છે. આ હાથ સમુળગો ક્યારે ઊંચકાઇ જશે???**



## : નાટ્યકાર દોલતરામભાઈ :

# અમરસત્ર નાટક

## ને શતાબ્દી અંજલિ

લેખક: ડૉ. પ્રો. મહેન્દ્ર ન. પડ્યા

ગુજરાતી સાહિત્યે એક ઉચ્ચપદ આપી તેના કર્તા દોલતરામ કૃપારામને યોગ્ય એવું સન્માન અર્પ્યું છે. શ્રી દોલતરામભાઈએ આ નાટક તેમના વ્યવસાયી જીવનમાં, લુણાવાડા સંસ્થાનનું દીવાનપણું સાચવતાં, સાંભળતાં લખ્યું હતું અને તેને સફળ બનાવવા પોતે અથાગ શ્રમ લીધો હતો. આ નાટકની રજૂઆત પ્રથમ વખત લુણાવાડામાં મહારાજાધિરાજ શ્રી વખતસિંહજીની સમક્ષ કરવામાં આવી હતી અને કલાકારોને સાક્ષર-દીવાન દોલતરામભાઈએ જાતે કેળવ્યા હતા. નાટકનું રહસ્ય સમજાવી, કુશલ કર્યા હતા.

આજે જ્યારે નાટ્યકલા પ્રત્યે લોકોનું ધ્યાન, રસિક વર્ગનું મન આકર્ષાયું છે તે વેળાએ આ નાટકના ગુણદોષ જોવા ઉચિત છે. આ નાટક કેટલાકને એલેગોરીકલ (allegorical) લાગશે; કેટલાક તેમાં સંસ્કૃત નાટ્યની છાયા જોશે; કેટલાક તેના મધુર ગીતોથી અથવા નવરસની ખિલવણીથી અથવા ભાષાની ચતુરાઈથી કે વસ્તુની ગૂંથણીથી આદરભાવ અનુભવશે, કારણ કે આ સપ્તાંકી નાટકમાં આ બધું છે, અને તદુપરાંત સુવાક્ય અને સદ્બોધ પણ વાચનારને પ્રાપ્ય છે.

વસ્તુ ટૂંકમાં કહીએ તો મદનસિંહના ત્રાસે દુઃખિત થયેલી પ્રજાને, અને તેમાં પણ ખાસ કરીને ધર્મપાળની પત્ની સુભદ્રાને કેવી રીતે અમરસત્રે ઉગારી અને સત્ય અને નિષ્ઠાથી કાર્ય ઉપાડી લઈ સુખ અને શાન્તિ કેવી રીતે સ્થાપ્યાં તે છે. પણ આટલી સીધી સરળ વાતની સાથે બીજાં અન્ય ગૌણ તત્ત્વો કર્તાએ એવી રીતે ગૂંથી લીધાં છે કે નાટક જોનાર વાંચનારનું મન હરી લેવાયા વિના રહેતું નથી. હાસ્યરસ, કરુણરસ, વીરરસ, શૃંગારરસ, વ. રસો પણ એકબીજાને વધારે પ્રકાશ આપી વધુ અસરકારક બનાવે છે. સંસ્કૃતમયતાને લીધે વિષ્કંભક, વિદૂષક, આશીર્વચન, સ્વગતોક્તિ, ગદ્ય, પદ્યનો સુભગ ઉપયોગ પણ છે અને પરિણામે એક પરિપક્વ નાટ્યકૃતિ સર્જાઈ રહે છે.

શરૂઆતમાં જ સુભદ્રાનું વિરહગીત આપણને કરુણાના આવરણમાં ઢાંકી દે છે અને તેની દયા ઉપજાવનારી સ્થિતિ સ્પષ્ટ કરે છે. તેના સસરા ધનપાળ લોભી, સ્વાર્થી, નિષ્ઠુર છે અને દુષ્કૃત્યો સામે વિરોધ કરવામાં પોતાનું નુકસાન જોઈ, પોતાના પુત્ર ધર્મપાળને પણ સ્ત્રી રક્ષણમાં પાછી પાની કરવા પ્રેરે છે. તે સમયે સુભદ્રાનો સૂર યથાર્થ છે અને આપણને ધનપાળનું પાત્ર ઘણી જ હૂબહુ રીતે ચીતરી આપે છે, કારણ તે ગીતનો ધ્વનિ, સુભદ્રાના અણુજાણતાં અંતઃસ્તરથી સામાજિક, નૈતિક દશા દર્શાવતાં, ત્યાંના અમાનુષી વાતાવરણનો પણ ખ્યાલ આપે છે.

"કૃપા કરો ઘનશ્યામ, મુજવર, કૃપા કરો ઘનશ્યામ,
નહિ વિલમ્બનું કામ, મુજવર...
અધમ જનની અધમ કૃતિથી, ભ્રષ્ટ થયું આ ગ્રામ,
આ સ્થળ સમયે કોઈ નથી મુજ, કેવળ ત્હારી હામ...
પડી પેટની વેઠ, સર્વને, પડી પેટની વેઠ, બીજું એથી હેઠ,...
નૃપ, પ્રધાન, ગરીબ, તવંગર, મજૂર, ચાકર, શેઠ,
સર્વને પડી પેટની વેઠ..."

એક તરફ અમરસત્ર અને તેનો મિત્ર વિદ્યાધર આ સાંભળે છે અને સતીને બચાવવા તત્પર થાય છે. બીજી તરફ ધર્મપાળ પિતાની આજ્ઞા માગે છે, મદનસિંહનો વધ કરવા; અને આખરે સત્યનો જય થાય છે અને મદનસિંહ શિક્ષા પામે છે. પછી યુદ્ધ થાય છે અને તેમાં પણ અમરસત્રની ચતુરાઈ અને શૌર્યથી શત્રુઓનો પરાજય થાય છે અને આખરે ભૂપાલ સિદ્ધરાજની સુપુત્રી સત્યકીર્તિનો વિવાહ અમરસત્ર સાથે થાય છે. સત્યકીર્તિ શૌર્યને વરે છે; ધર્મપાળ અને સુભદ્રા અભિન્ન બને છે અને ન્યાયનો કારભાર સત્યશાલી ચલાવે છે; સેનાપતિ તરીકે અમર્ષકેતુને સ્થાને સંધિરાજ આવે

છે; અત્યાર સુધીના ન્યાયાધીશ મનોરાજનું પતન થાય છે અને સંસ્થાનમાં :

**વિદ્યાની ઉચ્ચ તૃષ્ણા, જનહિત કરવા શૌર્યની ત્યાગશક્તિ, શ્રદ્ધા, સત્યે, સુધર્મે અનવરતરતિ, સિદ્ધની શુદ્ધભક્તિ, ધી, શ્રી ને ધૈર્ય શ્રેયઃસુકૃતિ સુજનને સત્વને દિવ્ય કાંતિ લોકોને પ્રાપ્ત થાય છે.** આમ જોતાં નાટક આપણને બોધદાયક અને નીતિમાર્ગી લાગે છે. વળી, હાસ્યરસનું ઉજ્જવળ ઉદાહરણ લેવું હોય તો આપણે તે પણ વિના સંકોચે મેળવી શકીએ છીએ. સુભદ્રાની યથાર્થ સ્થિતિ જોવા વિદ્યાધરને મોકલવામાં આવ્યો હતો; તે પોતાનું કાર્ય કરી પાછો આવી, અમરસત્રને મળે છે. તે જાણવા આતુર છે પણ વિદ્યાધર જાણીને કહેવામાં ઢીલ કરે છે: અને તેની કુતૂહલ વૃત્તિને, અધૈર્યને સજાગ કરે છે:

અમર સત્ર : કહે હો, શું કરી આવ્યો?

વિદ્યાધર : શું તે કહ્યું હતું તે.

અમર : પણ કહેતો ખરો. શું કર્યું? કેમ થયું? અથેતિ વાત કહેને.

વિદ્યા : એટલું બધું જાણવું હતું, ત્યારે આવવું'તુ પાછળ, પાછળ.

અમર: આમ શું કરે છે? કહી દે સત્વર. જાણતો નથી કે તારા પ્રદેશો ઉપર સતીના જીવનનો અને અસિના યશનો આધાર રહ્યો છે. (તલવાર ખેંચે છે.)



વિદ્યા : હવે રાખો મ્યાનમાં. અહીં તો કોઈને નથી મારવીને?

અમર : હવે બીજી વાતો કરવા કરતાં સરળતાથી યથાર્થ વૃત્તાન્ત કહે તો કેવું સારું? નાહક જીભ હલાવવી એમાં શો લાભ?

વિદ્યા : ત્યારે નાહક શસ્ત્ર હલાવવામાંએ શો માલ છે? વળી, જેને અંગ્રેજીમાં Comedy of Humour કહે છે અને જે વિલાયતમાં બેન જોન્સને ૩૦૦ વર્ષ પહેલાં લખી હતી, જેમાં મનુષ્યના ગુણદોષ રંગભૂમિ પર તાદશ્ય રીતે પ્રદર્શિત કરવામાં આવ્યા હતા તેમ અત્રે વિશુનમહલ મેલાવી, મદનસિંહ દ્વારા કરવામાં આવ્યું છે. તેમના ગુણદોષ તેમનાં નામજ સ્પષ્ટ રીતે બતાવે છે. અને તેમનાં કૃત્યો આ ગુણદોષની સાક્ષી પૂરે છે. મનોરાજ ન્યાયાધીશ તરીકે કેવો ગેરવર્તાવ કરે છે તેનો સુંદર દાખલો વાંચનાર શોધી શકે છે. અંક ચોથામાં આપણે જોઈએ છીએ કે રાજ્યમાં જ્યારે મનોરાજનું વહીવટી તંત્ર ચાલે ત્યારે કેવું અંધેર પ્રવર્તે છે. ન્યાયાધીશે ચોરને જવા દીધો છે: કારણ કે "ઇશ્વરે એક પાસ પેટ મૂક્યું છે, તેને માટે જેની જેમ બુદ્ધિ તેમ તે પ્રયાસ કરે છે. મનુષ્ય પોતાના સ્વભાવને અનુસરે તેમાં ગુનો હોય તો તે પરમેશ્વરનો જેણે એવા સ્વભાવ ઘડયા." ભૂપાળ પણ આ જાણી ગુસ્સે થાય છે : "વાહ તમારો ન્યાય! આવું કયાં સુધી નભશે?" તે પુછે છે.

નિર્દોષોને દોષિત ગણવામાં આવે અને કોઈ પોતાની ફરજ અદા કરતું નથી. આ પ્રમાણે એક સુરાજ્ય ચલાવવામાં શું શું આવશ્યક છે તે બતાવવા સ્વાનુભવથી નાટયકાર પ્રયાસ કરતા દેખાય છે. આનન્દ સાથે બોધ આપવો એ જો સાહિત્યનું લક્ષણ હોય અને છે જ, તો આ લક્ષણ અત્રે સુંદર રીતે દેખાય છે. રાજાને પણ બે બોલ કહેતાં ધર્મપાળ અટકતા નથી.

'પરચક્ષુએ જુએ, શ્રુણે રાજા પરકાને
પરાધીન સહુ વૃતિ હોય નિજ મ્હોટપ માને'

એમ અન્ત: પ્રસ્થના ભૂપાલને હિંમતથી ધર્મના અધિકારે ધર્મપાળ કહે છે, અને પૂછે છે: "બાપ ગણી તુજને (પ્રજા) વિનવે, નૃપ, બુદ્ધ છતાં કયમ બદ્ધ બને છે?" વળી, જીવનમાં એકલા ધર્મથી શ્રેય થતુ, નથી બુદ્ધિનો પણ ઉપયોગ જરૂરી છે—એમ જીવનનું તત્ત્વદર્શન આપણને નાટ્યકાર કરાવે છે:

"ધર્મ હતો પણ બુદ્ધિ વિના,
બલિ વામનપાદ તળે ચગદાયા,
બુદ્ધ થયા વિણુ કેવળ ધર્મ
ધરી ન તર્યા જન ઇશ્વર માયા"

વળી, વિદૂષકો કેટલા નાટકોમાં ફક્ત હાસ્યરસ ઉત્પન્ન કરાવી, નાટકના મુખ્ય પાત્રને આશા, ઉત્તેજન, સાંત્વન, શિખામણ વ. આપી કૃતકૃત્ય થાય છે. પણ અત્રે વિદ્યાધર આ સર્વે કરવા ઉપરાંત વસ્તુમાં પણ અગ્રભાગ લે છે સુભદ્રાને આત્મહત્યા કરતાં બચાવવાનું કામ, તેને પોતાની સ્થિતિનું ભાન પણ વિદૂષક કરાવે છે ને

[અનુસંધાન ૩૬ મે પાને]

## મુંબઈ રાજ્ય તૃતીય નાટ્ય સ્પર્ધાનું

વિહંગાવલોકન હવે પછીનાં પૃષ્ઠો પર આપ્યું છે



# સરકારી નોંધ

**મું**બઇ સરકાર તરફથી આ વર્ષે ત્રીજા નાટયોત્સવની જાહેરાત સપ્ટેમ્બર ૧૯૫૯ માં કરવામાં આવી હતી, અને નાટકો મોકલવાની છેલ્લી તારીખ ૩૧ મી ઓકટોબર રાખવામાં આવી હતી. આખા ગુજરાતમાંથી મુંબઇ, અમદાવાદ, સુરત, વડોદરા વગેરે સ્થળોથી ૧૬ સંસ્થાઓએ પોતાનાં પ્રવેશપત્રો ભર્યાં હતાં. સરકારે દરેક સંસ્થા પાસે પસંદગી માટે ત્રણ ત્રણ નાટકો મંગાવ્યા હતા. જેમાં ૧૬ સંસ્થાઓ તરફથી ૨૨ નાટકો આવ્યાં હતાં, એ ૨૨ નાટકોમાં નીતિવિરોધી કે અન્ય કોઇ, સમાજને હાનિકારક તત્ત્વો ન હોય એ તપાસ માટે એક સમિતિ નીમી હતી. એ સમીતિએ દરેક સંસ્થાને પોતે નક્કી કરેલું એક એક નાટક ભજવવાની છૂટ પણ આપી હતી.

શરૂઆતમાં ૧૬ સંસ્થાઓ ભાગ લેવાની હતી પણ સમય જતાં ભાગ લેતી સંસ્થાઓમાંથી કેટલીક સંસ્થાઓએ પોતાનાં પ્રવેશપત્રો પાછા ખેંચી લીધા હતા. અને આખરે અમદાવાદમાંથી ૪ સંસ્થા, સુરતમાંથી ૨ સંસ્થા અને મુંબઇમાંથી ૨ સંસ્થાઓએ રાજ્ય નાટય સ્પર્ધાની પ્રાદેશિક સ્પર્ધામાં પોતાનાં નાટકો રજૂ કર્યાં હતાં.

## પ્રાદેશિક સ્પર્ધા

અમદાવાદમાં ૪ સંસ્થા તરફથી ડિસેમ્બર મહિનાની તા. ૧૫, ૧૬, ૧૭, ૧૮ મીએ નાટકો રજૂ થયાં. એ ચાર નાટકો હતાં, 'ધરતીનાં છોરુ', "સુમંગલા", "રામ કહાણી" અને "પત્તાંની જોડ" આ ચાર નાટકોના નિર્ણાયક તરીકે હતા **શ્રી. પ્રેમશંકર ભટ્ટ. શ્રી. રમણિકરાય દેસાઇ અને શ્રી. ધૂમકેતુ.**

ત્યાર પછી મુંબઇમાં ડિસેમ્બર મહિનાની તા. ૨૯ અને ૩૦ મીએ રંગભવનમાં પ્રાદેશિક સ્પર્ધામાં બે સંસ્થાઓએ પોતાનાં નાટક રજૂ કર્યાં. તા. ૨૯ મીએ 'રંગભૂમિ' સંસ્થાએ "અલ્લાબેલી" રજૂ કર્યું અને તા. ૩૦ મીએ જી. એસ. મેડિકલ કોલેજ તરફથી "પત્તાંની જોડ" નાટક રજૂ થયું. અહીં નિર્ણાયકો તરીકે **શ્રી. મધુભાઇ વૈદ્ય. શ્રી. ભાનુશંકર વ્યાસ 'બાદરાયણ' અને શ્રીમતી તરુણીકા દલેજિયા** હતાં.

જાન્યુઆરી મહિનાની તારીખ ૪થી અને ૭મીએ સુરતમાં બે સંસ્થાઓ તરફથી નાટકો રજૂ થયાં. 'કલા-નિકેતન' તરફથી તા. ૪થીએ 'છોરુ કછોરુ' રજૂ થયું. અને 'કલા ક્ષેત્ર' તરફથી તા. ૭ મીએ "વૈભવનાં અંગાર" રજૂ થયુ. અહીં પણ અમદાવાદનાં જ નિર્ણાયકો હતાં. ફક્ત **શ્રી. ચન્દ્રવદન શાહ** શ્રી. ધૂમકેતુને બદલે નિર્ણાયક તરીકે હતા.

પ્રાદેશિક સ્પર્ધાનાં પરિણામો નીચે મુજબ હતાં:

| **અમદાવાદ** | **લેખક** | **સંસ્થા** |
|---|---|---|
| ૧. **સુમંગલા** | શ્રી શિવકુમાર જોશી | રામાનંદ મહાવિદ્યાલય |
| ૨. **પત્તાંની જોડ** | શ્રી પ્રબોધ જોશી | રંગ મંડળ |
| ૩. **રામકહાણી** | શ્રી ગુણવંતરાય આચાર્ય | જવનિકા થિએટર્સ |

| **સુરત** | | |
|---|---|---|
| ૧. **છોરુ કછોરુ** | શ્રી પ્રાગજી જ. ડોસા | કલા નિકેતન |

| **મુંબઇ** | | |
|---|---|---|
| ૧. **અલ્લાબેલી** | શ્રી ગુણવંતરાય આચાર્ય | રંગભૂમિ |
| ૨. **પત્તાંની જોડ** | શ્રી પ્રબોધ જોશી | જી. એસ. મેડિકલ કોલેજ |

આ પ્રમાણે પ્રાદેશિક સ્પર્ધાઓ પૂરી થયા બાદ મુંબઇમાં રંગભવનમાં અંતિમ સ્પર્ધાઓ ૧૨ મી જાન્યુઆરીથી શરૂ થઇ હતી. અને આ સ્પર્ધાના નિર્ણાયકો હતા **ડો. ડી. જી. વ્યાસ. શ્રી. જ્યોતિન્દ્ર દવે અને શ્રી. હરકાન્ત શુક્લ.**

સ્પર્ધાના દિવસો દરમ્યાન બે ધંધાદારી રંગભૂમિના નાટકો પણ તા. ૧૫ અને તા. ૨૦મીએ રજૂ કરવામાં આવ્યાં હતાં. તા. ૧૫ મીએ શ્રી દેશી નાટક સમાજનું 'વડીલોનાં વાંકે' રજૂ થયું હતું. તા. ૨૦મીએ પૃથ્વી થિયેટર્સનું 'કિસાન' ભજવવામાં આવ્યું હતું.

૨૦મી જાન્યુઆરીને દિવસે ઇનામો જાહેર થયાં હતાં અને એ જ દિવસે બધાંને તે વહેંચી આપવામાં આવ્યાં હતાં. મુંબઇ રાજ્યના શિક્ષણ પ્રધાન શ્રી શાન્તિલાલ શાહે તે વખતે પોતાના વક્તવ્યમાં કહ્યું હતું કે રંગભૂમિના ઉત્કર્ષાર્થે સરકાર તરફથી જે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તેમાં સૌએ પૂરેપૂરો સાથ અને સહકાર આપવો જોઇએ. વળી જે સંસ્થા સરકારની નાણાંકીય સહાય મેળવતી હોય તેમણે તો ખાસ આ સ્પર્ધામાં પોતાનું નાટક રજૂ કરવું જોઇએ.

તે સમયે તેમના વરદ હસ્તે નીચે પ્રમાણે પારિતોષિક અપાયાં હતાં.

| | | |
|---|---|---|
| ૧. **છોરુ-કછોરુ** | સંસ્થા: કલા નિકેતન, સુરત | રૂ. ૨,૦૦૦ |
| ૨. **અલ્લાબેલી** | સંસ્થા: રંગભૂમિ, મુંબઇ | રૂ. ૧,૦૦૦ |
| ૩. **પત્તાંની જોડ** | સંસ્થા: રંગમંડળ, અમદાવાદ | રૂ. ૫૦૦ |

| **દિગ્દર્શકો** | **નાટક** | |
|---|---|---|
| ૧. **શ્રી અરવિંદ કિનારીવાળા** | છોરુ કછોરુ | રૂ. ૫૦૦ |
| ૨. **શ્રી પી. ખરસાણી** / **શ્રી સંજય ભટ્ટ** | પત્તાંની જોડ | રૂ. ૨૦૦ |

| **લેખક** | **નાટક** | |
|---|---|---|
| ૧. **શ્રી પ્રાગજી જ. ડોસા** | છોરુ કછોરુ | રૂ. ૧૫૦ |

| **કલાકારો** | | |
|---|---|---|
| ૧. **કુ સિન્ધુ કર્વે** | છોરુ કછોરુ | રૂ. ૧૦૧ |
| ૨. **શ્રી દીપક શાહ** | છોરુ કછોરુ | રૂ. ૧૦૧ |
| ૩. **કુ. વર્ષા આચાર્ય** | અલ્લાબેલી | રૂ. ૧૦૧ |
| ૪. **શ્રી ભાનુ ચોકસી** | પત્તાંની જોડ અમદાવાદ | રૂ. ૧૦૧ |
| ૫. **શ્રી રણજીત આથા** | પત્તાંની જોડ મુંબઇ | રૂ. ૧૦૧ |
| ૬. **શ્રી હરકાન્ત શાહ** | રામકહાણી | રૂ. ૧૦૧ |

આ પ્રમાણે રોકડાં ઇનામો ઉપરાંત દરેક વિજેતા કલાકારોને એક એક સુવર્ણચંદ્રક પણ આપવામાં આવ્યો હતો.

આમ વિજેતાઓને પારિતોષિકો આપ્યા ઉપરાંત બે દિવસ પોતાના નાટકો રજૂ કરનાર બે ધંધાદારી સંસ્થા શ્રી દેશી નાટક સમાજ અને શ્રી પૃથ્વી થિયેટર્સને રૂ. ૫૦૦) આપવામાં આવ્યા હતા.

# મુંબઈ રાજ્ય યોજિત તૃતીય નાટ્ય સ્પર્ધાના એક નિર્ણાયક શ્રી હરકાન્ત બી. શુકલ






સંપાદક :
શ્રી કુલીન વોરા

[નહિ નાટ્યકાર, નહિ અભિનેતા, નહિ દિગ્દર્શક કે નહિ ટીકાકાર, છતાં આજીવન કલાના સમર્થપણે જાણકાર અને સાચા પારખુ એવા શ્રી હરકાન્ત શુકલ અત્યાર સુધી સૌરાષ્ટ્રમાં સરકારી ઓફિસમાં ઊંચી પદ્દી ધરાવતા હતા અને હવે આ વર્ષથી મુંબઈમાં તેમની બદલી થવાથી અહીં આવ્યા છે. પ્રથમ પરિચયમાં જ સ્વભાવે શાન્ત અને સુશીલ લાગતા શ્રી હરકાન્તભાઈ નાનપણથી જ કલાના અભ્યાસી છે. તેમણે પોતાનો રસ સંગીતકલામાં વધુ કેળવ્યો છે અને અન્ય કલાનો અભ્યાસ પણ એટલો જ ઊંડો કર્યો છે.

આ વર્ષે યોજાયેલી મુંબઈ રાજ્યની ત્રીજી નાટ્યસ્પર્ધાના નિર્ણાયક તરીકે એમણે કામગીરી બજાવી હતી અને એમ એમણે પોતાની કલાભિરુચિનો આપણને પરોક્ષ પરિચય કરાવ્યો હતો. નાટક પરના તેમના વધુ વિચારો જાણવા અમે એમની મુલાકાત લીધી અને નીચે મુજબ પ્રશ્નો પૂછયા, જે બધાંના જ એમણે ઘણી જ કુશળતાથી જવાબો આપ્યા છે.—સંપાદક]

**પ્રશ્ન ૧: ઓપન એર થિયેટરમાં નાટકો ભજવાય છે એ યોગ્ય છે?**

"ના. આપણે ત્યાં જ્યાં સુધી બંધ નાટ્યગૃહો ન હોય યા તો ઓછાં હોય, ત્યાં સુધી આવાં ઓપન એર થિયેટરમાં ભલે નાટકો ભજવાય, પણ ખુલ્લું નાટ્યઘર નાટક માટે તો બિલકુલ જ પ્રતિકૂળ છે. આવા રંગમંચ પર લોકનૃત્યો, નૃત્યનાટિકાઓ, કે લોકનાટ્યો જેવાં કે ભવાઈ વગેરે ચાલે, પણ જેમાં પ્રેક્ષકનું ધ્યાન સમસ્ત રીતે તખ્તા પર જ કેન્દ્રિત થયું હોય, પ્રેક્ષકે અભિનેતાની સૂક્ષ્મ લાગણીઓને સમજવાની હોય, નાટકના અંતરતમ ભાવોની ઓળખ મેળવવાની હોય, તેવા નાટકમાં ખુલ્લું પ્રેક્ષાગૃહ પ્રેક્ષકને હાનિકારક જ છે. અહીં અવાજનો આરોહ અવરોહ, કે પાત્રોના હાવભાવ બધું જ 'Flat' લાગે છે. આપણા પરની નાટકની સાચી 'Impression' વેરણ છેરણ થઈ જાય છે. નાટ્યકલા એ તો મિશ્ર કલા છે, એનો સંપૂર્ણ આનંદ મેળવવાને માટે અન્ય કલાઓ કરતાં એમાં મદદ અંગે ધ્યાનને કેન્દ્રીત કરવાની જરૂર પડે છે. નાટકો તો બંધ નાટ્યગૃહોમાં જ ભજવાવાં જોઈએ."

**પ્રશ્ન ૨: વિદ્યાલયો માટે જુદી નાટ્યસ્પર્ધા હોવી જોઈએ કે કેમ?**

એમાં પણ હું સંમત નથી થતો. સ્પર્ધામાં તો દરેક હરીફ એક જ કક્ષા પર પોતાની તૈયારી કરતો હોય છે અને આજની કોલેજોમાં તો નાટ્યપ્રવૃત્તિ અન્ય સંસ્થાઓ સમી જ વિકસેલી જણાય છે. એના અભિનેતાઓ પણ અભિનય વિગેરેની સારી સમજ ધરાવતા લાગે છે એમ મને આ

## કલા મનોરંજન માટેનું રમકડું તો ન જ હોઇ શકે!
## એ તો સૂક્ષ્મતમ ભાવનાને સંસ્કારી બનાવવા માટેનું સાધન છે.

વખતે અહીંની એક કોલેજનું નાટક જોઇને લાગ્યું અને વધુ તો સ્પર્ધાનો Conscious બન્યા જ હરીફી માટે એક સરખો જ હોય છે. તેમ છતાં, નવા આગંતુકોની કક્ષાને ઊંચી લાવવા માટે પણ તેની સ્પર્ધા અન્ય સંસ્થાઓ સાથે જ કરવી જોઇએ. આજનાં કહેવાતાં મંડળોમાં પણ કંઇ બહુ ઉચ્ચ કક્ષા દેખાતી નથી."

**પ્રશ્ન ૩: નાટક કેવું હોવું જોઇએ?**

"કલા મનોરંજનનું રમકડું તો ન જ હોઇ શકે, એ તો સૂક્ષ્મતમ ભાવનાને સંસ્કારી બનાવવા માટેનું સાધન છે. એનો આનંદ એ કોઇ નીચા પ્રકારનો આનંદ નથી, પણ એ ઉત્કર્ષસાધક છે. માટે નાટક કેવું હોવું જોઇએ એ પ્રશ્નના ઉત્તરમાં તો એમ જ કહેવાય કે એ માત્ર મનોરંજક જ નહિ પણ હેતુલક્ષી પણ હોવું જોઇએ. હેતુ વિનાની કલા એ તો સમાજ માટે એક મોટું જોખમ છે. સંગીત, નૃત્ય વગેરે અન્ય કલા કરતાં નાટકનો Approach બહુ જ વિશાળ છે. અગણિત પ્રેક્ષક વર્ગ આજ સુધી નાટક જોતો આવ્યો છે, નાટક માણતો આવ્યો છે, માટે નાટક તો ઘણું જ જવાબદાર મનોરંજનનુ સાધન છે. વળી એ તો સમાજના નીચામાં નીચા થર સુધી પહોંચે છે. જો એનો ઉપયોગ ઉચ્ચ આનંદ માટે ન થાય, અને માત્ર મનોરંજન માટે જ થાય તો એ કલાનો આનંદ વેશ્યાસૌંદર્ય જેવો નિરર્થક થઇ જાય છે."

**પ્રશ્ન ૪: નિર્ણાયક તરીકે આપ કેવી રીતે ગુણાંક આપો છો?**

"એક રીતે આ પ્રશ્ન કઠિન કહેવાય. નિર્ણય કરવામાં મન પરના કયા ભાવે ભાગ ભજવ્યો એ ચોક્કસ રીતે તો કહેવું મુશ્કેલ છે. નાટકની મન પર જે over all છાપ પડે, વસ્તુનું નિરૂપણ થાય, એની રજૂઆત, સન્નિવેશ, પાર્શ્વસંગીત, પ્રકાશ, અદાકારી વગેરેની જે અસર થાય, તેના પર જ ગુણાંકનો આધાર રહે છે.

નાટકનું કોઇ પણ વૈયક્તિક અંગ નિર્ણાયકના મન પર વધુ અસર કરી શકતું નથી. જુદાં જુદાં અંગો ધ્યાન પર લેવાય છે. છતાં ગુણ મૂકતાં તો સમગ્ર અસર જ આગળ આવે છે."

**પ્રશ્ન ૫: આ વખતની નાટ્યસ્પર્ધામાં ભજવાયેલાં નાટકોનું ધોરણ આપને કેવું લાગ્યું?**

"સામાન્ય. સ્પર્ધાના નાટકો તરીકેની કોઇ જ વિશિષ્ટતા જોવા નથી મળી. સામાન્ય રીતે અત્યારનવાર જે નાટકો જોઇએ છીએ તેવાં જ સામાન્ય આ નાટકો હતાં; નહિ તો સ્પર્ધાના નાટકો, સ્વાભાવિક રીતે, વધુ ધ્યાન દઇને રજૂ કરેલા, વધુ સચોટતાથી રજૂ થતાં, કે કંઇક નાવિન્ય ભરપૂર હોવા જોઇએ કે જેમાં કંઇક પ્રગતિનું પદચિહ્ન હોય!"

**પ્રશ્ન ૬: સીધાં ગદ્યનાટકો અને સંગીતવત્ ગદ્યનાટકો એ બે વિશે આપનો મત શો છે?**

"સંવાદોથી જ ચાલતાં નાટકો ઘણીવાર શ્રાવ્ય બની જાય છે. સંગીતવત્ ગદ્યનાટકોમાં જો આ ગદ્યનું ધોરણ સરખી રીતે ન જળવાય તો તેમાં સંગીત Hidebound થઇ જાય છે. આવાં નાટકોમાં તો સંગીતનું અનેકગણું મહત્ત્વ હોય છે. ગદ્ય નાટકોની રજૂઆત નબળી થાય તો રસક્ષતિનો ઘણો જ અવકાશ રહે છે. જનતા મનોરંજનાર્થે નાટક જોવા આવે છે, ત્યારે જો એકલા શબ્દો જ તેમના ચિત્તપર વાગતા હોય તો નાટક કંટાળાજનક થઇ જાય છે, માટે જ નાટકમાં સંવાદો વચ્ચે પણ સંગીતની જરૂર તો છે જ. સંગીત પણ ઊંચું હોવું જોઇએ. હલકું સંગીત નાટકમાં ન ચાલે. વર્ષોથી ચાલતી ગુજરાતી રંગભૂમિની મોટામાં મોટી કોઇ કુસેવા હોય તો તે હલકું સંગીત. પીટકલાસના પ્રેક્ષકને મનોરંજતું સંગીત મહદ્અંશે હલકી કક્ષાનું હોય છે અને આવું સંગીત તો સમાજને કુંઠીત કરે છે. નવી રંગભૂમિએ એ ક્ષતિ નિવારવી જોઇએ. નવી રંગભૂમિ પાસે ગાયકો ન હોય તો પાર્શ્વમાંથી સંગીતનો યોગ્ય ઉપયોગ થવો જ જોઇએ. આ વખતની સ્પર્ધાના નાટકોનું સંગીત ઘણું જ નીચી કક્ષાનું, તુચ્છ અને નબળું હતું. થોડી થોડી વારે ગાયનો મૂકવાની કોઇ જ જરૂર નથી. ચાલુ સંવાદ વખતે પણ સપ્રમાણ સ્વરોને વહેતા મૂકવાથી પ્રેક્ષકને ઘણી જ રાહત રહે. ગુજરાત જો માત્ર શાબ્દિક નાટકમાં રાચશે તો એનું અડધું અંગ સુકાયેલું લાગશે. નાટક એ એક જ એવી કળા છે કે

જેનાથી સંગીતને લોકપ્રિય બનાવી શકાય. મહારાષ્ટ્રમાં સંગીત વધુ પ્રિય છે એનું કારણ એનું નાટ્યસંગીત જ છે. રંગભૂમિ એ તો આખા જીવનને આવરી લેતી કલાકૃતિ છે. વળી સંગીત તો ખરું, પણ સાથે સાથે રંગનિયોજનની પણ ખૂબ જરૂર છે. ફક્ત સન્નિવેશ કે પ્રકાશ આયોજનમાં જ કુશળતા નહિ મેળવતાં, તેમના રંગની યોજનામાં પણ કુશળતા જરૂરી છે.

રશિયામાં ડાયાગિલેફ નામના એક એવા પ્રોડ્યુસરે જગતના મહાન ચિત્રકાર પિકાસોને પોતાની સંસ્થામાં રોકી લીધો હતો. એ બિના નાટકમાં રંગનિયોજન કેટલું દાદ માંગી લે તેવું છે એનો પુરાવો છે. સંગીતના જેવી જ રંગની અસર હોય છે. આપણે ત્યાં પડદાને લીધે પાત્રો ઘણાં જ નાના નાનાં લાગે છે, જે ઘણું જ બેહુદું કહેવાય. કલ્પનામાં રંગ અને રાગનું સમ્મિલન થવું જોઇએ. માત્ર પાર્શ્વ સંગીતમાં શ્લોક, કે ગીત આવ્યા કરે તેને બદલે orchestra ની જરૂર છે. ગતિ, દૃશ્ય, ભાવ વગેરેને અનુકૂળ સંગીત પ્રસર્યા કરવું જોઇએ. રામકહાણીમાં એકનો સિતાર જ જુદી જુદી સુષુપ્ત ભાવનાઓને જાગૃત કરવા માટે વાગે છે, જે સંપૂર્ણ રીતે નિષ્ફળ હતી. સંગીતના સ્વરોથી માનવભાવના સબળ રીતે જાગૃત કરી શકાય છે. જો કે કલાનો ઉદ્દેશ માત્ર ભાવના જાગૃતિનો નથી. 'Emotion should be chastened and subdued.' ફક્ત લાગણીનો પ્રવાહ જ ન વહેવો જોઇએ, પણ એની પવિત્રતા પણ જળવાવી જોઇએ. માનવલાગણી તો અણુબોમ્બ કરતાં પણ વધુ સ્ફોટક છે 'છોરૂકછોરૂ'નું ગાંડપણ વધુ પડતું હતું. કરુણાના પ્રસંગોમાં લબાણ ન કરવું જોઇએ.

નાટકો સુખાન્ત હોવા જોઇએ. રંગમંચ પર વધુ કરુણ પ્રસંગો સમાજને હાનિકારક છે. માટે સીધાં ગદ્ય નાટકો કરતાં સંગીતવત્ ગદ્યનાટક વધુ ગણનાપાત્ર છે."

**પ્રશ્ન ૭: નાટ્યસ્પર્ધાને વધુ નાટ્યસંસ્થા પ્રિય બનાવવા માટે શું કરવું જરૂરી છે?**

"સરકારે આ બાબતમાં ઘણું ઘણું કરવાની અને વિચારવાની જરૂર છે. પ્રથમ વસ્તુ તો એ જ કે સ્પર્ધાની જાહેરાત બહુ વહેલી એટલે કે એપ્રિલ મહિનાથી કરવી જોઇએ. જેથી સંસ્થાઓ પોતાના નાટકના તાલીમ પ્રયોગો શરૂ કરે તે પહેલાંની ઘણી બધી પ્રાથમિક ક્રિયાઓ સરળતાથી કરી શકે અને કંઇક ઊંચી કક્ષાના નાટકોની આશા રાખી શકે. બીજું, ત્રણ પુરસ્કાર વચ્ચે ઘણો તફાવત રહે છે, જ્યારે વિજેતા નાટકોની ગુણવત્તામાં એટલો બધો તફાવત રહે કે નહિ એ એક શંકા છે ઘણીવાર પહેલું અને બીજું કે બીજું અને ત્રીજું પારિતોષિક પ્રાપ્ત કરનાર નાટક થોડા ઘણા તફાવતમાં જ આગળ પાછળ રહી જાય છે. પ્રથમ ઇનામની સંખ્યા બરાબર છે, પણ બીજા અને ત્રીજા ઇનામની રકમમાં વધારો કરવો જોઇએ અને બને તો દર વર્ષે ઇનામની રકમોની વ્યવસ્થા નિર્ણાયકો પર છોડવી જોઇએ. ત્રીજી નોંધવા જેવી વસ્તુ એ છે કે વ્યક્તિગત ઇનામમાં અનહદ કંગાળતા વર્તાય છે, અભિનેતાને ૧૦૧ રૂ. નું ઇનામ અને એક ચાંદ એ ઘણું ઓછું પારિતોષિક છે. તેમાં પણ ૬ સરખાં ઇનામને બદલે ગુણવત્તા નક્કી કરવાની જરૂર છે અને તે પ્રમાણે જ પારિતોષિકોની રકમ જાહેર થવી જોઇએ. અભિનેતાઓને ક્રમ આપવાથી સુંદર અભિનય માટેની કોશિષ પણ વધી જશે, જે ઘણુ જ જરૂરી છે. નાટકમાં જેટલી મહત્તા દિગ્દર્શકની છે, તેટલી જ બલ્કે, કંઇક અંશે, તેથી પણ વધારે મહત્તા લેખકની પણ હોય છે. એ દૃષ્ટિએ દિગ્દર્શકને ૫૦૦ રૂ. અને લેખકને ૧૫૦ રૂ એ પણ ઘણુ ઓછું ધોરણ કહેવાય. બન્નેને સરખી કોટિના ઇનામો આપવાં જોઇએ. અને ઘણીવાર પ્રોડ્યુસર–નાટકનો નિર્માતા–પણ સફળતામાં પોતાનો સારો ફાળો પૂરાવે છે. પુરસ્કાર આપતી વખતે એને પણ ધ્યાનમાં રાખવો જોઇએ અને વહેલી તકે એના માટે પણ ઇનામ જાહેર થવુ જોઇએ.

આમ જો કરવામાં આવે તો જ વધુ ને વધુ સંસ્થાઓ સ્પર્ધામાં ભાગ લેતી થઇ શકે. સરકારને એક વસ્તુ માટે ધન્યવાદ ઘટે કે પ્રેક્ષકો માટેની ટિકિટના દર યોગ્ય જ રાખવામાં આવે છે."

**પ્રશ્ન ૮: સરકારી નાટ્યોત્સવ ત્રણ વર્ષથી મુંબઇમાં યોજાય છે, તેનાથી આર્થિક રીતે બહારગામની સંસ્થાઓને સહન કરવું પડે છે, તો બીજી કોઇ યોજના વિચારી શકાય?**

'ના, મુંબઇ શહેર તો મુંબઇ રાજ્યનું પાટનગર છે. અહીં જ સરકારી નાટ્યોત્સવની આખરી સ્પર્ધા થવી જોઇએ. પ્રાદેશિક સ્પર્ધાઓ પ્રાથમિક સ્પર્ધા માટે

(અનુસંધાન ૨૨ મે પાને)

**રંગમંચ પર વધુ કરુણ પ્રસંગો સમાજને હાનિકારક છે.**

# ૩ ઇનામી નાટકોનું કથાવસ્તુ

* છોરુ કછોરુ
* અલ્લાબેલી
* પત્તાંની જોડ

૧. છોરુ કછોરુ [કલાનિકેતન, સુરત]
લેખક : શ્રી પ્રાગજી જ. ડોસા

ગુનેગારો જન્મે છે?...ના, ગુનેગારો બને છે. ક્યારેક સમાજ કે સંજોગો માનવીને ગુનેગાર બનાવે છે ત્યારે ક્યારેક વધુ પડતા લાડ બાળકને ગુનેગાર બનાવે છે.

ધનપતિઓની મહેલાતોમાં કે ગરીબની ઝૂંપડીમાં જો સંસ્કારો નહિ હોય—વધુ પડતાં લાડ હશે તો ત્યાં જન્મ પામનાર આત્મા જરૂર જીવનની કેડીમાંથી હટી જશે અને જીવનને અવળે પથે ચડી જશે જ્યારે સુસંસ્કારથી સભર માનવી જીવનપંથ સરળતાથી કાપી શકશે. ગરીબની ઝૂંપડીમાં જન્મેલ બાળક જો સસ્કારોથી સભર હશે તો તે જીવનધ્યેય સરળતાથી હાંસલ કરી શકશે, પરંતુ ધન-દોલતના ઢગમાં ઊછરેલ બાળકમાં સસ્કાર નહિ હોય તો એનુ જીવનનાવ જરૂર ખરાબે ચડી અથડાઈ કુટાઈને ભુક્કો થઈ જશે.

ધનવાન ભગવતલાલને પ્રતિભા અને રણધીર નામે બે ફરજંદો હતાં. વિજય નામના એક અનાથ પુત્રને નાનપણથી જ પોતાને ત્યાં રાખીને ઊછેર્યો હતો. લક્ષ્મીનંદનને ત્યાં ઊછર્યો હોવા છતાં જેની પાસે સસ્કારોનો વારસો હતો એવા વિજયને ભણીગણીને પોતાના પગ પર ઊભા રહેવાનું વધારે પસંદ હતું. તે પોલીસ ખાતામાં સારજન્ટ તરીકે નોકરી કરતો હતો. એના ગુણો જોઇ ભગવતલાલે પોતાની પુત્રી પ્રતિભાનો હાથ વિજયને સોંપ્યો. વિજય અને પ્રતિભાને મંજુલ નામે એક પુત્ર હતો લાડકોડમાં ઊછરેલી અને કહેવાતાં શિષ્ટસમાજમાં ફરતી એવી પ્રતિભા ઘર અને પુત્ર પ્રત્યે કંઇક બેદરકાર હતી. રણધીરને દેહસૌષ્ઠવના મોહ જાગ્યો હતો એથી એ દિનરાત શરીરને સુદૃઢ અને મજબૂત બનાવવાના સ્વપ્નામાં જ રાચતો. ઉંમરે પહોંચવાથી ભગવતલાલનું ધ્યાન પેઢીનાં કામકાજમાંથી ઓછું થયું હતુ.

લાડમાં ઊછરતાં પ્રતિભાના પુત્ર મંજુલનું નાવ બાળપણથી મઝધારમાં તરતું થવા લાગ્યું. દાદાજીને પોતાના દૌહિત્ર માટે અખૂટ પ્રેમ જાગે એ સ્વાભાવિક હતું. માતાના વધુ પડતા વાત્સલ્યથી મંજુલના માનસ પર જાણ્યે અજાણ્યે કુસંસ્કારો પડયાં. પિતા સજાગ હોવા છતાં ફરજમાં વધુ પડતા રોકાયલા રહેતા હોવાથી એનો દાબ પણ એને ખરાબે ચડતાં અટકાવી શકયો નહિ, અને મંજુલના જીવનમાં કુસંસ્કારો અને સ્વચ્છંદતા પ્રવેશ્યાં.

એ કુસંસ્કાર રેડવામાં ઘણીય વખત ઘરના નોકરો પણ જવાબદાર હોય છે. નોકરો ઇમાનદાર અને ઘરને પોતાનું જ સમજતા હોય તો ઘરનો માલિક એવા નોકરને તિજોરીની ચાવી સુધ્ધાં સોંપતા હોય છે, જ્યારે પોતે એક ભાડૂતી માણસ છે અને મહિનાની પહેલી તારીખે માત્ર પગાર મળવાની જ રાહ જોતો હોય એવો. નોકર પોતાના દુર્ગુણોની કાલિમા નાના બાળકો ઉપર પણ લગાડે છે. ભગવતલાલના ઘરનો નોકર રામજી એ પ્રકારનો જ હતો. પોતાની ચીભડાંચોરીની આદત એણે નાના મંજુલને પણ પાડી અને બીડી-સિગરેટનો સ્વાદ લેતાં પણ શીખવ્યો. એ હકીકતની જ્યારે વિજયને ખબર પડી ત્યારે તેણે નિશ્ચય કર્યો કે પોતાના એકના એક બાળકનુ ભાવિ બગડે એ પૂર્વે એણે પ્રતિભા અને મંજુલને લઇ જુદા રહેવું. પણ ભગવતલાલના અત્યાગ્રહે એને જવા ન દીધો.

અને એ રીતે શેઠ ભગવતલાલનું ભેદી રીતે ખૂન થયું. રિવોલ્વરનો ધડાકો થયો અને એ પછી તરત જ નાનો મંજુલ ઘરમાંથી નાસી છૂટયો.

બીજે દિવસે પોલીસના વડા અધિકારી મેજર ગુપ્તા આવ્યા અને એમની હાજરીમાં સારજન્ટ વિજયે ઘરના માણસોની જુબાની લીધી; જેમાં રામજી, રણધીર અને પ્રતિભા ઉપરાંત આ કુટુંબના ફેમિલી ડૉક્ટર વિકાજી અને પેઢીના મુનીમ ગાંડાલાલનો પણ સમાવેશ થતો હતો. પરંતુ જે જુબાનીઓ અપાઇ એમાં શેઠ ભગવતલાલના ખૂનનો શક સારજન્ટ વિજય ઉપર જ ઢોળાયો અને મેજર ગુપ્તાએ વિજયને 'એરેસ્ટ' કર્યો. એ જ વખતે ટેલિફોનની ઘંટડી વાગે છે અને પોલીસ થાણેથી ખબર મળે છે કે સારજન્ટ વિજયની રિવોલ્વર સાગરમાં ઓટ થતાં એ પટમાંથી મળી આવી છે અને એ ઉપરાંત રેલ્વે લાઇન્સ ઉપર એક કિશોરનું મુડદું મળી આવ્યું છે. એના કપડાં ઉપરથી શક જાય છે કે એ

પણ ત્યાં તો ઘાયલ થયેલો મૂળુભાનો કાકો જોધોભા જ દેવોભાની છાવણીમાં ધસી આવે છે. પણ કમનસીબે ત્યાં જ પોતાની આતમજ્યોત ઓલવે છે. દેવોભા અહીં બીજી તક ઝડપે છે. એ નક્કી કરે છે કે જોધોભાનું માથું કાપી જાહેરમાં લટકાવવું, અને આ અપમાનથી મૂળુભા દોડી આવશે. પણ ત્યાં જ તેની વાગ્દત્તા દેવબાઇ ઉઘાડી તલવાર સાથે દેવોભા સામે ધસી આવે છે. પરિસ્થિતી કઠિન થઇ જાય છે. આ ધમાલમાં ચિત્રકાર ભીમસેન શામબાઇને બચાવવા એને લઇ ત્યાંથી ભાગી નીકળે છે. દેવબાઇ પોતાની ખુમારી બતાવી દૂર થઇ જાય છે અને ફરી દેવોભા પોતાના સેનાપતિઓને જોધોભાનું માથું કાપીને લટકાવવાની યોજના સમજાવે છે. પણ, જોધોભાને મૃત્યુ પામેલા જોઇ દેવોભાની માનું હૃદય દ્રવી ઊઠે છે, અને એ વીરમાતા જોધોભાના શરીરને અગ્નિદાહ અપાવી એની શય્યામાં પોતે સૂઇ જાય છે. દેવોભા આનંદિત થઇ એ મૃતદેહનું ડોકું કાપી લાવે છે. પણ જ્યારે એ મુખ પરનું આવરણ અળગું થતાં જુએ છે તો, એના હાથમાં એની જ માતાનું રક્ત નીંગળતું શિર હતું. ભડવીરનું હૈયુ ભાંગી જાય છે!

બરડાના ડુંગરની કોતરમાં મૂળુભાનો અડ્ડો છે ત્યાં જમનાદાસ શેઠ મળે છે અને વિપ્લવની વાત કરે છે. જમનાદાસ જાય છે ત્યારે મૂળુભાના મનમાં એક વસવસો રહી જાય છે. વંશની વેલ મુરઝાય એ સારુ કે કુળ જીવતું રહે એ સારું! શામબાઇ દેવોભાને ત્યાંથી નાસી છૂટેલી હોય છે એ અહીં આવે છે. અને જોધોભાની બંદૂકના ખાંડા સાથે ચાર ફેરા ફરી ચૂકી છે અને મૂળુને પરણી ચૂકી છે એમ જાહેર કરે છે. આબરૂ વગરની ઓલાદ કે ઓલાદ વગરની આબરૂ એ દ્વિધામાં મૂળુભા નિર્ણય લે છે કે એની સાથે નીકળેલા દોઢ હજારમાંથી બાકી જ સાથીદારોને કોઇ પણ હિસાબે બચાવી લેવા. દેવબાઇ અને બધા જ એ વાતનો વિરોધ કરે છે ત્યારે મૂળુભા હથિયાર હેઠાં મૂકી દેવાના નિર્ણયને જાહેર કરી પોતે હિમાળો ગાળવા ચાલ્યો જશે એમ જણાવે છે. ત્યારે પોતાની માના બલિદાનથી વિહ્વળ બની દેવોભા ત્યાં આવી પહોંચે છે અને મૂળુભાને એના એ નિર્ણયમાંથી પાછો વાળે છે. સરકારી ગીસ્ત આવી પહોંચે છે અને "વાઘેર ભાગે તો બોમકા લાજે ને મરણી ન ઝીલે ભાર, ના છૂટિયાં હથિયાર" એ મંત્રો પોકારતા બધા જ મા ભોમની આઝાદી માટે પોતાનાં બલિદાન હસતે મુખે આપે છે.

૩. પત્તાંની જોડ [ રંગમંડળ, અમદાવાદ

લેખક : શ્રી પ્રબોધ જોષી

'પત્તાંની જોડ' એ ઉચ્ચ મધ્યમ વર્ગના માનવીની કૌટુંબિક વ્યથા નિરૂપતું પ્રહસન છે. હિંમતલાલ મુંબઇમાં વર્ષોથી રહે છે, કુટુંબમાં તેની ઉગ્ર સ્વભાવની પત્ની આશા, ફેશનપરસ્ત પુત્ર સાગર, અને કોલેજમાં ભણતી પુત્રી જ્યોતિ છે. હિંમતલાલે ધંધામાં ખોટ જતાં મકાન ગીરો મુકયું હતુ. મહિના ઉપર પૈસા આપીને છોડાવેલું પણ તેનો દસ્તાવેજ ખોવાયેલો, અને તે બે દિવસ ઉપર જડેલો, પણ એ દસ્તાવેજ આશાએ આવેશમાં વગર વિચારે તેમના મકાન નીચે ઊભેલા ભેળપુરીવાળાને પસ્તીમાં આપી દીધેલો. બીજી બાજુ હિંમતે મગનલાલ શેઠનું ચાળીશ હજારનું દેવું કર્યું હતું. મગનલાલ શેઠ મરી ગયા અને નાવારસ મિલ્કત મળી. તેમના મુનીમ ધનસુખલાલને મનસુખલાલે હિંમતલાલ આગળ એક પ્રસ્તાવ મુકયો કે જો તમે તમારી પુત્રી જ્યોતિનો વિવાહ મારા પુત્ર તિમિર સાથે કરો તો હું તમારા ચાળીશ હજાર માફ કરું.

આ ચિંતામાં મુંઝાતો હિંમત એક સાંજે ઘેર આવે છે ત્યારે તેને સમાચાર મળે છે કે સાત દિવસથી મુંબઇ આવેલો, આમ અમદાવાદ રહેતો તેનો વૃદ્ધ બાપ ગોપાલદાસ વિવેક, વિનયને મૂકી જૂની રીત પ્રમાણે અર્વાચીન સતાનોને પજવી રહ્યો છે ગોપાલદાસ બહાર ગયો છે, પણ જતાં પહેલાં હિંમતના નોકર યશવંતને કાઢી મૂકે છે. સાગર તરફથી બીજા સમાચાર મળે છે કે, તેની બહેનપણી સરિતાનો બાપ ગિરીરાજ જેને હિંમત કે આશા જાણે ઓળખતા નથી સાગર સરિતાના વિવાહ પહેલાં કુટુંબ જોવા આવવાનો છે. આશા કહે છે કે વેપારી હિંમતની સાચી સ્થિતિ જાણવા ઇન્કમટેક્સ અફસર આવવાનો છે.

ત્રણે જણ તિમિરના આગમનની રાહ જોતાં બેઠાં છે ત્યાં ફરવા ગયેલો ગોપાલદાસ બંધ પરબીડિયાં ... ત્રણ રૂપિયામાં ઉપાડી લાવે છે અને ભેળપુરીવાળા પાસેથી ચાર આનાના મમરા બંધાવી લાવે છે. હિંમત, આશા, સાગર તેના ઉપર ખીજાય છે હિંમત, આશા ગિરીરાજના સ્વાગત માટે તૈયાર થવા જાય છે ત્યાં સરિતા આવે છે. સરિતા આવીને સાગરને લઇ જાય છે, કે જેથી ગિરીરાજ હિંમતના કુટુંબને સાચા સ્વરૂપમાં જુએ. તેમના ગયા બાદ ગિરીરાજ આવે છે, ભૂલ કરી હિંમત. આશા તેને ઇન્કમટેક્સ-

વાળો સમજે છે, પણ ગોપાલ આખી પરિસ્થિતિથી અજાણ, સત્ય કહે છે અને પોતાના પુત્રની સ્થિતિ સારી છે તેમ કહે છે. ગિરીરાજ માહિતી લઈને જતાં હિંમત-આશા ગોપાલને ધમકાવે છે કે, મુંબઈમાં ગરીબીનો દેખાવ કરનાર ફાવે છે. પછી આવે છે ઇન્કમટેક્સ અફસર જેને ગિરિરાજ સમજી હિંમત-આશા બણગાં ફુંકે છે પણ ગોપાલ હિંમતની શીખવણી મુજબ તે પોતાનું કુટુંબ કડકું હોવાનું કહે છે. પરિણામે તેની વાત સાચી માની ઇન્કમટેક્સવાળો જાય છે. ત્યાં સાગર અને સરિતા આવી ચડે છે અને ઘટસ્ફોટ થાય છે. બધાં સમજે છે કે જાણે અજાણે ગોપાલે તેમને બચાવ્યા છે. જે મમરા ઉપર બધાને ખીજ હતી તે માંગતાં ગોપાલ ખલાસ થઈ ગયા કહે છે. સાગર અને સરિતા ગિરીરાજને બોલાવવા જાય છે. જ્યોતિ આવે છે તેને હિંમત તેના તિમિર સાથેના વિવાહની વાત કરે છે. જ્યોતિ સાફ ના પાડે છે. જ્યોતિ ગોપાલને પોતાની પસંદગી દીપક ઉપર ઉતરી છે તેમ કહે છે.

જ્યોતિ મુંઝાય છે. સાગર સરિતા ગિરીરાજને લઈને આવે છે અને બન્ને ફરવા જાય છે ગોપાલ બન્નેને રસ્તો સાચવીને ક્રોસ કરવાની સલાહ આપે છે. બને છોડી જાય છે ગિરીરાજ ઘર જોવા જાય છે ત્યાં મનસુખલાલ જેને ખબર છે કે દસ્તાવેજ ગુમ થયો છે તે આવી ચડે છે, ગિરીરાજના ઉપર તેની ખરાબ અસર થાય છે, હિંમત દસ્તાવેજ બનાવી શકતો નથી ત્યાં ગોપાલ ખીસામાંથી દસ્તાવેજ કાઢે છે મનસુખલાલની યોજના ધૂળમાં મળે છે. તેની ટેવ મુજબ એક વાતમાં અવરના કારણે ભેળ-પુરીવાળા પાસે પસ્તી લેવાની વાત સાંભળી તે મમરા પોતે કહે તે કાગળમાં બાંધવા જણાવી પાના ફેરવતાં દસ્તાવેજ જુએ છે અને ઉપાડી લાવે છે. આ દરમિયાન અકસ્માતથી ઇજા પામી સાગર આવે છે.

બે દિવસ વીતે છે. સરિતાને ખોડવાળા સાથે પરણાવવા ગિરીરાજ ના પાડે છે. ગોપાળ તેને વિનવે છે કે તું તારા બાપુજીને કહે કે મને એક મુલાકાત આપે, તે સંદેશો લઈ સરિતા, સાગરને બગન હર મુકી જાય છે. અર્જુન નામનો બીજો સરિતાને મેળવવા મથનો યુવાન આ તકનો લાભ લે છે. આ બાજુ જ્યોતિને મળવા દીપક આવે છે જે જાહેર કરે છે કે તેના માબાપ વિશે તેને જ્ઞાન નથી. એ પોતે ૨૦ વર્ષ પહેલાં એક નદીમાંથી મળી આવેલો. ગોપાલ તેને તાળાકુંચી વાળાને બોલાવી લાવવા કહે છે. દીપક જાય છે. પછી ધનસુખ અને તિમિર આવે છે. તિમિર સાવ બાઘો અને મૂર્ખ છે. તે ગોપાલની આગળ એક વાત જાહેર કરી દે છે કે મગનલાલ શેઠને વારસ હતો પણ ધનસુખે તેને ૧ વર્ષનો હતો ત્યારે માલણ સાથે ભગાડી મુક્યો હતો અને તે માલણને એમ કહીને કે એને નદીમાં પધરાવી દેજે. આ વાત ઉપરથી ગોપાલ જ્યોતિનો વિવાહ તિમિર સાથે ન થાય માટે ધનસુખનું અપમાન કરે છે. ધનસુખ ખીજાય છે અને હિંમત અને આશા ગોપાલને દુશ્મન માને છે.

ગોપાલની માંદગીમાં કોઈ સેવા નથી' કરેતું, દવા નથી કરતુ, બીજા દિવસે ગિરીરાજ મળવા આવે છે. ગોપાલ તેને સરિતા અને સાગરની મૈત્રીના મુદ્દા ઉપર મનાવે છે, સમજાવે છે. આશા આ વાત જાણતી નથી. માનવતાના પ્રશ્ન ઉપર મનાયેલો ગિરીરાજ સાગર અને સરિતા જાય છે ત્યાં જ્યોતિની ચિંતા બાકી રહે છે ત્યારે ઓચિતો તિમિર બદલાઈને આવે છે તે પોતાની વાત સત્ય જણાવે છે. ધનસુખ આવી ચડે છે.

ગોપાલની વાત કોઈ સાંભળતું નથી. આશા હિંમત અને બધા જ તેની વાતને કકળાટ માને છે. આરંભથી પ્રત્યેક મુસીબતમાં પત્તાં રમવાનું કહેતો ગોપાલ છેલ્લે કહે છે કે આપણી જિંદગી આ પત્તાંની જોડ જેવી છે. સંજોગ એના પાના છે અને વિધિએ પાના વહેંચે છે. પાના ચિત્રમાં આવેલાં જ લેવા પડે તેમ સંજોગો વિધિ આપે તે જ સ્વીકારવા પડે પણ પાના પસંદ કરવાનો હક્ક ન હોવા છતાં કયું ક્યારે ઉતરવું તે આપણા હાથમાં છે તેમ સંજોગ ગમે તે હોય તેમાં કેમ વર્તવું તે આપણા હાથમાં છે. આમ કહેતો તે ભાન ગુમાવે છે. ત્યાં દીપક ઇસ્કોતરો બોલાવીને આવે છે. તેમાંથી દસ્તાવેજ નીકળે છે જે પુરવાર કરે છે કે મગનલાલનો ગુમ થયેલો પુત્ર દીપક, આશા હિંમત બધાં ગોપાલની ક્ષમા યાચે છે પણ જુએ છે તો માને છે કે તે મૃત્યુ પામ્યો છે. તેને બધાં યાદ કરે છે. ગુણગાન ગાય છે ત્યાં તે ભાનમાં આવે છે અને સમગ્ર કુટુંબને પોતાની અવગણના થતી હોવા છતાં પોતાની ફરજ સમજી સુખી કરે છે અને અંતે બધાં ભેગા મળીને ગાય છે કે–

આપણી જિંદગી પત્તાંની જોડ.
'વિધિ કહે છે ચિપને સંજોગ છે પાના
ઉંધા પડેલા પાના, લેવા છે જનાબાના
હાથમાંના પાને કરવાની છે હોડ
આપણી જિંદગી પત્તાંની જોડ ☆

# નાટ્યસ્પર્ધાનાં નાટકો

## એક દૃષ્ટિપાત

મેં કશે વાંચ્યું છે કે, 'Author, Actors, Audience and Director makes a sucessful play. નાટ્યલેખક, અભિનેતાગણ, પ્રેક્ષકો અને દિગ્દર્શક–આ ચાર અંગોના સુભગ સમન્વય પર જ નાટકની સફળતાનો આધાર છે. સુંદર, સફળ અને સ–રસ નાટકની રજૂઆત એ જ રંગભૂમિના વિકાસનો તાગ લેવાની પારાશીશી છે. આ ધોરણે છેલ્લા ત્રણ વરસથી મુંબઈ રાજ્ય સંચાલિત સ્પર્ધામાં રજૂ થતાં નાટકો પરથી એક વસ્તુ તો ફલિત થાય છે કે આપણે ત્યાં રંગભૂમિ આવી છે પણ નાટકો નથી આવ્યાં! નવી રંગભૂમિ જન્મી ચૂકી છે, પા પા પગલી ભરતી પણ થઈ ગઈ છે પણ એ રંગભૂમિને માતબર કરે એવાં મનહર અને મનભર નાટકો નથી જન્મ્યાં! હજી જેને સાચા અર્થમાં નાટક કહી શકાય એવું નાટ્યસર્જન તો થયું નથી ત્યાં આપણે આજે રૂપાંતરો, નવલકથાના નાટ્ય–રૂપાંતરો તથા મૌલિક નાટકોના કૃત્રિમ ઝઘડામાં અટવાવા માંડ્યા છીએ! મારું તો દૃઢપણે માનવું છે કે કલાને કોઈ મર્યાદા નથી. રૂપાંતર કરો, નવલકથાનું નાટ્ય–રૂપાંતર કરો કે મૌલિક સર્જન કરો પણ ગુજરાતી રંગભૂમિને નાટક આપો. એ નાટક છે કે નહિ તેટલું જ ચકાસો. કલાનું સર્જન એ પત્તાની રમત નથી, રંગભૂમિ એ પત્તાની જોડ પણ નથી. જીવન તો સંઘર્ષ છે; અને આ સંઘર્ષની અભિવ્યક્તિ કરનારી નાટ્યકલા એ તો સાધના છે. આથી ગુજરાતની નવી રંગભૂમિનો રંગભૂમિના વિકાસ માટે ગુજરાતના નાટ્યલેખકોને પડકાર છે કે સારાં નાટકો આપો. એ રંગભૂમિની એ પણ માંગ છે કે સારા દિગ્દર્શકો પેદા કરો. આજે ગુજરાતી રંગભૂમિ માટે સારું કહી શકાય એવું અભિનેતાઓ અને અભિનેત્રીઓનું જૂથ છે. નાટ્યભૂખ માટે તલસતો ભાવુક ને સમજુ પ્રેક્ષકવર્ગ પણ છે. માત્ર નથી ઉત્તમ નાટ્યલેખકો અને ઉત્તમ દિગ્દર્શકો.

આ વરસે નાટ્યસ્પર્ધામાં રજૂ થયેલાં નાટકો લ્યો. "અશ્લામેવી," "સુમંગલા," "છોરુ–કછોરુ" અને "રામકહાણી" એ ચાર જ નાટક નામને પાત્ર ઠરે છે. "પત્તાંની જોડ" નથી તો નાટક કે નથી તો પ્રહસન. માત્ર સ્થૂળ રંજન આપતો સંવાદ છે. સંવાદ તો માત્ર સાધન છે, સિદ્ધિ નથી. ભાઈ પ્રબોધ જોષીમાં સારા નાટ્યલેખક થવાની શક્તિ છે પણ સંવાદને જ સિદ્ધિ માની લઈ નાટ્યલેખક થવાનો આત્મસંતોષ કેળવાશે તો એઓ જે એક સારા નાટ્યલેખક થવાની આશા આપી રહ્યા છે તે ફાવશે નહિ. સાહિત્યનો આનંદ એ ખરજવું ધસવાથી મળતા આનંદ જેવો આનંદ નથી. એનાથી કંઈક ઘણું વધારે છે. 'પત્તાની જોડ'મા મળતો આનંદ સાહિત્યિક આનંદ નથી જ. આ નાટકમાં કંઈક સંઘર્ષ ત્રીજા અંકમાં આવે છે. ખરી રીતે એકાંકી નાટકમાં આવરી લેવાય એવું જ આ નાટકનું વસ્તુ છે. મારી મચડી પહેલા બે અંક રચ્યા હોય એમ નાટક જોતાં લાગ્યા વિના રહેતું નથી. સંઘર્ષની જમાવટ કંઈક ત્રીજા અંકમાં થતાં નાટક જામે છે પણ હજી નાટક જામે જામે તે પહેલાં તો ખુરશીમાં જકડાઈ બેસના દાદાજી અને તે મરી ગયા છે એમ માની કરાતો વિલાપ નાટકને પ્રહસન બનતો રોકે છે અને એક હાસ્યાસ્પદ Melo drama બનાવી દે છે. સંઘર્ષ, એ સર્જનમાત્રનો આત્મા છે. તેમાં યે નાટકમાં તો સંઘર્ષ પ્રાણરૂપ છે જ. આ નિર્ભેળ સત્ય આપણા ગુજરાતી લેખકોએ સમજી લેવાની જરૂર છે. સંઘર્ષને નમી પડે તે શુદ્ર, સંઘર્ષ સાથે સમાધાન કરી લે તે વૈશ્ય, સંઘર્ષની સાથે બાથ ભીડે તે ક્ષત્રિય અને સંઘર્ષમાં સંવાદિતા સાધે તે બ્રાહ્મણ. મને લાગે છે કે આપણા ગુજરાતી જીવનમાં વૈશ્યવૃત્તિ એટલે કે સમાધાનવૃત્તિનું પ્રાબલ્ય વધારે છે. આ જ સમાધાનવૃત્તિને જીવનના અન્ય ક્ષેત્રે વ્યવહારુપણું અગર વ્યવહારુ ડહાપણ માનીએ છીએ. પરંતુ જ્યાં સુધી ગુજરાત પોતાની શુદ્ર અને વૈશ્યવૃત્તિ નહિ છોડે ત્યાં

લેખક



પ્રો. હકૂમતરાય દેસાઈ.

સુધી નાટ્યક્ષમતાવાળાં, સંઘર્ષની સાથે બાથ ભીડતાં કે સંવાદિતા સાધતાં નાટકોની ખોટ રહેવાની જ અને 'પત્તાંની જોડ' જેવાં નાટકોનો જયજયકાર બોલાવાનો જ.

'સુમંગલા'ની રજૂઆત હું જોઇ શકયો નથી એટલે એ વિષે તો શું લખું? વળી, આ નાટક મુંબઇ રાજ્ય નાટ્યસ્પર્ધામાં બે વાર રજૂ થઇ ગયું છે. એના પર ખૂબ ખૂબ લખાયું છે. અંતિમ સ્પર્ધામાં પ્રેક્ષકો, કલારસિકો અને કલાકારો પર સાર્વત્રિક એવી સુંદર છાપ પાડનાર શ્રી. પ્રાગજી ડોસા કૃત "છોરુ–કછોરુ" નાટક એક અનોખું, આકર્ષક મૌલિક સર્જન છે. સારા નાટ્યલેખક તરીકે ગણના કરી શકાય એવી આ કૃતિની રચના છે. ગુજરાતી સાહિત્યમાં રહસ્યપ્રધાન નાટક Suspense Play શ્રી ધનસુખલાલ મહેતાકૃત 'દશ મિનિટ' સિવાય લખાયો જાણ્યો નથી. 'સસ્પેન્સ'ની પકડ ચાલુ રહે એ રીતે શ્રી. પ્રાગજીભાઇએ વસ્તુ સંકલનાની ગૂંથણી એક નિષ્ણાત કસબીને છાજે તેવી રીતે કરી છે. અલબત્ત આ નાટકમાં બાર વર્ષના બાળકનું કરેલું પાત્રચિત્રણ પ્રતીતિજનક લાગતું નથી. સાથે સાથે નાટકનું કેન્દ્રવર્તિ પાત્ર મંજુલની મા પ્રતિભાનું છે. આ પાત્રનું ચિત્રણ જે રીતે થયું છે તે જોતાં આ નાટકમાં છોરુ–કછોરુ–એ મંજુલની કથા બનવાને બદલે મંજુલની મા પ્રતીભાની કથા બની જાય છે. માવતરની કથા બની જાય છે. આથી નાટકનું શિર્ષક 'છોરુ—કછોરુ' કરતાં 'માવતર' વધુ યોગ્ય લેખાય. આ નાટકમાં જાસુસી નવલકથાની જેમ માત્ર Suspense જ આનંદપ્રદ બનતો નથી, પરંતુ નાટકના વસ્તુવિકાસ દરમ્યાન ઘણે સ્થળે માનવતત્વની ઝલક ઝળકી જાય છે તે નાટકનું મૂલ્ય વધારી દે છે. આમ છતાં મંજૂલની મા પ્રતિભા પાત્રને અને મંજૂલના પિતા સાર્જન્ટ વિજયકુમારના પાત્રને કેન્દ્રમાં રાખી નાટકનું સર્જન થાત તો આ નાટક ગુજરાતી સાહિત્યમાં એક અનોખી કૃતિ લેખાત. દાદાનું ખૂન થયા પછી મંજૂલ ભાગી જાય છે અને એ બધાને પરિણામે માનસિક આઘાતોનો માર ખાઇ ખાઇને ગાંડી બની જતી પ્રતિભાના પાત્રમાં માનવતત્ત્વ પૂરબહારમાં પ્રકાશતું નથી. આજના જમાનામાં બાહ્યપ્રવૃત્તિમાં જ વધારે રસ લઇ, સંસ્કાર સંવર્ધન વિશે ભાષણો આપતી છતાં પોતાના બાળબચ્ચાંનાં ઉછેર માટે માત્ર ઉપલક વહાલ બતાવી નોકરચાકરોને જ ઉછેરની જવાબદારી સોંપતી માતાઓ જોઇએ તેટલી મળે તેમ છે. આ નાટકમાં માબાપોના અતિ વહાલથી બાલમાનસમાં જન્મતા કેટલાક કુસંસ્કારોનું પરિણામ નિરૂપવાનો જ લેખકનો ઉદ્દેશ લાગતો નથી. પિતા સાર્જન્ટનો ક્રોધ, માતાની મંજુલના ઉછેર પ્રત્યે બેદરકારી, દાદાનો અતિ વહાલ અને નોકર રામજીના કુસંસ્કારથી સંસ્કાર પામતો મંજૂલ 'છોરુમાંથી કછોરુ' બને છે. આવો કંઇક ઉદ્દેશ લેખકનો લાગે છે. આ વસ્તુ રસનું સાતત્ય જાળવી રાખીને વસ્તુ સંકલનાની સુંદર ગૂંથણી કરી લેખક બતાવી પણ શકયા છે. પરંતુ તેથી આ નાટકમાં માનવતત્ત્વની ખિલવણીમાં ઉણપ આવી ગઇ છે. આ જ નાટકની વસ્તુમાં મંજૂલની મા પ્રતીભાને મંજૂલની આ દશા માટે મા તરીકે "હું પણ જવાબદાર છું" એવું ભાન થતાં, વ્યથા ને વેદનાથી અકળાતી એ ગાંડી બને, એ રીતે એનું પાત્ર ચિતરાયું હોત તો આ કૃતિ એક સનાતનમૂલ્ય ધારણ કરનારી સાહિત્યકૃતિ પણ બની જાત. પ્રતિભાએ મા તરીકે પોતાના બાળકના ઉછેર માટે જવાબદારી અદા કરી નથી એવા ભાનથી પ્રાયશ્ચિત્તની આગમાં બળતી મંજુલની મા પ્રતીભા ગાંડી બનત તો 'છોરુ કછોરુ' એ નાટક ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ સ્થાન પામત.

ગમે તે હો, આવું સુંદર રહસ્યપ્રધાન નાટકનું સર્જન કરવા બદલ શ્રી પ્રાગજી ડોસા ધન્યવાદના અધિકારી છે. એક સારા નાટ્યલેખક તરીકે એમણે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. નવીન વસ્તુ માટે એમની પાસે નજર છે. રંગભૂમિની સુઝ અને સમજ છે તેથી આપણે આશા રાખીએ કે એઓ હજી પણ 'છોરુ–કછોરુ' કરતાં પણ

પરંતુ જ્યાં સુધી ગુજરાત પોતાની શુદ્ધ અને વૈશ્ય-વૃત્તિ નહિ છોડે ત્યાં સુધી નાટ્યક્ષમતાવાળાં સંઘર્ષની સાથે બાથ ભીડતાં કે સંવાદિતા સાધતાં નાટકોની ખોટ રહેવાની જ અને 'પત્તાંની જોડ' જેવાં નાટકોનો જયજયકાર બોલવાનો જ !

વધુ પ્રાણવાન નાટકો આપે અને ગુજરાતી રંગભૂમિ માટે ભજવવા લાયક જોઈતાં સારાં નાટકોની ઊણપ પૂરી કરે.

શરૂઆતમાં જ મેં જણાવ્યું છે તેમ આપણી ગુજરાતી રંગભૂમિ માટે દિગ્દર્શનની સૂઝવાળા કાબેલ દિગ્દર્શકોની પણ જરૂર છે. હળદરને ગાંગડે ગાંધી થઈ બેસનારા દિગ્દર્શકોની આપણે ત્યાં ખોટ નથી, પરંતુ સાચા અર્થમાં દિગ્દર્શકો કહી શકાય તેવા તો માત્ર આંગળીને વેઢે ગણાય તેટલા છે. પરિણામે આપણી રંગભૂમિમાં દિગ્દર્શનના ખોટાં મૂલ્યો પ્રવેશવા માંડ્યા છે. 'રામકહાણી' નાટકના દિગ્દર્શનમાં લાઈટ ઈફેક્ટસ તેમજ માસ્તર બની બેઠેલા જીવણના પાત્રનું મનોમંથન વ્યક્ત કરવા જે કરામતનો ઉપયોગ કરાયો છે તેનાથી કલાની ક્ષતિ થઈ છે અને નાટક જાણે Play back drama હોય તેવું થયું હતું !!! આ હકીકત હું 'રામકહાણી'ના દિગ્દર્શકની ટીકા કરવા માટે નથી લખતો. આ તો માત્ર આપણી પાંગરતી ગુજરાતી રંગભૂમિ પર ભજવાતાં ઘણા નાટકોનાં દિગ્દર્શનમાં જે ખોટાં મૂલ્યો પ્રવેશવા માંડ્યાં છે તે પ્રત્યે આંગળી ચિંધવા માટે એક દાખલા તરીકે જ હકીકત રજૂ કરી છે. 'કોરું કટોરું,' 'પત્તાંની જોડ' તેમ જ 'રામકહાણી' એ ત્રણ નાટકો જોવાની મને તક મળી હતી. નાટકમાં પણ કવિતાના લયનો જેવો લય હોય છે એ લય પેદા કરવાનું કામ દિગ્દર્શકનું છે. છેલ્લાં બન્ને નાટકોમાં આ જાતના લયનો અભાવ હતો.



રામકહાણી

શ્રી હરકાન્ત શાહ અને શ્રી ઘનશ્યામ

કવિતાના લયની જેમ નાટકમાં પણ લય હોય છે. સન્નિવેશ, વેશભૂષા, પ્રકાશ-આયોજન, રાચરચીલું ધ્વનિની અસરો, દશ્યરચના, હલનચલન તથા પાત્ર સંયોજન તેમ જ વાચિક, આંગિક, આહાર્ય અને સાત્વિક અભિનયના સુભગ સમન્વયમાંથી એક પ્રકારનો લય (Rhythm) જો દિગ્દર્શક પેદા કરી શકે તો કોઈ પણ નાટકની રજૂઆત સુંદર થાય જ. આજે ભજવાતાં નાટકોમાં મોટે ભાગે આ જાતના લયનો અભાવ જણાયા વિના રહેતો નથી. ગમે ત્યારે ગમે તેમ લાઈટ ઈફેક્ટ્સ આપવી, નાટકના મૂળભૂત રહસ્યને છતું કરવાનો પ્રયાસ કરવાને બદલે વેશભૂષા સન્નિવેશ આદિને જ નાટકનું સર્વકાંઈ માની લેવું, ગમે ત્યારે ડિમર લાઈટનો ઉપયોગ કરી તારા ટમટમાવવા એ કલા નથી, કારીગિરી છે. કરામત છે. આપણે છેલ્લા દશ વરસમાં રંગભૂમિના વિકાસમાં કારીગિરીના પંથે જેટલો વિકાસ સાધ્યો છે તેના હિસાબે નાટ્યકલાનો વિકાસ નગણ્ય જ કહેવાય. નાટ્યકલા એક સાધના છે, સ્પર્ધા માટેની માત્ર રમત નથી એટલું અચેતન-સચેતન, અર્ધ અચેતન સચેતન રંગભૂમિવાળા-આપણે સૌ સમજપૂર્વક નહિ સમજીએ તો મુશાયરા પ્રવૃત્તિથી જેમ ગઝલસાહિત્યનો વિકાસ થયો નથી તેવું જ આપણી આકાર લઈ રહેલી અને સુન્દર ભાવિની આશા આપતી નવી રંગભૂમિનું થશે.

'રામકહાણી' નાટકના દિગ્દર્શનમાં લાઈટ ઈફેક્ટસ તેમ જ માસ્તર બની બેઠેલા જીવણના પાત્રનું મનોમંથન વ્યક્ત કરવા જે કરામતનો ઉપયોગ થયો છે તેનાથી કલાની ક્ષતિ થઈ છે અને નાટક જાણે PLAY BACK DRAMA હોય તેવું થયું હતું !!

# મુંબઈ રાજ્ય તૃતીય નાટ્ય સ્પર્ધા

## સંસ્થાઓએ મોકલેલાં પ્રવેશપત્રોની યાદી

મુંબઈ સરકાર યોજીત આ તૃતીય નાટ્યસ્પર્ધામાં શરૂઆતમાં અહીં જણાવેલ સંસ્થાઓએ પોતાનાં નાટકો મોકલ્યાં હતાં. એમાંથી સરકારે એક સ્વીકૃત કર્યું હતું. આ યાદી આજની નાટ્ય-સંસ્થાઓ કેવા પ્રકારનાં નાટકો મહોત્સવ માટે ભજવવા ઇચ્છે છે એનો આછો ખ્યાલ આપી શકશે.

| સ્થળ | સંસ્થા | નાટકો | લેખક | સ્વીકૃત નાટક |
|---|---|---|---|---|
| મુંબઈ | ૧. ઇન્ડિયન નેશનલ થિયેટર : | ૧. વૈજયંતિ | રૂપાંતર : શ્રી વ્રજલાલ પારેખ | વૈજયંતિ |
| | | ૨. તરલા | રૂપાંતર : શ્રી ધનસુખલાલ મહેતા | [મૂળપ્રતમાં |
| | | ૩. માઝમરાત | શ્રી ચંદ્રવદન મહેતા | ફેરફાર સાથે] |
| | ૨. રંગદા : | ૧. જીગર અને લોહી | શ્રી રતિલાલ ઠક્કર | જીગર અને લોહી |
| | ☆ ૩. શેઠ જી. એસ. મેડિકલ કૉલેજ : | ૨. પત્તાંની જોડ | શ્રી પ્રબોધ જોષી | પત્તાંની જોડ |
| | ☆ ૪. રંગભૂમિ : | ૧. અલ્લાબેલી | શ્રી ગુણવંતરાય આચાર્ય | અલ્લાબેલી |
| | | ૨. અનાહત નાદ | શ્રી પ્રાગજી જ. ડોસા | |
| | | ૩. અ પત્રાત | શ્રી ગુણવંતરાય આચાર્ય | |
| | ૫. ડ્રામેટીક સર્કલ ભવન્સ કૉલેજ, ચોપાટી | ૧. પ્રણયનાં પૂરમાં | રૂપાંતર: શ્રી વજુભાઇ ટાંક | પ્રણયનાં પૂરમાં |
| | | ૨. અચલાયતન | | |
| | ૬. સેન્ટ ઝેવિયર્સ કૉલેજ: | ૧. ઘરનો મોભ | શ્રી પ્રબોધ જોષી | ઘરનો મોભ |
| | ૭. ખાલસા કૉલેજ : | ૧. શન્ય શેષ | શ્રી ચૂનીલાલ મડિયા | શન્યશેષ |
| સુરત | ☆ ૧. કલા નિકેતન : | ૧. છોરુ કછોરુ | શ્રી પ્રાગજી જ. ડોસા | છોરુ કછોરુ |
| | | ૨. ઘરનો દીવો | શ્રી પ્રાગજી જ. ડોસા | [મૂળપ્રતમાં |
| | | ૩. એક હતો ડોસો | ભાષાંતરઃ શ્રી. અરવિંદ કિનારીવાળા | ફેરફાર સાથે] |
| | ☆ ૨. કલાક્ષેત્ર : | ૧. વૈભવનાં અંગાર | શ્રી વજુભાઇ ટાંક | વૈભવનાં અંગાર |
| | | ૨. ઘરનો દીવો | શ્રી પ્રાગજી જ. ડોસા | [મૂળ પ્રતમાં |
| | | ૩. કુલવધુ | ભાષાંતર : શ્રી કાંટાવાળા | ફેરફાર સાથે] |
| વડોદરા | ૧. કલાકેન્દ્ર : | ૧. ભારેલો અગ્નિ | નાટ્યાંતર : શ્રી બાપાલાલ રાવળ | સાંધ્યદીપિકા |
| | | ૨. સાંધ્યદીપિકા | શ્રી શિવકુમાર જોષી | |
| | ૨. નૂતન સંસ્કાર કેન્દ્ર : | ૧. આંધળો કૂવો | | આંધળો કૂવો |
| અમદાવાદ | ☆ ૧. જવનિકા : | ૧. રામકહાણી | શ્રી ગુણવંતરાય આચાર્ય | રામકહાણી |
| નડિયાદ | ૨. નડિયાદ થિયેટર્સ : | ૧. શ્રદ્ધાફળી | શ્રી અનંત આચાર્ય | [મૂળપ્રતમાં |
| | | ૨. ઘરનો દીવો | શ્રી પ્રાગજી જ. ડોસા | ફેરફાર સાથે] |
| | | ૩. પ્રણયના રંગ | શ્રી રંભાબેન ગાંધી | શ્રદ્ધાફળી |
| ,, | ☆ ૩. નડિયાદ કલામંદિર : | ૧. ધરતીનાં છોરુ | શ્રી ગોવિંદરામ વ્યાસ | ધરતીનાં છોરુ |
| અમદાવાદ | ☆ ૪. રંગમંડળ : | ૧. રંગીન રમકડાં | શ્રી દીના ગાંધી | પત્તાંની જોડ |
| | | ૨. મૃચ્છકટીક | શ્રી સુંદરમ્ | |
| | | ૩. પત્તાંની જોડ | શ્રી પ્રબોધ જોષી | |
| ,, | ☆ ૫. શ્રી. રામાનંદ મહાવિદ્યાલય : | ૧. સુમંગલા | શ્રી શિવકુમાર જોષી | સુમંગલા |

☆ આ ચિહ્ન દર્શાવતી સંસ્થાઓએ આ સ્પર્ધામાં ભાગ લીધો હતો.

## નાટકોને સફળતાને આરે પહોંચાડનાર આ રહ્યા કલાકારો :

### કોરુ કઠોર

રામજી : શ્રી રણજીત નાયક

પ્રતિભા : કુ. સિન્ધુ કર્વે

ભગવતલાલ : શ્રી મોહન મરચન્ટ




આશા : શ્રી ભાનુબ્હેન ચોકસી

સાગર : શ્રી નટુ ઉમતિયા

જ્યોતિ : શ્રી ચિત્રા જોશી

મનસુખલાલ : શ્રી કુંવરજી ભાટિયા

સરિતા : શ્રી વીણા દેસાઈ

ગિરિરાજ : શ્રી અતુલ જોશીપુરા

ડૉ. વિકાસજી : પ્રા. એરચ રાંદેરિયા

રણવીર : શ્રી મોહન ભાવનગરી

મંજુલ : શ્રી દીપક શાહ

નયના : કુ. શશિની દવે.

સાકરેન્દ્ર વિજય : શ્રી જશવંત ચપરવાલા

ગાંડાલાલ : શ્રી મનસુખ શાહ

મેજર ગુપ્તા : શ્રી જ્યોતિ વૈદ્ય

ડૉ. મનહર : શ્રી અરવિંદ કિનારીવાળા

ચોર : શ્રી. નિરંજન પારેખ

Flash back માં ગાંડાલાલ : શ્રી. નટવર પંડ્યા

બહાદુર : બાબો હેમંત

મધુરી : બેબી હેમા

### અલ્લાબેલી

વેરસી : શ્રી મધુ ઠક્કર

દેવબાઈ : શ્રી લીલા જરીવાલા

જોગીભા : શ્રી સાગર લાલાજી

મણિ માણેક : શ્રી સુમંત વ્યાસ

દેવોભા : શ્રી પ્રતાપ ઓઝા

ઓઢંરસી : શ્રી કમલેશ ઠાકર

ચોપદાર ભીમસેન : શ્રી મહેશ

રાણી : કુ. હંસા દેસાઈ

જમનાદાસ શેઠ : ભવાનજી મુનવર

રૂપસિંહ જમાદારઃ શિરીષ જવેરી

રોગણ જમાદાર : ડૉ. ચંદુ પરેલ

નાગબાઈ : સવિતા મહેતા

સામબાઈ : કુ. વર્ષા આચાર્ય

અન્ય કલાકારોઃ જશવંત ઓઝા, શ્રી. નરહરિ વ્યાસ, શ્રી. મોહન ઉપાધ્યાય અને શ્રી. કાંતિ માળવી.

### પત્તાંની જોડ : [રંગ મંડળ, અમદાવાદ]

હિંમતલાલ : શ્રી ચન્દ્રકાન્ત ઠક્કર

અજિત : શ્રી કમલ ત્રિવેદી

દીપક : શ્રી મહેન્દ્ર પાઠક

મનસુખલાલ : શ્રી રાજુ પટેલ

તિમિર : શ્રી સંજય ભટ્ટ

ગોપાલદાસ : શ્રી પી. ખરસાણી

### કોરુ કઠોરુ : [કલા નિકેતન, સૂરત]

લેખક : શ્રી પ્રાગજી જ. ડોસા

દિગ્દર્શક : શ્રી અરવિંદ કિનારીવાળા

માર્ગદર્શન : શ્રી ફિરોઝ આંટિયા

રજૂઆત : શ્રી જશવંત ચપરવાળા

સંગીત : શ્રી ઇશ્વરભાઈ પટેલ

મંચચિત્ર : ઇન્ડિયન નેશનલ થિયેટર

રૂપસજ્જા : શ્રી એન. એમ. જનમલેકર

શ્રી વિરેન્દ્ર અધ્વર્યુ

પ્રકાશ આયોજન : શ્રી રમેશ જમીનદાર

રંગભૂમિ વ્યવસ્થા : શ્રી ભૂપેન્દ્ર કિનારીવાળા

શ્રી ભાનુભાઈ દલાલ

શ્રી ચંદ્રકાન્ત વૈદ્ય

સાધનસામગ્રી : શ્રી કિરીટ દેસાઈ

શ્રી નિરંજન પારેખ

શ્રી જશવંત વખારીયા અને

ઇન્ડિયન નેશનલ થિયેટર

### અલ્લાબેલી [રંગભૂમિ, મુંબઈ]

લેખક : શ્રી ગુણવંતરાય આચાર્ય

દિગ્દર્શક : શ્રી પ્રતાપ ઓઝા

નિર્માણ : શ્રી વિષ્ણુકુમાર વ્યાસ

## અને સફળ નાટકોના નેપથ્યના કસબીઓ તો કેમ ભૂલાય?

સંગીત : શ્રી ભાનુપ્રસાદ ઠાકર
સન્નિવેશ : શ્રી પ્રતાપ મહેતા, શ્રી જેકુમાર પંડ્યા, શ્રી સુરેશ વ્યાસ
રંગભૂષા : શ્રી મરાઠે અને શ્રી પંડિત
વેશભૂષા : શ્રી ત્ર્યંબકલાલ વ્યાસ
સાધનસામગ્રી : શ્રી બંસી શાહ
પ્રકાશ-આયોજન : શ્રી મોહન વકીલ, શ્રી પ્રાણુ દોશી
ઉદ્‌બોધકો : શ્રી શિરિષ ઝવેરી, શ્રી નરહરિ વ્યાસ
અન્ય સહાયકો : શ્રી નિખિલેશ ઠાકોર, શ્રી દિલીપ દેસાઇ, શ્રી ગિરીષ વૈદ્ય

ગાયકવૃન્દ : શ્રી સુભાષ દેસાઇ, શ્રી જશવંત ઓઝા, શ્રી નવનીત સંઘવી, શ્રી ભૂપત દોશી, શ્રી મનસુખ વૈદ, શ્રી પૂર્ણિમા ઝવેરી, શ્રી ઇલા દેસાઇ, શ્રી વર્ષા આચાર્ય, શ્રી લીલા જરીવાલા, શ્રી સુવીણા મહેતા

**૫-તાંની જોડ :** [ રંગમંડળ, અમદાવાદ ]

લેખક : શ્રી પ્રબોધ જોષી
દિગ્દર્શક : શ્રી પી. ખરસાણી
શ્રી સંજય ભટ્ટ
સંગીત : શ્રી રામકુમાર રાજપ્રિય
સન્નિવેશ : શ્રી રામકુમાર રાજપ્રિય
વેશભૂષા : શ્રી વિરેન્દ્ર શાહ
શ્રી હરિશ પંડ્યા
શ્રી પી. ખરસાણી
શ્રી આર. ખરસાણી
વ્યવસ્થા : શ્રી ઉષાકાન્ત ઠાકોર
શ્રી ઇન્દ્રજીત ઠાકોર
શ્રી હર્ષદ ત્રીવેદી
શ્રી કુંવરજી ભાટિયા
ગાયકવૃન્દ : શ્રી સુધાબેન દીવેટીયા
શ્રી જયંત દેસાઇ
શ્રી મહેન્દ્ર પાઠક
શ્રી કાન્તી પટેલ

## પ્રશ્નોત્તરી

(૨૨ મા પાનાથી ચાલુ)

યોગ્ય છે, પણ અંતિમ સ્પર્ધા માટે તો એક જ સ્થળ અને તે પણ મુંબઇ જ. મુંબઇમાં નાટકો સમજવાની, એને સાચી રીતે ઝીલવાની જે સુઝ છે તે બીજાં કોઇ-પણ શહેર સુરત, વડોદરા કે અમદાવાદમાં પણ નથી. આટલાં ૫-૬ નાટકો સતત રાત્રીઓ સુધી જોયાં કરવાં અને ખરાબ હોય તો પણ શાંતિથી બેસી રહેવાની મુંબઇની પ્રજાનો પ્રેક્ષક તરીકેનો વિશિષ્ટ ગુણ છે. અહીં સારી વસ્તુને યોગ્ય ન્યાય મળે જ છે. અમદાવાદમાં આખરી સ્પર્ધા કરવાથી સરકારને આર્થિક રીતે અનેક-ગણું સહન કરવું પડે. ત્યાંની પ્રજા એક જ જાતના અમુક જ કક્ષાનાં, હસતાં અને હસાવવાના નાટકો જોવાને જ ટેવાયેલી છે. દા. ત. પત્તાંની જોડ આ નાટક અમદાવાદમાં ચાલીસ પ્રયોગો સુધી ચાલ્યું, હજી ચાલે છે, એ નાટકને ચલાવીને નાટકને પ્રેક્ષકોએ મારી નાંખ્યું છે. પ્રેક્ષકવર્ગને દૃષ્ટાન્ત લઇ ઘરે જવું ન ગમતું હોવાને કારણે નાટકની climax અને anti-climax દરેક સ્તભો તોડી ફોડી હાસ્યનો ખોટો ઢાળ ચડાવી, નાટકને અમદાવાદીઓએ સત્કાર્યું, હજી પણ સત્કારે છે, મુંબઇનો પ્રેક્ષકવર્ગ સંસ્કૃત છે. એ અનેક વસ્તુઓ નિહાળે છે, સમજે છે અને સારા નરસાંની સાચી પારખ કરી શકે છે. વળી સરકારી સ્પર્ધા નિમિત્તે પણ તે મુંબઇમાં જ જ્યાં હિંદભરનું સાંસ્કૃતિક હૈયું ધબકે છે ત્યાં જ થવી જોઇએ એવી મારી નમ્ર માન્યતા છે."

# સ્પર્ધાનાં નાટકો




નાટક એટલે ક્રિયા (Action) કરવી તે. નાટ્યક્રિયા તે નટ્યકાર્યનો આત્મા છે. નટ–નટી પોતાના ચિત્ત-તંત્રમાં અનેક સાદી, નક્કર, આંગિક ક્રિયાઓ તથા વાચિક અભિનય દ્વારા ભાવોની અને રસોની ગૂંથણી પેદા કરે, તેને દૃષ્યાત્મક બનાવે.

હું આખરી સ્પર્ધામાં બી. એસ. મેડિકલ કોલેજનું 'પત્તાંની જોડ' તથા રામાનંદ કૉલેજ (અમદાવાદ) દ્વારા રજૂ થયેલું 'સુમંગલા' જોઇ શક્યો નહોતો. આમ છતાં સ્પર્ધાનાં નાટકો વિશે હું કાંઇ લખું તે કેટલાકને યોગ્ય નહિં લાગે. ઉપરાંત આ જ સ્પર્ધામાં દિગ્દર્શક–નટ તરીકે મેં ભાગ લીધો હતો એટલે હું જરા ટીકા–કદાચ સખ્ત–ટીકાપાત્ર બનું. છતાં 'ગુજરાતી નાટ્ય'ના આ અંકના ખાસ સંપાદકો તરફથી મળેલું આમંત્રણ હું સ્વીકારી લઉં છું.

પત્તાંની જોડ (અમદાવાદ)નું નિરૂપણ બી. એસ. મેડિકલ કોલેજ કરતાં જરા અંતમાં જુદું હતું. પણ બન્ને સંસ્થાઓમાં સંવાદો વારંવાર પુનરુક્તિ પામતા હતા, અવાજો બધા જ નબળા હતા. જે પરિસ્થિતિઓમાંથી ગંભીર અથડામણો ને સંઘર્ષ જગાવી નાટકની લઘુ પરાકાષ્ટા ઊભી થવી જોઇતી હતી તે બહુ જ નબળી રહી કારણ કે અવાજની નબળાઇ કોઇ પણ ચિત્તાકર્ષક પાત્રગોઠવણી આખા નાટક દરમિયાન જોમવાળી નહીં અને એ ગોઠવણીને મેળવવા માટે પાત્રોનું જે હલન–ચલન ગોઠવ્યું હતું તે સ્વાભાવિક રીતે જ જોઇએ એ પ્રમાણે નહોતું થતું! બધાં જ પાત્રો એકબીજાને જાણે ઢાંકી દેવાની હોડમાં ઉતર્યાં હતાં. પાત્રોનું આવવું અને જવું તે પણ ઠેકાણાસર થવું જોઇએ.

આખા ઘરનો 'ફ્યુઝ' જાય ત્યારે શ્રીનાથજીના ચિત્ર આગળનું દીવાલ પરનું બ્રેકેટ જલતું રહે તેને નિર્દેશકોએ ભૂલ નહિ ગણી હોય શું? બીજું, દરેક પાત્રાલેખન બહુ જ ધુંધળું અને પરસ્પર વિરોધી ભાવવાળું હતું.

નવી રંગભૂમિના નામી નટ



લેખક : શ્રી પ્રતાપ ઓઝા

બી. એસ. મેડિકલ કોલેજનું 'પત્તાંની જોડ' મેં પ્રાથમિક પ્રયોગમાં જોયું હતું. ત્યાં પણ આ જ ક્ષતિઓ નાના મોટા પ્રમાણમાં હતી. શ્રી રણજિત આથાએ 'દાદાજી'ને મોભાદાર વ્યક્તિ તરીકે ચીતર્યા તે ગમ્યું. શ્રી ખરસાણી પાતળા અવાજથી કોમિક જરૂર બનતા હતા પણ અનુભવી, ધીર, ગંભીર, શાંત તથા નાદાન છોકરાઓની બાલિશતા તથા ઉછાંછળાપણાને પચાવી જતા શાણા અને સમજુ 'દાદાજી' તેઓ ન જ લાગ્યા!

હસાહસના પ્રસંગો પછી કોઇ કરુણ પરિસ્થિતિ જન્માવવી હોય તો પાત્રોમાં–દરેક પાત્રમાં–અભિનય-ક્ષમતા જોઇએ. સમજ, જ્ઞાન અને અનુભવ તથા અવાજનાં લક્ષણો જોઇએ. આનો સંપૂર્ણ અભાવ આ નાટકની રજૂઆતમાં હતો.

## છોરુ–કછોરુ (કલા નિકેતન, સુરત)

એક સારુ કથાવસ્તુ લઇને આ નાટક આવ્યુ. સારુ ભજવાયુ. સુરતની નવી રંગભૂમિ જે હજી બાલ્યાવસ્થામાં છે ત્યાંના જુવાનોનો આ પ્રયોગ જરૂર પ્રશંસા માગી લે છે. પણ કુ. સિન્ધુ કવે, અને તે પણ જ્યારે પુત્રવિયોગે મનનું સમતોલપણું ગુમાવી દીધેલ માના અભિનયમાં જ, પોતાનાં સાથી કલાકારોથી ઘણાં આગળ નીકળી ગયાં.

પોલીસ અધિકારીઓમાં જે સત્તાવાહી, ખુમારીભર્યો અવાજ જોઇએ તે આ નાટકના પોલીસ અધિકારીઓમાં નહોતો. જ્યારે પોતાના પુત્રની કુટેવોને લઇને અને ઘરના માણસોના લાડ એ માટે જવાબદાર છે એની ખાતરી કરવી તે, સાર્જન્ટ વિજય પોતે છૂટો રહેવા માંગે છે એ પ્રસંગ હજી વધુ ધેરો અને બહેલાવવો જોઇતો હતો: કારણ કે એ પ્રસંગ ઉપર દાદાજીનું ખૂન થતાં ભયત્રસ્ત થઇને કુમળી વયનો બાળક ઘર છોડી જવાનો જબરજસ્ત નિર્ણય લે છે એ આધારિત હતું. બાળકના ઘર છોડી જવાના પ્રસંગને પણ દાદર ઉપર અને દરવાજા સુધી તેનું જવું વગેરે વધારે ગડમથલમયું અને અસરકારક બનાવવાની જરૂર

**અવાજની સાચી વ્યવસ્થાથી આજની નવી રંગભુમિનો નટ અજ્ઞાત છે**

હતી. ચોર તરીકે આવેલ બાઈની દાદર ચડી જઈને છુપાવાની રીત ધ્યાન ખેંચે તેવી હતી.

અહીં પણ પાત્રગોઠવણી અને પાત્રોના હલનચલનના છબરડા હતા જ. પાત્રો એકબીજાને ઢાંકીને ઊભાં રહેતાં. બીજું, મને લાગે છે કે કદાચ હું ખોટો પણ હોઉં, લેખકે પોતે જ વૃદ્ધ પિતાના મૃત્યુની દૃષ્યરચના નાટકના કથાવસ્તુમાં જ તે કેમ રજૂ કરવી એ સમજાવ્યું છે એટલે બીજાઓને એ વિશે ઝાઝું વિચારવાનું નહોતું. એ દૃષ્યો સારાં ભજવાયાં.

આગળ કહ્યું તેમ કૃ. સિંધુ કવે મનોદશા સિવાયનાં બીજાં પાત્રોને વિચાર, અને ભાવની વધારે સારી સમજ આપી દિગ્દર્શકે એ પાત્રોને ઉપર ઉઠાવવામાં મદદગાર થવું જોઈતું હતું. તેઓ એમ શા માટે નહિ કરી શક્યા હોય?

**રામકહાણી: (જયનિંદા અમદાવાદ)**

હૃદયસ્પર્શી અને માનવજીવનના કરુણ સંઘર્ષોને લઈને આવેલું આ નાટક કમનસીબે તખતા ઉપર જ પડી

જુગારના અડ્ડામાં નિર્વિઘ્ને આટલી સહેલાઈથી ઘૂસી જઈ શકાય એવા અડ્ડા ક્યાં છે તે જાણવા હું ખરેખર ઇન્તેજાર છું. જુગારીઓ એક એક બબ્બે દાખલ થાય, વાતચીતોના પ્રસંગો દ્વારા તેઓની પ્રેક્ષકોને ઓળખાણ થાય, અને તેને લીધે કોણે શા સબબે 'ગાંગલા'નું ખૂન કર્યું તે પણ તેમને સ્પષ્ટ થાય. આમ રૂપાંતરકારે અને દિગ્દર્શક જ આવાં દૃષ્યોમાં જમાવટ કરી શકે. અવાજ દરેક કલાકારના (કાળુજીભાઈ સિવાય) એટલા તો નબળા અને અસ્પષ્ટ હતા કે ન પૂછો વાત!

નિશાળનો નવો માસ્તર જ્યારે બેહોશ થઈને નિશાળના ઓરડાની પરસાળે પડ્યો હોય છે ત્યારે ત્યાં લટકાવેલા ફાનસ સાથે એક કરતાં વધારે વાર જીવણનું માથું ભટકાય છે પણ જ્યારે તે માસ્તરના નાક પર ઓશીકું દાબી દઈને તેને ગુંગળાવી મારી નાંખવા તૈયાર થાય છે ત્યારે જ તે ફાનસની સાથે પ્રકાશનું વર્તુળ ફાનસની સાથે સાથે રંગમંચ પર ફરતું રહે છે. આમ શા માટે? તે ખરેખર સારું હતું પણ કમનસીબે

# વાચિક અભિનયમાં અલ્લાબેલીનાં કોઈપણ પાત્રની બરોબરી

ગયું. તે તેની રજુઆતની રહેલી અડચણો તથા થોડી નાની ઊણપોને લઈને હશે છતાં ય એક નવલકથા ઉપરથી કરેલું આ નાટ્યરૂપાંતર ભાઈ નાણાંવટીને એ દિશામાં વધારે આગળ લઈ જાય છે ને ભાવિષ્યમાં વધારે સારા નાટકો આપણને જરૂર મળશે; ને ગુજરાતી નાટકોની ખોટ કંઈક અંશે ઓછી થશે.

**પત્તાંની જોડ**



બી. જે. મેડિકલ કોલેજના કલાકારો અરવિંદ મહેતા, વીણા દેસાઈ, નીના પ્રેમચંદ, રજુજીત આથા.

બત્તી તે વખતે જ બુઝાઈ ગઈ હતી. વળી ત્યારે ફાનસ ધીરે ધીરે ધીમું પડતું જતું હતું ત્યારે પ્રકાશનું વર્તુળ જીવણ જુગારીની માનસિક પરિસ્થિતિનો ખ્યાલ આપવા જે પાર્શ્વસંગીત વાગતું હતું તેની સાથે હોડ બકતું હતું. સ્વગતોક્તિઓ એ તો કલાકારની ખરી કસોટી છે. સારા ય પ્રેક્ષકગણનું ધ્યાન તખતા ઉપર કેન્દ્રિત કરવા અને તખતાનું મધ્યબિન્દુ પાત્ર પોતાની સાથે ઊંચકતું રહે એ માટે આંગિક, વાચિક અને સાત્વિક અભિનયની જબરજસ્ત સમતુલા જાળવવી જોઈએ. એ દિશામાં ભાઈ હરકાન્તને એક પ્રામાણિક પ્રયત્ન કરવા બદલ અભિનંદન. છેલ્લે જ્યારે ચંચળનો સ્વીકાર કરી જીવણ જાય છે ત્યારે તે 'અંધારા માર્ગે' ગયો. મને લાગે છે કે તે અંધારામાંથી 'પ્રકાશ પંથે' ગયો એમ બતાવાયું હોય તો વધુ સાર્થક ગણાયું હોત.

જે છોકરીના વિવાહ થવાના હોય તેને ગાયન ગાવા માટે Upstage ધકેલી દેવી (Playback માટે?) ગુજરાતી નાટકમાં બંગાળી ગીત (પત્તાંની જોડ, અમદાવાદ) એક પાત્ર એટલો સુંદર અભિનય આપે કે બીજાં બધાં પાત્રો ખૂબ જ છેટાં રહી જાય અને એ સાથી કલાકારોની નૈસર્ગિક શક્તિઓને પાત્રની પૂરી સમજ આપી દિગ્દર્શક કડીબદ્ધ કરી વિકસાવી ન શકે (છોરુ–કછોરુ સુરત) તથા

કપડાં બદલાવી લેવા છતાં ય જ્યારે તે પાત્રશુદ્ધિમાં આવે ત્યારે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર જે કપડાંમાં જોયાં હોય એવાં જ ખાદીનાં કપડામાં તે જાગ્રત થાય (રામકહાણી) આ બધી ત્રુટીઓ ચીવટ અને કાળજીપૂર્વકની મહેનતથી નિવારી શકાય એમ છે.

ત્રણે નાટકોમાં સહકલાકારોના સંવાદો વખતે પોતાના પાત્રને અનુરૂપ પ્રત્યાઘાતો આપી નાટકના સમગ્ર વાતાવરણમાં રસ લેવો, કયા પ્રવાહમાં સાથેસાથે તરવુ એ કલાકારની અભિનયશક્તિનો અચ્છો પુરાવો છે. જ્યારે અહીં તો પોતાના સંવાદો વખતે જાગ્રત અને સાથી કલાકારોના સંવાદો વખતે બેધ્યાન એ નિયમ લાગ્યો.

દરેક ક્રિયાનું કારણ છે. કારણ શોધવામાં ક્રિયાનું આંતરરહસ્ય પ્રગટે છે. ભાવિ કાર્યનું નવું કારણ સમજાય છે. આવી અનેક ક્રિયાઓ અને તેની અતૂટ સાંકળ અદાકારોએ સાચવી રાખવી જોઈએ. ધ્યાન, એકાગ્રતા, વિચાર, વ્યાયામ, અભ્યાસ તથા તાલીમ દ્વારા નટે ખાસ કરીને માનસિક અંકુશ સંયમ કેળવવો, માનસિક જાગૃતિ–ચપળતા અને કલ્પના તથા નિરીક્ષણશક્તિનો વિકાસ સાધવો જોઈએ.

ઉચ્ચારણ તથા શુદ્ધ ભાષા પ્રયોગ તરફ મમત્વ રખાવું જોઈએ. એવો આગ્રહ સેવાવો જોઈએ કે 'કુદરતી એટલે ભાવના રસોના અનુસંધાનમાં બોલો. પણ આ કુદરતી બોલવું તે નાટ્યકલાની જરૂરિયાત પ્રમાણે થવું જોઈએ. **અવાજની સાચી વ્યવસ્થાથી આજનો આપણી નવી રંગભૂમિનો નટ અજ્ઞાત** છે. મૃદુતાથી બોલવું, લય વધારવો–ઘટાડવો, વિષયોને અનુકૂળ એવો અવાજ અભિનયમાં પેદા કરવો–અવાજનું "વોલ્યુમ," લયની વધઘટ, સ્વરોની વહેંચણી એના પર ધ્યાન રખાવું જોઈએ.

આંગિક અભિનયમાં તો દરેક અંગ–ઉપાંગોના એટલા વિશિષ્ટ પ્રકારો ભારત નાટ્યશાસ્ત્રમાં છે કે તે આજનો યુવાન સાંભળતાં જ ભણવાનું છોડી દે, પણ તો ય તખતા ઉપર આકર્ષક રીતે ચાલવું, ઊભા રહેવું અને કોઈ પણ સાથી કલાકારને ઢાંકી દઈને ઊભા ન રહેવાય એ સાદી સમજ તો દરેક કલાકારને તખતા ઉપર આવ્યા પહેલાં હોવી જોઈએ.

'અલ્લાબેલી' માટે મેં એ નાટક જોયુ નથી એટલે

## કરી શકે એવા અદાકારોનો બીજાં બધાં નાટકોમાં અભાવ હતો

### દીના ગાંધી 'કાળુજી'?

ઉત્સવે દિવસે 'રામકહાણી' અમદાવાદે રજુ કર્યું. નાટકમાં 'કાળુજી જમાદાર'નો અવાજ અને જુસ્સાભર્યો અભિનય પ્રેક્ષકોને ખાતરી અપાવી ગયો કે આ તો કસબી કલાકાર દીના ગાંધી જ! 'મિથ્યાભિમાન'ના 'રંગલા'ની અને 'મેના'ની મેનાની મિશ્ર યાદ તાજી થઈ. પ્રેક્ષકોએ અંદર અંદર હોડ બકી.

દીનાબહેન એ જ 'કાળુજી' એમ કહેનારાને દુર્ભાગ્યે જાણવા મળ્યું કે દીનાબહેન તો તે દિવસે અમદાવાદમાં જ હતાં!

કેવી રીતે ચર્ચા કરું? વળી ઉપર જણાવેલી ત્રણ નાટકો વિશેની વિગતો તો નાટક જોતી વખતે ત્રુટીઓ તરફ સહજ ધ્યાન ખેંચાયુ હતુ તે ઉપરથી લખ્યુ છે, જે અભ્યાસ, કથાવસ્તુની સંપૂર્ણ જાણકારી તથા બીજી નાની નાની વિગતોની જાણ હોવી જોઈએ તે ત્રણ કલાકમાં તો કેમ મેળવી શકાય? પણ આ મુદ્દાઓ 'અલ્લાબેલી' માટે હુ જરૂર ચર્ચી શકું અને એમ ઇચ્છા રાખું કે દરેક દિગ્દર્શક પોતાના નાટકને એમ સમજવા પ્રયત્ન કરે.

'અલ્લાબેલી'માં શ્રી ગુણવંતરાય આચાર્યની જોરદાર કલમે આલેખાયેલાં પાત્રો–૧૦૦ વર્ષ પૂર્વેનાં પાત્રોનું નિરૂપણ સખત શારીરિક અને માનસિક વ્યવસ્થા માગી લે છે. એ જોશીલાં પાત્રો અને સંવાદોમાં સ્પષ્ટતા, લય અને ઝડપ લાવવી એ અઘરું છે અધૂરામાં પૂરું આ નાટક કદ (Volume) અને ગતિ (Peace) માગી લે છે. તેનાં મુખ્ય પાત્રો ઐતિહાસિક છતાં પણ કલ્પનાતીત અને વિશાળ કદનાં છે. નાટક **વળી ચીસો** (Screeches) **અને ગર્જનાભરી કવિતાથી ભરપૂર છે. જો એ નાટક તે ઊંચાઈથી સામાન્ય–હલકા વાર્તાલાપ અને મેલો ડ્રામામાં સરી જતું અટકાવવું હોય તો એ ચીસો અને ગર્જનામાંથી** કોઈ અર્થ ઊઠવો જોઈએ. વળી એનાં મુખ્ય પાત્રો એવી ઊંચાઈઓ સર કરે છે કે કેમ જાણે એમની સાથેનાં નાનાં પાત્રો તો એ મુખ્ય પાત્રોની ધગતી કલ્પનાના ખાલી અંગારા જ હોય. છતાં ઘણીવાર મા, ઓર-

ડરલી, ચિત્રકાર, સોરાબ વગેરે પાત્રો તેમની સમજ અને હૃદય પીગળાવી દેતી માનવતાના વીજ ઝબકારે દીપી ઊઠે છે. **પણ મુખ્ય પાત્રોની સરસાઇ તેઓ કોઇ કાળે કરી શકતા નથી.**

આવા વખતે ઘણુંખરું તો પાત્રો ભજવનારની નબળાઇઓને રજૂઆતની ખૂબીઓ, ચાતુરીભર્યું પ્રકાશ આયોજન, જાજરમાન સન્નિવેશ અને બીજી અસરોથી ઢાંકી દેવાના નિષ્ફળ પ્રયત્નો થાય છે. આ બચાવો પણ અમે અસ્તિત્વમાં નહોતા આણ્યા. દીવાલ વગરના સન્નિવેશ સાદા ઢાંકી દીધેલા પ્રકાશ આયોજનથી, કેવળ અભિનયની મદદ વડે વાતાવરણ ઊભું કરવાનો જ પ્રયત્ન કર્યો હતો. નાટકના શ્વાસ થંભાવી દે તેવા બનાવો ત્વરિત ગતિએ બનતા રહે છે એને આંચ ન આવે એટલા માટે તખતા ઉપર બને તેટલાં ઓછાં ' Property Settings ' વાપરવા એ જ સહેલો અને અકકલવાળો માર્ગ હતો.

આ બધા નજરને જકડી લેતાં તત્ત્વોની ગેરહાજરીમાં અમારે આધાર રાખવાનો રહ્યો કેવળ ' અભિનય ' ઉપર. એ અભિનય પણ એટલો જ જાજરમાન હોવો જોઇએ. એ ' છટાદાર લક્ષણો ' (Style) થી વિભૂષિત હોવો જોઇએ. એ લક્ષણો કહાણી, સમય, પાત્રો અને સંવાદ સાથે સંકળાયેલી હોય અને એનાં મુખ્ય અંગો તે સ્પષ્ટતા, સાદાઇ અને જેને આપણે જૂની રંગભૂમિની કહીએ એવું Theatricalism (નાટકીયતા)-શિક્ષણને અનુભવથી ઓપતી સુદૃઢ સમજપૂર્વક અને ધૂમધરાડા રહિત એવી નાટકીયતા—થી સભર હોવી જોઇએ.

પહેલાં જ દૃશ્યનો અંત-મૃણુ અને એની બહેન દેવબાઇ જ્યારે દુહો ગવાય છે ત્યારે ઊભાં છે તે, બીજા અંકમાં દેવોભા યુનિયન જેક ફાડીને મૂળુભાને મળવા ચાલી જાય છે તથા ત્રીજા અંકમાં ઘોડાના ડાબલા સાંભળવા એક બહારવટીઓ જમીન પર કાન માંડીને સાંભળે છે ને ગીસ્ત આવી પહોંચે છે તે નક્કી કરે છે.

આ છે જુજ દૃષ્ટાંતો, જેમાંનાં થોડાંક કલ્પનાથી ઊભાં કરવાં પડે છે ને થોડાંક આપણને આછાં પાતળાં, કથાવસ્તુમાંથી મળી રહે છે.

**વાચિક અભિનયમાં આ નાટકનાં કોઇ પણ પાત્રની બરોબરી કરી શકે એવાં અદાકારોનો બીજાં બધાં જ નાટકોમાં અભાવ હતો તે હકીકત સાવ વિસરાઇ જાય એ જરા ચોંકાવનારું લાગે છે.** મોટે ભાગે બે જ પાત્રો તખતા ઉપર હોય છતાં સાતત્ય જાળવી રાખી અભિનયશક્તિ, કથાવસ્તુ, નાટ્યપ્રવાહમાં પ્રેક્ષકોને ઓતપ્રોત રાખ્યાં હતાં એ સત્ય નાટકનાં પાત્રોના અભિનય, ભાષાનું જોમ, સંવાદ, બોલવાની છટા તથા દિગ્દર્શનની કલા માટે ઘણું ઘણું કહી જાય છે.

છેવટે એટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે રોમના પ્રખ્યાત નાટ્યશિક્ષક ક્વિન્ટિલીયન કહે છે–'સંભાષણો કરવામાં કયા વિચારોને આપણે વેગ આપીએ છીએ તે જ માત્ર અગત્યનું નથી, પરંતુ કઇ રીતે એ વિચારોને વહેવડાવવામાં આવે છે તે અગત્યનું છે કારણ કે સાંભળનારાઓ ઉપર કેવી અસર પડે છે તે અગત્યનું છે. વક્તાના અવાજ સિવાય, તેના ચહેરા સિવાય, શરીરનાં બધાં અંગોની ક્રિયા સિવાય તેનું કહેવું અસરકારક નહિ બને. નટો વાચાશક્તિનો પુરાવો રંગભૂમિ પર આપે છે, કારણ કે નટો આપણા કવિઓના શ્રેષ્ઠ સર્જનમાં વાચાશક્તિ દ્વારા લાલિત્ય પૂરે છે. કારણ કે વાચનમાં જે રસ પેદા થાય છે તેનાં કરતાં અનેકગણો રસ આપણને સંભળાવીને તેઓ પેદા કરે છે...અભિનય કરવાના સમયમાં અવાજનાં લક્ષણો માનસિક એકાગ્રતા પર નિર્ભર રહે છે. જો નટની એકાગ્રતા શિથિલ હશે તેનો અવાજ પણ લથડતો નીકળવાનો.'

અમદાવાદનાં બે તથા સુરતનાં નાટકોમાં કાં તો કૃત્રિમ રીતે મોટા અવાજ સાંભળવા મળતા હતા યા તો અસ્પષ્ટ સંભાષણો.



## નાટયસ્પર્ધાના આ વિજેતાઓને ગુજરાતી નાટ્ય મંડળના અભિનંદન

# પારિતોષિક વિજેતાઓ


પરિચયકાર:
શ્રી કુલીન ક. વોરા


### કુ. સિન્ધુ કર્વે

મુંબઇ રાજ્ય તૃતીય નાટ્ય સ્પર્ધામાં પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરેલ નાટક "છોરુ કછોરુ"માં અતિશય લાડને કારણે ઊંધે માર્ગે ચડેલ મંજુલના ભાગી જવાથી એની મા પ્રતિભાનું માતૃહૃદયના સંવેદનો આલેખતું ગાંડપણ ગમે તેવા પથ્થરહૃદયી માનવના હૈયાંને પણ હલાવી દે તેવા ભાવપૂર્ણ અભિનય આપનાર બહેન સિંધુ કર્વે હતાં. એના રુદનથી, ગાંડપણના આવેશને રજૂ કરતાં કરુણ હાસ્યથી રંગભવનનાં પ્રાંગણમાં બેઠેલાં હજારો હૈયાંઓએ એ રાત્રે થડકાર અનુભવ્યો હતો. છોરુકછોરુ નાટકને આવી અપ્રતિમ સફળતા અપાવવામાં સિન્ધુબહેને પણ ઘણો સારો ભાગ ભજવ્યો.

એમની ઉંમર અત્યારે બાવીશ વર્ષની છે. સિન્ધુ જન્મે મહારાષ્ટ્રીયન યુવતી છે પણ આજે વર્ષોથી એમનું કુટુંબ ગુજરાતમાં વાસ કરી રહ્યું છે. ગયે વર્ષે એમણે સ્નાતકની પરીક્ષા પાસ કરી છે. સ્નાતક તરીકે એમનો ખાસ વિષય હતો ગુજરાતી. એમનો ગુજરાતી ભાષા પરનો કાબૂ ઘણો સારો છે, એ તો આપણે છોરુકછોરુ નાટકમાં જ જોયું.


'છોરુ કછોરુ'ની પ્રતિભા
કુ. સિન્ધુ કર્વે

એ બહેન સુરતની 'કલાનિકેતન' સંસ્થાનાં એક આગળ પડતાં અભિનેત્રી છે. કલાનિકેતને ભજવેલાં ત્રણ ત્રિઅંકી નાટકો "પાણિગ્રહણ", "બ્રહ્મચારી" અને "છોરુ કછોરુ" માં મુખ્ય ભૂમિકા ભજવી છે. તેઓ નાનપણથી જ રંગભૂમિ પર પોતાની અભિનયકળાનો કસબ દાખવી રહ્યા છે. નિશાળનાં વર્ષો દરમિયાન એમણે નાના મોટાં મરાઠી નાટકોમાં ખડાષ્ટક અને નેકજાતમાં ભૂમિકાઓ ભજવી છે. એમનાં ગુજરાતી એકાંકીઓ છે. "આંસુના અંજન", "પરણ્યા પહેલાં" વગેરે.

### શ્રી દીપક શાહ

છોરુ કછોરુનો આ બાળકલાકાર શ્રી. દીપક શાહ મંજુલનું પાત્ર આબેહુબ ભજવી ગયો. આ બાળકલાકારની ઉંમર ૧૨ વર્ષની છે. એ સુરતની એક શાળામાં અંગ્રેજી આઠમાં ધોરણમાં અત્યારે અભ્યાસ કરે છે. એમણે સૌ પ્રથમ સુરતની આંતર-શાળા—નાટ્ય-સ્પર્ધામાં "મગુમોચી" એકાંકીમાં મગુમોચીનું મુખ્ય પાત્ર ભજવ્યું હતું અને પ્રથમવાર જ પગદીવડાનો પ્રકાશ ઝીલતા હોવા છતાં પ્રથમ પારિતોષિક મેળવી ગયા હતા. ત્યાર પછી એ સુરતની કલાસંસ્થા "કલાનિકેતન" માં જોડાયા. સંસ્થાએ થોડા વખત પૂર્વે રજૂ કરેલ "મૃત્યુંજય" નામના


'છોરુ કછોરુ'નો મંજુલ
શ્રી દીપક શાહ

એકાંકીમાં પાત્ર ભજવ્યું હતું અને આ "છોરુ કછોરુ"એ એ દીપકનું પ્રથમ ત્રિઅંકી નાટક છે અને આ પ્રથમ જ ત્રિઅંકી નાટકમાં દીપકે પોતાની કલાનો ઝળકારો દાખવ્યો.

બાઇ દીપકની કલાસિદ્ધિમાં હજી વધુ સોપાનો ચડતાં રહે અને એમના અભિનયની કક્ષા ઉત્તરોત્તર વધતી જ રહે એમ ઇચ્છીએ.

### કુ. વર્ષા આચાર્ય

વર્ષા આચાર્ય એ રંગભૂમિક્ષેત્રે નવાગતુકોમાં અનેરી ચમક ધરાવતાં કલાકાર છે. અઢાર વર્ષની પાંગરતી વયે તેમણે નાટ્યક્ષેત્રે સારી એવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. રાજકોટમાં તેમણે "જાગતા રહેજો" નાટકમાં અભિનયનાં ઓજસ પાથર્યા હતાં, અને એમના અભિનયની પ્રશંસા કરી ત્રણ વ્યક્તિઓએ તેમને પુરસ્કાર આપ્યો હતો. ત્યાર પછી ત્યાં જ કલાકેન્દ્ર તરફથી રજૂ થયેલ નાટક "પરણ્યા પહેલાં"માં સંધ્યાની ભૂમિકા ભજવી હતી.

'પત્તાંની જોડ'માં આશા



શ્રી ભાનુ ચોકસી

ત્યાર પછી મુંબઇમાં ઘાટકોપરમાં "રંગમંચ" સંસ્થા તરફથી "હીરા ઘોઘે જઇ આવ્યા" નાટકમાં પણ ઘણું સારુ પાત્ર ભજવ્યુ હતું.

'અલ્લાબેલી'ની શામબાઇ



કુ. વર્ષા આચાર્ય

ગયે વર્ષે મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેઓ રૂઇયા કોલેજમાં પ્રથમ વર્ષ કલામાં દાખલ થયાં. ભારતીય કલા કેન્દ્ર તરફથી યોજવામાં આવતી "આંતર–કોલેજ નાટ્ય સ્પર્ધા"માં "રીંગલીડર" નાટક કોલેજ તરફથી રજૂ થયુ અને તેમાં મહત્ત્વની ભૂમિકા ભજવી પ્રેક્ષકોના મનમાં એમણે વાસ કરી લીધો. એ નાટકનો અનેક પ્રયોગો થયા હતા.

મુંબઇમાં તેમણે 'રંગભૂમિ' સંસ્થાના નાટકોમાં ભાગ લેવાનું શરૂ કર્યું, અને "સુમંગલા" નાટકમાં પાત્ર ભજવ્યું હતુ. હમણાં જ નાટ્યસ્પર્ધા માટે રંગભૂમિએ 'અલ્લાબેલી' નાટક ભજવ્યું હતું તેમાં શામબાઇનું પાત્ર જીવંત બનાવ્યું હતું. અને એ જીવંતતાએ એમને પારિતોષિક અપાવ્યું.

આમ અત્યાર સુધીમાં સારી એવી સંખ્યામાં નાટકોમાં ભાગ લીધો છે અને સારી એવી ખ્યાતિ પણ મેળવી છે. આ પાંગરતી વયની ગુજરાતણ એ અભિનેત્રી સિદ્ધિઓ પ્રાપ્ત કરે એમ ઇચ્છીએ.

### શ્રી રણજીત આથા

વિદ્યાલયોમાં આ બાઇ પ્રથમ કક્ષાનાં અભિનેતા છે. ચોવીસ વરસના આ નવાંગતુક મુંબઇમાં જી. એસ. મેડિકલ કોલેજના છેલ્લાં વર્ષમાં અભ્યાસ કરે છે. બાળપણથી જ શ્રી. રણજીત નાટકો પ્રત્યેની અભિરુચિ ધરાવે છે એમણે અનેક એકાંકીઓ અને ત્રિઅંકી નાટકોમાં મુખ્ય ભૂમિકાઓ ભજવી છે. ૧૯૪૩ માં પ્રથમવાર જ તેમણે સળંગ નાટક "મહારાણા પ્રતાપ"માં પ્રતાપની ભૂમિકા ભજવી હતી. ત્યાર પછી 'પૃથ્વીરાજ ચૌહાણ', "ડૉ. મધુરિકા", "મનુની માશી" વગેરે નાટકોમાં પોતાની સરસ અભિનયશક્તિ દાખવી છે. "હીરા કડીગો",

## સાચા કલાકારનો આત્મા તો આર્દ્રતાથી સભર હોવો જોઇએ

'પત્તાંની જોડ'નાં દાદાજી



શ્રી રણજીત આથા

'રામકહાણી'નો જીવણ



શ્રી હરકાન્ત શાહ

"માથાનુ દાન", "ભક્ત સુદામા", "હુવા તો વિવાહ", "આંસુનાં અંજન" વગેરે એકાંકીઓમાં પણ પોતાની કલાનો કસબ એમણે દાખવ્યો છે.

પોતે સારા અભિનેતા હોવા ઉપરાંત એક ઊગતા લેખક પણ છે. અત્યાર સુધીમાં તેમણે ચાર એકાંકીઓ અને ત્રિઅંકી "ઝેરનાં પારખાં" લખ્યાં છે. "ઝેરનાં પારખાં" ઘાટકોપરની "રંગમંચ" સંસ્થાએ ભજવ્યુ પણ હતું. ૧૯૫૫ અને ૫૬માં તેમણે કોલેજને વક્તૃત્વકળાનુ આંતરકોલેજ વિજયપદ્મ પણ અપાવ્યુ હતું. તેમની ઇતર પ્રવૃત્તિઓ પણ તેમને શોભા અપાવે તેવી છે. આ બધી પ્રવૃત્તિઓ વચ્ચે પણ તેઓ અભ્યાસમાં સુંદર પ્રગતિ દાખવી શકયા છે.

એ જ કોલેજ તરફથી મુંબઇ રાજ્ય નાટ્ય સ્પર્ધામાં તેમણે "પતાંની જોડ" નાટક રજૂ કર્યું હતુ અને તેમાં અભિનયનું વ્યક્તિગત પારિતોષિક પ્રાપ્ત કર્યું હતુ. આ નાટકમાંની તેમની દાદાજીની ભૂમિકાએ લોકોમાં તેમના વિશે સારી છાપ પાડી હતી.

### શ્રી અરવિંદ કિનારીવાળા

"છોરુ કછોરુ"ના આ ભાઇ દિગ્દર્શક છે. તેઓ એસ. એસ. સી. છે અને મુંબઈમાં વકીલાત કરે છે. નાટકોમાં નાનપણથી જ રસ લે છે. અભિનયનો શોખ હોવા ઉપરાંત તેઓ દિગ્દર્શન માટે ઊંડો રસ ધરાવે છે.

સુરતની કલાક્ષેત્ર સંસ્થામાં અભિનય તથા દિગ્દર્શન-કાર્ય સંભાળ્યા પછી 'કલાનિકેતન' સંસ્થામાં જોડાયા અને 'છોરુ કછોરું'માં દિગ્દર્શન કરવાની સુંદર તક સાંપડી. તેમણે સંસ્થાના અન્ય નાટકો 'બ્રહ્મચારી' અને 'પાણી-ગ્રહણ'નું દિગ્દર્શન સંભાળ્યું છે.

દિગ્દર્શન વિશે તેઓ ઝીણવટથી સ્ક્રીપ્ટનો અભ્યાસ કરી પાત્રાલેખન વિષે ખૂબ જ કાળજી રાખે છે અને તે મુજબ જ દિગ્દર્શન કરે છે. આ ત્રણ નાટકોમાં તેમને 'છોરુ-ક-છોરુ' નું દિગ્દર્શન કરતાં બહુ જ રસ પડયો હતો અને તેઓ માને છે કે આ જાતનાં નાટકો કે જેમાં લાગણીઓને પળે પળે જાળવવાની છે તેમાં વધુ સુંદર રીતે દિગ્દર્શન કરી નાટકને ઉઠાવ આપી શકાય છે.

આ ઉપરાંત હવે પછી સંસ્થાનું આગામી નાટક છે: 'એક હતો ડોસો'. આ નાટકનું તેઓ દિગ્દર્શન તો સંભાળશે જ, પણ સાથે સાથે તેઓ આ નાટકના ભાષાંતરકાર પણ છે. આમ નાટ્યલેખનના ક્ષેત્રે પણ તેઓ પગરણ માંડે છે એ આનંદની વાત છે.

ગુજરાતની પાસે ઘણા સારા અભિનેતાઓ તો છે જ, હવે તો નવલોહિયા દિગ્દર્શકોની જરૂર છે. આ સમયે શ્રી અરવિંદ કિનારીવાળા પોતાની પ્રતિભા દિવસે દિવસે વધુ ખિલવે અને ગુર્જર રંગભૂમિના એક અદના દિગ્દર્શક બને એમ ઇચ્છીએ.

'છોરુ કછોરુ'ના દિગ્દર્શક



શ્રી અરવિંદ કિનારીવાળા

## શ્રી ભાનુબહેન ચોકસી

રંગમંડળની પ્રવૃત્તિઓમાં સક્રિય પ્રોત્સાહક રસ લઇ રહેલાં ભાનુબહેન ચોકસીએ એ સંસ્થાના અનેક નાટકોમાં અભિનયનાં અજવાળાં પાથર્યાં છે. સંસ્થાના લોકપ્રિયતાને વરેલાં બે નાટકોમાં તેમણે મોખરાનો અભિનય આપ્યો છે.

શરદબાબુ રચિત "બિંદુનો છોકરો"માં તેમણે બિંદુની માની ભૂમિકામાં ઊર્મિશીલ પાત્રાલેખન સચોટપણે નિરુપ્યુ હતું. એ નાટક ફક્ત અમદાવાદમાં જ નહિ મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં પણ ભજવાયું છે.

રંગમંડળે ગયા માર્ચ માસમાં 'પત્તાંની જોડ' હાથ ઉપર લીધું ત્યારે ભાનુબેન ચોકસીને આશાના પાત્ર માટે આમંત્રણ અપાયું. એ નાટક એપ્રિલના અંતથી સેટ થવા માંડયું અને ભાનુબેને તેમના પાત્રને સમજી યોગ્ય નિરુપણ થાય તે માટે જરૂરી જહેમત લઇ તેના સંવાદે સંવાદના ભાવાર્થ સમજવા માંડયો અને દસ જ દિવસના રીહર્સલ બાદ શનિવાર તા. ૧૨ મી મે, ૧૯૫૨ ના રોજ જ્યારે રંગમંડળે ટાઉન હોલમાં પ્રથમ પ્રયોગ રજૂ કર્યો ત્યારે તેમનું પાત્રાલેખન પ્રશંસનીય બની રહ્યું. ધીમે ધીમે જેમ પ્રયોગો વધતા ગયા તેમ તેમ તેમના પાત્રાલેખનમાં પણ પ્રગતિ થતી ગઇ. ૩૦ પ્રયોગો બાદ ભાનુબેન આ નાટકના આ પાત્રની જવાબદારી છોડવા માંગતાં હતાં. આટલા સળંગ શો કરવાનું શક્ય ના બને તે સ્વાભાવિક છે. નવું પાત્ર તૈયાર થાય તે પહેલાં તો બીજા છ પ્રયોગ થયાં અને પછી આવી સ્પર્ધા.

ગઇ ૨૯મી ડિસેમ્બરે યોજાયેલી પ્રાદેશિક સ્પર્ધામાં તેમણે સમગ્ર પ્રયોગોમાં સર્વોત્તમ અભિનય આપ્યો અને અંતિમ સ્પર્ધામાં તેમણે દાખવેલા અભિનયે તેમને વ્યક્તિગત અભિનયનું પારિતોષિક અપાયું છે.

અમદાવાદના આ ચોથાં સ્ત્રીકલાકાર છે, જેમને વ્યક્તિગત અભિનયનું ઇનામ મળ્યું છે. બીજા ત્રણમાં દીના ગાંધી, ઉમા મહેતા(?) અને અનુપમા સુતરિયાનો સમાવેશ થાય છે. રંગમંડળે ત્રણે વર્ષ સ્ત્રી કલાકારનું વ્યક્તિગત ઇનામ મેળવ્યું છે, તે નોંધવા યોગ્ય ગણાય.

ભાનુબેન ચોકસીએ અભિનય ઉપરાંત ટીમ વર્કમાં પણ મહત્ત્વનો ફાળો આપ્યો છે. સ્વભાવે મિલનસાર ભાનુબેન અહમ્ દૂર અને નાટ્યક્ષેત્રની આંટીઘૂંટીથી પર છે. "પત્તાંની જોડ" ૩૯ પ્રયોગમાં આશાનું પાત્ર તેમણે જ કર્યું છે અને આ સર્વે પ્રયોગો આઠ માસના ગાળામાં થયા છે.

## હરકાન્ત શાહ

૧૯૪૮ માં અમદાવાદમાં નેશનલ થિએટર્સની સ્થાપના થઇ ત્યારથી હરકાન્ત શાહ અમદાવાદની રંગભૂમિના એક મોખરાના સૂત્રધાર છે તેમણે અનેક નાટકો ડાયરેક્ટ કર્યા છે અને તેમની સ્ટેજ સર્વિસ તો વર્ષોથી અમદાવાદની રંગભૂમિની સેવા કરતી આવી છે.

ગયા વર્ષે રંગમંડળે રજુ કરેલ "મળેલા જીવ"ના તેઓ દિગ્દર્શક હતા. આ બાદ એ જ નાટક તેમણે પોતાની સંસ્થા 'જવનિકા' માટે તૈયાર કરી ઓપન એર થિયેટરમાં નવીન શૈલીથી રજૂ કર્યું;

એ બાદ 'રામ કહાણી' આપ્યું. દિગ્દર્શક અને મુખ્ય પાત્ર ઉભયની, તેમણે જવાબદારી ઉપાડી અને રામ કહાણી એક નવી જ ટેકનિકથી રજૂ થયું.

'રામ કહાણી' માં તેમનો અભિનય પ્રશંસાને વર્યો છે. જીવણ જુગારીમાંના પાત્રાલેખનમાંથી માણસનો આત્મા જાગે છે અને માણસાઇ વિકસે છે ત્યાં સુધીના વિવિધ કોન્ફલીક્ટનું તેમનુ નિરુપણ પ્રશંસનીય હતું.

'જવનિકા' ના આગામી સર્જનોમાં તેઓ 'ધૂમકેતુ'ની નવલ ઉપરથી "ચૌલા" તૈયાર કરી રહ્યા છે.








અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શકય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



:સંપાદક:
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ

શ્રી પ્રાણજીવન ગિરધરલાલ ગાંધી નામના અમદાવાદના મિલ જીન સ્ટોર્સના વેપારીએ, થોડા વર્ષો ઉપર બંધ થયેલી **શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ**ના સિનસિનેરી, ડ્રેસ ઇત્યાદિ સરસામાન તેમ જ તે કંપનીના નાટકો પૈકી, **અરૂણોદય, પૃથ્વીરાજ, શાલીવાહન, માયાના રંગ અને યુગપ્રભાવ** જેવા પાંચ લોકપ્રિય નાટકો ખરીદી કંપનીને સને ૧૯૪૪ની શરૂઆતમાં વડોદરા મુકામે વાંકાનેર થિયેટરમાં પુનર્જીવન આપ્યું. કંપનીની વ્યવસ્થા શ્રી જેસિંગભાઇ ફડિયા નામના એક ગૃહસ્થને સોંપી.

પ્રથમ નાટકની રજૂઆત માટે ડ્રેસ, સિનસિનરી પાછળ તથા નામાંકિત કલાકારો મેળવવા માટે સારી એવી રકમ ખર્ચી પરંતુ ઘણો સમય વિતવા છતાં પણ નાટક સ્ટેજ ન થઇ શકયું અને તુરતમાં સ્ટેજ થવાના ચિહ્નો ન દેખાતાં શ્રી ગાંધીએ પોતાના ધંધામાંથી નિવૃત્તિ લઇ સંસ્થાનું સુકાન સંભાળી લીધું. જાણીતા હાસ્યનટ શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજકને દિગ્દર્શક તરીકે નીમ્યા અને કુશળ કલાકારોને મોટા પગારથી રોકયા. આમ મોટા ગંજાવર ખર્ચે પ્રથમ નાટક તૈયાર થયું તે '**વીરપસલી.**'

૧. **વીરપસલી :** ૧૦-૬-૧૯૪૪ શનિવાર

લેખક : શ્રી પરમાનંદ મણિશંકર ત્રાપજકર
સંગીત : શ્રી મોહન જુનિયર
દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક
સહ. દિ. : મા. વસંત
સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન.

પાત્રો

નિશાનાથ : રામલાલ — ઊર્મિલા : ગોરધન
દીનાનાથ : ભોગીલાલ કાળીદાસ — સવિતા : ધીરજ
ઇન્દુકુમાર : વસંત — પુષ્પા : વિજયા (સંખ્યા)
રસિકલાલ : સોમનાથ (કલ્યાણી) — પ્રેમલીલા : વત્સલા
મોહન : ભોગીલાલ (કોમિક) — સુરગંગા : કેસરબાઇ.
દીનેશકુમાર : મોહન ઠક્કર — જીવીકાકી : કાળુજી
ધીરજરામ : વિઠ્ઠલદાસ ભોજક, — ચંચળ : રામપ્યારી
મોહનીયો : અન્વર — શાન્તી : મનોરમા
સોહનલાલ : પરસોતમ મારવાડી, — માલી : ચંદુ

નાટક ખૂબ વખણાયું અને એકધારી સો નાઇટો ભજવાયું. ત્રણ માસની આવકની દૃષ્ટિએ રેકર્ડ કર્યો. જેસિંગભાઇ છૂટા થયા. મા. ચાનકર અને બબલદાસ જોડાયા.

૨. **વિવેકાનંદ** ૧૮-૧૦-૧૯૪૪ બુધવાર

લેખક : શ્રી જી. એ. વૈરાટી
હાસ્ય : શ્રી બાબુભાઇ કે. ઓઝા
ગીતો : શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ
સંગીત : શ્રી મોહન જુનિયર
દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક
સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન, નારણદાસ મિસ્ત્રી

પાત્રો : વિઠ્ઠલદાસ ભોજક, ચૌનકર, ગોરધન. રામલાલ, બબલદાસ, ભોગીલાલ કાળીદાસ, ભોગીલાલ (કોમિક) પરસોતમ મારવાડી, સોમનાથ (કલ્યાણી) મોહન ઠક્કર, વાસુદેવ, ચંદુ. કેસરબાઇ, રામપ્યારી, વત્સલા, વિજયા, મનોરમા.

નબળા આલેખનને લીધે નાટક ઠંડુ ગયું.

૩. પતિને વાંકે : ૩૦-૧૨-૧૯૪૪ શનિવાર

લેખક : શ્રી મણિલાલ પાગલ.
સહકાર : શ્રી બાબુભાઇ કે. ઓઝા.
ગીતો : શ્રી મનસ્વી પ્રાંતિજવાળા.
સંગીત : શ્રી મોહન જુનિયર.
દિગ્દર્શક : શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.
સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન.

પાત્રો : વસંત, ગોરધન, રામલાલ, બબલદાસ, ભોગીલાલ (કોમિક) ચૌનકર, મોહન ઠક્કર, વાસુદેવ, પરસોતમ મારવાડી, પરસોતમ (રીયલ), ચંદુ. ભોગીલાલ કાળીદાસ, કેસરબાઇ, રામપ્યારી, વત્સલા, વિજયા, મનોરમા.

પ્રથમ અંક સારો ગયો. બાકીના બે અંક નબળા. વિઠ્ઠલદાસ ભોજક, વસંત, ગોરધન, વત્સલા અને વિજયા છૂટા થયા. થોડા સમય બાદ મોહન જુનિયર તથા રામપ્યારી પણ છૂટા થયા.

નિર્મળાબાઇ અને કુસુમ ઠાકરને રોકયા.

૪. વિશ્વધર્મ : ૧૯૪૫

લેખક :-શ્રી ફુલચંદ ઝવેરચંદ માસ્તર

સંગીત : શ્રી શંકરલાલ નથુરામ નાયક

દિગ્દર્શક : શ્રી રામલાલ વ્યાસ

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : રામલાલ, ચૌનકર, બબલદાસ, મોહન ઠક્કર, પરસોતમ, વાસુદેવ, કાળુજી, ચંદુ, કેસરબાઇ, મનોરમા, નિષાબાઇ અને કુસુમ ઠાકર.

નાટક નિષ્ફળ ગયું.

નોંધ : કંપની નવસારી અને સુરત (પ્રિન્સેસ થિયેટરમાં) નીમુસાફરી કરી પાછી વડોદરા આવી.

૫. સંસાર શોભા : ૩૦-૬-૧૯૪૫ શનિવાર

લેખક : શ્રી પ્રફુલ્લ દેસાઇ.

હાસ્ય : શ્રી બાબુલાલ કે. ઓઝા.

સંગીત : શ્રી પરસોતમ મારવાડી.

દિગ્દર્શક : શ્રી રામલાલ વ્યાસ

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન.

પાત્રો : રામલાલ, ચૌનકર, સોમનાથ (કલ્યાણી) બબલદાસ, ભોગીલાલ (કોમિક), મોહન ઠક્કર, વાસુદેવ, કાળુજી, ચંદુ, મનોરમા, નિષાબાઇ અને કુસુમ ઠાકર.

સોમનાથ (કલ્યાણી), નિષાબાઇ અને કુસુમ ઠાકર છૂટા થયા.

૬. વહુને વાંકે : ૨૩-૮-૧૯૪૫ ગુરૂવાર

લેખક : શ્રી બાબુભાઇ કે. ઓઝા

સંગીત : શ્રી પરશોતમ મારવાડી

દિગ્દર્શક : શ્રી ભોગીલાલ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : ચૌનકર, બબલદાસ, ભોગીલાલ (કોમિક), વાસુદેવ, ચંદુ, કાળુજી અને મનોરમા

બે અંકી નાટિકા

૭ હીરાનો હાર : ૧૯૪૫

લેખક : શ્રી મણિલાલ પાગલ

ગીતો : શ્રી બાબુભાઇ કે. ઓઝા

સંગીત : શ્રી પરસોતમ મારવાડી

દિગ્દર્શક : શ્રી રામલાલ વ્યાસ, શ્રી ભોગીલાલ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : રામલાલ, ચૌનકર, બબલદાસ, ભોગીલાલ, વાસુદેવ, મોહન ઠક્કર, ચંદુ, કાળુજી અને મનોરમા.

૮ સમયસર : ૧૯૪૫

લેખક : શ્રી જી. એ. દેસાઇ

ગીતો : શ્રી બાબુભાઇ કે. ઓઝા

સંગીત : શ્રી પરસોતમ મારવાડી

દિગ્દર્શક : શ્રી બબલદાસ કાલીદાસ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : ચૌનકર, બબલદાસ, ભોગીલાલ, વાસુદેવ, મોહન ઠક્કર, ચંદુ અને મનોરમા.

નોંધ : કંપની નડિયાદ અને ખંભાતની મુસાફરી કરી પાછી વડોદરા આવી.

૯. વગર વાંકે : ૧૦-૯-૧૯૪૬

રૂપરેખા : શ્રી પ્રભુલાલ દ્વિવેદી

લેખક : શ્રી બાબુભાઇ કે. ઓઝા

ગીતો : જીવણલાલ બ્રહ્મભટ; ગિધુભાઇ ત્રિવેદી.

સંગીત : શ્રી પરસોતમ મારવાડી

દિગ્દર્શક : શ્રી બબલદાસ કાળીદાસ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : ચૌનકર, બબલદાસ, ભોગીલાલ, વાસુદેવ, મોહન ઠક્કર અને ચંદુ.

નોંધ : શ્રી ચંદુલાલ ભગવાનદાસ મપારાની માલિકી નીચે આ કંપનીએ સદરહુ નાટક અમદાવાદ મુકામે તા. ૨૫-૭-૧૯૪૦ના રોજ પ્રથમ ભજવેલ.

કંપની કલોલ મુકામે થોડો સમય ગાળી અમદાવાદ આવી. કર્ફ્યુને લીધે નાટકો દિવસના ભજવતી. અમદાવાદથી કંપની વિરમગામ ગઇ અને ટૂંક સમય બાદ ત્યાં જ બંધ થઇ.

× × ×

સને ૧૯૪૮ની આખરે શ્રી પ્રાણજીવન જી. ગાંધીએ આ કંપનીને મુંબઇમાં બોમ્બે થિયેટરમાં ફરીથી શરૂ કરી. પાત્રોના ફેરફાર સાથે તા. ૯-૧૦-૧૯૪૮ની રાત્રે 'સંસાર શોભા' રજૂ કર્યું.

પાત્રો : રામલાલ, ચંપકલાલા, બબલદાસ, ભોગીલાલ (કોમિક), મોહન ઠક્કર, ચંદુ, પરસોતમ મારવાડી, પરસોતમ (રાયલ), વાસુદેવ, હરિલાલ, મુમતાઝ, યકબાલ, અને મનોરમા.

નોંધ : ટૂંક સમય બાદ શ્રી પ્રાણજીવન જી. ગાંધીએ કંપની શ્રી ફરેદુનજી આર. ઇરાનીને વેચી દીધી.

શ્રી ફરદુનજી ઇરાનીએ કેટલાક જુના પાત્રોને રજા આપી તેને બદલે નવા પાત્રોની ભરતી કરી. આમ નવા તેમજ જુના પાત્રોનાં સંયુક્તબળથી શ્રી આર્ય નૈતિક નાટક સમાજના સૌજન્યથી તે કંપનીનાં નાટક 'સગાં વ્હાલાં'થી શરૂઆત કરી.

દિગ્દર્શક: શ્રી નંદલાલ નકુભાઇ શાહ

પાત્રો : શ્રી રામલાલ, ચંપકલાલા, છનાલાલ, નટવર ચૌહાણ, બબલદાસ, ભોગીલાલ (કોમિક) મુમતાઝ, સગુણા, ચંદ્રિકા, ચકબાલ અને કમળા.

૧૦ અધિકારી : ૭-૪-૧૯૪૯ ગુરૂવાર

લેખક : શ્રી મણિલાલ પાગલ.

ગીતો : શ્રી જીવણલાલ બ્રહ્મભટ્ટ.

સંગીત : શ્રી મોહન જુનિયર.

દિગ્દર્શક: શ્રી બબલદાસ કાળીદાસ નાયક

પાત્રો : રામલાલ ગુલામસાબીર, ચંપકલાલા, છનાલાલ, મોહન ઠક્કર, બબલદાસ, ભોગીલાલ, વાસુદેવ, મુમતાઝ, રામપ્યારી, સગુણા, કમળા અને ચંદ્રિકા.

નાટક ખૂબ સારું ગયું.

મુમતાઝ અને છનાલાલ છૂટા થયા.

૧૧. આજની વાત : ૬-૧૦-૧૯૪૯ ગુરૂવાર.

લેખક : શ્રી પ્રફુલ્લ દેસાઇ

સંગીત : શ્રી મોહન જુનિયર.

દિગ્દર્શક : શ્રી બબલદાસ કાળીદાસ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન અને શ્રી વાસુદેવ.

પાત્રો : રામલાલ, ગુલામસાબીર, ચંપકલાલા, બબલદાસ, ભોગીલાલ, મોહન ઠક્કર, મૂળચંદ, મુસ્તફા, વાસુદેવ પરસોતમ મારવાડી, શારદા, રામપ્યારી, સગુણા, ચંદ્રિકા, કમલા, રંભા અને ઇંદુ

ટુંક સમય બાદ કોમી હુલ્લડને લીધે કંપની અમદાવાદ ગઇ; એકાદ માસ બાદ મુંબઇ પાછી આવી

શ્રી આર્ય નૈતિક નાટક સમાજના સૌજન્યથી તેનું નાટક "વહુરાણી" પાત્રોના ફેરફાર સાથે રજૂ કર્યું.

દિગ્દર્શક : શ્રી નંદલાલ નકુભાઇ શાહ.

પાત્રો : રાણી પ્રેમલતા, રામલાલ, ચંપકલાલા, મોહન ઠક્કર, બબલદાસ, મૂળચંદ, સૂર્યકુમાર, ચંદ્રિકા, નીલમ અને કમળા,

૧૨. અમે પરણ્યાં : ૨૧-૯-૧૯૫૦ ગુરૂવાર.

લેખક: શ્રી પ્રફુલ્લ દેસાઇ

સંગીત : શ્રી પરસોતમ મારવાડી

દિગ્દર્શક : શ્રી બબલદાસ કાળીદાસ નાયક

સન્નિવેશ : શ્રી શંકરરાવ પ્રધાન

પાત્રો : રાણી પ્રેમલતા, રામલાલ, ચંપકલાલા સૂર્યકુમાર, મોહન ઠક્કર, બબલદાસ, મૂળચંદ, મુસ્તફા, વાસુદેવ, સગુણા, ચંદ્રિકા, નીલમ, કમળા અને ઇંદુ.

નાટક નબળું ગયું.

**નોંધ**-કંપનીના ઉર્દૂ સ્ટાક ઉપરાંત ચંપકલાલા સહીત થોડા પાત્રોને લઇ શ્રી ફરેદુનજી પોતાની નવી કંપની શરૂ કરવા કલકત્તા ગયા. ત્યાર બાદ ટૂંક સમય પછી આ કંપની બંધ થઇ.

શ્રી ફરેદુનજી ઇરાની

## આભાર સ્વીકાર

૧. શ્રી દેશી નાટક સમાજ તરફથી સંત પાંડવો, સંત દ્રૌપદી તથા ઝાલીમ દુનીયાના નાટકોની ભાવના સાથેના ચોપડાઓ.

૨. શ્રી અનંત આચાર્ય (સુરત) તરફથી શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની અને શ્રી નંદનેર વિદ્યાવર્ધક (નાટક) કંપનીના નાટકોના મળી શકતી ઓપેરાઓ.

## શ્રી દોરાબજી ધનજીશાહ ખરાસ

શ્રી દોરાબજી ધનજીશાહ ખરાસ તા. ૭મી ડિસેમ્બર ૧૯૫૯ના દિવસે આ દુનિયા છોડી ગયા છે. એમનો જન્મ તા. ૩૧-૮-૧૮૮૬ના દિવસે થયો હતો. રંગભૂમિના જાણીતા કલાકાર તથા બાલિવાલા વિક્ટોરિયા થિયેટ્રિકલ કંપનીના માલિક સ્વર્ગવાસી ખરશેદજી બાલિવાલાના તેઓ ભાણેજ થતા હતા. શરૂઆતનું શિક્ષણ ન્યુ હાઇસ્કૂલમાં લીધું હતું અને મેટ્રિક સુધી અભ્યાસ કરીને પોતાના મામા સ્વર્ગવાસી ખરશેદજી બાલીવાલાની કંપનીમાં જોડાયા. શરૂઆતથી જ કંપનીના તેઓ મેનેજર નીમાયા હતા. બાલીવાલા કંપનીને સિંગાપુર, રંગુન તથા ભારતના દરેક નાના મોટા શહેરોની મુસાફરી કરાવનાર શ્રી દોરાબજી ખરાસ હતા. આ કંપની લંડન પણ ગઇ હતી, અને પોતાના નાટકો ઇંગ્લેન્ડમાં પણ ભજવ્યાં હતાં. ઇ. સ. ૧૯૧૭માં શ્રી. ખરશેદજીનું મૃત્યુ થયું. અને પોતાના મામાની કંપની શ્રી. દોરાબજીએ ચલાવી અને પુષ્કળ ધન કમાયા. એમના સહકારથી બાલીવાલા થિયેટર વેચાતું લેવામાં આવ્યું અને જ્યારે બાલીવાલા કંપની બંધ થઇ. ત્યારે સ્વ. શ્રી નકુભાઇ કાલુભાઇ શાહની શ્રી. આર્યનૈતિક નાટક સમાજને શ્રી ખરાસે સહકાર આપ્યો. આ કંપનીએ ગુજરાતી પ્રેક્ષકોનું લક્ષ ખેંચ્યું અને ગુજરાતની એક અગ્રગણ્ય કંપનીઓમાં તેની ગણના થઇ. શ્રી નકુભાઇ અને શ્રી દોરાબજીનો સંબંધ ભાઇ ભાઇ જેવો હતો. સ્વર્ગવાસી નકુભાઇની કંપનીને લગભગ ૨૫ વર્ષ સુધી શ્રી ખરાસનો સહકાર મળ્યો. ત્યાર પછી શ્રી. દોરાબજી ખરાસે બાલીવાલા ડ્રામેટિક કંપની નામની પોતાની સંસ્થા શરૂ કરી આ કંપની મારફતે તદ્દન નવાં નાટકો "નિર્દોષ" "ગરીબ ગાય" "ચેરાગ", "રોશન", "નસીબ", "કન્દ્રસુઝન", "ચાલાકી" વગેરે નાટકો ભજવ્યાં આ બધા નાટકોમાં "ગરીબ ગાય" નાટક ખૂબ વખણાયું. આ નાટક માટે શ્રી દોરાબજીએ ખરી ગાય ખરીદી હતી, અને શ્રીમતી મુન્નીબાઇ દોરાબજી ખરાસના સહકારથી ગાયને તાલીમ આપી સ્ટેજ ઉપર કામ કરાવી, લોકોની ચારે બાજુથી શાબાશી મેળવી હતી.

શ્રી ખરાસના ધર્મપત્ની શ્રીમતી મુન્નીબાઇ ગુજરાતી રંગભૂમિની દુનિયામાં જાણીતા છે અને "એક અબળા" નાટકથી તેઓ ખૂબ વિખ્યાત થયા. એક સારા કલાકાર ઉપરાંત સંગીતનું સારું જ્ઞાન ધરાવે છે અને લોકો એમને સંગીતરાસી તરીકે ઓળખે છે. ખરશેદજી બાલીવાળાના પૌત્રી શ્રી કુમી શાવકશાહ બાલીવાળાને દોરાબજી પોતાની પુત્રી સમાન જ સમજતા હતા. એમને પોતાને શ્રી આમીદશાહ નામે પુત્ર છે.

શ્રી દોરાબજી ખરાસના મૃત્યુથી ગુજરાતી રંગભૂમિએ એક આગેવાન અને નાટકોનો મર્મજ્ઞ પુરુષ ગુમાવ્યો છે, પ્રભુ એમના આત્માને ચિરશાન્તિ અર્પે.

## અમરસત્ર

[૬૭ા પાનાથી ચાલુ]

બદલામાં કાંઇ પણ પોતાને માટે ઇચ્છતો નથી. આ પ્રમાણે ફક્ત નીતિમયતા પર જ ધ્યાન ન આપતાં પાત્ર-વસ્તુ અને રસના આવિર્ભાવ પર પણ ધ્યાન અપાય છે.

છંદની પસંદગી પણ ઉચિત જ છે. જ્યારે ઉત્સાહ હતો, વીરતાનું વાતાવરણ છે ત્યારે રોળાવૃત્ત જેવા ગતિમાન વૃત્તદ્વારા આપણી ભાવના સતેજ રખાય છે. ગીતિ છંદ દ્વારા કરુણ સૂચવાય છે. સ્રગ્ધરા શાન્તરસનું ભાન કરાવે છે.

શિક્ષાથી જ સ્વભાવ સુધરતો નથી, વૈરભાવ જીવનમાં અસ્થાને છે, યત્ર ધર્મઃ તતો જયઃ —આ સત્ય પણ નાટકમાંથી ફલિત થાય છે.

આમ "અમર સત્ર" નાટક દ્વારા દોલતરામભાઇએ વિવિધ દષ્ટિએ પણ સુંદર એવી સાહિત્યકૃતિ ગુજરાતી સાહિત્યને આપી છે.

તેમનો જન્મ ૮મી માર્ચ ૧૮૫૬ ને દિને નડિયાદમાં થયો હતો. એક વ્યવસાયી જીવનમાં તેમણે શક્ય એટલી સાહિત્ય, લોક, દેશસેવા કરી. નવલકથા, ("કુસુમાવલિ") મહાકાવ્ય (ઇન્દ્રજિત-વધ), ઊર્મિ કાવ્ય સંગ્રહ (સુમન ગુચ્છ) પ્રસિદ્ધ કરી, વાંચકને ઉદાત્ત ભાવનામય પુસ્તકો પ્રાપ્ય કર્યાં. ૧૯૧૭માં આ કાર્યદક્ષી જીવ અમર શાન્તિને પામ્યો. આજે પણ "અમરસત્ર" ભજવાય તો સફળ થાય, કારણ કે તેમાં સનાતન માનવ સ્વભાવનાં તત્ત્વોને ઝડપી લેવામાં આવ્યાં છે અને જ્યાં સુધી માનવસ્વભાવ બદલાયો, પલટાયો નથી. ત્યાં સુધી આવાં નાટકો માટે શ્રોતા, પ્રેક્ષકો અને ભોક્તા જરૂર મળી આવશે.



ઊગતો કલાકાર: ડિરેક્ટર સાહેબ, મને મોટા ભાગણોનો પાર્ટ આપો.

દિગ્દર્શક: જરૂર, આપ વીંગમાં ઉભા રહો.

ઊગતો કલાકાર: મારે શું કરવાનું ?

દિગ્દર્શક: પ્રોમ્પ્ટીંગ.

કલાનું એક પરિચિત સ્વરૂપ

# ઓપેરા

:લેખક:
શ્રી. જયદેવસીંગ
મુખ્ય નિર્માતા :
સંગીત, આકાશવાણી.

ઓપેરા શબ્દ લેટિન અને ઇટાલીઅન બન્ને ભાષામાં જોવા મળે છે. 'કામ રચના" એવો એનો અર્થ થાય છે. સંગીત અને નાટકમાં એનો વિશિષ્ટ અર્થ થાય છે. એમાં "ઓપેરા" એટલે સંગીતપ્રધાન નાટ્યાત્મક મનોરંજન.

ઓપેરા અનેક પ્રકારના હોય છે. અને એમાં સંગીત સળંગ હોય અને પદ્ય રચના, ગીતો, સમૂહગાન અને ગદ્ય સંવાદો પણ હોઇ શકે. જો કે ઓપેરામાં મુખ્યત્વે, રાગ કે તાલના સુરત બંધન સિવાય સંગીતમાં ગાઇ શકાય તેવી અપદ્યાગદ્ય રચના હોય છે.

ઓપેરાની શરૂઆત યુરોપમાં ૧૬મી સદીમાં ફ્લોરેન્સમાં થઇ. શરૂઆતમાં ઓપેરા રાજદરબારોમાં જ ભજવાતું. પરન્તુ પાછળથી લોકભોગ્ય બન્યુ અને ૧૬૩૭ માં પ્રથમ ઓપેરાગૃહ ખુલ્યું. પાછળથી ફ્રાન્સ અને જર્મનીએ પણ મધ્યકાલિન વિષયો લઇ ઓપેરા શરૂ કર્યો, જેમનું સ્વરૂપ પ્રધાન રાષ્ટ્રીય હતુ. ઇંગ્લાંડમાં, ગદ્ય-સંવાદ અને ગીત મિશ્ર નાટ્ય સ્વરૂપમાંથી ઓપેરાનો વિકાસ થયો હોવાનું મનાય છે.

શરૂઆતમાં ઓપેરામાં સાદાં અને થોડાંક જ વાદ્યોનો ઉપયોગ થતો પરન્તુ વખત જતાં જેમ જેમ ઓપેરાની વસ્તુની પદ્યરચના અને ગીતો વધુ સમૃદ્ધ બનતાં ગયાં તેમ તેમ વધુ વાદ્યો અને સમૂહગાન ઉમેરાતા ગયાં. આજે તો ઓપેરામાં વૃંદવાદ્ય અને સમૂહગાન ખૂબ વિકસ્યાં છે.

ભારતમાં ગેય નાટક (ઓપેરા) ઘણાં પ્રાચીન કાળથી પ્રચલિત છે. આ દેશમાં એ કલાનું પરિચિત સ્વરૂપ રહ્યું છે. આ પ્રકારનું મળી આવતું સૌ જૂનું પુસ્તક તે કવિ જયદેવનું "ગીત ગોવિંદ". ભિન્નભિન્ન વિવેચકોએ એને જુદા જુદા પ્રકારે ઓળખાવ્યું છે. સર વિલિયમ જોન્સ એને ગોપદૃશ્યનું નાટક કહે છે તો લાસેન એને ઊર્મિ નાટક તરીકે વર્ણવે છે, તો વળી વોન શ્રોડર એને 'સંસ્કારિત યાત્રા' તરીકે લેખાવે છે. ઊર્મિ નાટક અથવા તો બંગાળી "યાત્રા"નું સ્વરૂપ ઓપેરાનું જ છે અને "ગીત ગોવિન્દ" એ પ્રથમ કક્ષાનું ગેય નાટક છે એમાં શંકાને સ્થાન નથી.

"ગીત ગોવિન્દ" લાક્ષણિક રીતે ભારતીય ગેયનાટક છે. નૃત્ય એ ભારતીય ગેય નાટકનું એક અંતર્ગત અંગ છે. ભારતીય ઓપેરાના ગીતો ચોક્કસ માપમાં, રાગ અને તાલયુક્ત રચવામાં આવે છે. બંગાળની "યાત્રા" વ્રજની "રાસલીલા" બિહારનાં "મૈથિલી નાટકો" ગુજરાતનો 'ભવાઇ વેશ" અને ઉત્તરપ્રદેશના "નવટંકી" આ સર્વ ગેય નાટકનાં જ સ્વરૂપો છે. આમાંથી "યાત્રા" "રાસલીલા" અને "નવટંકી" આજે પણ જીવંત કલાસ્વરૂપો રહ્યાં છે.



તાજેતરમાં આકાશવાણીના મહાનિયામક શ્રી. જે. સી. માથુર અને સંગીતના નાયબ મુખ્ય નિર્માતા ડૉ. સુમતિ મુટાટકરે બિહારના કેટલાક મૈથિલી નાટકની હસ્તપ્રતો મેળવી છે. આ નાટકનાં ગીતો ચોક્કસ "રાગ અને તાલ"માં છે. દુર્ભાગ્યે આ નાટકમાંનો કોઇ નિષ્ણાત કલાકાર જીવત નથી.

છેલ્લાં થોડાંક વર્ષો દરમિયાન, દેશની કેટલીક મહત્ત્વની ભાષાઓમાં, ગેયનાટક રચવાના અને ભજવવાના પ્રયાસો થાય છે. મોટે ભાગે તે પશ્ચિમી સ્વરૂપનાં હતાં. એમાંનાં કેટલાંક આકાશવાણી પરથી રજૂ કરવામાં આવ્યાં હતાં.

આજે આપણી સમક્ષ ખડો થયેલો પ્રશ્ન એ છે કે આપણે આપણા રાષ્ટ્રીય ગેય નાટક (ઓપેરા)નું સ્વરૂપ સમૂહગાન અને વૃંદવાદનથી સભર અને અપદ્યાગદ્ય ગીત રચનાયુક્ત યુરોપીય ઓપેરાના જેવું ઘડશું કે જેમાં રાગ અને તાલમાં રચાયેલાં ગીતો હોય અને જેમાં નૃત્ય પ્રધાન હોય એવા પ્રાચીન ઊર્મિનાટક (લીરિક-ડ્રામા)ની ભૂમિકા પર એનું સ્વરૂપ રચીશું.

મને લાગે છે, કે આપણે "યાત્રા" "રાસલીલા" અને "નવટંકી" જેવાં કલાસ્વરૂપોની ભૂમિકા પર જ ગેય નાટકનું રાષ્ટ્રીય સ્વરૂપ ઘડવું જોઇએ. કોઇ પણ તાલ વિના ગવાતી ગદ્યરચના ભારતીય કર્ણને કૃત્રિમ અને કર્કશ લાગે છે ગેય નાટક—પછી એ ભારતીય હોય કે યુરોપીય હોય—માં અભિનય ગૌણ બની જાય છે, પરંતુ એનું સંગીત એ શાસ્ત્રીય સ્વરૂપનું હોય કે લોકસંગીત હોય તો તાલબદ્ધ જ હોવું જોઇએ.

આધુનિક ભારતીય ગેયનાટકમાં આપણી પ્રાચીન પ્રણાલિ અનુસાર નૃત્યનું તત્ત્વ ઉમેરી શકાય. ગદ્ય સંવાદનો ઉપયોગ ઓછામાં ઓછો થવો જોઇએ અને એ ગીતોને સાંકળનારી કડી તરીકે જરૂર પડે ત્યારે જ કે નાટકમાં વધુ જીવંતતા આણવા જરૂર લાગે તો જ ગદ્ય સંવાદનો આશ્રય લેવો જોઇએ.

આપણા ગેયનાટકનું વસ્તુ ધાર્મિક તેમ જ બિન-સાંપ્રદાયિક બન્ને રહ્યું છે. "ગીત ગોવિન્દ" અને 'રાસલીલા" એ ધાર્મિક પ્રકારના ગેયનાટક તો 'નવટંકી"નું સ્વરૂપ બિનસાંપ્રદાયિક છે.

આપણા દેશમાં વિષયોનો તો તોટો જ નથી. ધાર્મિક સામાજિક, ઐતિહાસિક, ચરિત્ર પ્રધાન કે બીજા કોઇ પણ વિષય પર ગેયનાટક રચી શકાય. આપણે આશા રાખીએ કે ભારતની પ્રતિભાને અનુરૂપ ગેયનાટકનું રાષ્ટ્રીય સ્વરૂપ આપણે ટૂંક સમયમાં જ ઘડી અને વિકસાવી શકીશું.




## કલાકેન્દ્રની ઇનામી હરીફાઈ

ગુજરાતી નાટ્યના તંત્રીશ્રી,

કૃપા કરી આ પત્ર તમારા પત્રમાં છાપશો એવી આશા છે. આજથી લગભગ દોઢ વર્ષની વાત ઉપર કલાકેન્દ્ર તરફથી ગુજરાતી અને હિંદી નાટિકાઓની ઇનામી હરીફાઇ જાહેર થઇ હતી વર્તમાનપત્રોમાં લેખકોને અરજ કરવામાં આવી કે હરીફાઇમાં ભાગ લઇને ઇનામો લઇ જાઓ. ઘણા લેખકોએ આ નાટ્ય હરીફાઇમાં ભાગ લીધો. પોતાના નાટકો મોકલ્યાં. મેં પણ બે નાટિકાઓ મોકલી. લાંબો સમય થયાં હજી નાટ્ય હરીફાઇના પરિણામો બહાર પડયાં નથી. કલાકેન્દ્રની ઓફિસમાંથી પણ જવાબ મળતા નથી. હું કલા કેન્દ્રને અને મુરબ્બી શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીને જાહેરમાં અરજ કરું છું કે આ બાબતમાં તપાસ કરીને લેખકોને ન્યાય આપો. ગુજરાતી નાટ્યના તંત્રીજી ભાઇ શ્રી પ્રાગજી ડોસાને પણ આજે જાહેરમાં વિનંતી કરું છું કે આ બાબતમાં યોગ્ય તપાસ કરાવો. જો આવી રીતે નાટ્ય હરીફાઇ કરવામાં આવે, અને પરિણામો બહાર નહિ પડે, તો લેખકોની નાટિકાઓ ક્યાં છે? શા માટે પરિણામ જાહેર થતાં નથી? આ બાબતમાં કોણ જોખમદાર છે? કલાકેન્દ્રે આ બાબતમાં તપાસ કરી, જાહેરમાં ખુલાસો બહાર પાડવો જોઇએ.

રૂપા વિલા,
ખંબાલા હિલ,
મુંબઇ, તા. ૮-૧૨-૫૫

લિ.
દિનશાહ નસરવાનજી
કસ્તુર

* * *

તંત્રીશ્રી,
'ગુજરાતી નાટ્ય'
મુંબઇ.

'ગુજરાતી નાટ્ય'ના ઓગસ્ટ ૧૯૫૫ના અંકમાં 'પત્રોને પત્રો: સંસ્કૃત નાટ્યકારો' એ શીર્ષક હેઠળ મારો લેખ આપે પ્રગટ કર્યો હતો. 'કુમાર' માસિકે એનું પુનઃ મુદ્રણ કર્યું હતું. એ જ માસિકમાં, એના અનુસંધાનમાં 'વાચકો લખે છે' એ કોલમમાં શ્રી જયન્ત પાઠક (સુરત) તરફથી જે ઉમેરણ દર્શાવવામાં આવ્યું છે તે મૂળ લેખમાં આમેજ કરવા જેવું છે, તેથી તે આ સાથે મોકલું છું જે 'ગુજરાતી નાટ્ય'ના આગામી અંકમાં પ્રગટ કરી આભારી કરશો.

મધુકર રાંદેરિયા

ડિસેમ્બર અંકમાં 'સંસ્કૃત નાટ્યકારો' અને નાટકો વિષે માહિતી આપતા શ્રી મધુકર રાંદેરિયાના લખાણમાં અર્વાચીન લેખકોમાં આપણા એક ગુજરાતી નાટકકાર નડિયાદના શ્રી મૂળશંકર માણિકલાલ યાજ્ઞિકનો ઉલ્લેખ કરવો યોગ્ય ગણાત. એમણે (૧) संयोगिता स्वयंवरम् (૨) छत्रपतिसाम्राज्यम् અને (૩) प्रतापविजयम् એમ ત્રણ નાટકો સંસ્કૃતમાં રચ્યાં છે. આ નાટકોનો ઉલ્લેખ શ્રી કૃષ્ણમાચાર્યના History of Classical Sanskrit Literature માં આમ કરવામાં આવ્યો છે (પૃ ૬૭૨): 'For melody of diction, for grace of expression, for choice of scenes, Mulshankara's poetry is much appreciated The introduction of songs that can be set to lyre and 'sung on the stage makes the plays very realistic. ડૉ. ભોગીલાલ સાંડેસરાએ 'ઇતિહાસની કેડી' માં (પૃ. ૬૬) ગુજરાતમાં સંસ્કૃત નાટક' એ લેખમાં પણ શ્રી મૂળશંકરનાં નાટકોનો ઉલ્લેખ કર્યો છે. વળી અડ્યાર લાયબ્રેરી બુલેટિન 'ब्रह्मविद्या' ના મે ૧૯૫૫ના અંકમાં Modern Sanskrit writings નામના લેખમાં ડૉ. વી. રાઘવન આ નાટકો સંબંધી લખે છે: 'Three such historical plays theSamyogitavasyamvara, the Chatrapatisamrajya and the Pratapvijaya, all published in Baroda, with English translations were written by Mulshanker Maneklal Yajnik of the Sanskrit College, Baroda; the author, who knew music also has introduced Sanskrit songs in the plays and has incorporated the findings of modern reserches in Indian history.

(સુરત) — જયન્ત પાઠક

# ગુજરાતી નાટ્ય મંડળ

## પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તારીખ ૧ લી ફેબ્રુઆરી ૧૯૫૭ને રોજ સાંજે ૫-૧૫ વાગ્યે દેના બેન્કના સભાગૃહમાં મુંબઇ રાજ્ય યોજિત તૃતીય નાટ્ય સ્પર્ધામાં અનુક્રમે પ્રથમ દ્વિતીય અને તૃતીય પારિતોષિક મેળવનાર સંસ્થાઓ કલાનિકેતન (સુરત), રંગભૂમિ (મુંબઇ), અને રંગમંડળ (અમદાવાદ) ને, તથા વ્યક્તિગત અભિનયમાં અને દિગ્દર્શનમાં પારિતોષિકો પ્રાપ્ત કરનાર વ્યક્તિઓ અને "છોરુ કછોરુ" ના લેખક શ્રી પ્રાગજી જ. ડોસા, જેને લેખક તરીકે પણ પ્રથમ ઇનામ મળ્યું છે, તેમને સત્કારવાનો એક સમારંભ યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે શ્રી મનસુખલાલ એ. માસ્તર અધ્યક્ષપદે બિરાજ્યા હતા.

### સર હરસિદ્ધભાઇ દિવેટિયા

આ સમારંભની શરૂઆત મંડળના પ્રમુખ સર હરસિદ્ધભાઇ દિવેટિયાના વક્તવ્યથી થઇ હતી. તેમણે કહ્યું હતું કે મંડળે આજ સુધી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે તેમાં આ એક આગવી સિદ્ધિ છે. સંસ્થાના મંત્રી અને તંત્રી શ્રી પ્રાગજીભાઇને 'છોરુ કછોરુ'ના લેખક તરીકે પ્રથમ પારિતોષિક મળ્યું છે એ સંસ્થા માટે ગર્વ લેવા જેવી વાત છે, એટલું જ નહિં પણ શ્રી પ્રાગજીભાઇ આ વર્ષે ઇનામ લઇ જઇ પોતાનાં ગત વર્ષના 'મંગલ મંદિર'ના પ્રથમ પારિતોષિકની સિદ્ધિમાળામાં એક મણકાનો વધારો કરે છે. ગુજરાતી નાટ્ય મંડળ પાસે આવા કુશળ નાટ્યકાર મંત્રી તરીકે સેવા બજાવી રહ્યા છે એ આનંદની વાત છે.

ત્રણ સંસ્થાઓને પારિતોષિક મળે છે તેમાંથી બે સંસ્થાઓ, એક પારિતોષિક પ્રાપ્ત કરનાર સુરતની 'કલાનિકેતન, અને ત્રીજું ઇનામ મેળવનાર અમદાવાદનું 'રંગમંડળ' બન્ને આપણા મંડળના સભ્યો નથી છતાં તેમને અભિનંદન આપી મંડળ પોતાના પ્રવૃત્તિઓને વિસ્તૃત કરે છે. હું ઇચ્છું કે વધુ ને વધુ સંસ્થાઓ જોડાય, નાટ્યસ્પર્ધાઓમાં ભાગ લે, પારિતોષિકો મેળવે અને મંડળના અસ્તિત્વને સાર્થક કરે. "રંગભૂમિ"એ અમારી સંસ્થામાન્ય છે અને પ્રથમ વર્ષે પહેલું અને છેલ્લાં બે વર્ષથી બીજું ઇનામ લઇ જાય છે. આમ ત્રણે વર્ષ ઇનામો મેળવતી સંસ્થાનુ સન્માન કરતાં અમારું મંડળ ગર્વ લે છે.

આપણા આજના સમારંભના અધ્યક્ષ શ્રી મનસુખલાલ માસ્તર એક અગ્રણી ઉદ્યોગપતિ હોવા છતાં હૃદયમાં ઊંડે ઊંડે કલાનુરાગ ધરાવે છે એની પ્રતીતી એમણે અહીં આવીને આપણને કરાવી છે. આશા રાખીએ કે શ્રી માસ્તર આપણી અન્ય પ્રવૃત્તિઓમાં પણ વધુ ને વધુ રસ લે અને આપણા કાર્યમાં પૂરતું પ્રોત્સાહન આપતા રહે.

### શ્રી મોહનલાલ મહેતા, 'સોપાન'

શ્રી પ્રાગજી ડોસા ગુજરાતી નાટ્ય મંડળના એક જીવતા જાગતા મંત્રી છે. તેમણે બે વર્ષથી રાજ્ય નાટ્ય સ્પર્ધામાં પ્રથમ પારિતોષિકો પ્રાપ્ત કરવા માંડ્યાં છે, આમ એમની વિજયકૂચ વધુ ને વધુ આગળ વધે એમ આપણે ઇચ્છીએ. એમને લઇને આપણું મંડળ પણ વધુ ને વધુ પ્રાણવાન બનશે એ નિઃશંક છે. આપણા તરફથી, મુંબઇ રાજ્યની તૃતીય નાટ્યસ્પર્ધાના વિજેતાઓ, સંસ્થાઓ અને વ્યક્તિઓને આપણાં હાર્દિક અભિનંદન છે. આ ગુજરાતી નાટ્યમંડળ સંસ્થા હેતુસર જ સ્થાપવામાં આવી છે. ગુજરાતની નાટ્ય પ્રવૃત્તિનુ આ નાટ્ય મંડળ અંગભૂત બને. આજે જેમ પ્રાગજીભાઇને પ્રાગજીભાઇ સન્માને છે તેમ અન્ય સંસ્થા અને વ્યક્તિઓ પણ મંડળના સભ્યો બને અને પોતાને જ સન્માનવાની તક ઝડપી લે એ ઇચ્છવા યોગ્ય છે.

### શ્રી જશવંત ચપરવાળા

અમારી સંસ્થા "કલાનિકેતન" સુરતથી નાટક લઇને પ્રથમ વાર જ મુંબઇ આવે છે. અમારા કલાકારોને અનેક મુશ્કેલીઓ નડે એ સ્વાભાવિક છે. રજૂઆતમાં પણ અગવડો તો હોય જ. તે છતાં અમારી સંસ્થાના નાટક 'છોરુ કછોરુ'ને પારિતોષિક પ્રાપ્ત થયું એ અમારે માટે તો ખરેખર જ ગર્વ લેવા જેવી વાત છે. અમે મુંબઇના પ્રેક્ષકોના પણ આભારી છીએ. એ પ્રેક્ષક વર્ગે પણ અમારી પૂરેપૂરી કદર કરી છે. શ્રી. પ્રાગજીભાઇએ અમારી શક્તિમાં વિશ્વાસ મૂકી અમને



ગુજરાતી નાટ્ય મંડળ તરફથી યોજવામાં આવેલ સમારંભનાં દૃશ્યો. પ્રથમ છબીમાં શ્રી મનસુખલાલ એ. માસ્તર પ્રવચન કરે છે અને ડાબી બાજુથી બેઠેલા મંડળના ઉપ-પ્રમુખ શ્રી જયંતિલાલ ર. ત્રિવેદી, પ્રવચન કરતા શ્રી મનસુખલાલ એ. માસ્તર, મંડળના પ્રમુખ સર હરસિદભાઇ દિવેટીયા અને મંડળના ઉપ-પ્રમુખ શ્રી મોહનલાલ મહેતા, સોપાન, નજરે પડે છે, જ્યારે બીજી છબીમાં અધ્યક્ષ શ્રી મનસુખલાલ એ. માસ્તર, શ્રી પ્રાગજી ડોસાને મંડળના પ્રકાશનોની ભેટ આપે છે.

તું નાટક ભજવવા આપવા બદલ એમના અને અમારું સન્માન કરનાર ગુજરાતી નાટ્ય મંડળના પણ આભારી છીએ.

### શ્રી વિષ્ણુકુમાર વ્યાસ

પ્રથમ તો હું ગુજરાતી નાટ્ય મંડળના આભારથી જ વિવશ છું. આ જાતની પ્રવૃત્તિ ખરેજ આનંદદાયક છે. જો કે અમારી સંસ્થા રંગભૂમિ આ નાટ્ય મંડળની જ એક સંસ્થા છે એટલે ગુજરાતી નાટ્ય મંડળ 'રંગભૂમિ'નું સન્માન કરે તો એ પણ શ્રી પ્રાગજીભાઇ શ્રી પ્રાગજીભાઇને સન્માને એવુ જ થયુ. પણ એ કારણે આપણે બધા ભેગા થઇએ અને સભ્ય તથા બિનસભ્ય સર્વ વિજેતાઓનું-કલાકારોનુ સન્માન કરીએ એ કંઇ નાનીસૂની બિના તો નથી જ! ગુજરાતી નાટ્ય મંડળને એની પ્રવૃત્તિઓમાં બહારગામની સંસ્થાઓ પણ સહાય કરે, સભ્ય બને અને મંડળના હાથ વધુ મજબૂત બનાવે. રાજકોટ, અમદાવાદ, સુરત, ભાવનગર, સઘળે સ્થળે નાટ્યમંડળની શુભ પ્રવૃત્તિ પ્રસરે એમ ઇચ્છીએ. શ્રી પ્રાગજીભાઇ એ વર્ષથી પ્રથમ ઇનામ લઇ જાય છે, તો હવે ત્રીજે વર્ષે પણ એ ઇનામ લઇ જાઇને, ક્રિકેટની ભાષામાં જેને Hat ick કહીએ એવું બિરૂદ પણ જરૂર મેળવે. ઔપચારીક રીતે હું મારી સંસ્થા તરફથી મંડળનો આભાર માનું છું અને અમારા દરેક જાતના સંપૂર્ણ સહકારની ખાતરી આપું છું.

### શ્રી પ્રાગજી ડોસા

એક હતો રાજા. રોજ રાત્રે એ નગરચર્યા જોવા નીકળે છે. એણે એક નાનીશી ઝૂંપડીમાં મધરાતે એક ચિત્રકારને કોડિયાંના અજવાળે કંઇક ચિતરતો જોયો. રાજાએ એને પૂછ્યું કે તને શી મુશીબત છે? શા માટે આટલી મોડી રાતે તું કામ કરે છે? ચિત્રકારે જવાબ આપ્યો કે મેં જીવનમાં ઘણું ઘણું જોયું ને જાણ્યું છે, વસંતની બહાર જોઇ છે ને ગ્રીષ્મનો તડકો જોયો છે. એ સઘળી સ્મૃતિઓને હું આ ફલકના પટપર રંગ અને રેખામાં જાળી રાખવા મથું છું. જીવન ટૂંકું અને આશાઓ અનંત છે એટલે હું પણ મોડી રાત સુધી ઘરના કોઇ બીજાને ખલેલ ન પહોંચે એ ધ્યાનમાં રાખી નાનકડી બેટરીના અજવાળે મારાં નાટકો લખું છું. જીવનમાં અવનવા પ્રસંગોને, જોયેલાં જાણ્યાં છે તે નાટકના દેહમાં વણી લઉં છું હું નમ્ર છું. એમ કહેવામાં આવ્યું પણ હું વધુ બોલવા કરતાં વધુ લખવામાં માનું છું. મારાં નાટકોના પાત્રો રોજીંદા જીવનમાંથી મળી આવ્યાં છે. "ઘરનો દીવો"નો હસમુખ મને એક

કુટુંબમાંથી જડયો છે; 'મંગલ મંદિર'નો 'રંગલાલ' પણ એક શ્રીમંત કુટુંબમાંથી મને મળી આવ્યો છે. આમ બધી જ કથા જીવતી જાગતી છે. મારું સન્માન કરીને મંડળે મને ખૂબ આભારી કર્યો છે પણ મારે તો હજી ઘણું શીખવાનું અને મેળવવાનું છે, છતાં મારા યશમાં બીજા પણ ભાગીદારો છે. રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ, જેમણે મને નાટકનો નાદ લગાડયો. કવિશ્રી જામન પણ મારા ઘડતરના એક ઘડવૈયા છે. શ્રી માણેકલાલ જ. મહેતા મારા એક નિકટના સ્નેહી છે. ૧૯૨૯ માં યુવક સંમેલન માટે મેં પ્રથમ નાટક લખ્યું. તે વખતે મેં પણ ચન્દ્રવદન મહેતા જેવો જ આગ્રહ સેવેલો કે સ્ત્રીની ભૂમિકા સ્ત્રી જ ભજવે! અને માણેકલાલભાઇ ઘેરે ઘેર ફરીને મારાં નાટકનાં કલાકારો લઇ આવ્યા.

ત્યાર પછી 'લગ્નની બેડી' નાટકની મારા પર અસર થઇ. ત્યાંથી મને નવી રંગભૂમિની દિશા સૂઝી. 'જન્મભૂમિ'માં વર્ષોપૂર્વે એક વખત હું કામસર શ્રી સોપાનને મળવા ગયો હતો. ત્યાં મને એક વ્યક્તિનો ભેટો થઇ ગયો. તે વ્યક્તિ તે શ્રી. મધુકર રાંદેરિયા. એમણે પણ મને મારા સર્જનોમાં સાગ એવો સહકાર આપ્યો છે. "જીવનદીપ" લખતી વખતે કવિ શ્રી. પ્રભુલાલભાઇ પાસેથી પણ હું ઘણું શીખ્યો છું. એમણે તો મને રંગભૂમિની ગુરુકિલ્લી બતાવી છે. અને મુરબ્બી શ્રી પ્રાણલાલભાઇનું પ્રોત્સાહન અનેરું હતું. મોડી રાત સુધી પણ અમારી સાથે એમણે નાટકની ચર્ચા કરી છે. એમનો પ્રેમ તો પ્રેરણારૂપ હતો.

મંડળના મંત્રી અને તંત્રી તરીકેની મારી ફરજ અદા કરતાં મંડળ પ્રગતિને પંથે આગળ વધતું રહે એ મારી ઇચ્છા હોય જ. અમે નાટ્ય સંમેલન યોજવાની રૂપરેખા દોરીએ છીએ ત્યારે હું સૌ સંસ્થાઓ ને વ્યક્તિઓ, સભ્યો ને બિનસભ્યો બધાનો સાથ અને સહકાર માંગું છું.

## અધ્યક્ષશ્રી મનસુખલાલ એ. માસ્તર

મને આવા કલાકારોના સત્કાર સમારંભનો પ્રમુખ બનાવ્યો તે માટે હું ગુજરાતી નાટ્યમંડળનો ઋણી છું. હું પોતે નાટક લખતો નથી, હું અભિનેતા નથી, દિગ્દર્શક પણ નથી કે વિવેચક પણ નથી તે છતાં મને આ અધ્યક્ષપદ આપીને મંડળે મને અનહદ ઋણી કર્યો છે. ઘણાં વર્ષો પર હું "લોકસરિતા" નામનું નાટક જોવા ગયો હતો. નાટક જોયા પછી મારા મિત્ર મને લખના પર અભિનેતા શ્રી બાપુલાલભાઇની ઓળખાણ કરાવવા લઇ ગયા. મારા મિત્રે શ્રી બાપુલાલભાઇ સાથે મને એક સાક્ષર તરીકે ઓળખાવ્યો ત્યારે તરત જ તેમણે પ્રશ્ન કર્યો કે "તમે કેટલાં અને કયાં પુસ્તકો લખ્યાં છે" મેં જરા વિચાર કરીને જવાબ આપ્યો કે હું એ જાતનો સાહિત્યકાર છું કે જે સાહિત્યનું સર્જન નથી કરતો પણ સાહિત્યનું રસપૂર્વક વાંચન કરે છે. એ પ્રમાણે જ હું નાટકોમાં અભિનય, લેખન કે દિગ્દર્શનમાં ક્યાંય પોતે પ્રવૃત્ત નથી પણ સમગ્ર રીતે હું નાટકનો એક પ્રેક્ષક છું અને એક પ્રેક્ષક તરીકે જ અહીં અધ્યક્ષપદે બેઠો છું,

ગુજરાતી નાટ્ય મંડળે આ જાતનો સત્કાર સમારંભ યોજ્યો એ ઘણું સારું કર્યું છે. જે જે સંસ્થાઓ અને વ્યક્તિઓ ઇનામને પાત્ર ઠરી છે એ સર્વને મારાં અભિનંદન. ત્રણ વર્ષથી મુંબઇ રાજ્ય આ સ્પર્ધા યોજે છે. ત્રણ વર્ષના બધા મળીને ૯ પારિતોષિકો સંસ્થાઓને અપાયાં એ સંખ્યામાં પણ મંડળના જ સભ્યો વધુ ભાગે હોય એ કાંઇ ઓછી વાત નથી.

છોરુકછોરુ નાટક બાળસત્કારના એક મહત્ત્વના પ્રશ્નને સામે આવ્યું છે. આ નાટકને પારિતોષિક મળ્યું એ એની ઉચ્ચ ગુણવત્તાનું પ્રમાણ છે. ઊંચી ભૂમિકાનાં નાટકો લખાય, અભિનેતાઓ પણ ઊંચી કક્ષાનો અભિનય આપે તો જોનાર અને ભજવનાર બન્નેનાં મનને આનંદ અને સંતોષ થાય. ઘડીભર જીવનની ઉપાધીઓ માનવી ભૂલી જાય અને મનોરંજન મેળવે એ કંઇ ઓછી વાત નથી.

મે કંઇ બહુ નાટકો જોયાં નથી, પણ મેં જે જોયા છે તેમાંથી મને આપણી રંગભૂમિની અભિનયકક્ષા માટે માન છે. આપણે ત્યાં અભિનય ઘણી સારી કક્ષાનો થાય છે અને હવે નાટકો એટલી ઊંચી કક્ષાના જો લખાય તો એનો સુંદર સુમેળ સધાય. લેખનની સાથે નાટકના વસ્તુની કક્ષા પણ ઊંચી હોવી જરૂરી છે. આપણે ત્યાંની વસ્તુમાં બહુ વિવિધતા નથી. પશ્ચિમના નાટકોની વસ્તુમાં મેં ઘણી વિવિધતા ભાળી છે. આમ આપણે ત્યાં પણ વસ્તુની વિવિધતા જરૂરી છે. અને આ બાબતમાં હું આ મંડળના સંચાલકો જે નાટ્યકારો, અભિનેતા, વિવેચકો વગેરે છે તેમનું ખાસ ધ્યાન ખેંચું છું.

મને કહેવામાં આવ્યું કે મંડળ નાટક લખવા માટે ઇનામ આપે છે, ભજવવા માટે પણ ઇનામ આપે છે, તો સરકાર નાટકો લખાયાં હોય તેને ઇનામ આપે છે,

[અનુસંધાન ૪૪ મે પાને.]

## પ્રાસંગિક નોંધ

**શ્રી દેશી નાટક સમાજ:** શ્રી. નંદલાલ નકુભાઈ શાહ કૃત 'ભાવના બી. એ.'ની સફળ રજૂઆત ઉપરાંત ગયા માસમાં 'સુવર્ણ યુગ', 'ગંગા કિનારે' વગેરે નાટકો રજૂ કર્યાં. ઉપરાંત કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત નવું નાટક 'શ્રવણકુમાર' તા. ૨૧–૨–૫૭ની રાતે રજૂ થશે.

**ઇન્ડિયન નેશનલ થિયેટર:** જાન્યુઆરીની ૧૦મી એ ભારતીય વિદ્યાભવનમાં "મંગલ-મંદિર" રજૂ થયું તથા "રંગીલો રાજન"નો ૯૦ મો પ્રયોગ જયહિન્દ કોલેજમાં ૨૦મીએ ભજવવામાં આવ્યો હતો. ૧ લી ફેબ્રુઆરીએ નવું નાટક "કદમ મિલાકે ચલો"નો પ્રથમ પ્રયોગ રજૂ થયો. ૨ જી અને ૩ જી તારીખે પૂનામાં "રંગીલો રાજન" અને "માઝમ રાત" ભજવાયાં. ત્યાર બાદ ૬ઠ્ઠી ફેબ્રુઆરીએ જયહિન્દ કોલેજમાં આંતર-કોલેજ ગુજરાતી સાહિત્ય મંડળના લાભાર્થે પણ "માઝમ રાત" ભજવવામાં આવ્યું હતું. ૧૦મીએ જયહિન્દ કોલેજમાં 'રંગીલો રાજન' રજૂ થશે.

તારીખ ૧૮મી ફેબ્રુઆરીથી સંસ્થાનો દ્વિતિય નાટ્ય-મહોત્સવ શરૂ થશે, જેમાં ચાલુ નાટકો ઉપરાંત "બારેલો અગ્નિ", "વૈજયન્તી", "ઓફિસ બદાર પડી", ત્રણ નવાં નાટકો પણ રજૂ થશે.

**રંગભૂમિ:** સંસ્થા તરફથી ૧૨મી જાન્યુઆરીએ મુંબઈ રાજ્ય યોજિત નૃત્ય નાટ્ય સ્પર્ધામાં શ્રી ગુણવંતરાય આચાર્ય કૃત "અલ્લાબેલી" રજૂ કર્યું હતું. જેની સવિસ્તર વિગત આ અંકમાં આપવામાં આવી છે.

ફેબ્રુઆરી મહિનાના પ્રથમ સપ્તાહમાં સંસ્થાના દેવધર હોલમાં ત્રણ એકાંકીઓની રજૂઆત થશે. માર્ચ મહિનામાં શ્રી અનંત આચાર્ય કૃત "બ્રહ્મચારી" ત્રિઅંકી નાટક રજૂ થશે. આ નાટકનું દિગ્દર્શન શ્રી વિષ્ણુ વ્યાસ સંભાળી રહ્યા છે.

**ભારતીય કલાકેન્દ્ર:** "મોટા દિલના મોટા બાવા" નાટકના વધુ પ્રયોગો જાન્યુઆરી માસમાં રજૂ થયા તે ઉપરાંત નવાં પ્રહસનો "કાવસજી કાસાનોવા" અને "કાકાજી ઓ કાકાજી" પણ ભજવાયાં.

૨૭મીએ કે. સી. કોલેજના હોલમાં શ્રી ધનસુખલાલ મહેતા કૃત રૂપાંતર "નાસોગોસો" રજૂ થયું. આનું દિગ્દર્શન શ્રી અદીમર્ઝબાને કર્યું હતું. લલ્લુ શાહ, ચંદ્રિકા શાહ, રશ્મિ શાહ, ચંન્દ્રકાન્ત સાંગાણી, સાગર લાલાજી, વગેરે કલાકારોએ ભૂમિકાઓ ભજવે છે. આ નાટકના વધુ પ્રયોગો હવે પછી ચાલુ રહેશે.

સંસ્થાએ ૧૦મી ફેબ્રુઆરીથી ૧૭મી ફેબ્રુઆરી સુધી રંગભવનમાં મહોત્સવ ઊજવવાનું નક્કી કર્યું છે. નાટક, નૃત્ય અને સંગીતના કાર્યક્રમો રજૂ થશે. શ્રી. કનૈયાલાલ મુન્શી રચિત "ડૉ. મધુરિકા" નાટક આ મહોત્સવમાં રજૂ થશે. એનું દિગ્દર્શન પણ શ્રી અદીમર્ઝબાન સંભાળી રહ્યા છે.

**નાટ્યપલ્લવી:** નામની એક નવી નાટ્યસંસ્થા તરફથી તાજેતરમાં શ્રી નટવર શાહ કૃત નવું ત્રિઅંકી નાટક "જીવો અને જીવવા દો" ભારતીય વિદ્યા ભવનમાં

### —:અન્તે તો તમારી જ:—



જયહિંદ કોલેજમાં ભજવાયેલ
પ્રા. મધુકર રાંદેરિયા કૃત નાટક
"અંતે તો તમારી જ"ના
કલાકારો અને કાર્યકરો

☆

ડાબી બાજુથી: દિલીપ પટેલ, દિપક ધોળકિયા, ભૂપત કરકિયા, રમેશ જમીનદાર, પ્રા. મધુકર રાંદેરિયા, પરવેઝ શેઠના, શ્રી લોઢાજી, અને કુલીન વોરા.

ડાબી બાજુએથી બેઠેલા: મંજુ ઘાયા, મીના મહેતા, કલા મહેતા, સરલા શાહ, જયશ્રી પંડ્યા અને અરુણા પારેખ.

માર્ચ માસમાં ભજવવામાં આવશે. રેણુ મેકર આ નાટકમાં મુખ્ય ભૂમિકા ભજવશે.

**જયહિન્દ કોલેજ:** ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી કોલેજના નાટ્ય મહોત્સવ દરમ્યાન ૧૫મી જાન્યુઆરીએ પ્રા. મધુકર રાંદેરિયા કૃત મૌલિક ત્રિઅંકી નાટક 'અન્તે તો તમારી જ" ભજવવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન પ્રા. મધુકર રાંદેરિયા અને શ્રી. રમેશ જમીનદારે સંભાળ્યું હતું. કલા મહેતા, મીના મહેતા, દીપક ધીવાલા, ભૂપત કટકીયા, પરવેઝ શેઠના, અહમદ પારેખ, સરલા શાહ, અને પ્રા. મધુકર રાંદેરિયાએ આ નાટકમાં ભાગ લીધો હતો.

## રાજકોટ

**સૌરાષ્ટ્ર સંગીત નાટક એકેડેમી:** સમસ્ત સૌરાષ્ટ્રના નાટ્ય મંડળોને રાજકોટ મુકામે બોલાવી એક ઉત્સવ કરવાની યોજના નાટ્ય વિભાગ તરફથી સમિતિ પાસે રજૂ કરવામાં આવી છે. આ યોજના જો સ્વીકારવામાં આવશે તો ગણત્રીના દિવસમાં જ એને મૂર્ત સ્વરૂપ આપવામાં આવશે.

**કલાકેન્દ્ર:**—કાયમની પ્રવૃત્તિશીલ આ સંસ્થા પણ પોતાના નવાં નાટકો રજૂ કરવાની તૈયારીમાં પડી છે અને ટૂંક વખતમાં એકાદ પ્રહસન અને એકાદ ગંભીર નાટક રજૂ કરવામાં આવશે.

**નેપથ્ય:** નટમંડળમાંથી છૂટા થઇ રાજકોટમાં આવી શ્રી બાપાલાલ રાવળે "નેપથ્ય" સંસ્થા શરૂ કરી છે. શહેરના અન્ય નામાંકિત કલાકારો ઉપરાંત શ્રી માર્કન્ડ ભટ્ટ અને શ્રી અમૃત જાનીનો પણ સહકાર મળ્યો છે. પ્રથમ નાટકની રજૂઆત ફેબ્રુઆરીમાં કરવામાં આવશે.

**કલા રસોત્સવ મંડળ:** ભૂતકાળમાં પોતાનાં સારાં નાટકોથી સારી પ્રતિષ્ઠા જમાવી થોડા વખતથી નિષ્ક્રિય જણાતું આ મંડળ પણ પોતાની આગામી પ્રવૃત્તિ માટે યોજના વિચારી રહ્યું છે.

**નડિયાદમાં "શ્રદ્ધાફળી"**



**શ્રી ધર્માર્થશાસ્ત્રી વિદ્યાલયના** સુવર્ણ મહોત્સવમાં ગીત–સંગીત, નૃત્ય તથા કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત નાટિકા "સત્યનિષ્ઠા' રજૂ થઇ હતી, જેમાં બાળકલાકારોએ સુંદર અભિનય આપ્યો હતો.

## ભાવનગર

એમ. જે. કોલેજ ઓફ કોમર્સનો વાર્ષિકોત્સવ તા. ૨૬–૧૨–૫૬ને દિને ઊજવાયો જે વખતે શ્રી જ્યોતીન્દ્ર દવે મુખ્ય મહેમાન હતા. ગીત અને વાદનના પ્રયોગો ઉપરાંત કોલેજે શ્રી પ્રાગજી ડોસા કૃત "પેટા બાકૂત" અને શ્રી રંભાબેન ગાંધી કૃત "જૂનું અને નવું" નાટિકાઓ ભજવી.

## મદ્રાસ

ગુજરાતી યુવક મંડળ તરફથી એક ઉત્સવ ઉજવાયો, જે વખતે શ્રી. પ્રાગજી ડોસા કૃત "લોટરીની ટીકીટ," શ્રી શિવકુમાર જોષી કૃત "હવા તો વિવાહ" અને શ્રી વજુભાઇ ટાંક કૃત "પ્રભુનુ મંદિર" રજૂ થયું.

## સૂરત

**કલાનિકેતન** તરફથી મુંબઇ રાજ્ય તૃતીય નાટ્ય સ્પર્ધામાં શ્રી પ્રાગજી જ. ડોસા કૃત "છોરૂ કછોરૂ" રજૂ કરવામાં આવ્યું હતું. જેની સવિસ્તર વિગત આ અંકમાં આપવામાં આવી છે અને મુંબઇમાં તા. ૩૦મી અને ૩૧મી જાન્યુઆરીએ રંગભવનમાં એના પુનઃ પ્રયોગો થયા હતા. તે ઉપરાંત ૧ લી ફેબ્રુઆરીએ માટુંગા ગુજરાતી સેવા મંડળ તરફથી યોજાયેલા નાટ્યોત્સવમાં પણ રજૂઆત પામ્યું હતું.

**રાષ્ટ્રીય કલા કેન્દ્ર:** તરફથી શ્રી આચાર્ય અત્રે કૃત ત્રિઅંકી પ્રહસન "હું ઊભો છું" રવિવાર તા. ૨૭મી જાન્યુઆરીએ રંગઉપવનમાં રજૂ થયું જેનું દિગ્દર્શન શ્રી વજુભાઇ ટાંકે કર્યું હતું. જ્યારે નરેન્દ્ર શ્રોફ, બિન્દુબેન શ્રોફ, ભાનુકુમાર આર્ય, કુમુદ રાજા, સુમિત્રા દેસાઇ વગેરે ભાઇબહેનોએ આ નાટકમાં ભૂમિકાઓ ભજવી હતી.

**સૂરત વિદ્યાર્થી સંઘ** તરફથી તા. ૨૧ થી ૨૫ જાન્યુઆરીએ રંગભવનમાં ચતુર્થ આંતર-શાળા–નાટ્ય–

રાસ-ગરબા સ્પર્ધા યોજાઇ હતી. ડૉ. રમણભાઇ પટેલ, શ્રી વજુભાઇ ટાંક, શ્રી ઇન્દુવદન વસાવડા નાટ્યસ્પર્ધાના પરીક્ષકો હતાં. આ સ્પર્ધામાં શાળાઓએ પોતાનાં એકાંકી રજૂ કર્યાં હતાં.

## નડિયાદ

નડિયાદ થિયેટર્સ : તા. ૩૦-૧૨-૧૯૫૬ને દિવસે ડાસરા મુકામે અને તા. ૫-૭-૫૬ને દિવસે નડિયાદમાં શ્રી અનંત આચાર્ય કૃત મૌલિક નાટક "શ્રદ્ધા ફળી" ભજવવામાં આવ્યું હતું.

## અમદાવાદ

**નટમંડળ :** અહીં દર શનિ રવિ શ્રી જશવંત ઠાકર કૃત "મુનિપતિ"ના પ્રયોગો ચાલુ રહે છે.

**લૉ કૉલેજ તરફથી** એકાંકી નાટ્ય હરીફાઇ યોજવામાં આવી હતી જેમાં "અંતે તો બીજાની જ" નાટકને ઇનામ મળ્યું હતું. કુ. ગાયત્રી રાવલને અભિનયનું વ્યક્તિગત ઇનામ પણ મળ્યું હતું. લૉ કૉમર્સ તરફથી તા. ૧૧ મીએ "પેટા બાકુત" નાટક રજૂ થયું હતું.

**રંગમંડળ :** ૨૭મી જાન્યુઆરીએ ટાઉન હૉલમાં "રંગમૂર્તિ હરીફાઇ" (એકાંકી નટાયસ્પર્ધા) યોજવામાં આવી હતી. પરીક્ષકો તરીકે શ્રી. જયશંકર 'સુંદરી', શ્રી અનંતરાય રાવળ અને શ્રી પિતાંબર પટેલ હતા.

એમેચ્યોર્સ ગ્રુપ તરફથી રજૂ થયેલ "સરાઇની બહાર" એકાંકીને પ્રથમ ઇનામ મળ્યું હતું. કૉલેજનું "જીવન નાટક" અને પારસી એમેચ્યોર્સનું મેસર્સ ૪૨૦ દ્વિતીય અને તૃતીય ઇનામ મેળવી ગયાં હતાં. શ્રી કોકિલા શાહ, શ્રી પ્રભાસ શાહ અને શ્રી ગિરિશ પાઠકને અનુક્રમે પ્રથમ ત્રણ વ્યક્તિગત અભિનયના પારિતોષિકો પ્રાપ્ત થયાં હતાં.

**દેવગઢ બારીઆ :** મુકામે એસ. આર. સ્કૂલ તરફથી શ્રી પ્રાગજી ડોસા કૃત "ઘરનો દીવો" નાટક તા. ૫-૨-૫૭ ને રોજ ભજવાયું.

**ભાવનગર :** મહિલા કૉલેજ તરફથી શ્રી શિવકુમાર જોષી કૃત 'પડાપડી' એકાંકી તા. ૧૩-૧૦-૫૬ને રોજ ભજવવામાં આવ્યું હતું.

**પોલીટેકનીક ઇન્સ્ટીટ્યુટ તરફથી** શ્રી ચૂનીલાલ મડિયા કૃત 'પર પથરાંથી સાવધાન' તા. ૨૩-૧૦-૫૬ને રોજ ભજવાયું.

**શામળદાસ કૉલેજ તરફથી** શ્રી રમણલાલ દેસાઇ કૃત 'ઉશ્કેરાયેલો આત્મા' તા. ૧-૧-'૫૭ને રોજ ભજવાયું.

**બી. એમ. કૉલેજ ઑફ આર્ટ્સ તરફથી** શ્રી શિવકુમાર જોષી કૃત 'ફૂમતાં ફગાવી દીધાં' અને શ્રી રંભાબેન ગાંધી કૃત 'જૂની આંખે નવું' તા. ૩-૧-'૫૭ને રોજ ભજવવામાં આવ્યું.

# ગુજરાતી નાટ્ય મંડળ

[૪૧ મા પાનાથી ચાલુ]

ભજવાય છે તેમાં પણ આપે છે, અભિનેતા, દિગ્દર્શક, લેખક સર્વને ઇનામો મળે છે. આમ સરકાર અને મંડળ આ બાબતમાં એકબીજાના પુરક બની રહે એ ઇચ્છવાયોગ્ય છે. નાટકોને જુદી જુદી દિશાઓમાંથી પ્રોત્સાહન આ પ્રમાણે મળી રહેવું જોઇએ.

ગુજરાતી નાટ્ય મંડળની પ્રવૃત્તિ વિષે શ્રી પ્રાણલાલ ભાઇ મને ઘણીવાર વાત કરતા. એ ગયા પણ આપણે એમની સર્વ આકાંક્ષાઓને પરિપૂર્ણ કરવી જોઇએ.

શ્રી પ્રાગજીભાઇએ નાટ્ય સંમેલનની વાત કરી અને નાટક લખનારની વિટંબણા, ભજવનારની વિટંબણા, એ સર્વ પ્રકારના પ્રશ્નોની છણાવટ ચર્ચા થાય અને યોગ્ય દિશામાં પગલાં ભરાય એ જરૂરી છે. ઘણાં જ પ્રશ્નો આપણે રંગભૂમિની પ્રગતિ માટે વિચારવાના છે. શ્રોતાઓની આકાંક્ષા ફળીભૂત થાય એનું આ પ્રથમ પગથિયું.

આપણું ધ્યેય ઊંચી કક્ષાના નાટકો માટેનું હોવું જોઇએ. પરદેશમાં આજે જેમ ભારતના નૃત્યોની પ્રસંશા થાય છે તેમ નાટક માટે પણ પશ્ચિમવાસીઓ આપણને કહે કે "Well done you have reached at highest stage"

નાટકની પ્રવૃત્તિ એ તો ગંગાનો પ્રવાહ છે. સર ઇન્દ્રસિંહભાઇ પ્રમુખસ્થાને બિરાજી એ પ્રવાહને વધાવી લે છે. શ્રી મણિભાઇ આર્થિક પ્રશ્નો માટે સામે જ બેઠા છે. તો પછી એ પ્રવાહ અવિરત વહે એમ જ ઇચ્છીએ.

અંતમાં શ્રી લાલુ શાહે સૌનો આભાર માન્યો હતો. આ સત્કારસમારંભના પ્રસંગે ગુજરાતી નાટ્યમંડળ તરફથી સર્વ વિજેતાઓને મંડળના સામયિક 'ગુજરાતી નાટ્ય' ની પ્રથમ વર્ષની ફાઇલ તેમજ અન્ય પ્રકાશનો ભેટ આપ્યાં હતાં અને ત્રણે વિજેતાસંસ્થાઓને ચંદ્રકો મળ્યાં હતાં.

# રંગભવનતા પ્રાંગણમાં

## મુંબઈને આંગણે ફેબ્રુઆરીમાં ઉજવાતા બે મહોત્સવો

☆

## ભારતીય વિદ્યા ભવન

☆ તા. ૧૦

**આ માસનાં ગાનો**

સ્વર અને શબ્દ : શ્રી અવિનાશ વ્યાસ

☆ તા. ૧૨

**નાસો ગોસો**

: રૂપાંતર : શ્રી ધનસુખલાલ મહેતા | : દિગ્દર્શક : શ્રી અલી મર્ઝબાન

☆ તા. ૧૪

**ડૉ. મધુરિકા**

: લેખક : શ્રી કનૈયાલાલ મુનશી | : દિગ્દર્શન : શ્રી અલી મર્ઝબાન

☆ તા. ૧૬

**સ્વરલહરી**

સ્વર અને શબ્દ : શ્રી અજીત મર્ચન્ટ

☆ તા. ૧૧

**કુમારી ચંદ્રલેખા** [ભારત નાટ્યમ્ નર્તકી]

☆ તા. ૧૩

**નૂરજહાં** [આપેરા]

: દિગ્દર્શન : શ્રી યોગેન્દ્ર દેસાઇ | : સંગીત : શ્રી અવિનાશ વ્યાસ

☆ તા. ૧૫

**રામશબરી** [હિન્દી નૃત્ય નાટિકા]

: દિગ્દર્શન : શ્રી યોગેન્દ્ર દેસાઇ | : સંગીત : શ્રી અવિનાશ વ્યાસ

☆ તા. ૧૭

**નરસૈયો ભક્ત હરિનો**

: દિગ્દર્શન : શ્રી યોગેન્દ્ર દેસાઇ | : સંગીત : શ્રી અવિનાશ વ્યાસ

★~~~~~~~~~~★

## ઇન્ડિયન નેશનલ થિયેટર

☆ તા. ૧૮

**બહેરામે શું કીધું !**

લેખક અને દિગ્દર્શક : શ્રી ફિરોઝ આંટિયા

☆ તા. ૨૦

**રંગીલો રાજા**

રૂપાંતર : શ્રી ધનસુખલાલ મહેતા

દિગ્દર્શન : શ્રી ફિરોઝ આંટિયા

☆ તા. ૨૩

**બેપ્સી બહાર પડી**

લેખક : દિગ્દર્શક : શ્રી ફિરોઝ આંટિયા

☆ તા. ૨૫

**ભવાઇ**

☆ તા. ૨૬

**કદમ મિલાકે ચલો**

લેખક : શ્રી પ્રમોદ જોષી

દિગ્દર્શક : શ્રી દુષ્યંતકાંત શાહ

☆ તા. ૧૯

**શ્રદ્ધા ફળી**

લેખક : શ્રી અનંત આચાર્ય

દિગ્દર્શક : શ્રી ફિરોઝ આંટિયા

☆ તા. ૨૨

**સંભાવિત સુંદરલાલ**

રૂપાંતર : શ્રી રત્નમણિરાવ ભીમરાવ

દિગ્દર્શક : શ્રી જયંતિ પટેલ

☆ તા. ૨૪

**ભારેલો અગ્નિ**

લેખક : શ્રી રમણલાલ વ. દેસાઇ

રૂપાંતર અને દિગ્દર્શન : પ્રા. મધુકર રાંદેરિયા

શ્રી રમેશ જમીનદાર

☆ તા. ૨૭

**વૈજયંતી**

અનુવાદક : શ્રી વ્રજલાલ પારેખ દિગ્દર્શન : શ્રી વનલતા મહેતા

Regd No. B. 6639

# ❋ ગુજરાતી નાટ્ય મંડળ ❋

—તરફથી—



રંગભૂમિનાં વિવિધ અંગોને સ્પર્શતા લેખ-સંગ્રહો, નાટકો, ગીતોનાં અતિ ઉપયોગી પ્રકાશનો:



**ગુજરાતી નાટ્ય** : માસિકની પ્રથમ, દ્વિતીય તથા તૃતીય વર્ષના અંકોની બાંધેલી ફાઇલ દરેકના .... .... .... રૂા. ૬

**સ્મારક ગ્રંથ** : ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ સમયે પ્રગટ કરેલું પુસ્તક .... .... .... .... રૂા. ૨ાા

**અજબકુમારી** : કવિશ્રી મૂળશંકર મૂલાણી કૃત ત્રિઅંકી નાટક.... રૂા. ૧ા

**સામે પાર** : કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત લોકપ્રિય પૌરાણિક નાટક રૂા. ૧

**પ્રેમમૂર્તિ રાધિકા** : કવિશ્રી મૂળશંકર મૂલાણી કૃત "શ્રી કૃષ્ણચરિત્ર" નાટકમાંથી રાધાકૃષ્ણના દશ્યોનું પ્રા. મધુકર રાંદેરિયાએ કરેલું સંકલન .... .... .... રૂા. ૦ાા

**ગુજરાતનાં નાટકો : ગીતોની સારિગમ** : ગુજરાતી રંગભૂમિનાં ચૂંટી કાઢેલાં લોકપ્રિય અને ઘેરે ઘેર ગવાતાં ગીતો. જેનું સંકલન શ્રી જયશંકર 'સુંદરી'એ કર્યું છે અને સ્વરાંકનકાર પંડિત વાડીલાલ ઉસ્તાદ છે .... .... રૂા. ૨ાા

# ગુજરાતી નાટ્ય

તંત્રીઃ શ્રી પ્રાગજી જ. ડોસા

રૂપ
અને
રંગ



પુસ્તક: ૪થું
અંક: ૮મો



માર્ચ, ૧૯૫૭
કિંમત: આઠ આના



## ✻ ઓળખી કાઢો ✻

ગુજરાતી નાટ્યના ગયા અંકમાં "ઓળખી કાઢો" શીર્ષક સાથે એક છબી (જે બાજુમાં ફરીથી પ્રસિદ્ધ કરી છે) છાપી હતી. રંગભૂમિ ઉપર વેશભૂષા, વેષપરિવર્તન કેટલો અગત્યનો ભાગ ભજવે છે, અને આપણા નામી નટો કેટલી કુશળતાથી સ્ત્રીપાત્રની ભૂમિકાઓ ભજવતા હતા એ હકીકત જાણીતી છે; ત્યાંસુધી કે શ્રી જયશંકર (સુંદરી)ને પાઠ કરતા જોઈ એક અંગ્રેજે પૂછ્યું હતું "Who is this actress?" એટલે આ છબીમાં રહેલી સ્ત્રીત્વની સાહજિક મુદ્રાએ ઘણાને ભૂલાવામાં નાખી દીધા. આ છબીમાં છે શ્રી દેશી નાટક સમાજમાં અત્યારે ખલનાયકની ભૂમિકા ભજવતા નામી નટ.

## શ્રી ચૂનીલાલ જીવરામ નાયક

ધી ન્યુ આલ્ફ્રેડ નાટક કંપનીમા "ભક્ત પ્રહ્લાદ" નાટકમાં શ્યામલતાની ભૂમિકા એમણે ભજવી હતી. આ છબી લખતાંમાં સને ૧૯૨૭ માં પાડવામાં આવી હતી.

☆

'ઓળખી કાઢો'ના પ્રશ્નોના જવાબમાં અમને ઘણા ઉત્તરો મળ્યા જેમાં નીચે મુજબના નટોના નામોનો ઉલ્લેખ કરાયો છે.

મોટા ભાગોના ઉત્તરો જણાવે છે શ્રી જયશંકર (સુંદરી). કેટલાકે નામો જણાવ્યા છે શ્રી રતિલાલ પટેલ, માસ્તર વિક્રમ, બાપુલાલ નાયક, માસ્તર પ્રહ્લાદ, માસ્તર ગોરધન, આણંદજી કબૂતર.

એક ભાઈ લખે છે કે સ્ત્રીભૂમિકામાં એ ભાઈ છે નવી રંગભૂમિના જાણીતા નટ શ્રી પ્રતાપ ઓઝા!

ખરો ઉકેલ ત્રણ જણાએ આપ્યો છે:

૧ શ્રી રમણલાલ વી. શેઠ, ૫૩, જમનાદાસ મેન્શન, લક્ષ્મીનારાયણ લેન, માટુંગા, મુંબઈ, ૧૯

૨ શ્રી યુ. એમ. મુનીમ, ૪૯, રીજ રોડ, મલબારહીલ, મુંબઈ, ૬

૩ મેનેજર શ્રી ભારત સુબોધ મંડળ, મુકામ: માલપુર, જિલ્લા: સાબરકાંઠા એ. પી. રેલ્વે.

આ ત્રણે પત્રો એક જ દિવસે અમને મળ્યા હોવાથી એ ત્રણેયને 'ગુજરાતી નાટ્ય' માસિક માર્ચ અંકથી એક વર્ષ માટે વિનામૂલ્યે મોકલવામાં આવશે.

# ગુજરાતી નાટ્ય

પુસ્તક: ૪થું   માર્ચ, ૧૯૫૭   અંક: ૮મો


અનુક્રમ



મુખપૃષ્ઠ ઉપર "રૂપ અને રંગ" નો બ્લોક દેના જયેતિના સૌજન્યથી સાભાર પ્રગટ કર્યો છે



'ગુજરાતી નાટ્ય'

ધી રજીસ્ટ્રેશન ઓફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬, અન્વયે 'ગુજરાતી નાટ્ય' પત્ર અંગેની માહિતિ

## ફોર્મ નં. ૪

[જૂઓ રૂલ નં. ૮]

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | ગુજરાતી નાટ્ય મંડળ (મુંબઇ) ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | માસિક |
| ૩. મુદ્રકનું નામ | પ્રાગજી જ. ડોસા |
| રાષ્ટ્રીયતા | હિન્દી |
| સરનામું | પુષ્પકુંજ, ૨૪, કારમાઇકલ રોડ, મુંબઇ–૨૬. |
| ૪. પ્રકાશકનુ નામ રાષ્ટ્રીયતા સરનામું | ઉપર મુજબ |
| ૫. તંત્રીનું નામ રાષ્ટ્રીયતા સરનામું | " |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં | ગુજરાતી નાટ્ય મંડળ (મુંબઇ) ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ ૧. |

હું, શ્રી પ્રાગજી જ. ડોસા, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

પ્રકાશક: શ્રી પ્રાગજી જ. ડોસા
(ગુજરાતી નાટ્ય મંડળ વતી)

તા૦ ૧–૩–'૫૭


મુદ્રક અને પ્રકાશક:–ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં છાપી દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ–૧થી પ્રસિદ્ધ કર્યું.

વ્યવસ્થાપક સમિતિ
શ્રી જ્યોતિલાલ ત્રિવેદી
પ્રા. અબાલાલ ધીરાણા
શ્રી દામુ ઝવેરી
શ્રી લાલુ શાહ
શ્રી બરજોર પાવરી

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
પ્રાગજી જ. ડોસા

સલાહકાર સમિતિ
શ્રી હરસિદ્ધભાઇ દિવેટિયા
શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'
શ્રી જ્યોતીન્દ્ર દવે
પ્રા. મધુકર રાંદેરિયા

પુસ્તક: ચોથું | માર્ચ: ૧૯૫૭ | અંક: ૮ મો



## ઊઘડતે પડદે

### ભારેલો અગ્નિ

**ભારતીય** વિદ્યાભવન તથા ઇન્ડિયન નેશનલ થિયેટરના નાટ્ય મહોત્સવો ગયા માસમાં ઊજવાઇ ગયા. લાગલગાટ વીસ દિવસ સુધી રંગભવનના પ્રાંગણમાં ભરતી ઓટ થતી રહી. એ બન્ને મહોત્સવો દરમિયાન લોકમાનસ કેવા પ્રકારનાં નાટકો તરફ ઢળે છે અને કયા નાટક પ્રત્યે પસંદગી-નાપસંદગી દર્શાવે છે એની ઠીક ઠીક પ્રતીતિ થઇ. એ કાર્યક્રમોમાં ઇન્ડિયન નેશનલ થિયેટરે રજૂ કરેલું 'ભારેલો અગ્નિ' એક નવી દિશા સુઝાડે છે. નવી પ્રણાલીની રંગભૂમિ જે સ્થાયી સ્વરૂપ ધરવા પ્રયાસો કરી રહી છે, અખતરાઓ અજમાવે છે એનું આછું દર્શન આ નાટ્ય પ્રયોગમાંથી મળી રહે છે. નાટ્ય શોખીન જનતાએ આ નાટકનો સત્કાર કરતાં દાખવી આપ્યું કે માત્ર પ્રહસનો એમને રૂચે છે એ હકીકત અસત્ય છે, ટાહલાં અને અર્થહીન સંભાષણોનો પ્રયોગ તેઓ હરગીઝ વધાવવા તૈયાર નથી; એમને જોઇએ છે હેતુલક્ષી નાટકો અને એની સુંદર, સંપૂર્ણ, સર્વાંગી રજૂઆત.

'ભારેલો અગ્નિ' નાટકમાં એ બધુંય છે. રજૂઆતના જે વિશિષ્ટ અંગો છે, લેખ, અભિનય દિગ્દર્શન, સન્નિવેશ, પ્રકાશ આયોજન, વેશભૂષા અને મનહરતું સંગીત, એ દરેક અંગ એની યોગ્ય માવજત થઇને, એમાં ઝીણવટભરી અભ્યાસવૃત્તિથી પાર પામીને પછી તખ્તા પર જીવંત થયું છે. સૌથી પ્રથમ તો એની કથા અને સંવાદો આપણા લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર શ્રી રમણલાલ વ. દેસાઇના છે. આજે જ્યારે યુદ્ધની નોબત ચારે કોર વાગી રહી છે, સુખશાન્તિ માટે આમ જનતા ઝંખી રહી છે ત્યારે નિઃશસ્ત્રીકરણનો સંદેશ લઇ આવતું આ નાટક લોકહૃદયને સ્પર્શી જાય છે. ભારતીય અસ્મિતા કોઇ કાળે ઝાંખી નહિ પડે એવા વેધક સંવાદોને પ્રેક્ષકો ગગનભેદી તાળીઓના અવાજોથી ઝીલે છે. નાટકને જો આપણે દુનિયાનું દર્પણ માનતા હોઇએ તો **મનુષ્ય કેવો છે એટલું જ નહિ પરંતુ કેવો હોવો જોઇએ એનો સંપૂર્ણ અને સાચથી સભર ચિતાર એ નાટકમાંથી મળવો** જોઇએ અને એ કથા માત્ર પ્રાસંગિક નથી. ગમે એ કાળમાં એ નાટક ભજવાય પણ એનું શાન્તિસૂત્ર સદા ચિરંજીવ રહેશે, એ નાટક લોકભોગ્ય બનશે. રંગભવનનાં રંગમચની જવનિકા ઊઘડે એ પૂર્વે પ્રા. મધુકર રાંદેરિયાએ ઉચ્ચારેલું પ્રકથન અત્રે નોંધીએ:—

દિન ખનકે હમારે, યારોં ન ભૂલ જાના,
ખુશીયોંમેં અપની હમ પર આંસુ બહાકે જાના.

**દૂર દૂરથી આવે છે એ ગીતોની પંક્તિઓ અને હૃદયને વલોવતી જાય છે. ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામના ઓ નામી અને અનામી શહીદો! અમે તમને ભૂલ્યા નથી; ભૂલવાના નથી. આજે તમારે ચરણે ધરીએ છીએ ભીની આંખે તમારી જ આ કથા 'ભારેલો અગ્નિ.' ઇતિહાસની કિતાબમાં તમે આંકી ગયા છો તે કથા-આજે ફરફર ઊડતાં પૃષ્ઠોમાંથી અમને પ્રેરણાનું અમૃત પાય છે. તમે ખીલવેલા ગુલઝારની સુવાસ આજે સો વર્ષે અમે માણીએ છીએ.**

કુછ જેલમેં પડે હૈં, કુછ કબ્રમેં ગડે હૈં,
દો બુન્દ આંસુ ઉન પર પ્રેમી બહાકે જાના.

કંપની સરકારની જેલની દીવાલોનાં પથ્થરો વચ્ચે તમે ઇતિહાસ સર્જ્યો હતો: ધરતી માતાની કૂખમાં ધરબાઇને, ઉજળા બલિદાન દ્વારા, હિંદુસ્તાનના સ્વાતંત્ર્યમંદિર પર તમે સુવર્ણકળશ ચડાવ્યો હતો: વિક્રમવંતાઓ, આંસુઓનાં બુન્દની આ અંજલિ તમારા સિવાય બીજા કોને હોય? જય સ્વાતંત્ર્ય સંગ્રામ. જય શહીદો, જય આર્યાવર્ત !

અને એ કથાએ લોકહૃદયના ધબકારા ઝીલ્યા. ઉચ્ચ અભિનયનાં રેખાંકનોએ આકાર આપ્યો, પ્રકાશ આયોજને રંગપૂરવણી કરી અને સૌથી મોખરે એના સન્નિવેશની ઇમારત હતી. તખતાને ખૂણે ખૂણે એના કારીગરનો કસબ વર્તાતો હતો. તખતાની ૬૦ ફૂટની પહોળાઇને વધારી ૮૦ ફૂટ કરવામાં આવી હતી જેની એક તરફ ભગવાન ઇસુ ખ્રિસ્તનાં દેવળની બારી અને ઉદ્યાન હતું; બીજી તરફ તપસ્વી રુદ્રદત્તના આશ્રમની બહાર ઘાસની ગંજી ખડકાયેલી હતી. ૪૦ ફૂટની ઊંચાઇ પર વળાંક લઇને કોતરાયેલો પહાડ અને એ ઉપર શિવાલયનો ગગનચુંબી ઘૂમ્મટ, એની પાછળનું અનંત આકાશ તખતાની ઉંચાઇને આવરી લેતું હતું. જરાક દીર્ઘદૃષ્ટિથી જોનારને એમાં એક બીજું પ્રતીક પણ જડશે. એક પક્ષે સત્ત્વગુણદર્શક ઘાસની ગંજી, આશ્રમ, વિદ્યાર્થીઓનો સૌમ્ય વેદોચ્ચાર, રુદ્રદત્તની સાત્ત્વિક પ્રતિભા, જળાશય, કમળો, શિવાલય, સતવિભૂતિસમા વૃક્ષો; બીજે પક્ષે રાજસી તામસી પ્રકૃતિનાં પ્રતીકો: લ્યુસીનું પ્રેમોદ્યાન, પીટર્સ જોનસન વગેરેનું આતીથ્ય, લશ્કર અને વિપ્લવીઓને આવવા જવા માટેનો રસ્તો, શસ્ત્ર ભંડાર વગેરે.

આવાં પ્રતીકોથી સભર આવા એક અવિસ્મરણીય પ્રયોગનું આલેખન આ અગ્રલેખમાં એટલા માટે જ કર્યું છે કે રંગભૂમિની કલાને જીવતી, જાગતી અને જનહૃદય સુધી પહોંચાડવી હોય તો છીછરાં, અસંબદ્ધ અને અશિષ્ટ લાગે એવાં નાટકોનું જે વહેણ અત્યારે ચાલી રહ્યું છે એને અટકાવી "બારેસો અગ્નિ" જેવા ઉચ્ચ આદર્શને મૂર્તિમંત કરતા નાટકોનો પ્રવાહ રંગદેવતા પ્રતિ વાળવો જરૂરી છે—**રંગભૂમિને જિવાડવી હોય તો—**

—પ્રાગજી જ. ડોસા



વિક્ટોરીઆ ગાર્ડન ખાતે ઓપન એર થિએટરનું ઉદ્ઘાટન કેળવણી અને કચરા ખાતાના પ્રધાન શ્રી. શાંતિલાલ શાહે તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરીએ કર્યું હતું. રૂા. ૧,૨૫,૦૦૦ના ખર્ચે બંધાયેલું અને ૧,૦૦૦ પ્રેક્ષકોનો સમાવેશ કરતું આ થિએટર મુંબઇ મ્યુનિસિપલ કોર્પોરેશન તરફથી બાંધવામાં આવ્યું છે

*

મુંબઇગરાઓના મનોરંજનાર્થે
એક વધુ રંગમંચ

વિક્ટોરિયા ગાર્ડન
ભાયખલા

## ઓપન–એર થિયેટર

*

# રંગભૂમિનાં જાદુ



લેખક : માનનીય શ્રી કનૈયાલાલ મુનશી



આપણા લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર શ્રી મુનશીજીએ એમના બાલજીવનથી જ નાટકની રંગભરી દુનિયાના જામ પીધાં છે અને તેનું આલેખન તેમની એક કૃતિ "અડધે રસ્તે"માં કર્યું છે તે અત્રે સાભાર ઉધ્ધૃત કર્યું છે. આ લેખ Lure of the theatreના નામે Bhavan's Journalમાં પ્રસિધ્ધ થયો છે.

ઈ. સ. ૧૮૯૬ કે ૯૭માં અંદુભાઇ કાકાની ચિઠ્ઠી લઇ વાંકાનેરી સાફાથી અને વિચિત્ર ઉચ્ચારણથી આકર્ષક લાગતા ત્રણ કાઠિયાવાડી ગૃહસ્થો અમારે ત્યાં પરોણા તરીકે આવ્યા, એમાંના બે 'મોટા' ત્રંબક ને 'નાના' ત્રંબકને નામે પાછળથી સુવિખ્યાત થયા હતા. "મોરબી આર્ય સુબોધક નાટક મંડળી" માંથી છૂટા થઇ બંને ત્રંબકોએ 'વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક મંડળી' કાઢી હતી. એ મંડળીને સુરત




આવવું હતું. તથી મામલતદાર સાહેબની મદદ લેવા એ ત્રણ આવ્યા હતા.

આ પહેલાંના મારા નાટકના અનુભવો નહી જેવા. હતા. બે ત્રણ વર્ષ પહેલાં ભરૂચમાં એક નાટક મંડળી આવી હતી. એ મંડળીએ અંદુભાઇકાકાને ત્યાંથી સોફા ને ખુરશીઓ લઇ જઇ, રગીન ધોતિયાંના પડદા કરી, નાતની વાડીમાં 'લલિતા દુ:ખદર્શક'નો ખેલ કરેલો, તેનાં કઇં ઝાંખા સ્મરણો હતાં. વર્ષેક પહેલાં ભરૂચમાં હું 'મોરબી'નાં નાટકો જોવા ગયેલો, કાઠિયાવાડી ઢબના રાજવંશી જીવનને રંગભૂમિ પર ઉતારી, તેના માલિક મૂળજી આશારામે ગુજરાતી રગભૂમિનો પાયો નાંખ્યો હતો. ગામેગામના છોકરાઓ 'ડર મા તું દિલ સાથ, છોકરા, ડર મા તું દિલ સાથ' ગુજતા હતા. ઘણા જુવાનોને 'થયા છો રે પતિ તેજ 'યારી તનના ઉર હસી વરી આજે'-માં રસની અવધિ જણાતી હતી. પહેલો ખેલ મેં જોયો તે એ મંડળીનો 'રા'ખેંગાર ને રાણકદેવી.' એ ખેલમાં સિદ્ધરાજ જ્યારે રાણકદેવીના બે છોકરાઓને મારી નાખતો ત્યારે મારી ખુરશી પર ઊંધો ફરી હું રડયો હતો એમ યાદ છે. એ નિર્બળતા હજુ ય છે. રંગભૂમિ પર કે ચલચિત્રમાં ભાવમય દૃશ્ય જોઉં કે હૃદયવેધક પ્રસંગ જો સાહિત્યમાં આલેખવા બેસુ કે આંખમાંથી આંસુ સરી જાય છે.

'વાંકાનેર મંડળી' રસની ગંગા ઘેર લઇ આવી. ત્રંબકોની ઓળખાણ થઇ. ત્યાર પછી દિવસો સુધી હું ગુલતાન બની રહ્યો.

ત્રંબકો તો ગયા પણ ત્રીજા ગૃહસ્થ ઘેર રહ્યા.

હાસ્ય કે કરુણ દરેક ભૂમિકાને પોતાના જ્વલંત અભિનયથી ઓપ આપતા નવી રંગભૂમિના પ્રથમ કક્ષાના કલાકાર




ઘણા સમયથી હું મારી જાતનું પૃથક્કરણ કરવા મથી રહ્યો છું. અલબત્ત, અભિનેતા તરીકે। 'રંગીલો રાજા' સારું ચાલ્યું. હીરાભાઇની મારી ભૂમિકા પ્રેક્ષકોને ગમી છે એમ જણાય છે—માત્ર મુંબઇમાં નહીં; મુંબઇ બહાર સૂરત, વડોદરા, અમદાવાદ, દિલ્હી ને પૂનામાંય. પણ હું એ એક ભૂમિકા પર મદાર બાંધતો નથી. એનાથી મને લોકપ્રિયતા ભલે સાંપડી હો, પણ એટલા પર જ જો હું "ચરી" ખાવા ઇચ્છતો હોઉં તો એમાં જ મને મારી 'મર્યાદા' નાં પણ દર્શન

હા, 'રંગીલો રાજા' ભજવતાં મને આનંદ આવે, તાજગી લાગે, સ્ફૂર્તિ લાગે, દર પ્રયોગે નવો નવો રસ અનુભવું ને અનુભવાવું, પણ શનિવારની સાંજે 'રંગીલો રાજા'નો હીરાલાલ રવિવારની સાંજે 'માઝમરાત'ના વિનાયક કે 'મંગલ મંદિર'ના પ્રકાશના વ્યક્તિત્વને આંબવાનો પ્રયાસ કરતો દેખાય અથવા પ્રેક્ષકસમૂહને એની આછી આછીયે યાદ તાજી કરાવી જાય તો મારે 'હીરાલાલ'ને રોકવા રહ્યા! મધુકર એક જ રહે, પણ

પ્રા. મધુકર રાંદેરિયા

★ "હિન્દુ સમાજ"માં સ્વાગત કરતી સખી!
★ 'શંકિતહૃદય' માં ચન્દ્રિકા
★ 'રજનું ગજ' માં જગદીશ
★ 'નાગાબાવા' માં બાદશાહ
★ "લક્ષ્મની બેડી"નો તિમિર
★ "મનુની માશી"માં દીનુ
★ "સ્નેહનાં ઝેર"માં ડૉ. મહેતા
★ સમયનાં વહેણ"નો વિલાસ
★ "ઘરનો દીવો"નો હસમુખ



"વિદ્યાવારિધિ"માં કાશ્યપ
"પુનરાવર્તન"માં પ્રો. સત્યમૂર્તિ
"ભાડૂતી પતિ"માં ડૉ. ચંદ્રકાંત
'રંગીલો રાજા"માં હીરાલાલ
"માઝમરાત"માં વિનાયક
"મંગલ મંદિર"માં પ્રકાશ
"સામે પાર"માં રાજા રહુગણ
"અને તો તમારી જ"માં પ્રો. દેસાઇ
"ભારેલો અગ્નિ"માં રુદ્રદત્ત
"વૈજયન્તી"માં જયપાલ

થાય છે. મેં તો હમેશ માન્યું છે કે રંગમંચનો કલાકાર non-descript હોવા જોઇએ – એને કોઇ એક પ્રકારની અદાકારીનું 'લેબલ' લાગી જાય એ તો એની ગુણવત્તાને બદલે એની મૂલ્યવત્તાના નીચા આંક જેવું બની જાય. અભિનેતા તો સર્વ રસમાં પારંગત હોય-ન હોય તો એણે થવું જોઇએ, પછી જ 'અભિનેતા'નું પદ એ પોતા માટે વાપરે વપરાવે.

જે ભૂમિકાઓને મધુકર આકાર આપે તે તો બધી સ્વતંત્ર વ્યક્તિત્વવાળી જ રહેવી જોઇએ. મધુકરથી એ ન બની શકે તો અદાકારીની એટલી એની ન્યૂનતા. એને શ્લાઘા ગણો કે અંતર-વિશ્વાસ ગણો પણ મને મારે માટે હમેશ લાગ્યું છે કે મારામાંના હીરાલાલે, મારામાંના વિનાયકને કે પ્રકાશને, કે ડૉ. મહેતા, (સ્નેહનાં ઝેર)ને કે હસમુખ (ઘરનો દીવો)ને નાકામયાબ નથી



મા. મધુકર રાંદેરિયા

મનાવ્યા. રવિવારના પ્રેક્ષકોને આગલા દિવસના શનિવારનો કોઇ અણસારોય એ અભિનયમાં જોવા નથી મળતો. હું અને મારી ભૂમિકા વિશેની સભાનતા માનું છું. એક જ આડી રાતમાં હું મારા આંતરમન સાથે મથન કરી નક્કી કરી લઉં છું કે 'વિનાયક' એ 'હીરાલાલ નથી જ! 'હીરાલાલ'ની ઉમ્મર જુદી છે, સ્વભાવ જુદો છે, ઘડતર જુદું છે, રંગઢંગ જુદા છે, બોલવા-ચાલવાની રીતરીતિ જુદી છે-ને 'વિનાયક' એ બધાં કરતાં કાંઇક જુદા જ રસાયણે ઘડાયો છે. તેવું જ અન્ય ભૂમિકાઓનું.

એ થઇ એક વાત. બીજી, પાત્રના વ્યક્તિત્વને ઉપસાવનારી વાણીની વાત. ભજવવાના પાત્રનો દિમાગ અને એનું 'ખોખું' તપાસી, એના ઉદ્દગારોને વ્યક્ત કરવામાં હું માનું છું. આમ થાય તો જ વાચિક અભિનયમાં એકવિધતા પ્રવેશે. કલાકારના સાહ ચાલતી ગતિએ ચાલતી રંગીલા 'હીરાલાલ'ની જીભ, શાંત સ્વસ્થ સુશીલ આદર્શવાદી 'પ્રકાશ'ના મોંમાં ન ગોઠવી શકાય. 'પ્રકાશ'ની સ્વસ્થતા 'વિનાયક'ની સ્વસ્થતા કરતાં વળી કાંઇક જુદા જ પ્રકારની છે. અને એ બેઉથી ભિન્ન છે. 'સ્નેહનાં ઝેર'ના 'ડૉ. મહેતા'ની સ્વસ્થતા, માટે જ એ ત્રણે ભૂમિકાઓમાં રજૂ થતી વેળા મારે એના દિમાગને અનુરૂપ વાણીની અભિવ્યક્તિ કરવી જોઇએ. રંગમંચ પરથી શુદ્ધ ઉચ્ચારણ માટેનો મારો હંમેશ આગ્રહ હોય છે. સિવાય કે ભૂમિકા અ-શુદ્ધ ઉચ્ચારણ માગી લેતી હોય!

હું એને મારું દુર્ભાગ્ય લેખું જો 'ભાડૂતી પતિ,' કે 'રંગીલો રાજા' અને બીજાં નાનાં મોટાં નાટક નાટિકાઓમાંની મારી હાસ્યરસની ભૂમિકાઓએ મને 'કોમિક ઍક્ટર' તરીકે જનતામાં જાહેર કર્યો હોય તો! પ્રકૃતિએ હું ગંભીર છું, ચિંતનનું સ્વભાવલક્ષણ મને ગમે છે, હસવા હસાવવા કરતાં ગાંભીર્યભરી ભૂમિકાઓ હું વધુ સારી રીતે ભજવી શકુ છું--જીવી શકું છું એમ હું નમ્રતાથી માનું છું- અને અનુભવ મને કહે છે, કે ધારું તે ઘડીએ પ્રેક્ષક પરની પકડ ઢીલી કરી, ધારું તે ઘડીએ તે પાછી મારા હાથમાં લઇ લેવાની એક નાટકી નાનકડી કરામત-મને આવડે છે. શબ્દો ફેંકવાની એ કળા છે, ને યોગ્ય રીતે શબ્દો ગોઠવી, ઘૂંટી, યોગ્ય આરોહ અવરોહ સાથે, બરાબર સમયે જ તેને વહેતા કરતાં આવડે તો મુગ્ધ પ્રેક્ષક તમારા હાથમાં જ છે. તમે ધારો તેમ એને રમાડી શકો, ધારો ત્યારે હસાવી શકો, ધારો ત્યારે ચૂપ કરી શકો, ધારો ત્યારે રડાવી શકો, ધારો ત્યારે સ્તબ્ધ કરી શકો.

'હીરાલાલ' અને 'એરચ પાવરી'નો ત્રીજા અંકનો પ્રસંગ, 'વિનાયક'ની બીજા અંકની ઉપદેશઉક્તિ, 'પ્રકાશ'નું ત્રીજી અંકના અંત ભાગમાં આવતું કાવ્યમય વક્તવ્ય, 'ડૉ. મહેતા'ની જેલના દૃશ્યમાંની (દિલીપ)ને ઉદ્દેશીને કહેવાતી ધૈર્ય વાણી-આ સૌ પ્રસંગોએ મેં જોયું છે કે પ્રેક્ષકો પરની પકડ સહેજ પણ શિથિલ થતી નથી. ધારેલી પળે ધાર્યું પરિણામ નીપજે જ છે. મુદ્દો એટલો જ છે કે, એ પ્રસંગ આવે તે પૂર્વે વાતાવરણને ઘૂંટીને તૈયાર કરી લેવું જોઇએ. પ્રેક્ષકોના મગજને ને હૃદયને કબજે કરી લેવું જોઇએ. પછી તમે એને જે આપશો તે એ શાંતિથી. સહાનુભૂતિપૂર્વક, તમને વશ થઇને ખુશીથી સ્વીકારશે.

ભૂમિકા ભજવતાં હું બીજું લક્ષ રાખું છું મારી સાથેનાં કલાકારોનું. હું જાણું છું કે હું એકલો જ કાંઇ

[અનુસંધાન ૨૬ મે પાને]



# કુંદમાલા

મૂળ લેખક :
કવિ
દિઙ્નાગ

અનુવાદક :
રસકવિ
શ્રી રઘુનાથ
બ્રહ્મભટ

"दिङ्नागानां पार्थपरिहरन् स्थूल हस्तावलेपान्"
"મેઘદૂત"ની આ પંક્તિ પરથી ટીકાકાર મલ્લીનાથ દિઙ્નાગને કાલિદાસથી વહેલા મૂકે છે પણ, તાંજોર રાજ્યમાં "કુંદમાલા"ની હસ્તલિખિત પ્રત મળી એ ઉપરથી સિદ્ધ થઇ ચૂક્યું કે કવિ દિઙ્નાગ ભવભૂતિથી પ્રથમ અને કાલિદાસથી પછી થયો છે. કુંદમાલા નાટક ભવભૂતિના "ઉત્તરરામચરિત"ને ઘણે અંશે મળતું આવે છે. રામઆજ્ઞાથી સીતાજીને લક્ષ્મણ વનમાં મૂકી જાય છે. વાલ્મિકીને સંધ્યા કરવા ગયેલા ઋષિપુત્રો "ગંગાતટ પર કોઇ અનાથ બાલા રડે છે" એવા સમાચાર આપે છે. વાલ્મિકી વાતચીત પરથી સીતાને ઓળખે છે. આશ્વાસન આપી આશ્રમે લઇ જાય છે.

જતાં જતાં સીતાજી ગંગાજીને પ્રાર્થના કરે છે કે મને સુખરૂપ પ્રસવ થશે તો રોજ તમને હું મારા હાથે ગૂંથેલી "કુંદમાલા" (મોગરાની માલા) ધરાવીશ.

"કુંદમાલા"ના પ્રથમ અંકમાં આટલી વસ્તુ છે...

પાત્રો :—

૧. લક્ષ્મણ — અયોધ્યાના રાજકુમાર
૨. સીતા — અયોધ્યાના મહારાણી
૩. વાલ્મિકી — "રામાયણ"કાર મહર્ષિ
૪. સુમંત — સારથિ

નાન્દિ—

"સુરપતિ શિર મંદારસક મધુપાયી સુખમૂર
પવિત્ર પયોધિને શ્રી ગણપતિ પદધૂલ
ઉત્કટ તપોમય અગ્નિથી જાણે ઊઠી જ્વાલાવલિ
ગંગાતરંગ ભુજંગ ગૃહવલ્મિક–શી શોભા સ્થલી
કોમલ બિસાંકુર ચારુવિધુને સ્થાપિ સંધ્યાકાલથી
ધુર્જટી જટા સુખમય અનો ભાનુ મરીચી માલશી"

સૂત્રધાર : સભાનો આદેશ છે કે "અણહિલપુર" નિવાસી આદરણીય કવિશ્રી દિઙ્નાગે કુંદમાલા નામક જે નાટક રચ્યું છે તે આજે ભજવવું, તો હું પ્રસ્થાપન કરું અને અભિનય-સહાયક આર્યાને બોલાવી રંગશાળા શોભાવું.

(નેપથ્યે) "આર્યે આ તરફ આવો, આ દિશાએ."

સૂત્રધાર : અરે, આ કોનો સ્વર, જે આર્યાને આમંત્રવામાં મારો સહાયક બને છે!

(દૃશ્ય જોઇ)

હા ધિક્ ધિક્ કેવું કરુણાજનક દૃશ્ય.

"હરણ કરીને વનથી જેને લઇ ગયો તો રાવણ,
ફરી જનતાપતિએ ત્યાગી જન નિંદાને કારણ.
નિર્વાસિત નેશ્રમિત દીસે એ ગર્ભમંથરા ક્ષણક્ષણ,
સીતા વનવાસી કરતા આજ ફરીથી લક્ષ્મણ."

(સૂત્રધાર આટલું વસ્તુસૂચન કરી જાય છે.)

(સ્થાપના)

(રથારૂઢ સીતા, લક્ષ્મણ અને સારથિ પ્રવેશે છે.)

લક્ષ્મણ : આ તરફ પધારો, આર્યા, ઘન વૃક્ષાવલિ અને લતા વેષ્ટિત આ ગંગાતટના માર્ગે રથ આગળ વધે એ અશક્ય છે, આપ નીચે ઊતરો.

સીતા : લક્ષ્મણ, અશ્વોની ઉગ્રતા મને કંપાવે છે. ઊભવુ અશક્ય છે તો નીચે શી રીતે ઉતરું?

લક્ષ્મણ : અશ્વોને શાંત કરી રોકો, સુમન્ત!

સુમન્ત : ગાનમુગ્ધ કર્ણરસિક અશ્વો રોકયા રોકાતા નથી. જુઓ :

"પાસ સુણાતાં હંસગાનથી મુગ્ધ બની આકૃષ્ટ થઇ, લગામ ખેંચુ અતિ વેગથી, અશ્વોની ગતિ ચંચલ રહી.

લક્ષ્મણ : રોકો સુમન્ત. અશ્વો વેગવાન બને છે. ખાડા ટેકરા, ઊંચાણ નિચાણ જોતા નથી. રથને કયાંક ગંગામાં ન નાંખે!

(સુમન્ત લગામ ખેંચે છે)

લક્ષ્મણ : ભાભીશ્રી હવે ઊતરો. રથ સ્થિર થયો.

(સીતા નીચે ઊતરી આસપાસ ટહેલે છે)

લક્ષ્મણ : ઘણે દૂર ચાલી અશ્વો થાકી ગયા છે. સુમન્ત એમને આરામ આપો.

સુમન્ત : આજ્ઞા મહારાજ! (સંકેત પ્રમાણે રથારૂઢ બની ચાલી નીકળે છે.)

લક્ષ્મણ : (સ્વગત) વડીલ બંધુ અર્થાત્ મહારાજે મને આજ્ઞા કરી છે કે "વત્સ લક્ષ્મણ, રાવણના ગૃહમાં વસવાથી તમારી ભાભીના ચારિત્રને અયોધ્યાવાસીઓ શંકિત નજરે જુએ છે અને ગમે તેમ બોલે છે. સીતાને કારણે હું નિર્મલ ઇક્ષ્વાકુ વંશને કલંકિત નહિ જ જોઉં. સીતાએ દોહદપૂર્ણ કરવા ભાગીરથી દર્શનની અપેક્ષા કરી છે, તો તમે સુમન્ત પાસે રથ જોડાવી, ગંગાગમનને બહાને પ્રગાઢ વનમાં મૂકી આવો. મારા વિશ્વાસે બેધડક મારી સાથે વનમાં આવેલ ભાભીને હું કયાં લઇ જઇ રહ્યો હું? પાળેલી હરણીને પાલક કસાઇખાને લઇ જાય તેમ!

રસકવિ



શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ

સીતા : વત્સ લક્ષ્મણ, પૂર્ણ દિવસોના ગર્ભભારથી મંથરિત હું પગલાં ઉપાડી શકતી નથી. જરા જુઓ તો ખરા, ગંગાજી કેટલાં દૂર છે?

લક્ષ્મણ : અધિર ન થાવ ભાભી, ગંગાજી હવે દૂર કયાં છે? પેલાં દેખાય.

"સાથ લઇ સંગીત
મધુર કલહંસગણોનાં
મધુ મકરંદ સુગન્ધ
ખીલેલાં કમળ વનોનાં
શીત તરંગો રસલિત
સ્વચ્છ શી કર છંટાતી
ગંગાતટની સમીર લહર
ચિતહર લહરાતી."

સીતા : (વાયુ સ્પર્શનો અભિનય કરે છે) જનની કર સ્પર્શ સમાન સુખદ શીતલ ગંગાજીના શીકરો લાગતાં જ થાક, તાપ, પાપ, ધોવાયાં તો પણ ગર્ભિણીને સુલભ દોહદ મને દીવ્ય ગંગાસ્નાનની પ્રેરણા કરી રહ્યાં છે. આ ઊભાં ચઢાણ કેમ ઉતરાય? દીયરજી માર્ગદર્શક તો બનો.

લક્ષ્મણ : (હાથથી માર્ગ બનાવી) જનપદ શૂન્ય હોવાથી આ તટ બહુ જ ખરબચડો છે, માટે ચરણેને સ્થિર કરો.

"ધાન્યલતાને અહીં ખૂબીથી ડાળા કરથી,
રાખો જમણો હાથ તમારા ધૂંટણુ જમણે,
ભારે પગલે પગલે ધીમે પગલું માંડી,
આસ્તે આસ્તે ધૈર્ય ધરીને આવો આર્યે."

સીતા: (એ જ પ્રમાણે ઊતરી) વત્સ, બિલકુલ થાકી ગઇ. ઊભા રહો. આ વૃક્ષની છાયામાં વિશ્રામ લઇ શ્વાસ હેઠો ઉતારું.

લક્ષ્મણ: ઇચ્છા ભગવતિની. (સીતા વિશ્રામ લે છે) ભાગ્યવાનને ભૂત રળે એટલે જ

"તરલ તરંગ સમીર સુશીતલ વાઇ રહ્યા છે,
કયાંક ગીત કલહંસ મનોહર ગાઇ રહ્યાં છે,
છાયા સુખ દે રહી ગજે જ્યમ વળગે આલી,
સતી વનશ્રી સીતાને છે પરીજન વાળી."

સીતા: સાધુ વદો છો લક્ષ્મણ. અહીં પણ દાસ-દાસીઓ પરિવૃત્ત જેવી જ સુખી છું હું.

લક્ષ્મણ: (સ્વગત) ભાભી આરામ કરી ચૂકયાં. યોગ્ય સમય છે તો હું મારું કર્તવ્યપાલન કરું. (પ્રકાશ) (સીતાના ચરણોમાં પડી) ભગવતિ આપના પ્રવાસદુઃખનો સહાનો સાથી કુલક્ષણુ-લક્ષ્મણુ આપને પ્રાર્થે છે કે આપ આપનું કોમલ હૃદય દૃઢ કરો.

સીતા: (ગભરાઇ) લક્ષ્મણ, મારા પ્રાણેશ તો કુશલ છે ને?

લક્ષ્મણ: (વનમાર્ગ બતાવી) આ દશામાં એ કુશલ કયાંથી?

સીતા: તો શું માતા કૈકેયીએ ફરીવાર વનવાસ આપ્યો?

લક્ષ્મણ: વનવાસ આપ્યો છે, પણ માતાએ નહિ.

સીતા: તો કોણે? કોને આપ્યો?

લક્ષ્મણ: વડીલ બંધુએ, મહારાજે.

સીતા: કોને? શા માટે?

લક્ષ્મણ: (રડે છે)

સીતા: રડો નહિ. કહો લક્ષ્મણ, શીઘ્ર, શીઘ્ર.

લક્ષ્મણ: (અશ્રુ ગદ્ગદિત)

"આજ્ઞા હું મહારાજાની કેમ કહું તત્કાલ"
વાણી બાંધે હૃદયમાં અધિ એક અકાલ."

સીતા: તે શું, વનવાસ મને આપ્યો છે?

લક્ષ્મણ: કેવળ આપને નહિ, શ્રી રામને પોતાને પણ.

સીતા: શું કહો છો!

લક્ષ્મણ: "યજ્ઞાગ્નિ સ્થાપિત મિત્રલોક,
પામી સ્વાંતા અતિ સૌખ્ય ભોગ,
પ્રસાદ એ ચારુ વિના તમારા,
થાશે પ્રભુને વન તુલ્ય સારા."

સીતા: સ્પષ્ટ કહો લક્ષ્મણ. વનવાસમાં તો હું છું, એ કયાં છે?

લક્ષ્મણ: વધુ શું કહું હું અભાગી.

"ચારિત્ર્યના સ્વામી બન્યા પ્રીતિ તમારી તોડીને,
જાઉશ ચાલ્યો હુંય તમને એકલાં અહીં છોડીને."

સીતા: હા નાથ, આર્ય અવધેશ્વરે, આ શું કર્યું? અભાગણીની દયા ય ન આવી! રાજા થઇ મરેલીને મારી! (મૂર્છિત થાય છે)

લક્ષ્મણ: (ગભરાઇ) અનભ્ર વજ્રપાત તુલ્ય પોતાનો પરિત્યાગ સાંભળી જાણે ભાભી મૃત્યુ શરણ થયાં. (નિહાળીને) શ્વાસ તો ચાલે છે પણ હોંશમાં કેમ લાવું? (દુઃખી થઇ) આશ્ચર્યની અવધિ!

"ગંગાતટના શીતલ સમીરની લહર કૃપાથી,
ભાગ્યવિવશ પણ ભાગ્યે જાગી ઊઠી જ રાણી."

સીતા: (ચોપાસ જોઇ) તમે ગયા કે શું વત્સ લક્ષ્મણ?

લક્ષ્મણ: નથી ગયો. હજુ અભાગીને કૈં આજ્ઞા છે?
સીતા: કહો તો ખરા. કયા દોષે ત્યજી રામે મને?
લક્ષ્મણ: દોષ એક જ કે આપ સાવ નિર્દોષ છો.

સીતા: આટલી અભાગણી છું હું લક્ષ્મણ કે દોષ વિના રોષ કર્યો! ત્યાગનારાઓએ કૈં સંદેશો આપ્યો છે મારા માટે?

લક્ષ્મણ: હા, મા!

સીતા: શીઘ્ર કહો વત્સ!

લક્ષ્મણ: "અનુકૂલ સીતાનું સદા,
કુલશીલ શી ગુણશાલિની,
સુખ-દુઃખ સંપદ્‌વિપદ્‌માં,
ચિરકાલની સહવાસિની."

"જાણું બધું તો પણ તજું છું લોકનિંદા ત્રાસથી,
વહાલી સમજશો ના તજું છું પ્રેમરસના હ્રાસથી."

સીતા : લોકનિંદા! ભય! લોકનું મેં શું બગાડયું છે?

લક્ષ્મણ : માતા સીતા અયોધ્યાના લોકનું બગાડે? અગ્નિપરીક્ષા સાક્ષી છે, લોકપાલ ઋષિ રામ કિંતુ

સીતા : આગળ કહો, કિંતુ શું?

લક્ષ્મણ : કિંતુ, લોકવદન પરે કયાં છે! કહો લગામ?

સીતા : અગ્નિપરીક્ષા? સમજી. શું? રાવણગૃહ નિવાસનો પ્રશ્ન ફરી ઊઠયો? સીતાના ચારિત્ર્યમાં અયોધ્યાને હજીયે શંકા? અરે સંસાર, સ્ત્રીજીવન પર આ અત્યાચાર! આ અન્યાય! પ્રભુ, પ્રભુ સ્ત્રીને ઘડી જ શું કામ? પ્રાણનાથે ય મને છોડી, તો તમે જ કહો એ પ્રાણ, હું તમને શા માટે ના છોડું? પ્રાણને તો છોડું પણ એ નિર્દયનાં એના જેવાં સંતાન ઉદરમાં છે એનું શું? તો શું? ઇક્ષ્વાકુકુલ માટે? એ સંતાન માટે! કલંકિની હું જીવું! ઓ રામ, ઓ દુર્ભાગી સીતા!

લક્ષ્મણ : દેવી, વડીલ બંધુએ કહ્યું છે.

સીતા : શું કહેવાનું બાકી છે એમને હજી?

લક્ષ્મણ :

"ગૃહદેવતા મમ મનમંદિર ચિર વસી મૂર્તિ તમારી
શયન સહચરી, સ્વપ્ન સખી, પ્રાણની પ્રિય સહચારી.
આસન તારું ઉરમાં લેશે કદી ન કો સપત્ની,
યજ્ઞ વિશે પણ મૂર્તિ તારી હશેજ મારી પત્ની."

સીતા : કૃતાર્થ કરી, આર્યપુત્રે. આ સંદેશથી જાણે મને પરિત્યાગનું બધું જ દુઃખ દૂર થયું. અન્યાસક્ત પતિ જેટલો પત્નીને દુઃખી કરે છે એટલી તો ત્યક્તાણી સ્ત્રી પણ પતિને કષ્ટ નથી આપતી.

લક્ષ્મણ : પ્રત્યુત્તર છે આપનો કાંઇ ભગવતિ?

સીતા : પ્રત્યુત્તર? કોને?

લક્ષ્મણ : મહારાજને.

સીતા : હજી સંદેશના પ્રત્યુત્તર માગો છો લક્ષ્મણ? તો ચરણમાં પ્રણામાંજલિપૂર્વક મારાં સાસુજીને કહેજો કે અયોરણ્યમાં રાની પશુઓની વચમાં દિન ગાળતી દિણભાગી કુલવધૂ માટે કોઇક દિવસ મંગલ કામના કરે.

લક્ષ્મણ : આજ્ઞા શિરોધાર્ય. બંધુ માટે કાંઇ જ સંદેશ નહિ?

સીતા : વાણીની ઉચ્છૃંખલતા ઓછી કરો લક્ષ્મણ. નિષ્ઠુર પતિને દિણભાગી સ્ત્રી કયો સંદેશ મોકલે? સીતા હવે એટલી સૌભાગ્યવતી કયાં રહી છે? છતાંય કહેજો મારો વિચાર કરી પ્રજાપાલનમાં શિથીલતા ન સેવે. સત્પુરુષોના માર્ગનું અનુસરણ કરે. સ્વશરીર રક્ષામાં અપ્રમાદી રહે. વત્સ લક્ષ્મણ, આથી વધારે કાંઇ કહેવા જેવું છે?

લક્ષ્મણ : એમ માનો છો આપ કે હવે રામ પર આપનો કોઇ જ અધિકાર નથી?

સીતા : અધિકારનું પૂછતા હો તો એટલું જ કહેજો કે મારા જેવી નિરપરાધીને ફકત હૃદયથી જ નહિ પણ સ્વદેશથી યે સહસા ત્યજવી, આપ મહાનુભાવ માટે એ કાર્ય ઉચિત તો નહોતું જ.

લક્ષ્મણ : આપનો સંદેશ સાંભળ્યો દેવી, પણ હું એમને ઓળખું છું ત્યાં સુધી તો,

"આપ જાણો એ હૃદયને હું તો છું અજ્ઞાત,
નિર્વાસિત તમને કર્યાં, કર્તાની શી વાત?"

સીતા : એ તો તમે જાણો, હવે મને અધિકાર નથી, છતાં કહેજો, આ તપોવનવાસિની કરજોડી પ્રાર્થે છે કે મારા અવગુણ ન જોતાં ગમે તેવી છતાં ય તમારી ચિરપરિચિત રંક સીતા છું. મારા સીતાપણના "નાતે" તો કદીક યાદ કરજો. (આંસુ લૂછે છે)

લક્ષ્મણ : "વ્યથિત હૃદય પર લવણશો સુણતાં આ સંદેશ
મહારાજના હૃદયને થાશે દુઃસહ ક્લેશ."

સીતા : અરેરે! આવડા મોટા સામ્રાજ્યમાં એમની ચિંતા કોઇએ ન કરી? લક્ષ્મણ, મારા વિહોણા એનો વિશ્રામ માત્ર તમે જ જોજો. એમના સ્વાસ્થ્યનું ખૂબ ખૂબ ધ્યાન રાખજો.

લક્ષ્મણ : આપની મહાનુભાવતાને અનુરૂપ જ આ ભલામણ છે. (જવા જાય છે)

સીતા : ઊભા રહો વત્સ લક્ષ્મણ. રઘુકુલની પાવન રાજધાની અયોધ્યામાતાને મારા પ્રણામ કરજો. સ્વર્ગીય વડીલ દશરથ મહારાજની પ્રતિમાના ચરણે નમજો. પૂજનીય સાસુજીની આજ્ઞાનું પાલન કરજો. મધુભાષિણી દેરાણી અને સખીવૃંદને શાતા આપજો. મને અભાગણિને યાદ કરજો. (રડે છે) કહો કરશોને?

લક્ષ્મણ : (છાતી કૂટે છે)

"આ હત્યારા લક્ષ્મણ પાસે વનમાં સીતા તજાવી,
આ કુત્સિત કાનોને એનું ક્રન્દન કરુણ સુણાવી,
સુખમાં સુતો'તો લંકાના રણમાં વ્યર્થ જગાવી,
જીવનદાન હનુમાને દીધું ધોરાવતાં ભાવિ"

(શૂન્ય દૃષ્ટિએ ચોપાસ જોઈ રહે છે)

"હરિત્ શસ્યનો ત્યાગ કરીને હરિણ દીન થઈ રોતાં,
શોક વિફલ કુલ કલહંસોનાં વિલવંતાં ને જોતાં,
દેવીની આ દીનદશા પર મયૂરવૃંદ અકળાતાં,
પીગળ્યા પથ્થર, ઝરણ વહ્યાં મનુકાળજના વીંધાતાં."

સીતા : વત્સ લક્ષ્મણ, દિવસ આથમે છે. દૂર દૂર ક્યાંય જનરવ નથી સંભળાતો. પશુપક્ષી વૃક્ષો પર સ્થિત થાય છે. રાની પશુઓની ચીસો સંભળાય છે. હવે આ ભીષણ સંધ્યાએ આપનું વધુ રોકાવું ઉચિત નથી.

લક્ષ્મણ : (કરજોડીને) લક્ષ્મણની આપને અંતિમ પ્રણામાંજલિ.

સીતા : સ્વીકારી.

લક્ષ્મણ : અંતિમ પ્રાર્થના છે કે

"સ્વામી સ્વજન ગૃહનાં સ્મરી સ્મરીને મનમાં,
પાવન આપનું જીવન વિતાવો માતા નિર્જન વનમાં,
સૂર્યવંશની વિમલ કલાને કરી ઉદરમાં ધારણ,
એ જ હવે કર્તવ્ય આપનું એનું કરવું પાલન."

સીતા : એનું મને હર ક્ષણે ભાન રહેશે.

લક્ષ્મણ : એક નિવેદન બીજું.

સીતા : કહો, સાંભળવા જ બેઠી છું.

લક્ષ્મણ :

"કેવળ બંધુના આદેશે તજું આપ નિર્દોષ,
"મનમાં પણ! આ બાળક પર કદી ના કરશો રોષ."

સીતા : જેની આજ્ઞા મારે અને તમારે બંનેને પાળવી જ છે ત્યાં કોણ કોના પર રોષ કરે?

(લક્ષ્મણ પ્રદક્ષિણા અને પ્રણામ કરી જાય છે --સીતા રડે છે...)

લક્ષ્મણ : હે દિક્પાલો! સાંભળો. પૂજ્ય મહારાજ દશરથની સુકુમાર પુત્રવધૂ.

સીતા : સુંદર સંબોધન.

લક્ષ્મણ : રામ નામક, વિષ્ણુની પત્ની.

સીતા : અહોભાગ્ય.

લક્ષ્મણ : પતિગૃહથી નિર્વાસિત.

સીતા : હા, ધિક્! (કાને હાથ દે છે)

લક્ષ્મણ : ...નિર્જન વનમાં એકલી છે આપ સર્વ એની રક્ષા કરજો.

ભગવતિ ભાગીરથી! સૂર્યવંશની લાજ રાખજો.

"રમ્ય તરંગે જનની ગંગે મંજુલ સંગીત ગાજો,
કોમલ, શીતલ મધુર સમીરની પાવન લહરી વાજો;
પતિએ ત્યાગી દીન અભાગી સ્ત્રી દેવી કુલનારી,
કરુણામયી એ સર્વ રીતે છે કરુણાપાત્ર તમારી."

"હું હાથ જોડું વનદેવતાઓ,
માગી રહ્યો છું કરુણા વહાવો,
કદી એ હોય અસાવધાના,
સંભાળ લેજો રક્ષક સદાના."
હિંસક પશુઓ ભૂલેચૂકે કો,
સીતા દિશામાં ડગલું ના ભરશો,
હરિણાંગનાઓ મૃગલોચનીઓ,
મૃગી સમીની સખી થઈ સુહાજો
ગીરી સરિત્ દિક્પાલો સ્વીકારો
લક્ષ્મણ તણી અંતિમ પ્રાર્થના આ."

(જાય છે...)

સીતા : ઘોર વનમાં એકલી તજી ખરેખર લક્ષ્મણ ગયા. (ચારે તરફ જોઈ) ધિક્કાર! મને જોતાં શરમાતા હોય એમ સૂર્યનારાયણ પણ છુપાઈ ગયા. હરિણો પણ ત્યજી ગયાં. પક્ષી અદૃશ્ય થયાં. ભયંકર મહાવનમાં મારું, મારા ગર્ભનું બેલી કોણ થશે? વનદેવતાઓ, તમને પણ મારી દયા નથી આવતી? સૂર્યવંશના અદૃષ્ટ રક્ષક દેવો! વસિષ્ઠ–વાલ્મિકી કુલગુરુઓ! આ તો તમારો પ્રદેશ. ક્યાં છો? તમો પણ મારી સામે નહિ જુવો? (મૂર્છિત થાય છે)

(વાલ્મિકિ આવે છે.....)

વાલ્મિકી : "જે જે ગંગાસ્નાન કરીને શિષ્યો આશ્રમ આવ્યા.
સંધ્યા સમયે વર્તમાન કો દારુણ મને સુણાવ્યા.
રૂદન કરતી છાતીફાટ કો દીન ગર્ભિણી બાલા,
ખોળી રહ્યો છું, હજી ના જડતી, ગૂંથે અશ્રુના માલા."

(બ્હાવરા જેવા ખોળે છે)

સીતા : (જાગીને) કોણ બોલે છે? ના. ના. એ તો ભ્રાંતી જ. કદાચ લક્ષ્મણનાં વચન માની ભગવતી ભાગીરથી મને અનુગૃહિત કરતી હશે.

વાલ્મિકી : કોણ બોલે છે? મને કોઇ દેખાતું નથી. દૃષ્ટિ ધૂંધળી બની છે. જે હો તે સામે આવો.

સીતા : પાછા આવ્યા વત્સ લક્ષ્મણ!

વાલ્મિકી : લક્ષ્મણ નથી દેવી, હું છું.

સીતા : મહાન અનર્થ. કોઇ અણુજાણ છે. હવે શું થશે? મા ગંગા તારે હાથે લાજ.

વાલ્મિકી : હું અન્ય નથી પુત્રી! મને પરાયો ના સમજ. સંધ્યાસ્નાન કરવા આવેલ મુનિકુમારો પાસે તારો વૃત્તાંત સાંભળી તને આશ્રમમાં લઇ જવા આવ્યો છુ. શું......

"વિજયી બની માર્યો દશાનન સમર ઘોર કરાલમાં,
આરામ બદલે કષ્ટ આવે રામ શાસન કાળમાં."

સીતા : ચંદ્રે જ વજ્રપાત કર્યો. કુમુદીની પર ભગવન.

વાલ્મિકી : શું રામે જ તને વનવાસ આપ્યો? તો તો રામ જ તારો ન્યાય કરશે. હું જાઉં છું.

સીતા : તમે જાવ છો? એક વૃદ્ધ ઋષિ સીતાને ત્યજીને જાય છે? રામના શાસનનો એને પણ ડર છે? તમે જે હો તે, મારા પર દયા ના હોય તો મારા ગર્ભમાં રઘુ, સાગર, દિલીપ, દશરથ જેવા મહાનુભાવોનો વંશધર છે તેના પર તો કરુણા કરો!

વાલ્મિકી : પુત્રી! તું શું સીતા છે? દશરથ પુત્રવધૂ છે? જનકદુલારી છે?

સીતા : આપને શંકા છે કે હું અસત્યભાષીણી છું?

વાલ્મિકી : મને ધ્યાન ધરી જોવા દે કે શું ઘટના છે. (ધ્યાન ધરે છે) મને ક્ષમા કર પુત્રી! મેં દિવ્ય દૃષ્ટિથી જાણી લીધું કે રામથી ત્યજાયેલી તું સીતા છે. તને ત્યજવામાં રામનો અપરાધ નથી. લોકનિંદાના ડરથી રામે તને ગૃહત્યાગ આપ્યો પરંતુ હૃદયથી ત્યજી નથી. તું પાવન છે. નિરપરાધી છે. આશ્રમમાં ચાલ. તારે પગલે મારો વાલ્મિકી આશ્રમ પાવન થશે.

સીતા : શું આપ જ મહર્ષિ વાલ્મિકી?

વાલ્મિકી : હા દેવી!

"સુહૃદ, પુરાણો મિથિલેશનો હુ,
સખા અયોધ્યાપતિનો અનન્ય.
વાલ્મિકી છું-પુત્રી કરો ના શંકા,
નિશ્ચય કરો હું નથી કોઇ અન્ય."

સીતા : ચરણમાં પ્રણામ કરું છું, ભગવન!

વાલ્મિકી : વીરજનની વીરપ્રસવા બનો! રામની કૃપા ભાજન થાઓ!

સીતા : આપ વાલ્મિકી નહિ. શ્વસુર-પિતા જે કહું તે સર્વ છે. મા ભાગીરથી! મારો પ્રસવ સુખરૂપ થશે તો તો રોજ તમને મારે હાથે ગૂંથેલી પરાગમયી "કુંદમાલા" ધરાવીશ.

વાલ્મિકી : સીતા! મારી પુત્રી! મારી પાછળ સાવધાનીથી ચાલી આવ. માર્ગ અતિ વિકટ છે.

"કુશ કંટકમાં કોમળ પગલાં ધીરે ધીરે ભરજે,
ઊંચી નીચી તરૂની ડાળો, મસ્તક તું નત કરજે;
જે સામે છે સમતલ મારગ, પગલાં ભરજે સમતલ,
ચરણતણું પ્રક્ષાલન કર મા! સર, જલ સુંદર નિર્મલ."

(સીતા ચાલે છે)

વાલ્મિકી :

"પુણ્ય ક્રિયા રઘુકુલબાલોની પુંસવનાદિક સારી,
અમે જ કરતા આવ્યા પુત્રી થા ના જરા દુખિયારી;
વૃદ્ધા મુનિ પત્નીઓ ઉરના આશ્વાસન અહીં દેશે;
મુનિ કન્યાઓ સખી સહચરી તારી બનીને રહેશે."

(......... બન્ને જાય છે .........)

(—પ્રથમ અંક સમાપ્ત—)



પણ સંભવે છે.

ધીરા ધીરા વા મધ્યા ધીરા

કત લપટૈયત મો ગરૈ સો ન જુહી નિસ સેન,
જિંહી ચંપકબરની કિયે ગુલ્લાલા રંગ નૈન.

[નાયિકા નાયકને કહે છેઃ મારે ગળે શા માટે લપેટાઓ છો? નિશામાં આપની સાથે શયન કર્યું હતું-સો ન જુહી-તે હું નથી કે જે ચંપકવર્ણીએ આપનાં લોચનને ગુલાબના જેવાં લાલચોળ બનાવ્યાં છે.]

વાંચનાર જોઈ લેશે કે અલંકાર શ્રેષ્ઠ છે. આ દોહરામાં 'મો ગરૈ' અને 'સો ન જુહિ' પર શ્લેષ છે.

સ્વકીયા ખંડિતા

પલ સોહૈ પીક રંગ, છલ સોહૈ સબ બૈન,
બલ સોહૈ કત કીજીત યે અલસોહૈ નૈન.

[પાનની પીકના રંગથી રંગેલી પાંપણ શોભે છે. આપનાં વચન છળથી શોભે છે. આળસથી ભરેલી એવી આંખોને બળાત્કારથી મારી સામે શા માટે કરો છો?]

વાસકસજ્જા

જ્યોં જ્યોં આવતિ નિકટ નિસિ,
ત્યોં ત્યોં ખરી ઉતાલ,
ઝમકિ ઝમકિ ટહલેં કરૈ,
લગી રહ ચટૈ બાલ.

[સખી સખી પ્રત્યે કહે છેઃ જેમ જેમ રાત પાસે આવતી જાય છે તેમ તેમ ખરી ઉતાવળ થાય છે. બાળા જલ્દી જલ્દી કામ ઉકેલી નાંખે છે, અને ખરી ચટ લાગી છે.]

ઉત્કંઠિતા

નભ લાલી ચાલી નિશા, ચટકાલી ધૂનિ કીન,
રતિ પાલી આલી અનત, આયે બનમાલી ન.

[આકાશમાં રક્તિમા-લાલી આઈ: રાત્રિ ચાલી ગઈ: ચકલી-ભમરાના શોર શરૂ થયા! હે અલિ, પ્રીતિ અન્યત્ર નિભાવી તે વનમાળી આવ્યા નહિ.]

સ્વાધીનપતિકા

તો પર બારૌં ઉરબસી, સુન રાધિકે સુજાન,
તૂં મોહન કે ઉર બસી હૈ, ઉરબસી સમાન.

[દુતિ નાયિકાને કહે છેઃ હે ચતુર રાધિકે તારા પર ઉર્વશીને ઓવારી નાખું. તું મોહનના ઉર-હૃદયમાં વસી વાસો કરીને ઉર્વશી સમાન-હૃદયમાં વસેલ લક્ષ્મીજી સમાન થઈ છું.]

અલંકાર વ્યતિરેક છે.

ખંડિતા

ગડે બડે છબી છાકુછકી
છિગુની છોટ છૂટૈ ન,
રહે સુરંગ રંગ રંગી
ઉહિ નહદી મહદી નૈન.

[બડી છબીના નશાથી છકી જઈ, સૌંદર્યના મદથી મતવાલા થઈ, અમારાં નયન ટચલી આંગળીના અગ્રભાગમાં લાગેલાં-આસક્ત થયેલાં તે છૂટતાં નથી, અને તે નખમાં લગાડેલ મેંદીના લાલ રંગથી રંગાઇ ગયાં છે.]



પ્રવત્સ્યપતિકા

ચાહભરી અતિ રસભરી
વિરહભરી સબ બાત,
કોરિ સંદેસે દુહૂનકે ચલે
પૌંરિલૌ જાત.

[ચાહથી ભરેલી, રસથી ભરેલી, વિરહથી ભરેલી સઘળી વાતોના કરોડ સંદેશા ઘરથી પોળ સુધી ચાલ્યા.]

આ દૃષ્ટાંત અહીં તકીથી લીધાં છે. નાયક વર્ણન, ભાવ વર્ણન, વિભાવ અને દશા વર્ણન બિહારીએ સુંદર રીતે કર્યું છે. યમક અને પદમૈત્ર તેની કવિતામાં ડગલે અને પગલે નજરે પડે છે. ઝડ, ઝમક ઘણી જ ખૂબીથી બિહારી આણે છે. ઝડ અને ઝમક દર્શાવવા કેટલાક કવિઓ તાણી તોશીને કે શોધી શોધીને સરખા વર્ણો (અક્ષરનો) ભાર લાદે છે તેમ બિહારી કરતો નથી. અલંકાર ઘણા જ સ્વાભાવિક જણાય છે. દોહરાના બીજા, ત્રીજા કે ચોથા પાદમાં અમુક શબ્દથી ઝડ ઝમકની ખૂબી આણે છે. યથા:

છતિયન છેલ છુવાય,
લલનપલન સુની ચલનમેં,
લોચન લેત લગાય,
લખા લલનાકી લીટ,
લાલ લાલ દ્યુતિ લીક.

વા એકાદ બે વર્ણને અંતરે એને એ જ વર્ણની આવૃત્તિ કરે છે. જેમ કે :

રસ સિંગાર મજ્જન કિયે, કંજન ભંજન દૈન,
અંજન રંજનહૂ બિના ખંજન ગંજન નૈન.

શૃંગારી મનુષ્યોના ભાવ, ચેષ્ટા, નિર્દોષ મજાક બિહારીએ રસિકતાથી દાખવ્યાં છે. કવિની દષ્ટિ ઘણી જ શોધક અને તીવ્ર જણાય છે. તે ચારે મેર છૂટથી વિહરે છે. મનુષ્યના અંતરની ઊંડાણમાં પેસી જોવાની શક્તિ બિહારીમાં છે. પરંતુ તેનો વર્ણ્યવિષય શૃંગાર જ છે. શૃંગારમસ્ત કવિએ નયનનું પરમોત્તમ રસિક વર્ણન કર્યું છે.

દિઠ બરત બાંધિ અટનિ ચઢિ ધાવત ન ડરાત,
ઇત ઉત તે ચિત દુહુનિ કે નટલૌ આવત જાત.

[બન્નેએ અટારી પરથી દૃષ્ટિની દોરી બાંધી છે. તે પર બન્નેનાં મન નટની માફક આમથી આમ આવજા કરે છે, ડરતાં નથી. ચઢીને આવે છે ને જાય છે.],

જુરે દુહૂંન કે દગ ઝમકી રૂકે ન ઝીને ચીર,
હલકી ફૌજ હરોલ જ્યોં પરતિ ગોલ પર ભીર.

[નાયક નાયિકાનાં નેત્ર ઝમક કરીને મળી ગયાં. ઝીણા વસ્ત્ર રોકાયાં નહિ. જેવી રીતે સેનાનો અગ્રભાગ હલકો હોય તો મધ્ય અને પાછલા ભાગપર ભીડ પડે તેમ. નેત્ર તે ફોજ; ઘુંઘટ પટ તે હરોલ-અગ્રભાગ; પ્રિયનાં નેત્ર તે દક્ષિણી કટક.],

હરિ છબી જલ બસ તેં
પરે તબતે ક્ષણ નિવરૈ ન
ભરત ઢરત બૂડત તરત
રહત ઘરીલોં નૈન.

[હે સખી, કૃષ્ણની છબીરૂપી જળમાં જ્યારથી આ નેત્રો પડયાં છે, ત્યારથી ક્ષણમાત્ર નિર્વિઘ્ન થઇ બેઠાં નથી. ભરાય છે, ઢળવાય છે, તરે છે, બૂડે છે. નયનની દશા ઘડી-જેવી સમય જોવા માટે ત્રાંબાની છીદ્ર પાડેલી વાટકી રાખે છે તેના જેવી થઇ છે.]

નેહ ન નૈનનકો કછુ ઉપની બડી બલાય,
નીર ભરે નિતપ્રતિ રહૈ તઉ ન પ્યાસ બુઝાય.

ખી, આ નયનમાં નેહ નથી, પણ એને એક જાતનો કંઇ ભારે રોગ થયો હોય એમ લાગે છે, કારણ કે રોજ રોજ એ જળથી ભરેલાં રહે છે છતાં એની પ્યાસ બુઝાતી નથી.]

અલંકાર વિશેષોક્તિ છે.

અલિ ઇન લોચન શરનિકો ખરો વિષમ સંસાર,
લગે લગાયે એકસે દુહુવન કરત સુમાર.

[હે સખી, આ નયનરૂપી બાણની વિચિત્ર અને વિષમ ગતિ છે. એ લાગ્યાં લગાડયાં એકરૂપમાં છે ને વાગવાથી બન્નેને ઘાયલ કરે છે.]

નૈના નેકુ ન માનહિ કિતો કહ્યો સમુઝાય,
તનમન હારે હૂ હંસે તિનસો કહા બસાય.

[હે સખી, આ નયનને કેટલું સમજાવીને કહ્યું છતાં માનતા નથી. બન્ને શરીર અને મનને હારી બેઠી છું, તો પણ તે હસે છે; કહો, એવાની સાથે શું જોર ચાલે?]

બીજો અર્થ આમ પણ સંભવે: નયના નેક: નયનથી જરા ન માન હી: હી કહેતાં હૃદયમાં માન પણ નથી. જેના હૃદયમાં નય જરા પણ નથી. માન પણ નથી. તેણે ઘણુ સમજાવીને કહ્યુ પરંતુ જે બીજાની તન મન હારી બેઠાં છે છતાં હસે છે એવાની સાથે કેમ ફાવીએ?

નખ સિખરૂપ ભરે ખરે તઉ માંગત મસકાન
તજત ન લોચન લાલચી યે લાલચીં હી બાન

[નખથી તે શિખા પર્યંત, પગથી તે માથા સુધી રૂપથી ભરેલ છે છતાં મલકારાને જોવાની ઇચ્છા રાખે છે. આ લાલચુ લાલચમાં લપટાવવાનો સ્વભાવ છોડતાં નથી.]

યશ અપયશ દેખત નહિ દેખત સાંવલ ગાત,
કહા કરૈં લાલચ ભરે ચપલ નૈન ચલિ જાત.

[યશ કે અપયશ કશાનેય જોતાં નથી. હે સખી, કેવળ સલુણા શ્યામ શરીરને જ જુએ છે. શું કરું? આ ચંચળ અને લાલચુ નયન એની મેળે ચાલી જાય છે.]

ઝૂઠે જાનિ ન સંગ્રહે મન મુખ નિકસે બૈન,
યાહી તે માનહૂ કિયે બાતનકો વિધિ નૈન.

[મુખમાંથી નીકળેલાં વચન જૂઠાં જાણી સ્વીકાર કરે નહિ. એ જ કારણથી વાતો કરવા માટે શું બ્રહ્માએ નેત્રની રચના કરી છે?]

(અનુસંધાન પાના ૨૦ ઉપર)

# પ્રેમાનંદ

:પ્રવક્તા:

શ્રી એ. બી. યાજ્ઞિક



પ્રેમાનંદ એ સત્તરમી અઢારમી સદીનો જ નહિ, પણ સમગ્ર મધ્યકાળનો આપણો શ્રેષ્ઠ આખ્યાનકાર અને કવિશિરોમણિ છે. પ્રેમાનંદે રામાયણ, મહાભારત, ભાગવતના કથાપ્રસંગોને તથા નરસિંહ મહેતાના જીવન-પ્રસંગોને ગાયા છે. આમ, પ્રેમાનંદ, વસ્તુવિધાનની બાબતમાં મૌલિક નથી. વળી, ભાલણ, નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની વગેરે પુરોગામીઓનું ઋણ પણ તેના ઉપર છે. પરંતુ પુરોગામીઓનાં આખ્યાનોને ઝાંખા પાડે તેવું અદ્ભુત તેજ પ્રેમાનંદની સર્જનશક્તિ દાખવે છે. તેથી તેને યોગ્ય રીતે જ ગુજરાતનો મહાકવિ કહેવામાં આવે છે.

પ્રેમાનંદની જીવનકથામાં અનેક દંતકથાઓના અંશો ભળી ગયા છે. પણ એને વિશેની આટલી હકીકતો નિર્વિવાદ છે. તે જ્ઞાતિએ ચાતુર્વેદી બ્રાહ્મણ હતો અને પ્રેમાનંદના શબ્દોમાં જ કહીએ તો "વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ. ઉદર નિમિત્તે સુરત સેવ્યું ને ગામ નંદરબાર."

"નળાખ્યાન", "સુદામાચરિત", "મામેરું" આખ્યાનો પ્રેમાનંદે ફરીથી ગાયાં. પણ પ્રેમાનંદના પ્રતિભાબળને લીધે એના હાથમાં આ કૃતિઓ અમર બનવા પામી. આ ઉપરાંત, "ઓખાહરણ", "અભિમન્યુ-આખ્યાન", "હૂંડી", "શ્રાદ્ધ", "સામળશાનો વિવાહ" વગેરે અનેક સુંદર આખ્યાનો તેણે રચ્યાં છે.

પ્રેમાનંદની આખ્યાનકલામાં તેનું કથનકૌશલ પ્રથમ ધ્યાન ખેંચે છે. રસળભાવથી કથા કહેવાની તે અદ્ભુત શક્તિ ધરાવે છે. કથાની પૂર્વકથા સંક્ષેપમાં પતાવી કથાસામગ્રીનાં તાદૃશ ચિત્રો એ ખડાં કરે છે. નાટ્યપૂર્ણ પરિસ્થિતિઓને ખીલવીને તે શ્રોતાઓને રસપ્રવાહમાં તલ્લીન બનાવે છે અને પ્રસંગોનો ઉચિત રીતે ઉપસંહાર કરે છે. "મામેરું"માંથી ઉદાહરણો લઈએ તો,

"કોના તળાયા ને કોની પીંજણીઓ,
બળદ આણ્યા બે માગી જી".

વાણું મહેતાજીની વહેલનું વર્ણન,

"ત્રણ સખીઓ સંઘાથે ચાલી,
વેરાગી દશ વીશજી,
મોસાળાની સામગ્રીમાં,
તિલક ને તુળસીમાળજી."

એવી સાધુ મંડળી, "ઉતરવા પર આપ્યું એક. ત્યાં ચાંચડ મચ્છર વીસેક". એવો નરસિંહ મહેતાનો ઉતારો, "વેરણિ હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરું થાશે" એમ બોલતો નારીસમાજ,

"કોનો પિતા લખેશરી કહાવે,
તે તો મારે ખપ આવે,
રોક પિતા આવ્યો મુજ ઘેર,
એક કાપડું સોનાનો મેર."

બોલતી કુંવરબાઇ,

"ઝીણા જામા ને પટકા ભારે રે,
હરિ હળવે પધારે રે,
ખાંધે પછેડી ઓઢી નાથે રે,
બેઉ છેડા અહ્યા છે હાથે રે" અને
"એક લેખણ કાને ખોશી રે,
નામ ધર્યું દામોદર દોશી રે"

એવા વૈકુંઠનાથ એ બધાં સુંદર ચિત્રો પ્રેમાનંદની કથનકલામાં કેવાં શોભી રહે છે! અનેક આખ્યાનોમાં નિરૂપાયેલાં આવાં સુંદર ચિત્રો અને દૃશ્યો કથાના રસપ્રવાહને અત્યંત પુષ્ટ બનાવે છે.

કવિવર પ્રેમાનંદને નામે ચડાવાયેલાં નાટકો એ એક વખત ખૂબ જ ચર્ચાનો વિષય થઇ પડયો હતો. છતાં આ લેખમાં પ્રેમાનંદમાં જે નાટ્યાત્મક શક્તિઓ ગૂઢ અને ગહનપણે પડી હતી એ પ્રસ્તુત થાય છે. એનું વાર્તાકથન, પાત્રાલેખન, પ્રસંગનિરૂપણ હાસ્ય અને કરુણરસની જમાવટ અને સૌથી વિશેષ તો જનહૃદય સુધી પહોંચવાની એ મસ્તીભર્યા જીવની અજોડ સિદ્ધિ એને સિદ્ધહસ્ત કલાવિભૂતિઓની હરોળમાં નિઃશંક મૂકે છે.

પરંતુ પ્રેમાનંદની સર્જનશક્તિ અને તેનું કળા-કૌશલ્ય વાર્તાકથન કરતાં યે તેના પાત્રનિરૂપણમાં સવિશેષ દેખાય છે. હાસ્ય માટેનાં પાત્રો સિવાયનાં તેનાં બધાં પાત્રોમાં પૂરેપૂરી વાસ્તવિકતા અને સ્વાભાવિકતા આવે છે.

ઉદાહરણ તરીકે, "સુદામાચરિત" માં "લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ધણિયાણી" એમ પત્ની પ્રત્યે ચીડ વ્યક્ત કરતો, "એ સર્વ ધૂર્ત કપટની સેવા, લંપટ કરી મારા તાંદુલ લેવા" એવા કૃષ્ણ વિષે ઉદ્‌ગાર કાઢનો, કે "તૂટી સરખી ઝૂંપડી, ને લૂંટી સરખી નાર, સડચાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર"માં કુટુંબ-પ્રેમ વ્યક્ત કરતો સુદામો, તેની વાસ્તવિકતા અને સ્વાભાવિકતાને લીધે, અમર:પાત્ર બન્યો છે. પ્રેમાનંદની પાત્ર-સૃષ્ટિ વિશાળ અને વૈવિધ્યભરી છે. પુત્રવત્સલ જસોદા, ઘરરખ્ખુ સુદામાપત્ની, નમાઇ અને ઓશિયાળી કુંવરબાઇ, લગ્નોત્સુક ઓખા, યુદ્ધવીર અભિમન્યુ ઇત્યાદિ અનેક પાત્રોના નિરૂપણમાં સાચુ અને સજીવ આલેખન પ્રેમાનંદની શક્તિના નિદર્શક, જગતના ઊંડા નિરીક્ષક અને જનસ્વભાવના ખરા જાણકાર પ્રેમાનંદની પાત્રસૃષ્ટિ તેથી જ, અવિસ્મરણીય બની છે.

પાત્રોને જીવન્ત તેમ જ સ્વકીય લાગે તેવા બનાવવા માટે પ્રેમાનંદે એમનાં વેશ, વાણી, વૃત્તિ અને વર્તનમાં પોતાના સમયના ગુજરાતી વાતાવરણને જ ચીતર્યું છે. ઉદાહરણ તરીકે "સહુ કો સાસરે જાય ને આવે, શિયર મુજ સમાણેજી" એમ કહેનાર યૌવનપ્રવિષ્ટ ઓખા, કે

"મરકલડે મુખે ને મધુર વચને,
મર્યાદા મન આણીજી,
શાકપાક મેં પીયુને ન પીરસ્યાં,
આઘોપાલવ તાણીજી"

માં વ્યક્ત કરેલી તેની આકાંક્ષાનું કેવું સુરેખ અને સચોટ ચિત્ર દોરાયું છે! "નળાખ્યાન"માં નળની આંખમાં આંસુ જોઇને "હંસ પૂછે મારા વીર, તાહરે નયને કાં વહે છે નીર!" ત્યારે નળ જવાબ આપે છે, "પરણ્યા કુંવારા ન જુઓ, ઘરમાં ભાભી દીઠી હશે તમો?" અને "હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યુ ભાભી પીયેર હશે" આવાં આવાં તો અને અનેક ગુજરાતી સમાજનાં લાક્ષણિક ચિત્રો પ્રેમાનંદનાં આખ્યાનોમાં મળે છે. લોકમાનસ અને લોકાચારના કુશળ જ્ઞાતા અને આ લેખક પ્રેમાનંદે ગુજરાતી સમાજને આવી રીતે નિરૂપીને તેનાં આખ્યાનો લોકગમ્ય અને જનપ્રિય બનાવ્યાં છે. પુરાણોમાંથી પ્રેમાનંદે તો વસ્તુ જ લીધું છે, તેનાં આખ્યાનોમાં ગુજરાતનો જ પ્રાણ ધબકે છે, તેથી કવિ ન્હાનાલાલે યોગ્ય રીતે જ પ્રેમાનંદને સૌથી વધારે ગુજરાતી કવિ કહ્યો છે.

પ્રેમાનંદે લોકહૃદયને પોતાની કથનકલાથી આકર્ષ્યું. પાત્રાલેખનથી અને પુરાણકથાના ગુજરાતીકરણથી સ્વકીયતા આપી. પરંતુ ગુજરાતી જનસમાજનું હૃદય તો તેણે રસજમાવટથી જ જીત્યું છે. નવલરામે સાચું જ કહ્યુ છે કે, "રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ તેના પેંગડામાં પગ ઘાલે તેવો નથી. એ ધારે છે ત્યારે હસાવે છે, ધારે ત્યારે રડાવે છે અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઇ જઇને બેસાડે છે. એની વધારે મોટી ખૂબી તો એ છે કે તેને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી અને તે પણ એવી સ્વાભાવિક રીતે કરે છે કે તેમાં લેશ માત્ર પણ રસભંગ થતો નથી. "પ્રેમાનંદનાં લગભગ બધાં જ આખ્યાનો નવલરામના આ અભિપ્રાયની સાક્ષી પૂરે છે.

આ ઉપરાંત પ્રેમાનંદ એકલો આખ્યાનકાર જ નથી. કવિ એ, મહાકવિ છે. ભક્તની ભીડ ભાંગવા દામોદર દોશી કે સામળશા શેઠ બની આવતા ભગવાન, દમયંતી સ્વયંવર વખતે "શરીર ક્ષુદ્ર, કાષ્ટનાં ખોડ. તેને દમયતી પરણ્યાના કોડ" વાળા અનેક રાજાઓ, હું હું નળ" કહેતા ઇંદ્રાદિ દેવો વગેરેનાં ચિત્રોમાં પ્રેમાનંદની કાવ્યમયતાનું પ્રસન્ન દર્શન થાય છે. વળી, દમયંતી, લક્ષ્મી, દ્રોપદિ, સુભદ્રા, જશોદા, દેવકી વગેરે સ્ત્રી પાત્રોના આલેખનમાં પણ પ્રેમાનંદની કવિત્વશક્તિ દીપી ઊઠે છે. પાત્રોનાં ઊર્મિસંવેદનોનાં હૃદયસ્પર્શી વર્ણનોમાંથી વહેતો રસ પ્રેમાનંદની ઉચ્ચ કવિતાની સાક્ષી પૂરે છે. પ્રેમાનંદ ભાવનુકુળ ભાષા અને ઢાળો કોઇ અનેરી સઝથી પ્રયોજી જાણે છે. વર્ણનો વગેરે શુષ્ક બની જવાનો સંભવ હોય ત્યાં સંગીતનો સમુચિત ઉપયોગ કરીને "નૃપભીમક તનયા, રૂપ બનયા, રસીલી રંગ પૂરણા"

જેવાં કડવાં રચે છે. સુભગ વર્ણવિન્યાસ, વાણીમાધુર્ય, વર્ણસંગીત સાધના, પ્રેમાનુપ્રાસ જેવા શબ્દાલંકારો વગેરે પ્રેમાનંદીય કવિતાનાં અનિવાર્ય લક્ષણો છે. "નળાખ્યાન," "મામેરું," "સુદામા ચરિત," "ઓખાહરણ" માં આ રસસિદ્ધ કવિશ્વરનાં સામર્થ્ય અને કૌશલ્ય સવિશેષ પ્રતીત થાય છે. પ્રેમાનંદની ભાષા પણ પ્રેમાનંદની સર્જન સફળતામાં મૂલ્યવાન ફાળો અર્પે છે. પ્રેમાનંદની ભાષામાં ગુજરાતી ભાષાનાં પ્રસાદ, અર્થવાહકતા, રસ-ક્ષમતા અને બળ વ્યક્ત થાય છે.

પ્રેમાનંદની સિદ્ધિઓ જેમ મોટી છે, તેમ તેની મર્યાદાઓ પણ મોટી છે. જે ગુજરાતીકરણ પ્રેમાનંદની લોકપ્રિયતાનું કારણ છે તે જ પ્રેમાનંદની મર્યાદાઓનું પણ કારણ બને છે. પ્રેમાનંદનો સુદામો ગુજરાતનો સામાન્ય નિર્ધન બ્રાહ્મણ હોય તેવો ચિતરાયો છે. મૂળનાં ગૌરવ અને તેજસ્વીતા જળવાયાં નથી. તે જ રીતે પ્રેમાનંદના હાથે કૃષ્ણ ખટપટી. ખલનાયક જેવા બની ગયા છે. ઇંદ્રાદિ દેવો પામર માનવીઓ જેવા આલેખાયા છે અને અંગદાદિ વાનરોનું જ દોદરી તરફનું વર્તન ગારવહીન નિરૂપાયું છે અને બાહુકરૂપી નળના વર્તનમાં તો નથી સુરુચિ કે નથી ઔચિત્ય. પ્રેમાનંદના હાસ્ય-નિરૂપણમાં પણ કેટલીકવાર સ્થૂળતા કે ગ્રામ્યતા પેસી ગયાં છે. વર્ણનોની સંગીતમય ભાષાના તાનમાં ક્યારેક શબ્દો દુર્બોધ બન્યા છે અને ભાષા ક્લિષ્ટ બની છે. 'સત્યભામારોષદર્શિકા આખ્યાન' 'પાંચાલીપ્રસન્ન આખ્યાન' 'તપત્યાખ્યાન' એ ત્રણું નાટકો પ્રેમાનંદના નામે પ્રસિદ્ધ થયાં હતાં. પણ નરસિંહરાવે લગભગ સિદ્ધ કરી બતાવ્યું છે કે એ નાટકો પ્રેમાનંદનાં હોઇ શકે નહિ. "દ્રૌપદીહરણ" વગેરે પ્રેમાનંદના નામે લખાયેલી કૃતિઓ પણ પ્રેમાનંદની નથી. એટલે આની ચર્ચા અપ્રસ્તુત છે.

પ્રેમાનંદની કૃતિઓનું મૂલ્યાંકન કરતાં કહી શકાય કે પ્રેમાનંદની સિદ્ધિ આગળ તેની મર્યાદાઓ ઢંકાઇ જાય છે. પ્રેમાનંદનાં વ્યાખ્યાનોએ મધ્યકાલિન ગુજરાતી સાહિત્યને જ સમૃદ્ધ કર્યું નથી, ગુજરાતી જનસમાજને સંસ્કાર પણ સમર્પ્યા છે. આ રીતે જોતાં, આ જનમનરંજક આખ્યાનકાર રસસિદ્ધિ કવિશ્વર, ગુજરાતી સંસારનો સાચો નિરીક્ષક અને નિરૂપક. ભક્તિનમ્ર, ભટ પ્રેમાનંદ, મુનશી કહે છે તેમ, ગુજરાતી રંગભૂમિ ઉપર નાનકડો વ્યાસ બની ગુજરાતી જનતામાં વાર્તારસ અને કાવ્યાનંદદ્વારા ધર્મસંસ્કારનું સિંચન કર્યું છે. ગુજરાતી સાહિત્યની તેણે કરેલી સેવા અપ્રતિમ છે. વિશાળ પટમાં ફરી વળતી પરલક્ષી કવિતાનો આ સ્વામી મધ્યકનો તો આપણો કવિશિરોમણિ તો છે જ, પણ સમસ્ત ગુજરાતી સાહિત્ય પણ તેની કવિતાથી ધન્ય બન્યું છે.

"આપણા સાહિત્યકારો" એ શ્રેણીમાં મુંબઇના ઓલ ઇન્ડિયા રેડિયાના મથકેથી આપેલું પ્રવચન અત્રે સાભાર ઉધ્ધૃત કર્યું છે.

## કવિવર બિહારીલાલ

[અનુસંધાન પાના ૧૭થી ચાલુ]

વા બીજી રીતે આમ પણ અર્થ સંભવે છે કે ર્પણમાં સખી સખીને કહે છે કે "હે અલી, તું ...સ્તુતિ કે નિંદા–યશ કે અપયશ કશાને જોતી નથી. ત્ર શ્યામ રૂપને જ જુએ છે એ શું? જવાબ આપે છે કે. "શું કરું બહેના! આ લાલચભર્યાં ચપલ નેત્ર એ તરફ ગતિ કરે છે."

**ચમચમાત ચંચલ નયન,**
**બિચ ઘુંઘટ પટ ઝીન,**
**માનહું સુરસરિતા વિમલ,**
**જલ ઉછલત યુગમીન.**

[ઝીણા વસ્ત્રના ઘુંઘટમાં ચંચલ નેત્ર ચમચમે છે. જાણે સુર-સરિતા-ગંગાજીના વિમળ જળમાં બે માછલીઓ ઉછળતી ન હોય!]

બિહારીનો અલંકાર પર પ્રગાઢ કાબુ છે. તે તેની વાણીની પૂંઠે સ્વાભાવત: આવતા જણાય છે. તેણે "લહલહાત" "જગમગાત" શબ્દો એવા શોધી શોધીને વાપર્યાં છે કે કોઇ સ્થળે ભાવમાં ઊંડાણ ન હોય છતાં તે હૃદ્ય ચિત્તને વેધે છે. તેણે કેટલાંક અલંકારો એવી ઉત્તમ રીતે દાખવ્યા છે કે સંસ્કૃતિના ઉત્તમ કવિઓની કૃતિ સિવાય ભાગ્યે જ જોવામાં આવે.

### ઉત્પ્રેક્ષા

**નાહિન યે પાવક પ્રબલ લૂએ ચલત ચહુ પાસ,**
**માનહુ બિરહ બસંત સે ગ્રીષમ લેત ઉસાસ.**

[આ પ્રબળ અગ્નિ નથી, અગ્નિ જેવી લૂ ચારે તરફ વાઇ રહી છે. વસંતના વિરહથી જાણે ગ્રીષ્મ ઉસ્વાસ લેતી ન હોય!]

### અન્યોક્તિ

**સ્વારથ સુકૃત ન શ્રમ વૃથા,**
**દેખી બિહંગ વિચારી,**
**બાજ પરાયે પાનિ,**
**પર તુ પક્ષિહિ ન મારી.**

[હે બાજ પક્ષી! તારો કંઇ સ્વાર્થ નથી. પુણ્યનું કામ નથી. વૃથા શ્રમ છે. એટલા માટે પારકાને હાથ પડી વિનાકારણ તું પક્ષીઓને ન માર.]

દુષ્ટ અધિકારીઓના સેવકો જે અત્યાચાર કરે છે તે પર એ અન્યોક્તિ છે.

**જિન દિન દેખે વે કુસુમ ગઇ સો બીત બહાર,**
**અબ અલિ રહી ગુલાબ મેં અપત કટીલી ડાર.**

[હે અલિ, જે દિવસોમાં ફૂલો જોયાં હતાં તે બહાર હવે વીતી ગયો છે. હવે તો માત્ર પત્ર રહિત કાંટાવાળી ડાળ રહી છે.]

નાટ્ય કલા ભૂષણ

# ત્રિવેદી લવજીભાઈ મયાશંકર

[ભૂતપૂર્વ માલિક શ્રી સૂરવિજય નાટક સમાજ, વાંકાનેર (સૌરાષ્ટ્ર)ના જીવન તથા કાર્યની ટૂંકી સમીક્ષા. જન્મ વિ. સં. ૧૯૪૩ના શ્રાવણ વદ ૬ ને શુક્રવાર અવસાન: વિ. સં. ૨૦૧૨ ના ભાદરવા વદ ૩ ત્રીજ તારીખ ૨૨-૯-૧૯૫૬ શનિવાર.

જન્મ વિ. સ. ૧૯૪૩નાં શ્રાવણ વદ ૬ ને શુક્રવારે વાંકાનેર (સૌરાષ્ટ્ર) માં થયો. પિતાશ્રી ખેતીવાડી તથા શ્રમકાર્ય કરી સાધારણપણે ગુજરાન ચલાવતા હતા. સાત વર્ષની ઉમ્મરે ભણવાનું શરૂ કરી બારમા વર્ષે પૂર્ણ કર્યું તથા ગુજરાતી પાંચ ધોરણ અને થોડુંક અંગ્રેજી અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું. માતાની હૂંફ તેમણે નવમા દશમા વર્ષે જ ગુમાવી હતી.

નાનપણથી જ કંઠ મીઠો તથા અવાજ બુલંદ હતો અને મિત્ર સમુદાયમાં પણ ગીતો, ભજનો તથા નાટકો, ગાતા અને ભજવતા હતા, જેથી વાંકાનેરના સુપ્રસિદ્ધ કવિશ્રી નથુરામ સુંદરજીનું આકર્ષણ પામ્યા અને અમુક સંમેલનોના પ્રસંગો ઉપર વાંકાનેરના રાજવી, કાકાશ્રી નાના ત્ર્યંબકલાલ, નરસિંહ મહેતાનાં નામથી જ જાણીતા થયા. તેમની સાથે પ્રથમ શામળાના પાત્રને તથા પાછળથી શ્રીકૃષ્ણના પાત્રને એવી સરસ રીતે ભજવ્યું કે મુંબઇ નગરી તેમના કૃષ્ણના કામ માટે પણ ખૂબ જ પ્રશંસા કરતી હતી. આ દરમિયાન, જૂનાગઢના નવાબ સાહેબે પણ ખૂબ જ પ્રશસ્તી કરી હતી ને આગ્રહપૂર્વક જૂનાગઢમાં જ રહેવા માટે ખૂબ દબાણપૂર્વક આગ્રહ કર્યો, જે શ્રી નવાબસાહેબના અકાળ અવસાનથી મુલતવી રહ્યું.

આગળ જતાં તેમના કાકાશ્રી, તેમના ભાગીદાર, મોટા ત્ર્યંબકલાલ દેવશંકરથી છૂટા થયા. અને તેઓએ શ્રી નૃસિંહનીતમ નાટક સમાજની સ્થાપના કરી. તે કંપનીનું સંચાલન

ભાવનગર, પાલીતાણા વિગેરેના રાજવીઓ તથા શ્રી. પંડિત સીતારામજી બેરીસ્ટર જેવી વ્યક્તિઓએ પ્રસન્ન થઇ નાના મોટા ઉપહારો પણ તેમને આપેલા. અને શાહપુરના રાજવીએ તો ખુશ થઇ તેમના રાજ્યમાં નોકરી આપવાનું પણ આમંત્રણ આપ્યું હતું. પરંતુ તેમના મુરબ્બી કાકાશ્રી, ત્રવાડી ત્ર્યંબકલાલ રામચંદ્ર જેઓશ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક મંડળીના માલિક હતા, તેઓએ તેમને જોઇ, ખૂબ જ પ્રસન્નતાપૂર્વક આગ્રહ કરીને, તેમને તથા તેમના પિતાશ્રીને પણ, પોતાની સાથે જ સૂરત તથા વડોદરા, પોતાની કંપનીના રહેઠાણે લઇ ગયા. પછી તો નાની મોટી ભૂમિકાઓ તેમને આપીને તેમની નાટ્ય અભિનયકળાને પદ્ધતિસર વિકસાવવા માંડી અને અભિનયકળાની પૂરી કેળવણી આપી તેમની નાટક કંપની ગુજરાત, સૌરાષ્ટ્રનાં મોટાં શહેરોમાં ફરતી હતી અને મીરાંબાઇ, નરસિંહ મહેતા, પ્રતાપ તથા શિવાજીનાં નાટકો ભજવતી હતી.

શરૂઆતમાં લવજીભાઇ રાજકુમારના પાત્રને ન્યાય આપતાં, નરસિંહ મહેતાના નાટકમાં કે જેમાં તેમના તથા વ્યવસ્થા તેઓશ્રીએ, જેમને પોતાના પુત્ર સમાન જ ગણતા તેમને એટલે કે લવજીભાઇને સોંપી તથા શ્રી ભક્તિવિજયજી, યોગકન્યા વિગેરે નવા ખેલોમાં ખૂબ યશ પામ્યા. દરમિયાન શ્રી નથુરામ સુંદરજી કવિએ લવજીભાઇની અભિનયશક્તિથી બહુ જ પ્રભાવિત થઇને તેમને જ અનુલક્ષી, ખૂબ જ પ્રસન્નતાથી, તેમની અભિનયશક્તિને પૂર્ણ જેબ આપે તેવો નાટક 'બિલ્વમંગલ' ઉર્ફે 'સુરદાસ' લખી આપ્યો. બસ! આ નાટકથી તો મુંબઇ, સૂરત, વડોદરા, અમદાવાદ વગેરે સ્થળોએ, સારાએ મુંબઇ પ્રાંતમાં 'લવજી સુરદાસ'ના લાડીલા નામથી જ ઓળખાવા લાગ્યા અને મુંબઇ વગેરે શહેરોમાં તો શેરી ચૌટે, "દાસ પરે દયા લાવોરે". "આ તારાં વચનો સારા સ્નેહે સાંભળતાં". "આંખ વિના અંધારું રે" વિગેરે બાળકોથી માંડીને નાના મોટા સૌને મોઢે પણ "વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે" એમ બધાંય ગાયનો સંભળાવા લાગ્યાં હતાં. અને તે વખતની ગ્રામોફોન કંપનીએ 'માસ્તર લવજીનાં ગાયનોની રેકાર્ડઝ પણ ઉતારી હતી. ઇ. સ.

[ લેખક...... ... ... ... શ્રી જયંતીલાલ લવજીભાઇ ત્રિવેદી ]

૧૯૧૧માં સુરતના કલેકટર સાહેબના હાથે તેમને 'સુરદાસ' પાત્રના અભિનય માટે સુવર્ણચંદ્રક પણ મળ્યો હતો.

કાળક્રમે તેમના કાકાઓનો દેહવિલય થતાં, તેમણે કંપનીની વ્યવસ્થા તથા સંચાલન પૂરી જવાબદારીથી ચાલુ રાખેલ હતું અને તેમને મળેલી પ્રશંસા તથા યશ કંપનીની અમુક ભાગીદાર વ્યક્તિઓથી ન સહવાયો તેથી ખોટી ખટપટ તથા કોર્ટબાજી વિગેરે થયાં. પરંતુ આ સર્વે વસ્તુઓ તેમના સ્વભાવ વિરુદ્ધ હોઈને તેમણે જ સ્વેચ્છાએ કંપની, તેમના વિધવા કાકીઓને સોંપીને છૂટા થયા. થોડીક માંદગી ભોગવી, સુરત આરામ કરવા ગયા પણ ત્યાં ખાતે તેમના પ્રશંસકો તથા મિત્રો અને સ્નેહીઓએ પ્રેમપૂર્વક અતિ આગ્રહ કરી, રૂપિયા ૩૦,૦૦૦ ત્રીસ હજારની રકમ, તેમના હાથમાં મુકી, નવીન નાટક કંપની શરૂ કરવા પ્રોત્સાહિત કર્યા. આથી લવજીભાઈએ જાતે જ શ્રમ લઈને, નવી જ રચના યોજીને, તદ્દન નવી નાટક કંપની, શ્રી સુરવિજય નાટક સમાજની સ્થાપના કરી. 'સુરદાસ'ના નામ ઉપરથી જ કંપનીને સુરવિજય નામ આપ્યું અને પોતાના બાળપણના સાથી બાઈ દુર્લભરામને ભાગીદાર તરીકે રાખ્યા અને આ બધું ય ફક્ત રૂપિયા પંદર હજારમાં પૂરું કરીને બાકી વધેલા રૂપિયા પંદર હજાર, સૌ મિત્ર સ્નેહી સમુદાયને પાછા આપ્યા ને આભાર માન્યો. આ નવી કંપનીનો પ્રથમ નાટક તદ્દન નવો જ વિષય પૌરાણિક વસ્તુ ઉપરથી લઈ 'શુકજયંતી' ઉર્ફે ઇન્દ્રગર્વ મર્દન' બાજવ્યો, જે વખતના નાટકોમાં રચના, કળા, શોભન તથા ટેકનિકમાં તદ્દન નવી જ અને અનોખી ભાત પાડતો હતો ને બહુ જ પ્રશંસા પામ્યો. આ પછી તો તેઓશ્રીએ નવો જ વિચાર ધારણ કરી, કંપનીનું પ્રવાસ ક્ષેત્ર ગુજરાતને બદલે વધુ વિસ્તૃત કર્યું અને મુંબઈ, સુરત છોડીને ઇંદોર ગયા. લગાર ઇંદોરમાં રહી સફળતા મેળવી, સિંધમાં ઉપડ્યા. કરાંચી તથા હૈદ્રાબાદમાં બહુમાન તથા સુવર્ણચંદ્રકો પ્રાપ્ત કર્યા અને વળી પાછા નવીન દૃષ્ટિથી નવો જ વિચાર ધારણ કરીને કંપનીના ચાલુ બધા ય ખેલોને હિંદી ઉર્દૂ મિશ્રિત ભાષામાં ફેરફાર કરાવ્યા. અને વિશિષ્ટતા એ જ રાખી કે કળાકારો તથા સ્ટાફમાં બધા ય ગુજરાતી બાઈઓ જ રાખ્યા.

પછી માંડી ઉત્તર હિંદ તથા પંજાબની સફર. અમૃતસરથી કલકત્તા સુધીનાં મુખ્ય બધા જ શહેરોની મુલાકાત લેવાની રાખી અને હેડ ક્વાર્ટર દિલ્હી મુકામે રાખ્યું. આજુબાજુ પૂર્વ તથા પશ્ચિમમાં ફરી ફરીને પાછા દિલ્હી મુકામ રાખતા. બધાય શહેરોમાં ભક્તિરસ રાષ્ટ્રભાવના, તથા સેવાના સંસ્કાર, નાટ્ય પ્રયોગ દ્વારા, પ્રજામાં સિંચન કર્યા.

કરાંચી, હૈદ્રાબાદ, સક્કર, મુલતાન, શિકારપુર, અમૃતસર, લાહોર, દિલ્હી, બનારસ, બરેલી, લખનૌ, કાનપુર, મુરાદાબાદ, અલ્હાબાદ, આગ્રા, પટના, ગયા, જયપુર, ગ્વાલીયર, અલવર, વિગેરે લગભગ દરેક નાના સ્થળોએ તથા તે સમયના, નાના મોટા રાજવીઓએ, શહેરની પ્રતિષ્ઠિત સમાજ સંસ્થાઓએ, બધાં ય પ્રભાવિત થઈને યોગ્ય પ્રશંસા કરી, સુવર્ણચન્દ્રકો, માનપત્રો વગેરે આપેલાં છે. સુરદાસ, શ્રવણકુમાર, રામાયણ, ગંગાવતરણ, સમ્રાટ અશોક, સંત કબીર, ભક્ત વિદુર મીરાંબાઈ વિગેરે મુખ્ય નાટકો એકી અવાજે વખણાયાં ને નાટ્યપ્રયોગોથી સમસ્ત પ્રજા ખૂબ જ મુગ્ધ બની હતી. લવજીભાઈએ જણાવ્યું હતું કે પંજાબ, સિંધ તથા ઉત્તર હિંદનાં સ્થળોએ નાટ્યપ્રયોગોથી એવી તો અસર થઈ હતી કે, ગણાય નાના મોટા માણસોના જીવન આના પ્રભાવથી, એક યા બીજા રૂપે પરિવર્તન પામી, આદર્શમય જીવનનું દર્શન ને જ્ઞાન પામ્યા હતા. અને તેની પ્રતીતિ તેમને મળેલા સુવર્ણ ચંદ્રકોના ભાવનિરૂપણ તથા દર્શન ઉપરથી પ્રતીત થાય છે. આવી રીતે લોકનો આદર તથા પ્રેમ પામ્યા તે બદલ તેઓ પોતાની જાતને ધન્ય માનતા હતા.

જયપુરના મહારાજા શ્રીમાન માધવસિંહજી મહારાજાએ પ્રસન્ન થઈ આશ્રયદાતા તરીકે રહી લવજીભાઈને તેમના 'ગંગાવતરણ' નાટકમાં ભગીરથ તથા શ્રવણકુમાર તથા સુરદાસના પાત્રથી ખાસ પ્રભાવિત થઈ, અભિનયની પ્રશસ્તિમાં પૂજ્યભાવથી રૂપિયા બસોનું આજીવન પેન્શન બાંધી આપ્યું હતું, જેમાંથી તેમના બાળસાથી ભાગીદાર દુર્લભરામને તેમના અવસાન પર્યંત રૂપિયા સો અપાવ્યા હતા અને પોતે જીવનના અંત દિન સુધી રૂપિયા સો મેળવ્યા છે. આ સિદ્ધિ નાટ્યકલા ક્ષેત્રમાં કોઈ પણ કલાકાર માટે અભિમાનરૂપ તેમજ પ્રેરણાદાયક બની રહે તેવી છે. કાશ્મીરના મહારાજાએ કંપનીને જયપુરથી કાશ્મીર તેડાવીને બે માસ રોકી, પ્રયોગો નિહાળી યોગ્ય માન તથા કદર કરી હતી.

તેમના ખેલોમાં ભક્ત વિદુર, દાનવીર કર્ણ, સંત કબીર, સમ્રાટ અશોક વિગેરેમાં રાષ્ટ્રભાવના પૂજ્ય ગાંધીજીની આદર્શ રચનાત્મક પ્રવૃત્તિ તથા હિંદુ-મુસ્લિમ ઐક્યના

સંદેશાઓ વરસ્યા હતા. તેથી કરીને બ્રિટિશ સરકારે દિલ્હી તથા પંજાબમાં ઉપરોક્ત નાટકો બનાવવા તથા ભજવવા માટે પ્રતિબંધ ફરમાવેલો હતો.

પૂજ્ય લોકમાન્ય તિલક મહારાજે દિલ્હીમાં શ્રવણ-કુમારનો ખેલ જોવા પધારી બહુ જ ખુશ થઇ, પોતાનું નામ કંપનીના આશ્રય દાતાઓમાં લખવા સંમતિ આપી હતી ને આશીર્વાદ આપ્યા હતા. તેમજ પુજ્ય મદનમોહન માલવિયાજીએ બનારસમાં 'નાટ્યકલાભૂષણ'ની સંસ્કૃત પદવી, અભિનય કામ માટે અર્પી, પોતાના શુભ હસ્તેજ સંસ્કૃત માનપત્ર પણ બનારસમાં અર્પણ કર્યું હતું.

વળી ગયા મુકામે ૩૩ તેત્રીસમી રાષ્ટ્રીય મહાસભા. કોંગ્રેસ અધિવેશન પ્રસંગે પૂ. હકીમ અજમલખાનજી તથા પૂજ્ય મોતીલાલજી નેહરુ વિગેરે મહાનુભાવોએ તેમની પ્રવૃત્તિ તથા સેવાકાર્ય માટે પ્રશંસા કરી ને કદર કરી હતી.

આ ઉપરાંત જ્યાં જ્યાં ઉત્તર હિંદમાં તથા લાહોરથી માંડી કાનપુર સુધી ગુજરાતી સંસ્થાઓ હતી તેને પણ કંપનીના ખેલો આપી, યથાશક્તિ મદદ ને પ્રોત્સાહન આપેલાં છે.

તેઓશ્રી જે કાંઇ યત્કિંચિત સેવા કરી શક્યા હતા તે બદલ હંમેશા પોતાની જાતને કૃતાર્થ માનેલ છે અને ઉત્તર હિંદના પ્રખ્યાત રામાયણ કથાકાર, બરેલી-નિવાસી પંડિત રાધેશ્યામજી કથાવાચક પણ તેમના પ્રશંસક રહ્યા છે ને કંપનીને તેઓએ અમુક નાટકો પણ લખી આપ્યાં છે અને હજુ તેમના કુટુંબ સાથેનો પ્રેમ ચાલુ જ રહ્યો છે.

દરેક વસ્તુને ચડતી-પડતીનો ક્રમ આવે છે તેમ કંપની પણ તે સમયના હિસાબે, આર્થિક મુશ્કેલીનો સહન કરતી જતી હતી ને જોરે સરકસભાનો આ કાર્યનો પરિશ્રમ પોતાના સ્વાસ્થ્ય ઉપર પડ્યો કારણ કે તેમના ભાગમાંથી ભાગીદાર દુર્લભરામ ભગત છુટ્ટા થઇ ગયેલા. આ બધીય વસ્તુઓ ભેગી થતાં, કંપની પોતાના પ્રવાસમાં મુંબાઇથી ફરી પાછી બહાર આવી ત્યારે તેઓની તબિયત ખૂબ જ લથડી ગઇ અને વતનમાં, વાંકાનેર તબિયત સુધારવા માટે આવવું પડ્યું. આ વખતે ઇ. સ. ૧૯૨૮/૨૯ માં, તેઓશ્રીએ કંપનીનાં જ કલાકારો તથા સ્ટાફને, કંપની સુપ્રત કરી દીધી અને કરજનો બોજ, પોતાના શીર ઉપર લઇને, આ પ્રવૃત્તિમાંથી તદ્દન નિવૃત્તિ લીધી અને વાંકાનેર રહીને જ પોતાને મળતા પેન્શનમાંથી બધું જ કરજ પાઇએ પાઇ ધીરે ધીરે ભરપાઇ કર્યું જે માટે તેઓશ્રી કહેતા હતા કે આ સત્ય સિદ્ધાંત તથા શુભનિષ્ઠાનો હતો. કે જેના અંગે જ લોકોની આટલી ઉત્કૃષ્ટ ચાહના પોતે મેળવી શક્યા હતા.

આવી રીતે તેઓશ્રીએ તદ્દન સાત્વિક ઇશ્વરપરાયણ પ્રવૃત્તિ રાખી હતી. ત્યાંય તેઓના મિત્ર તથા સ્નેહી શેઠ નકુભાઇ કાળુભાઇ શાહ (આર્ય નૈતિક સમાજ નાટક કંપનીના માલિક)ના અતિ આગ્રહને વશ થઇને ફક્ત બે નાટક માટે અમદાવાદ મુકામે ઇ. સ. ૧૯૩૨માં ગુજરાતી રંગભૂમિ પર 'સુદામા'નો ખેલ ભજવી બતાવ્યો જે તેમનું રંગભૂમિ ઉપરનું છેલ્લું અભિનયકલા-પ્રદર્શન હતું.

આ પછી ઉપર જણાવ્યા મુજબ પોતાના કુટુંબ સમુદાયને સાથળી ઇશ્વરપરાયણ જીવન રાખી છેક તા. ૨૨-૯-૧૯૫૫ને શનિવારે સાંજે ચાર વાગે પોતે જીવનમાં હંમેશા અભિરસમાં પોતાને ઓતપ્રોત કરી, સંપૂર્ણ સભાન અવસ્થામાં, પોતાના પ્રિય આરાધ્યદેવ શ્રી કાશીવિશ્વનાથના નામનું સ્મરણ કરતાં કૈલાસવાસ કર્યો. તેમની પાછળ પાંચ સુપુત્રો તથા તેમનો પરિવાર મુકતા ગયા છે. તેમનાં પત્નીનો પણ સ્વર્ગવાસ અગાઉ વર્ષ ઉપર જ થયો હતો.

આમ રંગભૂમિના એક અનોખા વ્યક્તિત્વનો યશસ્વી અંત આવ્યો. પ્રભુ સૌ કલાકારને આવી સિદ્ધિ અર્પે એ જ પ્રાર્થના.

> પ્રગતિની નિશાની મૌલિકતા અને સાહસ છે.
> અપ્રગતિની નિશાની અનુકરણ અને જડતા છે.
>
> સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

ગુજરાતી રંગભૂમિનાં અનુપલબ્ધ અને વિપુલ સાહિત્યના સંગ્રાહક

# શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઇ

લેખક

**શ્રી પ્રાગજી જ. ડોસા**

વડોદરા ટાઉન–હૉલ પાસેના એક સાંકડા માર્ગ પરથી જતાં, રંગબેરંગી હાટ–દુકાનો, ચા–કૉફી પીવાના વિશ્રામસ્થાનો જ્યાંથી લોકપ્રિય સિનેમા–સંગીતની સુરાવટ વાગી રહી છે ત્યાંથી થોડે દૂર મદનઝાંપા રોડ પર એક બહુ મોટું નહિ તેમ બહુ નાનું નહિ એવું મકાન આવેલું છે. ખૂણા ઉપરનો અઢેક ફૂટની પહોળાઇનો દાદર એ મકાનને ત્રીજે મજલે લઇ જાય છે. બેઠાઘાટનો એ ઓરડો છે, રસ્તા પર પડતી બે બારીઓમાંથી પ્રકાશનાં કિરણો અંદર રેલાય છે અને એ પ્રકાશપુંજમાં તમને દેખાય છે; એક તરફ ગાદી–તકિયાની બેઠક, એક ખૂણામાં કો.ધ્યાનમસ્ત યોગીની માફક પડેલો મોટો પટારો, અને બારીઓ સિવાય ચારે તરફ જડાયેલાં કબાટો , કેબિનેટો, અભરાઇઓ કે જે નાનામોટાં પુસ્તકો, પત્રો, ઓપેરા–બુકો, મેગેઝિન, ફાઇલો અને આલ્બમોથી ખીચોખીચ ભરેલાં છે. અને છતાં એ બધું ય વ્યવસ્થિત પ્રમાણે ગોઠવાયેલું છે, પુસ્તકો પર પૂંઠા ચડાવાયેલાં છે અને જૂદી જૂદી ચોપડીઓમાં ક્રમ અને વિભાગ પ્રમાણે એની નોંધો આપવામાં આવી છે.

એ નોંધ કરનાર છે ગુજરાતી રંગભૂમિના ખૂબ જ ચાહક અને રસિયા શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઇ. આજે તો એમનું નામ વડોદરામાં એટલું વિખ્યાત થયું છે કે સ્ટેશન પર કે શેરીમાં તમે શ્રી રમણિક દેસાઇ વિશે પૂછપરછ કરશો કે તરત જ લોકો મદનઝાંપા રોડ તરફ આંગળી ચીંધશે. એકવડું શરીર, લમણા તરફના અને મધ્યભાગના કેશમાં સફેદાઇની ઝાંય ફરી વળી છે, સાઠ વર્ષોનાં વહાણાં વીત્યાં છે છતાં એમની ગતિ ત્વરિત છે, એમનો કાર્યોત્સાહ એટલો જ બળવત્તર છે અને ઝીણી આંખોમાં ઝીણવટભરી પરખશક્તિ રહેલી છે.

આજે પિસ્તાળીશ પિસ્તાળીશ વર્ષથી ભારતના ખૂણેખૂણામાંથી જ્યાંથી પણ ગુજરાતી રંગભૂમિને લગતું સાહિત્ય મળ્યું તે એકત્ર કર્યું છે, રંગભૂમિનો વિષય નીકળતાં સંગીત અને નૃત્ય પણ એનાં જ અંગો છે એટલે માત્ર નાટક નહિ, પરંતુ સંગીત અને નૃત્ય વિષેનું સાહિત્ય પણ ત્યાં ઉપલબ્ધ થશે. એક નાનું સરખું ચોપાનિયું, પેમ્ફલેટ, જાહેર ખબરોનું કટીંગ અને પ્રોગ્રામપુસ્તિકા પણ સંગ્રહાયેલી રહેશે.

દિવસો, મહિનાઓ અને વર્ષો વીતે જાય છે તેમ આ સંગ્રહમાં ઉમેરો થતો જાય છે છતાં ક્યાંય, કશા ઉપર ધૂળ પથરાયેલી નહિ જડે, કીડ કે ઉધઇનું એ નિવાસસ્થાન નથી બન્યું કારણ કે નિત્ય નિયમિત એની માવજત થતી રહે છે. એક માતા પોતાનાં બાળકોની સંભાળ લે એવી ચીવટાઇથી આ અણમોલા સંગ્રહની કાળજી રખાય છે. મહિનાના અમુક દિવસોએ એ બધું સાફ કરાય છે. ડી. ડી. ટી. છંટાય છે અને પૂંઠાં ફાટી ગયાં હોય તો નવા વાઘા સજાય છે.

અને પેલા મોટા પટારામાં પડી છે ફોનોગ્રાફની ચૂડીઓ. નાટકોને લગતાં ગીતોની, સંવાદોની, નાટિકાઓની વગેરે. એમાંથી જ તમને જડી આવશે મિયાં અશરફખાન અને માસ્તર ફીરાનો સૂર, માસ્તર ધૂલિયાનું હાસ્ય, રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટનાં શૃંગારપ્રધાન ગીતો અને કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદીના અધ્યાત્મ અને ઉપદેશનાં કાવ્યો એટલું જ નહિ પરંતુ શાસ્ત્રીય સંગીતથી પણ એ વંચિત નથી અને આજે જેઓને કંઇ કાળના ગર્ભમાં સદાને માટે વિલીન થયો છે એવા ગાયકો, ગવૈયાઓ અને સંગીતજ્ઞોની ગાયેલી મધુર ચીજો પણ જડી આવશે.

સૌથી વિશેષ સંગ્રહ તો છે ગુજરાતી અને ઉર્દૂ નાટકોની ઓપેરા–બુકો (ગીત–પુસ્તિકાઓ)નો. એના પર નાટક કંપનીઓ, નાટકો, આવૃત્તિ અને વર્ષ લખેલાં છે. એ સંસ્થાના માલિકો કોણ હતા, નાટકો અને ગીતોનાં લેખકો કોણ હતા એ બધી માહિતી મળે છે અને માલિકો કે કવિઓએ અંદર પહેલે પાને લખેલા "બે બોલ"માંથી રંગભૂમિના ઇતિહાસને લગતી ઘણી ઘણી માહિતી મળી આવે છે. લગભગ બે હજારની સંખ્યાથી વિશેષ આવી પુસ્તિકાઓનો ભંડાર ભર્યો છે.

એક તરફ ચિત્રવિભાગ છે. એમાં નાટકોના માલિકો, અભિનેતાઓ, અભિનેત્રીઓ અને નાટકોનાં દશ્યોની છબીઓ, ચિત્રો અને આલ્બમો પડ્યાં છે. જે કલાકારોએ

દાયકાઓ સુધી નાટકના તખતા ઉપર અભિનયના અજવાળાં પાથર્યાં છે, પોતાનું સારું યે જીવન રંગદેવતાને ચરણે ધર્યું છે એવા નામી નટનટીઓ ચિત્રદેહે બિરાજે છે. આજની પેઢીને એમાંના ઘણાઓની પિછાન સુદ્ધાં નહિ હોય, પરંતુ ગુજરાતી રંગભૂમિને ટકાવી રાખનાર, રજતપટની દુનિયા સામે ટક્કર ઝીલનાર એ ભેખધારીઓ હતા અને છે.

ઓપેરા–બૂકો ઉપરાંત સંવાદ સાથેના સળંગ નાટકોનાં પુસ્તકો પણ છે. એક જમાનો એવો હતો કે જ્યારે નાટકો છપાતાં નહિ. કારણ લેખકો પાસેથી એ નાટકોનું મૂલ્ય ચૂકવીને ખરીદાયેલાં હતાં. એના ઉપર કંપનીના માલિકોનો સંપૂર્ણ–સર્વ પ્રકારનો હક્ક હતો એટલે એ નાટક છપાય તો બહારગામમાં કોઇ એને ચોરીછૂપીથી ભજવી લે, એમાંનો કોઇ ભાગ કે એની વસ્તુ ચોરાઇ જાય. છતાં ઘણા સાહસવીરોએ એનું મુદ્રણ કરવાનું પણ યોગ્ય માન્યું. એનું સાહિત્ય, એનો ઇતિહાસ જળવાઇ રહે એ મુનાસીબ માન્યું અને એવા ઘણા નાટકો ગ્રંથસ્થ થયા અને તે જ્યાંથી, જે કિંમતે મળ્યાં તે શ્રી રમણિકભાઇએ મેળવ્યાં છે. એ મેળવવા પાછળનો શ્રમ તો એક દિવસ એમની સાથે બેસી વાતે વળગતાં જ ખબર પડે.

ઉપરાંત એક વિશિષ્ટતા છે દિવાળી–અંકોની. લગભગ દરેક પત્રના દીપોત્સવી અંકમાં નાટ્યવિષયક લેખો, નાટિકાઓ કે ચિત્રો હોવાનાં જ. એવા દળદાર કેટલાં યે વર્ષોના, કેટલા યે અંકોનો એક ઢગ ખડકાયો છે.

અને આ વિપુલ સાહિત્યભંડારના ઉપયોગ માટે પી. એચ. ડી. ડીગ્રી મેળવવા ઇચ્છતા વિદ્યાર્થીઓ, નાટ્યરસિકો, સંગીતના શોખીનો અને સાહિત્યસ્વામીઓ આવે છે. એ સર્વને સત્કારતા શ્રી રમણિકભાઇ કંઇ પણ છુપાવ્યા સિવાય આ ભંડાર ખુલ્લો મૂકી દે છે. કંઇ પણ બદલાની આશા ન રાખતાં હસતે મોંએ તેઓ પરાર્થે પોતાનું જીવન વ્યતિત કરે છે.

સ્વભાવે અતિ નમ્ર, ઓછાબોલા અને સદાએ પોતાનાં કાર્યમાં મસ્ત રહેનાર આ વિરલ વ્યકિતનો ષષ્ટિપૂર્તિ સમારંભ શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી ગોઠવાયો એ વખતે દેશ અને પરદેશથી એમના કાર્યની પ્રશંસા કરતા અને દીર્ઘાયુ ઇચ્છતા નામાંકિત વ્યક્તિઓના સંદેશાઓ આવ્યા હતા. આ પ્રસંગે પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટે આપેલી માનાંજલિ અત્રે આપવી યુક્ત થશે.

**"શ્રી રમણિકરાય શ્રીપતરાય દેસાઇએ છેલ્લાં ૪૦–૪૫ વર્ષથી ભારે પ્રયત્નો આદરીને જે અમુલ્ય પુસ્તકાલય બનાવ્યું છે તેની દ્રવ્યથી કિંમત આંકી શકાય તેમ નથી. આવા ગ્રંથાલયને તો મધ્યસ્થ સરકારે અગર પ્રાન્તિક સરકારે અગર તો કોઇ યુનિવર્સિટીએ ખરીદી લેવાની જરૂર છે જેથી આવું અણમોલ ધન ભવિષ્યની પ્રજાને અભ્યાસાર્થે કામમાં લાગે. શ્રી રમણિકરાય દેસાઇ જેવા સાહિત્યની અને સાહિત્યકારોની અને વિદ્યાર્થીઓની મૂંગી સેવા કરનાર વ્યક્તિ આપણા યુગમાં અલ્પ હોય છે."**

ગુજરાતી રંગભૂમિના આ પ્રખર ઉપાસકને તાજેતરમાં જ મુંબઇ સરકારે અમદાવાદ અને સુરત ખાતે યોજાયેલી મુંબઇ રાજ્ય તૃતીય નાટ્યસ્પર્ધાની પ્રાદેશિક હરીફાઇના એક નિર્ણાયક તરીકે નિમણૂક કરી હતી. ગુજરાતી રંગભૂમિ એમના જેવા સન્નિષ્ઠ કાર્યકર અને અનુભવી પાસેથી હજી ઘણું ઘણું મેળવશે એ નિઃસંદેહ છે.

---

## રંગભૂમિનાં જાદુ

[ ૬ ઠ્ઠા પાનાથી ચાલુ ]

હજારો જીવંત પ્રસંગના ગર્ભમાં સમાયાં છે; આજે પણ તેની પ્રેરણા આવતી વૃદ્ધાવસ્થાના ઓળાઓ વિખેરી નાખે છે.

મને ત્યારથી નાટક જોવાનો શોખ લાગ્યો. ભરૂચમાં હું જાઉં એટલે મારી નાટકમંડળી જામે.

એક કાકા પક્ષઘાતથી રિબાતા, ઊઠવાને અશક્ત એટલે પથારીમાં પડી રહેતા. તમનો પુત્ર મોતીભાઇ મારી નાટકમંડળીમાં ઉત્સાહથી જોડાયો. વૃદ્ધ કાકા ક્રોધથી ત્રાડ પાડતા: 'કનુડિયા! નાટકી! મારા છોકરાને બગાડવા બેઠો છે?'

મોતીભાઇ ને હું મારી નાટક મંડળીના પહેલા ખેલાડીઓ. અમારી રંગભૂમિ તે એ બારણું ઢંકાતી પરસાળ. પહેરવેશમાં નકામાં પડેલાં લૂગડાં, શસ્ત્રોમાં બેટ, સ્ટમ્પ્સ ને લાકડી. અમારો પ્રેક્ષકગણ સગાંવહાલાં ને અમારું મુખ્ય નાટક, મેં જોડી કાઢેલું તે 'પરશુરામની નક્ષત્રી' બેઉને ઊંધું ખભા પર મૂકી હું રોજ રાત્રે 'નક્ષત્રી' કર્યા જ કરતો.

બાપના વેણ મોતીભાઇને શાપરૂપ થઇ પડયાં. એને નાટક સિવાય કશામાં મારો પાશ ન લાગ્યો. એનું જીવન સુધારવાના મારા બધા પ્રયત્નો વ્યર્થ ગયા, રખડી રઝળી તે અનેક વર્ષો થયાં આલોક છોડી ચાલ્યો ગયો છે. ★

## મારી ભૂમિકા

(પૃષ્ઠ ૮ થી ચાલુ)

રંગમંચના ગગન પર ઘૂમી નથી રહ્યો! 'તે જ હું' 'તે જ હું' કહીને માત્ર મારે મારા અસ્તિત્વની જાહેરાત નથી કરવાની. મારા વ્યક્તિત્વ જેવું જ બીજાં પાત્રોનું પણ વ્યક્તિત્વ છે, ને તેને તેની રીતે, તેની મર્યાદામાં વિકસાવવાની તેમને પણ જરૂરત છે. આથી હું હંમેશ તેમને સહકાર આપવાની મારી નૈતિક જવાબદારી સમજું છું. તેમના પાત્ર કરતાં મારું પાત્ર મોટું હોય, વધુ ગણનાપાત્ર હોય, વધુ સંવાદોવાળું હોય–કદીક એમના સંવાદને "મારતા" સંવાદવાળું હોય તો પણ એ પાત્રને 'દબાવી દેવાનો' દુષ્ટ, કુટિલ 'અનાટ્યોચિત' વિચાર મને કદી આવતો નથી. મારી આ ટેવથી, મારી સાથે તખતા પર ઊભેલાં બીજા કલાકારો સુપરિચિત છે, તેનો હું સંતોષ ને આનંદ માણું છું. તેમને સ્વસ્થ જોઈને હું ખુશ થાઉં છું, કારણ અંતે દરેક આ રીતે, પોતાને ફાળે આવેલું પાત્ર સુંદર રીતે નખરી જાય છે ને એનાથી એકંદરે લાભ તો નાટકને જ થાય છે. 'ટીમ-વર્ક'ના મૂળમાં કદાચ આ જ વાત રહી હશે. દરેક નટ–મુખ્ય કે ગૌણ–આખર તો આખા નાટકના તંત્રનો ટુકડોજ છે: કોઈ મહત્ત્વનો, કોઈ ઓછા મહત્ત્વનો, પણ જરૂરી તો ખરો જ. આટલાં વર્ષોની તખતા પરની કામગીરીમાં મેં જોયું છે કે નાની ભૂમિકાવાળા નટને બહેલાવવામાં ઔર આનન્દ પણ આવે છે: એને, મને ને પ્રેક્ષકને પણ. 'લગ્નની બેડી'માં 'મેનેજર'નો દાખલો 'તિમિર' સામે, 'રંગીલો રાજ્જા'માં 'નથ્થુ' કે 'રોશન ટાટા'નો દાખલો 'હીરાલાલ' સામે, અને 'માઝમરાત'માં 'એરિક' 'નાગજુ' અને 'દાદીમા'નો દાખલો 'વિનાયક' સામે. મારી ભૂમિકાને તો કદાચ એની મુખ્યતા કે પ્રધાનતાને કારણે 'દાદ' મળે પણ આ પ્રમાણમાં ગૌણ ભૂમિકાઓ પણ જે રીતે પ્રેક્ષકોનું લક્ષ રોકી શકે છે, તેમાં હું નમ્રતાથી માનું છું, કે મારી ભૂમિકાની તે વેળાની ભજવણીનો ફાળો કમ નહીં હોય।

× × ×

પ્રત્યેક ભૂમિકા હાથમાં આવતાં સાથે, તે વાંચી, વિચારી, સમજી, તેનું પાકું પૃથક્કરણ પ્રત્યેક પ્રસંગે કરી, તેને કઈ ઉત્તમ રીતે, કેવા હાવભાવથી અભિવ્યક્ત કરવી એ તો પ્રત્યેક અભિનેતાએ વિચારવાનું ને આચરવાનું હોય છે જ. પોતાના વ્યક્તિત્વનો ઓપ એ ભૂમિકાને કઈ રીતે આપવો તેમાં એની કલા રહેલી છે. નાનકડી ભૂમિકાને જીવતી બનાવવામાં વધુ કસબ રહેલો છે. 'તમારો બી એ હાલ થાય' એ એકાંકીમાં એક જ લીટીની 'મોહન'ની મારી ભૂમિકા, કે હમણાં જ કરેલી 'શ્રદ્ધા ફળી'ની સી. આઈ. ડી.ની ત્રણ જ મિનિટની મૂગી ભૂમિકા કે 'સામે પાર'માં એક જ દૃશ્યમાં આવતી ચાર જ કલમની રાજા રહુગણની ભૂમિકા ભજવતાં મને ખૂબ મઝા આવી હતી. મારા પ્રેક્ષકોએ પણ એની ઠીક નોંધ લીધી હતી એમ જાણીને મારો આનંદ બેવડાયો હતો. અને સાચું પુછાવો તો હવે તો એવી એકાદ દશામાં થોડી કાંઈક નાનકડી કામગીરી કરવાની ઇચ્છા વધુ થાય છે. છતાં 'ભારેલો અગ્નિ'ના રુદ્રદત્ત ન છોડયો, 'વૈજયંતી'ના જયપાલ ન છોડયો–એ બે વળી ઔર તરાહની ભૂમિકાઓ: કોમલ અને કરાલ બેઉ ભાવો સાથે વ્યક્ત કરવાના અને રુદ્રદત્તની શ્રી રમણલાલ દેસાઈએ કલ્પેલી જાજ્વલ્યમાન પ્રતિભાને સાકાર કરવામાં મેં યથાશક્તિ જે પ્રયાસ કર્યો છે તેનાથી સુજ્ઞ ને રસિક પ્રેક્ષકો અને અધિકારી વિવેચકોને તૃપ્તિ થઈ છે એમ જાણી મને આનંદ થાય છે. એક વેળાના શસ્ત્રધારી અને પછી શસ્ત્રસંન્યાસી એવા એંસી વર્ષના ઋષિ સમોવડ દ્રષ્ટા એ વૃદ્ધ પુરુષની ભૂમિકામાં અતિ અભિનય કે ન્યૂન અભિનય બેમાંથી ઉગરવાનું છે, ને હું સલામતીથી નાવ હંકારી શક્યો છું, એમ લાગે છે.

પણ હવે ત્યાં જ પડદો પડે તો સારું એમ પણ થયા કરે છે. અભિનેતાનો જીવ છે, એટલે રંગમંચ તો આકર્ષ્યા જ કરવાનો પણ 'અબ મૈં બહુત નાચ્યો ગોપાલ' એમ એકવાર મારા મુ. ચન્દ્રવદન મહેતાએ ઉચ્ચારેલું તેવું હું પણ મનમાં ને મનમાં ઉચ્ચારું છું. નિર્ણય કાંઈક પાકો થયો છે એમ લાગે છે ત્યારે જાહેર રીતે ઉદ્ગારું છું તે પછી વળી પડદા, સેટ, કપડાં, ફૂટ-માઇક, નાટકની ચોપડી–બધું જોઉં છું ને બીજું બધું ભૂલી જાઉં છું. નાનપણથી આજ દિવસ સુધી કરેલી નાની મોટી અનેક ભૂમિકાઓ આંખ સામે ખડી થાય છે, ને ત્યાં જાણે 'મન'જી રંગમંચને ઉદ્દેશીને ધીમું ધીમું ગણગણતા હોય તેવું સંભળાય છે:

"તુમ સંગ તોડ પિયા! કૌન સંગ જોડું!"

## ઇતિહાસની કથાને વણી લેતું રેડિયો રૂપક

સ્થળ: વડનગરનું હાટકેશ્વરનું મંદિર

સમય: એક સાંજ.

પ્રવાસી—(ઘંટારવ કરીને) પ્રણામ, પ્રણામ મારા શંભો! દીનદયાળ, તારે શરણે છું! (ફરી ઘંટ વગાડે છે) જય શંભો! જય શંભો! (થોડીવારે) ચાલ, હવે ઉતાવળ કરું! યાજ્ઞિકજી વળી શોધવા નીકળશે! અંધારું થવા આવ્યું છે. એમાં પાછો હું રહ્યો મહેમાન! (પગથિયાં ઉતરે છે.) કાલ સવારની ગાડીમાં તો જવું છે જ—હજી બિસ્તરોય ક્યાં બાંધ્યો છે? વડનગર આવ્યો'તો બે દિવસ ને થયું અજવાળિયું!

(એક ગંભીર ઊંડો ધ્વનિ: 'વત્સ—')

પ્રવાસી: કોણ? કોણે બોલાવ્યો મને?

અવાજ: મને ન ઓળખ્યો?

પ્રવાસી: કેવી રીતે ઓળખું? દેખાયા વગર.

અવાજ: દેખાતો નથી હું? જો, પેલી કોતરણી જો! તારું મનોનયન ઉઘાડ! આ અંધારામાં એનું અજવાળું નાખ...

પ્રવાસી—આ મંદિરની કોતરણીમાં કળામય મુદ્રાઓ અને જીવન્ત ભાવવાળી પથ્થરની મૂર્તિઓ પર? તમે...તમે...આ વિજ્ઞાનના યુગમાં આવું ગૂઢ શું બોલો છો?

અવાજ—તારું વિજ્ઞાન સર્વજ્ઞ છે, ખરું ને? જીવનનો ભેદ એમ નહીં કળાય, વત્સ! મનની પાંખ ખોલ, ઊડ. જીવનની ઝાંખી એમ જ થઇ શકે...ચાલ, હવે હું જાઉં! હું જઇશ પછી તું મને જરૂર જાણીશ!

પ્રવાસી: અરે, અરે, ઊભા તો રહો! ક્યાં જાઓ છો? ક્યાંથી આવ્યા? કોણ છો તમે? કંઇ... કંઇક તો......

(આછું સંગીત સંભળાતું થાય છે.)

અવાજ: (જતાં જતાં) પેલાં આવે...કૃષ્ણાબાઇ! પૂછી લેજે એમને! વત્સ, વડનગર જોયું તો જાણ્યા વગર ન જઇશ એને.

(સંગીત સ્વર વધુ સ્પષ્ટ બને છે.)

પ્રવાસી: કોનું સંગીત આ? કૃષ્ણાબાઇ ગાતાં હશે! 'સીતાજીની કાંચળી' અને હાલરડાં લખી જનારી આ વડનગરની જ કૃષ્ણાબાઇને? એને તો ગયે દોઢેક સૈકો...

(સંગીતની પદાવલી સંભળાય છે)—




सर्पद्वीपवधूजनस्य विविधालंकाररत्नांशुभिः ।
स्मेराः संततगीतमंगलरवैर्वाचालतां प्रापिताः ॥

પ્રવાસી: આવો, આવો કૃષ્ણાબાઇ!

કૃષ્ણાબાઇ: ઓહો, મને ઓળખો છો? દેખાઉં છું હું!

પ્રવાસી: દેખાતાં તો નથી, પણ આજે તો બધાંને એમ જ જોવાનાં જણાય છે! 'સીતાજીની કાંચળી' લખનારાંજને, તમે તો? જોજો, આવ્યાં છો પણ ચાલ્યાં જતાં?

કૃષ્ણાબાઇ: (હસીને) એમ કેમ બોલે છે? ગયા સિવાય કંઇ ચાલે? અમારે તો અનંત કાળપ્રવાહને તળિયે જ રમવાનું! કોઇવાર વળી આરે—

પ્રવાસી: ત્યારે હમણાં અહીં કોણ આવી ગયું એ તો કહો? તમારું નામ આપીને ગયા એ! બાકી ગૂઢ બોલતા હતા.

કૃષ્ણાબાઇ: સમજી, ભાઇ! એ તો પ્રભુ મહાકાળ! આપણે સહુ એની ગોદમાં જ રમનારાં ને સૂનારાં...

પ્રવાસી: તમે તો ગૂઢ સાથે કવિતા ય બોલો છો તો! હશે, પણ તમે પેલું શું ગાતાં'તાં?

કૃષ્ણાબાઇ: તેં વડનગર હજી જોયું નથી?

પ્રવાસી: વડનગર? એક દિવસમાં જોઇ લેવાય એવડું ગામ! સાન સાત દિવસથી તો જોઉં છું! આ હાટકેશનું મંદિર, શર્મિષ્ઠા તળાવ...હરી કોઇ કાળે ભવ્ય...સાડી ત્રણસો પગથિયાંઓવાળું! નરસિંહ મહેતાની ચોરીય જોઇ!

કૃષ્ણાબાઇ: મેં'તાજીની ચોરી? એ વળી શું?

પ્રવાસી: કેમ? પેલું કોતરણીવાળું તોરણ! પેલી સુંદર ઝીણી નકશાની કમાન અને થાંભલાઓ. નથી જોઇ તમે? કીર્તિસ્તંભ કહે છે તે!

કૃષ્ણાબાઇ: એ મે'તાજીની ચોરી નહીં. પ્રવાસી, શામળશાનો વિવાહ તો કાઠિયાવાડના વડનગરમાં! અહીં તેં જોયું તો ખરું. પછી પૂછે છે કેમ, હું શું ગાઉં છું તે? અરજણબારીનો શિલાલેખ ન જોયો તેં?

પ્રવાસી: જોયો તો છે, પણ ગાડીમાંથી વંચાય કેમ? હશે કોઇ રાજા-મહારાજાની બાટાઇ.

કૃષ્ણાબાઇ: હું એ બાટાઇ જ ગાતી'તી! પ્રવાસી, તારા જમાનાની આંખે બીજાને ન જો! કુમારપાળ સોલંકીએ આ કિલ્લો કરાવ્યો. દિશાદિશાના દરવાજાઓવાળો આ કિલ્લો, આજે તો ભંગાર છે. કવિ શ્રીપાળે એની પ્રશસ્તિ લખી. સોલંકી કુળની કીર્તિ એણે ગાઇ. વડનગરનું ગૌરવ એણે ગાયું.

પ્રવાસી: તે તમે એમાંથી ગાતાં હતાં? માફ કરજો, મારું સંસ્કૃતનું જ્ઞાન.

કૃષ્ણાબાઇ: તારો વાંક નથી, પ્રવાસી! મારા જમાનામાં મને ય વડનગર ભંગાર જેવું જ લાગતું. સરદાર કંતાજી કદમ બાંડેએ વડનગરને ભાંગ્યું, લૂંટ્યું, બાળ્યું! એની પહેલાં અહીંના નાગર બ્રાહ્મણોએ અંતાજી ભાસ્કરને ચાર લાખ આપેલા...વડનગરમાં લક્ષ્મી હતી, કલા હતી. વિદ્વતા હતી, વીરતા હતી. મેં જોયેલું કંતાજીએ તોડેલું વડનગર...પણ જવાદે એ જૂની વાતો!

પ્રવાસી: ના, ના કૃષ્ણાબાઇ! આવ્યાં છો તો કહેતાં ય જાવ. મેં ય થોડું તો સાંભળ્યું છે! પણ......

કૃષ્ણાબાઇ: પણ મનાતું નથી, એમ જ ને? કાળની લીલા એનું જ નામ! હું ગાતી હતી કે વડનગરના આ માર્ગો પર બ્રાહ્મણ કન્યકાઓનાં રત્નમય આભૂષણોનાં તેજ રેલાતાં, મંગલ ગીતોનું માધુર્ય પ્રસરતું, અને ધરતીના સ્વર્ગની શ્રી અને તેના ગુરુ નૈવિદ્યનું ગાન...

પ્રવાસી: હવે તો વડનગર કોઇ રાજાનું રહ્યું નથી, કૃષ્ણાબાઇ! પ્રજાનું થયું છે એ. કુમારપાળ સોલંકીના જમાનાની કવિતા! બહુ જૂની! લગભગ ૮૦૦ વર્ષો...

કૃષ્ણાબાઇ: એટલું હશે ખરું! આ વડનગરની કીર્તિ ત્યારે ટોચે હતી. સોલંકીઓની પહેલાં વલ્લભી રાજાઓ અને પછી ય ઠેઠ કંતાજીએ એનો નાશ કર્યો ત્યાંસુધી એનું તેજ હતું. અહીંના વિદ્વાનોના જ્ઞાનજળથી ગુજરાત પાવન થતું. અહીંના પંડિતોથી રાજદરબારો શોભતા, અહીંનાં બાળકો વેદાર્થમાં ભલભલાને ચકિત કરી નાંખતાં.

પ્રવાસી: તમે ય કૃષ્ણાબાઇ, વડનગરનાં પરમભક્ત જણાઓ છો!

કૃષ્ણાબાઇ: તારો કટાક્ષ સમજું છું, પ્રવાસી! તું આજનું ફિક્કું ને તૂટેલું વડનગર જૂએ છે. હું બનાતું છું જૂનું ઝળહળતું વડનગર! એનાં નામે કેવાં! આનંદપુર, આનર્તપુર, વૃદ્ધનગર, નગર...... વડનગર નામ તો મારા-તારા જમાનાનું!

પ્રવાસી: હા, હા. યાજ્ઞિકજી કહેતા હતા કે ૧૪૦૦ વર્ષો જૂનાં તામ્રપત્રોમાં વડનગરનાં જૂનાં નામો છે. દૂર ગ્વાલીઅર-ચિતોડ કે પ્રભાસપાટણ-કોડીનાર-જૂનાગઢ-વંથળી જેવાં ગામોમાંય આ નગરના શિલાલેખ ઉલ્લેખો છે. યાજ્ઞિકજીએ કહ્યું કે આ કિલ્લો, આ મંદિર,— એ બધું તો પ્રમાણમાં નવું.

કૃષ્ણાબાઇ: યાજ્ઞિકજી કોણ?

પ્રવાસી: હું અહીં એમનો મહેમાન છું, નાગર બ્રાહ્મણ છે. વડનગરના નાગરોની વાતો કરતાં એમને એવો રસ ચડે છે!

કૃષ્ણાબાઇ: કેમ ન ચડે? વડનગર એટલે જ નાગરોનું ધામ. કંતાજીએ વડનગર તોડ્યું ને નાગરોનું નૂર પણ ગયું! મારી મા કે'તી'તી કે પાર્વતીએ ચોખાના દાણામાંથી બ્રાહ્મણો પેદા કર્યા ને તેમને દેવકન્યાઓ આપી. આ નાગરો એમના વંશજો....

પ્રવાસી: યાજ્ઞિકજીય એવો ખુદો કહેતા'તા. શંકરે જ બ્રાહ્મણો પેદા કર્યા અને મૃત્યુલોકમાં નાગલોકો સામે તેમને 'નગર'મંત્ર આપી ઊગાર્યા. તે પરથી કે 'છે 'નાગર' થયા! આપણે ત્યાં લોકો આવું આવું જ માનવાના!

કૃષ્ણાબાઇ: આપણે ત્યાં નહીં, લોકો તો બધે એકજ!

પ્રવાસી: એ હશે! યાજ્ઞિકજીએ પેલે દિવસે બોખા ગણપતિ બતાવ્યા. કોઇએ એ ગણેશનું માથું ઊડાવ્યું ને

એને એમાંથી સોનું મળ્યું! અરે, આ હાટકેશનું લિંગ પણ મૂળ સુવર્ણનું અને પાતાળમાંથી એ ચિત્રશર્મા નામનો બ્રાહ્મણ અહીં લઇ આવેલો...છે કોઇ હદ! જેને જ્યારે તે ઊભરે, એવું કરે!

(ધીમે ધીમે ઘેરો મધુર ધ્વનિ...बुद्धं शरणम्...बुद्धं शरणं गच्छामि...बुद्धं शरणम्......)

કૃષ્ણાબાઇ: પ્રણામ! સાધુવર્ય, પ્રણામ!

પ્રવાસી: કોણ! કોણ! કોણ એ, કૃષ્ણાબાઇ!

કૃષ્ણાબાઇ: એ છે હ્યુએનસંગ! એ જાય! એ...જાય!

(बुद्धं शरणं गच्छामि......बुद्धं शरणम्......ક્રમશઃ ધીમો ધ્વનિ.)

પ્રવાસી: વિશ્વવિખ્યાત ચીની મુસાફર હ્યુએનસંગ! એ તો સાતમા સૈકાનો સંસ્કારયાત્રી!

કૃષ્ણાબાઇ: હા, એ જ. વડનગરની એણે આબાદી જોયેલી. એની વિશાળતા, એની ધાર્મિકતા એણે ય નિરખેલી છે.

પ્રવાસી: વડનગર એણે જોયેલું! કૃષ્ણાબાઇ, વડનગરનું ગૌરવ તમે ઠીક બતાવ્યું. અમારું તો ભણતર દેખાવ દુનિયા ડહોળવાનો ને એ ઘરઆંગણે જ મીંડું!

કૃષ્ણાબાઇ: હું કંઇ તારા જેવી ભણેલી નથી. હા, થોડું જાણું છું. અહીં બૌદ્ધ મઠો હતાં. જૈનોનું આ એક તીર્થ. હજી ય પેલું મોટા હાથીવાળું મંદિર છે ને!

પ્રવાસી: જોયું છે એય. ગૌરીકુંડ, અજયપાળનું દેરું, મોતાની વાવ—

કૃષ્ણાબાઇ: (તરત) મોતાની વાવ નહીં —

પ્રવાસી: આ તો લોકોએ પાડેલું નામ! પેલો અમ્તર્ગિરિનો આરો, નાગધરો, શીતળામાનું મંદિર, બધે ફર્યો છું. તાના-રીરીની દેરી. એ ય અજબ વાત છે ને, કૃષ્ણાબાઇ! તાનસેન ગવૈયાની દીપક રાગે જાગેલી અગન અહીંની આ તાના-રીરી બેનોએ મલ્હાર ગાઇને શમાવી—

(મલ્હારનો તંતુ વાણો પરથી રેલાતો આલાપ.)

કૃષ્ણાબાઇ: મને મલ્હાર યાદ આવી ગયો...આ શર્મિષ્ઠા તળાવ! કેટકેટલી કથાઓ છે એની! દેવી વિષકન્યાનું તપ—

પ્રવાસી: વિષકન્યા! એ શું!

કૃષ્ણાબાઇ: પુરાણની વાત છે: વ્રજ રાજાની પુત્રીનો જન્મયોગ અનિષ્ટ ગણાયો. વિષકન્યા નામ તેથી પડ્યું. એના પિતાનો વિનાશ થયો. પાર્વતીને પૂજી તો એણે તપથી રીઝવ્યાં અને આ શર્મિષ્ઠા તળાવ બંધાવ્યું.

પ્રવાસી: પણ અહીં તો 'સધરે સમેગા ખોદાવ્યું' ગવાય છે ને!

કૃષ્ણાબાઇ: સિદ્ધરાજ સોલંકીએ ને! હા, એણે ફરી બંધાવ્યું હશે. પહેલાં તો તળાવ ગામની વચમાં હતું. આજે ગામ તળાવને અર્ધે કાંઠે છે! આજે નામના આરા છે! સેંકડો તળાવ હતાં ત્યાં આજે...

પ્રવાસી: વાત કરવા જેવી નથી, કૃષ્ણાબાઇ! વડનગરનાં દૂર દૂરથી પાણી લાવતી સ્ત્રીઓ ય દેખાય છે! તમે પેલું રસ્તાનું વર્ણન ગાતાં હતાં ને! એવું ન લાગે હશો. તમે હવામાં ઊડનારાં! જરા નીચે પગ ટેકવો તો...

કૃષ્ણાબાઇ: પ્રવાસી, મારાથી એ અજાણ્યું હશે! આમ હરતાં ને ફરતાં વડનગરના ગત વૈભવની સ્મૃતિ ગુંજ્યા કરું છું તે અમથી!

(ઊંડેથી શંખનો ઘોષ સંભળાય છે.)

ઓહ...મંકણ ઋષિ આવતા જણાય છે! મહાત્મન્ પ્રણામ! પ્રણામ!

પ્રવાસી: મારાં ય વંદન, મહાત્મન!

(ઘેરો શંખનાદ)

પ્રવાસી: કોણ આ મંકણ ઋષિ, કૃષ્ણાબાઇ? પુરાણના કોઇ તપસ્વી કે? જુઓ, જુઓ. કંઇ શ્લોક ઉચ્ચારતા જતા જણાય છે!

(ગંભીર ગહેરો ધ્વની: हरौ तु नगरं कृत्वा पुरंदर पुरोत्तमम् ...)

કૃષ્ણાબાઇ: લગભગ સત્તર, અઢાર સૈકા તો થયા જ. અહીં જન્મેલા આ મંકણ ઋષિ. જેવા જ્ઞાની ને તપસ્વી એવા જ વીરવ્રત. નાગરોનો વડનગરને માથે ત્રાસ વર્ત્યો હતો. મહાત્મા મંકને એમાંથી અહીંના બ્રાહ્મણોને ઉગાર્યા. સાંભળ...સાંભળ...

(ઘેરો ગહેરો ધ્વનિ

हरौ तु नगरं कृत्वा पुरंदर पुरोत्तमम् ॥
मुक्तामणिवैडूर्य रत्न हेमविचित्रितैः ।
प्राकारैः सह भैषमैर्नागरकैरिव ॥

કૃષ્ણાબાઇ: સમજાય છે, પ્રવાસી! ઇન્દ્રપુરી જેવું આ નગર હતું. મોતી, રત્ન, સુવર્ણ તોરણો, મણિ જડેલાં સોપાન...સ્કન્દપુરાણે ગાયેલું વડનગરનું એ સૌન્દર્ય

(શંખનાદ આવે છે.)

કૃષ્ણાબાઇ : પધારો, પધારો મહાત્મન્!

મંકણ : કલ્યાણ....કલ્યાણ!

કૃષ્ણાબાઇ : પ્રવાસી! પ્રણામ અર્પ......વડનગરને આંગણે–

પ્રવાસી : પ્રણામ, ઋષિવર્ય! આ યાત્રીના પ્રણામ!

મંકણ : કલ્યાણ! કલ્યાણ! કલ્યાણ......

(શંખનાદનો ઘોષ વાતાવરણને ભરી રહે છે.)

કૃષ્ણાબાઇ : મહાત્મન્ જરા થોભશો? વડનગરનો આ યાત્રી. એને વડનગર વિષે કંઇક....

પ્રવાસી : વડનગર આપે સ્થાપ્યું, મહાત્મન્?

મંકણ : શિવ...શિવ...વત્સ! એનો સ્થાપનાર હું? ના ના, હુ તો એનો સેવક...પ્રભાવદત્ત જેવો!

પ્રવાસી : પ્રભાવદત્ત?

કૃષ્ણાબાઇ : પ્રવાસી, પ્રભાવદત્ત અહીંનો વિદ્વાન નાગર. એણે ય નાગલોકોનું આક્રમણ પાછું વાળેલું!

મંકણ : અહીં શંખતીર્થના સ્નાને આનર્તનૃપતિ મત્કારનો કોઢ ગયો. એણે એની સ્મૃતિમાં આ નગર સાવ્યું ચમત્કારપુર!

કૃષ્ણાબાઇ : મહાત્મન્, શકજાતિના દાનેશ્વરી રાજવંશી ચરવીર ઉષાવદાત્ત વડનગરનો સ્થાપક નહીં?

પ્રવાસી : ક્ષત્રિય રાજવી નહપાનનો જમાઇ ઉષાવદાત્ત? એ તો ઠેઠ બીજા સૈકાની વાત, કૃષ્ણાબાઇ!

મંકણ : વત્સ! કૃષ્ણાબાઇની વાત ઇતિહાસની છે. મેં કહ્યું એ છે પુરાણનું. વાત એક, નામ જૂદા! વડનગરને માથે ય ખૂબ વીતી પછી તો!

કૃષ્ણાબાઇ : સત્ય છે, મહાત્મન્! નાગ, ગુર્જર, અરબ, મુસલમાન, મરાઠા...ઠેઠ ૧૮ મી સદી સુધી વડનગર એ સામે ટક્યું. ક્ષત્રિય રાજાઓ, મુસ્લીમ તવારીખ,... વડનગર વિષે બધે ગરવા ઉલ્લેખો છે. આજે હવે માત્ર–

મંકણ : કાળલીલા, વત્સે, કાળલીલા! એમાં હર્ષ–શોક ના હોય!

કૃષ્ણાબાઇ–ઋષિવર, આપની દૃષ્ટિ અમને ક્યાંથી? ઉવટ, સોમેશ્વરદેવ, શોભ, શ્રીધર,......વડનગરની વિદ્યા, એની શ્રી, એનું શૌર્ય, એનું તપ, ક્યારે પુનઃ પ્રગટ થશે, મહાત્મન્?

મંકણ : માનવતા તો પાંગરે જ છે–અહીં નહીં તો બીજે. આ મોહ શો, કૃષ્ણાબાઇ? આજ આ સ્થળે તો કાલે પેલે સ્થાને–માનવની પ્રગતિનો લોપ છે જ નહીં વત્સે!

(શંખનાદ પ્રસરીને ધીમે ધીમે વેરાતો જાય છે.)

કૃષ્ણાબાઇ : ઊભા રહો, ઊભા રહો, ઋષિવર્ય હું ય આ આવી—

सर्पद्वीप वधूजनस्य विविधालंकाररत्नांशुभिः
स्मेराः संततगीतमंगलरवैर्वाचाल..। प्रापिताः ॥
अस्तान्तोत्सवलक्ष्यमाणमिमवोत्कर्षं प्रकाशस्थितौ ।
मार्गाएव वदंति यत्र नृपतेः मौराज्यसंपद्गुणम् ॥

(તંતુવાદ્યની આછી થતી સૂરાવલિ.)

પ્રવાસી : હેં? તમે ય ગયાં કૃષ્ણાબાઇ? (થોડીવાર બાદ) આ શું? રાત પડી ગઇ? હું અહીં એકલો કેમ છું? આ શું બધું? ક્યાં ગયાં હુએન સંગ, મંકણઋષિ ને કૃષ્ણાબાઇ? આ વાતાવરણ જૂદું કેમ જણાય છે હવે? ઇન્દ્રનગરી સમુ...સુવર્ણ તોરણો...બ્રાહ્મણ કન્યાઓ... મંગળ ગીતોથી ગુંજતા માર્ગો...કુમારપાળનો કિલ્લો... કંતાજીની લૂંટ... અરે, અરે, સ્વપ્ન નહીં, જાગૃતિ નહીં! તો આ શી દશા? ઘણું જાણ્યું, પણ ઘણું રહીએ ગયું! (આંખો ચોળતાં) આજે અહીં ન આવ્યો હોત તો? તો-તો વડનગરનું હૈયું ક્યાંથી સમજાત? જૂનું ગૂજરાત, એનો પ્રભાવ, એનો પરિમલ! આ કણકણમાં ધબકતી ગરવી કથાઓ! ક્યારે, ક્યારે ફરી જાગી ઉઠશે એ બધું! ક્યારે ફરી ગુજરાત થશે એવું જ તેજસ્વી, એવું જ કુસુમિત, એવું જ મહાન?

(નેપથ્યમાંથી સમૂહકંઠ :
'વીતી ગઇ છે રાત...શુભ શકુન દિસે...
મધ્યાહ્ન શોભશે...
દીપે અરુણું પરભાત...જય...જય'

• ઓલ ઇન્ડિયા રેડિયો (મુંબઇ)ના સૌજન્યથી

ઇલોક્યુશન (વક્તૃત્વ) વિના નાટક સંભવ જ નહિ. નિશાળોમાં ઇલોક્યુશનની બરાબર તાલીમ અપાતી હોત, તો ગુજરાતી રંગભૂમિની કાયા પલટાઇ જાત. ('છોડ ગહરિયાં'માંથી)

શ્રી ચન્દ્રવદન મહેતા

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



: સંપાદક :
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની

**સૌ**રાષ્ટ્રના જૂના પાલીતાણા રાજ્યની સેશન્સ કોર્ટના હેડ કલાર્ક શ્રીયુત મણિશંકર નરશંકર ભટ્ટ નામના ભજનના ધૂની અને સંગીતપ્રેમી બ્રાહ્મણ ગૃહસ્થ. સને ૧૯૦૦માં કેટલાક ધાર્મિક કાર્યો માટે અને ખાસ કરીને તે વખતે પ્રવર્તતા ભયંકર દુષ્કાળનાં રાહતકાર્ય માટે ગામના કેટલાક સેવાભાવી યુવાનો સાથે મળીને, મોરબી આર્ય સુબોધ નાટક મંડળીનાં **ભર્તૃહરિ, ચાંપરાજ, રાજસિંહ, રાણકદેવી, ત્રિયારાજ,** અને **ચન્દ્રહાસ** જેવાં સુપ્રસિદ્ધ નાટકો અવારનવાર ભજવતા હતા અને તેની તમામ ઉપજ દુષ્કાળ રાહત ફંડમાં તેમ જ અન્ય ધર્માદા કાર્યમાં આપી દેતા.

થોડા સમય બાદ પાલીતાણાના બિમાર રહેતા મહારાજાના મનોરંજન માટે શરૂ થયેલી એમની ખાનગી નાટ્ય સંસ્થામાં તેઓ વ્યવસ્થાપક તરીકે નિમાયા.

આ સંસ્થામાં અમદાવાદના સાક્ષર કવિ શ્રી [illegible] સુંદરલાલ મુનશી કૃત **ધર્મગુપ્ત, સતી એકાવળી, ઉત્તમકુમાર, સુદર્શન** અને **વિશ્વમોહિની** આદિ નાટકો ભજવાતાં હતાં. જેનું દિગ્દર્શન શ્રી મણિશંકર ભટ્ટે કર્યું હતું.

મહારાજાનાં અવસાન બાદ રાજ્યના એડમિનિસ્ટ્રેટર પાસેથી શ્રી મણિશંકર ભટ્ટે સઘળું કંપનીના ડ્રેસ, પડદા અને સિનસિનેરી વગેરે સરસામાન તથા ઉપર જણાવેલા પાંચે નાટકો ખરીદી લીધાં, અને પાલીતાણા મુકામે **શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપનીના** નામથી સને ૧૯૦૧ માં પોતાની સ્વતંત્ર નાટ્ય સંસ્થા શરૂ કરી. જેને એ નાટ્ય સંસ્થાના મોટા ભાગના કલાકારોનો સાથ મળ્યો.

કંપનીમાં પ્રથમનાં દસ બાર વર્ષ સુધી માત્ર સૌરાષ્ટ્રમાંથી જ બ્રાહ્મણ, મીર, બાવા અને બ્રહ્મ જ્ઞાતિના, નાટકથી તદ્દન અજાણ્યા એવા છોકરાઓને રોકવામાં આવતા અને તેમને સારા દિગ્દર્શક મારફત તાલીમ આપી સ્ટેજ ઉપર ઉતારવામાં આવતા.

મોરબી કંપની માફક આ કંપનીમાં પણ કડક શિસ્તપાલન હતું. દરેક કલાકારે નિત્ય નૈમિત્તિક કાર્યો કરીને જ રિહર્સલમાં આવવું પડતું. પાંચ સુપાત્ર માણ-

: કંપનીના માલિક :



શ્રી મણિશંકર નરશંકર ભટ્ટ

સોને જમાડયા પછી જ કંપનીના માણસોને જમવાનું મળી શકતું. દર પૂનમને દિવસે કંપનીમાં સત્યનારાયણની કથા થતી હતી. કલાકારોને નૃત્ય સંગીતનું તેમ જ અભિનયનું જ્ઞાન કંપનીની શાળામાં જ અપાતું. આ રીતે સંસ્કાર પામેલા પાત્રો કંપનીમાં લાંબો વખત સુધી ચાલુ રહેતા.

સિનસિનેરી પાછળ પુષ્કળ ખરચ રાખવામાં આવતો અને સારા પેઈન્ટરો પાસે તૈયાર કરાવવામાં આવતી. આ પ્રમાણે સુંદર સિનસિનેરી તથા ઉત્તમ પાત્રોથી ભજવાતા નાટકોએ સૌરાષ્ટ્રની જનતાની સારી ચાહના મેળવી હતી.

મહુવામાં મહાજનની ધર્મશાળામાં મોટો મંડપ બાંધી કંપનીએ શરૂઆતમાં તેણે ખરીદેલાં ઉપરનાં

નાટકો ભજવ્યાં.

સંગીત: શ્રી. હિરાલાલ માધવજી ગઢિયા. ( કડી )

દિગ્દર્શક: શ્રી. મણિશંકર જેશંકર ભટ્ટ.

પાત્રો: મણિશંકર ભટ્ટ, હીરાલાલ, નારણદાસ, કાશીરામ, ઘેલાભાઈ, શામજી ઇશ્વર, ભવાનજી બારોટ અને ગોવિંદ ( ધાર્મલિયા ).

થોડા સમય બાદ કંપનીએ બહારગામ જવાનો વિચાર કર્યો અને પોતાનો સ્ટાફ મજબૂત બનાવવા મોરબી કંપનીના સુપ્રસિદ્ધ કલાકાર કલ્યાણજી દવેને દિગ્દર્શક તરીકે નિયુક્ત કર્યા અને પોતાના નાનાભાઈ છોટુભાઈ ભટ્ટને પણ કંપનીમાં સામેલ કર્યા.

ધ્રાંગધ્રા રાજ્ય નાટક કંપનીના જાણીતા કલાકાર અને દિગ્દર્શક દલપતરામ, લાઠવના મશહુર કોમિક ખેલાડી મણિશંકર પોપટલાલ રાજગોર, પ્રાણજીવન જેઠારામ, પરસોત્તમ દીક્ષિત, નારણ લંગડી અને વાંકાનેર કંપનીવાળા રામશંકર ત્રવાડીને રોક્યા. કંપની મહુવા મુકામે ગઈ.

નાટક ભજવી શકાય તેવાં થિયેટરો તે વખતે માત્ર ભાવનગર અને રાજકોટમાં જ હતાં અને તે પણ જૂની ઢબનાં. તેથી અન્ય શહેરોમાં મોટા માંડવા બાંધી નાટકો ભજવવાં પડતાં. તે મુજબ મહુવામાં ગોરડિયાના ડેલામાં નાળીએરીના પાંદડાનો મંડપ છાજી તેના પર ગુણપાટ નાખી મોટો મંડપ બાંધ્યો અને વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપનીના લોકપ્રિય નાટક **નરસિંહ મહેતા**થી શરૂઆત કરી.

પાત્રો: કલ્યાણજી દવે, છોટુભાઈ ભટ્ટ, દલપતરામ, મણિશંકર લાઠવદર, શામજી ઇશ્વર, પરસોત્તમ, પ્રાણજીવન, ઘેલાભાઈ માળી અને રામશંકર ત્રવાડી.

કંપની મહુવાથી ઉપડી કુંડલા, અમરેલી (અહીંથી બિમારીને કારણે કલ્યાણજી દવે મોરબી ગયા અને ત્યાં ટૂંક સમય બાદ અવસાન પામ્યા), વેરાવળ વગેરે સ્થળોએ ફરી જૂનાગઢ મુકામે 'કાલવા થિયેટર'માં ગઈ.

ચાલુ નાટકો ઉપરાંત મોરબી કંપનીનાં **ચન્દ્રહાસ** અને **વિક્રમ** નાટકો રજૂ કર્યાં.

પાત્રો: મણિશંકર ભટ્ટ, છોટુભાઈ ભટ્ટ, મણિશંકર લાઠવદર, શામજી ઇશ્વર, ઘેલાભાઈ માળી, વિક્રમલાલ, કાનજી માસ્તર, ઓધવજી જુગા, પોપટલાલ ટંકારા, ભગવાન પરોત, દુર્લભ, રામશંકર અને દુર્લભજી ફૂ.

:કંપનીના કાર્યદક્ષ સંચાલક:



શ્રી છોટુભાઇ જેશંકર ભટ્ટ

**નોંધ:** જાહેર પ્રયોગો ઉપરાંત રાજ્યના સ્થલ ગુલઝાર બાગમાં ખાસ પ્રયોગો યોજવામાં આવ્યા હતા. રાજ્ય તરફથી ઇનામ અકરામ આપી કંપનીની સારી કદર થઇ હતી.

શુકલ જીવતરામ તથા નારણ વાધરીને રોક્યા.

ટૂંક સમય બાદ કંપની જેતપુરમાં (અહીં જાણીતા હરિકીર્તનકાર અમૃતલાલ મદનજીએ વિક્રમની ભૂમિકા ભજવી) થોડો સમય ગાળી જામનગર ગઇ અને ત્યાં ઝવેરઅદાના ડેલામાં મોટો મંડપ બાંધી નાટકો ભજવવાં શરૂ કર્યાં. ચાલુ નાટકો ઉપરાંત મોરબી કંપનીનું પ્રખ્યાત નાટક **ત્રિયારાજ** ચાલુ પાત્રોથી રજૂ કર્યું.

થોડો સમય બાદ કંપનીએ વાંકાનેરવાળા રાજકવિ નથુરામ સુંદરજી પાસે કંપની માટે પોતાનું પ્રથમ સ્વતંત્ર નાટક લખાવી રજૂ કર્યું.

૧. **નરી નરવર**: ૧૯૦૮.

લેખક: રાજકવિ નથુરામ સુંદરજી ( વાંકાનેર )
સંગીત: કવિ કેશવલાલ શામજી બારોટ.

દિગ્દર્શક : શ્રી મણિશંકર નેશંકર ભટ્ટ.

પાત્રો : છોટુભાઈ, શુક્લજી, નારણ વાધરી, શામજી ઇશ્વર, ઘેલાભાઈ માળી, દુર્લભજી કટ અને મણિશંકર હળવદકર.

૭. પ્રહલાદ રક્ષા :— ૧૯૦૯ ફેબ્રુઆરી.

લેખક : કવિ ફૂલચંદ.

ગીતો : શ્રી. ગોકળદાસ રામકૃષ્ણ મહેતા, શાસ્ત્રી હરિકૃષ્ણ કલ્યાણજી તથા શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

સંગીત : શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

દિગ્દર્શક : શ્રી મણિશંકર નેશંકર ભટ્ટ.

પાત્રો : શુક્લજી, શામજી ઇશ્વર, મણિશંકર હળવદકર, ઘેલાભાઈ માળી, નારણ વાધરી, ઉમેદસિંહ, પંચાણ કચ્છી.

**નોંધ:** આ નાટક થોડાક સુધારાવધારા સાથે મુંબઈમાં ૧૯૧૨ ના ઓગસ્ટમાં 'ભક્તવિજય'ને નામે ભજવાયું હતું.

ટૂંક સમય બાદ કંપની ભાવનગર મુકામે વિજયરંગ થિયેટરમાં ગઈ. ચાલુ તેમજ મોરબી કંપનીનું જાણીતું નાટક **રાણકદેવી રાખેંગાર** ચાલુ પાત્રોથી રજૂ કર્યું.

**નોંધ:** અહીં પણ જાહેર પ્રયોગો ઉપરાંત રાજ્ય માટે ખાસ પ્રયોગો રજૂ કર્યા. રાજ્ય તરફથી કદર તરીકે કિંમતી ઘડિયાળ, રૂપિયા હજારનું પારિતોષિક તથા શ્રી મણિશંકર રતનજી ભટ્ટ કૃત ગુરુ **ગોવિંદસિંહ** નાટક ભેટ મળ્યાં.

ભાવનગરમાં લાંબો સમય ગાળી તેમજ ઠીક પ્રતિષ્ઠા મેળવી કંપની સ્ટીમર રસ્તે મહુવા મુકામે ફરીથી ગઈ. ટૂંક સમય બાદ ત્યાંથી કંપની પહેલી મુસાફરીની માફક ફરીથી એ જ ક્રમમાં કુંડલા, અમરેલી, વેરાવળ વગેરે સ્થળોમાં થોડો સમય ગાળી ફરીથી જૂનાગઢ 'કાલવા થિયેટર'માં ગઈ.

અહીં કંપનીએ પોતાનો બધો સરસામાન રંગરોગાન કરાવી નવા સ્વરૂપમાં તૈયાર કર્યો.

ચાલુ નાટકો ઉપરાંત મોરબી કંપનીનું જાણીતું નાટક **દેવયાની** ભજવ્યું જેમાં ત્રિપુરાશંકરની ભૂમિકામાં રંગભૂમિમાં પગલાં પાડતા કલાકાર શ્રી વલ્લભરામ જટાશંકર ઓઝાને રજૂ કર્યા કે જેઓ પાછળથી હાસ્યરસના એક અચ્છા ખેલાડી તરીકે પ્રસિદ્ધ થયાં.

કંપનીના લેખક અને
હાસ્યરસના કુશળ ખેલાડી



શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર

ત્યારબાદ ગઢડાના જાણીતા કવિ પ્રાણશંકર છગનલાલ ત્રિવેદી પાસે કંપનીએ પોતાનું ત્રીજું સ્વતંત્ર નાટક લખાવ્યું અને રજૂ કર્યું.

૮. રતિચંદ્ર : ૧૯૧૦

લેખક : શ્રીયુત પ્રાણશંકર છગનલાલ ત્રિવેદી.

સંગીત : અલારખા ઉસ્તાદ.

દિગ્દર્શક : શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો : મણિભાઈ ભટ્ટ, શામજી ઇશ્વર, મુસાભાઈ મીર, શુક્લજી, નારણ વાધરી, ઓધવજી જાદા વગેરે.

છએક માસ બાદ કંપની જેતપુર, ધોરાજી, ગોંડલ વગેરે સ્થળોએ ફરી પાછી જામનગર આવી.

૯. બાજીરાવ મસ્તાની. ૧૯૧૦.

લેખક : કવિ પ્રાણલાલ જેઠાલાલ.

સંગીત : શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

દિગ્દર્શક : શ્રીયુત દલપતરામ.

પાત્રો : દલપતરામ, શુક્લજી, મણિશંકર હળવદકર, ઘેલાભાઈ માળી, નારણ વાધરી.

**નોંધ:** આતંકનિગ્રહ ઔષધાલયના માલિક શ્રી શંકરલાલ મણિશંકર જોષી તરફથી આ નાટક બક્ષિસ

## શ્રી પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપની



કલાકારવૃન્દ

મળ્યું હતું. પાછળથી થોડાક ફેરફાર તથા સુધારાવધારા સાથે મુંબઇમાં સને ૧૯૧૨ માં બાજીરાવ પેશ્વાને નામે રજૂ થયું.

જામનગરથી કંપની રાજકોટ આવી. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

૧૦. રતિરંભા: ૧૯૧૧.

લેખક: કવિ ગૌરીશંકર ત્રિભોવન ઉપાધ્યાય.

સંગીત: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

દિગ્દર્શક: શ્રીયુત્ દલપતરામ.

પાત્રો: મણિશંકર હળવદકર, શુકલજી, પેલાભાઇ માળી, નારણ વાઘરી, સાકરલાલ અને પંચાણ કચ્છી.

**નોંધ:** આ નાટક થોડાક ફેરફાર અને સુધારા વધારા સાથે સને ૧૯૧૨માં મુંબઇમાં **શીવાજીવતી** નામે રજૂ થયું.

રાજકોટથી ઉપડી કંપની જૂનાગઢ, ભાવનગર વગેરે થઇને મહુવા ગઇ ત્યાં થોડો સમય ગાળી તારીખ ૩–૩–૧૯૧૨ના દિને વલસાડ મુકામે જવા ઉપડી. વલસાડમાં રાબેલ થિયેટરમાં કોઇ સિનેમા ચાલતો હોવાથી થોડાક દિવસ સામાન નાખી પડયા રહેવું પડયું. ચાલુ ખેલો રજૂ કર્યા.

પાત્રો: મણિભાઇ ભટ્ટ, છોટુભાઇ ભટ્ટ, દલપતરામ, મણિશંકર હળવદકર, શામજી ઠક્કર, શુકલજી, પેલાભાઇ માળી, નારણ વાઘરી, સાકરલાલ નારણજી શુકલ (સ્ત્રી), જમનાદાસ (કેશોદ), પંચાણ કચ્છી વગેરે મુખ્ય હતા.

આગળ આવેલી કંપનીએ અલ્પના દેખાડેલી અને આ કંપની પાસે પૂરતાં સાધનો નહીં હોવાથી નાટકો નબળાં લાગ્યાં અને આવકની દષ્ટિએ કંપની નુકસાનીમાં ઊતરવા માંડી. લાલદાસ નામના એક માનવીના ભરોસે વલસાડથી કંપની મુંબઇ ભાંગવાડી થિયેટરમા આવી.

'પ્રહલાદ રક્ષા', ભક્ત વિજયને નામે 'રતી રંભા' શીવાજીવતિને નામે 'બાજીરાવ મસ્તાની', બાજીરાવ પેશ્વાને નામે તેમજ 'રતિ ચંદ્ર' વગેરે નાટકો રજૂ કર્યાં. રતિની ભૂમિકામાં નારણ વાઘરીનું કામ ખુબ જ વખણાયું. લાલદાસ સાથે તકરાર થતાં કેસ થયો. કંપની થોડો સમય નાટકો ભજવી શકી નહીં. કેસનો નિકાલ થયા બાદ ફરીથી ખેલો શરૂ થયા. આવજાવનને લીધે સારાં એડિ-યન્સ મળ્યાં છતાં મુંબઇની મુસાફરીમાં કંપનીને એકંદરે

:ખલનાયકની ભૂમિકાના કાબેલ નટ:



શ્રી દામોદર ગાંડાલાલ ભટ્ટ

રૂપિયા આઠ હજારની ખોટ ગઇ. સને ૧૯૧૨ ના સપ્ટેંબરની અધવચમાં કંપની વડોદરા મુકામે મોરખી થિયેટરમાં ગઇ. થિયેટરની અગવડતાને લીધે માત્ર આઠ વારે જ નાટકો રજૂ કરવાં પડયાં. બિમારીને કારણે મણિભાઇ ભટ્ટ દેશમાં જતાં તેમની ગેરહાજરીમાં ભગવાનજીભાઇનાં માર્ગદર્શન નીચે છોટુભાઇ ભટ્ટે સંસ્થાનું સુકાન સંભાળ્યું. ટૂંક સમય બાદ વડોદરાથી ઉપડી વચમાં અમદાવાદ આદિક નાટકો ભજવી કંપની ભાવનગર ગઇ.

૧૧. જાલિમ રૂપસંદ ૧૨–૬–૧૯૧૩

લેખક. શ્રી અમૃતલાલ પ્રેમજી બોટાદકર

સંગીત: દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર હળવદકર, શામજી ઠક્કર, મુલાભાઇ, શુકલજી, નારણ વાઘરી ઉમેદસિંહ, પંચાણ કચ્છી.

મણિભાઇની ગેરહાજરીમાં કેટલાંક પાત્રો છુટા થતાં કંપનીનું કામકાજ ઢીલું પડયું. કંપની વેચી નાખવા માટે શ્રી પ્યારેલાલ ત્રિકમલાલ મહેતા સાથે વાટાઘાટ ચાલી, પણ મેળ જામ્યો નહીં. નસીબના જોરે મણિભાઇ ભાવનગર જતાં, છુટા થયેલા કલાકારો ફરી પાછા કંપનીમાં જોડાયા અને કંપનીનું કામકાજ સારું ચાલવા માંડ્યું.

ભાવનગરથી કંપની જૂનાગઢ ગઈ. ચાલુ નાટકો રજૂ કર્યાં. ત્યાંથી કંપની ધોરાજી ગઈ.

૧૨. શાન્તિકર: ૧૯૧૪.

લેખક: શ્રીયુત્ એમ. ડી. કોઠારી.

ગીત: સંગીતઃ દિગ્દર્શકઃ શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર હળવદકર, નારણ વાઘરી, ઘેલાભાઈ માળી, પ્રેમશંકર, ડાહ્યા કુંભાર અને દામોદર ભટ્ટ.

૧૩. ચંદ્રશેખર: ૧૯૧૪.

કથાવસ્તુ: શ્રી ઓલિયા જોષી.

પ્રયોજક: શ્રી જગજીવન ત્રિકમજી કોઠારી.

સંગીત, દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: છોટુભાઈ, મણિશંકર હળવદકર, શુક્લજી, ઘેલાભાઈ, નારણ વાઘરી, પ્રેમશંકર, ડાહ્યા કુંભાર અને દામોદર ભટ્ટ.

ધોરાજીથી કંપની જામનગર (હવેલીના ડેલામાં) ટૂંક સમય ગાળી કચ્છના રાજકુમારના લગ્ન પ્રસંગે ભૂજ મુકામે ગઈ. ત્યાં થોડી નાઈટો ભજવી ત્યાંથી અંજાર ગઈ. અંજારમાં મોટો માંડવો બંધાવ્યો. પણ રાજકુમારના માતુશ્રીના અવસાન અંગે શોક હોવાથી નાટકો ભજવી શકી નહીં અને માંડવાનો ખર્ચ પણ માથે પડયો. ત્યાંથી કંપની જામનગર આવી, પાંજરાપોળના ડેલામાં મોટો મંડપ બાંધી ચાલુ નાટકો ભજવ્યાં. ત્યાંથી ટૂંક સમય બાદ કંપની કરાંચી સેવારામ થિયેટરમાં ગઈ. ચાલુ નાટકો ઉપરાંત નવાં નાટકો રજૂ કર્યાં.

૧૪. ભક્તિપ્રતાપ: ૧૯૧૫.

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર ભટ્ટ, મણિશંકર હળવદકર, શુક્લજી, નારણ વાઘરી, ઘેલાભાઈ માળી, પ્રેમશંકર, પંચાણ કચ્છી, ઉમેદસિંહ, બાવા દયારામ અને હાજી.

૧૫. સતી અનસૂયા: ૧૯૧૫.

લેખક, સંગીત અને દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: 'ભક્તિપ્રતાપ' નાટકના પાત્રો પ્રમાણે. કરાંચીમાં કંપની હજી તો સ્થિર થતી હતી ત્યાં તો પ્લેગનો ઉપદ્રવ થવાથી કંપની સ્ટીમર રસ્તે જામનગર ગઈ. રણજીત નાટકશાળામાં બેસો શરૂ કર્યો. ચાલુ નાટકો ઉપરાંત કવિ મણિલાલ પાગલની આ કંપની માટેની પ્રથમ કૃતિ રજૂ કરી.

૧૬. સરલાદેવી: ૧૯૧૫.

લેખક: કવિ મણિલાલ પાગલ.

સંગીતઃ દિગ્દર્શકઃ શ્રી. મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર ભટ, છોટુભાઈ ભટ, શુક્લજી મણિશંકર હળવદકર, દામોદર ભટ, ઘેલાભાઈ માળી, પ્રેમશંકર, મૂળશંકર રાજગર અને પંચાણ કચ્છી.

જામનગરથી લાંબા સમય બાદ કંપની પોરબંદર ગઈ.

૧૭. કુંજવિહારી: ૧૯૧૭

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર ભટ્ટ, છોટુભાઈ ભટ્ટ, દામોદર ભટ, મણિશંકર હળવદકર, ઘેલાભાઈ માળી, પ્રેમશંકર, મગન મીર અને છોટીઓ રાજગર.

૧૮. મહાભારત: ૧૯૧૮

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી. મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: મણિશંકર ભટ, છોટુભાઈ ભટ, મણિશંકર હળવદકર, દામોદર ભટ, ઘેલાભાઈ માળી, પ્રેમશંકર, છોટીઓ રાજગર અને મગન હિંમત.

૧૯. નળ દમયંતી: ૧૯૧૮

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી. મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: છોટુભાઈ ભટ, દામોદર ભટ, મણિશંકર હળવદકર, પંચાણ કચ્છી, મૂળશંકર, હાજી, અને મોહન ગંજેરી.

૨૦. રમણતારા: ૧૯૧૯.

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: છોટુભાઈ ભટ, દામોદર ભટ, મણિશંકર હળવદકર, ઘેલાભાઈ માળી, મણિલાલ અમથા, મુસાભાઈ મીર, પંચાણ કચ્છી અને મંગળ બ્રહ્મભટ.

જૂનાગઢથી કંપની વેરાવળ ગઈ.

૨૧. પુષ્પવીણા: ૧૯૧૯

લેખક: વકીલ ઓધવજી રણછોડ ઠક્કર.

સંગીતઃ દિગ્દર્શકઃ શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: દામોદર ભટ્ટ, મુસાભાઈ મીર, મણિશંકર હળવદકર, મણિલાલ અમથા, ઘેલાભાઈ માળી, મંગળ બ્રહ્મભટ અને પંચાણ કચ્છી.

કંપની વેરાવળથી રાજકોટ ગઈ.

૨૨. ઉર્વશી: ૧૯૨૦

લેખક: સંગીત અને દિગ્દર્શક: શ્રી મણિશંકર પોપટલાલ હળવદકર.

પાત્રો: છોટુભાઈ ભટ, દામોદર ભટ, ઘેલાભાઈ માળી, મણિશંકર હળવદકર, મૂળશંકર રાજગર, મણિલાલ અમથા, મંગળ બ્રહ્મભટ, અને પંચાણ કચ્છી.

રાજકોટથી કંપની જૂનાગઢ ગઈ. ચાલુ નાટકો રજૂ કર્યાં.

**નોંધ:** શ્રી મણિશંકર હળવદકર, દામોદર ભટ, મણિલાલ અમથા અને મંગળ બ્રહ્મભટ છૂટા થયા. (અપૂર્ણ)

તાજેતરમાં જે નવાં નાટકો રંગમંચ પર રજૂ થયાં એની પાત્રસૂચિ અને કથાવસ્તુ અત્રે આપવામાં આવી છે. રંગભૂમિના ઇતિહાસમાં એની નોંધ જળવાઇ રહેશે અને નાટકોની પ્રસંગકથા વાંચકોને પણ રસપ્રદ થશે.

# નાસો ગોસો

**સંસ્થા : ભારતીય કલા કેન્દ્ર**

**પ્રથમ રજુઆત પામ્યું તા. ૨૭ જાન્યુઆરી ૧૯૫૭**

રૂપાંતરકાર: શ્રી ધનસુખલાલ મહેતા.
દિગ્દર્શક: શ્રી અદી મર્ઝબાન.
કલાકારો: ચંદ્રિકા ઠાકોર : જમનાકાકી.
રશ્મી શાહ : લીના.
લાલુ શાહ : જીતેન્દ્ર.
હની છાયા : જયંતિલાલ હેડમાસ્તર.
ચંદ્રકાંત સાંગાણી : દિવાન બહાદુર
સાગર લાલાજી : નાસી છુટેલો ગુન્હેગાર.
શીરીષ માસ્તર : રામજી.
દીલીપ દેસાઇ : સેવકલાલ ત્રિવેદી.
જયંતી ઠોસાણી : ઇન્સ્પેકટર.

## કથાવસ્તુ

જયતિલાલની હેડમાસ્તરની યુવાન પત્ની લીનાએ બંગલાની બારીમાંથી બહાર સીસોટી મારી. એક લશ્કરી અમલદાર જિતેન્દ્રે તેનો જવાબ પણ સીસોટીથી આપ્યો. જમનાકાકીથી આ સહન ન થયું. તે જયતિલાલને કહેવા આવ્યાં. લીનાએ તેને ધમકાવીને ઠંડા પાડયાં. જયંતિલાલ પરિષદને કામે બહાર ગયાં.

જીતેન્દ્ર લીનાનો કોલેજકાળનો મિત્ર. લાંબે સમયે બંને ભેગાં થયાં. રંગરંગીલી વાતો કરી. જયંતિલાલ આવે તે પહેલાં સાથે "બૈરી કે બલા" નામનું નાટક જોઇ આવવાનું પણ નક્કી કર્યું. જીતેન્દ્ર લશ્કરી અમલદાર તરીકે ઓળખાય નહીં માટે લીનાએ તેને જયંતિલાલનો પહેરવેશ પહેરાવ્યો. તૈયાર થઇને જવાના આનંદમાં સુરીલા સંવાદોએ વિસ્મયજનક ઘટના બનાવી. જમનાકાકી જીતેન્દ્રને જયંતિલાલ સમજ્યા. ઉત્સાહમાં આવી સંવાદોની આપલે કરતાં આ બન્ને જણાને જમનાકાકીએ ઝડપતાં માન્યાં. તેઓ સમજાવવા ગયાં, પણ તેઓ પોતે જ ઘાયલ થયાં.

મોડી રાતે જયંતિલાલે ઘરે આવીને જમનાકાકીને બેભાન જોયાં. પણ જમનાકાકીએ જયંતિલાલને જોતાં જ લવારો શરૂ કર્યો. પોતે કોઇને નહીં જણાવે એવી ખાતરી પણ આપી. જયંતિલાલ સમજ્યા કે કાકીએ ભાંગ ચઢાવી છે.

વળી અચાનક પોલીસ સ્ટેશનેથી ફોન આવ્યો. "એક ગુન્હેગાર હથિયાર લઇને નાસી છૂટયો છે, સંભાળજો." એ જ ગુન્હેગાર કમનસીબે આ ઘરમાં ઘુસી આવશે. એણે જયતિલાલને મારીને એનાં કપડાં પહેરી લીધાં. આ ધમાલથી જમનાકાકી ગભરાઇને કબાટમાં ભરાઇ ગયાં. ત્યાં લીનાને મળવા કાકા માણેકલાલ આવી પહોંચ્યા.

જયતિલાલ મૂર્છામાંથી જાગૃત થઇ ચીપિયો લઇ માણેકલલને ગુન્હેગાર સમજી મારવા જાય છે!. માણેકલાલ સંતાઇ જાય છે, જયતિલાલ પણ જમનાકાકીવાળા કબાટમાં ભરાઇ ગયા.

મોડી રાતે લીના ને જીતેન્દ્ર આવ્યાં. કાકાને જોતાં લીના જીતેન્દ્રને છુપાવી દે છે. નોકર લીનાને ઘરમાં થયેલો ગોટાળો કહે છે. તેના પ્રત્યે લીના બેદરકારી સેવે છે. કપડાં મૂકવા તે કબાટ આગળ જાય છે ત્યાં જયંતિલાલ અને જમનાકાકીને જોઇ મૂર્છાવશ થાય છે. જીતેન્દ્ર જાહેર થાય છે, લીનાની મૂર્છા દૂર કરે છે. જમનાકાકી ચીસ પાડે છે, માણેકલાલને જીતેન્દ્ર બહાર મોકલે છે, આ ગોટાળો જબ્બર સ્વરૂપ પકડે છે.

આમ ને આમ વાતો ગુંચવાતી જાય છે, અને એની હદ તો અત્યારે આવે છે, જ્યારે લીના ગુન્હેગારને પોતાના પતિ તરીકે ઓળખાવે છે. આમ નાસાનાસમાં નાટક પુરું થાય છે. ★

આ નાટકમાં લાલુ શાહ, ચંદ્રિકા ઠાકોર અને રશ્મિ શાહ



# કદમ મિલાકે ચલો

સંસ્થા: ઇન્ડિયન નેશનલ થિયેટર

પ્રથમ રજૂઆત પામ્યું તા. ૧ ફેબ્રુઆરી ૧૯૫૭

લેખક: પ્રબોધ જોષી.

દિગ્દર્શક: કૃષ્ણકાન્ત શાહ.

કલાકારો :

દક્ષા : શીલા મારફતીયા.

ભીખુ : અજીત દેસાઇ.

શ્યામ : વી. કે. શર્મા.

સુનીલ : કૃષ્ણકાન્ત શાહ.

વિશ્રામ : બબન પ્રભુ.

લક્ષ્મીદાસ : આશુતોષ શાસ્ત્રી.

સરસ્વતી : કિશોરી ગોરધનદાસ.

વિઠ્ઠલ : ડી. એસ. મહેતા.

વાસંતી : ઇન્દુબાલા નવલકર.

દામુ : પ્રવીણ જોશી.

શિવરામન્ : કિશોર ભટ્ટ.

## કથાવસ્તુ

કલા અને વિજ્ઞાન એ બે ભિન્ન વસ્તુ ગણાય છે. વિજ્ઞાનના વિવિધ શાસ્ત્રોમાં, એક છે ભૌતિક શાસ્ત્ર. ભૌતિક શાસ્ત્રોના વિવિધ અંગોમાં, એક છે ધ્વની–(Sound). આ ધ્વનિનું એક લોકપ્રિય શાસ્ત્રોક્ત વિધાન છે કે અગર એક પુલ ઉપર માણસો કદમ મેળવીને ચાલે તો પુલ તુટી જાય, સૈનિકો પુલ ઉપર ચાલતાં એક કદમે ચાલતાં નથી.

પણ આ તો કલા, આપણે પુલને તોડવામાં નથી માનતાં. બે વિભિન્ન કિનારાને જોડનારો પુલ બાંધવામાં માનીએ છીએ. અને તે માટે કદમ મેળવીએ તો જ એ ભેદભાવ અને જુદાઇને વિખેરનારો અને જુદાને જોડનારો પુલ બંધાય. આ પણ એક ધ્વનિ છે, પણ એ આધિભૌતિક ધ્વનિ છે. અને કલા અને વિજ્ઞાનનો તફાવત અહીં જ છે.

વિશ્રામ, તેની પુત્રી વાસંતી અને નોકર વિઠ્ઠલ એક બાજુ; લક્ષ્મીદાસ, તેની પત્ની સરસ્વતી, તેમનો પુત્ર સુનીલ, પુત્રી દક્ષા અને નોકર ભીખુ બીજી બાજુ; વચ્ચે જોયફિયો હિંદી શ્યામ, ભલભલાને ઘોળીને પી જાય તેવો દામુ અને બધાંનો હિસાબ ચૂકતે કરતો, કરાવતો મદ્રાસી એકાઉન્ટન્ટ શિવરામન્.

હવે આમની વચ્ચે પુલ બાંધવા માટે એક જ સૂત્ર અને તે 'કદમ મિલાકે ચલો'.

ચલો મિલાકે કદમ: ★

'કદમ મિલાકે ચલો'માં ઇન્દુબાલા નવલકર, પ્રવિણ જોષી અને કૃષ્ણકાંત શાહ



# ડૉ. મધુરિકા

## સંસ્થા : ભારતીય કલાકેન્દ્ર

પ્રથમ રજૂઆત પામ્યું તા. ૧૪ ફેબ્રુઆરી ૧૯૫૭

લેખક : શ્રી. કનૈયાલાલ મુનશી
દિગ્દર્શક : શ્રી. અદી મર્ઝબાન
કલાકાર : ચન્દ્રિકા ઠાકોર : ડૉ. મધુરિકા
મહેશ દેસાઇ : બેરિસ્ટર નરેન્દ્ર
ચાંપશીભાઇ નાગડા : સર નગીનદાસ
મીનળ કિલ્લાવાળા : શ્રીમતી
ચન્દ્રકાંત સાંગાણી : ડૉ. ગિરીશ
દીપક ઘીવાળા : શામસિંહ
આરતી કાપડિયા : વાસંતી
શિરીષ માસ્તર : અમુલખરાય
જશવંત ઓઝા : નરર્જરામ
પ્રતિમા નાયક : રાધા
જયંતિ ટેસાણી : ઇન્સ્પેક્ટર નિમ્બાલકર



### કથાવસ્તુ

ડૉ. ગિરીશની પત્નિનું નામ શ્રીમતી અને પુત્રીનુ નામ વાસંતિ હતું. ગિરીશ ડૉક્ટર હતો. પણ આ ડૉક્ટર પતિ પોતાની પત્નીથી વિમુખ થઇ એક ધંધાઘેલી, મિત્રઘેલી–સંતાનદ્રેષી યુવતી ડૉ. મધુરિકાના પ્રેમમાં વરોવાયો હતો. ડૉક્ટરની જિંદગી દર્દીમય હોય પણ ડૉ. ગિરીશની જીંદગી ડૉક્ટરમય જ હતી. અને કમનસિબે ડૉ. મધુરિકા પણ એક બેરિસ્ટરને પરણી ગઇ.

ડૉ. મધુરિકાના લગ્નની એ પહેલી રાત હતી. ઘેર મિજબાની માટે આવેલા મિત્રો પણ મોડી રાત થતાં છૂટા પડવાની તૈયારી કરતા હતા. બેરિસ્ટર નરેન્દ્ર સુખના સ્વપ્નમાં મગ્ન હતો. એ પણ મધુરિકાના સર્વ મિત્રો સાથે આનંદમય વર્તન કરતો હતો. પણ સૌ છૂટાં પડે તે પહેલાં હોસ્પીટલમાંથી એક ઘણું જ અગત્યનું ઓપરેશન કરવા માટેનો ફોન આવ્યો. ધંધાઘેલી ને મિત્રઘેલી મધુરિકા પરણ્યાની પ્રથમ રાતડી તજીને ત્યાંથી ચાલી નીકળી. બેરિસ્ટર નરેન્દ્રથી આ સહન ન થયું ! ડૉ. મધુરિકા ડૉ. ગીરીશ અને બીજાઓના સાથે, હોસ્પિટલે ઉપડી ગઇ.

ડૉ. મધુરિકાના સહવાસમાં જ ઘૂમ્યા કરતો ડૉ. ગિરીશ સ્વપત્નીની પણ દરકાર નહોતો કરતો. મા દિકરી ઘરે ભૂખ્યાં મરતાં તો પણ એ તેમના સામું ન જોતો.

ત્યારે તેની પત્ની શ્રીમતી અને પુત્રી વાસંતી ડૉ. મધુરિકાનું ઘર શોધતાં, અહીં આવી ચડયાં. ઘરે બેરિસ્ટર નરેન્દ્ર એકલો જ હતો. નાનકડી પણ વાચાળ વાસંતીએ કાલીઘેલી ભાષામાં નરેન્દ્રને કાને ડૉ. મધુરિકા તથા પિતા ડૉ. ગીરીષ વીશે ઘણી ઘણી વાતો કરી નાખી. નરેન્દ્રને આ માદિકરી પ્રત્યે સહાનભૂતિ થઇ. એ એને ત્યારપછી અવારનવાર એમને સહાય કરવા લાગ્યો.

ડૉ. મધુરિકા રાતે ઘરે આવી ત્યારે નરેન્દ્ર સુઇ ગયો હતો. અને ત્યાર પછી બીજા દિવસથી નરેન્દ્રએ મધુરિકા સાથે ઘણી જ ચોખવટો કરવા માંડી. નરેન્દ્રએ આ વિચિત્ર વહુની સાથે વખત વિતાવવાને બદલે પેલી નાનકડી વાસંતી સાથે જ સમય ગાળવા માંડ્યો.

ઘરનાં નોકરચાકર મારફત મધુરિકાને ખબર પડી કે નરેન્દ્ર કોઇ છોકરી સાથે ફરવા જાય છે, એ ગુસ્સે થઇ. એનાથી એ સહન ન થયું અને એ ઘર છોડવા તૈયાર થઇ. નરેન્દ્રને એણે જણાવ્યું કે કાંતો એને સ્વીકારો ને કાંતો પેલી છોકરીને. આમ મધુરિકા તેના પ્રત્યે ઢળી.

છેવટે, તેને ખબર પડી કે છોકરી તે બીજું કોઇ નહીં પણ ગીરીશની પુત્રી વાસંતી ! એ બધું જ સમજી ગઇ. મધુરિકાએ પોતાની ઘેલછા છોડી. એણે પોતાનો ધંધા પ્રત્યેનો પ્રેમ ઓછો કર્યો. મિત્રપ્રેમ ત્યજી દીધો અને સંતાનપ્રેમનાં મોતી પરોવા લાગી. નરેન્દ્ર ખુશ થઇ ગયો અને એ બંનેના જીવનનું સુપ્રભાત સુંદર બની ગયું ! જાગનની દર્દીની દુનિયાની ડૉ. મધુરિકા હવે નરેન્દ્રની પત્ની મધુરિકા બની ગઇ. ★

'ડૉ. મધુરિકા'માં ચન્દ્રિકા ઠાકોર અને ચાંપશીભાઇ નાગડા



# શ્રવણકુમાર

લેખક : કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી
દિગ્દર્શક : શ્રી કાસમભાઇ

કલાકારો :

શ્રવણ : માસ્ટર ગોરધન
વિદ્યાધર : માસ્ટર વસંત
દશરથ : માસ્ટર કચરાલાલ નાયક
સુબાહુ : શ્રી ચૂનીલાલ નાયક
પ્રસેનજિત : શ્રી નટવર ચૌહાણ
પરશુરામ : શ્રી શિવલાલ
ભગતરામ : શ્રી કેશવલાલ
વેજરામ : શ્રી ભોગીલાલ
ઉદયન : શ્રી શંકર
શ્રવણના પિતા : શ્રી સોમનાથ
શ્રવણની માતા : શ્રી મૂળચંદ નાયક
દેવીસિંહ : શ્રી હુસેન
નારાયણ : શ્રી બલજી મારવાડી
તારીકા : શ્રી શાલિની
વનમાલા : શ્રી રૂપકમલ
શૈલજા : શ્રી સુધા ઠાકુર
રતન : શ્રી મનોરમા
શશીકલા : શ્રી સુશીલા
માલણ : શ્રી બીના
લક્ષ્મી : શ્રી પ્રફુલ્લતા

## સંસ્થા : શ્રી દેશી નાટક સમાજ

**પ્રથમ રજુઆત પામ્યું તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૫૭**

## કથાવસ્તુ

આશ્રમમાં અભ્યાસ પૂર્ણ કરી શ્રવણ ગૃહ પ્રતિ વળે છે ત્યાં તપોવનમાં મધુપુરીનો અમાત્ય **વિદ્યાધર** કે જે બચપણમાં નિરાધાર થવાથી શ્રવણના માતા પિતાએ ઉછેરીને મોટો કર્યો છે એ આવીને શ્રવણને મળે છે. પણ બન્નેનુ મિલન આનંદભર્યું ન હતું, કારણ પરશુરામના ભયથી ન્હાસી છૂટેલો યુવરાજ **પ્રસેનજિત** વિદ્યાધરને શરણ થયો. એનું ગુમાન વિદ્યાધરની રગેરગમાં વ્યાપેલું હતુ. શ્રવણને ગરીબ જાણી વિદ્યાધર ઉદારતા બતાવવા તત્પર થાય છે જેનો શ્રવણ અસ્વિકાર કરે છે અને વિદ્યાધર રોષે ભરાઇ ચાલી જાય છે. એ જ તપોવનમાં રહેતી નિરાધાર ગાંધર્વકન્યા **તારિકા** શ્રવણની વિદ્વતા પર મોહિત થઇ અને બન્ને લગ્ન કરવા મનવચનથી બંધાયા. ઘેર આવતાં શ્રવણ પોતાના અંધ માતાપિતાનો તીર્થયાત્રાએ જવાનો નિશ્ચય સાંભળી તારિકા માટે કંકણ લાવ્યો હોય છે તે વેચી કાવડ ખરીદે છે અને એમાં માતાપિતાને બેસાડી, કાવડ કાંધે ઉપાડી યાત્રાએ જવા નીકળે છે. એને વિદાય આપવા આવેલી તારિકાને લાગ જોઇ પ્રસેનજિત કેદ પકડે છે. પ્રસેનજિતે દાનવ સુબાહુ સાથે મિત્રતા સાધી છે અને નિરંકુશ બની અધર્મ પ્રવર્તાવે છે. આ આપત્તિને ટાળવા વિદ્યાધરની પત્ની **વનમાલા. મહારાજા દશરથની** સહાયતા મેળવવા કુમાર **ઉદયન** સાથે ચાલી નીકળે છે.

કુરૂક્ષેત્રમાં શ્રવણ અને વનમાલાનો ભેટો થયો. અહીં સુબાહુ આવી ત્રાસ વર્તાવવા લાગ્યો પણ દશરથ આવ્યા અને સુબાહુ કાળપાશથી બંધાયો. એ પછી પ્રસેનજિતનો ગર્વ ઉતારવા મહારાજ દશરથ એના નિવાસસ્થાને ગયા પણ એ ભિરૂ તો ન્હાસી છૂટયો હતો એટલે સુબાહુને હદપાર કરી એમણે કુમાર ઉદયનને રાજતંત્ર સોંપ્યું. અમાત્ય વિદ્યાધરને એ જ જોઇતું હતુ પણ વનમાલાએ પતિને એની પામરતાનું ભાન કરાવ્યું, તારિકાનો પરિચય કરાવ્યો અને શ્રવણની કર્તવ્યનિષ્ઠાની જાણ કરી. પરિણામે વિદ્યાધરે અમાત્યપદ ફેંકી દીધુ અને બધા શ્રવણને મળવા વિદાય થયા. ત્રિવેણીસંગમ પર તેઓ શ્રવણને મળ્યા. અહીં સાધુના સ્વાંગમાં સુબાહુ તારિકા પર ઝેરી શસ્ત્રનો ઘા કરી ચાલ્યો ગયો. પ્રસેનજિત પણ તેઓનો પ્રાણ લેવા છૂપાયો હતો પણ એમની વાતો સાંભળી એનુ કુળગૌરવ જાગૃત થયું અને એ વિદ્યાધરને શરણે થયો. આ વખતે તારિકા જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતી હતી પણ એનો આભાસ સુદ્ધાં ન થવા દેતાં એણે શ્રવણને વિદાય આપી. સુબાહુ ફરી આવી ચડયો અને એના ભયંકર કૃત્યોમાં પ્રસેનજિત વિદ્યાધર વનમાલા તથા તારિકા હોમાઇ ગયા.

શબ્દવેધની વિદ્યા પ્રત્યક્ષ કરવા મહારાજા દશરથ, દૂર જળાશયમાં પાણી પીતા કોઇ વનપશુને માની બાણ છોડે છે. પણ એતો શ્રવણ હતો. મહારાજાનો પશ્ચાતાપ અને જલપાત્ર લઇ તેઓ શ્રવણના માત-પિતા પાસે જાય છે. પરંતુ શ્રવણનું મૃત્યુ સાંભળી દશરથ પર શ્રાપ વરસાવી તેઓ બન્ને પણ દેહ છોડે છે. એ શ્રાપને મૂર્તિમંત કરતા અંતમાં રામકથાના પ્રસંગોનુ દર્શન.

**પ્રહસન વિભાગ:** કોષાધ્યક્ષ **ભગતરામ** ખટપટી છે અને પુજારી **પરશુરામનો** એને સાથ મળે છે પણ ભગતરામનો નાનો ભાઇ **વજેરામ** અક્કલનો ઓછો છે. પરંતુ એની પત્ની **રતન** એને સુધારવાનો નિશ્ચય કરે છે. એ નિશ્ચયમાં વિઘ્ન ઉભાં કરે છે. ભગતરામની પત્ની શૈલજા જ્યાં વિદ્યાધરની દાસી **શશીકલા** એની શીખામણ માની વેજારામ કંઇક વહેવારુ થયો છે ભગતરામના ભવાડા ખુલ્લા પાડે છે. રતનની ચાતુરીથી સર્વ સુધરે છે. ★

# એપ્સી બહાર પડી....

લેખક અને દિગ્દર્શક : ફિરોઝ આંટિયા.

કલાકારો : એપ્સી : મોતી આંટિયા.

ફિરોઝ : ફિરોઝ આંટિયા.

ચારૂ : ચારૂબાલા.

નાજુ : નાજુ દસ્તુર.

એરચ : એરીક પેમાસ્તર.

મની : મની પટેલ.

મહેરૂ : મહેરૂ માદન.

ભગવાનદાસ : જાલ કરાણી.

## કથાવસ્તુ

એપ્સી બોધી છે. એના ઘરનાં બધાં જ એને કહ્યા કરે છે કે એને કોઇ પરણશે નહિ. એનામાં સ્ત્રૈજાતિય તત્વોનું ભાન ઓછું છે. એની મોટી બહેનનું નામ નાજુ છે. નાજુનો મિત્ર ફિરોઝ આંટાવાડિયોને અને ફરવા નાજુને ઘેર આવે છે. નાજુ એની નાની બહેન બેપ્સીનુ અપમાન કરે છે. એપ્સી ચીડાઇને કહે છે કે એ ફિરોઝને નાજુ પાસેથી ઝુંટવી લેશે, એની મોટી માનું નામ મહેરૂ છે. એ એપ્સીને તેમ કરવામાં મદદ કરે છે. એની મોટી મા એને સ્ત્રી તરીકેની રીતભાતો શીખવે છે. એપ્સી જુએ છે કે નાજુ ફિરોઝના પ્રેમમાં છે. એટલે હવે એ ફિરોઝને પોતાના પ્રેમમાં પાડવા તરકીબો રચે છે. તેની તરકીબ સફળતાના દ્વાર પણ જુએ છે. નાજુ ફિરોઝને

## સંસ્થા : ઇન્ડિયન નેશનલ થિયેટર

**પ્રથમ રજુઆત પામ્યું તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૫૭**

એપ્સી તરફ ઢળતો જોઇને ઉશ્કેરાય છે. એપ્સી ઇચ્છે છે કે નાજુ એના અપમાનની માફી માંગે તો ફિરોઝને છોડી દે. એપ્સી ફિરોઝને પોતાના પ્રેમમાં પાડવા અનેકાનેક કોશિષો અજમાવે છે. એનો પિતા એરીક ફિરોઝથી વિરૂદ્ધ છે. એપ્સી તેને વધુ ગરમ કરે છે, અને એ ગરમ થવાનુ કારણ......'

ફિરોઝને એપ્સી એક રાતે પોતાના ઓરડામાં બોલાવે છે ને ફિરોઝ ત્યાં જાય છે. એપ્સીએ ફિરોઝને પોતાના ઓરડામાં ફક્ત એને ભડકાવવાજ બોલાવ્યો હતો. એને ખ્યાલ નહોતો કે ફિરોઝ સાચું માનીને રાત્રે અંદર ધસી આવશે. ફિરોઝને પોતાના ઓરડામાં જોઇને એ પણ ગભરાઇ જાય છે, અને એને સમાજની બીક લાગે છે. બીજે દિવસે સવારે આ કુટુંબમાં વાત થાય છે કે હવે તો એપ્સીની સાથે ફિરોઝે પરણવું જ પડશે.

આમ એકમાંથી અનેક ગોટાળાઓ થાય છે. ★



## જત લખવાનું કે...

તંત્રીશ્રી

ગુજરાતી નાટ્ય,

ફેબ્રુઆરી મહિનાના "ગુજરાતી નાટ્ય" ના અંકમાં નિર્ણાયક શ્રી હરકાન્ત શુક્લનો એક લેખ છે. તેમા લખ્યું છે કે ગુજરાતી રંગભૂમિની મોટામાં મોટી કોઇ ફુસેવા હોય તો તે તેનુ હલકુ સંગીત! આ વાત ભયંકર અસત્ય છે. ગુજરાતી રંગભૂમિ હલકુ સંગીત, ગાનાર ઓછા થવા બાદ જ, પીરસતી થઇ છે. મેં, પ્ર લાલભાઇ અને મૂળશંકરભાઇએ તેમ જ માસ્તર હિંમત, રામપ્યારી, ચોનકર, હીરાલાલ ઉસ્તાદ, અશરફખાન. ભગવાનદાસ, જયશંકર, વાડીલાલ, અમૃતલાલ, જેઓ બધા ઉત્તમ પ્રકારના સંગીતના મર્મજ્ઞ અને અભિનેતાઓ હતા તેમણે બધાએ સર્વોત્તમ સંગીત પીરસ્યું છે, જે તમે જાણો છો.'

એમનું આ વિષયમાં જ્ઞાન પરિમિત લાગ્યું. આટલી નોંધ મારા નામથી 'ગુજરાતી નાટ્ય'માં જરૂર લેશો.

લી. રઘુનાથ બ્રહ્મભટ્ટ
નડિયાદ
નાં સ્નેહસ્મરણ




# ભારેલો અગ્નિ

લેખક : સ્વ. શ્રી રમણલાલ વ. દેસાઇ.

રૂપાંતકાર અને દિગ્દર્શક : પ્રા. મધુકર રાંદેરિયા. શ્રી રમેશ જમીનદાર.

કલાકારો :

મધુકર રાંદેરિયા : રુદ્રદત્ત.
વનલતા મહેતા : કલ્યાણી.
વિજય ભટ્ટ : ગૌતમ.
ચારુબાલા : લ્યુસી.
કૃષ્ણકાંત શાહ : ત્ર્યંબક.
કુસુમ ઠાકોર : ઝાંસીની રાણી.
કમલેશ ઠાકર : તાત્યા ટોપે.
હંસુ મહેતા : મંગળ પાંડે.
એરચ પાવરી : જોનસન.
એરીક પેમાસ્તર : પીટર્સ.
વ્રજલાલ પારેખ : મહાવીરસિંહ.
ચંદ્રકાન્ત દલાલ : શંકર.
નીનુ મઝુમદાર : ફકીર.

તથા

આમજનો, શિષ્યો અને સૈનિકો.

## કથાવસ્તુ

'ભારેલો અગ્નિ' એટલે સિપાઇઓનો બળવો નહીં, ભારતનો ૧૮૫૭ નો પ્રથમ સ્વાતંત્ર્ય સંગ્રામ!

તાત્યા ટોપે, ઝાંસીની મહારાણી, બહાદુરશાહ, નાના સાહેબ પેશ્વા, મંગળ પાંડે—અને બીજા અનેક ઐતિહાસિક પાત્રોએ એ સંગ્રામની જ્યોત જલાવી હતી: નવલકથાકારની

## સંસ્થા : ઇન્ડિયન નેશનલ થિયેટર

પ્રથમ રજુઆત પામ્યું તા. ૨૪ ફેબ્રુઆરી ૧૯૫૭.

કલ્પના એ યુગમાં નવા પાત્રો ઉમેરે છે: વૃદ્ધ પંડિત રુદ્રદત્ત, એની પુત્રી કલ્યાણી, એના શિષ્યો ગૌતમ ને ત્ર્યંબક, પાદરી સાહેબ જોનસન ને એની પુત્રી લ્યુસી-ગોરા અમલદારો, સૈનિકો ને બીજાં અનેક.

આ કલ્પિત ને સાચાં પાત્રો ભેગાં મળીને ભારતની શક્તિ ને સામર્થ્યની એક અદ્દભુત ગાથા રજૂ કરે છે.

પ્રસંગેપ્રસંગમાંથી ને ઉક્તિએ ઉક્તિમાંથી નાટક જે ઘાટ પામે છે, તે દ્વારા એ 'અગ્ની' કેવો પ્રજ્વલિત હતો તેનું દર્શન થાય છે. ★

'ભારેલો અગ્નિ'માં
વનલતા મહેતા અને મધુકર રાંદેરિયા



# વૈજયંતિ

રૂપાંતરકાર: વ્રજલાલ પારેખ.

દિગ્દર્શક: વનલતા મહેતા.

કલાકારો: વનલતા : વૈજયંતિ.

મધુકર રાંદેરિયા : જયપાલ.

વિજય ભટ્ટ : રત્નાકર.

કમલેશ ઠાકર : વિશ્વપાલ.

વ્રજલાલ પારેખ : વનવીર.

મહેશ : કૈલાસનાથ.

ચંદ્રકાન્ત દલાલ : મહેશ્વર.

વિરંચી હિંડીયા : વિક્રાંત.

## કથાવસ્તુ

રૂપનગરના મહારાજા જયપાલની રાજધાની આસપાસ વિશાલપુરના અધિરાજ્યના સેનાપતિ રત્નાકરે ત્રણ માસથી ઘેરો ઘાલ્યો છે. જયપાલે વિશ્વપાલકાકાને રત્નાકરની છાવણીમાં સંદેશો દેવા મોકલ્યો છે. કાકા સંદેશો લાવે છે કે રત્નાકર દારૂગોળા અને સાધનસામગ્રી તથા અનાજથી ભરેલાં ત્રણસો ગાડાં રૂપનગરની સહાય અર્થે મોકલવા તૈયાર છે; પરંતુ તે એક શરતે, એની છાવણીમાં ફક્ત એક રાત માટે જયપાલની રાણી વૈજયંતિ જાય તો! જયપાલ ક્રોધે ભરાય છે. વૈજયંતિ રૂપનગરના ત્રીસ હજાર પ્રજાજનોનું રક્ષણ કરવા ખાતર શીળની આહુતિ આપવા તૈયાર થાય છે, એ રત્નાકરની છાવણીમાં જાય છે.

રત્નાકર વૈજયંતિની રાહ આશાભર્યા હૈયે જોતો હોય છે, ત્યાં રાજસચિવ કૈલાસનાથ આવે છે, રાજ્યદ્રોહના કાવતરાનું આળ એના પર મૂકે છે, પણ રત્નાકર એમને કેદ પકડે છે. વૈજયંતિ કરાર પૂરો કરવા રત્નાકરની છાવણીમાં આવે છે– રત્નાકર ત્રણસો ગાડાં રૂપનગર રવાના કરે છે.

## સંસ્થા: ઇન્ડિયન નેશનલ થિયેટર

**પ્રથમ રજૂઆત પામ્યું તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૭**

રત્નાકર અને વૈજયંતિ વચ્ચેના વાર્તાલાપમાંથી પુરાણી પ્રીત અને રસમય જીવનની સ્મૃતિઓ જાગી ઉઠે છે. મહાઅમાત્ય સૈન્ય લઇને છાવણીમાં આવ્યાની જાણ થતાં રત્નાકર વૈજયંતિને નાસી છૂટવા વીનવે છે, વૈજયંતિ રૂપનગરના રક્ષકને પોતાનું રક્ષણ આપે છે. વૈજયંતિ પાછી ફરે છે. આનંદોત્સવ ઉજવે છે. પણ જયપાલનો ક્રોધાગ્નિ પ્રદિપ્ત થાય છે, વૈજયંતિ સત્ય પરિસ્થિતિનું બયાન કરી પોતાની નિર્દોષતા જાહેર કરે છે; પરંતુ સ્વમાની જયપાલ સત્ય તરફ દુર્લક્ષ કરી રત્નાકરને કેદ કરવાનો હુકમ કરે છે. અને એને ઉગારવા માટે વૈજયંતિ પોતાનું સ્વત્વ હોડમાં મૂકે છે. જયપાલનો આત્મા શાંતિ અને પ્રસન્નતાનો અનુભવ કરે છે. વૈજયંતિ કેવળ માર્મિક ઉદ્ગાર કાઢે છે: 'હા મહારાજ, આજે હું એક અંધાર-સ્વપ્નમાંથી જાગી ગઇ છું–આપણા નવજીવનનો સાચે જ આ પ્રકાશમાં પ્રારંભ થઇ રહ્યો છે!' ★

---

## સ્વીકાર

☆ અર્વાચીન ગુજરાતી શિક્ષણનાં સવાસો વર્ષ: સંપાદક શ્રી. રામલાલ નવનીતલાલ.

☆ પીલતનની બેટી યા હૈયાની હકુમત: લેખક શ્રી સોહરાબ અ. કદવાણુ.

☆ ધરતીનાં ફુલ: લેખક શ્રી ગોવિન્દલાલ જોષી.

☆ ઉપજાતિ: શ્રી. સુરેશ જોષી કૃત કાવ્યસંગ્રહ.

☆ નકની તાલીમ: લેખિકા શ્રી રેખા શોફ.

☆ જુલ્મને પડદે: શ્રી મહેન્દ્ર વ્યાસ (સુરત) તરફથી ધી ગેઇટિપયર થિયેટ્રિકલ કંપનીની ઓપેરા.

# ગુજરાતી નાટ્ય મંડળ

## પ્રાસંગિક નોંધ

**શ્રી. દેશી નાટક સમાજ:** ફેબ્રુઆરીની ૨૧મી તારીખે ભાંગવાડીમાં કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી કૃત નવું નાટક "શ્રવણકુમાર" રજૂ થયું હતું. આ નાટકનું દિગ્દર્શન તેમજ સંગીત માસ્તર કાસમભાઈએ સંભાળ્યું હતું, જ્યારે કું.ના મુખ્ય કલાકારો મા. વસંત, ગોરધન, ચૂનીલાલ, કચરાલાલ, શિવલાલ, ભોગીલાલ, શાલિની, રૂપકમલ, મનોરમા, સુશીલા, બીના, કેશવલાલ વગેરે આ નાટકમાં અગત્યની ભૂમિકાઓ ભજવે છે.

કંપનીનાં અન્ય નાટકો 'સુવર્ણ યુગ' "ગંગા કિનારે" ગર્ભશ્રીમંત વગેરે પણ ભજવાયાં.

**ઇન્ડિયન નેશનલ થિયેટર:** દ્વિતિય નાટ્ય મહોત્સવની ઊજવણી ફેબ્રુઆરી ૧૮ મીથી ૨૭ મી તારીખ સુધી થઇ. આ મહોત્સવ દરમ્યાન ૮ નાટકો રજૂ થયાં. 'એપ્રિલ બહાર પડી,' 'બારેલો અગ્નિ' અને 'દૈજયંતિ' ત્રણ નાટકો તો પ્રથમવાર જ રજૂઆત પામ્યાં. આ મહોત્સવ દરમિયાન ખાસ ઉત્તર ગુજરાતમાંથી બોલાવેલ ભવાઇ પણ ૨૫ મી તારીખે રજૂ કરવામાં આવી.

**ભારતીય કલા કેન્દ્ર:** ભારતીય વિદ્યાભવનના વીસ વર્ષ પૂરાં થવાથી ફેબ્રુઆરી તા. ૧૦ મીથી ૧૭ મી સુધી રંગભવનમાં વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમો રજૂ થયાં. સંસ્થાનુ એક નાટક 'નાસો ગેસો' ૧૨ મી ફેબ્રુઆરીએ ફરી એકવાર રજૂઆત પામ્યું. આ ઉપરાંત નવું નાટક શ્રી. ક. માં. મુનશી કૃત 'ડો. મધુરિકા' પણ તા. ૧૪મીએ રજૂઆત પામ્યું. આ નાટકનું દિગ્દર્શન શ્રી અદી મર્ઝબાને સંભાળ્યું હતું. ચંદ્રીકા ઠાકોર, લાલુ શાહ, મહેશ દેસાઇ, ચાંપશીભાઇ નાગડા, હની છાયા વગેરે આ નાટકમાં પાત્રો ભજવતાં હતાં.

**રંગભૂમિ:** એક નવાં નાટક 'બ્રહ્મચારી' ને રજૂ કરવાની તૈયારીઓ ચાલે છે. શ્રી અનંત આચાર્ય કૃત આ નાટકનું દિગ્દર્શન શ્રી વિષ્ણુકુમાર વ્યાસ સંભાળી રહ્યા છે અને એને માર્ચ માસમાં રજૂ કરવાની નેમ રખાય છે.

**રંગમંચ:** રવિવાર તા. ૧૦–૨–૫૭ને રોજ વા ચ. ગુરૂકુળ શાળામાં સંસ્થા તરફથી નાટ્ય અને સંગીતનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. આ કાર્યક્રમમાં શ્રી ચુનીલાલ મડિયા કૃત એકાંકી 'ખેલંદો' રજૂ કરવામાં આવ્યું હતું. મા. વિષ્ણુકુમાર વ્યાસ; સુમંત વ્યાસ અને નારાયણ રાજગોરે આ નાટકમાં પાત્રો ભજવ્યાં હતા.

**અમદાવાદ:** રંગમંડળ: તા. ૨૮ મી ફેબ્રુઆરીએ ડ્રોઇંગ રૂમ થિયેટરમાં ત્રણ એકાંકીઓ ભજવવામાં આવ્યાં હતાં. શ્રી પ્રાગજી ડોસા કૃત 'પરણ્યાં પહેલાં'—, શ્રી તારક મહેતા કૃત "ગીતાજી અને ગોદિદલાલ" અને શ્રી ગુણવંતરાય આચાર્ય કૃત "મહેમાનોનાં મન" ભજવવામાં આવ્યાં હતાં.

## રાજકોટ

**સૌરાષ્ટ્ર કલા કેન્દ્ર:** ૧૯ મી જાન્યુઆરીએ સણોસરા ગામે "આપણું ગામડું" નામે એક ત્રિઅંકી નાટક ભજવવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી જયંત પંડ્યાએ સંભાળ્યું હતું. શ્રી ગિરિશ રાવળે આ નાટકનું નૃત્યઆયોજન કર્યું હતું. ઉપરાંત "ભૂદાન" નાટ્ય પ્રયોગ પણ રજૂ થયો.

## વડોદરા

**નાટ્ય મંદિર:** તરફથી પ્રથમ નાટ્યપ્રયોગ "વિભૂતિ"નો પ્રેસ શો તા. ૨૨–૨–૫૭ ને રોજ ગાંધીનગર ગૃહમાં રાખવામાં આવ્યો હતો.



Redg. No. B. 6639

## પુરાણકથાને મૂર્તિમંત કરતા "શ્રવણકુમાર" નાટકનાં દૃશ્યો



શ્રવણની ભૂમિકામાં માસ્ટર ગોવિંદન

| (રૂપકમલ) | (શાલિની) | (માસ્ટર વસંત) |
| --- | --- | --- |
| વનમાળા | નાયિકા | વિદ્યાધર |

# ગુજરાતી નાટ્ય

:તંત્રી:
પ્રાગજી જ. ડોસા



પુસ્તક: ચોથું  એપ્રિલ: ૧૯૫૬  અંક: ૯ મો

## લેખકોને

☆ "ગુજરાતી નાટ્ય" માસિકમાં નાટકને લગતા કોઇ પણ પ્રકારના લેખો ઉપરાંત નાટકોનાં દશ્યો, કે એકાંકીઓ વગેરે સ્વીકારવામાં આવે છે.

☆ પોતાની કૃતિ મોકલતા સૌ લેખકોને વિનંતિ છે કે તેઓ પોતાની કૃતિ કાગળની એક જ બાજુએ-સુઘડ અક્ષરોમાં સહીથી જ લખીને મોકલે.

☆ લખાણ સ્વીકારાયા પછી યોગ્ય સમયે અને સગવડ પ્રમાણે એને પ્રસિદ્ધિ આપવામાં આવશે.

☆ અસ્વીકૃત લખાણનો જવાબ તુરત જ આપવામાં આવે છે. એ લખાણ જો લેખકે જવાબી ટિકિટ બીડી હોય તો જ તેને પરત મોકલવામાં આવે છે. માટે સૌ લેખકમિત્રો પોતાના લેખ પર પોતાનું નામ ને સરનામું લખે, અને સાથે જરૂર જ જવાબી ટિકિટ બીડે.

☆ લખાણ પ્રસિદ્ધ થતાં લેખકને અંક, યોગ્ય પુરસ્કાર અને લેખની છૂટી પાંચ પ્રતો મોકલવામાં આવે છે.

☆ લેખો મોકલવાનું સરનામું:

"ગુજરાતી નાટ્ય"
૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ,
દેના બેન્ક બિલ્ડીંગ,
કોટ, મુંબઇ-૧.

## : અનુક્રમ :





મુદ્રક અને પ્રકાશક:-ગુજરાતી નાટ્ય મંડળ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક પ્રાગજી જ. ડોસાએ સ્ટેટ્સ પીપલ્સ પ્રેસમાં દેવકરણ નાનજી બિલ્ડીંગ, ૨૪, એલ્ફિન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ-૧થી પ્રસિદ્ધ કર્યું.

મંડળના આદ્ય-પ્રમુખ



શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી.

## શ્રી પ્રાણલાલભાઈની ચિંતન-માલા

આપણા સામાજિક અને સાંસ્કૃતિક વિકાસ માટે, નાટક એક સબળ સાધન છે. વળી, નાટક એ અનિર્વચનીય આનંદ અને સદ્ પરમ પ્રમોદ પમાડનારી એક અજબ વસ્તુ છે. નાટક વિદ્યા, કલા, સંગીત તથા સુંદરતાનું મહાન પોષક છે. નાટક આપણા ધર્મ અને નીતિના ઉપદેશોને હૃદયના ઊંડાણમાં છેક સુધી પહોંચાડનારું સુકોમળ શસ્ત્ર છે અને નાટક એ આપણી પ્રાચીન પણ ગૌરવભરી આર્યસંસ્કૃતિને નવીન ચેતન, પ્રાણ અને પુનર્જીવન અર્પવા માટે, મનોહર અને મૂલ્યવાન આયુધ છે. આપણી રંગભૂમિએ અને નાટ્યકલાએ રસિક પ્રેક્ષકગણ અને વાચકવૃંદને આજ સુધી જે આનંદ અને આહ્લાદ પમાડ્યો છે અને તેમની રસવૃત્તિ કંઈક અંશે પણ સંતોષવા અને વિકસાવવા જે સ્તુત્ય પ્રયત્ન કર્યો છે, તેનું ઋણ ચૂકવવાની સૌની ફરજ છે.



# ઊઘડતે પડદે

ગુજરાતી રંગભૂમિનું ગૌરવ

## નટવર્ય શ્રી જયશંકર "સુંદરી"

ભારતીય સરકાર સ્થાપિત સંગીત નાટક અકાદમી તરફથી પ્રત્યેક વર્ષે કલાવિદોનું બહુમાન થાય છે અને આ વર્ષે દિગ્દર્શન અને નિર્માણ માટેનું પારિતોષિક આપણા વયોવૃદ્ધ અભિનેતા **શ્રી** જયશંકર ભુધરભાઈ ભોજક જેઓ 'સુંદરી'ને નામે જાણીતા છે તેમને મળે છે. આ પદવીદાન સમારંભ તા. ૩૧ મી માર્ચ, ૧૯૫૭ને દિવસે દિલ્હીમાં થયો અને રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રપ્રસાદના વરદ હસ્તે પારિતોષિકો અપાયાં.

કલાની સાધના કઠણ તપશ્ચર્યા માગી લે છે અને શ્રી જયશંકરભાઈ ૭ ૭ દાયકાઓથી રંગદેવતાની આરાધના કરી રહ્યા છે. સજાગ બુદ્ધિ અને અવિરત કાર્યશક્તિથી આજે પણ તેઓએ એ ઉપાસના ચાલુ રાખી છે. ગુજરાતી રંગભૂમિનાં એ યાદગાર વર્ષો આજે ય સાંભરે છે, કે જ્યારે "સૌભાગ્ય સુંદરી", "શ્રીકૃષ્ણ ચરિત્ર", "મધુબંસરી" ઇત્યાદિ વિખ્યાત નાટકોમાં એમણે ઉત્કૃષ્ટ પ્રકારનો અભિનય દાખવ્યો હતો; એમના કંઠમાધુર્યથી ગીતો પ્રાણવાન બની જતાં અને એમની અનોખી વેશભૂષાની કલાનું અનુકરણ થતું. વ્યવસાયી રંગભૂમિ પર જ્યારે અનેક નાટ્યસંસ્થાઓ અસ્તિત્વમાં હતી, જુદા જુદા લેખકોની જુદી જુદી શૈલીએ લખાયેલાં પૌરાણિક, ઐતિહાસિક કે સામા-

જિક નાટકો ભજવાતાં, વળી દરેક સંસ્થાની રજૂઆતશૈલી વિવિધ પ્રકારની હતી અને પ્રથમ કક્ષાના અનેક કલાકારો અભિનય આપતા એ સૌના સંસર્ગમાં તેઓ આવ્યા છે અને સંસ્થાની ચડતી પડતીઓ જોઇ છે. એટલું જ નહિ પરંતુ નાટયકલાના તેઓ ઊંડા અભ્યાસી છે, ભરત નાટયશાસ્ત્ર અને અન્ય ગ્રંથોને એમણે પચાવ્યાં છે. મને બરાબર યાદ છે, કે એક દિવસ એક ભાઈ એમની પાસે આવ્યા અને એક નાટકમાં આલેખાયેલી સ્ત્રીભૂમિકા વિશે એમનું માર્ગદર્શન માગ્યું. જયશંકરભાઇએ જવાબ આપ્યો.

"નાયિકાભેદમાંથી કયા પ્રકારની એ નાયિકા છે?"

પેલા ભાઇ તો સજ્જડ જ થઇ ગયા. નાયિકાભેદના પ્રકારો હશે એની પણ એમને કલ્પના નહોતી!



શ્રી. જયશંકર 'સુંદરી'

અભિનયશાસ્ત્રના આવા એક પ્રખર વિદ્વાન શ્રી જયશંકરભાઇએ, વ્યવસાયી રંગભૂમિને ક્ષેત્રે એક પછી એક સંસ્થાઓ કાળના ગર્ભમાં વિલીન થવા લાગી તો યે ક્ષેત્રસંન્યાસ સ્વીકારી નિવૃત્તિ લીધી નથી પરંતુ નવી રંગભૂમિના ઉષઃકાળમાં એમણે પણ પોતાનો સથવારો આપ્યો છે. અમદાવાદના નટમંડળ સાથે રહી એમણે પોતાની કલાની પરખ કરાવી છે.

આવા એક અનુભવી પાસેથી ગુજરાતી રંગભૂમિ અનેકાનેક અભિલાષાઓ રાખે છે. અકાદમી તરફથી પદવીદાન મળ્યું એ માટે અભિનંદન. શ્રી જયશંકરભાઇને પારિતોષિક મળ્યું એ જાણ થતાં સૌના મનમાં એક જ વિચાર સ્ફૂરે કે અભિનેતા તરીકે એમને એ માન મળ્યું હશે પરંતુ એ પારિતોષિક તો શ્રી ચિન્તામણરાવ કોલ્હટકરને ફાળે ગયું અને શ્રી જયશંકરભાઇને દિગ્દર્શન અને નિર્માણના કલાવિદ્ તરીકે પ્રમાણ આપ્યું. એ પ્રમાણ લેતાં એમને શિરે જવાબદારી પણ આવી છે. આજે ગુજરાતી રંગભૂમિ સામે અનેક સમસ્યાઓ વણઉકેલી પડી છે.

**૧. ધંધાદારી સંસ્થાઓની સંખ્યા કેમ વધતી નથી?**

**૨. ધંધાદારી રંગભૂમિ પર વર્તાતો યુવાન અભિનેતાઓનો અભાવ.**

**૩. નવી પ્રણાલિની સંસ્થાઓ વ્યવસાયી થવા ઇચ્છે તો એનું સ્વરૂપ કેવું હોવું ઘટે?**

**૪. નાટયપ્રવૃત્તિને વિકસાવવા સરકારના કયા પ્રકારના સહકારની તમે અપેક્ષા રાખો છો?**

**૫. નાટયશાળાઓ સ્થાપવાની જરૂર છે ખરી?**

આવા તો અનેક પ્રશ્નો રંગભૂમિ સામે પડયા છે અને એનો ઉકેલ લાવી સંસ્થાઓ, કલાકારો અને કાર્યકરોનો માર્ગ સરળ કરવા અને રંગભૂમિને પ્રગતિને પંથે દોરી જવા શ્રી જયશંકરભાઈ જેવા ધુરંધરોના માર્ગદર્શનની જરૂર છે.

ગુજરાતી નાટ્ય મંડળ સંભવતઃ મે માસના અંતમાં પ્રથમ ગુજરાતી "નાટ્ય સંમેલન" બોલાવવાની યોજના ઘડી રહ્યું છે. એ મૂર્તિમંત થતાં એક જ મંચ પર સૌ સાથે બેસી આવા અનેક પ્રશ્નો પર ચર્ચાવિચારણા કરી, એક નવું સ્વરૂપ ને નવું આન્દોલન જગાડી શકશે એવી ઉમેદ રહે છે.

*(signature)*

# નાટક અને સંગીત

—— લેખક ——

શ્રી પ્રવીણચન્દ્ર વી. ગાંધી

પ્રવીણચંદ્ર વ. ગાંધી

વિશ્વના નિર્માતા બ્રહ્માએ જ્યારે ત્રિલોક વર્ગ લોક "નાટ્ય" નામનો પંચમ વેદ રચ્યો તેમાં ઋગ્વેદમાંથી પાઠ્ય, યજુર્વેદમાંથી અભિનય, સામવેદમાંથી ગાયન અને અથર્વવેદમાંથી રસ લીધા. નાટ્યવેદના ઉદ્‌ગાતાએ પણ નાટકને સર્વાંગ, સંપૂર્ણ અને સુ-રસ બનાવવા માટે એમાં સંગીતને એક મુખ્ય અંગ તરીકે મૂકવું પડ્યું છે. એનું કારણ કે શૃંગાર, હાસ્ય, કરુણ ઇત્યાદિ નવ રસોના ભાવ વ્યક્ત થાય એ વખતે એમાં પ્રાણ પૂરવાની, એમાં વેગ લાવવાની અદ્‌ભુત શક્તિ સંગીતમાં સમાયેલી છે.

આપણો દેશ એ સંગીતપ્રધાન દેશ છે. બાળકના જન્મની વખતનાં સંસ્કાર અને હાલરડાંમાં એને સંગીતનું પાન અપાય છે. એનો નામકરણવિધિ થાય, એ પા પા પગલી માંડતાં એક વસંતોમાં વિહરતાં સા વિદ્યા યા વિમુક્તયે ના સૂત્રને જીવનમાં ઉતારવા, સફળ કરવા ઉપનયનનાં ત્રણ સૂત્રોનું ધારણ કરે ત્યારે પણ, અને યૌવનના પગથારે, લગ્નજીવનના મંગલ પથે એ પગલાં માંડે ત્યારે પણ એના જીવનને ઉજ્જ્વલ અને ઉન્નત બનાવવા મંગલ ગીતો મંગલભાવના પ્રેરે છે. એ બધું દર્શાવે છે કે ભારતીય લોકસમાજના તાણાવાણા સાથે સંગીતની સૂરાવલીઓ વણાઇ ગઇ છે. પહાડોની કોતરો ભેદીને વહેતાં ઝરણાંમાં સંગીતજ્ઞોએ સૂર પારખ્યાં છે, પંખીઓના મીઠાં, મંજુલ કલરવમાં કવિઓએ સરગમની વાણી સાંભળી છે, સાગરના તરંગોમાં યે મરજીવાઓએ ષડ્જના સ્વરો ઓળખ્યા છે અને છતાં ય આજની આપણી નવી રંગભૂમિ સંગીતવિહોણી શા માટે? એ રંગભૂમિ આજે અભિનય, પ્રકાશ આયોજન, દિગ્દર્શન વગેરે અંગોમાં વેગભરી, તેજભરી પ્રગતિના મેળવી રહી છે; પણ એક સર્વાંગ સુંદર રમણીની કલ્પના કરો છતાં એના બન્ને કાન ન હોય તો એ કેવી લાગે?

કોઇને લાગશે કે સંગીત તરફ આટલો પક્ષપાત શા માટે? પરંતુ વિચાર કરતાં ખાતરી થશે કે જૂનાં નાટકોને એનાં ગીતો અને હલકભર્યાં સંગીતથી આપણે યાદ કરીએ છીએ. 'માલવપતિ મુંજ'ના સંવાદો થોડાકને યાદ હશે પણ "હૃદયના શુદ્ધ પ્રેમીને નિયમનાં જ્ઞાન ઓછાં છે." અથવા "એક સરખા દિવસ સુખના કોઇના કદી જાતા નથી," એ ગીતોની પંક્તિએ પંક્તિ ઘણા સડસડાટ બોલી જશે, ગળું બેસૂરું હશે તોય સંગીતના તાનમાં એ ગાવા માંડશે. કેટલાકોને તો નાટકોનાં નામો પણ યાદ નહિ હોય પણ "રંગીલાં પ્રેમીનાં હૈડાં", "ભમ્મરિયા કૂવાને કાંઠે" અથવા "પિયુ પહેલી પેસિન્જરમાં આવજે", લલકારવા લાગશે. એવાં ઘણાં ય ગુજરાતી અને મરાઠી નાટકો છે જે માત્ર એનાં મધુરતમ ગીતોને કારણે સફળતાને વર્યાં છે; એવા ઘણા ય પ્રેક્ષકો એક ગીત માટે શ્રોતા બનીને પ્રેક્ષકગૃહમાં પ્રવેશે છે. એક વાર નહિ, અનેક નાઇટો સુધી એક જ ગીતે એમને આકર્ષ્યા છે. એ વખતનાં નાટકોમાં ૨૫ થી ૩૦ ગીતો આવતાં, મોડી રાત સુધી નાટકો ભજવાતાં તોયે એ ઉજાગરા મીઠા લાગતા. કાળના પ્રવાહને ભેદી આજે પણ એની સ્વરધારા ચાલી આવે છે, મનને પ્રફુલ્લિત કરે છે, અંતરને આનંદે હિંચોળે છે.

સ્વ. છગન રોમિયો એક પ્રથમ કક્ષાના અભિનેતા હતા પણ એમનામાં કંઠમાધુર્ય નહોતું, છતાં એમની

ગાવાની હલક, ગીતોની સૂરાવટ અને શબ્દો એટલા સચોટ અને હૃદયસ્પર્શી હતા કે પ્રેક્ષકગૃહમાં રસોત્સાહનું મોજું ફરી વળતું, લોકો તાળીઓ પાડતા, સિસોટી વગાડતા અને 'વન્સમોર' માગતા. આ બનતું ગીતો માટે જ સંભવે. નાટકના સંવાદો ગમે એવા સચોટ હોય, સાહિત્યથી સભર હોય પણ કોઇએ કદી 'વન્સમોર' માગ્યો નથી. જ્યારે કલ્પના વૈભવથી ઓપતી, મુશાયરામાં રજૂ થતી ગીતોની પંક્તિઓ માટે જરૂર "દુબારા"ની માગણી થાય છે.

દાયકાઓ પૂર્વે જ્યારે ચલચિત્રોમાં પ્લે-બેક પદ્ધતિ પ્રવેશી નહોતી ત્યારે લીલા ચિટણીસ અને અશોકકુમાર કે મોતીલાલને આપણે ગાતાં સાંભળતા, એ ગીતો મશહૂર અને લોકપ્રિય પણ થયાં હતાં, લાખો-ની સંખ્યામાં એ ગીતોની ફોનોગ્રાફની ચૂડીઓ ખપી છે એનું મૂળ કારણ ગીત-શક્તિ છે. સ્વર-સમ્રાટ સાયગલની દેહાકૃતિ સુંદર નહોતી પણ એના કંઠમાં દર્દ હતું. આજે ચલચિત્ર ઉદ્યોગમાં બીજા અનેક સુમધુર કંઠ ધરાવતા ગાયકો દાખલ થયા છે, કર્ણપ્રિય સંગીત આપનારા આવ્યા છે અને ગીતોને અંગે ટિકિટબારીઓ પર ટંકશાળ પડે છે. લોકો પ્રથમ તપાસ કરે છે કે પ્લે-બેકમાં લતા મંગેશકર છે કે મન્ના ડે, સંગીત આપનાર શંકર-જયકિસનની જોડી છે કે નહિ? અને ઘણા એવા સમારંભો થાય છે જ્યાં આવા ગાયકો અને સંગીતકારો જાય છે ત્યાં મોટા દરની ટિકિટો લઇને પણ લોકો સાંભળવા આવે છે; ત્યાં અભિનય નથી, સન્નિવેશ નથી, રંગભૂષા કે વેશભૂષા નથી, છે માત્ર સૂરોની વૃષ્ટિ-દિલરૂબા પર થનગનતી ખમાજની ઠુમરી, વાયોલીનનાં તારો પર નાચતી નટખટ સોહિણી કે સારંગી પર આલાપાતો ધીર ગંભીર માલકૌંસ અથવા તો વાંસળીનાં છિદ્રોમાંથી વહેતી કોમલસ્વરા અને મન્દ્ર મુલ્તાની ભૈરવી. એના સૂરો હૈયામાં



ભારતીય લોકસમાજના તાણાવાણા સાથે સંગીતની સૂરાવલીઓ વણાઇ ગઇ છે. પહાડોની કોતરો ભેદીને વહેતાં ઝરણાંમાં સંગીતજ્ઞોએ સૂર પારખ્યા છે, પંખીઓના મીઠાં, મંજુલ કલરવમાં કવિઓએ સરગમની વાણી સાંભળી છે, સાગરના તરંગોમાં યે મરજીવાઓએ ખરજના સ્વરો ઓળખ્યા છે અને છતાંયે આજની આપણી નવી રંગભૂમિ સંગીતવિહોણી શા માટે?

સ્પંદન જગાડે છે, મનને એક એવા આહ્‌લાદજનક પ્રદેશમાં લઇ જાય છે જ્યાં મનના તારો, વાજિંત્રના તારો સાથે ઝણઝણી ઊઠે છે, ગાયકના ગીત-સંગીતમાં મન એકરાગ, એકતાન બની જાય છે, છતાંય સૂરસરિતામાં ડૂબેલું મન રસના ઘૂંટડા ભરવા છતાં અતૃપ્ત જ રહે છે; વારંવાર એ સૂર-સરિતાને કાંઠે જવા લલચાય છે, દોડે છે અને સર્વદા એ પાન એને મીઠાં લાગે છે. ભારતીય કલાકેન્દ્રે શરૂ કરેલી "આ માસનાં ગીતો"ની શ્રેણી એનું પ્રમાણ છે. સવારના એ રજૂ થાય છે, છતાં શ્રોતાજનોથી ભવન ખીચોખીચ ભરેલું રહે છે. મારી તો ભલામણ છે કે કેન્દ્રના સંચાલકો સાંજના સમયે પણ રજૂ કરે તો સાંજના ગવાતા રાગોનો સ્વરસમૂહ વિશેષ લોકપ્રિય બનશે. ગીતો કેટલાં લોકપ્રિય બને છે એનો તાજેતરમાં બનેલો એક દાખલો આપું: ભારતીય વિદ્યા ભવનનો દ્વિદશાબ્દ મહોત્સવ ઊજવાયો તેમાં શ્રી અજિત મરચન્ટનો 'સ્વર લહરી' નો કાર્યક્રમ હતો. આ વખતે 'ગીત સંગીતના રસિયાઓ, જેમણે આ પૂર્વે અજિતભાઇનું રચેલું અને શ્રી વેણીભાઇ પુરોહિતના શબ્દદેહથી તૈયાર થયેલું એક મશહૂર ગીત સાંભળ્યું હશે તેમનાં તરફથી ભલામણ-ચિઠ્ઠીઓ આવવા માંડી, આગ્રહ થયો અને સૂરોથી મહેકતા શબ્દો વહેવા લાગ્યા:

તારી આંખનો અફીણી,
તારા બોલનો બંધાણી,
તારા રૂપની પૂનમનો પાગલ એકલો!

એ લહેકાની સાથે માથાં ડોલવાં લાગ્યાં, કેટલાકથી રહેવાયું નહિ તે સાથે સાથે ગાવા લાગ્યાં અને ઘડીવાર માટે તો સ્વરલહરી, સુમધુર સ્મરણ લહરીમાં પલટાઇ ગઇ. એ જ પ્રમાણે "રામશબરી" અને "નરસૈયા"એ એનાં ગીતોને માટે જે પ્રતિષ્ઠા મેળવી હતી એ



## વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે

પણને અંગે લોકો આકર્ષાયાં. જ્યાં આવું Repeat Audiance મળે એ સમારંભ, ફિલ્મ કે નાટક સફળતાને પામે જ.

લોકો આજે પણ "રંગીલો રાજા" નાટક જોવા આવે છે, ઘણાઓએ ઘણી વખત એ જોયું છે પણ એના ગજ ઉપર બીજા સંગીતવિહીન નાટકોની સરખામણી ન થાય. એ એક જ નાટક એની સળંગ હાસ્યમયતાથી અને પ્રસંગપરંપરાથી સારું ચાલ્યું છે. એની નકલ કરનારાઓને તો સારી રીતે જાણ થઇ ગઇ છે કે માત્ર હાસ્યરસ આપવાથી નાટક ચાલતું નથી. હાસ્યતત્વ ઘડીભર હસાવી વિસારે પડે છે, એ કંઇ મનમાં રમતું રહેતુ નથી, જ્યારે સંગીતની ધૂન દિવસો સુધી, મહિનાઓ સુધી કાયમ રહે છે અને વર્ષો વીતતાં પણ સ્મરણપટે એ ફરી તાજી થાય છે.

નૃત્ય, ચંદ્રકો, એની મુદ્રાઓ, એનો ભાવ એ વખત પૂરતો જ આનંદ આપે છે. સંગીતની માફક એની ધૂન રહેતી નથી. સંગીતમાં એક પ્રકારની મસ્તી છે અને માદકતા. તો સંગીતના જલસાઓમાં હજારોની સંખ્યામાં લોકો સાંભળવા આવે છે. નૃત્ય અને સંગીતના શિક્ષણ વિશે વિચારીશું તો નૃત્ય કરતાં સંગીતના શિક્ષણનો વિશેષ પ્રચાર નજરે પડે છે. એવા ઘણા કુટુંબો મળી આવશે જેમને ઘેર સંગીત શિખવવા માટે ખાસ શિક્ષકો નિમવામાં આવે છે અને મહાગુજરાતમાં હવે સંગીત ઉચ્ચ કક્ષા તરફ કૂચ કરી રહ્યું છે, સંગીત સાંભળવાનો અને ગાવા બજાવવાનો શોખ પણ વધ્યો છે, લોકો એની શાસ્ત્રીય સમજ ધરાવતા થયા છે. આવે સમયે ગુજરાતી નાટકો સંગીતવિહીન ન રહેવાં જોઇએ.

એક વર્ગ એવો છે જે એમ માને છે કે નાટક અને નૃત્યનાટિકા (Belle અથવા Opera) એ જુદાં જ હોવાં જોઇએ, પરંતુ સંગીત એ તો નાટકનું એક મુખ્ય અંગ છે. કેટલાક પ્રસંગોને એમાંનો ભાવ, વર્ણન કે પાત્ર-વિશિષ્ટતાને વિશેષ અસરકારક બનાવવામાં પાર્શ્વ સંગીત મહત્વનો ભાગ ભજવે છે. એ પ્રસંગને અનુરૂપ સ્વર આયોજન થાય તો સ્વર અને શબ્દના સુમેળ સાથેનું પ્રસંગચિત્ર મનમાં તરત જ અંકિત થઇ જાય છે. વ્યવસાયી રંગભૂમિને બાદ કરીએ તો નવી રંગભૂમિમાં ગીત ગાઇ શકે અને સાથે અભિનય કરી શકે એવા નટ-નટીઓનો અભાવ છે, પરંતુ હવે સમય એવો આવ્યો છે કે એવા કલાકારો શોધવા પડશે અથવા તો તૈયાર કરવા પડશે. એ સિવાય સંગીતવિહોણી રંગભૂમિ શુષ્ક લાગે છે. નાટકો વધુ વખત ભજવાતાં નથી એનું એક કારણ સંગીતનો અભાવ પણ છે.

ગીતો મૂકવા જોઇએ એ ખરું પણ તે ગીતો



## બીના મધુર મધુર કછુ બોલ

પ્રસંગોચિત તો હોવાં જ જોઈએ. કોઈ ઑફિસનું દૃશ્ય ચાલતું હોય ત્યાં અથવા તો મૃત્યુશય્યા પર સૂતેલો માણસ ગીત ગાવાના તાનમાં આવી જાય એ અનુચિત છે. ગીતોનાં પણ ચોક્કસ સ્થાન હોય છે અને લેખકો એવી પ્રસંગગૂંથણી સરસ, સુંદર રીતે કરી શકે છે.

શ્રી પ્રાગજી ડોસા જેવા કુશળ નાટ્યકારનું એક નાટક 'અનાહત નાદ' ઘણા વર્ષોથી લખાયેલું, છે પણ યોગ્ય, પાત્રોને અભાવે ભજવાયા વગરનું પડ્યું છે. કોઈ સંગીતકારની જીવનગાથાને રજૂ કરતું એ સંગીતપ્રધાન નાટક છે. એને મૂર્તસ્વરૂપ આપવા શું કોઈ પાત્રો નહિ મળે?

શ્રી અવિનાશ વ્યાસ જેવા લોકપ્રિય કાવ્યોના ગીત-સંગીત અર્પનાર આપણી પાસે મોજુદ છે. નાટ્યલેખકોની સાથે આવા ગીતવિધાયકોનો સાથ-સહકાર મળે તો નવી રંગભૂમિની પ્રગતિમાં આપણે એક નવી દિશા ઉઘાડીશું એની મને ખાતરી છે. નાટક એ જીવનના દૃશ્યોને વાસ્તવિક રીતે રજૂ કરતો છતાં પણ એક અનોખો પ્રકાર છે, એમાં કૌતુક છે અને જોનારની રસપિપાસા એની જીજ્ઞાસાવૃત્તિ, એની વિચારશક્તિને જગાડે છે. ભવિષ્યનું કંઈક નૂતન દર્શન કરતો પ્રેક્ષક "આવું હોય તો" અથવા "આમ હોવું જોઈએ" એ મનન કરતો ઘેર જાય છે. માટે જ નાટક નરી વાસ્તવિકતા કરતાં એક નોખો પ્રકાર છે. એમાં સંગીત અનિવાર્ય છે અને એના ગીતોનું મહત્વ સમજી ગુજરાતી નાટ્ય મંડળે "ગુજરાતનાં નાટ્યગીતોનું સ્વરાંકન" નામનું પુસ્તક પ્રકટ કર્યું છે.

આપણે ઇચ્છીએ કે નવી રંગભૂમિના તૈયાર થતાં નાટકોના ગીતો લોકપ્રિય થાય, સ્વરાંકન પામે અને ઇતિહાસને પાને નોંધપાત્ર બને. એ નવી રંગભૂમિના ઘડવૈયાઓને હવે છેવટમાં એટલું જ કહેવાનું કે "Well folks, it is time to realize your short coming and wake up" તમારી અપૂર્ણતાને પિછાણી જાગવાનો સમય થઈ ચૂક્યો છે, અને પછી પ્રકાશની મંઝીલ દૂર નથી.



ભાઈશ્રી પ્રાગજીભાઈ

સંગીત નાટક અકાદમી તરફથી ચાલુ વર્ષ માટે મળેલા પારિતોષિક બદલ અભિનંદન આપવા માટે આપનો અને મંડળનો હું આભારી થયો છું. મારા માર્ગદર્શન નીચે ગુજરાતી રંગભૂમિ કૂચ કરે એવાં આશિર્વચન અને શુભેચ્છા માટે આપ સર્વ રંગભૂમિના ચાહકો અને સેવકોનો હું ઋણી થયો છું.

આ વખતે એક વાત કહેવા જેવી લાગે છે. ગયા પાંત્રીસથી પણ વધારે વર્ષોથી એમેચ્યોરની સંસ્થાઓએ સેવા કરવા માંડી હતી. તેમનો મને સહકાર મળ્યો ન હોત તો આજના પારિતોષિકનો પ્રસંગ આવ્યો ન હોત. એટલે મારે ૭૬ વર્ષે ગુજરાતનાં સર્વ મંડળોને આશિર્વાદ આપવાના રહે છે. અને આભાર પણ તેમનો જ માનવાનો રહે છે. આથી આ પ્રસંગે ઈશ્વર પાસે એટલું જ માંગીશ કે ભવિષ્યમાં બીજા નટો પણ આવાં પારિતોષિકો મેળવવા ભાગ્યશાળી થાય અને ગુજરાતી રંગભૂમિ બીજા પ્રાંતોમાં પણ પોતાનો મોભો જમાવે.

૨૧-૩-૫૭, નટ મંડળ, અમદાવાદ. —જયશંકર 'સુંદરી'



# શ્રી કાવસજી પાલનજી ખટાઉ

: વક્તા :

ડૉ૦ ડી. જી. વ્યાસ

ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઇ કેન્દ્ર ઉપરથી આપેલી વ્યાખ્યાનમાળાનો આ ત્રીજો મણકો.



શ્રી કાવસજી પાલનજી ખટાઉ

રંગભૂમિના ઉત્થાનમાં અભિનેતાઓનો જે ફાળો છે તે ખરેખર જ કિંમતી છે. યોગ્ય રીતે એને જાણવા માટે, એ અભિનેતાઓ જે વાતાવરણ વચ્ચે રહ્યા છે, તેને જાણવાની જરૂર છે. કાવસજી પાલનજી ખટાઉ અને બીજા અભિનેતાઓએ જ્યારે સારી એવી ખ્યાતિ મેળવી લીધી હતી, ત્યારે રંગભૂમિએ એનું ઉત્કૃષ્ટ સોપાન પણ સર કર્યું હતું.

એક આકૃતિ તરીકે પણ રંગભૂમિની એક ચોક્કસ રેખા છે. પ્રકાશઆયોજન ક્યાસલેટના દીવાઓથી આગળ વધીને કારબાઇડની બત્તી, પેટ્રોમેક્સ, ગેસ અને અંતે વિજળી સુધી વધી ગયું છે. શરૂઆતનાં વર્ષોમાં પડદાઓ અને સન્નિવેશો, જે લગભગ એકસરખા જ રહેતા, તે પણ ધીરે ધીરે કલાત્મક અને દૃશ્યની યોજના સાથે એકરૂપતા સાધતા થઇ ગયા છે. પડદા ચીતરનારાઓમાં પણ કેટલાક યુરોપિયનો, ક્રોઝ નામનો એક જર્મન તથા સેરોની અને રુઆ નામના બે ઇટાલીયનો પણ હતા.

વર્ષોથી રંગભૂમિની સાધનસામગ્રીઓમાં પણ નોંધપાત્ર પ્રગતિ થઇ છે. મોં પર લગાડવામાં આવતા પીળા ક્રીમના થાડાંઓ અને ગાલ પરના લાલ રંગને સ્થાને કલાત્મક ફેસ પેઇન્ટસનો ઉપયોગ થવા માંડ્યો છે. વાળના સફેદ ટોપાઓ (Wigs)ને સ્થાને કાળા રંગના શણના રેસાઓને વાસ્તવિક રૂપરંગ આપતા ટોપાઓનો ઉપયોગ થવા માંડ્યો અને બકરાંઓના ચામડાના ટૂકડાઓને સ્થાને સારી રીતે તૈયાર કરેલી દાઢીઓનો વપરાશ વધ્યો, વેશભૂષામાં પણ કલાત્મકતા અને અનુરૂપતા દાખલ થયાં છે. વેશભૂષામાં વિવિધતા અને સુરુચિનો પણ આવિર્ભાવ જોવામાં આવે છે. જો કે કેટલીક વાર એ વધુ પડતા ભપકાદાર અને પરંપરા પ્રાપ્ત દેખાય છે. રાજાઓનાં બરછટ વસ્ત્રોમાંથી બનાવેલા જામાઓ તો હવે માત્ર એક ભૂતકાળનુ સસ્મરણ જ બની ગયાં છે.

સંગીતની બનતી તાત્કાલિક તરજો શાસ્ત્રીય અને સમશાસ્ત્રીય ધોરણની હતી. અને કેટલાંક નાટકોમાં ગાવાની પદ્ધતિ પણ ધ્રુવપદ સુધી પ્રગતિ કરી ચૂકેલ હતી. વાદ્યસંગીતે પણ પોતાની પ્રગતિની રેખા ગેય સંગીતની સરખી જ રાખી હતી. કોઇ કોઇ કંપનીએ તો

**રાજાઓનાં બરછટ વસ્ત્રોમાંથી બનાવેલા જામાઓ તો હવે ભૂતકાળનું સંસ્મરણ બની ગયાં છે**



ડૉ. ડી. જી. વ્યાસ

પ્રથમ કક્ષામાં સારંગી અને પખવાજવાદકો પોતાને ત્યાં રાખ્યા હતા.

સંવાદ, ભાવદર્શન, ગતિ વગેરે સર્વ અંગોને આવરી લેતાં પણ અભિનયની કલાની એકસરખી પ્રગતિ ઘણી જ નોંધપાત્ર હતી. મુંબઇના રંગભૂમિના કલાકારોને યુરોપિયન મંડળીઓના પ્રયોગો જોવાની તક મળતી અને કેટલાક અભિનેતાઓ તો આવા સંબંધોમાંથી અભિનય વિશેના ઉપયોગી સૂચનો મેળવી લેતા હતા. દાખલા તરીકે કુંવરજી નઝીરના સ્નેહી, ડૉ. નસરવાનજી ન. પારેખ, જેઓ લાગણીયુક્ત ભાવદર્શન, નૈસર્ગિકતા, અને તેજસ્વીપણું, જે અભિનયની સાચી ગુણવત્તા છે, તે ધરાવતા હતા.

નૈસર્ગિક અભિનય માટે જાણિતા કલાકારો જહાંગીર પેસ્તનજી ખંભાતા, કાવસજી પાલનજી ખટાઉ અને દારાબજી ઓગરા જાણીતા હતા. અમૃત કેશવ નાયક એ પ્રકારના અભિનયને એક ઉચ્ચ ધોરણ પર લઇ ગયો. મોહન લાલાજી રંગભૂમિનો એક સુવિખ્યાત કલાકાર આ પ્રકારનો જ અભિનેતા હતો.

ખટાઉ, ખુરશેદજી બાલિવાલા અને જહાંગીર ખંભાતા ત્રણે એક જ વખતે રંગભૂમિ પર હતા. દરેક જણ એક એક ફરતી કંપનીઓ સાથે જોડાયેલા હતા. ખટાઉને તેની કારકીર્દિમાં જરાક વિસામો આવ્યો હતો પણ બાલિવાલા તો એ બધામાં અપવાદરૂપ જ હતો, તેની એકસરખી ચડતી કોઇ પણ પ્રકારના અવરોધો વગર થતી હતી. બાલિવાલા ખટાઉ કરતાં રંગભૂમિ પર જૂનો હોવાથી એ યોગ્ય જ છે કે એની નોંધ પ્રથમ થાય.

૧૮૬૭માં વિક્ટોરીયા નાટક મંડળીની સ્થાપનાથી જ બાલિવાલાના પિતાશ્રી મેરવાનજી તેમની સાથે હતા. કેખુશરૂ કાબરાજીના 'બેજન અને મનીજેહ' નાટકમાં નાના બાળકના પાત્ર માટે એક છોકરાની જરૂર હતી. મેરવાનજીએ એમના પુત્ર ખુશરૂને કાબરાજી આગળ રજૂ કર્યો અને તેને તરતજ સ્વીકારવામાં આવ્યો. આ પ્રમાણે બાલિવાલા વિક્ટોરીયા નાટક મંડળી સાથે નાનપણથી જ જોડાયો અને હમેશ માટે ત્યાંજ રહ્યો. વખત જતાં તે કંપનીનો ભાગીદાર અને અંતે માલિક થયો.

બાલીવાલા પ્રથમ કક્ષાનો શક્તિશાળી અભિનેતા હતો. તેની વિક્ટોરિયા મંડળીમાંની સફળ સાધનાને લઇને તેની પાસે સુંદર વ્યવસ્થાશક્તિ અને વેપારી સાહસિક વૃત્તિ હતી. તેની આગેવાની હેઠળ કંપનીએ હિન્દના જુદા જુદા ભાગોમાં પ્રવાસ ખેડયો હતો. બર્મા, મલાયા, થાઇલેન્ડ, મોરિશિયસ અને ઇન્ગ્લેન્ડ સુધી તેમનો પ્રવાસ વિસ્તાર પામેલો હતો. ૧૮૮૫માં બર્માના નરેશ થિબાના આમંત્રણને માન આપી બાલિવાલાએ તેના ભાગીદારો મુગોલ અને ધડિયાલી સાથે રંગુનનો પણ પ્રવાસ કર્યો હતો.

નરેશ થિબાએ બાલિવાલા, તેના સાથીદારો અને કલાકારોને જે સુંદર બક્ષિસો અર્પી હતી તેને લઇને તે પ્રવાસ અતિ ચમકવાળો બન્યો હતો. ૧૮૮૫માં વિક્ટોરિયા મંડળી લંડન ગઇ હતી. ત્યાં પણ તેના નાટકો અનહદ ચાહનાને પ્રાપ્ત થયાં હતાં. "હરિશ્ચંદ્ર" અને "અલ્લાઉદ્દીન" નાટકો રાણી વિક્ટોરિયા અને એડવર્ડ સાતમા, જે તે વખતે યુવરાજ હતા, તેમની આગળ રજૂ થયાં હતાં. પણ કંઇ અણધાર્યા કટુ સંજોગોને કારણે કંપની દિલગીરી સાથે હિન્દમાં પાછી ફરી હતી.

મુંબઇમાં ફોર્ટ વિસ્તારમાં 'નોવેલ્ટી' અને તારદેવ પર 'બાલિવાલા થિયેટર' એમ બે થિયેટરો પણ બાલિવાલાએ બંધાવ્યાં હતાં. ૧૯૧૩ માં તેનું મૃત્યુ થયું. નાટકો હિન્દમાં અને હિન્દની બહાર પ્રચલિત કરવાનું માન એને ફાળે જાય છે, આ એનું રંગભૂમિ પ્રત્યેનું એ યાદગાર સમર્પણ છે.

બાલિવાલા જ્યારે નાના છોકરા તરીકે અભિન[illegible] આપતો હતો ત્યારે ખટાઉ નાની નાની મંડળીઓમાં કા[illegible] કરતો હતો. તે ત્યાર પછી શુથીની હિન્દી નાટક મંડળીમા[illegible] હતો જ્યાં એને જહાંગીર પેસ્તનજી ખંભાતા સાથે મેળાપ થયો અને સમય જતાં એને સહારે એ પ્રકાશમાં આવ્યો. ખંભાતા શુથીની મંડળીમાં ગયો તે પહેલાં તે પ્રથમવાર બાલિવાલાને લીધે વિક્ટોરિયા મંડળીના રંગમંચ પર આવ્યો.

પુનઃ ખંભાતા વિક્ટોરિયા મંડળીમાં જોડાયો. તેમની સાથે દિલ્હી ગયો અને ત્યાં એક કલાકાર તરીકેની પોતાની શક્તિ અને બુદ્ધિનો પરિચય કરાવ્યો. ૧૮૭૭માં કેટલાક

નાણાંકીય સહાયકર્તાઓની ઓથે એણે દિલ્હીમાં વિક્ટોરિયા મંડળી છોડી પોતાની 'એમ્પ્રેસ વિક્ટોરિયા નાટક-મંડળી' ચલાવી.

ખંભાતાએ શોધેલા કલાકારોમાંનો એક તે ખટાઉ. ખટાઉની નિયમિત રંગભૂમિની જિંદગીની શરૂઆત અહીંથી જ થઇ. જ્યારે એમ્પ્રેસ મંડળી બંધ થઇ ત્યારે ૧૮૭૯માં તે મુંબઇ પાછો ફર્યો.

ફરીથી મુંબઇમાં ખંભાતા પોતાની કંપનીનું પુન:સ્થાન કોઇની મદદે કરવા તૈયાર હતો અને તે મદદ પણ તેણે મેળવી. અહીં પણ એણે મનથી નિશ્ચય જ કર્યો હતો કે ગમે તેમ પણ કંપની ચલાવવી. ખંભાતા પોતે તો આજન્મ અભિનેતા હતો. સુંદર અભિનય, શક્તિપૂર્ણ દિગ્દર્શન અને શેક્સ્પિયરિયન વાચા એ માટે ખંભાતા અતિ પ્રસિદ્ધ હતો. તે ઉપરાંત એ "જુદાન ઝઘડો," ધરતીકંપ" અને "કોહીયાર કન્ફ્યુઝન" જેવાં નાટકોનો લેખક પણ હતો. જેણે ઘણો જ પ્રવાસ કર્યો હતો તે પારસી રીપન થિયેટ્રીકલ કંપનીનો માલિક મહેરજી સર્વેઅર પણ એનો જ સ્નેહી હતો. ખંભાતાએ મૂકેલી સહણો, પોતાની નાની ઉંમરને લીધે મંચેરશા પોચખાનવાલાએ જાળવી રાખી હતી.

વિક્ટોરિયા મંડળીના ઉદયની સાથે જ એક બીજી કંપનીનો પણ ધીમો ઉદય થતો હતો. તે કંપની તે આલ્ફ્રેડ નાટક મંડળી. ખટાઉ દિલ્હીથી મેરી ફેન્ટોન નામની એક આઇરીશ સ્ત્રીને લાવ્યો હતો. એ ભારતની રંગભૂમિ પ્રત્યે અતિ આકર્ષણ ધરાવતી હતી. તેની સાથે વારંવાર એ નાટકો રજૂ કરતો પણ કંપનીને સદ્ધર રીતે ચલાવવા કોઇ મજબૂત પાયાની જરૂર હતી. એના આ સાહસથી નાનાભાઇ રુસ્તમજી રાણીના અસર પામ્યા હતા. તેમણે ૧૮૮૪માં બંધ થયેલી નાટક ઉત્તેજક મંડળીના મિલ્કત હાથ કરી હતી અને તેનાથી ખટાઉને મદદ કરવાનુ નક્કી કર્યું હતું.

૧૮૭૧માં શરૂ થયેલ આલ્ફ્રેડ નાટક મંડળી ફક્ત ત્રણ નાટકો જ રજૂ કર્યા પછી બંધ થઇ ગઇ હતી. એનું પુન:સ્થાપન શ્રી રાણીનાએ કર્યું, અને માણેકજી, જીવણજી માસ્તર, મહમદઅલી અને ખટાઉને તેના સંચાલકો તરીકે નીમ્યા. છેલ્લા કેટલાક સમયથી ઉર્દૂ અને



શ્રી ખોરશેદજી બાલીવાલા

ગુજરાતી રંગભૂમિ પર કામ કરતી મેરી ફેન્ટોનને પણ સારી લોકપ્રિયતા વરી હતી. ત્યાર બાદ તેણે આલ્ફ્રેડ કંપની છોડી બીજી કંપની-ઓમાં કામ કરવાનું સ્વીકાર્યું અને થોડાંક વરસ બાદ તે અવસાન પામી.

ખટાઉની નજરમાં હંમેશાં યોગ્ય છોકરાઓને શોધી કાઢવાની શક્તિ હતી, અમૃત કેશવ નાયક સૌ પ્રથમ એની નજરમાં વસી ગયો હતો અને અમૃત અગ્યાર વર્ષની કુમળી વયનો હતો ત્યારે જ તેની રંગભૂમિ પ્રત્યેની તેજ સૂઝબુદ્ધિને જોઇને ખટાઉએ તેને પસંદ કર્યો હતો. ચાલીસ રૂપિયાના માતબર પગારે અમૃતને રોકી લેવામાં આવ્યો હતો, જે તેના સમયના કોઇ પણ કલાકારો કરતાં વધુ હતો. અને થોડા સમયમાં જ એણે તેજસ્વી કલાકાર તરીકેની શક્તિ બતાવી, એ ઉચ્ચતા સાબિત કરી આપી હતી. સુપ્રસિદ્ધ હાસ્યનટ સોરાબજી ઓગરા આલ્ફ્રેડમાં હતા. લગભગ ૧૮૯૨માં માણેકજી માસ્તર અને મહમદઅલીએ ન્યુ આલ્ફ્રેડ નાટકમંડળી નામે નવી કંપની શરૂ કરી અને તેનુ દિગ્દર્શન સોરાબજી ઓગરાને સોંપ્યું, તથા અમૃતને તેના સહાયક તરીકે નીમ્યો.

ખટાઉએ જૂની આલ્ફ્રેડને ટકાવવા ઘણી મહેનત કરી. બે વરસ માટે તેણે બાલિવાલા સાથે ભાગીદારી પણ કરી. પણ ત્યાર પછી તેણે ન્યુ આલ્ફ્રેડમાં જેઓ તેને છોડીને ચાલ્યા ગયા હતા, તેમના જ હાથ નીચે કામ કર્યું, પણ તે કાર્ય પણ પ્રોત્સાહક જ નીવડયું. અહીં ખટાઉ અને અમૃત એક થયા અને બન્નેએ જૂની આલ્ફ્રેડને પુન: સ્થાપિત કરવાનું નક્કી કર્યું. આમ ૧૮૯૭ માં એનું પુન:સ્થાપન થયું.

શેક્સ્પિયરના નાટકોના ઉર્દૂમાં રૂપાંતર કરવાનું કાર્ય તે વખતે હજી તો શરૂઆતની સ્થિતિમાં હતું, પણ તેમાં આલ્ફ્રેડ મંડળીએ અગત્યનો ભાગ

**નાટકને હિન્દમાં ને હિન્દની બહાર પ્રચલિત કરવાનું માન શ્રી ખોરશેદજી બાલીવાલાને ફાળે જાય છે. આ એમનું યાદગાર સમર્પણ છે**

ભજવ્યો. શેક્સ્પિયરનાં નાટકોની સફળતાને ખટા-ઉના માલિકીપણા, નિર્માણ અને અભિનયશક્તિ અને અમૃતના દિગ્દર્શનને આધારે આગળથી જ માની લેવામાં આવી હતી. મુન્શી મેહદીહસન, મુન્શી આગા હશ્ર કાશ્મીરી અને પાછળથી પંડિત નારાયણપ્રસાદ બેતાબ જેવા સમર્થ નાટયકારોની આ નાટકો માટે સલાહ લેવામાં આવતી. શેક્સ્પિયરનું 'હેમ્લેટ– ખૂને નાહક' રોમીયો જુલિયટ 'બઝમે ફાની,' વીન્ટર્સ ટેલ, 'મુરી દે શક' મેઝર ફોર મેઝર 'શહીદે નાઝ' તરીકે આલ્ફ્રેડે રજૂ કર્યાં. આ બધાંની સાથે શેરીડાનનાં પીઝારોનાં રૂપાંતરો 'માર–એ–અસ્તી' અને 'અસીરે હીર્સ' પણ ભજવવામાં આવ્યાં. આ બધાં જ નાટકોમાં ખટાઉએ મુખ્ય પાત્ર ભજવ્યું હતું. અમૃતે પોતાને ફાળે ગમે તે પાત્ર, પુરુષ કે સ્ત્રી, ગંભીર કે હાસ્યપ્રધાન–લેવાનું નક્કી રાખ્યું હતું અને તે કોઇ પણ પાત્રમાં દીપી નીકળતો.

કેટલાક વખત માટે ગૌહર જેવી ખ્યાતનામ અભિનેત્રી પણ આલ્ફ્રેડની સાથે હતી. ૧૯૦૫માં અમૃતે આલ્ફ્રેડ છોડી અને અપ્પુ ભાઇઓ અને અન્ય ભાગીદારો સાથેની પારસી નાટક મંડળીમાં બે વર્ષ સુધી કામ કર્યું. પણ આલ્ફ્રેડની પ્રગતિ તો ચાલુ જ હતી. સારા યે હિન્દમાં પંડિત બેતાબ કૃત તેમનાં 'મહા-ભારત' અને 'રામાયણ' સફળ નાટકો તરીકે પ્રસિદ્ધ પામ્યાં હતાં. ખટાઉ ૧૯૧૬માં લાહોરમાં મૃત્યુ પામ્યો. એ તેની પાછળ અદ્ભૂત અભિનય શક્તિ અને કુશળ દિગ્દર્શનની સુંદર છાપ હિન્દની રંગભૂમિ પર મૂકી ગયો.

નાયક પ્રજામાંથી બહાર આવેલા શરૂઆતના અભિ-નેતાઓમાં જ અમૃતનું નામ હતું. નાટકને રજૂ કરવા માટે જોઇતી વિવિધ શક્તિઓની એનામાં સારા પ્રમા-ણમાં એકતા હતી. એ ઉર્દૂ અને હિન્દીનો ખંતીલો અભ્યાસી હતો અને તે ઉપરાંત તેણે લેખક, નવલકથા-કાર, કવિ અને સંગીતકાર તરીકે પણ સારી ખ્યાતિ મેળવી હતી. પણ એની ઇહલોકની જિંદગીનો અંત ઘણો જ વહેલો આવતાં, ત્રીસ વર્ષની યુવાન વયે, ૧૯૦૭માં તે મૃત્યુ પામ્યો. એની પાછળની કેડી એના જ નાનાભાઇ વલ્લભ નાયકે સારી રીતે જાળવી હતી. તે પણ સફળ દિગ્દર્શક અને સંપૂર્ણપણે હાસ્યપ્રધાન પાત્ર ભજવનાર હતો.

બીજી પારસી નાટકમંડળીનું અગ્રગણ્ય મંડળીઓમાં નામ ગણાતું એની પાસે પણ સિ બેલાઇનનું 'મીઠા ઝહર' અને બમનજી કાબરાજીના નાટક 'દોરંગી દુનિયા'નું ઉર્દૂ રૂપાંતર 'કસૌટી' પણ હતું.

૧૯૦૬માં 'ઝહેરી સાપ' પણ મહત્વાકાંક્ષી સર્જન તરીકે ગણાયું. પંડિત બેતાબે એ લખ્યું હતું અને અમૃતે તેનું દિગ્દર્શન સંભાળ્યું હતું. એ નાટકમાં નવાબના ખલનાયકના પાત્રને અમૃતે અતિ કુશળતાપૂર્વક ભજવ્યું હતું. 'ઝહરી સાંપે' રજૂઆતમાં એક નવી ભાત પાડી હતી, અને નાટ્ય-કાર અને દિગ્દર્શક બંનેને યશ અપાવ્યો હતો.



**મીસ મેરી ફેન્ટોન**

ઓગ્રા હેઠળની ન્યુ આલ્ફ્રેડ નાટક મંડળીએ મોટી સંસ્થાઓની મિલ્કત હાથ કરી હતી. સોળ વરસની વયે ઓગ્રાએ પોતાનું નાટ્ય-જીવન શરૂ કર્યું હતું. તેણે એલ્ફિન્સ્ટન–જૂની વિકટોરિયા અને એમ્પ્રેસ નાટક મંડળીઓમાં કામ કર્યું હતું. ૧૮૮૪ થી તે મૂળ આલ્ફ્રેડમાં દાખલ થયો હતો, અને આગળ જતાં ન્યુ આલ્ફ્રેડનો તે મુખ્ય આત્મા ઠેઠ સુધી રહ્યો હતો. અદ્વિતીય શક્તિવાળો ઓગ્રા પણ એક બાહોશ દિગ્દર્શક અને અભિનેતા હતો.

આ ગાળાના અભિનેતાઓમાંથી, થોડાક જ એવા છે કે જેનાં નામ આપી શકાય. તે બધા હતા હોરમસજી તંત્ર, દાદી સરકારી, દાદાભાઇ મિસ્ત્રી, નસરવાનજી વીરજી, ભગવાનદાસ, માસ્તર મોહન, રામલાલ, વલ્લભ, નાઝીર, બાપુ માધવ ડોંગરે, અને સોરાબજી કાત્રક. મુંબઇની રંગભૂમિ પર હજી પણ હોમી કરાણી અને નાગરદાસ હતા. અભિનેત્રીઓમાં ગૌહરની એક કુશળ

(અનુસંધાન ૨૨ મે પાને)

**આ વિદેશી અભિનેત્રીએ ગુર્જર તખતા પર પોતાનું નામ રોશન કર્યું હતું**

# આ અંકનું એકાંકી

લેખક : શ્રી તારક મહેતા

છગન વિવાહ તોડવાની હદ સુધી પહોંચી ગયો એ મથાળું વાંચી તમને એમ લાગશે કે "જરૂર છોકરીમાં કાંઈ કહેવાપણું હશે."

# છગને વિવાહ તોડ્યો

પાત્રો : છગન, નટુ, સવિતા, જગુલાલ, હેડમાસ્તર, હિંમતલાલ અને આણંદલક્ષ્મી

પ્રવેશ-૧. સ્થળ : જાહેર રસ્તો.

વિવાહ તોડવાની ટેવ કદાચ નાનપણમાં જેણે રમકડાં તોડયાં હોય તેને જ પડતી હશે. આ નિબંધ નથી પરંતુ છગન, જેમ કોલંબસ અમેરિકા પહોંચી ગયો તેમ એક દિવસ વિવાહ તોડવા ઉપર પહોંચી ગયો.

બપોરનો સમય હતો: વિવાહ કંઈ બપોરે જ તોડાય તેવું નથી હોતું: બપોરે બધી નિશાળમાં રિસેસ પડે છે. એમ સવિતાની નિશાળમાં પડી. હેડમાસ્તરને ખબર હોત કે બહાર વિવાહ તોડવા છગન ઊભો છે તો તે દિવસે રિસેસ ન પાડત. પણ રિસેસ તો પડી...અને પછી તો ઘણું ઘણું પડયું.

રસ્તા ઉપર છગન સવિતાની રાહ જોતો હતો. પોશાક એવો હતો કે એ વિવાહ તોડવા નહિ પણ વિવાહ કરવા આવ્યો હોય. એના હાથમાં જે કાગળની ચબરખી હતી તે વારંવાર ઉખેળીને એ વાંચતો અને પછી એ કાંઈ ભૂલાયું હોય તેમ આસપાસ નજર ફેરવી લેતો.

આસપાસના ચણામમરાવાળા છગનને ઘરાક સમજી જરા વધારે જોરથી બૂમ પાડી પ્રસંગની ગંભીરતા વધારી મૂકતા. આવે વખતે ટપકી પડવાની ટેવવાળો એક મિત્ર પ્રવેશે છે.

નટુ : કેમ છગન?

છગન : (અણગમાથી) કેમ!

નટુ : અહીં-ક્યાંથી?

છગન : મારે જરા કામ હતુ.

નટુ : કોનું, મારું?

છગન : ના...ભાઈ ના...

નટુ : તો પછી અહીં તો બીજુ શું છે? આ સામેની નિશાળ સિવાય.

છગન : તેનુ જ કામ છે ને.

નટુ : પણ તો પછી અહીં બહાર કેમ ઊભો છે?

છગન : જો નટુ, મારો જેની સાથે વિવાહ થયો છે તે ત્યાં ભણે છે.

નટુ : ને તુ દરરોજ રિસેસમાં એને-એમને જ મળવા આવે છે?

છગન : હા. પણ હું દરરોજ આવું છું તેની તને ક્યાંથી ખબર?

નટુ : બધા જાણે છે, જો કે હુ તો કોઈને કહેતો જ નથી. પણ હેડમાસ્તર જાણી ગયા છે. એટલે કોઈને કમ્પાઉન્ડની બહાર જ આવવા દેતા નથી. એ તો કહેતા'તા કે મારે ત્યાં છોકરીઓ ભણવા આવે છે. જન્માક્ષર મેળવવા નહીં.

છગન : તો પછી સવિતાને કેવી રીતે મળાશે?

નટુ : મારે પણ તારા જેવુ જ છે. એટલે આપણે કંઈ યુક્તિ કરવી પડશે.

છગન : એ તુ યુક્તિઓ કરવી જવા દે.

નટુ : તુ સાંભળ તો ખરો! જો હુ પેલા ઝાંપા આગળ જઈને બેભાન થઈને પડું છું સમજ્યો.

છગન : ના નટુ, તો હુ અહીં ખરેખરો જ બેભાન થઈ જઈશ.

પણ આ એકાંકી વાંચતાં તમને ખાતરી થશે કે લેખકબંધુએ છગનભાઈને વિવાહ તોડવા સુધી શા માટે પહોંચાડયો. રખેને તમે એ નુસખો અજમાવતા! નહિ તો ખાતરી ખતરામાં પલટાઈ જશે. એ તો સંસાર છે! ચાલ્યા કરે!

નટુ : એ સિવાય બીજો કોઇ રસ્તો નથી?

છગન: નટુ, આપણે એ પહેરેગીરને કહીએ કે ભઇ અમારા વિવાહ થયા છે ને અમારે મળવું છે તો।

નટુ: એ તો મેં એને કહ્યું હતું, પણ એણે કહ્યું કે વિવાહ તમારે ઘેર થાય છે ને મળવા નિશાળમાં શું કામ આવો છો?

છગન: આપણે આટઆટલું કરીએ અને એમને કંઇ પડી જ નથી. હું તો કંટાળી ગયો છું. મેં તો કાગળમાં લખી નાખ્યું છે કે મને વિવાહ મંજૂર નથી.

નટુ: અલ્યા એ...એવી મુર્ખામી ન કરતો.

છગન: જે થાય તે ખરી. આમ તો મેં અહીં જેટલો ટાઇમ બગાડયો છે એટલો મારી સ્કૂલમાં બગાડયો હોત તો ચાર વરસ પહેલાં હું એસ. એસ. સી. પાસ થઇ ગયો હોત.

નટુ: અરે, પણ...પણ તો જો. કોઇએ ચોકીદારને ખસેડવાની તરકીબ કરી લાગે છે. જો બધા બહાર આવ્યા.

(નટુ ઝડપથી એ બાજુ જાય છે, અંદરથી છોકરીઓના અવાજ સંભળાય છે, એકાદ બે પસાર પણ થાય છે. એટલામાં સવિતા નીકળે છે)

છગન: સવિતા...એઇ...સવલી...

સવિતા: હાય બાપ! તમે છો?

છગન: ફરી તને બીક લાગી! છેલ્લા બાર મહિનાથી હું તને મળવા આવું છું, પણ હું કોઇ લોફર હોઉં તેવી રીતે તું મારાથી બીએ છે. આ સામે મારો વિરોધ છે.

સવિતા: (રોતે અવાજે) પણ તમે વિરોધ કરવા માટે અહીં શું કામ આવો છો?

છગન: બીજે કયાં જાય? તારે ઘેર જ્યારે આવું છું ત્યારે તારા બાપા જ વાતો કરે છે; ખસતા નથી. ઉપરથી એ બહેરા છે એટલે વધારે વહેમાય છે.

સવિતા: પણ તમે મને આમ મળવા આવો છો તે એમને નથી ગમતું. એ તો કહે છે કે લગ્ન પહેલાં આટલાં ગાંડાં છો તો પછી લગ્ન પછી તો શું એ કરશો!

છગન: હું પણ એ જ કહું છું, કે લગ્ન પહેલાં બાપા આટલો ચોકી પહેરો રાખે છે તો લગ્ન પછી તો મારી પાછળ મિલિટરી જ મૂકશે. એ સામે મારો વિરોધ છે.

સવિતા: તમે અહીં વિરોધ કર્યા કરો અને ઘેર બાપા વિરોધ કર્યા કરે—એટલે મારે શું કરવું?

છગન: વિવાહ તોડી નાખ.

સવિતા: હાય બાપ, વિવાહ તે તોડાતો હશે?

છગન: વિવાહ જ તોડી નંખાય.

સવિતા: પણ તમને શું વાંધો પડયો?

છગન: કારણ કે તારા બાપા એમનો પોતાનો મારી જોડે વિવાહ થયો હોય તેમ વર્તે છે. હું ચાલ્યો જવા માગું છું.

સવિતા: કયાં? ઘેર?

છગન: ના, મુંબઇ.

સવિતા: હું પણ આવીશ.

**બિચારી સવિતા!**



**છે કંઇ કહેવાપણું!?**

છગન: તો ચાલ.

સવિતા: લગ્ન પછી સ્તો.

છગન: એ નહી બને.

સવિતા: બાપા આવે છે, તમે જાઓ, નહીં તો ચીઢાશે.

છગન: એ મિલિટરી જ્યારે જુઓ ત્યારે હાજર, સવિતા, તને જેટલી ચિઠ્ઠીઓ હું આપું છું એટલી બધી એ જ વાંચતા હોય છે એટલે આ વખતે મેં એમના ઉપર જ લખી છે, મોટા અક્ષરે લખી છે એટલે એ બહેરા છે તોએ વંચાશે, લે. (જાય છે)

(સવિતાના બાપ જગુલાલ પ્રવેશે છે. છગનને જતાં જોઇ લીધો છે:)

જગુલાલ: કોણ હતું એ! છગનલાલ કે?

સવિતા: હા.

જગુલાલ: તને શું આપતા હતા!

સવિતા: કાગળ.

જગુલાલ: શું?

સવિતા: (મોટેથી) આ કાગળ આપ્યો છે.

(જગુલાલ વાંચે છે. સવિતા રડે છે.)

જગુલાલ: છગનલાલ વિવાહ તોડવા માગે છે. એ જ્યારથી આ ચિઠ્ઠીચપાટી કરતા હતા ત્યારથી મને ખાતરી હતી કે એ કંઇ નવાજૂની કરશે. મેં તને હજાર વાર કહ્યું કે એક વાર લગન થઇ જવા દે પછી તારે જે કરવું હોય તે કરજે, પણ તને કયાં જંપ છે?

સવિતા: એ તો કહે છે કે મારે મુંબઇ જવું છે.

જગુલાલ: માટે કંઇ વિવાહ ફોક કરાય કે? મુંબઇ જવા માટે એ જો વિવાહ તોડે તો વિલાયત જવું હોય તો લગન ફોક કરી નાખે, એના બાપને આ બધી ખબર છે? એ બિચારા હિંમતલાલ તો ભગવાનના માણસ છે, આ છોકરાને સહેજ મોંઢે ચડાવ્યો છે. અમેય નાના હતા!

અમેય તારી બાને મળવા જતા પણ ઠીક આવું નહીં, પણ એમને વાંધો શો પડ્યો! અરે પણ તું અહીં રસ્તામાં ક્યાં પોક મૂકે છે?

(ત્યાં બાજુમાંથી ઊંચી દીવાલની ટોપી અને દુરબીન જેવા દેખાતા ચશ્મા સાથે હેડમાસ્તર આવે છે.)

હેડમાસ્તર: આ છોકરીને બહાર તમે લઇ આવ્યા?

જગુભાઇ: હેં!

સવિતા: સાહેબ, એ મારા બાપા છે ને વળી બહેરા છે.

હેડમાસ્તર: બહેરા હોય તો દવાખાને જાય. અહીં નિશાળમાં શું છે?

જગુભાઇ: હેં!

હેડમાસ્તર: (મોટેથી) આ છોકરીને અહીં કેમ રડાવો છો?

જગુભાઇ: એનો વિવાહ તૂટી ગયો એટલે રડે છે.

હેડમાસ્તર: તમને બીજો કોઇ વખત ના મળ્યો તે અહીં નિશાળના વખતમાં વિવાહ તોડ્યો!

જગુભાઇ: તમે કોણ છો?

હેડમાસ્તર: હું સામેની નિશાળનો હેડમાસ્તર છું.

જગુભાઇ: માસ્તર સાહેબ, મેં સવિતાને શીખામણ આપી'તી કે ભણવાને વખતે ભણવાનું. બીજી કાંઇ વાત નહીં પણ અમારા છગનલાલ જરા અધીરા તે રસ્તામાં રોકે ને–

હેડમાસ્તર: અમે તો પોલીસમાં જ સોંપી દઇએ.

જગુભાઇ: પણ સાહેબ જમાઇને પોલીસમાં સોંપી દઇએ ત્યારે લગ્ન ક્યાં ઉકેલવાં, જેલમાં?

હેડમાસ્તર: (મોટેથી) એ વિના એ સીધા ન થાય ને! અમારે રોજ રોજ ફરિયાદ આવે છે, મેં તો અરજી કરી છે કે એક પોલીસચોકી અમારી નિશાળ સામે જોઇએ.

જગુભાઇ: તેના કરતાં તો નિશાળ જ પોલીસ સ્ટેશનમાં ખોલો ને? એટલે ફેંસલો.

હેડમાસ્તર: ચાલો એના બાપને ઘેર એટલે ફેંસલો.

જગુભાઇ: એ બરાબર કર્યું. ચાલો તમો આવો છો!

હેડમાસ્તર: ચાલો (ત્રણે જાય છે.)

## પ્રવેશ–૨

રસ્તાનો પડદો હટી જતાં પાછળ છગનના બાપા હેમંતલાલનું ઘર છે. હિંમતલાલ છાપું વાંચી રહ્યા છે. એમના ગૃહિણી આણંદલક્ષ્મી ચાનો પ્યાલો લઇ પ્રવેશે છે:

આણંદલક્ષ્મી: હવે જો તમારે છાપું વાંચવું હોય તો ઓટલે જઇને બેસો. આખો દીવસ એ શું?

હિંમતલાલ: તમારાથી જો છાપું ન ખમાતુ હોય તો તમે ઓટલે જઇને બેસો.

આણંદલક્ષ્મી: આ તમારું જોઇ જોઇને તમારા છોકરાએ આખો દિવસ તોબરો ચઢાવીને બેસી રહે છે,

હિંમતલાલ: છોકરો આખો દિવસ છાપું વાંચે તેમાં ખોટું શું છે!

આણંદલક્ષ્મી: અરે તોએ સારું, આ તો મૂઢ જેવો ફર્યા કરે છે. કહીએ કે ચાલ જમવા તો કહેશે ના, આખો દિવસ આયના આગળ વાળ હોળ્યા કરે અને બપોરે બેના ટકોરે સાલ્યા બહાર, પણ તમે કોઇ દહાડોય છાપું હેઠે મૂકી પૂછો છો કે ભાઇ તારે શું છે?

હિંમતલાલ: આ ઉંમરે બધું એમ જ હોય. આપણે માથું ન મારવું જોઇએ. બાકી એણે જે માથા ઉપર બાબરી વધારી છે તે એક દહાડો મને દાઝ ચઢશે તો કાપી નાખીશ. એ ગયો ક્યાં!

આણંદલક્ષ્મી: તમને ક્યાં કંઇ પડી છે?

હિંમતલાલ: એ જો બહુ પૈસા કાઢશે તો હું એનો વિવાહ જ તોડી નાખીશ.

આણંદલક્ષ્મી: હાસ્તો, હવે એ બાકી રહ્યું છે. નાતજાતમાં આટઆટલું તો ચર્ચાઇ ગયું છે. હવે વિવાહ તૂટે એટલે લોકો તો કે'વાના કે છોકરામાં કાંક કે'વાપણું હશે.

હિંમતલાલ: તો પછી જે કાંઇ થાય તે જોયા કરો.

(જગુભાઇ અંદર ધસી આવે છે.)

જગુભાઇ: શુ મારા સાહેબ! આવું તે હોય?

હિંમતલાલ: આવો આવો, જગુભાઇ, (મોટેથી) કેમ શું થયું?

જગુભાઇ: લો ત્યારે તમને પણ ખબર નથી?

(હેડમાસ્તરને) મેં નહોતું કહ્યું સાહેબ...! બધું પોતાની મેળે ને મેળે...

હિંમતલાલ: વાત શુ છે! કંઇ કહેશો?

જગુભાઇ: આપના ચિરંજીવીશ્રી!

હિંમતલાલ: વળી પાછું શું થયું?

જગુભાઇ: એને આ વિવાહ મંજૂર નથી.

હિંમતલાલ: અરે પણ મને મંજૂર છે ને!

જગુભાઇ: હેં!

હિંમતલાલ: એને મંજૂર નથી પણ મને તો છે ને!

જગુભાઇ: અરે પણ છોકરાની મરજી વિરુદ્ધ થોડું જ કંઇ થાય છે?

હિંમતલાલ: એ તો હજુ નાનો છે. એને શું સમજ પડે?

(સવિતા રડે છે)

હેડમાસ્તર: પણ એમાં તુ શું કામ રડે છે?

જગુભાઇ: હેં!

હેડમાસ્તર: (મોટેથી) સવિતા રડે છે.

જગુભાઇ: છોડી તું છાની રહી જા.

આણંદલક્ષ્મી: આ બધુ તમને કર્યું કોણે!

હેડમાસ્તર: (મોટેથી) પેલો કાગળ વંચાવો આ બંનેને.

જગુભાઇ: લો વાંચો.

(હિંમતલાલ કાગળ વાંચે છે)

આણંદલક્ષ્મી: તમે એને નવી ઇન્ડિપેન અપાવી ત્યારથી જ મને વહેમ હતો કે આ છોકરો કંઇ નવા જુની કરશે.

હેડમાસ્તર: એટલે તો મારી શાળામાં મે ઇન્ડિપેન વાપરવાની બંધ કરાવી છે, તે પછી ઘણી બધી ચિઠ્ઠી-ચપાટી અટકી ગઇ છે.

હિંમતલાલ: પણ એણે કંઇ આમાં કારણ નથી લખ્યું.

જગુલાલ: હેં!

હિંમતલાલ: (મોટેથી) કારણ નથી લખ્યું?

સવિતા: મને ખબર છે.

જગુલાલ: સવિતાને છગનલાલ કેતા'તા કે મારે મુંબઇ જવું છે. તમે જ કહો હવે! આપણા વખતમાં આવું કંઇ સાંભળેલું કે!

હેડમાસ્તર: આપણા વખતમાં તો કેટલા શાણા માણસો, મારો વિવાહ થયો હતો ને હું જરા સાસરે ડોકિયું કરવા જાઉં તો પાંચ મિનિટ અંદરના ઓરડામાં હિંચકે જઇને બેસું તેમાં તો મારા સસરા મોંએથી કંઇ કહે નહિં પણ અંદરનાં ઓરડાનું ફરનીચર જ કાઢીને બહાર મૂકી દીધું એટલે વાત કરવી હોય તો ઊભે ઊભે.

જગુલાલ: અરે ભાઇ મને તો આ વાયરો સમજાતો નથી, કે મુંબઇ જવું તેમાં વિવાહ શું કામ તોડવો પડે!

આણંદલક્ષ્મી: હશે કંઇ લફરું. છોકરો કહ્યામાં જ નથી.

જગુલાલ: હે!

હિંમતલાલ: (મોટેથી) એને આવવા દો પછી બધી વાત.

હેડમાસ્તર: બાળકોની બાબતમાં ઉતાવળા ના થવું. એમની લાગણી ઘવાય તો અનર્થ થાય. જરા કળથી કામ લેવું જોઇએ.

હિંમતલાલ: અરે, પણ મૂઠમાં કમાન છટકી ગઇ હોય ત્યાં શું! ... પણ આપને મેં ન ઓળખ્યા.

હેડમાસ્તર: (ટોપી ઠીક કરતાં) આ સવિતાબહેન જે શાળામાં અભ્યાસ કરે છે ત્યાં હું હેડમાસ્તર છું. એટલે મારે અંગત રસ લેવો પડે છે. આમ શાળામાં ભણતી દરેક વિદ્યાર્થીનીના વિવાહ તૂટવા માંડે તો અમારે શાળાને બદલે કુમારિકા આશ્રમ ખોલવો પડે.

હિંમતલાલ: (સવિતાને) તું નકામી રડે છે, દીકરા, એ તો ધૂની છે, ગમે તેવું બોલી જાય પણ આપણે મન ઉપર ન લઇએ, સમજી.

આણંદલક્ષ્મી: એના આ બાપ કંઇ ઓછા નહોતા, રોજ આવીને કહેશે, આજે મારે દાંડીકૂચમાં જવું છે તો આજે મારે સત્યાગ્રહ કરવો છે. એક દહાડો સરઘસમાં ગયા'તા ને દોડતાં દોડતાં કચલું વાગી ગયું તે દર શીયાળામાં મારી પાસે તેલ ઘસાવે છે.

હિમ્મતલાલ: હવે અત્યારે તમે એ ઇતિહાસ ક્યાં કાઢો છો!

આણંદલક્ષ્મી: ઇતિહાસનું પુનરાવર્તન થયું છે. પણ છગન જે દહાડાથી મુંગોમંતર થઇ ફરતો'તો ત્યારથી મેં જાણ્યું હતું કે છોકરો કંઇક કરશે.

હિંમતલાલ: (આણંદલક્ષ્મીને) તમે જરા બે મિનિટ અંદર આવો તો.

જગુલાલ: હેં!

હિંમતલાલ: (મોટેથી) હું જરા એમની સાથે વાત કરી લઉં.

(બંને જણ અંદર જાય છે)

જગુલાલ: (સવિતાને) તેં તો હામેથી ચિઠ્ઠી-ચપાટીના જવાબ નથી આપ્યા ને?

(સવિતા ડોકું ધુણાવીને ના પાડે છે)

જગુલાલ: સાચું કહું, માસ્તરસાહેબ, આ છોડીની મા નહીંને એટલે મારે માથે બધું પડયું છે. મુગ જરા આ છોકરી મોળી એટલે પારકો છોકરો વધારે વાતચીત કરે તો એ ના પાડે અને વાતચીત ન કરવા દીધી તોએ આ ના પાડવા વખત: આવ્યો.

હેડમાસ્તર: આપણાં છોકરાં જરા વધારે સીધાં સાદાં હોય એટલે એમ જ થાય.

જગુલાલ: (સવિતાને) તને એમણે શું કહ્યું'તું?

સવિતા: મુંબઇ જવું છે.

જગુલાલ: એમને તો વિલાયતના ગવંડર થવું હોય. આ એના બાપ ક્યાં દમડી છોડે તેવા છે. ઉઘાડે પગે રણછોડજી જાય અને ત્યાં આરતીમાં રાતી બદામ પણ ન મૂકે. જાત્રાએ જાય તો હોડીના પૈસા ન ખરચે અને ત્રણ માઇલની નદી તરીને જાય.

હેડમાસ્તર: હોય, માણસ માણસનો સ્વભાવ છે. અમારે ત્યાં એક જણ એમની ચાર છોકરીઓ મૂકવા આવ્યા'તા ને કે' કે ચાર છોકરીઓ સામટી મોકલું છું તો શેમાં કન્સેશન કરો! કેમ જાણે કેળવણી એટલે કાછીઆની દુકાનથી રીંગણા જોખવાના હોય.

જગુલાલ: હેં!

હેડમાસ્તર: (મોટેથી) એ...રીંગણા જોખવાના હોય.

જગુલાલ: કોણ જોખે છે?

હેડમાસ્તર: બહેરામજી.

(હિંમતલાલ અને આણંદલક્ષ્મી પાછા આવે છે.)

હિંમતલાલ: મારે એમની સાથે વાત થઇ પણ ભઇ અમે એ વિશે કંઇ જાણતા નથી. કોઇ બાહ્યબંધનો ચઢાવ્યો ચઢ્યો લાગે છે.

હેડમાસ્તર: એ ટેવ સારી નથી.

હિમ્મતલાલ: એ તો હું એને સમજાવી લઈશ. એને નવી ઇંડિપેનથી કંઈ લખવું હશે તે આ આડું-અવળું વાળી કાઢ્યું.

(છગન પ્રવેશે છે)

આણંદલક્ષ્મી: આ છગન આવ્યો.

હિમ્મતલાલ: (કટાક્ષથી) પધારો.

(છગન અંદર જવા જાય છે)

હિંમતલાલ: હવે ત્યાં ક્યાં જાઓ છો!

છગન: હું જરા કપડાં બદલી આવું.

હિંમતલાલ: બધાનાં ભેગા જ ઉતારી નાખજેને.

હેડમાસ્તર: તમે હવે શાંતિથી કામ લો.

આણંદલક્ષ્મી: (જરા નરમ પડીને) ભઈ તું જરા આ આગનુ આવ.

હિંમતભાઈ: એમને એમ જ તમે એને ફટવો છો. એક સહેજ વાત કરવી હોય તો તમે વચમાં સો વાર ભઈ ભઈ કરી થાબડયા જ કરવાના!

(સવિતા છગનની સ્થિતિ જોઈ રડી પડે છે.)

આણંદલક્ષ્મી: તું રડીશ નહીં હોં. છગન તું ક્યાં હતો અત્યાર સુધી?

હિંમતલાલ: મારે એ કંઈ જાણવું નથી.

હેડમાસ્તર: ધીમે ધીમે:

જગુલાલ: હેં!

હિંમતલાલ: (અકળાઈને) તમે બધાં વાત કરવા દો તો સારું. આ કાગળ તેં લખ્યો તો કે?

જગુલાલ: મેં જાતે જોયા'તા ને!

હેડમાસ્તર: (ધીરેથી) છગનલાલને વાત કરવા દો.

હિંમતલાલ: આ કાગળ તેં લખ્યો 'તો?

છગન: હા.

હિંમતલાલ: કંઈ કારણ?

છગન: મારા ને એના વિચારનો મેળ નથી ખાતો.

જગુલાલ: લો સાંભળો, આ મારી છોકરીએ જિંદગીમાં કશાનો વિચાર નથી કર્યો. એની સાથે એમના વિચાર મળતા નથી. માસ્તર સાહેબ, અમારે ત્યાં વિચાર કરવાની કુટેવ અમે પાડતા નથી.

હેડમાસ્તર: નાની ઉમ્મરે વિચાર કરવાથી છોકરાં મુંઝી થઈ જાય.

હિંમતલાલ: (છગનને) તને આ ડહાપણ ડહોળ-વાનું કોણે કહ્યું 'તું!

છગન: કોઈએ નહીં.

આણંદલક્ષ્મી: છગન, તું સીધે સીધું કહી દે કે ભૂલ થઈ ગઈ.

છગન: ના બા. ભૂલ નથી થઈ.

હિંમતલાલ: એ હબસીનો ડાબો કાન છે. જો સાંભળ! તને ખબર છે કે નાતની મંજૂરી વિના વિવાહ ન તોડાય!

જગુભાઈ: હેં!

(સવિતા રડે છે.)

હેડમાસ્તર—સવિતા રડે છે!

જગુલાલ—મનેય રડવા જેવું થાય છે.

આણંદલક્ષ્મી—તું મારી સાથે અંદર ચાલ દીકરી... હું તને પાણી પાઉં.

હિંમતલાલ—તમે જરા આ બધા માટે ચા...

હેડમાસ્તર—હું ચા પીતો નથી. એ સિવાય...

હિંમતલાલ: હા, કેટલાકને ન સદે.

(આણંદલક્ષ્મી સવિતાને લઈ અંદર જાય છે.)

હિંમતલાલ: જુઓ સારે હવે આ વખતે થઈ ગયું તે થઈ ગયું. આવી ભૂલ ન કરતા.

છગન: મારો વિરોધ છે.

હેડમાસ્તર: શી બાબતમાં?

જગુલાલ: સવિતા વાત કરતી હતી તે પૂછી જુઓને!

હિંમતલાલ: તું મુંબઈ જવાનો છે?

છગન: હા.

હિંમતલાલ: મુંબઈમાં શું દાટ્યું છે! અહીં બા છે, હું છું, આ બધાં સગાં છે. કાલ ઊઠીને તારા લગ્ન થઈ જશે એટલે સવિતા અહીં આવશે પછી?

છગન: મને બોલાવ્યો છે.

હિંમતલાલ: તને વળી કયા અક્કર્મીએ બોલાવવા નવરા છે.

છગન: મેં અહીંથી છબીઓ મોકલી'તી તે એ લોકોને ગમી એટલે મને બોલાવ્યો છે.

હિંમતલાલ: કોની વાત છે!

છગન: (ગભરાતાં) એ લોકોને પસંદ પડે તો આપણને કોંટ્રાક્ટ આપે.

હિંમતલાલ: શેનો! મૂર્તીઓ બનવાનો?

છગન: ના, આ તો—આનો. સિનેમામાં કામ કરવાનો.

જગુભાઈ: હેં!

હેડમાસ્તર: (ધીરેથી) છગનલાલને સિનેમામાં જવું છે.

જગુભાઈ: (ઊભા થઈ જતાં) હું જાઉં છું.

હિંમતલાલ: (ગુસ્સાથી) ક્યાં સિનેમામાં! તમેય કેવા છો!

જગુભાઈ: ભઈ આપણાંથી આ બધું નથી સંભળાતુ.

હિંમતલાલ: કાં મનુ તમને કંઈ નથી સંભળાતું. જૂઓ દાસજી, આ હમણાં. જોતરાયાં નથી ત્યાં સુધી આ બધું છે.

હેડમાસ્તર: વાત સારી છે. કરો કંકુના.

જગુભાઈ: આપણી ક્યાં ના છે! આ વૈશાખમાં જ ગોઠવી દો ને.

છગન: મારો વિરોધ છે.

હિંમતલાલ: હવે તું કંઇ બોલ્યો છે તો તારાં હાડકાં ખોખરાં કરી નાખીશ.

હેડમાસ્તર: તમે પતાવો, હું જાઉં.

જગુભાઈ: હા, હા તમે જાઓ, તમારે કાંઇ ઓછાં ઉપાધી છે. અમારે એક છે તોયે જૂઓને.

(હેડમાસ્તર જાય છે.)

હિંમતલાલ: તું સાંભળ હવે.

જગુભાઈ: હં!

હિંમતલાલ: છગનને કહું છું કે સાંભળ.

જગુભાઈ: હા, એમને જરા બે બોલ કહો. એવું છે કે આવી તો હું દોડાદોડી ન કરત પણ થોડાં-દહાડા પહેલાં હું મારા કામના કાગળ ખોળતો'તો ત્યાં સાવતાની ચોપડીમાંથી બે-પાંચ ચિઠ્ઠીઓ નીકળી. મને એમ કે જમાના પ્રમાણે ચલાવીએ પણ આ તો પછી વાજું છેક જ બગડયું.

છગન: બીજું શું થાય! જ્યાં જઇએ ત્યાં પાછળ. પણ બાપુજી તમે એમને તો કંઇ કહેતા જ નથી.

હિમ્મતલાલ: (ધીમેથી) જેઠ મહીના સુધી કંઇ નહીં.

જગુભાઈ: હે!

હિમ્મતલાલ: કંઇ નહીં, તમે તમારે મૂરત કઢાવો.

છગન: મારો વિરોધ છે.

હિંમતલાલ: ચૂપ. અને આજ ને આજ આ તારી માબરી કઢાવી નાંખજે. નહિ તો કાલે હું કાતર લઇને તારું બોડું કરી નાખીશ, આવડી મોટી તમને માથા ઉપર જટા ખમાય છે શી રીતે?

જગુભાઈ: ચાલો ત્યારે હું જાઉં...એઇ સવિતા...

હિંમતલાલ: છો બેઠી અંદર...છગનની બા મૂકી જશે.

જગુભાઈ: ભલે તો (છગન પાસે જઇને) જુઓ ત્યારે છગનલાલ માઠું ન લગાડતા હોં બાપ. અમે કંઇ તમારું ભૂંડું તો નથી તાકતા ને! અને સિનેમાનો શોખ હોય તો બે પાંચ આંગના ખરચીને જોઇ આવવા. એમાં છેક વિવાહ તોડવા અને મુંબઇ જવું એ કંઇ આપણને ન શોભે. પૂછોને તમારા બાપુજીને! અમારા જમાનામાં...

હિંમતલાલ: તમે તમારે ચિંતા ન કરતા.

(જગુભાઇ જાય છે.)

તું હવે જરા અક્કલગરો ખા, અક્કલગરો...વિવાદ તોડવા નીકળ્યો છું કોઇ દહાડો ચાપલામાં મોં જોયું છે! સી જઇશ છપ્પનના ભાવમાં. સિનેમાનું નામ લીધું છે ફરી તો પાછો ભણવા બેસાડી દઇશ. (અંદર જતાં જતાં): અને જો હું પેલી છોકરીને મોકલું છું તે સખણી વાત કરજે. મા વગરની છોકરીને આમ હેરાન ન કરીએ, નિસાસા લઇએ તો આપણો જયવારો ન થાય. કંઇ પણ અટકચાળું કર્યું છે તો આખી જિંદગી વાંઢો રહીશ. (હિંમતલાલ જાય છે. છગન બેસી રહે છે: સવિતા આવે છે.)

સવિતા: કહો, શું કે'તા'ના!

છગન: જવા દેને તારા બાપા સાંભળી જશે.

સવિતા: એમ મહેણાં માર્યા નકરો. મને ખબર છે હું તમને નથી ગમતી. એકલા એકલા મુંબઇ જ રહેવું છે.

છગન: એકલા ન જાય તો કોને લઇને જાય!

સવિતા: હું છું ને!

છગન: પણ જોડે તારા બાપા આવે તે?

સવિતા: એમ કહો કે તમારે વિવાહ તોડી જ નાંખવો છે! (રડે છે.)

છગન: તું આમ રડે છે તે બાપુજી તારા ઉપર વહેમાશે. સાંભળતો ખરી.

સવિતા: મારે કંઇ નથી સાંભળવું. તમે તમારે જાઓ. મારે કંઇ નથી આવવું.

છગન: પણ રડયા વગર વાત કરને.

સવિતા: તમને લાગણી નથી પણ અમને તો છે.

છગન: પણ મને નથી એવું કોણે કહ્યું. જો હું તને ગમે તેવી વાત કરું.

સવિતા: મારે નથી સાંભળવી.

છગન: મારા સમ છે.

સવિતા: કંઇ થયું એટલે મને સમથી બાંધી લો છો.

છગન: રડે તો તારા સમ છે.

સવિતા: તો પછી કહો કે તમારે વિવાહ નથી તોડવો.

છગન: પણ તું તો સમજતી જ નથી. મારે વિવાહ તોડવો જ ન હતો. સાચું કહું છું સવિતા, મને થયું કે આમ નહીં કરું તો આ ડોસાઓ આપણું નહિ ગોઠે.

સવિતા: એટલે?

છગન: એટલે આવો ધડાકો નહિ કરું તો આ બાપાઓ બીજા પાંચ વરસ આપણને નહિ પરણાવે.

સવિતા: હાય બાપ, કેવા લુચ્ચા છે!

છગન: એ તો પછી ખબર પડશે.

(પડદો)

(ભજવતાં પહેલાં લેખકની સંમતિ આવશ્યક છે.

## જે દેશમાં સંગીત અને સાહિત્યનો પ્રથમ ઉત્કર્ષ થયેલો હોય ત્યાં જ

### પ્રથમ નાટકનો પણ પ્રચાર થયેલો હોવો જોઈએ અને તે દેશ અવર કોઈ નહીં પણ ભારત જ !

# નાટ્ય કલા

**નાટકનો ઇતિહાસ**

જો કોઈ અમને એવો પ્રશ્ન કરે કે, 'સર્વથી પ્રથમ નાટકનો વિચાર કયા દેશમાં થયો હતો?' તો એક પળ માત્રના પણ વિલંબ વિના અમે એ જ ઉત્તર આપીશું કે, ભારતવર્ષ (હિન્દુસ્તાન)માં. એનું પ્રમાણ એ છે કે જે દેશમાં સંગીત અને સાહિત્યનો પ્રથમ ઉત્કર્ષ થયેલો હોય, ત્યાંજ પ્રથમ નાટકનો પણ પ્રચાર થયેલો હોવો જોઈએ. ેથી પરના બીજા કોઈ પણ દેશની પ્રજા હિન્દુસ્તાનની પ્રજા આગળ એ બાબતમાં વધારે બોલી શકે, એમ અમારું માનવું તો નથી જ, આર્યજાતિ તો પરમૈવતરુપ વેદસંગીત અને સાહિત્યમય છે. બીજી જાતિઓ અને બીજી પ્રજાઓમાં સંગીત અને સાહિત્ય કેવળ આનંદના હેતુરુપ જ હતાં અથવા હોય છે; પરંતુ આપણા હિન્દુઓના પૂજ્ય આર્ય મહર્ષિઓએ એ જ શાસ્ત્રો દ્વારા આનંદમાં નિમગ્ન થઈને પરમેશ્વરની ઉપાસના કરેલી છે અને તે એટલે સુધી કે, તૃતિય સામવેદને ગાનવેદ એવું એક બીજું નામ પણ આપવામાં આવેલું છે. બીજી કોઈ પ્રજામાં એવી પરિસ્થિતિ છે ખરી કે? અર્થાત હિન્દુઓનો ધર્મ જ સંગીત અને સાહિત્યમય છે. સારાંશ કે, જ્યારે હિન્દુઓના ધર્મના મૂળમાં જ સંગીત અને સાહિત્ય આવી મળેલાં છે, ત્યારે એ રસના પ્રથમ અધિકારી હિન્દુઓ જ હોય, એમાં સદેહ જેવું શું હોઇ શકે વારું! એ ઉપરાંત વળી નાટકની રચનામાં રંગ, નટ અને નૃત્ય ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે તે સર્વ શબ્દો પ્રાચીન કાવ્ય, કોષ, વ્યાકરણ અને ધર્મ-શાસ્ત્રોમાં પણ જોવામાં આવે છે. એ સર્વ વાતોથી સ્પષ્ટ થાય છે કે, આપણા આર્યજનો નાટકરચનાને પૂર્વકાળથી જ સારી રીતે જાણતા હતા.

ધનંજય કહે છે કે, વેદમાંથી સાર લઈને બ્રહ્માએ નાટ્યવેદ કર્યો; અને તેના સંબંધમાં અભિનય ભરતમુનિએ કર્યો. મહાદેવે તાંડવ એટલે ઉદ્ધત નૃત્તનો તેમાં ઉમેરો કર્યો અને પાર્વતિએ તેમાં લાસ્ય એટલે કે સુકોમળ અથવા સુકુમાર નૃત્તનો વધારો કર્યો. 'સંગીત રત્નાકર'માં લખ્યું છે કે, નાટ્યવેદ પ્રથમ બ્રહ્મા પાસેથી ભરતમુનિને પ્રાપ્ત થયો; અને ભરતે ગંધર્વ તથા અપ્સરા આદિ સાથે નૃત્ય અને નૃત્ત સહિત નાટ્યનો પ્રયોગ શિવપાર્વતી આગળ કરી બતાવ્યો. ઉદ્ધત નૃત્ત શિવે પોતાના તાંડુ નામક સેવક દ્વારા ભરતને દેખાડ્યું અને તેથી તે નૃત્ત તાંડવ નામથી ઓળખાયું. પાર્વતીએ પોતાની પુત્રી ઉષા દ્વારા ભરતને લાસ્ય નૃત્ય કરી બતાવ્યું. ત્યાર પછી એ નૃત્ય ઉષાએ દ્વારિકાની

काव्येषु नाटकं रम्यम्



કાવ્યોમાં નાટક રમણીય છે

: લેખક :



સ્વ. શ્રી વલ્લભ કેશવ નાયક

ગોપીઓને શીખવ્યું એટલે એનો આખા સૌરાષ્ટ્રમાં પ્રચાર થયો અને ત્યાર પછી એ સમસ્ત ભરતખંડમાં પ્રસરી ગયું. આ બધા પ્રમાણોને જોતાં ભરતખંડમાં નાટ્યશાસ્ત્રનો પ્રારંભ ઘણોજ પ્રાચીન કાળમાં થયેલો છે, એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે. જાણીતી પૃથ્વી કોઇપણ દેશના લોકોમાં નાટ્યકળાનો પ્રચાર થયો ન હતો, તે પૂર્વે તો આ દેશમાં એ કળા દિવસે દિવસે વૃદ્ધિને પામતી જતી હતી. અર્થાત્ નાટ્યકળા બીજા કોઇ દેશમાંથી ભરતખંડમાં આવેલી છે, એમ તો નથી જ.

પરંતુ યૂરોપના કેટલાક વિદ્વાનો એમ માને છે કે, ભરતખંડમાં નાટ્યશાસ્ત્રનો આરંભ ઇસ્વીસનની પૂર્વે ત્રીજા શતક અથવા તેનાં કરતાં પણ કાંઇક પહેલાં થયેલો છે; પરંતુ તેમનો આ અભિપ્રાય યથાર્થ નથી. કારણ કે, નાટ્યકળાના પ્રચારને દર્શાવનારું નીચે આપેલું ઉદાહરણ તેની એથી વિશેષ પ્રાચીનતાને જ સિદ્ધ કરે છે:–

ઇ. સ. પૂર્વે ૩૧૦૦ વર્ષ પર કૌરવો અને પાંડવો વચ્ચે યુદ્ધ થયું હતું તે પૂર્વે ચંદ્રવંશના ૪૫ રાજાઓ થઇ ગયા છે. જો એક રાજાનો ગાળો કેવળ ૨૦ વર્ષનો જ ગણીએ તો પણ તે ૯૦૦ વર્ષ જેટલો સમય થાય છે. એ હિસાબથી ગણતાં ચંદ્રવંશની સ્થાપના ઇ. સ. ની પૂર્વે ૪૦૦૦ વર્ષ પર થઇ હતી. એ વંશનો મૂળ પુરુષ પુરુરવા આજથી ૫૯૧૦ [૪૦૦૦+૧૯૧૦] વર્ષ પર થયેલો હતો. આ રાજા કવિ કાલિદાસકૃત "વિક્રમોર્વશીય" નાટકનો નાયક છે, અને ઉર્વશી એની નાયિકા છે. ઉર્વશીનું અન્તઃકરણ પુરુરવામાં નિમગ્ન થયેલું હતું એવામાં ઇન્દ્રની આગળ નાટક ભજવી બતાવતી વેળાએ તેણે લક્ષ્મીનો વેશ લીધો હતો. મેનકા તરુણી બની હતી, એ પ્રસંગે ઉર્વશીને પૂછવામાં આવ્યું કે, "તારું ચિત્ત કોનામાં પરોવાઇ ગયું છે?" એના ઉત્તરમાં તેણે પોતે લક્ષ્મીનો વેશ લીધેલો હોવાથી વિષ્ણુના નામનો ઉચ્ચાર કરવો જોઇતો હતો, પરંતુ તેના મુખમાંથી સ્વાભાવિક પુરુરવાનું નામ નીકળી ગયું. એ પ્રમાણે નાટકમાં તેણે ભૂલ કરવાથી ઇન્દ્રે તેને શાપ આપ્યો. આ દૃષ્ટાન્તથી જણાય છે કે, આજથી ૬૦૧૦ વર્ષની વાત પર ભારતવર્ષમાં નાટકો ભજવી બતાવવામાં આવતાં હતાં. એ વિશેનાં બીજા પણ અનેક પ્રમાણો છે, પરંતુ વિસ્તારના ભયથી તે આપવાનું ઉચિત ધાર્યું નથી.

## પ્રાચીન સમાજમાં નાટકની મહત્તા

વર્તમાનકાળમાં નાટકને એક હલકા ધંધા તરીકે ગણવામાં આવે છે, તેવી એ નાટ્યકળાની અવસ્થા આગળના વખતમાં નહોતી. રાજાઓનાં મહાલયોમાં ખાસ ખાનગી નાટકશાળાઓ રાખવામાં આવતી હતી અને ઉચ્ચ કુળના સ્ત્રી પુરુષો પાત્રો તે નાટકોમાં પોતાની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ ભજવી બતાવતાં હતાં. નાટકમાં પાઠ કરવાથી તેઓ પોતાને કલંકિત થયેલાં માનતાં નહોતાં. રાજાઓ પોતાના કુટુંબની અને પ્રિય સ્ત્રીઓને નાટ્યકળાનું શિક્ષણ આપવા માટે નાટ્યકળાનિપુણ નાટ્યાચાર્યોને, રાખતા હતા અને તેમનું માન પણ સારી રીતે જાળવતાં હતાં.

**શ્રી અમૃત કેશવ નાયક પ્રખર અને સર્વદેશીય અભિનેતા તથા દિગ્દર્શક તરીકે આખા દેશમાં મશહૂર હતા. ઉપરાંત તેઓ કવિ, સાહિત્યકાર અને નવલકથાકાર હતા. તે ગુજરાતી, હિન્દી અને ઉર્દૂના ઘણા સારા વિદ્વાન હતા. શ્રી વલ્લભ કેશવ નાયક ઉર્ફે વલાભાઇ તેમના સૌથી નાનાભાઇ હતા. ઉંમરે આઠ દશ વર્ષ તેમનાથી નાના હશે. બચપણથી તેમણે મોટાભાઇ પાસેથી રંગભૂમિ અને નાટકની તાલિમ લીધી હતી. તે ઉપરાંત તેમની વિદ્વત્તાનો પણ અમુક અંશે વારસો મેળવ્યો હતો. વલાભાઇ દિગ્દર્શક તરીકે એક પ્રમાણ ગણાતા હતા, અભિનેતા તરીકે હાસ્યભૂમિકા એમની વિશિષ્ટતા હતી, તેમણે ઘણા નાટકોનું દિગ્દર્શન કર્યું છે. કે જે નાટકો આખા હિન્દુસ્તાને જોયાં. અને તેમણે સારી કીર્તિ સંપાદન કરી જેમાં "મસ્તાન મનીજેહ," "કિંમતી આંસુ," "ફાંકડો ફિતુરી," "જુનુંને વફા," "જહાનઆરા" ઇત્યાદિ હતાં. આ તો એમના નાટક જીવનની આછી રૂપરેખા દોરી છે.**

**પરંતુ વલાભાઇ સાથે અંગત પરિચયમાં આવેલાઓને તેમની વિદ્વત્તાનો અનુભવ થયો હતો. એ વિદ્વત્તાનું લેખિત પ્રમાણ તેમની જ શેક્સ્પિયર નાટક મંડળીમાં પોતે જ તૈયાર કરીને ચાર દાયકાઓ પૂર્વે ભજવેલ "જુનુંને વફા"ની ચોપડીમાં પ્રસ્તાવના રૂપે સાંપડ્યું છે. આ લેખ તેમની વિદ્વત્તા ઉપરાંત તેમના નાટક વિશેના વિશાળ જ્ઞાનનો ખ્યાલ આપે છે. આ લેખના વધુ હપ્તા ક્રમશઃ પ્રગટ થશે.**

**પુષ્પ પ્રકર શોભિત, નાના વિતાન સંપન્ન રત્નસ્તંભ વિભૂષિત, વિશાળ અને રમણીય હોય એવી નૃત્તશાળા હોવી જોઈએ**

કવિ કાલિદાસ કૃત 'માલવિકાગ્નિમિત્ર' નાટકનાં વસ્તુને જોતાં આપણે જાણી શકીએ છીએ. એ ઉપરાંત એનું બીજું એક પ્રાચીન ઉદાહરણ નીચે પ્રમાણે છે:

"પ્રદ્યુમ્ન અને સામ્બ આદિ રાજકુમારો વજ્રનાભ રાજાના નગરમાં ગયા હતા અને ત્યાં પોતે નટ બનીને 'કૌબેર-રંભાભિસાર' નાટકનો પ્રયોગ કરી બતાવ્યો હતો. જ્યારે પ્રદ્યુમ્ન આદિ વીર નર વજ્રનાભ રાજાના નગરમાં ગયા, ત્યારે તે કુમારોને શ્રી કૃષ્ણે જ નાટક ભજવી બતાવવાની આજ્ઞા આપીને મોકલ્યા હતા. પ્રદ્યુમ્ને સૂત્રધારનો, સાંબે વિદૂષકનો અને ગદે પારિપાર્શ્વકનો વેશ ભજવી બતાવ્યો હતો. **એમની જોડે કેટલીક સ્ત્રીઓ પણ ગાવા બજાવવાના સાજ લઈને ત્યાં ગઈ હતી.** પહેલે દિવસે એમણે 'રામજન્મ' નાટક ભજવી બતાવ્યું હતું કે જેમાં લોમપાદ રાજાની આજ્ઞાથી ગણિકાઓએ શૃંગી ઋષિને ફરી લાવવાનો દેખાવ ઘણી જ કુશળતાથી બતાવવામાં આવ્યો હતો; બીજે દિવસે "રંભાભિસાર" નાટકનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. એમાં પ્રથમ તેમણે નેપથ્ય (સ્ટેજ)ની રચના કરી, પછી સ્ત્રીઓએ અંદરથી સુંદર સ્વરયુક્ત ગાયનનો આલાપ કર્યો અને ત્યાર પછી પ્રદ્યુમ્ન, સાંબ, અને ગદે મળીને ગંગાવર્ણનાત્મક નાન્દી ગાઈ સંભળાવી.



નાન્દીના અંતમાં પ્રદ્યુમ્ને વિનયના શ્લોકોનો ઉચ્ચાર કરીને સભાને પ્રસન્ન કરી દીધી. એ પછી નાટકનો આરંભ થયો, એમાં શૂર નામના યાદવે રાવણની ભૂમિકા લીધી, **મનોવતી નામની સ્ત્રીએ રંભાનો વેશ લીધો,** અને પ્રદ્યુમ્ન નલકૂબેર થયો તથા સાંબે વિદૂષકનો પાઠ કર્યો. એથી એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, પ્રાચીનકાળમાં કેવળ નાટકના ધંધાવાળા નટોજ નહિ, પણ આર્યવંશના મોટા મોટા લોકો પણ એ કળામાં સારી રીતે પ્રવીણ હતા, અને તેઓ નાટક ભજવી બતાવવામાં પોતાનું ગૌરવ માનતા હતા, કારણ કે, સર્વ મનુષ્યોએ શીખવા યોગ્ય ચોસઠ કળાઓ સંસ્કૃત સાહિત્યમાં કહેલી છે, તેમાંથી જ નાટ્ય પણ એક મુખ્ય કળા હોવાથી એ કળાની નિપુણતા ધરાવીને તેઓ અભિમાન માને તો તે સ્વાભાવિક જ હતું.

### મધ્યકાળમાં નાટ્યકળાની ઉન્નતિ

એ પ્રાચીનકાળની સમાપ્તિ થવા પછી મધ્યકાળમાં પણ ભારતવર્ષમાં નાટ્યકલાની વિશેષ ઉન્નતિ થઈ હતી. એ કાળમાં કવિકુલગુરુ કાલિદાસ, ભવભૂતિ, ધાવક, રાજશેખર, જયદેવ, ભટ્ટ નારાયણ, દંડી ઇત્યાદિ અનેક કવિઓએ ઉત્તમોત્તમ નાટકો રચીને નાટકની ઉન્નતિના માર્ગને વિશાળ બનાવ્યો હતો સંસ્કૃત ભાષામાં એટલાં બધાં નાટકો લખાયેલાં છે કે તેમનાં નામોની ટીપ આપીએ તો પણ પંદર પાનાં ભરાઈ જાય એટલે સ્થળસંકોચને લીધે તેમ કરવાનું યોગ્ય ધાર્યું નથી. એ કવિઓનાં શાકુન્તલ, માલતીમાધવ, ઉત્તર રામચરિત્ આદિ નાટકો વિશ્વવિખ્યાત છે, અને સસ્કૃતના જાણનારાઓ એમની ખૂબીને સારી રીતે જાણે છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ શાકુન્તલ આદિ નાટકોની એટલી બધી પ્રશંસા કરેલી છે કે, જો એ પ્રશસાઓને જ એકત્ર કરીને છપાવવામાં આવે, તો એક મોટો ગ્રંથ થઈ જાય. અસ્તુ.

### નાટ્યકળા વિષયક સંસ્કૃત સાહિત્ય

નાટ્યકળાને પરિપૂર્ણ દશામાં પહોંચાડવા માટે આપણા પૂર્વ વિદ્વાનોએ એટલા બધા પ્રયત્નો કર્યાં હતા કે, તેમના તે પ્રયત્નોને જોઈને આજે પણ આપણે આશ્ચર્ય ચકિત થઈ જઈએ છીએ. નાટ્યશાસ્ત્રનું આપણા દેશમાં જેવું ગ્રંથન અને વિવેચન થયું છે, તેવા પ્રકારનું વિવેચન કોઈ બીજા દેશમાં થયું નથી. એ વિશેના જેટલા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવ્યા છે, તે વિશે થોડુક વિવેચન કરેવું અહીં અસ્થાનીય તો નહીં જ થાય.

રૂપક આદિના નિયમો વિશેનો પ્રથમ ગ્રંથ ભરતમુનિએ પ્રાચીન કાળમાં રચ્યો છે, અને તે ભારતીય નાટ્યશાસ્ત્રના નામથી ઓળખાય છે, એ ગ્રંથમાં દશરૂપકના લક્ષણ, અંગ વિકલ્પ નિદર્શન અને નાયક નાયિકાના આદિ પાત્રના પ્રકાર, શીલ તથા

**નાટ્ય કરતાં વધારે સારું એવું જોવા યોગ્ય આલોકમાં બીજું કાંઈ નથી**

લક્ષણનું બહુ જ ઉત્તમ વિવેચન કરેલું છે. એ ગ્રંથનો અઠ્ઠાવીસમો અધ્યાય પેરિસમાં રોમન અક્ષરોમાં છપાયેલો છે. એમાં આતોદ્યવિધિ એટલે વાજિત્રના પ્રકારોનું વર્ણન કરેલું છે અને ફ્રેન્ચ નામ 'Delae Musigue Hindone' રાખવામાં આવ્યું છે. નાટ્યશાસ્ત્ર વિશે બીજો 'દશરુપ' નામનો ગ્રંથ ધનંજય કવિએ લખ્યો છે. શ્રી વિશ્વનાથ કવિરાજે સાહિત્યદર્પણ નામક જે ગ્રંથ લખ્યો છે તેના છઠ્ઠા અધ્યાયમાં દૃશ્યકાવ્ય નિરુપણ છે અને પ્રતાપરુદ્ર, શ્રી કાંતિચંદ્ર વિદ્યારત્ન ભટ્ટાચાર્ય કૃત 'કાવ્યદિપીકા' સુંદર મિશ્ર કૃત 'નાટ્ય પ્રદીપ' 'નાટ્ય દર્પણ' 'નાટ્ય લોચન' 'રુપચિંતામણી' 'નાટ્ય શેખર', 'નાટકાવતાર' 'નાટક રત્નકોષ', 'સંગીતસર્વસ્વ', 'ભાવ પ્રકાશિકા', 'સુધાકર', 'આદિભરત', 'માતૃગુપ્ત', 'રસાર્ણય સુધાકર', 'મહોદય', 'વિલક્ષ કુરુપતિ', 'નાટક ચન્દ્રિકા', 'સંગીત રત્નાકર', અને 'અભિનય દર્પણ' આદિ ભિન્ન ભિન્ન ગ્રંથો ભિન્ન ભિન્ન વિદ્વાનોએ લખેલા છે, અને એમાંના કેટલાક ગ્રંથોમાં આદિથી અંત પર્યન્ત તથા કેટલાકમાં અમુક ભાગમાં નાટ્યવિષયના જુદાં જુદાં અંગોનું કુશળતાથી નિરુપણ કરેલું છે.

આથી વાચકો સારી રીતે જાણી શકશે કે, નાટ્યકળાની ખીલવણી કરવા માટે ભરતવર્ષના વિદ્વાનોએ કેટલાં બધા અગાધ પરિશ્રમ કર્યા છે, અને એથી એ પણ સાથે જ સમજી શકાશે કે, જો નાટ્યકળાને તેઓ હીન અને નકામી માનતા હોત તો તેમણે સાહિત્ય પ્રદેશમાં નાટ્યકળાને આવું મહત્વનુ સ્થાન કદાપિ ન આપ્યું હોત. એનો વિષય માત્ર એટલો જ છે કે, આજે સંસ્કૃત ભાષાને જાણનારા લોકો બહુ થોડા છે અને આ સાહિત્યનું અદ્યાપિ ગુજરાતી રુપાન્તર થયું નથી એટલે કેટલાક લોકોનો નાટક વિશેનો નઠારો અભિપ્રાય કાયમ રહ્યા કરે છે.

### રંગભૂમિ અને નાટ્યપ્રયોગ

પ્રયોગ કરવા માટે અથવા તો ભજવી બતાવવા માટે રુપકોની રચના કરવામાં આવતી હતી. હવે એક સાધારણ નિયમ એવો છે કે, પ્રથમ કોઇ પણ કળા કે વિદ્યાનો સારો પ્રચાર થઇ જાય અને તે સંપૂર્ણતાને પ્રાપ્ત થાય ત્યાર પછી જ તેને અનુસરતા નિયમો બંધાય છે. જેમ કે ભાષાની પરિપકવતા થયા પછીજ વ્યાકરણના નિયમો બંધાય છે તેમ, અર્થાત્ ભરતમુનિની પૂર્વે રુપક રચાયાં હશે અને તેમના પ્રયોગ પણ થયા હશે, ત્યાર પછી જ તેણે નાટ્ય શાસ્ત્ર નિર્માણ કરેલું હોવુ

## રંગભૂમિના ઘડવૈયા

(૧૨ મા પાનાથી ચાલુ)

શ્રી સોરાબજી ઓગરા



અભિનેત્રી અને ગાયિકામાં ગણતરી થતી. શક્તિશાળી અભિનેત્રી મુન્નીબાઇ હજી પણ આપણી સાથે જ છે.

બીજાઓમાં શરૂઆતના મુન્શીરૌનક બનારસી, વિનાયક પ્રસાદ તાલિબ, મુન્શી કરીમ મહદીહસન, આગા હશ્ર કાશ્મિરી, નારાયણ પ્રસાદ બેતાબ, મુરાદઅલી, નાનાં અને રાધેશ્યામ ઉર્દુ અને હિન્દી નાટ્યકારોમાં અગ્રણી હતા. ગુજરાતીમાં બમનજી નવરોજી કાબરાજીનાં નાટકો સુવિખ્યાત હતાં. ગુલફામ—જહાંગીર પટેલ અને પીરોજશા જહાંગીર મર્ઝબાન પણ નાટ્યકારોની યાદીમાં પોતાનું નામ નોંધાવતા.

વિક્ટોરિયા, જૂની આલ્ફ્રેડ, ન્યુ આલ્ફ્રેડ અને પારસી નાટક મંડળી સિવાય બીજી મંડળીઓ પણ અસ્તિત્વમાં હતી. મુંબઇ પારસી નાટક મંડળી, ન્યુ પારસી નાટક મંડળી, પારસી ઇમ્પીરિયલ થિયેટ્રીકલ કંપની અને પારસી થિયેટ્રીકલ કંપની અન્ય કંપનીઓ હતી.

અને અંતમાં ગુજરાતી મંડળીઓ વીશે કંઇક. ૧૮૮૯માં શરૂ થયેલી મુંબઇ ગુજરાતી નાટક મંડળી મુંબઇ કાયમી થઇ હતી. જયશંકર સુંદરી, બાપુલાલ નાયક અને મોહન લાલાજી અહીંથી બહાર આવ્યા હતા અને મહાન અભિનેતાઓ તરીકે જાહેર થયા હતા. વાઘજી આશારામની મોરબી આર્યસુબોધ નાટકમંડળી અને ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરીની દેશી નાટક સમાજ અવારનવાર મુંબઇ આવતી અને વખત જતાં અહીં જ રહેતી થઇ હતી.

"આકાશવાણી" મુંબઇ કેન્દ્રના સૌજન્યથી

જોઇએ, એમ માનવામાં કોઇ પણ પ્રકારનો બાધ નથી.

હાલમાં આપણી જેવી સાર્વજનિક નાટયશાળાઓ છે અને મૂલ્ય (ફી) લઇને નાટકના પ્રયોગો ભજવી બતાવે છે, તેવી જ રીતે પ્રાચીન અને મધ્યકાળમાં પણ હતી કે કેમ, એનો અદ્યાપિ નિશ્ચય થયો નથી. બહુ ભાગે એવું જ અનુમાન કરી શકાય છે કે આજકાલની આપણી નાટક મંડળીઓ જેવી રીતે વધારે ભાગે સાર્વજનિક નાટક ભજવી બતાવે છે અને કોઇ કોઇ વાર રાજા મહારાજા અથવા શેઠ શાહુકાર કે સરકારના કોઇ અધિકારીના આશ્રય હેઠળ નાટક કરી દેખાડે છે; તેવી રીતે તે સમયમાં વધારે ભાગે રાજાઓના આશ્રયથી અને બહુધા તેમના મહાલયોમાં જ નાટયપ્રયોગો કરી બતાવવામાં આવતા હતા.

નૃત્તશાળા એટલે કે નાટકશાળા (થિયેટર) વિશે લખતાં શાર્ઙ્ગધર કહે છે કે, "પુષ્પપ્રકર શોભિત, નાના વિતાન સંપન્ન, રત્નસ્તંભ વિભૂષિત, વિશાળ અને રમણીય હોય એવી નૃત્તશાળા હોવી જોઇએ" વળી તે મંડપની રચના કરવા વિશે એમ જણાવે છે કેઃ–" કુશળ પુરુષે સમભૂમિ પર નૃત્તમંડપ રચવો; એની લંબાઇ ૩૩ હાથ પૂર્વ પશ્ચિમ અને પહોળાઇ ૧૫ હાથ ઉત્તર દક્ષિણ હોય એવો મંડપ વાસ્તુશાસ્ત્રના વિધાન પ્રમાણે રચવો. એમાં સોનેરી રંગથી ચિત્રો ચિતરવાં ને પટ, વસ્ત્ર અને વિતાન (ચંદરવા)થી તેને સુશોભિત કરવો. એ પછી એને ફૂલ વગેરેથી શણગારીને એમાં સુગંધિવાળા અગર અને કર્પૂર આદિનો ધૂપ કરવો અને સળગાવીને મનોહરતા લાવવી," ઇત્યાદિ.

"નૃત્તશાળા અથવા મંડપના સભા બેસવાના ભાગમાં મધ્યસ્થાને રત્નકાંચનવિભૂષિત રમ્ય સિંહાસન રાખી તે ઉપર સભાપતિ બિરાજે, તેની ડાબી બાજુએ સ્ત્રીવર્ગ બેસે, જમણી બાજુએ પ્રધાન અને તેની પાછળ કોષાધિકારી તથા કર્ણાધિપતિ બેસે; તેની પાસે લેખક તથા વેદનિપુણ વિદ્વાનો હોય તે બેસે; તેની જોડે રસિક અને સર્વ પ્રકારની ચતુરતાવાળા કવિજનો બિરાજે, પછી જ્યોતિષિક, વૈદ્ય, મંત્રીઓનું બીજું મંડળ આદિ પ્રધાનની પાછળ જમણી બાજુએ બેસે; ત્યાર પછી સેનાપતિ અને બીજા જે હોય તે બેસે... એ પ્રમાણે બેસવા માટેની બધી વ્યવસ્થા વેત્રધારી કરે અને સંરક્ષણ માટે હથિયારબંધ સિપાહીઓ ચારે તરફ ઊભા રહે. એ પછી સામી બાજુએ (રંગભૂમિના) નેપથ્યમાંથી મુખ્યજન આવી સભાને પુષ્પથી વધાવીને પોતાના કાર્યનો આરંભ કરે." ઇત્યાદિ.

એ પછી આવા સ્થાનમાં પોતાનું કળાકૌશલ્ય બતાવનાર કેવા હોવા જોઇએ એનું વિસ્તારથી તેણે વિવેચન કરેલું છે, પરંતુ તે બહુ વિસ્તૃત હોવાથી અત્રે આપી શકાયું નથી. ઉપર સભાપતિ અને સભાસદોનું વર્ણન છે, એથી સાધારણ અનુમાન બાંધી શકાય છે કે, તે સમયમાં વિદ્યાસંપન્ન રાજાના અધ્યક્ષત્વ નીચે રાજકુટુંબ અને રાજમંડળ આદિ ગુણજ્ઞ સભાસદો સમક્ષ નૃત્ત, નૃત્ય કિંવા નાટયપ્રયોગો કરી દેખાડવાનો રિવાજ હતો. અર્થાત્ આવો લાભ સર્વને મળતો ન હોવાથી જનસમુદાયની રસજ્ઞતા તૃપ્ત નહીં થઇ શકી હોય એમાં સંશય જ નથી. છતાં એક લેખ એવો મળી આવ્યો છે કે, પર્વ અથવા તહેવારને દિવસે તો નાટક જરૂર જોવાં જ જોઇએ અને રાજ્યાભિષેકના સમયમાં મહોત્સવ, દેવયાત્રા, જનયાત્રા, વિવાહ, પ્રિયપ્રસંગ, નગરપ્રવેશ અને આગાર પ્રવેશના સમયમા તેમ જ પુત્રજન્મના અવસરે નૃત્ત અથવા નૃત્ય પણ અવશ્ય કરાવવુ જ જોઇએ.

હાલમાં પણ કાશી (બનારસ) આદિ સ્થળોમાં પૌર્ણિમા, અમાવાસ્યા અને એકાદશીને દિવસે રાસધારીઓ કૃષ્ણલીલા કરી બતાવે છે, અને અયોધ્યા આદિ સ્થાનોમાં ભરત સમાગમ આદિ પ્રયોગો રામલીલાવાળાઓ ભજવી બતાવે છે. આ સર્વે સ્થીઓથી એમ જણાય છે કે, વસન્તોત્સવના સમયમાં પ્રાચીનકાળમાં પણ જનસમુદાયને સાધારણ રીતે જોવાનો પ્રસંગ મળી શકે, એવા પ્રકારે સાર્વજનિક રુપક ભજવી બતાવવામાં આવતાં હતાં. એક સંસ્કૃત કવિએ એક સ્થળે એમ લખેલું છે કે: "નાટય કરતાં વધારે સારું જોવા યોગ્ય આલોકમાં બીજું કાંઇ પણ નથી!" અર્થાત્ ઉત્તમ પ્રકારનું મનોરંજક સાધન જનસમુદાયને જો કે વારંવાર નહિ તો પણ કેટલાક પ્રસંગે જોવાનો લાભ મળતો હતો, એમ તો એ પ્રમાણથી અવશ્ય માની શકાય છે જ, પરંતુ એવા પ્રસંગો જનસમૂહને ઓછા પ્રમાણમાં જોવા મળતા હશે, એમ માનવાનાં પણ કેટલાંક સબળ કારણો છે.

[ક્રમશઃ]

#  સ્વ. શ્રી બચુભાઈ શુક્લ 

લેખક : શ્રી ધનસુખલાલ મહેતા

**આ**શરે ૧૯૩૫ની સાલમાં બચુભાઇએ 'ચંડાલિકા' નામનું એસે-રવીન્દ્રનાથનું. એક્ષેલ્સિયરમાં રજૂ કર્યું—તેની સમીક્ષા મેં પ્રામાણિકપણે પણ કાંઇક બરછટપણે કરી, તેથી રોષે ભરાઇ બચુભાઇ મારી જોડે કજિયો કરવા મારે ઘેર આવ્યા. દોઢ બે કલાક અમે લડયા તો નહિ પણ 'એસે' વિશે ચર્ચા કરી, એમને મારા પ્રામાણિકપણા વિશે ખાતરી થઇ. મારે અને બચુભાઇને મૈત્રીનો આરંભ આ રીતે થયો.

'અધૂરું સ્વપ્ન' એમણે પ્રસિદ્ધ કર્યું. એની સમીક્ષા મેં 'નર્મદાશંકર વ્યાસ'ના તખલ્લુસથી 'જ્યોતિર્ધર'માં લંબાણથી કરી. બચુભાઇએ તપાસ કરી નામ શોધી કાઢયું. એથી અમારી મૈત્રી ગાઢતર થઇ અને તે મૈત્રી દિનપ્રતિદિન વધારે ને વધારે ગાઢ થતી જ ગઇ.



સ્વ. શ્રી બચુભાઇ શુક્લ

દૂરથી ચાલ્યા આવતા બચુભાઇને તમે જુઓ તો તમને એમ જ લાગે કે કોઇ બંગાળી કલાકાર ચાલ્યો આવે છે. શ્યામવર્ણ, કાંઇક હિટલરશાહી ઢબની લઢણ, સાદાં સેન્ડલ્સ, કચ્છો મારીને, પહેરેલ ધોતિયું, બંગાળી શૈલીએ તૈયાર થયેલ ઝભ્ભો અને હાથમાં મોટી હેન્ડબેગ આ પ્રમાણેનો એમનો હંમેશનો દેખાવ.

વર્ષો સુધી શાંતિ નિકેતનમાંનો વસવાટ—લગભગ અગીઆર વર્ષનો—એને પરિણામે બંગાળી એમની માતૃભાષા હોય એવી રીતે એ બોલતા. વળી તેમની પત્ની બંગાળી અને પુત્ર પણ બંગાળીમાં જ પિતા જોડે વાત કરે એટલે બંગાળીના 'ઇડિયમ્સ' પણ એમને સાધ્ય.

વચમાં જર્મની જઇને ભાષાશાસ્ત્રનો અભ્યાસ કરી આવેલા અને સયાજી ગ્રંથમાળામાં બચુભાઇએ એક નાની પુસ્તિકા એ વિષય પર પ્રગટ કરેલી જે વિષે રામપ્રસાદ બક્ષી અને જ્યોતીન્દ્ર દવે જેવા વિદ્વાનોએ પ્રશંસા કરેલી.

રવીન્દ્રનાથનાં આઠ પુસ્તકો, શરદચંદ્રનાં પાંચ અને બંકીમચંદ્રનાં બે પુસ્તકોનાં એમણે ગુજરાતીમાં ભાષાંતરો કરેલાં.

મૌલિક સાત નાટકો—મંકોડા, કુંડ, શુકશિક્ષા, સ્વર્ગ અને મર્ત્ય, દેવયાની, રૂપાં, હરિરથ ચાલે અને વાવાઝોડું એમણે લખેલાં. જેમાંથી 'હરિરથ ચાલે અને વાવાઝોડુંને ગુજરાતી નાટ્ય મંડળ તરફથી અને હરિરથ ચાલેને તો સરકારી ઇનામ પણ મળેલાં. વાવાઝોડું એમણે મારી સાથે સહકારથી લખેલું.

હમણાં આ દેશમાં ઠેરઠેર બંધાતી નહેરો, ત્યાં રહેતા ઇજનેરો વગેરે વિષે એક નાટક મારા સહકારથી લખવાની એમની તીવ્ર ઇચ્છા હતી. મેં થોડીક સામગ્રી ભેગી કરીને એમને મોકલી પણ આપેલી. પણ એમના 'અધૂરા' શબ્દ પ્રત્યેના પક્ષપાતને જાણે વિચિત્ર રીતે સમર્થન કરવું હોય તેમ એ નાટક પણ અધૂરું જ રહ્યું.

વર્ષો પહેલાં એમણે 'અધૂરું સ્વપ્ન' નામની નવલકથા લખેલી. પ્રસિદ્ધકર્તાઓએ અજાણ્યા લેખકની આવડી મોટી નવલ છપાવવા નામરજી બતાવી એટલે એમની જ સૂચનાથી બચુભાઇએ થોડાંક ભાષાંતરો લખી નાખ્યાં.

'અધૂરું સ્વપ્ન' બહુ પ્રશંસા પામી. એમની બીજી નવલ તે 'અધૂરી વાત' તે પણ ખૂબ વખણાઇ; ફરી લખાઇ 'અધૂરું જીવન' અને સારી જેવી ખ્યાતિને પામી.

[ અનુસંધાન ૭૦ પાને ]

**મુનશીજીની જેમ ચાર ઐતિહાસિક નવલો જીવી ગઈ છે તેમ શ્રી બચુભાઈની પણ ચાર સામાજિક નવલો જીવી જવાની એ નિઃશંક છે.**

**તિમિર નહીં પણ પ્રકાશ, શ્યામ નહીં પણ શ્વેત,**
**યુધ્ધ નહીં પણ શાંતિ, પ્રગતિનું એ જ માત્ર ધ્યેય.**

# ઊંડા અંધારેથી

:લેખક:
શ્રી જ્યોતિ વૈદ્ય

પાત્રો : દાંડિયો, માછીઓ, કાલીચરણ, રામચરણ, શિવુદા, નરેન, કૃષ્ણકુમાર અને જર્મન કમાન્ડર.

[ બંગાળના એક દરિયા કિનારે આવેલ કાલ્પનિક ગામડાંના સાગરતટનું દ્રશ્ય. નાળિયેરીના ત્રણ ઝાડ ઉપરના વચલા ઝાડ ઉપર લશ્કરમાં ભરતી થવાનું પોસ્ટર લગાવ્યું છે. તખતાની ડાબી બાજુમાં એક ઝૂંપડી છે. ઇ. સ. ૧૯૪૪ માં એક સંધ્યાનો સમય છે. માછીઓ પોતાની નાવોને કિનારે લાવી ઘરે જવાની તૈયારીમાં છે. એક સમૂહગીત સંભળાય છે. વચ્ચે વચ્ચે માછીઓની બૂમો સંભળાય છે. દરમ્યાન બે માછીઓ કાવડ લઇને જતા હોય છે. કોઇના હાથમાં મોટા વાંસ ને બન્ને છેડે લટકે છે. આ બાજુથી એક દાંડિયો ઢોલ વગાડતો વગાડતો આવે છે. ]

દાંડિયો: આથી ગામના લોકોને ખબર આપવામાં આવે છે કે આ લત્તાના ભરતી–અમલદાર કેપ્ટન કૃષ્ણકુમાર ભરતી થવા માટેની સભામાં હમણાં જ ભાષણ આપશે તો બધા સાંભળવા આવજો.

૧. માછી: કોનું ભાષણ છે રે?

દાંડિયો: કેપ્ટન કૃષ્ણકુમારનું.

૨. માછી : ક્યારે?

દાંડિયો: અરે, હમણાં પાંચેક મિનિટમાં આવી પહોંચ્યા જ સમજો. ( ઢોલ વગાડતો ચાલ્યો જાય છે.)

૨. માછી : કેપ્ટનકુમાર! અલ્યા કાલીચરણ ભાષણ સાંભળવા જેવું છે રે. એવું બોલે છે કે ન પૂછો વાત, ૫૫ વરસના બુઢ્ઢાનું લોહી પણ સાંભળતાં ધગધગી ઊઠે.

કાલીચરણ: હાંરે, મેં સાંભળ્યું'તું સીતાપુરમાં. બોલે છે તે જાણે બૃહસ્પતિનો અવતાર. દેવવાણી જ જોઇ લ્યો. શબ્દો તો જાણે ધાણી ફૂટતી હોય તેમ ફટ ફટ નીકળે જ જાય અને સાંભળતાની સાથે સીતાપુરની સભામાંના અડધા લોકો ફોજમાં ભરતી થઇ ગયા.

રામચરણ: પરમ દિવસે બજારમાં મને ત્યાંનો પટેલ મળ્યો'તો. તે મૂછના વાંકડા ચડાવીને કહેતો હતો.

૧. માછી : સીતાપુર ને આપણા રામપુરની હરીફાઇ તો જગજૂની છે. હજુ આપણા ગામમાંથી ભરતી થઇ નથી એટલે વાંકડા વળાવેસ્તો.

કાલીચરણ: અરે એટલું જ નહીં, પણ કેપ્ટન સાહેબે જ્યારે કહ્યું, પોતે રામપુર જવાના છે, ત્યારે ત્યાંના પટેલે ગાંજાનો દમ લેતાં કહેલું, "કેપ્ટન સાહેબ અહીં તો પચાસ ટકા માનવી ભરતી થયા ત્યાં રામપુરમાં તો મીંડું ઊડી ગયેલું જ સમજવું."

૨. માછી: એ હલકા પેટનાની એ હિંમત! કાલીચરણ, આજની સભાનાં દરેક ઘરડા બા જુવાને ભરતી થવું જોઇએ.

બધા: બરાબર છે.

[ શિવુદાદા લાકડાની ઠોકીને ટેક આપે છે. ]

રામચરણ: લો, આ

ગુજરાતી ક્ષેત્રે એકાંકીના ફાલમાં સામાન્યઃ સામાજિક નાટિકાઓનું આલેખન વિશેષ પ્રમાણમાં થાય છે પરંતુ પરભાષાના એકાંકીઓમાં તેમાં ય ખાસ ઉલ્લેખનિય–જર્મની, રશિયા અને આંગ્લ કૃતિઓમાં દેશની રાજનીતિ અને યુધ્ધની નોબતોમાં ગાજતું પ્રસંગચિત્ર વિશેષ પ્રમાણમાં દોરાય છે. એ ચિત્રમાંથી જે સનાતન સત્ય છે એનું રાજ્યના સુત્રધારો અને જાહેર પ્રજાને દર્શન થાય છે. પશ્ચિમની અસરથી લખાયેલું આ એકાંકી બીજા વિશ્વયુદ્ધની એક પ્રસંગ કથાં કહી જાય છે એની લખાવટ, રજૂઆત અને વાતાવરણની દ્રષ્ટિએ પણ આ એકાંકી સામાન્ય શ્રેણીને તરી પાર નીકળે છે.

ઓઢી તમે નિર્દોષ માનવીઓની જાનવરોની જેમ કતલો કરી, સર્વનાશ કરી રહ્યા છો.

કૃષ્ણ: તમારી સાથે ખોટી દલીલો કરી મારે મારા અને મારા જેવા મર્દો કે જેમના ગેંડા જેવા મજબુત સીનામાં જવાંમર્દી છલોછલ ભરી છે એવાનો સમય નથી બગાડવો. બોલો બહાદૂરો, આ ધર્મયુદ્ધમાં ભાગ લઇ માનવસંસ્કૃતિને ખાતર જીવવા કે મરવા કોણુ તૈયાર છે?

બધા: તૈયાર છીએ, અમે બધા તૈયાર છીએ.

શિવુદા: નહીં, મારાં બચ્ચાંઓ નહીં, હું તમને વિનંતી કરૂં છું. તમે માનવીમાંથી શિકારની પાછળ બેફામ દોડતા કૂતરાઓ ન બનો. માનવતા માટે માનવીની જરૂર છે, જગાલિયતની નહીં. યુદ્ધ કદી માનવના માટે હોતું નથી, એ તો સ્થાપેલું છે વેરના ઉપર અને એની સીમા છે જીત. જીત ગમે તે હિસાબે ને ગમે તે રીતે.

બધા: મારો એ પાગલ બુઢાને, અહીંથી કાઢો.

બીજા: એ લગડા બાયલા હીચકારાને ફેંકી દો.

(બધા એને મારવા જાય છે ત્યાં નરેન લાઠી લઇને કુદી પડે છે. પણ તે પહેલાં તો બુઢ્ઢાને મોંમાંથી લોહીની ધાર વહે છે. નરેન બધાને હટાવે છે ને લાઠી લઇ ઊભો રહે છે.)

નરેન: મરદના બચ્ચાંઓ, તમારે મર્દાનગી બતાવવી હોય તો યુદ્ધના મેદાનમાં બતાવજો. આ અપંગ બુઢ્ઢા ઉપર હવે એકે પણ હાથ વધુ ઉપડશે તો તેણે પહેલાં મારી લાઠીનો ભોગ બનવું પડશે, ને નરેનની લાઠી તો ગામના જાનવરો પણ ઓળખે છે.

કાલીચરણ: એટલી બધી તાકાત હોય તો આવજે યુદ્ધના મેદાનમાં ને બતાવજે તારું પાણી.

કૃષ્ણ: ચાલો બીરાદરો, જેને ભરતી થવું હોય તે મારી છાવણી પર આવો. (બધા જવા માંડે છે. ફરી બ્યુગલો વાગે છે ને હોહા કરતા બધા જાય છે.)

૨. માછી: ચાલ, નરેન તું પણ ચાલ.

કાલી.: એ શું આવતો તો કાયર બાપનો કાયર બેટો!

(બધા જાય છે. તખતા પર ફક્ત શિવુદા ને નરેન રહે છે.)

નરેન: બાપુ, તમને ખૂબ વાગ્યું?

શિવુદા: બધા ચાલ્યા ગયા? માનવીમાંથી પશુ થવા, યુદ્ધના ભૂતાવળમાં ભરખાવવા બધા ચાલ્યા ગયા, તેમને મારા લોહીની પણ દયા ન આવી?

નરેન: બાપુ, એ બધા તો ગયા ખાંડાના ખેલ ખેલવા. મા ભોમકાને કાજે મરી ફીટવા.

શિવુદા: મા ભોમકાને કાજે? તમે લોકો ધરતીને મા ગણો છો; ખરૂં?

નરેન: હા.

શિવુદા: નરેન યુદ્ધમાં શેની નદીઓ વહે છે, ખબર છે.

નરેન: હા, બાપુ. માને ખાતર મરી ફીટતા વીર પુત્રના ગરમ ગરમ લોહીની.

શિવુદા: ધરતી જો મા હોય તો તે કદી રૂધીર માંગે ખરી? મા જેને કેટલાં યે દુઃખો વેઠી મોટા કરે, પોતાના પ્રાણ કરતાં વધુ સાચવે, તેવા સંતાનોનું, એના હૃદયના ટુકડાઓનુ નવલું ધગધગતું ખૂન માંગે ખરી!

નરેન: બાપુ!

શિવુદા: મા, પોતાની દીકરીઓનાં કુમકુમ પોતાના હાથે લૂછે ખરી? એના બાળકો બાપવિહોણાં, નિરાધાર કરી રખડાવે ખરી? નરેન બેટા, ધરતી માં ખૂન નથી માંગતી, પરંતુ ખૂન તો જોઇએ છે, એ ખૂનના સ્વાર્થી નાલાયક વેપારીઓને, જે પોતાના સ્વાર્થને ખાતર માને પણ બદનામ કરે છે.

નરેન: બાપુ, મને જવા દો. જે કલંકની કાલિમા મારે ને તમારે શીરે ચોંટી છે તેને મારા શૂરવીર લોહીથી ધોઇ નાંખવા દો.

શિવુદા: રક્તથી કાંઇ ધોવાતું નથી, નરેન એથી તો ઉલ્ટા વધુ ડાઘ પડે છે. એક વચન આપ મારા લાલ, કે તું નહીં જાય. આ અપંગ બાપનું કહ્યુ તું કદી નહીં ઉથાપે.

[નરેન બોલતો નથી. શિવુદા ચાલ્યો જાય છે, નરેન એકલો પડે છે ને એને અવાજો સંભળાય છે લશ્કરી પરેડના, બેંડના, ઓર્ડરના.]

નરેન: જૂઓ પેલી રણની રણભેરીઓ મને સાદ કરી, કરીને મને બોલાવે છે. મારી મા તારે કાજે હું આવું છું.

એના બાપનો અવાજ: જે મા પોતાના સંતાનોનું લોહી પીએ તેને મા કેમ કહેવાય?

નરેન: ના, ના, એવું ન હોય.

એના બાપનો અવાજ: મને વચન આપ મારા લાલ કે શયતાન બનવા તું કદી યે ન જશે. તારા અપંગ બાપુનું કહ્યું તું કદી નહીં ઉથાપે.

નરેન: ના, ના, મારાથી નહીં જવાય.

કાલીચરણ: ખોટાં બહાના. યુદ્ધથી ગભરાઇને હાથમાં ચૂડીઓ પહેરીને તું ઘરમાં જ બેસી રહે. તું કાયર છે, તું કાયર છે, તું કાયર છે.

નરેન : ના, ના, હું કાયર નથી. હું કાયર નથી. મા, મારી બોમકા, હું રણમાં આવું છું. બાપુ મને માફ કરજો. (એ જાય છે ને હાથમાં ફ્લાસ્ક સહ શિવુદા આવે છે. અહીં વાચાઓનાં જેવું થાય છે)

શિવુદા : તું થોભ બેટા નરેન, તું ન જા. તારા બાપનું કહ્યું પણ ન માન્યુ ? થોભ હું તને પકડી શકું એમ નથી.

(એ દોડવા જાય છે ને નરેન ફરીને ગલોરીયું ખાઇને પડે છે.)

[ તરત જ તખતાપર અંધકાર છવાય છે. લડાઇ થતી હોય તેમ ક્યાંક વીજળીના ચમકારા થાય છે. ગોળાના અવાજો, મનુષ્યની વાતાવરણને કંપાવનારી ગગનભેદી ચીસો સંભળાય છે. વળી કેટલીકવાર વચ્ચે વચ્ચે પ્લેનના અને મશીનગનના અવાજો સંભળાય છે. તખતા પર બે ત્રણ સૈનિકો દોડતા આવે છે. પાછળથી સર્ચ લાઇટના પ્રકાશમાં તેઓ દેખાય છે. એક ધડાકો થાય છે ને ત્રણે જણા ઉછળીને પડે છે, તેમાંથી એક માણસ ઊઠી એકાદ ટેકરા જેવા ભાગ પર બેસે છે. ત્યાં એના પર સર્ચ લાઇટનો પ્રકાશ પડે છે. એ તરત પડી જાય છે. તરત જ મશીનગન ફૂટે છે. સામી બાજુથી નરેન હાથમાં બાયોનેટવાળી બંદુક લઇને પ્રવેશે છે. એ વખતે પેલો—સામેનો સૈનિક ઊભો થાય છે. નરેન ચમકે છે, તરત જ બંદુક તાકે છે ને પૂછે છે ' દોસ્ત કે દુશ્મન ?'. ]

નરેન : બોલ બ્રિટાનીયા દોસ્ત કે દુશ્મન.

જ. સૈ : દુશ્મન. હેર હીટલર શુટ.

નરેન : તું ઘાયલ થયો લાગે છે.

જ. સૈ : ઘાયલ નથી થયો. મરવાની અણી પર છું. મારી બન્ને આંખો ફૂટી ગઇ છે. કાચ અને છરાઓ મારા શરીરની રગેરગમાં ઘુસી ગયા છે. હાથ સદંતર કપાઇ ગયો છે ને અડધો પગ ઉડી ગયો છે.

નરેન :– તારી પાસે હથીયાર નથી.

જ. સૈ. : બંદુકનો તો હુ ઉપયોગ કરી શકું એમ નથી. ચાલવાની ઘોડી તરીકે ઉપયોગ કરી માંડ માંડ હું અહીં આવી પહોંચ્યો છું. આ જર્મન સલામતી જગ્યા પર તું આવી પહોંચ્યો એ જોઇ મને લાગે છે કે અમારી આખી ટુકડી સાફ થઇ ગઇ છે.

નરેન : હા. અને અમારી આખી બેટેલીયન બચી ગઇ.

જ. સૈ. : એક ગદ્દાર કુત્તાનાં કારસ્તાન !

નરેન : ને એક વીરના પણ. ઇસ્ટ ફ્રન્ટ પર તમારો મુકાબ્લો અમે કરીએ એમ નથી. વેસ્ટ ફ્રન્ટ પર અમારી આખી બેટેલીયન હતી. નોર્થના ઉપર હજુ ખુનખાર જંગ ચાલુ રહ્યા છે. ચાર ચાર દિવસ છતાં જર્મન ખુટતાં નહોતાં. એ ગોડાઉનની માહિતી મને મળી. હું જાસુસ તરીકે તમારામાં ઘુસી ગયો ને એક ભડાકે આખો સરંજામ ઉડાવી દીધો.

જ. સૈ. : ઓહ, અને અમારી ટુકડીઓ છીન્નભિન્ન થઇ ગઇ. ચાલ, ત્યારે તારું કામ પતાવ, મને શૂટ કરી દે.

નરેન : નિરાધાર લાચાર ને પરાજીતને હું મારતો નથી.

જ. સૈ. : ચલાવ ગોળી મને પૂરો કરી નાંખ. તારી જગ્યાએ હું હોઉં તો એમ જ કરું.

નરેન : યુદ્ધની જવાંમર્દીના નિયમો પરાજીત દુશ્મનોને મારવાની ના કહે છે.

જ. સૈ. : યુદ્ધ અને નિયમો! યુદ્ધ એટલે સંહાર. એ તો સંહાર છે. હત્યા એજ એનો નિયમ બને. જીત એજ એનો ધ્યેય. ખેર, દોસ્ત આવ હાથ મિલાવ, પણ ઓહ ભુલ્યો, મારો હાથ જ ક્યાં છે કે હું મિલાવી શકું. એક હાથના ટેકા પર બેઠો છું. મને પાણી પાશે. [ ત્યાં સર્ચ લાઇટ પડે છે તે બન્ને સુઇ જાય છે. ] એક કામ કર દોસ્ત.

નરેન : શુ ?

જ. સૈ. : તારા શરીર પરથી એ ચાંદ ઉખેડી નાખ.

નરેન : ગાંડા થયા છો? જે વીરતાના પારિતોષકને માટે મેં મારી જિંદગી હોડમાં મુકી તેવાને ખેંચીને ફેંકી દેવા માંગો છો ?

જ. સૈ. : એ વીરતાનું ચિન્હ નથી દોસ્ત પણ કાયરતાનુ છે. જ્યારે દુશ્મન નબળો હોય ત્યારે તેના પર ચડી બેસી મશીનોથી એનો સંહાર કરવો એનું નામ આજનુ યુદ્ધ ?

યુદ્ધે શું આપ્યું હજારો શહેર વેરાન રણ થઇ ગયાં, કરોડો મૃત્યુ પામ્યાં ને એથી વધુ કરોડો ઘાયલ થઇ શરીરના અંગો ગુમાવી મોતથીયે બદતર દશામાં જીવી રહ્યા છે. જ્યાં સુધી આપણને આવા સામ્રાજ્યો પ્રત્યે તિરસ્કાર ન આવે ત્યાં સુધી સુધરેલા કે સંસ્કૃત હોવાનો દાવો આપણે ન કરી શકીએ.

નરેન : મારી આંખ આજે ખુલે છે. મારા બાપનું કહ્યું મેં ન માન્યું. આનો ઉપાય?

જ. સૈ. : ઉપાય માત્ર એટલો જ કે સંહારલીલા છોડી દઇ શાંતિનો માર્ગ.

(ત્યાં એમના પર લાઇટ પથરાય છે. ધડાકો થાય છે અને બન્ને જણા ચીસ પાડી ઉઠે છે. અહીં તખ્તા પર અંધારું. વળી એ જ પહેલાંનું દૃશ્ય. દશ પંદર લોકો ભેગા થાય છે. નરેનને આજે વીરતાનો સર્વોચ્ચ ચંદ્રક આપવાનો છે તેને બદલે શિવુદા વ્યગ્રતાથી ઊભા છે. પડદો જ્યારે ખુલે છે ત્યારે ભાષણ ચાલુ હોય છે.)

કૃષ્ણ: અને એ ભયંકર બીડું નરેને ઝડપ્યું. જાસુસ બની એ જર્મનો વચ્ચે સિંહ સમો બની એકલો ઘૂમી રહ્યો. ગુપ્ત ભંડારની બાળ મેળવી અને આખા સામ્રાજ્યને ભયંકર પરાજયમાંથી બચાવી લીધું. એ જવાંમર્દીના બદલામાં બ્રિટિશ ગવર્નમેન્ટ એને સુવર્ણચંદ્રક આપે છે. નરેનકુમાર તો આજે આપણી વચ્ચે અમર છે. એ ચંદ્રક હું એમના પિતા શિવુદાને અર્પણ કરું છું. આવો શિવુદા,

[શિવુદા ધીમે ધીમે ભારે પગલે નજદીક જાય છે, અને જ્યાં ચંદ્રકવાળી થાળીને હાથનો ઝાટકો મારી ફેંકી દે છે.]

કૃષ્ણ: ચંદ્રકનું આવું અપમાન?

શિવુદા: 'એક પાશેર સોનાના ટુકડા પાછળ કોણ જાણે કેટલાયે પિતાની સંતતિનાં કારમાં મોત છુપાયા હશે! એ સંહારલીલા, એ યુદ્ધો, માનવજાતનો કરુણ ઉપહાસ! અને તમે લોકોએ ઓળખ્યો નહીં; પરંતુ યાદ છે કેપ્ટન કૃષ્ણકુમાર, પ્રથમ વિશ્વવિગ્રહના દિવસો અને તે વખતે એંગ્લો એરેલિયનનો કેપ્ટન નાગેન્દ્ર?,

કૃષ્ણ: જે પોતાની ફરજ પરથી અધવચ્ચેથી ચાલી ગયો હતો, ને જેને પકડવાને વોરંટ નીકળ્યું હતું તે!

શિવુદા: હા, તે જ હું કેપ્ટન નાગેન્દ્ર,..કે જેની વીરતા તે વખતે ચોરેચૌટે ગવાતી. એ નાગેન્દ્ર લડાઇના મેદાન પરથી ભાગી છૂટ્યો. એનાથી આ માસુમોની થતી બેરહમ કત્લ ન જોવાઇ અને એ નાસી ગયો. આજનું હિન્દુસ્તાન એક દાયકા પછી એવું બનશે, એમાં મારા જેવા હજારો નાગેન્દ્ર પાકશે અને એ હજારોમાંથી એક શાંતિ-વીર એવો પાકશે કે જે આખા વિશ્વને આ રાક્ષસી સંહારની ચુંગાલમાંથી છોડાવશે.

નરેનનો અવાજ: યુદ્ધ એક એવો ભયંકર માર્ગ છે, જેથી આપણે આપણો વિનાશ જાણી જોઇને નોતરીએ છીએ. અગર જો પૃથ્વી પર કોઇ પણ સામ્રાજ્યે સ્વર્ગ ઉતારવું હોય તો તેનો એક જ માર્ગ છે અને તે શાંતિનો.

[વળી પાછું ગીત સંભળાય છે, જે શરૂઆતમાં ગવાતું હતું. ને પડદો પડે છે.]

---

## સ્વ. શ્રી બચુભાઇ શુક્લ ... ... ... ... ... ... (પાના ૨૪ થી ચાલુ)

છેલ્લી નવલ તે 'અધૂરો આદર્શ.'

મુનશીજીની જેમ ચાર ઐતિહાસિક નવલો છપી ગઇ છે તેમ આ બચુભાઇની ચાર સામાજિક નવલો પણ છપી જવાની.

વસ્તુ, પાત્રાલેખન, કુદરતનાં વર્ણન, પાત્રના જીવનમાં બનતી નાનામાં નાની વિગતનુ સૂક્ષ્મ આલેખન વગેરેથી આ ચારે નવલો વાંચકનું મન હરી લે છે. 'અધૂરું જીવન'માં પહેલું પ્રકરણ 'કેદારા' વાંચતાં કાઠિયાવાડના એક નાના ગામડામાં ઉનાળાની બળતી કારમી લુ વાચક અનુભવે છે એ મારો પ્રત્યક્ષ અનુભવ છે.

૧૯૩૫-૩૬માં આપણી રંગભૂમિ પર 'બૅલે' નો આરંભ કરનાર બચુભાઇ શુક્લ, નબકુમારસિંહ અને એવા જ બીજા એક બે નૃત્યકારોને બોલાવી મણિપુરી નૃત્ય મુંબઇમાં દાખલ કરનાર પણ બચુભાઇ જ.

પણ બચુભાઇ નાળિયેર જેવા હતા. બાહ્ય કોચલું કઠણ. એને તોડવાની મહેનત કરનારને એમાંનું સ્વાદિષ્ટ અમૃત સરખું પાણી પીવાનું પ્રાપ્ત થાય. કાંઇ કેટલા માણસો બચુભાઇને અભિમાની, તોછડા ધારતા. પણ એમના સહવાસમાં આવતા માણસોને બચુભાઇ બહુ સ્નેહાળ, વફાદાર, પરમાર્થી અને કોઇનું કાંઇ પણ કરી છૂટવાની ઇચ્છા સેવનાર તરીકે જ જણાયા હતા.

થોડાંક વર્ષો પહેલાં મેં બચુભાઇ શુક્લનુ નામ રણજિતરામ સુવર્ણચન્દ્રક માટે જાહેરમાં રજૂ કર્યું. એ ચન્દ્રક સમિતિના બે ગૃહસ્થોએ મને કહ્યુ કે એક તો એમના મગજમાં રાઇ છે તેમાં આ ચન્દ્રક આપીએ તો તો એ ફાટી જ પડે! ચન્દ્રકો આપવાના આ નિયમો! હશે.

તા. ૧૨ મીએ કાકરાપારમાંથી હું રેડિયો સાંભળતો હતો ત્યાં સહસા એક લીટી સાંભળી: દિલ્હીમાં શ્રી બચુભાઇ શુક્લ અવસાન પામ્યા છે!"

વર્ષોથી હંફાવનાર બની આવતી મૈત્રી પંદર મિનિટના 'હાર્ટ'ના હુમલાથી તૂટી ગઇ!

# સોની સોનાને ઘાટ આપી એમાંથી મનોહર કૃતિ ઉપસાવે છે

રંગભૂમિની મારી ત્રણ દાયકાની કલાકાર તરીકેની કારકીર્દિનું હું સરવૈયું કાઢવા બેસું છું ત્યારે અનેક બાબતો મારી નજર સામે દોડી આવે છે. તખ્તા પરના મારા અનુભવોનો સાર કહું તો એટલું જ કે, તખ્તા પરનો પ્રત્યેક નાનો યા મોટો પ્રયોગ, પ્રત્યેક નાની યા મોટી ભૂમિકા કલાકારની કસોટી રૂપ હોય છે. પાંચ-પચીસ ભૂમિકાઓમાં સફળતા સિદ્ધ કરી હોય તો પણ રંગભૂમિના કલાકારો, નટને માટે તો 'કસોટી' માથા પર જ હોય છે. રંગભૂમિનો કલાકાર કે નટ અભ્યાસવૃત્તિ છોડી દે, કે તાલીમની વૃત્તિ છોડી દે, કે પ્રેક્ષકો અને પોતાના પ્રશંસકોના અભિનંદન અને પ્રશંસાને પોતાની પરિપૂર્ણતા માની બેસે તો એનામાં રહેલા 'નટ'નો ત્યાં જ અન્ત આવી જવાનો. કલાકારે અને નટે તો પ્રશંસાને પ્રોત્સાહન રૂપે જ સ્વીકારવી ઘટે.

કલાકાર જન્મે છે, કલાકાર બનતા નથી એ હકીકતને સ્વીકારીએ તો જેમ હીરાનો પારખુ હીરાને અને સોની સોનાને ઘાટ આપી એમાંથી મનોહર કૃતિઓ ઉપસાવે છે, એજ રીતે કલાકારની કલાને પણ સુંદર સર્જનમાં આકાર પામવા માટે યોગ્ય તાલીમ અને દોરવણીની આવશ્યકતા હોય છે. રંગભૂમિના અભિનયકારની અભિનય કલાનું ફલક અતિ વિશાળ હોય છે. સાચા કલાકારને તો મધપૂડાની જેમ, જેમ વધુ કમો, વધુ તાલીમ આપો તેમ તેમ એ વધુ ને વધુ તેજસ્વી બનતો જાય. એની શક્તિઓને અવકાશ આપતો જાય. અને તેમ તેમ એનામાં રહેલા કલાકારની ભૂખ જાગતી જાય.

મારા પિતા એક કુશળ નટ હતા. પચાસ વર્ષ પહેલાં જૂની રંગભૂમિ પર તેઓ 'જાનીકાકા'ના નામે વિખ્યાત હતા. સ્વ. શ્રી ડાહ્યાભાઈ ધોળશાજીની 'દેશી સમાજ'માં, શ્રી મૂળાભાઈની 'દેશી નાટક કું. લી.'માં અને પ્યારેલાલની 'વિદ્યા વિનોદ'માં પણ તેમણે ભૂમિકાઓ ભજવી હતી. તેમણે ૪૦ વર્ષ સુધી સતત રંગભૂમિ પર કામ કર્યું હતું. આમ નાટકના સંસ્કારો મને બાલ્યકાળથી જ મળેલા હતા.



શ્રી અમૃત જાની

## શ્રી અમૃત જાની

ત્રીસ વર્ષ પહેલાં ૧૯૩૭માં મેં મારી રંગભૂમિની કારકીર્દિની રાજકોટથી શરૂઆત કરી હતી. રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતાં કરતાં હું નાટકો જોવાની તક ભાગ્યે જ જવા દેતો. અને જે કાંઈ જોતો એમાં હું મારી અભિનયશક્તિને કસોટીએ ચડાવતો. આમ નાની વયથી જ હું નાટકો એક 'અભ્યાસી નટ'ની આંખે જોતો અને અવલોકતો. આ વર્ષો દરમિયાન મને એક સારી તક મળી ગઈ.

રાજકોટમાં એ સમયે એક સંસ્કારી અને કલાપ્રેમી મંડળે એક નાટક ભજવવાનું નક્કી કર્યું. નાટકનું નામ હતું 'ભારત ગૌરવ'. પણ મંડળ સમક્ષ મોટી મુશ્કેલી નાટકમાં આવતાં સ્ત્રીપાત્રની ભૂમિકા ભજવવા માટેના 'એક્ટર'ની હતી. એ સમય એવો હતો કે જ્યારે કોઈ માબાપ પોતાના પુત્રને નાટકની હવા પણ ન લેવા દે. તેવા સંજોગોમાં ભૂમિકા ભજવવાની, અને તે પણ સ્ત્રી પાત્રની તો વાત જ કોણ કરે! પરંતુ સંજોગવશાત એ નાટકમાં બાળાની ભૂમિકા ભજવવાનું મારે ભાગે આવી પડ્યું જે મેં સફળતાથી ભજવી. આમ અનાયાસે કહો કે યોગાનુયોગે કહો પણ મારી તખ્તાની કારકીર્દિની પ્રથમ ભૂમિકા મેં ભજવી.




કલાકારની કલાને પણ સુંદર રીતે સાકાર થવા તાલિમ જરૂરી છે

આ અરસામાં રાજકોટમાં સ્વ. શ્રી મહાશંકરભાઇની માલિકીની શ્રી રોયલ નાટક મંડળી પોતાના ખેલો ભજવતી હતી. એના કુશળ ડાયરેક્ટર સ્વ. સોરાબજી કાત્રકની મારી પર નજર મંડાઇ. આર્થિક દ્રષ્ટિએ તેમ જ કુટુંબની નાજુક પરિસ્થિતિને કારણે મારી ઇચ્છા હોય તો પણ આગળ અભ્યાસ કરી શકું એવી તો સ્થિતિ હતી જ નહિ. એથી મારા પિતાની અનુમતિથી તેમ જ, રોયલ જેવી એ વખતે સારી ગણાતી કંપનીના આમંત્રણથી હું મારો અભ્યાસ છોડી સને ૧૯૨૭માં રોયલમાં જોડાયો. રોયલ કંપનીના માલિક અને ડાયરેક્ટર ઉપરાંત નાના મોટા કલાકારોએ પણ મને મારી ભૂમિકાઓ તૈયાર કરવામાં સહાય કરી. આ સહાયકોમાં શ્રી લાલજી નંદા, શ્રી જગજીવન માલી વગેરેનો મોટો હિસ્સો હતો. કંપનીએ મને 'શાહજહાન' નામના ઉર્દૂ નાટકમાં નાની ભૂમિકા સોંપી, અને પછી તો રાજકોટ, ભાવનગર, પોરબંદર, જૂનાગઢ વગેરે સ્થળોએ જ્યાં જ્યાં કંપની ગઇ ત્યાં ત્યાં મને વધુ જવાબદારીવાળી ભૂમિકા સોંપાતી ગઇ. અને સાથોસાથ પ્રેક્ષકોની પ્રશંસા પણ સાંપડતી ગઇ. રોયલમાં હુ લગભગ ત્રણેક વર્ષ રહ્યો. કંપનીએ એ સમય દરમિયાન સૌરાષ્ટ્ર ઉપરાંત સિંધમાં કરાંચી અને હૈદ્રાબાદ સુધીની સફર ખેડી નાટકો ભજવ્યાં હતાં અને એ બધા સ્થળોએ મને પ્રતિષ્ઠા અને પ્રશંસા મળી. ત્રણ વર્ષને અંતે સિંધમાં હૈદ્રાબાદ ખાતે આંતરિક કલહને કારણે, રોયલ કંપની બંધ પડી અને મારે રોયલમાંથી છૂટા થવું પડ્યું, પણ ત્રણ વર્ષના આ નાટક કંપનીના મારા કામ દરમિયાન મને તખતાની, હલનચલનની, વેશભૂષાની, પાત્રને સમજવાની સારી સમજણ મળી ગઇ હતી.

માત્ર બારથી પંદર નાટકોની જ રોયલની મૂડી ગણાય, પણ એમાં એણે સંસ્કારી નાટક મંડળી તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. રોયલના નાટકોની મારી ભૂમિકાઓ આજ પણ મને યાદ છે. એ નાટકોમાંની 'એક જ ભુલ'ની કાન્તિ, 'કોકીલા'ની લવંગી, 'શાહજહાન'ની જહાંઆરાબાનુ, 'એ કોનો વાંક'ની કુમુદ આજે પણ મારી સ્મૃતિ સમક્ષ છે.

મારા વતનના અમારા કુટુમ્બના હિતેચ્છુ અને મુંબઇના પ્રતિષ્ઠિત વેપારી શેઠ અમૃતલાલ ખોખાણીની વાત્સલ્ય ભરી મમતાને લીધે રોયલ બંધ થતાં માગણીઓ આવવા લાગી: આમાંથી હું શ્રી નકુભાઇ શાહની આર્યનૈતિકમાં જોડાઇ ગયો અને ૧૯૨૯માં આર્યનૈતિકનાં 'રણગર્જના'માં પહેલી વખત મુંબઇના તખતા પર રજૂ થયો. રોયલ અને આર્યનૈતિક બન્નેની કાર્યપદ્ધતિ તદ્દન નિરાળી હતી. પરન્તુ ભૂમિકાને સમજવાની મારી શક્તિ અને ખંતથી અહીં પણ મને સારી સફળતા મળી. 'સરસ્વતીચંન્દ્ર'માં કુમુદની જવાબદાર ભૂમિકા ભજવી અને એ ભૂમિકાએ મને સર્વત્ર અનહદ પ્રશંસા અપાવી. આર્યનૈતિકમાં હુ લગભગ ચૌદ વર્ષ રહ્યો. એ દરમિયાન મને લબ્ધ-પ્રતિષ્ઠ લેખકોની લોકપ્રિય નાટ્યકૃતિઓમાં વિવિધ ભૂમિકાઓ ભજવવાની તક મળી. આર્યનૈતિક-માંની મારી યાદગાર ભૂમિકાઓમાં 'સરસ્વતીચન્દ્ર'માં કુમુદ, 'હર્ષ'માં નવલ, અને કામાક્ષી, 'અધૂરાં લગ્ન'માં જ્યોતિ, 'સુખી કે દુઃખી' માં શશીકળા, તેમ જ મણિલાલ પાગલનાં નાટકો 'સર્જનહાર'માં મંજુલા 'વિલાસ પંથે'માં સિંધુ, 'રાજા શાહજી'માં તુકાબાઇ, આ બધી ભૂમિકાઓને હું યાદગાર ગણું છું.

શ્રી અમૃત જાની



સ્ત્રી ભૂમિકામાં

આર્યનૈતિક છોડયા બાદ હું નાટ્યને બદલે સાહિત્ય અને બીજી પ્રવૃત્તિઓમાં ગૂંથાયો. આનાં બે કારણો હતાં. એક તો આ વર્ષો દરમિયાન નાટક કંપનીઓની આર્થિક સ્થિતિ ડામાડોળ બનતી ચાલી હતી. અને બીજું આ સમય દરમિયાન તખ્તા પર સ્ત્રીભૂમિકા ભજવવા માટે સ્ત્રીકલાકાર અભિનેત્રીઓનું આગમન થતાં સ્ત્રીભૂમિકા માટે પુરુષ નટોની જરૂરિયાત ઓછી થવા લાગી.

આમ આ પરિસ્થિતિમાં નાટકનો તખતો થોડા સમય માટે મેં છોડી દીધો. પરંતુ મારે માટે તખતો જ જીવનમાં નિર્માયો હોય તેમ વડોદરામાં શ્રી ચન્દ્રહાસની માલિકી નીચે નવજીવન પામેલી લક્ષ્મીકાંત મુંબઇ આવી અને એ કંપનીએ શ્રી પ્રફુલ્લ દેસાઇનું 'લાકડવાપો' રજૂ કરવાનું નક્કી થતાં એમાં તરલિકાની ભૂમિકા મને સોંપાઇ. આ ભૂમિકાએ મને માત્ર દરેક વર્ગના પ્રેક્ષકોનાં જ નહિ પણ નામાંકિત અભિનેત્રીઓનાં પણ અભિનંદન અપાવ્યાં. આમ તખતો છોડી ગયેલો હું ફરી તરલિકાની ભૂમિકાથી તખ્તા પર આવ્યો.

લક્ષ્મીકાંત આ પછી મુંબઇ છોડી જતાં હું દેશી નાટક સમાજમાં જોડાયો. પ્રતિષ્ઠાને ક્ષેત્રે તેમ જ આર્થિક

# નવી અને જૂની રંગભૂમિનો મેળ સહાનુભૂતિથી ખચીત જ મળશે

દષ્ટિએ દેશી સમાજ સદર લેખાતી હતી એટલે 'દેશી'-માંથી આમંત્રણ મળતાં જ હું એ કંપનીમાં જોડાઇ ગયો. 'દેશી'માં જોડાવા સાથે મારું એક સારી કંપનીમાં ભૂમિકાઓ કરવાનું તેમ જ શ્રી પ્રભુલાલભાઇ જેવા નામાંકિત લેખકનાં નાટકોમાં ભૂમિકાઓ ભજવવાનું મારું વર્ષોજૂનું સ્વપ્ન સિદ્ધ થયું.

દેશી નાટક સમાજમાં હું લગભગ બાર વર્ષ રહ્યો. આ વર્ષો દરમિયાન નાટ્યક્ષેત્રે અનેક અખતરાઓ થયાં, અનેકવિધ ભૂમિકાઓ ભજવવાની મને તક મળી. શ્રી પ્રભુલાલભાઇ, શ્રી મણિભાઇ અને કલાકારના 'રંગ'ને જાણનારા શ્રી કાસમભાઇ એ સૌનો મને સાથ અને સહકાર સાંપડ્યો, અને પુરુષ ભૂમિકાઓને પણ યોગ્ય ન્યાય આપ્યો.

દેશી નાટકના તખ્તા પર પુરુષ ભૂમિકા અને સ્ત્રી ભૂમિકા ઉપરાંત કેટલીક વખત મારા સ્વ. મિત્ર શ્રી છગન (રોમીયો)ની કોમિકની ભૂમિકા પણ મારે સંભાળવી પડતી હતી. પરંતુ આ બધા વર્ષો દરમિયાન 'દેશી'ની ત્રિપુટીએ મને ખૂબ પ્રેમથી નિભાવી લીધો હતો. 'દેશી'ની મારી ગણનાપાત્ર અને યાદગાર ભૂમિકાઓમાં હું 'સંપતિ માટે'માં ઉલ્લાસની ભૂમિકા, 'સંતાનોના વાંકે'માં રુક્ષ્મી, 'સામેપાર'માં નારદ, 'શ્રી ચરણે'માં વામન, 'વડીલોના વાંકે'માં સુરેન્દ્ર, 'સમય સાથે'માં શીલા, 'વૈભવના મોહ'ની ગંગામા તેમ જ આર્યનૈતિકના 'હંસાકુમારી'માં પ્રવીણની, 'સિરાજુદ્દૌલ્લા'માં વૉટસનની, 'છત્રસાલ'માં ભગાની ભૂમિકા હતી.

આર્યનૈતિક અને દેશી નાટક સમાજની મારી કારકીર્દિના વર્ષો દરમિયાન મને અનેક ખ્યાતનામ કલાકારોનો સંસર્ગ મળ્યો. આજે પણ હું આ કંપનીઓને, અને એના સંચાલકોને, કલાકાર મિત્રોને સૌને નમ્ર ભાવે યાદ કરું છું.

આ સમગ્ર વર્ષો દરમિયાન મને જે ભૂમિકાઓ મળી, એણે મને મારા વિકાસનો માર્ગ કરી આપ્યો, પરન્તુ એક અફસોસ મનમાં હંમેશ માટે રહી ગયો છે, અને તે એ કે નાટકની દુનિયામાં પ્રવેશ કરતા મારી ઉંમરના કલાકારને જ્યારે સખીઓ કે સાહેલીઓ-ની જ ભૂમિકાઓથી શરૂઆત કરવાની મળતી ત્યારે મારી કારકીર્દિને ઘડનારા મારા હિતેચ્છુ માર્ગદર્શકોએ મારી શક્તિને સમજી, પિતાની આરંભથી જ મને જવાબદારી-વાળી ભૂમિકાઓ આપી હતી, એથી એક નટ તરીકે મારે કંઇક શીખવાનું રહી ગયું છે, એમ મને હંમેશ લાગ્યા કર્યું છે.

આજે છેલ્લા ત્રણેક વર્ષથી પેટના વ્યાધીથી મુંબઇમાં 'દેશી'નો તખ્તો છોડી હું રાજકોટ આવ્યો છું. ભાગ્યવશાત્ જેમણે આજથી ૩૦ વર્ષ પહેલાં અને આજ રાજકોટમાં 'ભારત ગૌરવ' નાટકમાં 'છાયા'ની ભૂમિકા દ્વારા તખ્તા પર રજૂ કર્યો હતો તે જ મંડળના એક સંચાલક અને આજે તો મુંબઇ સરકારના એક ઉચ્ચ કક્ષાના અધિકારી શ્રી હરકાન્ત શુક્લ અને સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમીના કલાપારખુ સભ્યોની મારા તરફની લાગણી અને મમતાએ મને 'અકાદમી'માં રોકી લીધો છે.

સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી એ મારે માટે કંઇક અંશે નવું ક્ષેત્ર છે. અહીં મિત્રો અને સહકાર્યકર્તાઓ પણ નવા છે, પરન્તુ કંઇક કરવાની મારી ધગશ અને ખંતને પારખનારા અહીંના નાટ્ય વિભાગના તેમ જ સંગીતવિભાગના સંચાલકોએ મને પ્રેમથી સંભાળી લીધો છે. છતાં કડવું સત્ય કહું તો મારા વતન જેવા આ ક્ષેત્રની કંઇક અંશે સંકુચિત મનોવૃત્તિ, એક કલાકાર તરીકે મને મૂંઝવી રહી છે. બાકી તો હું પણ જૂની રંગભૂમિનો એક અદનો કલાકાર છું. કોલેજની ડીગ્રીઓ વગરનો છું, છતાં ઇશ્વરે જે કાંઇ શક્તિ મારામાં મૂકી છે, એનો 'અહમ્'થી નહિ પણ એ શક્તિને ચોકસાઇથી વિકસાવવામાં માનનારો, આજે જૂની રંગભૂમિના કલેવર બદલનારા અને કંઇક અંશે જૂની રંગભૂમિ પ્રત્યે પૂર્વગ્રહ રાખનારાઓનાં માનસથી હું ઘણે અંશે પરિચિત છું. એટલે ભારે દુઃખ સાથે કહું છું કે, મારું એ દુઃખ અત્રે વ્યક્ત કર્યા સિવાય મારાથી રહેવાતું નથી,—"નવી અને 'જૂની' રંગભૂમિનો મેળ મેળવવાની જો ખચીત જ ભાવના હોય તો સહાનુભૂતિથી જ તેનો મેળ મળશે, નહિ તો જૂની રંગભૂમિ તો પડશે, પણ 'નવી' રંગભૂમિની ગતિમાં ય મઝા નહિ હોય, અને એમ થતાં પ્રજાનો મેળ કે સહકાર પણ એમાં નહિ હોય." ☆

# ગુજરાતી નાટ્ય મંડળ

તા. ૩૧મી માર્ચ ૧૯૫૭ને દિને મંડળે પોતાની પ્રવૃત્તિનાં ચાર વર્ષ પૂરાં કર્યાં છે. એ વર્ષ દરમ્યાન પ્રતિવર્ષ યોજાતા નાટ્યોત્સવ પ્રમાણે ચતુર્થ નાટ્યોત્સવ, ચતુર્થ નાટ્ય લેખન હરીફાઇ, તેમજ સંગીત માર્તંડ પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુરનું "ભારતીય ગીતનાટ્ય" એ વિષય પરનું વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન, સભ્યોને ભારત નાટ્ય સમાજના જાણીતા નાટ્યકાર શ્રી પ્રફુલ્લ દેસાઇ કૃત નાટિકા "આરતીના દીવા", લોકગીતના પ્રખર ગાયકો અને વિધાયકો કવિશ્રી દુલાભાઇકાગ અને ગઢવી મેરુભાનો સન્માન સમારંભ, તથા મુંબઇ સરકાર યોજિત તૃતીય નાટ્ય સ્પર્ધામાં વિજયી નીવડેલ નાટકના લેખક દિગ્દર્શકો અને કલાકારોનો સત્કાર સમારંભ શ્રી મનસુખલાલ અ. માસ્તરના પ્રમુખપદે યોજ્યો હતો.

આ સર્વ પ્રવૃત્તિઓ દરમ્યાન મંડળના સભ્યો, સંસ્થા સભ્યો, અને જનતાએ ઉત્સાહપૂર્વક સાથ આપ્યો હતો. આવા લાગણીભર્યા સહકારથી જ મંડળ પોતાનું ધ્યેય અને પ્રવૃત્તિઓ આગળ વધારવામાં રંગભૂમિને ક્ષેત્રે નોંધપાત્ર ફાળો આપી રહ્યું છે.

ઉપરાંત ગુજરાતી રંગભૂમિના સો વર્ષના ઇતિહાસ સંશોધનનું કાર્ય પણ પૂર ઝડપે આગળ વધી રહ્યું છે. ડૉ. ડી. જી. વ્યાસ અને શ્રી જયંતીલાલ ત્રિવેદીએ આ ભગીરથ કાર્યમાં પોતાના બહુમૂલ્ય સમયમાંથી નિવૃત્તિ કાઢીને રસપૂર્વક તન, મન અને ધનથી જૂના ગ્રંથો, ઓપેરાઓ, ચિત્રો વગેરે સામગ્રી એકત્ર કરી છે. આ માસિકના 'ઇતિહાસની દૃષ્ટિએ'ના વિભાગમાં નાટ્ય-સંસ્થાઓ સંબંધી જે માહિતી પ્રગટ થાય છે તેના ઉપરથી સહજ સમજી શકાશે કે એક નાટ્યસંસ્થાનુ સળંગ કડીબદ્ધ અને એણે ભજવેલાં બધાં જ નાટકો ક્રમવાર મેળવતાં કેટલી મહેનત પડતી હશે. આ માહિતી પ્રમાણભૂત છે એની ખાત્રી આપીએ છીએ.

નાટ્યપ્રવૃત્તિના વિકાસનો માર્ગ વધુ સરળ બનાવવા માટે અને મુંબઇ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કાર્ય કરતી નાટ્ય સંસ્થાઓ, કલાકારો, અને નાટ્ય શોખીન વ્યક્તિઓનો સંપર્ક ગાઢ બનાવવા માટે ગુજરાતી નાટ્ય મંડળ સંભવતઃ મે માસના અંતમાં પ્રથમ ગુજરાતી નાટ્ય સંમેલન બોલાવવાની યોજના ઘડી રહ્યું છે. આ સંમેલન દરમ્યાન રંગભૂમિ સામે પડેલા અનેક પ્રશ્નોની ચર્ચાવિચારણા થશે અને એમાંથી જ આજના યુગને અનુલક્ષી નાટ્યસંસ્થાનું અને નાટ્યપ્રવૃત્તિનું સાચું સ્વરૂપ કેવું હોવું જોઇએ એની રૂપરેખા મળી રહેશે. આશા છે. કે આ મહાન કાર્યમાં જનતાનો પૂરો સહકાર મળશે.

મંડળના જે સાધારણ સભ્યો છે એમને વિનંતિ કે મંડળની સ્થાપનાથી આરંભી અને પછી પણ સભ્યો તરીકે ચાલુ રહે ઉપરાંત જે નવા સભ્યો નોંધાયા છે તેઓ ૧૯૫૭-'૫૮ ના વર્ષ માટે પણ પોતાનું લવાજમ મોકલી અમને પ્રોત્સાહન આપશે.

## અભિનંદન

૧૯૫૫/૫૬ વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલા નાટકો માટે મુંબઇ સરકાર તરફથી નીચેની વ્યક્તિઓને પારિતોષિકો આપ્યાં છે તેમને અભિનંદન.

| | |
|---|---|
| શુભમંગલા: લેખક શ્રી શિવકુમાર જોશી, | પ્રથમ ઇનામ રૂા. ૨૫૦૦). |
| એ નારી: લેખિકા શ્રી ભારતીદેવી સારાભાઇ, | બીજું ઇનામ રૂા. ૧૦૦૦). |
| જ્વલંત અગ્નિ: લેખક શ્રી ગુલાબદાસ બ્રોકર, | ત્રીજું ઇનામ રૂા. ૫૦૦). |

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શકય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



:સંપાદક:
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

# શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની

(ગયા અંકથી ચાલુ)

જૂનાગઢથી કંપની પાછી રાજકોટમાં લક્ષ્મી ભુવન થિયેટરમાં આવી.

અહીં શ્રી મણિશંકર ભટ્ટે, પોતાના નાના ભાઇ શ્રી અંબાશંકર ભટ્ટને તથા પોતાના ચિ. હરિભાઇ ભટ્ટને સંસ્થાના સંચાલન વિભાગમાં દાખલ કર્યા તેમજ નવાં પાત્રોને તૈયાર કર્યાં.

તે સમયનાં જાણીતાં કલાકારો શ્રી અમૃતલાલ ગોવિંદજી ભટ્ટ, પ્રાણશંકર (દુધરેજ), વસનજી (વડાલ), નૂરમહમદ (ઉમતા) અને પથુદાન, શંભુદાન, દેવીદાન અને કર્ણીદાન નામના ચાર ચારણ ભાઇઓને રોકયા. શુકલજીએ હાસ્યરસની ભૂમિકા ભજવવા માંડી.

ચાલુ નાટકો ભજવ્યા બાદ કંપની જામનગર મુકામે ગઈ.

**૨૩. નૂરજહાં: ૧૯૨૨.**

લેખક: શ્રી જયાશંકર વાઘજીભાઇ વ્યાસ,
ગીતો: કવિ કેશવલાલ (જામનગર).
સંગીત: ઉસ્તાદ અલારખા આદમ; શ્રી જયાશંકર વ્યાસ.
દિગ્દર્શક: શ્રી છોટુભાઇ ભટ્ટ; શ્રી જયાશંકર વ્યાસ.

પાત્રો: વસનજી, અમૃતલાલ ભટ્ટ; પ્રાણશંકર, હરિભાઇ ભટ્ટ, ઘેલાભાઇ માળી, નૂરમહમદ (ઉમતા), શંભુદાન, મૂળશંકર રાજગોર, અને હાજી મીર.

**નોંધ**: શ્રી છગન ગઢવી અને શિવલાલ (હાથલ)ને રોકયા.

**૨૪. રાઠોડ દુર્ગાદાસ: ૧૯૨૨.**

લેખક: કવિ જી. એ. વૈરાટી.
સંગીત: ઉસ્તાદ અલારખા આદમ.
દિગ્દર્શક: શ્રી છોટુભાઇ ભટ્ટ; શ્રી શુકલજી.

પાત્રો: અમૃતલાલ ભટ્ટ, પ્રાણશંકર, વસનજી, હરિભાઇ ભટ્ટ, શુકલજી, મૂળશંકર રાજગોર, ઘેલાભાઇ માળી, શંભુદાન, હાજી મીર, છગન ગઢવી અને શિવલાલ (હાથલ).

**નોંધ**: શ્રી દલપતરામ દેરાશ્રી ફરીથી જોડાયા.

શ્રી અંબાશંકર જેશંકર ભટ્ટ



કંપનીના એક કુશળ સંચાલક

**૨૫ સ્વયંવર; ૧૯૨૨.**

લેખક: કવિ જી. એ. વૈરાટી.
સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ.
દિગ્દર્શક: શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો: દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઇ ભટ્ટ, શુકલજી, દયારામ બારોટ, દેવીદાન, શંભુદાન અને નૂરમહમદ (ઉમતા).

**નોંધ**: ટૂંક સમય બાદ કંપની ભાવનગર મુકામે વિજયરંગ થિયેટરમાં ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવાં નાટકો રજૂ કર્યાં

**૨૬ પૌરસ સિકંદર: ૧૯૨૩**

લેખક: કવિ જી. એ. વૈરાટી.
સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ.
દિગ્દર્શક: શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઇ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, દયારામ બારોટ, ઘેલાભાઇ માળી, શિવલાલ (હોથલ), શંભુદાન અને નૂરમહમદ (ઉમતા)

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની પોરબંદર ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવા નાટકો રજૂ કર્યાં.

**૨૭ રામાયણ : ૧૯૨૩.**

લેખક : કવિ જી. એ. વૈરાટી.

સાતેક ગીતો : શ્રી જગજીવન કાલિદાસ પાઠક.

સંગીત : શ્રી છોટુભાઇ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઇ ભટ્ટ, મૂળશંકર રાજગોર, છગન ગઢવી, શુકલજી, દયારામ બારોટ, ઘેલાભાઇ માળી, ભોગીલાલ છોટાલાલ નાયક, શિવલાલ (હોથલ), નૂરમહમદ (ઉમતા) અને શંભુદાન.

**૨૮ આદર્શ અધિકારી : ૧૯૨૪.**

લેખક : શ્રી જગજીવન કાલિદાસ પાઠક.

સંગીત : ઉસ્તાદ અલારખા આદમ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઇ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, દયારામ બારોટ, ઘેલાભાઇ માળી (પુરુષ ભૂમિકામાં), હાજી મીર, શંભુદાન અને મનજી વ્યાસ.

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની રાજકોટ થોડો સમય ગાળી વિરમગામ ગઇ. જાણીતા કલાકાર બગવાનજીને રોક્યા.

**૨૯. પુનરૂદ્ધાર : ૧૯૨૪.**

લેખક : શ્રી રમણિકલાલ રતિલાલ મહેતા (શ્રી રંજન)

સંગીત : શ્રી છોટુભાઇ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ (પાછળથી છોટુભાઇ) પ્રાણશંકર, વસનજી, ભગવાનજી, અંબાશંકર ભટ્ટ, હરિભાઇ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, ઘેલાભાઇ માળી, નૂરમહમદ (ઉમતા), શંભુદાન અને ભોગીલાલ છોટાલાલ નાયક.

**નોંધ :** કંપની અમદાવાદ મુકામે ઘી કાંટા, માસ્તર થિયેટરમાં ગઇ.

**૩૦ સતી શોભના : ૧૯૨૫**

લેખક : શ્રી પરમાનંદ મણિશંકર ત્રાપજકર.

હાસ્ય : શ્રી રમણિકલાલ રતિલાલ મહેતા (શ્રી રંજન).

સંગીત : શ્રી છોટુભાઇ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ, દેરાશ્રી.

પાત્રો : દલપતરામ પ્રાણશંકર, વસનજી, ભગવાનજી, મૂળશંકર રાજગોર, શુકલજી, શિવલાલ (હોથલ) શંભુદાન અને મનજી વ્યાસ.

**નોંધ :** આ નાટક પાછળથી હઠીલો જયમલ નામે રાજકોટ મુકામે ભજવાયું હતું.

ટૂંક સમય બાદ કંપની રાજકોટ મુકામે લક્ષ્મીભુવન થિયેટરમાં ગઇ.



'રામાયણ' નાટકનું એક દૃશ્ય

કૈકેયી (ચિનીભાઇ) — કૌશલ્યા (ઘેલાભાઇ માળી) — દશરથ (દલપતરામ) — રામ (વસનજી) — સીતા (શિવલાલ હોથલ) — લક્ષ્મણ (હરિભાઇ ભટ્ટ)

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઈ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, દયારામ બાવો, ઘેલાભાઈ માળી, શિવલાલ (હોથલ), શંભુદાન અને નૂરમહમદ (ઉમતા)

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની પોરબંદર ગઈ. ચાલુ નાટકો ઉપરાંત નવા નાટકો રજૂ કર્યાં.

**૨૭ રામાયણ : ૧૯૨૩.**

લેખક : કવિ જી. એ. વૈરાટી.

સાતેક ગીતો : શ્રી જગજીવન કાલિદાસ પાઠક.

સંગીત : શ્રી છોટુભાઈ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઈ ભટ્ટ, મૂળશંકર રાજગોર, છગન ગઢવી, શુકલજી, દયારામ બાવો, ઘેલાભાઈ માળી, ભોગીલાલ છોટાલાલ નાયક, શિવલાલ (હોથલ), નૂરમહમદ (ઉમતા) અને શંભુદાન.

**૨૮ આદર્શ અધિકારી : ૧૯૨૪.**

લેખક : શ્રી જગજીવન કાલિદાસ પાઠક.

સંગીત : ઉસ્તાદ અલારખા આદમ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ, પ્રાણશંકર, વસનજી, હરિભાઈ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, દયારામ બાવો, ઘેલાભાઈ માળી (પુરુષ ભૂમિકામાં), હાજી મીર, શંભુદાન અને મનજી વ્યાસ.

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની રાજકોટ થોડો સમય ની વિશ્રામ ગઈ. જાણીતા કલાકાર ભગવાનજીને રોક્યા.

**૨૯. પુનરુદ્ધાર : ૧૯૨૪.**

લેખક : શ્રી રમણિકલાલ રતિલાલ મહેતા (શ્રી રંજન)

સંગીત : શ્રી છોટુભાઈ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ દેરાશ્રી.

પાત્રો : દલપતરામ (પાછળથી છોટુભાઈ) પ્રાણશંકર, વસનજી, ભગવાનજી, અંબાશંકર ભટ્ટ, હરિભાઈ ભટ્ટ, મૂળશંકર રાજગોર, શુકલજી, ઘેલાભાઈ માળી, નૂરમહમદ (ઉમતા), શંભુદાન અને ભોગીલાલ છોટાલાલ નાયક.

**નોંધ :** કંપની અમદાવાદ મુકામે ઘી કાંટા, માસ્તર થિયેટરમાં ગઈ.

**૩૦ સતી શોભના : ૧૯૨૫**

લેખક : શ્રી પરમાનંદ મણિશંકર ત્રાપજકર.

હાસ્ય : શ્રી રમણિકલાલ રતિલાલ મહેતા (શ્રી રંજન).

સંગીત : શ્રી છોટુભાઈ ભટ્ટ.

દિગ્દર્શક : શ્રી દલપતરામ, દેરાશ્રી.

પાત્રો : દલપતરામ પ્રાણશંકર, વસનજી, ભગવાનજી, મૂળશંકર રાજગોર, શુકલજી, શિવલાલ (હોથલ) શંભુદાન અને મનજી વ્યાસ.

**નોંધ :** આ નાટક પાછળથી હઠીલો જયમલ નામે રાજકોટ મુકામે ભજવાયું હતું.

ટૂંક સમય બાદ કંપની રાજકોટ મુકામે લક્ષ્મીભુવન થિયેટરમાં ગઈ.



'રામાયણ' નાટકનું એક દૃશ્ય

કૈકેયી ([illegible]) — કૌશલ્યા (ઘેલાભાઈ માળી) — દશરથ (દલપતરામ) — રામ (વસનજી) — સીતા ([illegible]) — લક્ષ્મણ (હરિભાઈ ભટ્ટ)

# પ્રાસંગિક નોંધ

**શ્રી દેશી નાટક સમાજ:** માર્ચ માસ દરમ્યાન કવિ શ્રી પ્રભુલાલ દ્વિવેદી રચિત "શ્રવણકુમાર" ના દર શનિ રવિ વધુ પ્રયોગો ચાલુ રહ્યા હતા. તે ઉપરાંત "સામે પાર", "સંપત્તિ માટે", 'ભાવના બી. એ.', 'વડિલોનાં વાંકે', 'સોહરી સિંહ' 'ગંગા કિનારે' નાટકોના પ્રયોગો પણ રજૂ થયા હતા.

વળી માર્ચ માસની જ ૨૧ મી તારીખે સંસ્થાના જૂના કલાકાર મા. વસંતની લાભરાત્રિ માટે 'સામે પાર' નાટક પણ રજૂ થયું હતું. કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદીની વધુ બે કૃતિઓ 'વડિલોનાં વાંકે' અને 'સંપત્તિ માટે' ને સરકારે કરમુક્ત કરી છે.

**ઇન્ડિયન નેશનલ થિયેટર**–'કદમ મિલા કે ચલો' "બહેરામે શું કીધું?" તથા 'એપરી બહાર' પડી' ના વધુ પ્રયોગો થયા હતા.

તે ઉપરાંત સંસ્થાનું નવું પ્રયોગશીલ નાટક 'બારેલો અગ્નિ' ના પણ બે પ્રયોગો, ૨૧ મી તારીખે રંગભવનમાં અને ૩૦ મી તારીખે ભારતીય વિદ્યાભવનમાં થયા હતા. તા. ૮ મી એપ્રીલે ત્યાંજ "બારેલો અગ્નિ"નો ચોથો પ્રયોગ રજૂ થશે. સંસ્થા તરફથી, 'બારેલો અગ્નિ'નું સંકલન અને રજૂઆતની દૃષ્ટિએ એક સિમાચિહ્ન" એ વિષય પર નિબંધસ્પર્ધા પણ યોજવામાં આવી હતી અને તેમાં રૂા. ૫૦, રૂા ૩૦ અને રૂા. ૨૦ ના ત્રણ પારીતોષિકો જાહેર કર્યાં હતાં.

**ભારતીય કલા કેન્દ્ર:** માર્ચ માસ દરમ્યાન સંસ્થાએ પોતાનું નાટક 'નાસીગોસો'ના વધુ પ્રયોગો જારી રાખ્યા હતા. તે ઉપરાંત ૨૧ માર્ચે 'પેસ્તનજીના પરાક્રમો' નામનું એક નાટક પણ રજૂ કર્યું હતું.

સંસ્થાનું સંગીત નાટક 'નૂરજહાં' ૨૪ મી માર્ચે સાંજે રજૂઆત પામ્યું હતું. આ સંગીત નાટકમાં આશા પારેખ, વિજય ભટ્ટ, ચાંપશીભાઇ નાગડા વિગેરે ભાગ લઇ રહ્યાં છે. આમાં ગીત સંગીત શ્રી અવિનાશ વ્યાસનાં છે, અને નૃત્ય દિગ્દર્શન શ્રી યોગેન્દ્ર દેસાઇનું છે.

આ જ સંસ્થા તરફથી ૨૮મી માર્ચે સરકારના ખાસ નિમંત્રણથી શ્રી પ્રાગજી જ. ડોસાએ લખેલું નાટક "સદ્‌કારના દીવા" રજૂ થયું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી કાંતિ મડિયાએ સંભાળ્યું છે.

**રંગભૂમિ:** સંસ્થા તરફથી માર્ચ માસની ૩૧ મી તારીખે દાદર મહિલા કેન્દ્ર માટે દાદરમાં 'અલ્લાબેલી' નાટક રજૂ કરવામાં આવ્યું હતું.

વળી, તા. ૬ ઠી એપ્રિલે 'મારાં નાટકો'ની વ્યાખ્યાનમાળામાં શ્રી પ્રાગજી જ. ડોસા પોતાનાં નાટકો વિશે વક્તવ્ય રજૂ કરશે.

**કલા વિજય:** સંસ્થા તરફથી શ્રી. પ્રાગજી જ. ડોસા કૃત લોકપ્રિય નાટક "ઘરનો દીવો" એપ્રિલની આખરમાં રજૂ થશે. આ નાટકનું દિગ્દર્શન કૃષ્ણકાંત દેસાઇ સંભાળી રહ્યા છે.

## વડોદરા

**ભારતીય કલાકેન્દ્ર:** તરફથી માર્ચ માસની ૧૨ મી અને ૧૩ મી તારીખે 'ગાંધીનગર ગૃહ'માં શ્રી દુર્ગેશ શુક્લ રચિત ત્રિઅંકી પ્રહસન 'સુંદરવન' રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનુ દિગ્દર્શન શ્રી હરીશ પટેલે સંભાળ્યું હતું. નટુ પટેલ, ચાંદ પટેલ, હરીશ પટેલ, રમેશ, વિણા દેસાઇ, સૂર્યબાળા પટેલ, મીરાં શાહ વગેરે પાત્રો એ અભિનય કર્યો હતો.

**થિયેટર યુનિટ:** તરફથી શ્રી પ્રતાપ દેસાઇ રૂપાંતરીત 'મખ્ખીચૂસ' નાટક રજૂ કરવામાં આવ્યું હતું. આ નાટકનું દિગ્દર્શન શ્રી ગુલામનબી શેખે સંભાળ્યું હતું. માલિની વખારીકર, રામજીભાઇ પરમાર, પ્રેમશંકર ભટ્ટ, ઉષા ફ્રાન્સીસ વગેરે પાત્રો હતા.

## અમરેલી

જિલ્લાની માધ્યમિક શાળાઓની નાટ્ય હરીફાઇ તા. ૭–૨–૫૭ના રોજ યોજાઇ તેમાં અમરેલીની 'ફોરવર્ડ' હાઇસ્કૂલ ૧૯૫૭ના વર્ષ માટે શિલ્ડ જીતી ગઇ હતી.

## કલકત્તા

અહીંના ગુજરાતી સાહિત્ય મંડળ તરફથી શ્રી. પ્રાગજી જ. ડોસા કૃત "છોરુ કછોરુ" કલકત્તામાં યોજાયેલ નાટ્યોત્સવમાં ભજવવાનું નક્કી થયું છે. આ નાટકનું દિગ્દર્શન શ્રી શિવકુમાર જોષી કરી રહ્યા છે.

**ઓલ ઇન્ડિયા રેડિયો:** ગત વર્ષે ઓલ ઇન્ડિયા રેડિયો તરફથી કોલેજોના વિદ્યાર્થીઓ માટે રેડિયો–નાટ્ય–લેખન–સ્પર્ધા યોજવામાં આવી હતી, જેનું પરિણામ માર્ચ માસમાં જાહેર થયું છે. પ્રથમ ઇનામ શ્રી તારક મહેતાની કૃતિ "બંસીબોલનો કવિ"ને મળ્યું છે. બીજુ ઇનામ "દીપમંગલ" કૃતિ માટે શ્રી ગિરિશ ગણાત્રાને અને ત્રીજું ઇનામ શ્રી પ્રતાપ સાંગાણીની કૃતિ "અધુરું ચિત્ર"ને મળ્યું છે. એ ત્રણેની રજૂઆત માર્ચ માસની જ ૩૦મી તારીખે ઓલ ઇન્ડિયા રેડિયો પરથી જ આમંત્રિત મહેમાનો સમક્ષ કરવામાં આવી હતી.

**કલાકારની ઓળખાણ:** ત્રીજા કવરપેજ ઉપર શ્રી અમૃતજાની સાથે જે પુરુષવેશમાં કલાકાર છે તે શ્રી અમૃતજાની પોતે જ છે.




[આ માસિકના ફેબ્રુઆરી અંકમાં 'નિર્ણાયકની દૃષ્ટિએ' એ શીર્ષક હેઠળ મુંબઇ રાજ્ય યોજિત ત્રીજા નાટ્યોત્સવના એક નિર્ણાયક શ્રી હરકાન્ત શુકલે અમારા પ્રશ્નોના ઉત્તરો આપ્યા હતા તે ઉત્તરોએ જુદા જુદા વર્તુળોમાં ચોક્કસ પ્રત્યાઘાતો ઉપજાવ્યા છે. આપણા બે જાણીતા લેખકો શ્રી પીતાંબર પટેલ અને શ્રી નીરુ દેસાઇએ આ અંગે મોકલેલાં ચર્ચાપત્રો અત્રે પ્રગટ કરીએ છીએ.]

(૧)

તંત્રીશ્રી,
'ગુજરાતી નાટ્ય'

'ગુજરાતી નાટ્ય'ના ફેબ્રુઆરી 'પાછના અંકમાં 'નિર્ણાયકની દૃષ્ટિએ' શિર્ષક નીચે શ્રી હરકાન્ત બી. શુકલના જે વિચારો પ્રસિદ્ધ કર્યા છે તે વિવાદાસ્પદ છે, એટલું જ નહી પણ હકીકતની દૃષ્ટિએ પણ દોષિત હોઇ 'વિકસતી રંગભૂમિ'ને વિઘાતક નિવડે એવો ભય રહે છે. એટલે એ બાબતમાં મારું આ લખાણ પ્રસિદ્ધ કરી આભારી કરશો.

(૧) વિદ્યાલયો માટે જુદી નાટ્યસ્પર્ધા હોવી જોઇએ કે કેમ?

આ બાબતમાં અંગત મંતવ્યો ધરાવવાનો સૌ કોઇને હક્ક છે. પણ એથી વાસ્તવિકતા પર ઢાંકપિછોડો ન થઇ શકે.

સરકારી નાટ્યસ્પર્ધાઓમાં જો રંગભૂમિની મંડળીઓ અને કૉલેજોને સાથે રાખવામાં આવે અને બધાને એક જ ગજથી માપવામાં આવે તો...તો કૉલેજો કદીયે ઇનામ પ્રાપ્ત કરી શકે જ નહિ. કારણ કે તે મંડળીઓ તો વારંવાર નાટકો ભજવતી રહે છે. તેના અદાકારો રંગમંચ પર વારંવાર આવતા હોઇ વિશેષ કસાયેલા અને કેળવાયેલા હોય છે. એવી 'ટીમ' કૉલેજો ભાગ્યે જ ઊભી કરી શકે. તેમને માટે વારંવાર નાટકો ભજવવા એ શક્ય પણ નથી. તેમ કૉલેજમાં વિદ્યાર્થીઓ બદલાતા રહે એટલે કાયમી 'ટીમ' થઇ પણ ન શકે. ઉપરાંત નાટકની પૂર્વ તૈયારીમાં તેમ સાધન સામગ્રીમાં પણ કૉલેજો સવલતની દ્રષ્ટિએ પણ મંડળીઓનો ભાગ્યે જ મુકાબલો કરી શકે. એટલે કૉલેજનાં ભાઇ બહેનોમાં નાટક ભજવવાનો ઉત્સાહ હોય, તેમનામાં એવી શકિતઓ અને આવડત હોય તો પણ સ્પર્ધામાં તો તેઓ પાછળ જ રહે.

આ વખતની સ્પર્ધાની જ વાત કરોને! 'પત્તોની જોડ' અમદાવાદના રંગમંડળે રજૂ કર્યું. તેમ એ નાટક સ્પર્ધામાં રજૂ થયું તે પહેલાં પાંત્રીસ વાર તો ભજવાઇ ગયું હતું. તેની પછી મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓએ રજૂ કરેલું 'પત્તોની જોડ' જુઓ! તેને આટલા વધુ ખેલ રજૂ કરવાનો, તખ્તાના અનુભવનો લાભ ભાગ્યે જ મળ્યો છે. એ નાટક કૉલેજનું છે એવી સહાનુભૂતિ જો નિર્ણાયકોના મનમાં વસે તો જ તે ક્યારેક વિજેતા તરીકે ત્રાજુંયે ઇનામ પ્રાપ્ત કરે. પણ નિર્ણય વખતે કલાનો ગજ ટૂંકાવવો એ વ્યાજબી છે? આ ચાલુ પદ્ધતિમાં તો કૉલેજો ભાગ્યે જ નવી રંગભૂમિની મંડળીઓને આંબી શકે. એ ભયથી પણ કૉલેજો સ્પર્ધામાં ભાગ લેતી નથી.

સરકારની દૃષ્ટિ શુભ છે. તે આવી સ્પર્ધાઓ અને નાટ્યમહોત્સવો યોજી નાટ્યપ્રવૃત્તિને વેગ આપવા માંગે છે. લોકોને નાટ્યાભિમુખ કરવા ઇચ્છે છે; તેમ કલાકારોને પ્રોત્સાહિત કરવા માગે છે. એથી તો આ પ્રવૃત્તિ કૉલેજો સુધી વિસ્તરે તે માટે ચાલુ વર્ષથી મંડળીઓ સાથે કૉલેજો ભાગ લઇ શકે એવી જોગવાઇ કરી છે. પણ ચાલુ ધોરણે તો સરકારની એ નેમ ભાગ્યે જ બર આવે. એટલે જો કૉલેજના વિદ્યાર્થીઓને નાટ્યપ્રવૃત્તિમાં સક્રિય રસ લેતા કરવા હોય તો કૉલેજોની સ્પર્ધા જુદી જ રાખવી એ બધી રીતે હિતાવહ છે. તો વધુ કૉલેજો સ્પર્ધામાં ભાગ લેશે. પરિણામે રંગભૂમિને નવા અદાકારો, દિગ્દર્શકો અને કસબીઓ મળી રહેશે. તખ્તાને નવું લોહી મળશે...ને તો જ સરકારનો હેતુ પણ સરશે.

## (૨) નાટકો અને સંગીત

શ્રી હરકાન્તભાઇએ નાટકમાં સંગીતની આવશ્યકતા પર જે ભાર મૂક્યો છે તે પ્રશ્ન ચિંત્ય કોટિનો બની રહે છે. નાટકમાં પાર્શ્વ સંગીત તો જોઇએ જ. ભાવને સબળ બનાવવા માટે તેમ લાગણીની તિવ્રતા વધારવા માટે પાર્શ્વ સંગીત અનિવાર્ય છે જ અને નવી રંગભૂમિએ સંગીતની એ સબળતા ફિલ્મચિત્રની પેઠે સ્વીકારી જ છે. પણ ગીત માટે એવો આગ્રહ ન કરી શકાય.

આજનું ગુજરાતી નાટક એ જૂની પરંપરાનું નાટક નથી, પણ વિદેશી નાટ્ય સાહિત્યની અસર તળે પાંગરતું નાટક છે. કેટલાંક નાટકોનાં કથાવસ્તુ જ એવાં હોય છે કે તેમાં ગીતને અવકાશ જ ન રહે. તેમ ગીતની અપેક્ષા પણ ન જાગે. નવી રંગભૂમિએ એવાં નાટકો રજૂ કર્યાં પણ છે–કરે પણ છે. ઊલટું ગીતસંગીતની સભાનતામાં કે તેના

નાટ્ય મંડળીઓ નાટકો ભજવે, વધુ સારાં મૌલિક નાટકો લોકોને જોવા મળે તેમ નવો પ્રેક્ષકવર્ગ પણ ઊભો થાય. વધુ લોકો એનો લાભ લઇ શકે તે માટે તો સરકાર સસ્તા દરે આ નાટકો દેખાડે છે. એ હેતુ આખરી સ્પર્ધા એકલા મુંબઇમાં યોજાય તો ન સરે. તેમાં બીજી પણ ઘણી મુશ્કેલીઓ છે.

(૧) અમદાવાદ, વડોદરા, સુરત અને હવે તો રાજકોટથી સ્પર્ધામાં ભાગ લેનારી મંડળીને મુંબઇમાં આવી, નાટક રજૂ કરવુ ખર્ચની દૃષ્ટિએ પોસાતું નથી. જેને ઇનામ નથી મળતું તેને તો ખર્ચો ઘરનો લોડવો પડે છે.

(૨) બીજું, ન્યાય ખાતર પણ આવી સ્પર્ધા ગુજરાતનાં ભિન્ન ભિન્ન કેન્દ્રોમાં યોજાવી જોઇએ. તો જ તે સ્થળના લોકોને સારાં નાટકો સસ્તા દરે જોવા મળે. આજે જે લાભ ત્રણ વર્ષથી મુંબઇને મળે છે તે લાભ બીજા શહેરોને મળતો નથી. અમદાવાદ, સુરત કે વડોદરા કદી મુંબઇનાં કે બીજાં નાટકો જોઇ શકતાં નથી. જો લોકોને પણ નાટ્યાભિમુખ કરવા હોય તો આવો મહોત્સવ ફરતો રખાવો જોઇએ. તો પ્રેક્ષકોને તેમ હરીફોને પણ ન્યાય મળે. ચાલુ પરિસ્થિતિમાં તો મુંબઇની નાટ્ય સંસ્થાઓને જે લાભ મળે છે તે બહારનાઓને તો હરગીઝ ન મળે...કદી ન મળે.

(૩) શ્રી હરકાન્તભાઇએ મુંબઇના પ્રેક્ષકોની તારીફ કરવામાં અમદાવાદને ભારે અન્યાય કર્યો છે. આ લખનારે મુંબઇના તેમ અમદાવાદના બંને નગરોના પ્રેક્ષકોનુ માનસ જોયું છે, તેમની રુચિનું પણ અવલોકન કર્યું છે. એ હકીકત શ્રી હરકાન્તભાઇએ જણાવી એથી ઉલટી છે.

અમદાવાદ ગંભીર નાટકોને વધુ ઉલટથી જુએ છે. છેલ્લાં ત્રણ વર્ષમાં મુંબઇએ રજૂ કરેલાં નાટકોની યાદી જુઓ અને અમદાવાદે ભજવેલાં નાટકોની યાદી જૂઓ. તો આ બાબત યથાર્થ રીતે સમજાશે. હજુ પણ ભારતીય વિદ્યાભવનમાં પ્રહસનો જ ભજવાય છે અને રંગીલો રાજા ભજવીને તો ઇન્ડિયન નેશનલ થિયેટરે એવી પરિસ્થિતિ ઊભી કરી છે કે એ મંડળી ગંભીર નાટક નો ભાગ્યે જ ભજવી શકે. અમદાવાદના પ્રેક્ષકોએ જો ગંભીર અને શિષ્ટ નાટ્યકૃતિઓને દાદ ન આપી હોત તો ઢીંગલી ઘર, મેનાં ગુર્જરી. વિજયા, મળેલા જીવ, બિંદુનો ફીફો જેવાં નાટકોને ભાગ્યે જ સફળતા મળી હોત. અમદાવાદ એકલું 'પનાંની જોડ'માં રાચે છે તેમ કહેવું બીજી સાચી હકીકતને દબાવી દેવા જેવું છે.

તો...તો મુંબઇ માટે પણ એમ જ કહેવાય કે તે એકલી 'રંગીલા રાજા'માં રાચે છે કારણ કે તેના સો જેટલા 'શો' થયા છે.

(૪) 'અમદાવાદમાં આખરી સ્પર્ધા કરવાથી સરકારને આર્થિક રીતે અનેકગણું સહન કરવું પડે.' શ્રી. હરકાન્તભાઇનું આ વિધાન તો સરકારની નેમને પણ પડકારે લેવું છે.

એક તો સરકાર આર્થિક રીતે નફો કરવા આ સ્પર્ધા યોજતી નથી. સરકારે તો લોકોમાં નાટકની સુરુચિ જગાડવામાં સહાયક બનવાનું છે. જો મુંબઇના લોકો 'સુસંસ્કૃત' બન્યા હોય તો સરકારે બીજાં શહેરોના લોકોને એ દિશામાં વાળવા જોઇએ. એ માટે પણ મુંબઇ પડતું મૂકી બીજે સ્પર્ધા યોજવી જોઇએ.

અને અમદાવાદમાં ખોટ જશે એવો ભય સેવવો એ અસ્થાને છે. રૂપિયા, આઠ આનાના દરે સરકાર. જો નાટકો દેખાડે તો ગમે તે નાટ્યગૃહ નાનુ પડે. એકલા અમદાવાદમાં જ નહિ, સુરત અને વડોદરામાં પણ લોકોમાં નાટકનો રંગ લાગ્યો છે. એટલે એ ભય સેવવાની જરૂર નથી.

તેમ સરકારે તો કદીયે નફાનુકસાનની દૃષ્ટિએ. આ મહોત્સવનો વિચાર કર્યો જ નથી.

મને એમ લાગે છે કે જો સરકાર ગુજરાતી રંગભૂમિને સાચી રીતે પ્રોત્સાહિત કરવા માગતી હોય તો વહેલી તકે એવી સ્પર્ધાઓ ગુજરાતમાં યોજે. નહિ તો બહારની મંડળીઓ ભાગ્યે જ ભાગ લેવા પ્રેરાશે. તેમ એ માર્ગે જશે તોજ તેની નેમ પણ સરશે. સરકાર તેની ભૂલ જેટલી વહેલી સુધારશે તેટલું આ શુભ પ્રવૃત્તિનું હિત થશે. મુંબઇ બહાર પણ નાટ્ય પ્રવૃત્તિ પાંગરે, વિકસે તે માટે પણ મુંબઇ બહાર નીકળવાની અનિવાર્ય આવશ્યકતા છે.

અમદાવાદ                                                  પીતામ્બર પટેલ

તા. ૨૦-૨-૫૭

(૨)

તંત્રીશ્રી,

'ગુજરાતી નાટ્ય'

ગુજરાતી નાટ્યના ફેબ્રુઆરી અંકમાં 'નિર્ણાયકની દૃષ્ટિએ' લેખમાં શ્રી હરકાન્ત શુક્લે જે મત ઉચ્ચાર્યો છે, તેમાં અમદાવાદની રંગભૂમિ અને તેના પ્રેક્ષકોની રસવૃત્તિ વિશે જે મત ઉચ્ચાર્યો છે તે હકીકતોથી સાવ ઉલટો છે. અમદાવાદની રંગભૂમિ વિશે તેમનું જ્ઞાન કેટલું છે અને અહીંયાં થતાં નાટકોમાંથી કેટલાં તેમણે જોયાં છે તે હું જાણતો નથી પરંતુ તેમણે અધુરી, ખોટી માહિતી



આ છબીમાં સ્ત્રી ભૂમિકામાં શ્રી અમૃત જાની છે. એમની સાથેના પુરુષવેષના કલાકાર કોણ છે એ જરા વિચારશો. ન ઓળખાય તો જુઓ પાનું ૪૦



કટાક્ષ ચિત્ર

૧ ૫૦ નયા પૈસા

મે ૧૯૫૭

વર્ષ ૪થું : અંક ૧૦



શ્રી જયશંકર "સુંદરી" રાષ્ટ્રપતિને વરદ હસ્તે પારિતોષિક સ્વીકારે છે



## શ્રી પ્રાણલાલભાઈની ચિંતન-માલા

અસલ રાજ્યાશ્રયથી પોષાતી નાટ્યકલા અને પ્રવૃત્તિ આ લોકશાસનના યુગમાં જનતાનો આશ્રય માગે છે, અને તે અવલંબન વિના, અને પોષણ વિના નિસ્તેજ, ક્ષીણ કે મૃતપ્રાય ન બને એ જોવાનું કર્તવ્ય હવે મહાગુજરાતની સાહિત્ય પ્રેમી પ્રજાનું બન્યું છે. આ શ્રેયસ્કર છતાં દુષ્ય પ્રવૃત્તિની સફળતાનો મુખ્ય આધાર, આજે સાધનવંતી થોડીક વ્યક્તિઓ ઉપર નહિ, પરંતુ જનતાની પ્રત્યેક વ્યક્તિની યથાશક્તિ સહાય, સહાનુભૂતિ અને સક્રિય સાથ ઉપર રહે છે.

# ઉઘડતે પડદે

## કલાને રાજ્યાશ્રય

રાષ્ટ્રની મધ્યસ્થ ધારાસભામાં કલાવિકાસ માટે એક ખાસ પ્રધાનની નિમણુંક થશે એવા સમાચારો જાણવા મળ્યા અને ઉપરોક્ત ચિંતનમાલામાં સ્વ. શ્રી પ્રાણલાલભાઈએ ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ પ્રસંગે ઉચ્ચારેલા શબ્દો યાદ આવ્યા "અસલ રાજ્યાશ્રયથી પોષાતી આ નાટ્યકલા..." શ્રી. પ્રાણલાલભાઈના દૂરદેશીપણાથી વિચારાયેલી આ હકીકત જો આજે સાચી ઠરે તો કલાનો ઉત્કર્ષ વેગવાન બને એમાં કોઈ શક નથી. રાષ્ટ્રની પંચવર્ષીય યોજના એક પુરી થઈ અને બીજી ઝડપભેર, ગંજાવર દોલતના ખર્ચે પ્રગતિશીલ થઈ છે, 'નયા પૈસા'નું ચલણ અમલી બન્યું છે. રાષ્ટ્રના સ્વાતંત્ર્ય યુગનો પ્રારંભ દર્શાવતું નવું સંવત્સર શરૂ થયું છે, સર્વત્ર નવીનતાનું વાતાવરણ સર્જાય છે અને મુંબઈ રાજ્યના તંત્રનો દોર નવા પ્રધાનમંડળના હાથમાં આવ્યો છે; એ બિનાને લક્ષમાં લેતાં, તાજેતરમાં જ નટવર્ય શ્રી જયશંકર 'સુંદરી'ને સન્માનવાનો સમારંભ, ગુજરાતી નાટ્ય મંડળ તથા અન્ય સંસ્થાનાઓના સંયુક્ત ઉપક્રમે યોજાયો ત્યારે મંડળના ઉપપ્રમુખ શ્રી મોહનલાલ મહેતા 'સોપાને', અધ્યક્ષસ્થાને બિરાજેલા માનનીય શ્રી હિતેન્દ્ર દેસાઈને વિનંતિ કરતાં કહ્યું હતું કે "કલા એ રાષ્ટ્રની સાંસ્કૃતિક પ્રવૃત્તિ છે, લોકજીવનનું પ્રતિબિંબ છે અને એના ઉત્કર્ષ માટે યોગ્ય પગલાં લેવાય એવી આશા અને અપેક્ષા રાખીએ છિએ."

ઉપરના શબ્દો જ રાજ્યાશ્રયે હંમેશ રહેતી કલાના સૂચક છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી સરકારે વિવિધ કલાઓના ક્ષેત્રમાં રસ પણ લેવા માંડયો છે. નાટ્યકલા સંબંધે મનોરંજનવેરામાં અવેતન અને સવેતનના ભેદો રાખ્યા છે એ કાઢી નાખવા જોઈએ. જે થોડી ઘણી વ્યવસાયી મંડળીઓ કાર્ય કરી રહી છે તેઓ પોતાના અંગત સ્વાર્થ કરતાં રંગભૂમિને અને એ દ્વારા મળતી કલાકારોની રોજીને ટકાવી રાખવા મથી રહી છે.

'મેળા રૂલ્સ' અને લાઇસન્સ પદ્ધતિ પણ અનેક સુધારાઓ માગી લે છે. નાટ્યલેખની સેન્સરશિપથી માંડીને રજૂઆતના પરવાનાઓ મેળવવા સંબંધમાં જે તકલીફો પડે છે એ માટે બહારગામ અને ખાસ કરીને ખેડા જિલ્લામાં કાર્ય કરતી અનેક મંડળીઓના અમને પત્રો મળ્યા

(અનુસંધાન ૮મે પાને)

# સન્માન સમારંભ

રસિક ગણાવો જોઈએ, કારણ કે એ દિવસે ગુજરાતી રંગભૂમિના પ્રખર કલાકાર શ્રી જયશંકર "સુંદરી"નું દિલ્હીના દરબારમાં રાષ્ટ્રપતિને હસ્તે સન્માન થયું હતું." આ પ્રમાણે જાણીતા કલાવિવેચક ડૉ. ડી. જી. વ્યાસે આ પ્રસંગે પોતાનું વક્તવ્ય રજૂ કરતાં કહ્યું હતું. વધુમાં તેમણે જણાવ્યું હતું કે, "કલાકારોના સન્માન તો બધા દેશોમાં થાય છે, પણ ભારતમાં તો આઝાદી મળ્યા પછી તરત જ આ જાતના સન્માનો શરૂ થયાં છે એ આનંદની વાત છે. ૩ વર્ષથી નાટક માટેના જે પારિતોષિકો અપાય છે તેમાં મોટા ભાગના પારિતોષિકો મુંબઈમાં આવ્યા છે.

શ્રી જયશંકરભાઈનો પરિચય ગુજરાતને આપવાનો હોય નહિ. તેઓ પ્રથમ કલકત્તામાં હતા ત્યાંથી ૧૯૦૧માં મુંબઈ આવ્યા તે સમયે મુંબઈમાં વિવિધ નાટક કંપનીઓ કામ કરતી હતી. વાડીલાલ, બાપુલાલ, દયાશંકર વગેરે મહાન અભિનેતાઓ તે વખતે રંગભૂમિ પર હતા. શ્રી જયશંકરભાઈ "સૌભાગ્ય સુંદરી"માં કામ કર્યા પછી "સુંદરી" તરીકે ઓળખાયા.

શ્રી જયશંકરભાઈએ આજ સુધી એમનાં જીવન દરમિયાન અનેક પ્રકારની નાયિકાઓની ભૂમિકા બજાવી છે. તેઓ સ્ત્રી ભૂમિકાના આદર્શ ગણાતા. હજી પણ તેઓ શોભા ને સૌંદર્યની મૂર્તિ છે. તેમનું આ સન્માન આપણી આઝાદીના ફળરૂપે જ થાય છે.

હું શ્રી જયશંકરભાઈ પાસેથી હવે એક જ આશા રાખું છું ને તે નાટ્યદર્શનની. બાકી એમની શક્તિ વધે, એમને દીર્ઘાયુ પ્રાપ્ત થાય એ જ ઇચ્છીએ. જય ગુજરાત."

### શ્રી જ્યોતીન્દ્ર દવે

મંડળના ઉપપ્રમુખ શ્રી જ્યોતીન્દ્ર દવેએ આ પ્રસંગે કહ્યું હતું કે, "શ્રી જયશંકરભાઈ વિશે ઝાઝું બોલવાનું હોય નહિ. આપણે તો એમને ઓળખીએ જ છીએ. પણ હવે તો સરકારે પણ એમને ઓળખ્યા છે. આશ્ચર્ય તો એ છે કે "સુંદરી"નું સન્માન ઘડપણમાં થાય છે. એમનું સૌંદર્ય યુવાન વયે તો



હતું જ, પણ હવે ઘડપણમાં તો તેમના સૌંદર્યનું આકર્ષણ વધ્યું છે એમ લાગે છે. એમનાં સૌંદર્યે જે મોહિની લગાડી હતી તે હવે તો ઠેઠ દિલ્હી સુધી પહોંચી ગઈ છે અને એનું સૌંદર્ય દેહનું નથી, કલાનું છે. આ સન્માન થાય છે તે તેમની કલાનું છે. કલા હમેશ અમરત્વ પ્રાપ્ત કરે જ છે. વળી શ્રી જયશંકરભાઈને નિમિત્ત બનાવી આપણે ભારત સરકારને પણ અભિનંદન આપવાં જોઈએ. તેઓએ વર્ષો સુધી જૂની રંગભૂમિનું કાર્ય કર્યું છે; અને હવે નવીનોના વિકાસ માટે પણ કટિબદ્ધ થાય. જયશંકરભાઈનો નાટકનો પ્રેમ, નિર્દેશક તરીકે વધે, એ જ આપણને જોઈએ. આ સુંદર દિગ્દર્શકને વધુ ને વધુ સન્માન મળે એમ ઇચ્છીએ."

### પ્રા. મધુકર રાંદેરિયા

નવી ગુજરાતી રંગભૂમિના પ્રથમ કક્ષાના અભિનેતા પ્રા. શ્રી મધુકર રાંદેરિયાએ પોતાના વક્તવ્યમાં જણાવ્યું હતું કે, "આ પ્રસંગનું માહાત્મ્ય જાણીતું છે. શ્રી જયશંકરભાઈ નાના હતા ત્યારથી જ અભિનય કરી રહ્યા છે, ત્યારે આજે તેમની જિંદગીના સાઠ સાઠ વર્ષ પસાર થયા પછી તેમને સન્માન મળે છે. આમ અભિનય એ હુન્નરઉદ્યોગ છે. એમાં જાતજાતની તાલીમ જરૂરી છે. અવનવા અનુભવની પણ જરૂર છે. જુદી જુદી વ્યક્તિઓ, લેખકો, દિગ્દર્શકો, અભિનેતાઓ, પ્રેક્ષકો વગેરેના સંસર્ગમાં આવવું પડે છે. નવી રંગભૂમિના ભાઈઓએ આના પરથી ધડો લેવા જોઈએ. એક દિવસની સિદ્ધિમાં રાચનારાઓએ ચેતવું જોઈએ. આવી સિદ્ધિ માટે શ્રી. 'સુંદરી'એ તેમની જિંદગી ખરચી છે, એમની જિંદગીનો પરિપાક તે આ પારિતોષિક. ગુજરાતની નાનકડી રંગભૂમિનો આ લાડીલો કલાકાર દિલ્હી દરબારમાં જાય, સન્માન પામે, એ આપણું સૌનું સન્માન છે.

આ પ્રસંગે વધુ એક વ્યક્તિનો ઉલ્લેખ કરવો જોઈએ.

[અનુસંધાન ૩૫ મે પાને]

**આશ્ચર્ય તો એ છે કે આપણે ત્યાં "સુંદરી"નું સન્માન ઘડપણમાં થાય છે**

નાટ્ય સમીક્ષા

# સુપુત્ર શ્રવણકુમાર

સમીક્ષક: શ્રી મ. રાં.

**લેખક: કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી; દિગ્દર્શક: શ્રી કાસમભાઈ; મુખ્ય કલાકારો: મા. ગોરધન અને શાલિની; રજૂ કરનાર: શ્રી દેશી નાટક સમાજ; પ્રથમ રજૂઆત: ૨૧-૨-૧૯૫૭.**

કવિશ્રી પ્રભુલાલભાઈની પ્રગલ્ભ કલ્પનાનું ફળ તે 'શ્રવણકુમાર'. પ્રગલ્ભ એ અર્થે કે શ્રવણની પૌરાણિક કથાનો તાંતણો અત્યંત નહિવત્ છે. કવિશ્રીએ વાલ્મીકિ રામાયણ, તુલસી રામાયણ, અધ્યાત્મ રામાયણ ને આનંદ રામાયણ વાંચ્યાં છે. પણ ક્યાંય શ્રવણની વાત વિસ્તારથી આલેખી નથી. શ્રવણ તથા તેનાં માતાપિતા તથા રાજા દશરથ સિવાયનાં અન્ય પાત્રો કાલ્પનિક છે. વૃદ્ધ માતાપિતાને કાવડમાં બેસાડી, કાવડ કાંધે ઉપાડી શ્રવણે તેમને યાત્રા કરાવી. અયોધ્યામાં શબ્દવેધી વિદ્યાની પ્રતીતિ મેળવવા રાજા દશરથ જળાશયમાં પાણીનો અવાજ સાંભળે છે. તેને વનપશુ માની બાણ છોડે છે, પણ એ તો શ્રવણ નીકળ્યો. શ્રવણ વીંધાયો, મરણ પામ્યો. વૃદ્ધ માબાપે દશરથને શ્રાપ આપ્યો ને દેહ છોડ્યો. આટલી ટૂંકી વાર્તાની આસપાસ પોતાની નિસર્ગદત્ત પ્રતિભાથી અને અનુભવની હથોટીથી કવિએ આખો સંસાર ઊભો કર્યો છે તે મૂળ વાત સાથે, દેશકાળ સાથે, ને અસંગત ન લાગે તે રીતે તેને આલેખ્યો છે એ એમની મોટી સિદ્ધિ છે. વળી છેલ્લા લાંબા સમયથી સાંસારિક કે સામાજિક નાટકોને પાને બંધાઈ રહેલા તખ્તા પર આવી પુરાણકથાને, શ્રવણ-તારિકાના સંબંધમાં રજૂ કરી, તેમણે લોકચાહના પ્રાપ્ત કરી છે એ બીજી સિદ્ધિ. કવિશ્રી પ્રભુલાલભાઈના સાહિત્યપ્રીય ગુણોથી ને પ્રસંગ બાહુલ્યથી ઓગણો પેલાનો રસિયો વર્ગ આનંદથી આ નાટક માણે છે એ હકીકત છે.



શ્રવણ તરીકે મા. ગોરધન

અભિનયક્ષેત્રે મા. ગોરધન કથાનાયક શ્રવણની ભૂમિકામાં સારું ભાવદર્શન કરાવે છે, તો નાયિકા તારિકા તરીકે શાલિની અભિનયની સૂક્ષ્મતાની સૂઝ દેખાડી આપે છે, છતાં એના ઉચ્ચારની પરપ્રાંતિયતા ને અવાજની અમૃદુતાને લયનો અભાવ ઘણું ગ્યાએ કલેશ ઉપજાવે છે. ગીતોમાં ક્યારેક ભાવ ને ભાષાનો સુમેળ કંઈ હારા સાધી શકે છે ત્યારે તે કર્ણપ્રિય બને છે. અન્ય પાત્રોમાં, મા. વસંત, શ્રી ચુનીલાલ નાયક અને મા. કચરાલાલ મળેલી ભૂમિકાને સમજપૂર્વક અદા કરી જાય છે. નાની છતાં મહત્ત્વની મા ને બાપની ભૂમિકામાં મૂળચંદ નાયક ને સોમનાથ સારી છાપ પાડે છે. છતાં આપાતમાં કોઈ અભિનેત્રી હોય તો સારું એમ ડગને દરપળે લાગ્યા કરે છે—પણ સાંભળ્યું છે કે જુવાન અભિનેત્રીઓને વૃદ્ધાઓ તરીકે રંગમંચ પર રજૂ થવું ગમતું નથી.

પ્રહસન વિભાગમાં ભગતરામ તરીકે કેશવલાલ અને વેનીરામ તરીકે ભોગીલાલ, મળેલી તકને ઓપાવે છે. અન્ય પાત્રોમાં સૌથી વધુ નોંધપાત્ર લાગે છે શશીકલામાં સુશીલા. છેલ્લાં થોડાંક નાટકોથી ઉત્તરોત્તર પ્રગતિ દાખવનાર આ અભિનેત્રી હાસ્ય ને ગંભીર બેઉ ભૂમિકાઓને સારી રીતે દીપાવી શકે એવી શક્તિ દાખવે છે. એનામાં ભાષાશુદ્ધિ, ભાવદર્શન, પાત્રસૂઝ, શરીરસૌષ્ઠવ, કંઠમાધુર્ય સારાં છે. કોઈકવાર અતિ અભિનયનો ભોગ બને છે તે ટાળવો જોઈએ. કાસમભાઈએ સુશીલાને મુખ્ય ભૂમિકામાં રજૂ કરી એકાદ નાટકનો અખતરો કરવા જેવો છે. મનોરમાએ દુર્ભાગ્યે અવાજ ને અભિનય બેઉને એક ઢાળામાં વર્ષોથી ઢાળી

# વ્રજની રાસલીલા

વસ્તીથી દૂર જંગલમાં કદંબવૃક્ષની એક ગાઢ ઝાડી છે. એ સ્થાનનું નામ છે, "ઉદ્ધવનો ક્યારો" એક ઊંચા કદંબવૃક્ષની નીચે એક નાનો ચબૂતરો છે, જે 'રાસમંડળ' ને નામે ઓળખાય છે. આ 'રાસમંડળ' તેની આજુબાજુની ભૂમિ પર બેસના લગભગ બસો સ્ત્રી પુરુષોનું આકર્ષણ કેન્દ્ર છે. જ્યાં રાસલીલા ચાલી રહી છે. ભ્રમરગીતનો પ્રસંગ છે. નાના બાળકો રાધા અને બીજી ગોપીઓનો અભિનય કરે છે. આ રાસમંડળીના સ્વામીએ ઉદ્ધવનો વેશ ધારણ કર્યો છે. એક ગોપીએ અષ્ટ છાપના ભાવુક કવિ નંદદાસનો આ છંદ વાંચ્યો :–

कौन ब्रह्मकी ज्योति<br>
ज्ञान कासों कहौ ऊधौ।<br>
हमरे सुंदर श्याम<br>
प्रेमको मारग सूधौ ॥<br>
नैन बैन श्रुति नासिका<br>
मोहन रूप दिखाइ।<br>
सुधिबुधि सब मुरली<br>
हरी प्रेम ठगौरी लाइ ॥<br>
सखा सुनि श्यामके।

છંદ વાંચીને ગોપીએ એનો જ ભાવ મધુર વ્રજભાષાના ગદ્યમાં કહ્યો. શ્રોતાઓના મુખમાંથી "જય જય" અને "બલિહાર બલિહાર"નો ધ્વનિ નીકળી પડ્યો. એક વૃદ્ધાએ તો પોતાના બે હાથો જોડી માથે પણ લગાડ્યા. પાસેના એક ઊંચા વૃક્ષ પરથી બપૈયો બોલી ઊઠ્યો, અને તેનો ઉત્તર સામેના બીજા વૃક્ષ પર બેઠેલાએ આપ્યો.

આ લીલા ચાલે જ છે. ગોપીઓના પ્રેમની વ્યાખ્યાની આગળ પોતાનું બ્રહ્મજ્ઞાન ભૂલી ગદ્ગદ કંઠે આ ગોપીઓની ચરણરજ પ્રાપ્ત કરવાની લાલસા પ્રગટ કરતાં ઉદ્ધવ કહે છે:

आसामहो चरणरेणु जुषामहं स्याम<br>
वृन्दावने किमपि गुल्मलतौषधीनाम्।<br>
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा।<br>
भेजुर्मुकुन्द पदवीं श्रुतिभिर्विमृग्याम्।

મંડળીના એક સભ્યે ઊંચા સ્વરથી આ શ્લોકને લલકાર્યો. સારંગીના માર્મિક ધ્વનિથી વાતાવરણ ગુંજી ઊઠ્યું. શ્રોતાજન રસવિભોર થઈ ગયા. એક વિરક્ત સાધુનાં નયનમાંથી ક્યારનાંયે આંસુઓ સરી તેના કપોલને ભીંજવી રહ્યાં છે.

વ્રજની રાસલીલાની આ એક ઝાંખી છે. આમ જ અનેક રાસમંડળીઓ દરેક જગ્યાએ રાધાકૃષ્ણની પ્યારી લીલાઓ રજૂ કર્યા કરે છે. સાંકરી, ખોર અને દાન ઘાટની ટેકરીઓમાં, વંશીવટની તળેટીમાં, ચંદ્ર સરોવરને કિનારે, કોઈ મંદિરના આંગણામાં, કોઈ કેડીના માર્ગ પર, સાધુઓના આશ્રમમાં, આ લીલાઓ થયા જ કરે છે. કૃષ્ણચંદ્રથી સંબંધ ધરાવતા કોઈ અવસરોમાં, ખાસ સ્થાનોમાં આ લીલા તો હોય જ. આને લઈને પછી તો જ્યાં જ્યાં ભાવુકોએ ઉત્સાહ બતાવ્યો, ત્યાં ત્યાં પણ રાસલીલા થવા લાગી. આજુબાજુના પડોશીઓ, પરદેશી તીર્થયાત્રીઓ, ગૃહસ્થો અને વિરક્ત જનો, જેણે જેણે સાંભળી તે સર્વે ત્યાં આવી બેઠા અને રાસના રસનું પાન કરવા લાગ્યા.

વ્રજવિહારી વ્રજભાનુ દુલારી સાથે

લેખક: શ્રી ગોપાલ દત્ત

આધાર પરથી પ્રસ્તુત કરવામાં આવી છે. એમાં એક દિવસમાં અનેક લીલાઓ રજૂ થાય છે, પણ સાધારણતઃ એક વખતે એક જ લીલા રજૂ થાય. આ વિષયોનાં અધ્યયન પરથી જાણી શકાય કે કેટલીક લીલાઓ તો ભાગવત આદિ પુરાણો પર આધારિત છે. કેટલીક જેવી કે અન્ન-પ્રાશન, ચંદ્ર-ખિલૌના, શ્યામ-સગાઇ વગેરે સૂરદાસ, નંદદાસ જેવા વ્રજના મહાનુભાવ કવિઓની રચનાની આધાર પર ગુંથેલી છે. કોઇ લીલા તો વ્રજમાં પ્રચલિત દંતકથાઓના આધાર પર પણ રચવામાં આવી છે.

લીલાના કથોપકથન રુપક જેવાં જ હોય છે. મહત્ત્વપૂર્ણ કથોપકથન યા તો વર્ણન માટે સૂરદાસ આદિ અષ્ટ છાપના કવિઓ તથા વ્રજના અન્ય સરસ કવિઓનાં પદ, સવૈયા, કવિત આદિના પ્રયોગો કરવામાં આવે છે. જ્યારે કોઇ પદ ગવાય છે કે સવૈયા કે કવિતનું પઠન કરવામાં આવે છે ત્યારે લગભગ વ્રજભાષાના ગદ્યમાં તેનો અર્થ પણ કહેવામાં આવે છે. કથોપકથનની વચ્ચે પ્રસંગોની કડીઓ જોડવા માટે સ્વામી તથા અન્ય સમાજી કોઇક પદ પણ ગાય છે. જે પદ કૃષ્ણ, રાધા કે અન્ય ગોપીઓ દ્વારા કથોપકથનના રૂપમાં ગવાય છે તે પણ સમાજીઓ કોઇ કોઇવાર ગાઇને પ્રચલિત કરે છે. રંગમંચ ખુલ્લો હોય છે જેથી પરદા પાડવા કે ઉપાડવા જેવી બાબતો ત્યાં હોતી નથી. દૃશ્ય પરિવર્તનની સૂચના સ્વરૂપો [અભિનેતાઓ]ના વ્યવહાર, કથોપકથન યા સમાજીઓના ગાયનમાંથી જ મળે છે.

હાલમાં પણ વ્રજમાં અનેક રાસમંડળીઓ છે. કરહલા ગામની મંડળીઓ અતિ પ્રસિદ્ધ છે. મંડળીઓના અધ્યક્ષ-સ્વામી-ખાસ કરીને પૈતૃક પરંપરાથી જ આ વ્યવસાયને પ્રાપ્ત કરે છે. એ બધા જ બ્રાહ્મણો છે. એમાંથી ઘણા વ્રજભાષાના કવિ તથા ભક્તિ-સાહિત્યના મર્મજ્ઞ પણ છે. આમ ભાવુક હોવું એ તો કોઇ પણ સ્વામીનો આવશ્યક ગુણ છે. જે બાળકો રાસલીલામાં અભિનય કરે છે તે સર્વે પણ બ્રાહ્મણ હોય છે અને ખાસ કરીને રાસધારી ઓના કુટુંબમાંથી જ હોય છે. સાત આઠ વર્ષની ઉમરથી જ એ બાળકો અભિનય કરવો શરૂ કરે છે, અને અગ્યાર બાર વર્ષની ઉમર પછી અભિનય બંધ કરે છે. કૃષ્ણ રાધા તથા ગોપીઓની ભૂમિકા અત્યંત પવિત્ર મનાતી હોવાને કારણે કેવળ શુદ્ધ અને વિકારહીન મનવાળા બાળકો પાસે જ એ કરાવવામાં આવે છે. ઉદ્ધવ, યશોદા, નંદ, કંસ. અક્રૂર વગેરેનો અભિનય મંડળીના જ કોઇ પુરુષો કરતાં હોય છે. યશોદા આદિ સ્ત્રીઓના અભિનય કરતી વખતે મુખ પર ઘુંઘટ તેઓ રાખે છે.

જો કે કલાની દૃષ્ટિથી રાસલીલાનો સ્તર નીચો થતો જાય છે. નૃત્ય શીખવા માટે જે પરિશ્રમ અને લગનીની આવશ્યકતા હોય છે એ હવે આજે એ બાળકોમાં જોવા નથી મળતી. શિખવવાવાળા સ્વામી પણ આજે પૂર્વવત અચ્છા કલાકાર કે મર્મજ્ઞ નથી રહ્યા. આ હ્રાસનુ એક મુખ્ય કારણ તેને મળતા આશ્રયનો અભાવ પણ છે. પહેલાં મંદિરોમાં સ્થાયી રાસમંડળીઓ હતી જ્યાં શિક્ષણ અને રજૂઆત નિયમિત થતાં હતાં. ધાર્મિક આસ્થાનો અભાવ અને હમણાં થોડા સમય પૂર્વે રજવાડાં અને જમીનદારીના નાશની સાથે મંદિરોની આવક ઘટવાથી રાસધારીઓની જીવિકા અશકય બની છે. મંડળીઓને વ્રજની બહાર શહેરોમાં આજીવિકા માટે જવું પડ્યું છે, જ્યાં લોકો અધિકાંશ રાસલીલાના પુરાણા આદર્શોને ત્યજી મનોરંજન માટે મનપસંદ હાસ પરિહાસ, સસ્તાં ગીતો, તથા સાધારણ કાવ્યોનો આધાર ત્વરિત સ્વીકારે છે...બાળકો પણ આજે આ મંડળીમાં છે તો કાલે એને શિખવશે કોણ એ પ્રશ્ન મહત્ત્વનો બને છે પરતુ હજી સુધી એ પરિસ્થિતિ સંપૂર્ણ નિરાશાજનક નથી બની. આજે પણ એવી મંડળીઓ છે જે રાસલીલામાં જ રાચે છે, શ્રોતાઓ પણ દેહનું



માન ત્યજી આત્માનંદમાં લીન બને છે. વ્રજની આ પ્રાચીનકલા તરફ સર્વે કલાપ્રેમીઓનું ધ્યાન આકર્ષાવું જોઇએ. આ કલાના પણ શિક્ષણ અને સંર ક્ષણ માટે ઉચિત રાજકીય વ્યવસ્થાની પણ આવશ્યકતા છે. જો એટલું પણ થઇ જાય કે સરકાર દ્વારા કોઇ મંદિરોમાં પૂર્વવત્ સ્થાયી રાસમંડળીઓ રખાય અને તેનો મંદિરોના આવશ્યક ખર્ચાઓમાં સમાવેશ થાય

[અનુસંધાન ૨૪ મે પાને]

મહેતાની જેમ ભાભીના મહેણાએ ઘર છોડાવી નવજીવન તરફ વાળ્યો. જાત મહેનતે આગળ ભણ્યો, પરણ્યો અને એ પરણ્યાની પહેલી રાતે......

[ધીમે ધીમે ઉજાસવાળા ભાગમાં અંધકાર છવાય છે અને અત્યાર સુધી અંધકારમાં રહેલ રંગમંચના બાકીના ભાગમાં પ્રકાશ પથરાતાં નાની મધ્યમ વર્ગની ઓરડીમાં એક નવોઢા જોડું દેખાય છે.]

ઇંદ્રજિત : હજુ સુધી તું જાગે છે! (સ્ત્રી મૂંગી મૂંગી ડોક હલાવી હા કહે છે) કેમ, એકલા ઊંઘ નથી આવતી? (સ્ત્રી આછું હસી શરમથી નીચું જોઇ જાય છે) ચાલ, હવે સુઇ જા.

સુમન : તમારે ચા પીવી હોય તો બનાવી આપું. મોટે સુધી વાંચવુ છે ને?

ઇંદ્રજિત : તું તારે નીરાંતે સુઇ જા. મારે ચા પીવી હશે તો હું મારી મેળે બનાવી લઇશ.

સુમન : પણ મને ઊંઘ નથી આવતી.

ઇંદ્રજિત: કેમ? લાઇટ બળે છે એટલે? સુમન! દેરામાં હોય એવું સગવડવાળું ઘર અહીંયા આપણે નથી. અહીં તો આ એક ઓરડીમાં જ બધો સમાવેશ આપણે કરવાનો છે. એમ કર, આ કપડાં સૂકવવાની દોરી પર મારું ધોતિયુ આડે નાખી દઇએ, એટલે તારી આંખ પર અજવાળુ નહિ પડે, સમજી. (સુમન ધોતિયુ લેવા ઊઠે છે) નહિ તો જવા દે એ બધી માથાકૂટ. લાઇટ બંધ કર, ચાલ સૂઇ જઇએ.

સુમન : કેમ વાંચવું નથી?

ઇંદ્રજિત : ના.

સુમન : પછી પરીક્ષા કોણ આપશે, હું કે તમે?

ઇંદ્રજિત : એમાંથી એકેય નહિ.

સુમન : પછી મિત્રો "વહુઘેલો" કરી ખિજવશે ત્યારે? (જવાબ ન મળતાં) તમે થોડી થોડી વારે આમ વિચારમાં શું પડી જાઓ છો?

ઇંદ્રજિત : સુમન, કાલે ફોર્મ ભરવાની છેલ્લી તારીખ છે. થોડા પૈસા હતા તે લગ્ન ખર્ચમાં ગયા. નવું નાટક હજુ અધૂરું છે. સગવડ ક્યાંયથી થાય એવી આશા નથી. ફોર્મ ભરવા ફી તો જોઇશે જ ને?

સુમન : બસ. આટલામાં ઢીલા થઇ ગયા? હું તો સમજી કે દુઃખના ડુંગર તૂટી પડ્યા હશે. કેટલા જોઇએ?

ઇંદ્રજિત : માત્ર ૫૦ થી ૬૦ રૂપિયા.

સુમન : જુઓ, મને સાસરે વળાવતી વખતે બા, બાપુએ તથા સગા સંબંધીઓએ બે પાંચ રૂપિયા આપેલ છે. કદાચ એમાંથી જરૂરત જેટલા થઇ રહેશે.

ઇંદ્રજિત : પણ સુ...મ...ન.

સુમન : હવે પણ અને બણ. આ મારું જે કાંઇ છે તે બધું તમારું જ છે ને, તમે તમારે વાંચીને પાસ થાઓ. આજે આવો દિવસ છે. કાલે ભગવાન સારો દિ દેખાડશે. દહાડા જતાં કંઇ વાર નહિ લાગે. જુઓ આમ જતા રહેશે.

[એમ બોલતાં ચપટી વગાડે છે. ધીમે ધીમે ઓરડાવાળા ભાગમાં અંધકાર છવાય છે અને થોડીક ક્ષણો બાદ ત્યાંને ત્યાંજ પ્રકાશપુંજ પથરાય છે. પહેલાં કરતાં ઓરડી વધુ વ્યવસ્થિત દેખાય છે.]

વિનય: સુમનભાભી, ઘરમાં આવું કે?

સુમન: આવોને વિનયભાઇ બેસો હું તમારે માટે ચા બનાવી લાવું.

વિનય: બસ ભાભી, એકલી ચાથી જ પતાવવું છે? ઇંદ્રજિત એમ. એ. માં ફર્સ્ટક્લાસ ફર્સ્ટ પાસ થયો, એક કોલેજમાં પ્રોફેસર થયો. આટલી અનહદ ખુશાલીમાં એકલી ચાનો સોદો સસ્તો કહેવાય.

સુમન: તમારા મિત્ર પાસ થયા એ આનંદની મીઠાશ કરતાં પેંડાની મીઠાશ શું વધારે છે?

વિનય : બસ ભાભી. બે મહિના એ બણુચક પાસે રહ્યા એમાં તમે પણ બોલતાં શીખી ગયાં? ભલા! ભૂખ્યા માણસને કહીએ કે ભાવનાના ભોજન જમી લે ભૂખ મટી જશે. તરસ્યાને કહીએ કે જ્ઞાનના અમૃતથી તૃપ્ત'તી થઇ જશે. આ તે કોઇ દલીલ છે?

[ત્યાં સુમન...સુમનની દૂરથી બુમ સંભળાય છે]

સુમન : લ્યો તમારા ભાઇજ આવે છે. એમની પાસે માગજો.

વિનય : ચાલીમાંથી બૂમ પાડતો આવે છે એટલે બહુ આનંદમાં લાગે છે. મને અહીં જોશે તો એનો આવેગ ઊતરી જશે. હું આ ખાટલા નીચે ભરાઇ જાઉં છું, મારા સમ ભાભી, કહેતાં નહિ.

[વિનય ખાટલા નીચે સંતાય છે અને દોડતો દોડતો હાંફતો હાંફતો હાથમાં બે પડીકાં લઇ ઇંદ્રજિત આવે છે]

ઇંદ્રજિત : સુમન......સુમન......સુ...મ...ન

સુમન : અરે પણુ છે શું?

ઇંદ્રજિત : આજ સવારથી જ સુમન, બધા જ પાસા પોબારે પડે છે. જ્યાં જાઉં છું ત્યાં સફળતા મળે છે. આજે સવારે ઊઠતાં વેંત મેં તારું મોઢું જોયું હતું.



# નાટ્યકલા



[ગતાંકથી ચાલુ]

: લેખક :



શ્રી વલ્લભ કેશવ નાયક

☆

## નાટ્યાચાર્ય અને પાત્રો

સંસ્કૃત સાહિત્યમાં નાટ્ય કરનાર નાટ્યાચાર્ય તથા પાત્રોમાં શા શા ગુણો હોવા જોઇએ, એનું વિસ્તારથી વિવેચન કરેલું છે. તેમાંથી નાટ્યાચાર્ય અને થોડાંક મુખ્ય પાત્રોના ગુણો અહીં આપીએ છીએ.

**આચાર્ય**—ત્રણે પ્રકારમાં નૃત્યના લક્ષ્ય લક્ષણમાં કુશળ, વાગ્મી એટલે કે સરસ વક્તા; સરૂપવેશ એટલે સરખા રૂપ અને વેશવાળો, સ્તુતિ કરવામાં રસિક અને પંડિત, ચારુપરિહાસને જાણનારો અને ચહુનિકાધારક હોવો જોઇએ.

**નટ**—ચાર પ્રકારના અભિનયને જાણનારો અને બાણ આદિ ભેદવાળો હોવો જોઇએ. **નર્તક**—માર્ગનૃત્તનો બરાબર જાણનારો હોવો જોઇએ. **વૈતાલિક**-સર્વ ભાષાઓના જ્ઞાનવાળો, નાના નર્મશર્મદ એટલે કે નાના વિધ નર્મ વડે સુખ દેનાર અને બીજા કવિઓનાં રચેલાં પદોમાં કુશળતા ધરાવનાર હોવો જોઇએ. **ચારણ**-કિંકિણીવાળ વેદી એટલે કે ઘૂઘરાના અવાજને ઓળખનાર, નર્મજ્ઞ, સર્વ રાગોમાં ચતુર અને વિકટ નૃત્ય કરનાર નર્તકના સહવાસવાળો હોવો જોઇએ.

**કોહ્‌લાંતિક:** ભાર વહન કરનાર, ભ્રમણ આદિમાં પ્રૌઢ એટલે કે, ક્રૂર ભ્રમણ આદિમાં કુશળ, રજ્જુ સંચાર નિપુણ, છુરિકાનર્તનમાં પ્રવીણ અને અસ્ત્રસંકટ સંપાતમાં જ્ઞાન ધરાવનારો હોવો જોઇએ ઇત્યાદિ.

## નાટ્યપ્રેક્ષકો

વળી સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાં નાટ્યાચાર્ય અને પાત્રોના ગુણ ઉપરાંત નાટકના પ્રેક્ષકો [જોનારા]માં પણ કેટલા બધા ગુણો હોવા જોઇએ છે, એનું પણ સારું દિગ્દર્શન કરાવેલું છે. પાશ્ચાત્ય નાટ્યશાસ્ત્રના વિદ્વાનો પ્રેક્ષકોના ગુણો સુધી પહોંચ્યા નથી. એથી સાફ દેખાઇ આવે છે કે, આપણા આર્ય પૂર્વજો પ્રત્યેક વિષયમાં ઘણાજ ઉંડા ઉતરતા હતા. પ્રેક્ષકોના ગુણો તેમણે વિભાગશઃ આ પ્રમાણે વર્ણવ્યા છે:

સભાસદો મધ્યસ્થ એટલે કે પક્ષપાત ન કરનારા; સાવધાન, વાણી, મન અને ન્યાયને જાણનારા, ત્રુટિત અને અત્રુટિતને જાણનારા, વિનયશીલ, ગર્વ વિનાના, રસ તથા ભાવને જાણનારા, ત્રણ પ્રકારના વાદ્યભેદોનું જ્ઞાન ધરાવનારા, અસદ્‌વાદનો નિષેધ કરનારા, ચતુર, દ્વેષ અથવા મત્સરનો છેદ કરનારા અને ભરપૂર રસથી જેમનું હૃદય પીગળી જાય એવા સ્વભાવવાળા હોવા જોઇએ. એ જ પ્રમાણે સભાપતિ [રાજા] શ્રૃંગારી; દાની, માન્ય [માન આપવા યોગ્ય]; માન્યપાત્ર વિવેચક, શ્રીમાન; થોડા ગુણને પણ ગ્રહણ કરનારો; કૌતુકમાં પ્રેમ ધરાવનારો, ઉત્તમ વક્તા; મત્સર વિનાનો, નર્મનિર્માણમાં નિપુણ; સારી બુદ્ધિવાળો; ગંભીર; સકળ કળામાં કુશળ; સમસ્ત શાસ્ત્રવિજ્ઞાતા, કીર્તિનો લોભી; પ્રિય ભાષણ કરનારો; બીજાના હૃદયના ભાવને જાણવાવાળો; ધારણશીલ; મેધાવી; વાદ્ય ભેદોનો જ્ઞાતા, પારિતોષિક દાનવેત્તા [ઇનામ વગેરે આપનાર], સર્વ ઉપકરણોથી મંડિત, દેશી માર્ગના વિભાગને જાણનાર, ન્યૂન અને અધિકતાને ઓળખનાર, પ્રાજ્ઞ, મધ્યમ ધીર બુધ્ધિવાળો, સ્વાધીનપરિવાર; ભાવુક, રસનિર્ભર [રસથી ભરેલો]; સત્યવાદી; કુલીન; પ્રસન્નમુખ; જેનો પ્રેમ સ્થિર રહે તેવો; કૃતજ્ઞ [બીજાના ઉપકારને ભૂલી ન જનારો], કરૂણાસાગર; ધર્માત્મા; પાપથી ડરનારો;

કુળમાંનો અને દિવ્ય અથવા દિવ્યાદિવ્ય હોવો જોઇએ. એમાં શૃંગાર અથવા વીર એ બેમાંનો કોઇ પણ એક રસ અંગી એટલે કે મુખ્ય હોવા સાથે બીજા રસો પણ અગત્ય પ્રમાણે આવવા જોઇએ. નિર્વહણ સંધિમાં અદ્ભુત રસ આવવો જોઇએ. કથા ભાગમાંનાં મુખ્ય ચાર અથવા પાંચ પાત્રો હોવાં જોઇએ. એના અંકો એક પછી એક નાના થતા જવા જોઇએ. કેટલાકોનો એવો પણ અભિપ્રાય છે કે, કેટલાક અંકો નાના અને કેટલાંક મોટા હોવા જોઇએ. તેમજ કેટલાકોનો એવો પણ અભિપ્રાય છે કે, કેટલાંક કાર્યો મુખ સંધિમાં અને કેટલાક કાર્યો પ્રતિમુખ સંધિમાં એવા ક્રમથી સર્વ સંધીમાં કાંઇ ને કાંઇ પણ કાર્યો સમાપ્ત કરવાં."

અંક—નાટકનું વસ્તુ એટલે કે કથાભાગનો જે વિભાગ હોય છે તેને અંક કહેવામાં આવે છે. એ અંકમાં ઘણા વર્ષોમાં બનેલા બનાવો અથવા તો થોડા જ કાળમાં જે અનેક ઘટનાઓ થઇ ગઇ હોય અને દેખાડવા યોગ્ય તથા રમણીય હોય તેમનું જ દર્શન કરાવવું. અંકનો વિનાકારણ વધારે વિસ્તાર કરવો નહિ. અનેક વર્ષોનાં કાર્યોને એક એક દિવસના વિભાગથી આરોપી નાખવાં એ ઉપરાંત અંકમાં પ્રત્યક્ષ ભાસનારુ નાયકનુ ચરિત્ર રસ તથા ભાવયુક્ત, અનેક કાર્યરહિત બીજ નામક અર્થપ્રકૃતિ અને નિર્વહણ સંધિવિરહિત હોવું જોઇએ. પ્રધાન કાર્યોથી વિરુદ્ધ ન હોય એવા આવશ્યક કાર્યો અને ત્રણ અથવા ચાર પાત્રોથી યુક્ત અંક હોવો જોઇએ. બાહુ દૂર દેશનો દેખાવ, વધ, યુદ્ધ, રાજ્યવિપ્લવ, દેશવિપ્લવ, વિવાહ, ભોજન, શાપ, મૃત્યુ, રતિ, દંતચ્છેદ, નખચ્છેદ, શયન, અધરપાન, સ્નાન, મર્દન, નગર—અવરોધન અને બીજા એવાજ લજ્જાકારક દેખાવો કોઇ પણ અંકમાં પ્રત્યક્ષ દેખાડવા નહિ. છેવટના અંકમાં સર્વ પાત્રોનું નિર્ગમન હોવુ જોઇએ. એ પ્રમાણે અંકનાં સામાન્ય લક્ષણો કહેવામાં આવ્યાં છે.

એ ઉપરાંત નાંદી કર્યા વિના અને સૂત્રધારના પ્રથમ આવ્યા વિના નાટકનો આરંભ કરાય નહિ ઇત્યાદિ બીજા પણ ઘણા નિયમો કહેલા છે, પણ અત્યારે આટલું જાણવું જ બસ હોવાથી વધારે લંબાણ કર્યું નથી.

નાટકનો બીજો પ્રકાર પ્રકરણ છે, અને એ નાટક પ્રમાણે જ હોય છે. એમાં વિશેષતા એટલી જ છે કે પ્રકરણમાંની કથા પુરાણમાંની નહિ કિન્તુ કવિકલ્પિત લૌકિક જ હોવી જોઇએ. અને તેમાં શૃંગાર રસપ્રધાન હોવો જોઇએ. નાયક, બ્રાહ્મણ, અમાત્ય, અથવા વાણિયો હોવો જોઇએ અને તેનો સ્વભાવ ધીર, પ્રશાંત તથા ધર્મ, કામ અને અર્થપરાયણ હોવો જોઇએ. નાયિકા કુલીન સ્ત્રી, વેશ્યા અથવા બંને હોય તો પણ ચાલે અને પ્રકરણ ધુત રમનાર વિટ તથા ચેટયુક્ત હોવું જોઇએ. મૃચ્છકટિક અને માલતીમાધવ આદિ સંસ્કૃતનાં પ્રકરણો છે. ત્રીજો પ્રકાર ભાણ છે. ધૂર્ત આદિકોની જે નાના પ્રકારની અવસ્થાનું ચરિત્ર તેને ભાણ કહેવામાં આવે છે. ભાણનો અંક એક જ હોય છે અને તેમાં નિપુણ પંડિત અથવા જાર એમાંનો કોઇ પણ એક મનુષ્ય પોતાની અનુભવેલી અથવા તો બીજાઓની વાતો ઉપર જોઇને પોતે જ કહે છે અને પોતે જ પોતા સાથે સવાલ જવાબ કરે છે. એમાંનો કથાભાગ કલ્પિત અથવા તો કોઇને ઉદ્દેશીને બાંધેલો હોય છે એમાં મુખ અને નિર્વહણ એ બે સંધિ, ભારતી અને કૈશિકી વૃત્તિ, દશ લાસ્યાંગ, અને વીર અથવા તો શૃંગારરસ હોવો જોઇએ. ભાણનાં ઉદાહરણ ગુજરાતી * મરાઠી કે ઉર્દુમાં નથી. સંસ્કૃતમાં લટકમેલક, વસંતતિલક, પંચાયુધ પ્રપંચ આદિ અનેક ભાણ લખાયલા છે. ભાણ લખવામાં ધૂર્ત અને જૂઠા માણસનુ ચરિત્ર બતાવીને પ્રેક્ષકોમાં હાસ્ય ઉત્પન્ન કરી તેની ફજેતી કરવી અને લોકોએ તેના દુષ્ટ ચરિત્રને જોઇને તેથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો, એવો બોધ આપવાનો જ કવિનો ઉદ્દેશ હોય એમ પ્રત્યક્ષ અનુમાન કરી શકાય છે. ચોથો પ્રકાર વ્યાયોગ છે. એનો કથાભાગ પ્રસિદ્ધ હોવો જોઇએ. એમાં સ્ત્રી પાત્રો બહુજ થોડાં અને બીજાં પાત્રો વધારે હોવાં જોઇએ. ગર્ભ અને વિમર્શ એ બે સંધિઓ, કૈશિકી વૃત્તિ, સ્ત્રી નિમિત્તક યુદ્ધ, હાસ્ય, શૃંગાર અને શાંત એ ત્રણમાંથી કોઇ પણ એક એમાં પ્રધાનરસ હોવો ન જોઇએ. એનો અંક એક અને નાયક પ્રખ્યાત રાજર્ષિ અથવા દિવ્ય અને સ્વભાવે ધીરોદાત્ત હોવો જોઇએ. કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, એમાં એક દિવસના બનાવનો જ કથાભાગ હોવો જોઇએ. સંસ્કૃતમાં ધનંજય વિજય અને સૌગંધિકાહરણ આદિ વ્યાયોગ પ્રસિદ્ધ છે. પાંચમો પ્રકાર સમવકારનો છે. એમાંનો કથાભાગ દેવ, દાનવ, અથવા મનુષ્યના ચરિત્રરુપ અને પ્રસિદ્ધ હોવો જોઇએ. એમાં અંક ત્રણ, વિમર્શ વિના બાકીના ચાર સંધિ દેવ દાનવ અથવા મનુષ્યમાંથી ધીરોદાત્ત સ્વભાવના બાર સુધી નાયકો, તે સર્વનાં ફળો જૂદાં જૂદાં, વીરરસ પ્રધાન, કૈશિકી

* ગુજરાતી પ્રેસમાંથી એક 'રાજભક્તિ-વિડંબન ભાણ' નામનું પુસ્તક છપાઇને બહાર પડેલું છે અને તેમાં ભાણનાં ઘણાંક લક્ષણો જોવામાં આવે છે। . . . .

નારૂં પરીણામ બતાવવું જોઇએ, અને તે એવી રીતે કે, તેનાં નિંદ્ય કાર્યોને જોઇને તેવાં કાર્યોથી લોકોનુ મન પરાવૃત્ત થઇ જાય. સંસ્કૃત ભાષામાં નાયકના તેના કુળ અનુસાર ત્રણ અને તેના સ્વભાવ અનુસાર ચાર ભેદો એ પ્રમાણે બન્ને મળીને સાત ભેદ કરેલા છે.

પ્રથમ કુળ અનુસાર જે ત્રણ ભેદ કરેલા છે તે આ પ્રમાણે ૧. **દિવ્ય :** દેવતા આદિક જેમકે "પાર્વતી પરિણય" નાટકમાં શંકર. ૨. **અદિવ્ય :** મનુષ્ય આદિ. જેમકે "શાકુન્તલ" નાટકમાં દુષ્યન્ત રાજા. ૩. **દિવ્યાદિવ્ય :** દેવ હોવા છતાં મનુષ્યનો અવતાર ધારણ કરવાથી જેનું ચરિત્ર મનુષ્ય પ્રમાણે હોય છે તે. જેમ કે, "ઉત્તરરામચરિત્ર" નાટકમાં રામચંદ્ર.

સ્વભાવ અનુસાર જે ચાર ભેદ કરવામાં આવેલા છે તે આ પ્રમાણે: **ધીરોદાત્ત :** જેનો સ્વભાવ આત્મશ્લાઘા ન કરનારો, ક્ષમાશીલ, ગંભીર, હર્ષશોક આદિથી પરીભૂત ન થનારો, અંગીકૃત કાર્યનો નિર્વાહ કરનારો, ગર્વરહિત અને શાંત હોય છે તે ધીરોદાત્ત નાયક છે. જેમકે, રામચંદ્ર, યુધિષ્ઠિર, નલરાજા અને દુષ્યન્ત આદિ. ૨. **ધીરોદ્ધત :** જેનો સ્વભાવ ઉચ્છૃંખલ, જેની મતિ કાર્યમાં અસ્થિર હોય છે, જે કાંઇક કપટી, ગર્વિષ્ટ, બલવાન, આત્મશ્લાઘી અને સાહસી હોય તે ધીરોદ્ધત નાયક. જેમકે, ભીમસેન. ૩. **ધીરલલિત :** નાના પ્રકારની કળાઓમાં નિપુણ, વિલાસી, ચતુર, વિનોદને પસંદ કરનારો, અનેક પ્રકારની યુક્તિઓથી કાર્ય કરનારો, નૃત્ય અને ગાયનનો રસિયો અને શોકીન હોય તે ધીરલલિત નાયક કહેવાય છે. જેમકે શ્રી કૃષ્ણ, રાજા અગ્નિમિત્ર ઇત્યાદિ. ૪. **ધીર પ્રશાંત :** ઉપર કહેલા વિશેષ ગુણો જેનામાં ન હોય કિન્તુ સભ્ય પુરુષમાં જે સાધારણ ગુણ હોય છે, તે સાધારણ ગુણોથી જ જે પંડિત હોય તેને ધીરપ્રશાંત નાયક કહેવામાં આવે છે. જેમકે, 'માલતી માધવ'માં નો માધવ.

એ ઉપરાંત શૃંગારરસમાં સ્ત્રીઓ સાથે નાયકનું જે વર્તન થાય છે અથવા હોય છે તે વર્તનને અનુસરીને નાયકના બીજા પણ ચાર ભેદ કરેલા છે અને તે આ પ્રમાણે:-૧ **દક્ષિણ :** સર્વ સ્ત્રીઓ પર સમાન સ્નેહ રાખનારો; ૨ **ધૃષ્ટ :** સ્ત્રીએ ધીક્કાર કર્યો હોય તો પણ લજ્જા ન રાખતાં સામો આવનાર, પોતાના દોષ પ્રત્યક્ષ સ્ત્રીના જોવામાં આવ્યા હોય તો પણ ખોટું બોલીને તેમને છુપાવનારો અને અપરાધ કરવા છતાં પણ નિઃશંક રહેનારો. ૩. **અનુકુલ :** એકજ સ્ત્રીમાં જે આસક્ત હોય છે તે અને ૪. **શઠ :** ઉપર ઉપરથી એક જ સ્ત્રીમાં પ્રીતિ બતાવીને ગુપ્તરીતીથી વિપ્રિય આચરણ કરનારો.

આ ભેદો કેવળ શૃંગારમાંના જ છે. એ પ્રમાણે જો કે નાયકના ભેદો કરેલા છે, છતાં હજી પણ નાયકના એથી વધારે કેટલાક ભેદો થવાનો સંભવ છે. રુપકમાં જે અનેક પ્રકાર છે, તેમાંનો એક પ્રકાર નાટકમાં નાયક ઉતમ સ્વભાવનો જ હોવો જોઇએ, એવો દૃઢ નિયમ છે, પરંતુ બીજા પ્રકારના કેટલાક રૂપકોમાં નાયક જૂઠો, કપટી, ધૂર્ત અને દુષ્ટ હોય તો પણ ચાલી શકે છે. અસ્તુ.

હવે આપણે નાયિકાના વિષય પર આવીશું. નાયકની જે મુખ્ય સ્ત્રી હોય છે તેને અથવા તો શ્રૃંગારરસ પ્રધાન કાવ્યમાં નાયક પ્રમાણે જ જે ફળની અધિકારિણી હોય છે તેને **નાયિકા** કહેવામાં આવે છે. જેમ કે, "શાકુન્તલ" નાટકમાં શકુન્તલા, "રત્નાવલી"માં સાગરિકા, અને "હરિશ્ચંદ્ર"માં તારામતી. "રત્નાવલી" નાટકમાં રાજાની વસુમતી અને વાસવદત્તા એ બે જ્યેષ્ઠ સ્ત્રીઓ જો કે વિદ્યમાન હતી છતાં તેઓ વર્ણનીય વિષયની અધિકારિણી ન હોવાથી નાયિકાઓ કહી શકાય નહિં.

નાયિકાના મુખ્ય ત્રણ ભેદો છે ને તે આ પ્રમાણે: ૧. **સ્વીયા :** એટલે કે પોતાની સ્ત્રી. ૨. **પરકીયા :** એટલે કે, બીજાની સ્ત્રી. અને ૩. **સાધારણી :** એટલે કે વેસ્યા: એના વળી બીજા જે પેટાવિભાગ છે તે આ પ્રમાણે : પ્રથમ સ્વીયાના ૧. મુગ્ધા ૨. મધ્યા અને ૩. પ્રગલ્ભા એવા ત્રણ ભેદ છે. જેના યૌવનનો કેવળ આરંભ જ થયેલો છે, જેનું અભિમાન મૃદુ હોય છે, તે મુગ્ધા કહેવાય છે. જેમ કે "જહરી સાંપ"માંની ચમેલી. જેના કામ અને યૌવન પ્રૌઢ હોય છે, જેને લજ્જા ઓછી હોય છે અને જેના ભાષણમાં ચતુરતા હોય તે મધ્યા નાયિકા કહેવાય છે. જેમકે, "જહરી સાંપ"માંની યામૂના જેનું તારુણ્ય પૂર્ણ હોય છે, જે કામથી વ્યાપ્ત હોય છે. રતિમાં કુશળ હોય છે અને લજ્જાનો ઘણો જ થોડો ભાગ જેનામાં હોય છે **પ્રગલ્ભા** નાયિકા કહેવાય છે. જેમકે "ફસાનયે અજાયબ"-માંની માહેતલત.

એ ઉપરાંત શૃંગારરસમાં અવસ્થા અનુસાર સ્વીયા નાયિકાના બીજા આઠ ભેદો કરેલા છે અને તે આ પ્રમાણે:-જેનામાં પતિ ઘણો જ આસક્ત હોય છે તે **સ્વાધિનપતિકા** કહેવાય છે. જેમકે 'જહરી સાંપ'માંની ખુર્શાદલકા. પોતાના પતિને બીજી સ્ત્રીમાં રત થયેલો

પં ચમ વેદસમા નાટ્યશાસ્ત્રનો ઉદ્ધારક



વિશ્વકર્મા મગધનો સુપ્રસિદ્ધ નટ હતો. એની જુવાનીમાં ભારતભરમાં એની જોડી નહોતી. પડછંદ કાયા, બુલંદ સ્વર અને અભિનય-ભર્યાં ઘાટીલાં અંગોપાંગ ન્રસિકજનો પર કામણ કરતાં. એ એક આંખનો પ્રકાર બદલતો ને પ્રેમની સૃષ્ટિ રચાતી. એ મોંની આછી આછી રેખાઓ આઘી પાછી કરતો ને શૃંગાર બીભત્સ કે રૌદ્રરસની રેલ વહી જતી. અભિનય ગીતિ ને વેશવિન્યાસમાં એ યુગ વિશ્વકર્માના શિષ્ય થવામાં પોતાનું ગૌરવ લેખતો.



× ——————— ×

લેખક : શ્રી જયભિખ્ખુ

× ——————— ×

એ રાજાના વેશમાં આવતો, ને એનાં ઝગાંદળાં કરતાં વ્યક્તિત્વ પાસે ખુદ રાજાઓ ઝાંખા પડી જતાં, સાચા હીરા કરતાં નકલી હીરાનું તેજ વધી જતું. કવિના સ્વાંગમાં એ રંગભૂમિ પર આવીને ખડો રહેતો, ને કવિઓ ખુદ એની છટા ને એની વાણી પર વારી જતા. એમના મોંમાંથી નીકળી જતું : 'ધન્ય સરસ્વતી !'

સારાંશમાં વિશ્વકર્મા જન્મસિદ્ધ અભિનયકાર હતો. એ જે સ્વાંગમાં આવતો એ સ્વાંગ એને અનુરૂપ થઇ જતો. એને જે અનુકૂળ બાષા, ગીતિ ને હાવભાવ પણ આપોઆપ પ્રગટ થઇ જતાં. નાટકને વિશે એની તન્મયતા પણ અજબ હતી. કહેવાતું કે એકવાર ખુદ મગધપતિએ એ અયોધ્યાપતિના પાત્રમાં હતો, ત્યારે પોતાને નમન કરવા કહ્યું. બદલામાં કંઠનો નવલખો હાર આપવા માંડયો. પણ વિશ્વકર્મા કોનું નામ! એણે ગૌરવપૂર્વક કહ્યું : 'અત્યારે તમે માત્ર મગધપતિ છો. હું ત્રિલોક વિજયી અયોધ્યાપતિ રામ છું. ગમે તેવા ચમરબંધીને પણ રામ નમે?' મહામના મગધપતિએ વિશ્વકર્માનો આ ઉત્તર સાંભળી એને મગધની ચિત્રશાળાનો મુખ્ય રાજનટ નીમ્યો.

ઊગતી કળાનાં સરજને તેજસ્વી મધ્યાહ્ન પણ હોય છે ને રંગરંગીન સંધ્યાકાળ પણ હોય છે. વિશ્વકર્માના જીવનમાં પણ એમ બન્યું. એના કીર્તિના મધ્યાહ્નકાળે અનેક રૂપસુંદરીઓ ઘેલી બનીને પ્રેમ કરવા આવી. એમાં રાજકુંવરીઓ પણ હતી.



પણ વિશ્વકર્માને એક વાતનું ઘેલું લાગ્યું હતું. એ અણીશુદ્ધ પરંપરાનો પ્રખર હિમાયતી હતો. એ વિશુદ્ધ વીર્ય ને પવિત્ર રજમાં માનનારો હતો. એ રજ-વીર્યના સંયોગ દ્વારા પોતાની પ્રતિમૂર્તિસમો પુત્ર પેદા કરવા માગતો હતો. એ કહેતો કે અત્યારે તો વર્ણસંકરતા વધી પડી છે ને છીપને સ્વાતિબુંદની જરૂર છે, ન સ્વાતિબુંદને છીપની જરૂર છે! પછી ભલા અણઘાગ નિષ્કલંક મોતી મળે ક્યાંથી!

સાવ જુનવાણી જુવાન! પણ એની યોગ્ય જીવન સંગિનીની એની રાહ એકાએક પૂરી થઇ. હીરાલક્ષ્મી નામની એક ગાયિકા એને લાધી ગઇ. એ ત્યકના રાજકન્યા છે, એવી એની પાછળ કિંવદન્તી હતી. એક જલસામાં બને પ્રતિસ્પર્ધી હતાં. અભિનયમાં જુવાન વિશ્વકર્મા જીતી ગયો, ગીતિમાં હિરાલક્ષ્મી! પ્રતિસ્પર્ધાના રસ્તે થઇને બંનેના જીવનમાં પ્રેમનું દિવ્ય રસાયન ઊભર્યું. એક દહાડો વિદેહની આ ગાયિકા લગ્નગ્રંથીથી વિશ્વકર્મા સાથે જોડાઇ.

હીરાલક્ષ્મીથી વિશ્વકર્માને પહેલા ખોળાની પુત્રી આવી. પુત્રી આવી તો ભલે આવી, એનાં ભાગ્ય લઇને આવી. પણ પોતાને તો પુત્રની ખેવના હતી! જમાનો જુદો હતો. દીકરીના જીવનમાં અનેક અંતરાય હતા, શુદ્ધ અણિશુદ્ધ સાધના તો પુત્રમાં પ્રગટે!

હીરાલક્ષ્મીનો ખોળો બીજીવાર ભરાયો. લોક સહુ કહેતાં કે આ વખતે પુત્ર પ્રસવશે. પતિપત્ની મનમાં મલકાતાં. એ વખતે ડોશીઓ આવીને ચેતવતી કે બીજી વાર પણ દીકરી આવી તો પછી પાંચ પાર્વતી સમજજો! છઠ્ઠા ખોળે દિકરો આવે તો ભાગ્ય તમારાં!

ડોશીમાઓ ગમે તેટલી સાવચેતી આપે, પણ એ

**ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યકારની આ વાર્તા એક અદના અભિનેતાના અંતરમાં ડોકિયું કરી જાય છે**

પણ જે સૌંદર્યઝરણના પાનથી તેઓ પ્યાસ બુઝાવવા માગતા હતા, એ પાનથી તો એ તૃષા દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી. ઘણા દહાડા આ મૂગું નાટક ચાલ્યું.



આખરે સ્ત્રીએ પહેલ કરી. મુનિને કહ્યું, 'આપ જે દિવસે પહેલવહેલા અમારે ત્યાં ચાર રૂપ કરી ચાર વાર ભિક્ષા લઈ ગયા...' વેણુએ નેત્રોથી મુનિને પીધતાં વાક્ય અધૂરું મૂક્યું.

'ચાર રૂપ...મે કર્યાં...?' મુનિ ઝંખવાણા પડી ગયા. શરમાઈને પાછા ફરવાની ઇચ્છા કરી રહ્યા, પણ આખરે હિંમત કરી બોલ્યા: 'સુંદરીઓ? સાચું કહું તમે! એક લાડુ લીધો પછી વિચાર આવ્યો કે એ તો ગુરુજીને આપવો પડશે, પછી મારે ભાગ શું આવશે? એટલે બીજો લેવાની તરકીબ કરી. પછી સૂઝ્યું કે બીજો તો ઉપાધ્યાય મહારાજને આપવો પડશે, તો પછી મારે ભાગે શું આવશે? ત્રીજો પણ લીધો, તો એમ થયું કે અન્ય ગુરુભાઈઓને ત્રીજો આપવો પડશે! એટલે ચોથો લીધો. સુંદરીઓ! એ માટે મને ક્ષમા કરશોને!'

વેણુ ને રેણુ તો મુનિની નિર્દોષ જુવાની પર વારી ગઈ. મુનિએ વધારામાં પ્રશ્ન કર્યો: 'તમારા પિતાજીએ તો મને જોયો નથી ને! અરે! તેઓ મારે વિશે શું ધારશે? તમે શું ધારશો?'

વેણુ આગળ વધીને ધીરેથી બોલી: 'મુનિરાજ! અમને તો તમારી આસક્ત દાસીઓ સમજો. પિતાજીએ જ તમને વેશપરિવર્તન કરતા નિહાળ્યા હતા; અને તેઓએ જ કહ્યું કે આ મુનિ અજબ રૂપધર છે. એવા રૂપધરના તો આપણે ચરણ ચૂમવા જોઈએ. જો તેઓ થોડીએક વિદ્યા મારી પાસેથી હાંસલ કરે, તો સંસારમાં નામના કાઢે!

'અને તો તમે છાપરે ચઢાવ્યો. ચોરને તો દંડ જોઈએ. મેં તમારે ઘેર એકવાર ભિક્ષા લીધી, ત્રણ વાર ચોરી કરી!' મુનિ લઘુતા અનુભવી રહ્યા.

'વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણ પણ ચોર જ હતા.' મેડી પરથી ઊતરતા વિશ્વકર્માએ કહ્યું: 'એ ચોરને જ મારી તમામ કળા અને ગોપિકાઓ જેવી આ વેણુ-રેણુ હું અર્પણ કરવા ઇચ્છું છું.'

'શું આપ મને સ્વીકારશો?' મુનિ ભાન ભૂલી ગયા. વેશ ભૂલી ગયા.

'અવશ્ય! અને એક દહાડો તમારું નામ સંસારમાં વિખ્યાત કરી દઈશ.' વિશ્વકર્માની છાતી ગજગજ ઉછળતી હતી: 'તમે તો મારા દેવના દીધેલ છો.'

'અંદર પધારો ને પેલું આસન અલંકૃત કરો! અમને તમારી ચરણ સેવિકાઓ સમજજો.' વેણુ અને રેણુએ વિનંતિ કરી. કામ ને રતિનું નિમંત્રણ હતું.

'હજુ થોડી વાર છે. આવીશ, જરૂર આવીશ. અંતર બહાવરું બની ગયું છે, પણ હજી મારા ગુરુદેવ પાસેથી અનુમતિ મેળવવી બાકી છે, એ પવિત્ર આત્મા મારા પર વિશ્વાસ ધરાવે છે. આ મુનિવેશ પણ એમને પરત કરતો આવું! મારે કારણે પવિત્ર વેશ અપવિત્ર થવો ન જોઈએ.' મુનિના શબ્દોમાં નિખાલસતા હતી. એ એટલું બોલી ચાલી નીકળ્યા.

'પિતાજી! એમને કેમ જવા દીધા? હવે એમને ગુરુ પાછા આવવા દેશે ખરા? એ આવશે ખરા? માછીની જાળમાંથી માછલું સરી તો નથી ગયું ને?' રેણુએ કૃત્રિમ રોષ કરતાં કહ્યું.

'અવશ્ય આવશે. દીવા પર પતંગિયાને કોઈ રોકી શક્યું નથી! પણ પુત્રીઓ! એટલી વાત લક્ષમાં રાખજો કે આ બત્રીસ લક્ષણો પુરુષ ભદ્ર સ્વભાવનો ને ઉત્તમ પ્રકૃતિનો છે. અજબ રજ-વીર્યનો એ અંશ છે. તમારું અવિવેકી વર્તન જોશે, તો ઘડીભર અહીં ઊભો નહિ રહે. મે તો એનો મનમાં વિચાર કર્યો કે એ દિવસથી જ મદ્ય છાંડ્યો, તમે પણ ભૂલેચૂકે એ મદ્ય શયતાનને ન સ્પર્શતી!'

પિતા પુત્રીઓને હજી ઉપદેશ આપતો હતો, ત્યાં મુનિ આવતા દેખાયા. આવ્યા-વસ્યા ને આત્મીય બની રહ્યા. જોતજોતામાં તો એ સ્વજન બની ગયા. વિશ્વકર્માએ બીજા દિવસથી મુનિની કેળવણી શરૂ કરી. માણસ પોતાનું પ્રતિબિંબ જેટલી ઝડપથી અરીસામાં પાડે, એટલી ઝડપથી એણે બધી વિદ્યાઓ મુનિમાં પ્રતિબિંબિત કરી. ભાવ, વેશ, ગીત, નાટ્યમાં એ અજોડ બની રહ્યા. વિશ્વકર્માના ભર્યા દેહમાં નવો રંગરંગીન છોડ લહેરાઈ રહ્યો. વારસદારની ઝંખના મોડે મોડે પણ સાકાર થતી લાગી. એક દહાડો વિધિપૂર્વક વેણુ ને રેણુનું પાણીગ્રહણ કરી આપ્યું.

પહેલી રાતે વેણુએ નામ પૂછ્યું: 'આપનું નામ?'

'અસાડાભૂતિ!' એમણે કહ્યું. આ પછી કુળ, માતા, પિતા કે કુટુંબકબીલા વિશે કોઈ પૃચ્છા ન થઈ!

સુખદ કાળની ગતિ ઘણી તીવ્ર હોય છે. જોતજોતામાં અસાડાભૂતિની નટ તરીકેની ખ્યાતિ મગધના સીમાડા

ગયો.' અષાડાભૂતિ પરિધાન કરેલો પોશાક કાઢી નાખવા પાસેના ખંડમાં ગયા. નવી પરિસ્થિતિને સમજવા વિશ્વકર્મા પુત્રીઓ પાસે પહોંચ્યો. પણ ત્યાં એણે જે દશ્ય જોયું એથી વગર કહ્યે વાત સમજી ગયો. એણે પુત્રીઓને હોશમાં આણી દાંત કચકચાવતાં કહ્યું : 'ભમરો તો ઊડ્યો. ગમે તેમ કરીને સમજાવી લો.'

વેણુ ને રેણુ તરત સાવધ થઈ ગઈ. આ ભૂલ કરવા કરતાં મરવું સારું હતું. વેણુએ કહ્યું : 'પિતાજી! અમે બેશુદ્ધ હતી. ત્યારે અમારી ગરદન કાં ન દાબી દીધી! અરેરે! હવે જીવવું કેવું દુષ્કર થશે!'

. અષાડાભૂતિ વેશપરિધાન કરી વિદાય માટે તૈયાર હતા. ત્યાં બંને સુંદરીઓ પહોંચી. પગમાં પડીને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. સુંદર સ્ત્રીના વિલાપમાં ભલભલા વજ્ર હૃદયના પુરુષને પિગળાવનારી ઉષ્મા હોય છે.

'હે દેવ! અમને માફ કરો. અમે આપના ઉત્તમ જીવનને ન ઓળખ્યું.'

'માફ કર્યું. જે માણસ મુનિ થવા માગતો હોય, એણે સહુને માફ કર્યે જ છૂટકો. અવેર એ મારો ધર્મ છે.' અષાડાભૂતિએ કહ્યું.--

'મુનિ ન બનો, અમને ફરી સ્વીકારો.'

'અસંભવ! પશ્ચિમમાં સૂર્યોદય જેટલું અસંભવ!'

'પિતાજી વૃદ્ધ થયા છે. તમે જશો એટલે એમનું હૃદય ભાંગી જશે. પણ અમારો આધાર કોણ? અમારું ભરણપોષણ! અષાડાભૂતિ સિવાય અન્ય ભાઈ-બાપ છે અમારે! અરેરે! વાડ વગરની વેલની શી દશા થશે?'

સુંદરીઓના શબ્દોમાં વાસ્તવિકતાનો પડઘો હતો. નિરાધાર સુંદરીઓના શીલ પર સદા ભય ઝઝૂમતો જ હોય છે. પોતાની શીલરક્ષા ખાતર અન્યનું લીલ-વેચાણ તો સદ્ધર્મ ન જ કહેવાય! મુનિએ કહ્યું : 'સુંદરીઓ! ગુનેગાર હું પણ છું. જવાબદારી મારી પણ છે. જાઓ અને જાહેર કરો કે મારું રચેલું 'રાષ્ટ્રપાળ' નામનું નાટક હું ભજવીશ. એ ભજવીને એક ભવ ચાલે તેટલું દ્રવ્ય તમને આપતો જઈશ.'

વિશ્વકર્માએ આવીને સમજાવ્યા : 'હવે ગુરુ તમને નહિ સંઘરે. મુનિ થઈને અહીં જ રહો. અહીં જ મનનો સંયમ સાધો.

'મારા ગુરુ ઉદારચરિત છે. એ કહે છે, કે સવારનો ભૂલેલો સાંજે ઘેર આવે તો હું એને ભૂલેલો નહિ સમજું. તમે મને રોકવા નિરર્થક પ્રયત્ન ન કરો. રાજાજીને ખબર કરો!'

ઊગતી પ્રભાતે તો આખા નગરમાં નવા નાટકના વર્તમાન પ્રસરી ગયા. રાજાજીને નિવેદન કરતાં તેમણે કહ્યું : 'સાધનસામગ્રી જોઈએ તે મગાવજો.'

અષાડામુનિએ કહેવડાવ્યું : 'અલંકારોથી શોભતા પાંચસો રાજપુત્રો મદદમાં જોઈશે. એ મોકલો.'

[૪]

યોગ્ય સમયે નાટક શરૂ થયું. ભગવાન ઋષભદેવના પુત્ર ચક્રવર્તી ભરતદેવનું એ નાટક હતું. છ ખંડના વિજેતા ભરત ચક્રવર્તી રંગભૂમિના તખ્તા પર સંસારવિજય સાધતા દેખાયા. એમને પગલે પૃથ્વી પર પ્રલય આવ્યો. દિશાઓ ત્રાહિ-ત્રાહિ પોકારી ગઈ. સંસાર આખો શરણમાં આવીને પડ્યો. રિદ્ધિસિદ્ધિનો પાર ન રહ્યો.

વિજયદેવતા ભરતના પાત્રમાં અષાડાભૂતિએ અજબ કળા દાખવી. નાટક આગળ વધ્યું. જીવનમાં તો ઘણીવાર દેખીતા જયમાં પરાજય સાંપડે છે; ને પરાજયમાં પણ વિજય છુપાયેલો હોય છે. આવા છ ખંડના ચક્રવર્તી રાજાને પોતાના નાનાભાઈ બાહુબળી સાથે યુદ્ધ થયું. રાજકારણમાં કોણ સગું કોણ સાગવું! એક બાપના બે બેટા. એક બીજાનો જીવ લેવા મેદાને પડ્યા. એમાં ચક્રવર્તી હાર્યા. નાનો ભાઈ જીત્યો. જીતીને નાના ભાઈને મોટા ભાઈને હરાવવાની શરમ આવી. ધિક્ જીવન. નાનો ભાઈ સંસાર તજી ગયો. સંન્યાસી બની ગયો.

અને એથી મોટા ભાઈનો સંસાર ખારો થઈ ગયો. આટઆટલી સંપત્તિ, સ્ત્રીઓ, ધન, વૈભવ છતાં શાંતિ અદૃશ્ય થઈ ગઈ. એક દહાડો અરીસા ભવનમાં બેઠા હતા. જોયું તો માથામાં ધોળા વાળ. ચક્રવર્તીને વિચાર આવ્યો, કે રે! સંસાર આખો જીતી વળ્યો, શત્રુઓનું જડમૂળ કાઢી નાખ્યું, પણ મારા દેહમાં રહેલ આ જરાસરખી જરા (વૃદ્ધાવસ્થા) ન હટાવી શક્યો. એ તો દિનપ્રતિદિન સબળ જ બનતી ચાલી છે! એ યૌવનનો અર્થ શો? જીવનનો અર્થ શો?

સાપ કાંચળી તજે એમ ચક્રવર્તી ભરતદેવ બધું તજી યોગી બની ચાલી નીકળ્યા.

નાટક સમાપ્ત થયું. પણ એની અસરમાંથી કોઈ મુક્ત ન થયું. ત્યાં તો વળી નવી ઘટના બની! અષાડાભૂતિએ એ જ વેશમાં ત્યાંથી જ સાધુની વિદાય લીધી! અરે! આ તો નાટકમાંય નાટક!

એમને કોઈ સમજાવે ત્યાં પાંચસો રાજપુત્રો જેઓ તેમની સાથે કામ કરી રહ્યા હતા તેઓએ કહ્યું : 'અમો



## સર્જન અને સમીક્ષા

# ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલયનાં ત્રણ ઉપયોગી પ્રકાશનો

★ એકાંકી સ્વરૂપ અને સાહિત્ય ★ નાટ્યશિક્ષણનાં મૂળ તત્ત્વો

★ ગુજરાતી બિનધંધાદારી રંગભૂમિનો ઇતિહાસ

**એકાંકી સ્વરૂપ અને સાહિત્ય :** લેખક : શ્રી નન્દકુમાર પાઠક. પ્રકાશક : ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલય, વડોદરા. કિંમત : રૂા. ૨-૮-૦.

ભારતીય સંગીત નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલયના ઉપક્રમે તદ્‌વિદોને આમંત્રી સને ૧૯૫૪-૫૫ માં જે વ્યાખ્યાનો યોજવામાં આવેલાં તેમાંથી કેટલાંક ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે અને એકાંકી નાટ્યસાહિત્ય ભારતમાં ઝડપી પ્રગતિ કરી રહ્યું છે. એમાં અનેકવિધ પ્રયોગો કરવાની શક્યતા છે અને એકાંકીમાં પોતાની કલાની શક્તિનો પરિચય કરાવી તેને વિકસાવી વિઅજ્ઞાને ક્ષેત્રે ઘણાએએ પ્રગતિ મેળવી છે. રંગભૂમિના પ્રથમ પગથાર જેવી ઇમારતનાં પડતરનું દર્શન શ્રી નન્દકુમાર પાઠકે આ ગ્રંથમાં વિસ્તારપૂર્વક અને એની ઉત્પત્તિ, વિકાસ અને સંવિધાન કલા, ક્રમશ દાખવીને કર્યું છે. નાટ્યસાહિત્યમાં સ્થાપન એવા કેટલાક મૂળભૂત સિદ્ધાંતોનું એમાં સુરેખ આલેખન છે. લેખક તખ્તાના તંત્રથી સારી રીતે પરિચિત છે એટલે કથા અને સાહિત્યની સાથે દૃશ્યસામગ્રી, પ્રવેશ અને પ્રસ્થાન, રંગનિર્દેશ, અભિનયક્ષમતા અને રસાનુભવનો પરિચય કરાવે છે. એકાંકી એટલે શું એ લેખક થોડાક શબ્દોમાં જ કહી દે છે. "નાટકમાં વાર્તા કહેવાની છે એ ખરું, પરંતુ અમુક ચોક્કસ પાત્રો વિશે એ વાર્તા કહેવાની છે; એક ચોક્કસ સમય, સ્થળ અને વાતાવરણ લક્ષમાં રાખીને એ વાર્તા કહેવાની છે. પડદો ઉપડતાં જ પ્રેક્ષક કહી શકે–આ કોણ છે? ક્યાં છે? શું કરે છે? જેમ જેમ વસ્તુનો વિકાસ થતો જાય તેમ તેમ પ્રેક્ષકને આ પ્રશ્નોના જવાબ મળતા જાય તો જ પ્રેક્ષકની રસવૃત્તિ સંતોષાય." ઉપરના વાક્યોમાં "વાર્તા, સમય, સ્થળ, વાતાવરણ, વસ્તુ, વિકાસ અને રસવૃત્તિ" એ શબ્દો ખૂબ જ મહત્ત્વના છે અને એ શબ્દોની પાછળ એકાંકીના સંવિધાનનો ક્રમશ રહ્યો છે. રંગમંચની સાથે રેડિયો નાટિકાનું સ્વરૂપ, ધ્વનિ, ધ્વનિનિયોજન પણ કેવું હોવું જોઈએ અને હિન્દી, મરાઠી, કન્નડ, તેલુગુ અને બંગાળી એકાંકીના ફાલ વિશે પણ એમણે નિદર્શન કર્યું છે. રંગભૂમિના રસિયાઓ અને એકાંકી લેખનનું 'ટેકનિક' જેમને જાણવું છે તેઓને માટે આ ગ્રંથ અતિ ઉપયોગી છે.

**નાટ્યશિક્ષણનાં મૂળ તત્ત્વો :** લેખક : શ્રી જશવંત ઠાકર, પ્રકાશક : ઉપર મુજબ, કિંમત : રૂા. ૩-૮-૦.

નાટ્યકલા તરફ લોકરુચિ સાથે અભ્યાસવૃત્તિ પણ વધતી જાય છે અને વિશેષતઃ વિદ્યાલયોમાં નાટ્યપ્રવૃત્તિ વિકસતી જાય છે સંભવ છે કે બહુ નજીકના ભવિષ્યમાં વિદ્યાલયોના અભ્યાસક્રમમાં, નાટ્યકલા એ પઠન અને પ્રયોગનો વિષય બને. એ કલાના સાંગોપાંગ અભ્યાસ માટેની સામગ્રી નહિવત્ છે એટલે આ પુસ્તક સુભગ ટાણે પ્રકટ થયું છે. ભરત નાટ્યશાસ્ત્રમાંથી નિષ્કર્ષ કાઢી એમાં આધુનિક પ્રયોગોનાં તત્ત્વો ઉમેરી લેખકે આ પુસ્તકને સુગમ ને તાત્કાલિક જરૂરિયાતો પુરી પાડી રસપ્રદ બનાવ્યું છે. રસતત્ત્વોનો આસ્વાદ કે અનુભવ માત્ર પઠન દ્વારા સિદ્ધ થઈ શકતો નથી એટલે આ ગ્રંથ કાચા ખરડારૂપે લખાયેલો છે, છતાં લેખક નિર્દેશ કરે છે તેમ "કેટલોય પ્રાયોગિક ભાગ લખી શકાતો નથી તેમ જ લખેલો હોય તો પણ તેને ગુરુ વિના અનુસરવો તે સરળ કાર્ય નથી." નાટ્યને સર્જનાત્મક અવસ્થામાં મુકતાં 'અભિનય' એનું મુખ્ય અંગ બની રહે છે. અભિનય દ્વારા જ રસનિષ્પત્તિ થાય છે અને કલાકારો તથા પ્રેક્ષકો વચ્ચે એક સૂક્ષ્મ ગ્રંથી બંધાયેલી રહે છે. લેખક પોતે પણ આપણી ગુજરાતી રંગભૂમિના એક પ્રથમ કક્ષાના અભિનેતા છે અને આ ગ્રંથમાં અભિનયકલાને એમણે પ્રાધાન્ય આપ્યું છે. ગ્રંથમાં

[૫મા પાનાથી ચાલુ]

અને તે વ્યક્તિ તે ડૉ. ડી. જી. વ્યાસ. એમની કામગીરી આપણે જાણીએ છીએ. એમને અભિનન્દવાનો વિચાર એમના ઘણા સન્મિત્રોએ કર્યો તેને તેમણે ઝીલ્યો છે. દિલ્હીના દરબારમાં એમણે જે ગુજરાતની નોબત વગાડવાનો પરિશ્રમ કર્યો છે તે ખરેખર નોંધપાત્ર છે, ગુજરાતે તેની નોંધ લેવી જોઇએ. કલાના દરેક ક્ષેત્રમાં વિવેચન કર્યું છે. તેમને કલામાં અખૂટ રસ છે. રંગભૂમિની ઉન્નતિના પ્રયાસો તેઓ જારી રાખે અને ખૂબ દીર્ઘાયુ પ્રાપ્ત કરે અને આપણને માર્ગદર્શન આપતા રહે એમ ઇચ્છીએ."

### શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'

ગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર, પત્રકાર અને "જન્મભૂમિ"ના તંત્રી શ્રી મોહનલાલ મહેતા "સોપાન", આ પ્રસંગે બોલ્યા હતા કે, "શ્રી જયશંકરભાઇ માટે જે શબ્દો કહેવાયા છે તેમાં આપણું હૃદય છે. એમનું આરોગ્ય, એમની શક્તિ, કલ્પના, વગેરે જોતાં એમને જે સિદ્ધિ મળી છે તેના કરતાં પણ વધુ તે મેળવી શકે એમ છે. જ્યારે એમનેઆ પારિતોષિક અર્પણ થયાના સમાચાર સાંભળ્યા ત્યારે આનંદ થયો, પણ એમ લાગ્યું કે આ માન તેમને ઘણું વહેલું મળવુ જોઇતું હતું. ભાઇશ્રી મધુકરે, ડૉ. વ્યાસ માટે જે કહ્યું તેમાં પણ હું મારો સૂર પૂરાવું છું. ડૉ. કલાવિવેચક તરીકે બહુ જ સુન્ન છે. ગુજરાત માટે તેમને વેદના છે. હવે તો તેમણે ગુજરાત તરફ દિલ્હી દરબારનું પણ ધ્યાન ખેંચ્યું છે.

આજના સમારંભના પ્રમુખ શ્રી હિતેન્દ્ર દેસાઇ મુંબઇ માટે નવા છે. જો કે સુરત પણ મુંબઇનાં પરાં જેવું ગણાય એટલે જૂના પણ ખરા. જ્યારે શ્રી દિનકરરાવ દેસાઇનો વિદાય સમારંભ હતો ત્યારે તેમના પછી આવનાર પાસેથી આપણે શું અપેક્ષાઓ રાખીએ છીએ તે જણાવ્યું હતું. અમને ખાત્રી છે કે શ્રી હિતેન્દ્રભાઇ તેમનું સ્થાન શોભાવશે જ, અને આપણી અપેક્ષા પૂરી કરશે. શ્રી જયશંકરભાઇ પ્રશંસાના પ્રતીકરૂપ છે. સરકારને જો વધુમાં વધુ લોકપ્રિયતા મેળવવી હોય તો તેણે કલાકારોની પ્રશંસા કરવી જોઇએ. કલાકારો પોતાની થોડીશી પ્રશંસાથી પણ સંતુષ્ટ થાય છે. ચંદ્રકો ને ઇનામોથી તેઓ આભારવિવશ થઇ જાય છે. એટલે સૌના વતી કહું છું કે એ સૌના હિતની રક્ષા કરજો અને ઇન્દ્ર બનીને સ્થાન શોભાવજો.

શ્રી જયશંકરને આ ચંદ્રક ન મળે તો પણ ગુજરાતે તેમની પ્રશંસા કરવી જોઇએ. એ નાટ્યનાં બધાં જ અંગોને પિછાણે છે, સૌમાં તે અગ્રણી છે, નવાઓને અનેક વસ્તુઓ આપી શકવાની તેમનામાં શકિત છે અને નવાજૂનાના ભેદ મીટાવવા જયશંકરભાઇ પ્રવૃત્ત છે.

અને વળી આ ચંદ્રક તો લેનાર અને દેનાર બન્નેને શોભા અપાવે તેવો છે. શ્રી જયશંકરભાઇ વધુ ને વધુ રંગભૂમિનો ઉત્કર્ષ સાધે અને હિન્દભરમાં ઊંચુ સ્થાન પ્રાપ્ત કરે એજ અભ્યર્થના.

"વિક્રમચરિત્ર"નું એક દૃશ્ય



શ્રી બાપુલાલ નાયક અને શ્રી જયશંકર "સુંદરી"

### શ્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઇ

"ગુજરાતી" પત્રના સંચાલક અને સાહિત્કાર શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના પુત્ર શ્રી નટવરલાલ દેસાઇએ પણ પોતાના પિતાશ્રીના સંસ્મરણો રજૂ કર્યાં હતાં. તેમનાં "ગુજરાતી" પ્રેસે જયશંકરભાઇ અને બાપુલાલભાઇની ગુજરાતી નાટક મંડળીને પ્રસિદ્ધિ આપવા માટે ઘણું કર્યું હતું. તેમનો સંબંધ ઘણો જ ગાઢ હતો. અને જયશંકરભાઇની અભિનયશકિતના તેઓ મુગ્ધ પ્રશંસક હતા એમ શ્રી નટવરલાલ દેસાઇએ જણાવ્યું હતું.

### શ્રી અમર જરીવાળા

ત્યારબાદ મુંબઇની કલાસંસ્થા "રંગભૂમિ"ના મહામંત્રી શ્રી અમર જરીવાળાએ પોતાનો અભિનંદનનો સૂર પૂરાવ્યો હતો ને વધુમાં કહ્યું હતું કે, "ત્રણ વર્ષથી સરકાર તરફથી આ જાતના પદકો અપાય છે, પણ

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શકય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



# ઇતિહાસની દ્રષ્ટિએ

:સંપાદક:

શ્રી જયંતિલાલ અર. ત્રિવેદી

## શ્રી ગુજરાત કલા મંદિર

પ્રસ્તુત સંસ્થાની માહિતી અંગે શ્રી રતિલાલ શાહના સૌજન્યથી 'ચિત્રપટ' સાપ્તાહિકના તે સમયના અંકોનો ઉપયોગ કર્યો છે, જે માટે તેમના તથા અન્ય માહિતી આપવા માટે શ્રી નરોત્તમદાસ આ. સંપાદના આભારી છીએ.

—સંપાદક

ગુજરાતી રંગભૂમિ પર પાંચથી ૭ પાત્રો વડે અને અઢી કલાકમાં ભજવાઇ શકે તેવી નાટિકાઓની પ્રથા શરૂ કરી, તે દ્વારા લોકોને સિનેમાના ભાવમાં રંગભૂમિનું મનોરંજન પૂરું પાડવાના ઉદ્દેશથી **ભૂલનો ભોગ, એમાં શું?, સોનેરી જાળ, એ કોનો વાંક? અને લગ્નબંધન** જેવાં સુપ્રસિદ્ધ નાટકોના જાણિતા લેખક શ્રી જમનાદાસ મોરારજી સંપટ ઉર્ફે કવિ **જામને** સને ૧૯૩૨ ના ઓકટોબર માસમાં વિજયાદસમીના શુભ દિવસે સુરત મુકામે સૂર્યપ્રકાશ થિયેટરમાં **શ્રી ગુજરાત કલા મંદિર** નામે પોતાની સ્વતંત્ર નાટ્ય સંસ્થા શરૂ કરી.

શ્રી ડેનિયલ ડેવીડને મેનેજર તરીકે નિયુક્ત કર્યા.

ઓરકેસ્ટ્રા વિભાગમાં શ્રી મોહન જૂનિયર, ભોગીલાલ અને નરોતમ પેટી માસ્તરને રોકયા.

શ્રી બાલુભાઇ પટેલ સહિત શ્રી રોયલ નાટક મંડળીના ઘણા ખરા તેમ જ ચૂનીલાલ જીવરામ નાયક (શ્રી દેશી નાટક સમાજના હાલના પ્રખ્યાત ખલનાયક) સહિત ન્યુ આલ્ફ્રેડ નાટક મંડળીના કેટલાક કલાકારોને રોકી લીધા.

શ્રી જામન પોતાના જ લખેલાં નાટકો ભજવતા કે જે નાટકોમાં શૃંગાર કે મોટા ભપકા જણાતા ન હતા, પણ ગૃહજીવનનાં નાના મોટા પ્રસંગોને સ્વાભાવિક અને સચોટ રીતે રજૂ કરાયલા હતા.

**૧ નવું ને જુનું: ૨૭–૧૦–૧૯૩૨.**

લેખક: દિગ્દર્શક: શ્રી જામન

સંગીત: શ્રી. મોહન જૂનિયર

શ્રી જામન



સંસ્થાના માલિક, લેખક અને દિગ્દર્શક

પાત્રો

| | |
|---|---|
| ગડબડ ભટ્ટ: બાલુભાઇ પટેલ | મનુ મહેતા: નરોતમ |
| વસંત: ચૂનીલાલ નાયક | રજની: હીરાલાલ |
| ઇશ્વરલાલ: છગનલાલ (કડી) | લાલાં: અમૃત જેખમ |
| મવીણુ: લાલજી (અમદાવાદ) | |

**નોંધ:** વસ્તુ નાનકડું છતાં મર્મવેધક, રસીલું,

# શ્રી પાલીતાણા ભકિત પ્રદર્શક નાટક કંપની

(ગયા અંકથી ચાલુ)

**શ્રી હેમુભાઇ મણિશંકર ભટ્ટ**



**સંસ્થાના એક કલાકાર અને દિગ્દર્શક**

જામનગરમાં કંપનીએ ચાલુ નાટકો ભજવ્યા બાદ નવું નાટક રજૂ કર્યું.

**૧. સોનેરી ટોળી યાને ગોલ્ડન ગેંગ ૧૯૩૧**

લેખક: શ્રી મણિલાલ પાગલ.

ગીતો: શ્રી બાબુભાઇ કલ્યાણજી ઓઝા;
કવિ કેશવલાલ (જામનગર).

સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ.

દિગ્દર્શક: શ્રી મણીલાલ પાગલ.

**પાત્રો:** ભગવાનજી, હરગોવિંદ ભૈયાજી, મૂળશંકર રાજગોર, હરિલાલ, રમણ, ભાઇશંકર, નારણ બરેટા, પ્રાણશંકર અને શામજી કડીયા.

**નોંધ:** સપ્ટેમ્બરની શરૂઆતમાં કંપની જૂનાગઢ મુકામે ગઇ. પહેલી જ નાઇટે મુસલમાનોએ પીકેટીંગ કર્યું. રાજ્યની નોકરી કરતા કંપનીના જૂના કલાકારોએ અણીને વખતે કરેલી મદદના પરિણામે કંપની ભારે મુશ્કેલીમાંથી બચી ગઇ. ચાલુ નાટકો રજૂ કર્યા. નવેમ્બરની શરૂઆતમાં કંપની પોરબંદર મુકામે ગઇ. અહીં ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું

**૫૨. પતિભક્તિ: ૧૯૩૧**

લેખક: શ્રી બાબુભાઇ કલ્યાણજી ઓઝા.

સંગીત: દિગ્દર્શક: શ્રી છોટુભાઇ ભટ્ટ.

પાત્રો: 'સોનેરી ટોળી' નાટકના પાત્રોમાંથી મોટાભાગના.

**નોંધ:** જાણીતા નટ મા. કુબેરને રોકયો. તેણે 'આર્ય રમણી'માં પ્રસંશનીય ભૂમિકા ભજવી.

ડિસેમ્બરની આખરે કંપની સ્ટીમર માર્ગે કચ્છમાં માંડવી મુકામે ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

**૫૩. બંગાલનો નવાબ: ૧૯૩૨.**

લેખક: દિગ્દર્શક: શ્રી મણિલાલ પાગલ

ગીતો: શ્રી બાબુભાઇ ઓઝા; સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ

પાત્રો: બાલાશંકર, હેમુભાઇ ભટ્ટ, ભગવાનજી, હરગોવિંદ ભૈયાજી, મૂળશંકર રાજગોર, મોહન મારવાડી, ભાઇશંકર, હરિલાલ, કવિ સોમેશ્વર, જીવાભાઇ સંધી અને નટવર ચાર્લી.

**નોંધ:** ટૂંક સમય બાદ કંપની ભૂજ મુકામે ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવાં નાટકો રજૂ કર્યાં.

**૫૪. શ્રી શક્તિ: ૧૯૩૨.**

લેખક: દિગ્દર્શક: શ્રી મણિલાલ પાગલ.

ગીતો: શ્રી બાબુભાઇ ઓઝા. સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ

પાત્રો: ભગવાનજી, મૂળશંકર રાજગોર, હરગોવિંદ ભૈયાજી, મોહન મારવાડી, કવિ સોમેશ્વર, ભાઇશંકર, હરિલાલ, રમણ, જીવાભાઇ સંધી અને નટવર ચાર્લી.

**૫૫. ઘરજમાઇ: ૧૯૩૨.**

લેખક: દિગ્દર્શક: શ્રી મણિલાલ પાગલ.

ગીતો: શ્રી બાબુભાઇ ઓઝા. સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ.

પાત્રો: બાલાશંકર, મૂળશંકર રાજગોર, હેમુભાઇ ભટ્ટ, હરગોવિંદ ભૈયાજી, મોહન મારવાડી, કવિ સોમેશ્વર, જીવાભાઇ સંધી અને નટવર ચાર્લી.

**નોંધ:** એપ્રિલની શરૂઆતમાં કંપની રાજકોટ મુકામે ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

**૫૬. નેતાજી પાલકર: ૧૯૩૨.**

લેખક: દિગ્દર્શક: શ્રી મણિલાલ પાગલ.

ગીતો: શ્રી બાબુભાઇ ઓઝા. સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ

પાત્રો: ભગવાનજી, પ્રાણશંકર, વસનજી, મૂળશંકર રાજગોર, હરગોવિંદ ભૈયાજી, મોહન મારવાડી, ભાઇશંકર હરિલાલ, જીવાભાઇ સંધી, નટવર ચાર્લી, દોલત અને શંકર.

"કદમ મિલાકે ચલો" અને "ભારેલો અગ્નિ" જાન્યુઆરી દિવસ રજૂઆત પામશે.

**રંગભૂમિ :** "મારાં નાટકો"ની શ્રેણીમાં શ્રી જયંતિલાલ ત્રિવેદીના પ્રમુખપણા નીચે શ્રી પ્રાગજી ડોસાએ તા. ૯ઠ્ઠી એપ્રિલે પોતાનું વક્તવ્ય આપ્યું હતું. નશાબંદી સપ્તાહ દરમ્યાન સંસ્થાએ ચંદનવાડી મ્યુ. વર્કર્સ ચાલમાં તા. ૧૩મી એપ્રિલે રંજન કાર્યક્રમ રજૂ કર્યો જેમાં "બ્લડ પ્રેશર" અને "માનવતા" નામના એકાંકીઓ રજૂ કર્યાં હતાં. આ પ્રસંગે અતિથિવિશેષ તરીકે મા. શ્રી રતુભાઇ અદાણી ઉપસ્થિત રહ્યા હતા.

મે માસમાં શ્રી અનંત આચાર્ય કૃત ત્રિઅંકી "બ્રહ્મચારી" નાટક રજૂ કરવામાં આવશે. આ નાટકનું દિગ્દર્શન શ્રી વિષ્ણુકુમાર વ્યાસ સંભાળી રહ્યા છે, અને સહદિગ્દર્શન શ્રી લીલા જરીવાલા કરી રહ્યાં છે.

મુંબઇ સરકાર હાથવણાટ ઉદ્યોગ સમિતિનુ શ્રી પ્રાગજી ડોસા લિખિત નાટક "સહકારના દીવા"નો હિન્દી અનુવાદ થઇ ગયો છે અને હિન્દી મધ્યસ્થ સરકારના ઉત્સવમાં રજૂ થશે.

**ભારતીય કલા કેન્દ્ર:** 'નાસોગોસો' "સહકારના દીવા" અને "પેમનજીનાં પરાક્રમો"ના પ્રયોગ થયા હતા. કુ. ચંદ્રલેખાના નૃત્યનો કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

**શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળ:** સુમન બાળ વિનોદ, સુમન બાળ મંદિર, તથા નૃત્ય વર્ગોનો મનોરંજન કાર્યક્રમ રવિવાર તા. ૧૪મી એપ્રિલે શ્રી જ્યોત્સનાબહેન પ્રભાશંકર ભટ્ટના પ્રમુખપદે શ્રી કાનજી ખેતશીની વાડીમાં ઊજવાયો હતો.

**શ્રી શયદા ષષ્ઠીપૂર્તિ સમારંભ:** ગુજરાતના ગઝલ સમ્રાટ, ઉત્તમ નાટ્યકાર, નવલકથાકાર અને નવલિકાકાર શ્રી શયદાને તેમનાં સાઠ વર્ષ પૂરાં થતાં હોવાથી તેમને સન્માનવાનો સમારંભ શ્રી મોતીલાલ નહેરૂપાર્ક (મુમ્બાદેવી) ખાતે ૧૫મી એપ્રિલે યોજવામાં આવ્યો હતો. શ્રી શયદાની ગઝલોની લોકપ્રિયતા સર્વવિદીત છે. તેમની નવલકથા "અમીના" ઉચ્ચ કક્ષાની કૃતિ સાબીત થઇ છે. વ્યવસાયી રંગભૂમિ પર રજૂ થયેલ તેમની પ્રથમ નાટ્યકૃતિ "સંસાર નૌકા"એ પ્રેક્ષકોમાં અજબ મોહિની લગાડી હતી. આવા વિરલ સાહિત્યકારનાં સત્કારનો સમારંભ બહુ સારી રીતે ઊજવાયો હતો. તે પ્રસંગે ગુજરાતના સુપ્રસિદ્ધ કવિઓ અને શાયરોએ પોતાની કૃતિઓ રજૂ કરી હતી. અને શ્રી શયદાને આ પ્રસંગે લગભગ સાત હજાર રૂપિયાની થેલી પણ અર્પણ કરવામાં આવી હતી.

**પાચમું સ્વામી હરીદાસ સંગીત સમ્મેલન:** સુરસિંગાર સંસદતરફથી સંગીત સમ્મેલન યોજવામાં આવ્યું હતુ, જેમાં ભારતના શ્રેષ્ઠ સંગીતકારોએ ભાગ લીધો હતો. સલામતઅલી અને નજાકતઅલી નામના બે યુવાન સંગીતજ્ઞોએ પોતાની અનોખી ગાયન શૈલીથી શ્રોતાઓને મુગ્ધ કર્યાં હતાં. આ સંગીત સમ્મેલન વખતે નૃત્યોના પણ અનુપમ કાર્યક્રમો રજૂઆત પામ્યા હતા. આજ સમયમ દરમ્યાન સુરસિંગારની જ સંસ્થા "અલંકાર"નો દ્વિતીય વાર્ષિકોત્સવ ઊજવવામાં આવ્યો હતો, જેમાં નૃત્યો અને ઉર્દુ અને હિન્દી કવિઓનો મુશાયરો પણ યોજાયાં હતાં.

**આઠમો રાજસ્થાન દિન:** રાજસ્થાન કલાકેન્દ્ર તરફથી ૯ઠ્ઠી એપ્રીલથી ૧૩મી સુધી રાજસ્થાની કલાનો ઉત્સવ ઊજવવામાં આવ્યો હતો. આ ઉત્સવ દરમ્યાન પૃથ્વી થિયેટર્સના લોકપ્રિય નાટકો રજૂ થયા હતાં તેમ જ રાજસ્થાની કવિઓનું સંમેલન, લોકગીતો, લોકનૃત્યો વગેરે કાર્યક્રમો રજૂ થયા હતા. મુંબઇના "રંગભવન"માં રજૂ થતા આ કાર્યક્રમો દરમ્યાન ત્યાં જ રાજસ્થાની લોકકલાનું એક પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું.

**ગુજરાતના ગઝલ સમ્રાટ અને નાટ્યકાર**



શ્રી શયદા
જેમની હમણાં શાનદાર ષષ્ઠીપૂર્તિ ઊજવાઇ હતી

## સૂરત

**રાષ્ટ્રીય કલાકેન્દ્ર:** સંસ્થા તરફથી "એકાંકી નાટ્ય લેખન સ્પર્ધા યોજવામાં આવી છે. આ સ્પર્ધા સુરતના રહેવાસીઓ પૂરતી જ મર્યાદિત રાખવામાં





સંગીતમાર્તણ્ડ
**પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુર**
**શ્રી જોન ફિન્લે વિલિયમસન**
(અમેરિકન સંગીતવૃન્દના સ્થાપક) સાથે



## પૌર્વાત્ય પ્રદેશોના પર્યટને નીકળેલું

# અમેરિકન સંગીતવૃન્દ

"વેસ્ટમિન્સ્ટર ચોઇર" તરીકે ઓળખાતું અમેરિકન સંગીતજ્ઞોનુ એક જૂથ એના સ્થાપક શ્રી જોન ફિન્લે વિલિયમસનની સરદારી નીચે પ્રથમ વખત પૌર્વાત્ય પ્રદેશોની મુલાકાતે આવ્યુ છે. પૂર્વકાલિન શાસ્ત્રીય રચનાઓ (Classics)થી માંડીને આધુનિક તથા લોકસંગીત પણ તેઓ આપે છે. આ સંસ્થાનું ધ્યેય છે 'વિશ્વના દેશો અને જાતિઓ વચ્ચે પ્રેમભાવના પ્રકટાવવા સંગીતના પ્રતિનિધિઓ મોકલવા.' સંગીતની ભાષા સર્વદેશીય છે એ સિદ્ધ કરવા એમણે એડગર એલન પોનાં પ્રખ્યાત કાવ્ય THE BELLS કે જેનો રશિયન ભાષામાં અનુવાદ થયો હતો અને જર્મનીમાં પણ ભાષાંતર થયુ એ રજૂ કર્યું હતુ. **પુલિત્ઝર પારિતોષિક મેળવનાર પૉલ ગ્રીનનાં નાટક THE LOST COLONYને પણ એમણે સંગીતમાં ઉતાર્યું** છે. આ વૃન્દની એક વિશિષ્ટતા છે કે એના ગાયકો કોઇ પણ ગીત સાથે વાદ્યો પર સંગત પણ કરી શકે છે અને ગાયક ગાતો હોય ત્યારે કોઇ પણ વખતે એક વાદ્ય ઉપાડીને ગીત-વાદન ચાલુ રાખે છે.

તાજેતરમાં જ આ સંગીતવૃન્દે બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં પોતાનો કાર્યક્રમ રજૂ કરી શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા અને સંગીતમાર્તણ્ડ પંડિતશ્રી ઓમકારનાથજી ઠાકુર તરફથી પ્રશંસાને પામ્યા હતા.



WESTMINSTER CHOIP : અમેરિકન સંગીતવૃન્દ

ણુ અર્ચના

ચિત્રકાર

શ્રી કનુ દેસાઈ

બ્લૉક :

દેના જ્યોતિના સૌજન્યથી



પુસ્તક : ૪થું
અંક : ૧૧ મો
જૂન : ૧૯૫૭

મત : ૫૦ નયા પૈસા



## શ્રી પ્રાણલાલભાઈની ચિંતન-માળા

નાટક યા રંગભૂમિ સાચા અર્થમાં પ્રજાકીય લોકશાળા છે. ભવાઈ, તમાશા, યાત્રા, રાસલીલા દ્વારા જે કાર્ય સાધી શકાત, તેથી વિશેષ આ નાટકો દ્વારા સાધી શકાય છે. નાટકો, સારા કાવ્યની માફક કાન્તાસમ્મિતતયા પ્રેક્ષકને ઉપદેશ આપે છે—અને તે ઉપદેશ પણ પ્રત્યક્ષ નહીં, પરોક્ષ રીતે, કલાત્મક રીતે જેથી તે હૃદય સોંસરવો ઊતરે ને ધાર્યું કામ બને. માનવઘડતર કે સમાજઘડતર કરવા માટે નાટકે, આમ 'બોધ-પ્રધાન' થવાની જરૂર નથી. બોધ તો સારા નાટકનું સ્વાભાવિક ફળ જ હોય છે.

# ઊઘડતે પડદે

આ માસિકના ડિસેમ્બર ૧૯૫૨ના અંકમાં મેં 'પંચ થિયેટર યોજનાની આછી રૂપરેખા આલેખી હતી. મુંબઈ તેમ જ બહારગામના સમાચાર પત્રોએ પણ એ યોજનાને વધાવી હતી પરંતુ એને અમલમાં મૂકવા પહેલ કોણે કરવી એ પ્રશ્ન સૌને મૂંઝવી રહ્યો હતો. દરમિયાન ગયા માસમાં ઇન્ડિયન નેશનલ થિયેટર સંસ્થા પાંચ નાટકોના કલાકારો અને કાર્યકરોનો જંગી કાફલો લઈ અમદાવાદના પ્રવાસે ગઈ. લગભગ નેવુંથી સો કસબીઓના એ સંઘને ઊતારવાની, જમાડવાની, કોઈ માંદુ પડે તો એને માટે દવાદારૂ લાવી માવજત કરવાની અને મુંબઈથી અમદાવાદ તથા અમદાવાદથી મુંબઈ સહીસલામત પાછા પહોંચાડવાની જવાબદારી લઈ જે સુંદર વ્યવસ્થા આઈ. એન. ટી.ના સંચાલકો અને કર્મચારીઓએ સાચવી એ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આ જૂથની સાથે જતાં ફરી મને એ પંચ થિયેટર યોજના સાંભરી. ફક્ત 'ભારેલો અગ્નિ' નાટકનો દાખલો લઈએ તો એમાં પંચાવન કલાકારો જોઈએ છે. એમાંના વીસેક જણ તો સ્હેલાઈથી અમદાવાદના કોઈ મંડળમાંથી લઈ શકાત. અને ખર્ચના બચાવની સાથે કર્મચારીઓ ઉપરનો કામનો બોજો હળવો બનતે.

એક હકીકત આ યોજનાને કંઈક અંશે અમલમાં મૂકવાના પ્રમાણભૂત હતી. ટાઉનહૉલના પ્રેક્ષકગૃહની વ્યવસ્થા રંગમંડળના વૉલંટિયર ભાઈઓએ સંભાળી લીધી હતી. આ રીતે પણ મુંબઈ અને અમદાવાદની સંસ્થાઓ સંપર્કમાં આવી અને સહાયરૂપ બની. આ સહાય માટે રંગમંડળને અભિનંદન. અને હું તો હજીયે એ વસ્તુનો આગ્રહ સેવું છું કે નાટકના ગૌણ પાત્રો પણ સ્થાનિક સંસ્થામાંથી લેવામાં આવે તો એક સંસ્થાને બહારગામમાં નાટકો ભજવવાની સુવિધા થશે.

**ગ્રામ્ય નાટ્ય મંડળીઓ :** જૂની પ્રણાલિના નાટકો ભજવતા એક મશહૂર અભિનેતા થોડા દિવસો પૂર્વે મંડળનાં કાર્યાલયમાં આવ્યા. ગામડાઓમાં જૂના નાટકો ભજવતી નાની નાની મંડળીઓની વાત નીકળી. એમણે કહ્યું ગામડાઓના નવજુવાનોમાં ઘણો ઉત્સાહ છે, યોગ્ય દોરવણી મળે તો ઉત્તમકક્ષાના કલાકારો થવાની સુષુપ્તપણે પડી રહેલી શક્તિ પણ એમનામાં છે પણ કોણ એમને નવાં નાટકો લખી આપે અથવા શહેરની સંસ્થાઓનાં નાટકોમાં કામ કરવાની તક આપે? વાતચીતની છેવટમાં એ વિચાર પર અમે આવ્યા કે ગામડાના એક એકમમાં આ જુવાનો નાની શી નાટક મંડળી સ્થાપે અને જૂની સાથે નવી પ્રણાલીનાં નાટકો, ભલે એમના દૃષ્ટિકોણથી ભજવે, અનુભવી અભિનેતાઓનું માર્ગદર્શન ને તાલીમ લે તો શહેરોમાં પણ એમના એ નાટકો રજૂ કરવાનો મોકો મળે એ સાથે જૂની અને નવી પ્રણાલીની રંગભૂમિ પણ અન્યોન્યની નજીક આવે.

પ્રાગજી ડોસા

# સુખી........?

# કે

# સુહાગી....?



: લેખક :

શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી





શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી

પાત્રો :

| | |
|---|---|
| ચન્દ્રકાન્ત : | એક પ્રખર ધારાશાસ્ત્રી |
| જ્યોતિર્મયી : | એની પ્રેમાળ પત્ની |
| સૌદામિની : | ચન્દ્રકાન્તની પુત્રી |
| પ્રતાપ : | સૌદામિનીનો પતિ |
| રમા : | ચન્દ્રકાન્તની બહેન |
| ડૉ. મનોહર : | રમાનો પતિ |
| માધવ : | રમાનો પુત્ર |

## દૃશ્ય પહેલું

સ્થળ : ચન્દ્રકાન્તની સુઘડ ઓરડી.

સમય : મોડી સાંજ.

(જ્યોતિર્મયી બારી પાસે ઊભી રહી ચંદ્રકાન્તની રાહ જોતી હોય છે, પાછી ફરી ઘડિયાળ સામુ જુએ છે.)

જ્યોતિ : સાત વાગ્યા પણ હજી ન આવ્યા.

(ફોનોગ્રાફ પર ચન્દ્રકાન્તને બહુ જ પસંદ હોય છે એ રેકર્ડ મૂકે છે. થોડો સમય એ ગીત સાંભળી ફરી બારી તરફ જાય છે. ચન્દ્રકાન્ત આવતો હોય છે એનો આનંદ એના મુખ પર દેખાય છે. રેકર્ડ બંધ કરી ડાહી ડમરી બની કંઇ ગૂંથવાનું લઇ ખુરસી પર બેસી જાય છે. એના કાયદાના પુસ્તકો લઇ ચન્દ્ર પ્રવેશ કરે છે)

ચન્દ્ર : એક હતી રાણી, પણ સ્વભાવ એવો અટ-

પોતાના અનેક વ્યવસાયોમાંથી પણ જેમણે સમય કાઢી સાહિત્ય, સંગીત અને કલા પ્રત્યે પોતાનો અનુરાગ દાખવી ઘણાઓને ઉત્સાહિત કર્યા છે એવા શ્રી પ્રાણલાલભાઇ પોતે પણ એ કલાઓના જ્ઞાતા હતા અને અનેકવિધ સાહિત્ય સર્જન કર્યું છે જે એમના માનાર્થે પ્રગટ થયેલા 'અભિનંદન ગ્રંથ'માં પ્રકટ થયું છે તેમાંથી આ નાટિકા લઇ રંગમંચને યુક્ત એવા થોડાક ફેરફાર સાથે કેના ફેલોશિપ સોસાયટીના કલ્ચરલ સર્કલે ભજવી, તે સાભાર અહીં પ્રકટ કરી છે.

જ્યોતિ : ચન્દ્ર, કામના બોજાનો થાક ઉતારવા કોઈ વાર તમે આવી મજાક કરો છો એ મને ગમે છે, પણ તમે હદ ઉપરાંતનું કામ કરો છો, એ મને નથી ગમતું.

ચન્દ્ર : હદ ઉપરાંતનું હોય, થાક લાગતો હોય પણ આ સ્વર્ગસમા સંસારમાં પગ મૂકતાં બધો જ થાક ભૂલી જવાય છે. તારા પ્રેમાળ વચનો, તારા અંતરનો અકથ્ય પ્રેમ એ...કાયદા અને ઝઘડાની બધી જ બાબતોનું વિસ્મરણ કરાવી, મારા આ નાનકડા સંસારમાં જ મનને પરોવે છે.

જ્યોતિ : એ સંસાર સદાય સ્વર્ગસમ રહેશે? કોઈ વખત એમાં તોફાનની આંધી તો નહિ ઉઠે ને?

ચન્દ્ર : કોઈ દિવસ નહિ. એવા અભાગી દિવસની હું કલ્પના પણ નથી કરી શકતો કે જ્યારે આપણો પરસ્પરનો પ્રેમ આપણે ખોઈ બેસીએ અને જ્યોતિ, પેલી સ્ત્રીને મેં સલાહ આપી એમ તારે પણ મહાન બનવું જોઈએ. સમાજમાં અગ્રસ્થાન લઈ તારે અન્ય દુઃખીત સ્ત્રીઓનાં દુઃખ દૂર કરવાં જોઈએ.

જ્યોતિ: જોઈશું...પણ હવે મોટું ભાષણ આપવા માંડશો તો મનોહરભાઈને ત્યાં બધા જમી લેશે અને ત્યાંથી પણ...

ચન્દ્ર : ન જમે, મનોહર સાથે મારી વહાલી નાની બેન રમા પરણાવી છે એ તો રાહ જોશે જ.

જ્યોતિ : તો પછી સૌદામની આવે એટલે આપણે ત્યાં જઈએ.

ચન્દ્ર : આપણી દામુ તો ક્યારની યે ત્યાં પહોંચી ગઈ છે માટે જ તો મનોહરે આપણને ત્યાં બોલાવ્યા છે.

જ્યોતિ : ત્યારે ક્યારનાયે બોલતા. કેમ નથી? બેસો હું એક જ મિનિટમાં તૈયાર થઈ આવું.

ચન્દ્ર : એક જ મિનિટ એટલે આ ઘડિયાળની એક જ મિનિટ કે તમો બૈરાંઓની એક મિનિટ?

(જ્યોતિ હસતી હસતી અંદર જાય છે અને ત્યાં...
(પડદો)

## દૃશ્ય બીજું

સમય: દશ વર્ષ પછી સને ૧૯૫૦ એક સવાર.
સ્થળ: ચન્દ્રકાન્તના આલિશાન બંગલાનો એક સુરમ્ય ખંડ. રંગ, રાચરચીલું, ચિત્રો, કલાત્મક આકૃતિઓ તથા તેની સુંદર વ્યવસ્થા પરથી જણાય છે કે તે કોઈ સુશિક્ષિત, સંસ્કારી, કલાત્મક, વ્યવસ્થાપ્રિય વ્યક્તિનું કામ છે.

[ચન્દ્રકાન્ત સવારની ચા પીતાં, ટેબલ પર બેઠા છે. ચંદ્રકાન્તના હાથમાં 'ક્રોનિકલ' છે, જ્યોતિ બધી સ્નાનાદિ-કર્મથી પરવારી સારાં કપડાં પહેરી આવે છે.]

ચંદ્રકાન્ત : જ્યોતિ, હિન્દુ કોડ બીલ પસાર થઈ ગયું!

જ્યોતિ : સારું થયું.

ચન્દ્રકાન્ત : જનતાનું કલ્યાણ–એ જ ચાંહનારી આપણા દયાળુ ઋષિઓએ, સમાજ શાંતિથી, સુખ-પૂર્વક ચાલે એવી વ્યવસ્થા કરી હતી. હજારો વર્ષપર્યંત ભારતે તેઓની સ્મૃતિઓનો અપૂર્વ લાભ ઉઠાવ્યો, નહીં જ્યોતિ!

જ્યોતિ : [ટાઈમ્સના પાનાંઓ ફેરવતાં] હશે!

ચન્દ્રકાંત: અનેક વિદ્વાન, અદ્વેષ રાગી, સન્મુનિઓ જુદા જુદા યુગમાં ઉત્પન્ન થયા, અને કાળને અનુકૂળ ધર્મ સંસ્થાપન, સમાજ-રચના, વિધિનિષેધ પરિવર્તન કરતા રહ્યા અને એ આદર્શ વાક્યોને પ્રતાપે આર્ય-સંસ્કૃતિ જીવંત તેમ જ જવલંત રહી.

[જ્યોતિ છાપું વાંચવાનું ચાલુ જ રાખે છે.]

પરદેશીઓએ ભારતને પરાધીન બનાવ્યો, તેની મહાન સન્નારિતા, વિદ્યા અને ધર્મનો વિનાશ કરવા પ્રહાર ઉપર પ્રહાર કર્યા, પણ ઈશ્વરની કૃપા અને ઋષિઓના આશિર્વચનથી, કે આપણાં ધર્મબંધનો ને સમાજ-રચનાની સુદૃઢતાથી હિન્દુસ્થાન પતનમાં થતાં બચી ગયો.

જ્યોતિ : (છાપામાંથી મુખ બહાર કાઢીને) ભૂત-કાળની વિભૂતિને સ્મરીને શો લાભ!

ચદ્રકાન્ત : લાભ? જ્યોતિ, તને નથી લાગતું કે પ્રાચીન ગૌરવનું સ્મરણ આપણા અધઃપતનનું દુઃખ ભૂલાવવા કાંઈક સહાયભૂત થાય છે?

જ્યોતિ : મને તો ઈતિહાસનાં પાનાં ઉથલાવવાનો કે બાપિના ઉદરમાં દૃષ્ટિ કરવાનો પ્રયત્ન જ નકામો લાગે છે.

ચન્દ્રકાન્ત : નહીં, નહીં તેમ નથી.

ચંદ્રકાન્ત : ઇશ્વરે લાજ રાખી. બહેન!

રમા : ભાઇ, શું થયું ?

મનોહર : થાય બીજું શું ? ચંદ્રને મળી એક વધુ Brilliant Success (ઝળકતી ફત્તેહ). એક નવો Cause callibre (જાણીતો દાવો) તેના જિતાયેલા દાવાઓની પરંપરામાં ઉમેરાયો.

ચન્દ્રકાન્ત : Thank you (ઉપકાર) મનુ. Deeply obliged (ખૂબ આભારી થયો.) રમા, દેખીતી રીતે આરોપી સર્વશઃ દોષિત જ લાગે એવો સંજોગોનો પ્રપંચ હતો, પરંતુ મારું હૃદય સાક્ષી પૂરતું હતું કે એ કેવળ નિર્દોષ, વખાનો માર્યો, કોઇક રંક માનવી છે.

રમા : ભાઇ, તમે તેની વહારે ધાયા?

મનોહર : હાસ્તો. બીજો એવો પરગજુ કોન્સેલ જન્મ્યો છે?

ચંદ્રકાન્ત : એહ! મશ્કરી કરે છે મનુ? ખબરદાર!

[મનોહરની પીઠ પર ધબ્બો મારે છે, પછી રમા તરફ ફરી.]

રમા કેસ થતાં તે બિચારો સેશન્સ કમિટ થયો.

મનોહર : અને ત્યાં ગરીબના બેલી ભગવાને આપણા આ ભાઇસાહેબરૂપી દેવદૂતને તેનું રક્ષણ કરવા મોકલી દીધા, નહી ચારુ?

(એમ કહી ચન્દ્રને ગાલ પર પ્રેમથી નાની થાપટ મારે છે.)

ચંદ્રકાન્ત : દેવદૂતને નહિ, પણ એક અદના એડવોકેટને તો જરૂર.

મનોહર : મિનિટને હિસાબે જેને ત્યાં ટંકશાળ પડે છે એવો અદના એડવોકેટ! તારા જેવા ભાઇ સૌને હજો.

ચંદ્રકાન્ત : Let me finish, Manu! please don't interrupt, for a moment (મનુ, મને પૂરું કરવા દે, જરા એક પળ માટે વચ્ચે નહિ બોલ) (રમા તરફ જોઇ.) બહેન આખો દિવસ એક પગ પર જ રહેવું પડયું. પણ ઇશ્વરકૃપાથી આરોપ સમર્થન માટેના લગભગ બધા સાક્ષીઓ તારા ભાઇની ઉલટી તપાસમાં ખોટા પડયા. આરોપી નિર્દોષ જાહેર થયો. એક અસહાય દોષહીન વ્યક્તિ મોતના મુખમાં જતાં બચી ગઇ.

રમા : શાબાશ, ભાઇ, ગરીબના બેલી રામ, તમે એક ગરીબની વ્હાર કરી, તેની આંતરડીની આશિષથી તમારું હૃદય ખૂબ ઠરશે.

મનોહર : હજારો રૂપિયાને બદલે એ તો તને અવશ્ય મળશે, ચંદ્ર!

ચંદ્રકાન્ત : આત્મસંતોષ પાસે ધનનું શું મહત્વ છે, ડોક્ટર? બહેન, ઇશ્વરની અનહદ કૃપા, મારી લાજ આજે રહી ગઇ.

રમા : ભાઇ, અભિનંદન.

[જ્યોતિર્મયી સુન્દર આભૂષણો ધારી પ્રવેશ કરે છે. ચંદ્રકાંત તથા મનોહર ઊભા થાય છે.]

જ્યોતિ : આવો મનોહરભાઇ, રમાબહેન; પ્રતાપ અને સૌદામિની હજુ નથી આવ્યાં; [રત્નજડિત રીસ્ટ વોચ પર નજર નાખી] આવતાં હશે! (સૌ બેસે છે)

રમા : સુરેશ અને હંસા પણ આવવાના છેને ભાભી?

જ્યોતિ : તેમને કહ્યું નથી.

મનોહર : ચંદ્ર, તું તો કહેતો હતો કે એ યુગલ પણ આવનાર છે! મારે સુરેશની કોલેજના લાભાર્થે એક ટ્રસ્ટડીડ વિશે કાયદાની કંઇક સલાહ લેવી હતી.

ચંદ્રકાન્ત : હા, પણ પૂછ જ્યોતિને.

જ્યોતિ : મનોહરભાઇ, ટેબલ પર જમ્યા હતી નહિ અને આજની પાર્ટી નાનકડી Exclusive (વિરલ) છે તેને બગાડવી નહોતી.



મનોહર : On the contrary, Jyotibahen, they are a fine couple and would grace and enliven any party. Besides, you know, Chandra is quite fond of his protege, young Suresh! (તેને બદલે એ સુંદર યુગલ કોઇ પણ પાર્ટીને શોભાવે અને પ્રફુલ્લિત કરે તેવું છે; વળી ચંદ્રનો તેના જુવાન ભાગીદાર પર પ્રેમ છે)

રમા : ભાભી, કાલે ભાઇ એક મોટો કેસ જીતી આવ્યા તે સાંભળ્યું?

જ્યોતિ : એમ! મને ખબર નથી.

મનોહર : ઘર અને બહારની જંજાળમાંથી મારા ભાઇ સાથે વાત કરવાની ફુરસદ મળે તો આપને ખબર પડે ને?

જવી, કર્તવ્ય છોડાવી તમારે તેને તમારી મોજનું સાધન જ બનાવવાનું. તમારા જેવા વિદ્વાનને આ યોગ્ય લાગે છે?

મનોહર : બ્હેન, એમાં તો રમાનો જ દોષ લાગે છે. હું તો કહું છું કે સ્ત્રીમંડળની સેવા પ્રથમ, પતિનો પ્રેમ અને અનુકૂળતા પછી, પણ ગાંડી માનતી નથી. ખરેખર એ ચંદ્રભાઇની બ્હેન પણ તેના જેવી જ *Old fashioned* (જૂના વિચારની) રહી ગઇ.



(સૌદામિની પુસ્તક વાંચતી બેઠી છે ત્યાં માધવ આવે છે.)

માધવ : દામુબ્હેન!

સૌ. : અરે માધવ, તું તો પંચગિનિની રેસિડેન્સિયલ નિશાળમાં હતો ને?

માધવ : હા, પણ મામાનો ત્યાં પત્ર આવ્યો કે કલકત્તાથી બા અને બાપુ આજે મુંબઇ આવે છે એટલે મારી નિશાળના એક માસ્તર મુંબઇ આવતા હતા તેમની સાથે આવતો રહ્યો.

અજાયબી છે જ્યોતિબ્હેન, કે એમાંથી એકકેયને આપ સુધારી શકયાં નહીં. અરે તેઓ બંને તો હજુ રામાયણના જમાનામાં છવે છે (બંને તરફ જોઇ) ગાંડાઓ!

ચંદ્રકાન્ત : (મનોહરને) *I plead guilty, Your Lordship* (હું ગુનો કબૂલ કરું છું, નામદાર!)

જ્યોતિ : સૌદામિની, મનોહરભાઇ જિદ છોડશે નહીં. એ તો રમાબ્હેનને કલકત્તા લઇ જશે જ માટે બ્હેન, આ બે દિવસ 'હુન્નર ઉદ્યોગ' વિભાગ તું સંભાળી લઇશ? પ્રદર્શન ભરાવાને થોડા દિવસ બાકી રહ્યા છે. હવે તેના ઉપર કોઇએ ધ્યાન આપવું જ જોઇએ.

સૌદામિની : બા, હું બેચાર દિવસ સંભાળી લઇશ, નિશ્ચિંત રહેજો.

રમા : ઠેકયું, બહેન દામુ, તેં મારા માથા ઉપરથી બાર ઊતાર્યો. બાળી નારાજ થાય તે મને ગમે જ નહીં, તેમ જ ડોકટરને એકલા મૂકાય નહીં. તું બહેન ઠીક મારી વહારે ધાઇ, ઠેકયું.

ચંદ્રકાન્ત : રમા, માધવને તો અહીં જ મૂકી જઇશને? કેમ જ્યોતિ?

જ્યોતિ : ખુશીથી. જો કે હું તો બાળકોને self help કરવાની તક મળે તો ગુમાવી દઉં જ નહીં (રીસ્ટવોચ જોઇને) હવે ન્યાયમૂર્તિને આવવાનો વખત થયો છે. આપણે સૌ બાલકનીમાં તેમને આવકાર આપવા બેસીશું?

ચંદ્રકાન્ત : જરૂર ચાલો... મનોહર, રમા, પ્રતાપ, દામુ!

(નામ લેતાં સાથે સૌને પ્રેમથી હાથ લગાડે છે.)

ચાલો બાલકનીમાં બેસીએ.

(જ્યોતિ આગળ, બીજાં પાછળ, ચંદ્ર છેલ્લો એમ સૌ જાય છે.)

## દૃશ્ય ત્રીજું

સ્થળ : પ્રતાપનો દિવાનખંડ.

સમય : એક મહિના પછીની સાંજ.

સૌ : કયારે આવ્યો?

માધવ : આજે સવારે

સૌ : માધવ તને ત્યાં ગમતું'તું કે?

માધવ : ના, દામુ બ્હેન. સાચું કહું તો મને તો આ વારેઘડીએ યાદ આવતી હતી.

સૌ : બીચારો, કોઇ વેળા માથી વિખૂટો નથી પડયો તે લાગે તો ખરું જ ને!

માધવ : મામા તો મને અહીં જ રાખવા માગતા હતા પણ મામીએ મોકલી આપ્યો હતો, દામુબ્હેન, શું હું મામીને નહી ગમતો હોઉં?

સૌ : ના, ના, માધવ, એ તો તારું ભણતર ન બગડે અને વિદ્યાલયના વાતાવરણમાં રાખવો એ તારું હિત વિચારીને જ મામીએ મોકલ્યો. પછી જોજે મામાને.

માધવ : પણ મામા ઘેર કયાં છે?

સૌ : તો કયાં ગયા છે?

માધવ : તેઓ તો ગઇ કાલ રાતથી કયાંક બહારગામ ગયા છે.

સૌ : આ તું શું કહે છે માધવ?

માધવ : ખરું કહુ છું, દામુબ્હેન અને મામા ઘેર ન હોવાથી ત્યાં પણ મને ન ગમ્યું એટલે હું અહીં ચાલ્યો આવ્યો.

સૌ : મામીને કહીને આવ્યો છે?

માધવ : ના, તેમની તો તબિયત ઠીક નથી.

સૌ : કયારથી?

માધવ : ગઇ કાલ રાતથી, કોણ જાણે શાથી પણ બસ રડયા જ કરે છે અને પથારીમાં જ પડયાં રહે છે.

સૌ : મને કંઇ કહેવડાવ્યું પણ કેમ નહી માએ! પ્રતાપ આવે એટલે આપણે ત્યાં જઇએ.

માધવ : પણ દામુબ્હેન, બા અને બાપુ આવે ત્યાં

સૌ: શાંતિ રાખ બા.

જ્યોતિ: શાંતિ! સૌદામિની, મેં સ્વપ્ન જોયું તારા બાપુ મને હંમેશને માટે ત્યાગી ગયા છે, પણ તેમની શ્રી અને કીર્તિ વધારવામાં મેં પોતાનો ખ્યાલ પણ કર્યો નથી. અને છતાં એક કર્તવ્યપરાયણ અર્ધાંગીને સર્વ દોષ માટે એક બોલ પણ સંભળાવ્યા વિના, આરોપી ઠરાવીને ચાલ્યા ગયા, તજી ગયા.

સૌ: ધીર ધર બા! મુર્તિમંત ધીરતા એવી તને આ શોભે?

જ્યોતિ: ધીરજ ધરૂં? સૌદામિની, જે સ્વપ્ન હતું તે સત્ય થઇ ગયું છે, પછી ધીરજ ક્યાંથી રહે! હું સર્વ ખોઇ બેઠી.

સૌ: બા, પેલો બાપુનો પત્ર તું કેમ કોઇને બતાવતી નથી? હું તો તારી દીકરી છું. મને કહે બા, એમાં બાપુએ શું લખ્યું છે?

જ્યોતિ: લે સૌદામિની, આ જ એ કાતિલ તીર!

(સૌદામિની, પત્ર કાઢી વાંચે છે જેના શબ્દોમા અદૃશ્ય માઇક ઉપરથી ચંદ્રકાન્તનો અવાજ સંભળાય છે.)

જાજ્વલ્યમાન જ્યોતિ.

એક યંત્ર સામાન નિયમિત અને ક્રમશઃ ચાલતા જીવન વ્યવહારમાંથી મનસ્વીપણે કોઇ પણ ક્રમ નિયમથી અબાધિત, અમર્યાદિત વિહરવા, પ્રકૃતિના શુદ્ધ વાતાવરણમાં વિશુદ્ધ શ્વાસોચ્છવાસ લેવા હું જાઉં છું. હવે હું શું કરું, એ કૂટ્યમ મુંઝવતા પ્રશ્નનો ઉત્તર અહીં મને મળે એમ નથી.

'એક વખત આપણે એક પંખીની બે પાંખ હતાં. આજે તું વ્યવહારકુશળ, ચતુર સ્ત્રીસમાજ શિરોમણિ છે. હું ભાવનાશીલ પ્રેમને ઝંખતો, મૈત્રીવિહીન વિવેકશૂન્ય અભાગી પુરુષ છું. આવી ભાગીદારી ક્યાં સુધી ચાલશે?

સમયની બલિહારી છે. કાળના પ્રભાવે કેવું આશ્ચર્યમય પરિવર્તન કર્યું છે! તું પ્રગતિને પથે ત્વરિત ગતિથી ચાલી; હું મૂઢ મૂંઝાઇ ગયો, અને દિગ્મુઢ બન્યો, પાછળ રહી ગયો. આપણી વચ્ચેનું અંતર વધતું ગયું...ને આજે તે અમાપ થઇ ગયું.

અરે, હું ક્રૂર, નિષ્ઠુર, હૃદયહીન, સ્વાર્થી, અભિમાની, પ્રેમશૂન્ય, આડંબરપ્રિય કેમ ન થઇ શક્યો! તારો પ્રેમ, સહવાસ, આદર નભાવવા મારાથી કંઇ જ ન બન્યું. પછી હું એકલો પડી જાઉં તેમાં કોણ અપરાધી?

જ્યોતિ, આજે આપણા વિચારોમાં, દૃષ્ટિમાં વિષમય વિષમતા છે. માર્ગ દૂર અને ભિન્ન છે. પ્રતિદિન અંતર વધતુ જાય છે. આવા કમનસીબ સંજોગોમાં હું મારા અસુરક્ષિત, અત્યંત રુદન કરતા મનને, સ્નેહરહિત શૂન્ય હૃદયને અને કપાતા પ્રાણને દૂર દૂર લઇ જાઉં છું.

જ્યોતિ, મારું પાર્થિવ તારું જ છે. તારો કાર્યક્રમ અને પ્રવૃત્તિ એટલાં વિશાળ છે કે હું તને ભાગ્યે જ યાદ આવીશ. તારી કીર્તિને લાંછન ન લાગે તે માટે લગ્નોચ્છેદક શાસક (Divorce law)નો આશ્રય લેતાં જરા પણ સંકોચ ખાઇશ નહીં. સુરેશ તને સર્વ સહાય આપશે અને દોષ માત્ર મારો છે કે એ આરોપનો બચાવ કરવા હું હાજર નહિ થાઉં.

તારી દૃષ્ટિથી તને જે ઇષ્ટ લાગે તેમાં તને સર્વસ્વ યશ મળો, ભાવના કરતાં કર્તવ્ય મહાન છે, એ તારો મુદ્રાલેખ તને મુબારક હો.

હું મને ભૂલી જજે. પ્રભુ તને સુખ અને શાંતિ અર્પો એ મારા ખરા હૃદયની પ્રાર્થના છે. મારું ભાવિ પ્રભુ આધિન છે. જો એ દયાળુ છે તો મને આર્તને સ્નેહ ભૂખ્યાને, કર્તવ્ય વિમૂઢને માર્ગ શું એ નહિ બતાવે?

લી. અભાગી
કૃષ્ણપક્ષનો નિસ્તેજ
ચંદ્ર

સૌ: બા, આ પત્ર લખતાં બાપુના અંતરને કેવી વિષમ હૃદયવ્યથા થઇ હશે. અરેરે, એમના જીવનને આપણે કેમ સમજી ન શક્યા? આપણી આંખો સામે એ ઝળહળતો દીપ હોવા છતાં અંધકારના પડળ કેમ છવાયાં?

જ્યોતી: આંખ ઉપરથી અંધકારના પડળ હવે ઊખડે છે, સૌદામિની કોમળ સુગંધી પુષ્પને મસ્તક પર ચડાવવાને બદલે પગથી છુંદ્યું, કુણા દિલને શબ્દોના પ્રહાર માર્યા, સહચાર ઝંખતા દિલને વાગ્બાણોથી વીંધી નાખ્યું, મૈત્રી માગનારને અપમાન આપ્યું, કહે સૌદામિની ક્રૂર કોણ?

સૌ.: આ બધું આપણને પ્રથમથી કેમ ન સૂઝ્યું?

જ્યોતિ: કારણ કે દંભ અને ઉપરના આડંબરમાં મતિ મૂંઝાઇ ગઇ હતી. મન વિવેકશૂન્ય બની ગયું હતું. શું આવા વજ્રપાત સિવાય એ ઠેકાણે આવી શકતે? હવે હું જોઇ શકું છું કે મારી પતિ વિમુખતા કેટલી હદ સુધી પહોંચી ગઇ હતી. જેણે મને સર્વસ્વ આપ્યું હતું; જેના પ્રેમથી હું હું બની, તેને જ મેં વિસારી દીધા. અરે મારો કેવો અધઃપાત! હું સમાજની અગ્રણી બનવા ગઇ પણ જીવનસાથીનું સખ્ય ભૂલી. ઓ જ્યોતિ! તું ક્યાંયની ન રહી; ન સખી કે ન સન્નારી!

સૌ: બા, રૂદન કરે હવે કંઇ વળવાનું નથી. પ્રતાપ એમને શોધવા ગયા છે, કાળી વાદળીમાં ભરાઇ ગયેલી ચંદ્રરેખાને તેઓ જરૂર શોધી કાઢશે.

(અનુસંધાન ૩૫ મા પાને)

મળાવવાની વૃત્તિ અને શક્તિનું એવું જ છે. ખૂબ કસોટાયેલી કલા છે ને કે કલમે સિદ્ધ કરવી મહામુશ્કેલ અને એ સિદ્ધ કરવા જતાં યોગભ્રષ્ટ થવાની અનેક સામી લાલચો, ક્યાંક લપસ્યા, તો પડયા ખાડામાં, હસાવવા જતાં ખુદનો જ હુરીઓ થઈ જાય.

ગુજરાત—ગમે તે ગુજરાત—મહા ગુજરાત અખંડ ગુજરાત, આમાળ ઉજ્જયની માંડવગઢના વિસ્તારનું તે સમયનું ગુજરાત, એનાં સંસારમાં હાસ્યરસ સારો છલકાયેલો મળી આવશે. સેન્સ ઓફ હ્યુમર, ના જી, ગીવું પાધરું ચોટીલું એવું ગુજરાતી નથી આવડતું, પણ જેમ ગુજરાતમાં સારી જેવી કૉમનસેન્સ તેવી જ આ હ્યુમરની સેન્સ તો છે જ. ક્યાંક ક્રૂર, ક્યાંક હળવી, ક્યાંક કડી, ક્યાંક કાવળી, ક્યાંક એંઠી, ક્યાંક સ્થૂલ, ક્યાંક સૂક્ષ્મ, ક્યાંક બરછટ, ક્યાંક અહોળી, ક્યાંક બનાવટી, તકલાદી, તરકટી, તો તો ક્યાંક શુદ્ધ, મધુર, મનોહારિણી સ્વયંભૂ એ શક્તિવૃત્તિ છે જ. નહીં તો પાંચસો વર્ષ પહેલાં ભક્ત કવિ નરસિંહ મહેતા ભજન પરભાતીઆં ગાનારા, બાલા તે વરની પાલખી શા માટે કાઢે છે? બાલા તે વરની પાલખી, એને ઊંચકનારા ચાર, વાહવાહ! અને આજે પે કાયદાકાનૂનો હોવા છતાં બાલો વર જાને જતો કે પરણતો આપણે ક્યાં નથી જોતા? સંસારનો રિવાજ છે, કારણ સંસારને પણ કદી કદી તો હસવું છે ને? અખાએ પાવડી, ગૂગડાં ઠામ કર્યાં, હાસ્યો, ખૂબ હસ્યો સંસારને, બાદશાહને, મંદિરના મહારાજને, ધર્મની બહેનને, એકંદરે સમાજને. સંસાર મને હસે? લે આવ બચ્ચા સંસાર, તને હસું.

રાણકદેવીનાં રૂપનાં સિદ્ધરાજે એનાં એ બાળકોને *ચીભડાં કાપે એમ મોહાંના ડીચડા ઉડાડી દીધા.* અલબત્ત નથી કોઈએ તે વખતે એનો ફોટો પાડ્યો કે ફિલ્મ લીધી. અમેરિકનો ત્યારે અહીં આવ્યા હોત તો જરૂર બધો સરંજામ ત્યાં ખડકાવી દીધો હોત. તો તો એમનો રસાલો ચોગમ બટકત—રસોઈ પણ જાત, અને સિદ્ધરાજને એના કિલ્લાના ચણનારાને છૂવતો ચણી લેતાં જોત. એમ. બી. સી. હોત તો ત્યાંથી સ્લીંગ કોમેન્ટ્રી ગોઠવત—આંખે દેખ્યો અહેવાલ—ચણાયો, ચણાયો, ચણાયો, હવે દશ ઈંટ બાકી. ફક્ત ડોકું બાકી રહ્યું, લ્યો સાંભળો, આ રાજાના હસવાનો ખડખડાટ, હા હા હા હા, અને દીકરાની ધણીઆણીનું કારમું રૂદન. એના ચાળા હું નહીં પાડી શકું. ગોપી દીવાને પોતાની પરણેતર નહિ પણ પ્રિયતમા—અથવા કીર્તિદા—માટે એ જેવું તેવું નહીં પણ શહેરે મૂરત બંધાવી આપ્યું. એ બને છઝતા હોત તો આપણા સંસારના કાયદાને હસતા હોત—યા આજે આપણે એને હસીએ. મહમદ બેગડો પોતાની આસપાસ અનેક મરઘાં બતકાં ખાઈને પણ ભૂખ શમાવવા પથારી આસપાસ ચણા મમરાના કટોરા રખાવતો, કે ગમે ત્યારે ફાકા મારી શકે. ધડ લડે, ડોકું પડે, એવાં પણ લખાણ છે. ઘોડેસ્વારી કરતાં ઘોડાને બે પગના ઘૂંટણમાં પકડી જકડી ઝાડની ડાળો પકડી પોતે અને ઘોડાને ઊંચકી ઝૂલતાં ઝોલા ખાવાની વાત પણ લખાણી છે. ભારતમાં વેવાણો જાતજાતની જાણીતી છે. અને સામી વેવાણ પાસે ભલભલું માંગતાં શરમાતી નથી. ત્યાં ઘણું માંગ્યું, અને જણાવ્યું કે ભિખારડા નરસૈંયાથી કશું અપાવાનું નથી. તો માગી એ ઈંટો—અને મળી ત્યારે સોનાની ઈંટો. વેવાણ નસીબદાર. આવી આવી વાતો તો છે. તમે કહેશો કે એ તો ઇતિહાસની છે, દંતકથા નહીં. પણ અમે ક્યાં ના પાડીએ છીએ. સિદ્ધરાજ, મહમદ, ગોપી વગેરેની વ્યક્તિઓ લઈ ઇતિહાસને પણ કદીક મલકવાનું મન થાય કે નહીં ભલા! ઐતિહાસિક ભલે તે રહી, પણ એના હાસ્યને ઘૂસી જતાં કેટલી વાર અને હાસ્ય ઘૂસે એટલે કંઈ સત્ય સંતાઈ જાય કે નાસી છૂટે એમ માનવાનું શું કારણ?

સરંભ બાગે નારંગી વહેંચતાં છોતરાં રહે એ તો હકીકત જ છે. ભલે મહેતાજી ખીજાણા. વિધિ હસે છે. ભાવિ હસે છે, સંસાર હસે છે, તો ઇતિહાસ ઇતિહાસકાર પણ શે ન હસે? ગુજરાતના સાહિત્ય સંસારમાં હાસ્ય પછી કેમ ન હોય? ગુજરાતમાં ભવાઈ છે, ભવાઈ સંગ્રહ સાહિત્ય પુસ્તક છે. એમાં રાજા બાદશાહથી માંડી જાતજાતના લોકની વાતો છે. અખાના ચાબખામાં ક્રૂર હાસ્ય છે, સત્ય પણ છે, અને સત્યને કાઢીએ તો અટ્ટહાસ્યનો તો તોટો જ ક્યાં છે?

એક વિદ્વાન પ્રોફેસર—ગુજરાતી—એમને મતે ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસ નજીવો છે. એમની વ્યાખ્યા પણ જાણવા જેવી છે. જેઓ નિબંધ લખે તે હાસ્યરસના લેખકો, અને એ હાસ્યરસનું સાહિત્ય. અલબત્ત નિબંધ હાસ્યરસિક હોવો જોઈએ, આમ કહેવું ઘટિત નથી. નવલરામ ખિસકોલી કે ચોટલી ઉપર નિબંધ લખે તો હાસ્યરસિક સાહિત્ય, પણ એનું ભટનું ભોપાળું ભલે તરજુમો, પણ એ સાહિત્યમાં ન આવે. નર્મદને આપણે એ કોટિમાં

જ્ઞાનરસથી સભર આ લેખમાળાનો
ત્રીજો અને છેલ્લો હપ્તો

# નાટ્યકળા

: લેખક :

## શ્રી વલ્લભ કેશવ નાયક

[ગતાંકથી ચાલુ]

### ભારતવર્ષમાં નાટકની અવનતિ થવાનાં કારણ

ઇંગ્લેંડમાં જેવી રીતે પ્યુરિટન્સ નામધારી એક વિશિષ્ટ મતવાળા લોકોએ નાટક ભજવી બતાવવાની રીતિને બંધ કરાવી હતી તેવી રીતે ભારતવર્ષમાં બૌદ્ધ મતવાળાઓએ પ્રથમ તો પોતાના સાધુઓને ખેલ જોવાનો પ્રતિબંધ કરેલો જણાય છે અને ત્યાર પછી તેમના ધર્માન્ધ પંથવાળાઓએ એ વાતને ખાસ ધ્યાનમાં લીધેલી હોવી જોઇએ એવું અનુમાન કરી શકાય છે. એ પછી નાટકનો થોડોઘણો પ્રચાર રહ્યો હતો, પણ અંતે તો તે પણ બંધ થઇ ગયો. નાટકને અટકાવવા વિશેની એક આખ્યાયિકા બૌદ્ધગ્રંથમાં આપેલી છે તે વાચકોની જાણ માટે અહીં આપીએ છીએ. ભદ્રબાહુ સ્વામીએ 'કલ્પસૂત્ર'નું વિવેચન કરેલું છે તેમાં આદિનાથ તીર્થંકરવાદકના સાધુઓ કે જેઓ જડ અને વક્ર અથવા ઋજુ કહેવાય છે તેઓ દશવ્રત પાળવાને સમર્થ થઇ શકતા નહોતા. તેમના વિશે લખતાં ભદ્રબાહુ કહે છે કે, આવા સાધુઓ જંગલ ગયા હતા ત્યાંથી તેમને પાછા આવતાં ઘણો વિલંબ થયો એટલે તેમને આ વિલંબનું કારણ પૂછતાં તેમણે પોતાના સરળ સ્વભાવ અનુસાર કહ્યું કે, "નટ નાટક કરતો હતો તે જોવા અમે ઊભા રહ્યા તેથી વિલંબ થયો." એ ઉત્તર સાંભળીને ગુરુએ કહ્યું કે, "એવું જોવાનો સાધુઓનો ધર્મ નથી–માટે હવેથી નટ નાટક થતું હોય તે જોવું નહિ." આ વાત તે સાધુઓએ ધ્યાનમાં રાખી, પણ બીજે પ્રસંગે એક વાર નાટક થતું હતું ને તેમાં નટી નૃત્ય કરતી હતી તે જોવાને તેઓ ઊભા રહ્યા એટલે પાછો વિલંબ થયો. ગુરુએ પૂછતાં તેમણે જે કારણ બન્યું હતું તે કહી સંભળાવ્યું એટલે ગુરુએ કહ્યું કે, "સાધુઓ માટે નટ નાટક જોવાનો જ્યારે નિષેધ કરવામાં આવ્યો છે, તો નટી નાટકને તો તેમણે અવશ્ય નિષિદ્ધ માનવું જ જોઇએ."

બૌદ્ધ મતના સાધુઓને પાળવાનાં પ્રથમ પાંચ વ્રત હતાં અને ત્યાર પછી તેમાં ત્રણનો વધારો થયો એટલે તે વ્રત અષ્ટાંગશીલ કહેવાયાં અને ત્યાર પછી તેમાં વળી બે શીલ વધતાં તેમની સંખ્યા દશની થઇ. એમાં એકનો હેતુ તો એ કે, નૃત્ય વાદ્ય અને નાટક જોવાનો નિષેધ થયો. આ નિષેધ પ્રમાણે ઉપર કહેલા સાધુઓ વર્ત્યા નહિ એટલે તેઓ જડ તથા વક્ર નામથી ઓળખાયા.

ભદ્રબાહુ સ્વામી મહાવીર સ્વામીથી ૨૨૯ વર્ષ પછી થઇ ગયા છે અને મહાવીર સ્વામીને થઇ ગયાને ૨૭૧૨ વર્ષ થયાં છે એ હિસાબે આજથી ૨૪૮૯ વર્ષ પર લોકો જોઇ શકે એવી રીતે નાટકો ભજવી બતાવવામાં આવતાં હતાં એમ પ્રાપ્તિનિષેધ ન્યાયથી જણાઇ આવે છે. તેમજ નાટક જોવાનો ધર્માચાર્યોએ નિષેધ કરવા માંડ્યો એમ પણ આપણા જાણવામાં આવી શકે છે. એ પછી મુસલમાનોના રાજ્યતંત્ર કાળમાં સંગીતવિદ્યા મુસલમાનોના ધર્મમાં હરામ માનેલી હોવાથી અને નાટકમાં સંગીત અવશ્ય આવતું હોવાથી રુપકના એટલે કે નાટકના વિષયને જરા પણ ઉત્તેજન મળ્યું નહિ અને તે ન મળતું સ્વાભાવિક જ હતું. એ પ્રમાણે ભારતવર્ષમાં નાટકની

લેખક



શ્રી વલ્લભ કેશવ નાયક

થયો, તે વેળા એવા નાટકના પ્રયોગોને રાજનિયમથી વિરુદ્ધ ગણીને બંધ કરાવવામાં આવ્યા. કેવળ એપોલીનારી અને એગરી એ બિના પુત્રોએ બાઇબલમાંથી કેટલાક કથાભાગો લઇને ક્રિશ્ચિયનોનાં મનોરંજન માટે કેટલાંક નાટક બનાવ્યાં હતાં.

યુરોપમાં ઇટાલિયનોએ સર્વથી પ્રથમ નાટકના પ્રચારમાં જે સારી રીતે ઉદ્યોગ કર્યો અને રોમનોના મનમાં એ કળા વિશેના શુષ્ક થઇ ગયેલા બીજને પાછું લીલું બનાવ્યું. સોળમી સદીમાં ટ્રિસિનો કવિ કૃત 'સોફોનિસ્બા' નામક વિયોગાન્ત નાટક પ્રથમવાર છાપીને પ્રસિદ્ધ કરવામાં આવ્યું. આરિયાસ્ટોબેબીના અને મેકિયાવેલીએ ટ્રિસિનો પ્રમાણે જ બીજાં કેટલાંક નાટકો લખ્યાં. એ જ સદીના અંતમાં બિએમ્બાટિ સ્ટાલિયાપોર્ટાએ પ્રથમ વાર પ્રહસન (ફાર્સ) નો પ્રકાર કર્યો અને તેમાં પરિહાસની વાતોને એટલી બધી સરસતાથી વર્ણવી કે, લોકોએ નાટકની એ શૈલીનો પ્રસન્નતાથી સ્વીકાર કર્યો. એ જ સમયમાં હિર્ઝા, ઓરંગીની, ઓડી અને યુઓનારોટીએ જાતીય સ્નેહને વધારનારાં વીરરસપ્રધાન ઐતિહાસિક નાટકો લખ્યાં અને તેમનો પ્રચાર કર્યો. સત્તરમી સદીમાં રિનુસિનીએ પ્રથમવાર ઓપેરા એટલે કે સંગીત નાટકનો આરંભ કર્યો. એ નાટકમાં તેણે પ્રેમ, દેશસ્નેહ, વીર અને કરુણા રસનાં એવાં તો સરસ ગાયનો બાંધ્યાં હતાં કે, સર્વ લોકો બીજાં નાટકોને ત્યાગીને એની તરફ જ આકર્ષાઇ આવ્યા. મેરી નામક કવિએ એની વળી એથી પણ વિશેષ ઉન્નતિ કરી. એ પછી સ્પેન અને ફ્રાંસ આદિમાં ચારે તરફ એ જ સંગીતનાટકનો પ્રચાર થવા લાગ્યો. એ પછીથી ઝેનો, મેટેસ્ટેસિયો, ગેલડોની, મોલિયર, ચિઓબીની, ગોજ્ઝી, આલ્ફીરો, પાંડી, માંઝોની અને નિકોલિની ઇત્યાદિ કવિઓએ પૂર્વોક્ત નાટકોના એવા તો ઉત્તમ ગ્રંથો લખ્યા અને નાટ્યકળાની એવી તો ઉન્નતિ કરી કે, ઇટલી દેશ એ વિદ્યામાં સમસ્ત યુરોપનો ગુરુ મનાયો.

યુરોપના બીજા દેશોમાં નાટકના પ્રચારને પાદરીઓએ બહુ બહુ પ્રયત્નો કરીને રોક્યો—એટલે કે, જ્યાં કોઇ નાટક ભજવાતું કે તે નાટકવાળાને ધર્મદંડ દેવાને એ પાદરીસાહેબો તરત દોડી જતા હતા. વિસેના, સાન્તિલાના, નહારો અને સમ્બેડા નામક કવિઓએ એ આફતથી બચવા માટે પોતાની લેખિનીને ધર્મનાં નાટકો લખવામાં ચલાવી. ખાસ કરીને કરવાન્ટસે પોતાનાં નાટકોની રચના એવી તો ઉત્તમતાથી કરી કે, લોકોના મનમાંથી નાટક વિશેના નઠારા વિચારો તેમના યોગે એકદમ નીકળી ગયા. એની પછી કેલ્ડેરન પણ એવો જ ઉત્તમ કવિ થયો અને રાજનિયમથી નાટક વિરુદ્ધ હોવા છતાં પણ એને સાડત્રીસ વર્ષ માટે નાટક લખવાની રાજા તરફથી આજ્ઞા આપવામાં આવી. એ ઉભય કવિઓ સત્તરમી સદીના પૂર્વ ભાગમાં થઇ ગયા છે.

ફ્રાન્સમાં લાંબા વખત સુધી નાટક વિશે વાદવિવાદ ચાલ્યા કરતો હતો અને નાટકને કાયમ રાખવા તથા ન રાખવાના સંબંધમાં લોકોમાં ઘણી જ ચર્ચા ચાલ્યા કરતી હતી, પરંતુ એ સમયમાં કોઇ ઉત્તમ નાટક લેખક ઉત્પન્ન થયો નહિ. જાડિલીએ સર્વથી પ્રથમ એક વિયોગાન્ત પંચાંકી નાટક ઉત્તમતાથી રચ્યું અને તે ફ્રાન્સના રાજા બીજા હેન્રીની સમક્ષ ભજવી બતાવવામાં આવ્યું. ચૌદમા લુઇના દરબારમાં કાર્નિલી માલિઓરી અને રેસીની એ બે નાટક લખનારા કવિઓ એક બીજાથી ચઢે તેવા હતા. એની પછી વાલ્ટેર નામક કવિ મહાવિખ્યાત થયો અને ત્યાર પછી બીજા પણ ચારપાંચ પ્રાસાદિક કવિઓ ઉત્પન્ન થયા.

જર્મનીના નાટકના ઇતિહાસને જોતાં અઢારમી સદીના આરંભ સુધી કોઇ પણ વિશેષ વાર્તા મળી આવતી નથી. લેસિંગે પ્રથમ પોતાની ધામધૂમવાળી સમાલોચનામાં જર્મનીનું ધ્યાન એ વિષય તરફ ખેંચ્યું હતું અને ત્યાર પછી ગોએથ અને શીલર એ બે નાટકના પ્રખ્યાત લેખક નિર્માણ થયા હતા.

માત્ર ઇંગ્લેંડના નાટકનો ઇતિહાસ સિલસિલાવાળો મળી આવે છે. પ્રથમ તો ત્યાં કેવળ ધર્મમત સંબંધી નાટકો થતાં હતાં અને એના પ્રબંધનો અધિકાર પાદરીઓના હાથમાં જ રહેતો હતો. એ નાટકો બે પ્રકારનાં હતાં. એક તો ધર્મ સંબંધી આશ્ચર્ય ઘટનાવાળાં અને બીજાં



ઇંગ્લેંડની શિક્ષા સંબંધીનાં પુનઃ સંસ્કારે એ જરીપુરાણી વાતોમાં કોઇ પણ પ્રકારનો સ્વાદ બાકી ન રાખ્યો અને તે એટલે સુધી કે, સોળમી સદીનાં મધ્ય સમયમાં સંયોગાન્ત અને વિયોગાન્ત નાટકો સ્વતંત્ર રૂપથી પ્રચંડ બની ગયાં. પ્રથમ સંયોગાન્ત નાટક ઇ. સ. ૧૫૫૭ માં નિકોલસ ઉડાલે લખ્યું. એથી દશ વર્ષ પછી બાનુ નોર્ટન

હાસ્યરસનો આવે છે કે, તત્કાળ પ્રેક્ષકોના મનમાંથી શોકનો ભાવ જતો રહે છે અને અયોગ્ય હાસ્યમાં શોકનું પરિણામ દટાઇ જાય છે. અર્થાત્ એથી કોઇ પણ એક રસનો પરિપૂર્ણ પ્રભાવ પ્રેક્ષકોના હૃદયમાં સ્થાપી શકાતો નથી. નાટકોમા આવો શંભુમેળો થવાનું કારણ એ છે કે, કેટલાક નાટકવાળાઓ કેવળ પ્રેક્ષકોની મરજી જાળવવા અને મનોરંજન કરાવવા માટે જ નાટક છે એમ માને છે, પરંતુ એ સર્વથા તેમની ભૂલ છે. નાટક એવું હોવું જોઇએ કે, જેમાં નિત્યના વ્યવહાર કરતાં કાંઇક ઉચ્ચતમ વિચારો પ્રેક્ષકોના જોવામાં આવે. નાટક જો કે માનવીસ્વભાવનું ચિત્ર છે ખરું, પરંતુ નાટકમાંનો માનવીસ્વભાવ ઉચ્ચ પ્રકારનો હોવો જોઇએ કે, જેના ચારિત્રને જોઇને પ્રેક્ષકોના મનમાં પોતાના ચારિત્ર્યને સુધારવાની પ્રેરણા થાય. અર્થાત્ નાયક પોતાના ઉદાત્ત વ્રતને અખંડ રાખવા માટે અંતપર્યન્ત કેવો દૃઢ રહે છે, એ જોઇને પ્રેક્ષકો અથવા વાંચકોને એક પ્રકારનું શિક્ષણ મળવું જોઇએ. નાટકના નાયકની સત્કૃતિ આગળ બહુધા બીજા કોઇનો પણ ટકાવ થવો જોઇએ નહિ. આપણે ત્યાં તો કેટલીક વાર નાયક કરતાં બીજા પાત્રોની યોગ્યતા કેટલીકવાર તો અધમ હાસ્યરસના પાત્રની યોગ્યતા- એટલી બધી વધી જાય છે કે, બિચારો નાયક તો છઠ્ઠા ખુણામાંજ દબાઇ દટાઇને વગર મોતે જ મરી જાય છે.

> નાટક એવું હોવું જોઇએ કે જેમાં નિત્યના વ્યવહાર કરતાં કાંઇક ઉચ્ચતમ વિચારો પ્રેક્ષકોના જોવામાં આવે નાટક જો કે માનવીસ્વભાવનું ચિત્ર છે ખરું, પરંતુ નાટકમાંનો માનવીસ્વભાવ ઉચ્ચ પ્રકારનો હોવો જોઇએ.

આપણાં નાટકોમાં બીજી અપૂર્ણતા અથવા ન્યૂનતા સીનસીનરીની અને ડ્રેસની છે. જો કે, સીનસીનરી અને ડ્રેસના ભપકામાં તો ઘણોજ વધારો કરવામાં આવ્યો છે, પરંતુ તેમાં સ્થાન અને સમયનો વિચાર બહુજ થોડો કરવામાં આવે છે. રોમન શહેનશાહતના સમયનું નાટક ભજવાતુ હોય અને તેમાં મહેલ્લાનો દેખાવ મુંબઇનો આવે, પોશાકની ફેશનમાં રોમન, ગ્રીક અને ચાલુ વિલાયતી ઢબનો ખીચડો હોય અને કોમિક બરાબર ચાલતા જમાનાનું ભજવાતું હોય એ દોષો તો જાણે સાધારણ જ થઇ પડયા છે. અર્થાત્ મોટા મોટા પરિસ્તાનના દેખાવથી અને ઝીક ઝીકીના ઝળકાટથી જોનારાઓને કેમ આંજી નાખવા એટલો જ સીનસીનરી તથા ડ્રેસોનો ભપકો કરવામાં નાટક મંડળીવાળાઓનો હેતુ જણાય છે, પણ એ નિયમ ધ્યાનમાં રાખવામાં નથી આવતો કેઃ–

"નીકી પહી ફીકી લગે, બિન અવસર કી બાત;
જયસે બરનત બીરરસ, નહિ શૃંગાર સુહાત." ૧
ફીકી પકી નીકી લગે, કહિયે સમય બિચારી;
સબકો મન હર્ષિત કરે, જ્યોં વિવાહમેં ગારિ." ૨

એટલે કે, "પ્રસંગ વિનાની સરસ રસવાળી વાર્તા પણ નીરસ લાગે છે. જેમ કે, વીરરસનું વર્ણન કરતાં વચ્ચે શૃંગાર રસ શોભતો નથી તેમ. તેમજ જેવી રીતે ગાળો ભૂંડી હોવા છતાં લગ્નના પ્રસંગમાં લોકોના મનમાં હર્ષ ઉપજાવે છે તેવી રીતે પ્રસંગને અનુસરીને કહેલી નિરસ વાર્તા પણ રસદાયીની થઇ પડે છે.

હજી અત્યારે પણ આપણા દેશમાં નાટકના ધંધા માટે લોકોનો કેટલોક હલકો અભિપ્રાય હોવાથી સારા સુશિક્ષિત મનુષ્યો નાટકના ધંધામાં જોડાતા નથી અને જેઓ જોડાય છે તેઓ એમ જ ધારે છે કે નાટકનો ધંધો બીજા બધા ધંધાઓ કરતાં સહેલો છે અને નાટકમાં પાઠ કરવો એ તો જુલાબ લીધા પછી નરમ ખીચડી ખાવા બરાબર છે; એ પણ આપણી નાટ્યકળાની અવનતિના કેટલાક કારણોમાંનું એક કારણ છે. એથી નાટક ભજવી બતાવવામાં ઘણી જ અડચણો આવી પડે છે. કેટલાક એક્ટરોને તો સ્ટેજ પર આવવાની અને ઊભા રહેવાની પણ ખબર હોતી નથી, છતાં તેઓ પોતાને મેનેજરનો હોદ્દો ચલાવવાને લાયક ધારી લે છે અને અધૂરામાં પૂરૂં જો અચાનક તેવા કોઇ એક્ટરને ગમે તે કારણથી એકાદ પાઠ વખાણ્યો કે પછી જોઇ લ્યો બાઇસાહેબનો મિજાજ! જમીનથી ત્રણ વેંત અદ્ધર ચાલીને માલિકને તરત પગાર વધારવાની અને નહિ તો ચાલ્યા જવાની ધમકી તેણે આપેલી જ ધારી લેવી! આ દોષ માત્ર હિંદુસ્તાનમાં છે, એમ નથી; કિન્તુ સુધરેલા ઇંગ્લેંડમાં પણ લગભગ એવી જ અવસ્થા જોવામાં આવે છે. વિલાયતની જાણીતી એક્ટ્રેસ મિસ



પાત્રો: મધુકર અને કેતકી

સ્થળ: શહેરમાં એક વિશાળ બાગ

[સમ]યના પર, એક બાગ હોવાથી ત્યાં ભિન્નભિન્ન ફળફૂલના વૃક્ષો અને છોડવાઓ ખીલેલા દેખાય છે. એ બાગની વિશાળતાને કારણે ત્યાં કૃત્રિમ પણ સુંદર એક નાનકડું સરોવર છે. એના કિનારા પર આંબાનું એક મોટું વૃક્ષ નજરે પડે છે. તેની ડાળીઓ પણ સુદીર્ઘ છે. બીજાં નાનામોટાં વૃક્ષોને કારણે એ ઘનીભૂત આચ્છાદનમાંથી નિરભ્ર આકાશનો તડકો ચળાઈને આવતો દેખાય છે. પક્ષીઓનો કલરવ પણ સંભળાય છે.

મધુકર એ મોટા વૃક્ષને અઢેલીને બેઠો છે. તેણે સફેદ કફની અને પાયજામો પહેર્યાં છે, તે દેખાવડો છે. તેની આંખો નીલરંગી છે, પવનમાં તેનાં ઝુલ્ફાં ફરફરે છે. તે કવિતાનું વાંચન કરતો બેઠો છે.

પડદો હજી ઉપડ્યો નથી, ત્યાં પ્રભાત વાતાવરણને અનુસરતી સંગીતની સુરાવલીઓ પણ સંભળાય છે. એના ધીમા ધીમા મંદ થતા સૂર સાથે પડદો ઊઘડતો જાય છે. ત્યારે જ કોયલનો ટહુકાર થાય છે અને મધુકર વાચનમાંથી ચિત્ત કાઢી એ ટહુકારને પ્રસન્નતાથી સાંભળે છે.

મધુકર: સુંદર! કાળી કોયલ પાસે સ્વર તો મધુરો મીઠો છે. લોલ લોલ, લોલની જેમ ચકરી શા! ત્યાં તો ફરફરાટ કરતી કોયલ અન્ય વૃક્ષો વચ્ચે અદૃશ્ય થાય; કોયલ! મારું પ્રિય પક્ષી. હું પણ કોયલ હોત તો...! [ત્યાં જ કેતકી આવે છે. એ સોળ વર્ષની સુંદરી જેવી ચારુતમ યૌવના છે.] હં. કોયલ ઊડી ગઈ અને કેતકી તું આવી. સૃષ્ટિની એક સૌંદર્યમયી ગઈ ને બીજી આવી. પણ સૌંદર્ય તો કાયમ જ રહ્યું. કેતકી, વાહ, કેમ તને આજે મોડું થયું?

કેતકી: મોડું! મેં તને કોઈ ચોક્કસ સમય તો આપ્યો જ નથી.

મધુકર: પણ હું તારા ચોક્કસ સમયોને જાણું છું ને! માટે જ તો આજે આ વનરાજીમાં આવ્યો. પણ તારા એ સમય કરતાં તો તું આજે અડધો કલાક મોડી છે.

કેતકી. હા, હું ઘરેથી અહિં આવવા નીકળી ત્યાં જ મમ્મીએ મને કહ્યું કે હું અત્યારે નવાં ફૂલ લેવા બાગમાં તો જાઉં છું. પણ મેં મારો અંબોડો તો સવારથી જ સાફ નથી કર્યો. તે સાફ કરવા બેઠી. ગઈ કાલનાં ફૂલો કાઢી નાખ્યા અને હમેશ મુજબ નવાં પુષ્પો લેવા અહિં આવી.

મધુકર: પણ અંબોડો તે કંઈ અત્યારે સાફ કરાય! એ તો સવારનું કાર્ય ગણાય!

કેતકી. હા પણ આજે જરા હું વિસરી ગઈ હતી. મમ્મીએ એ યાદ અપાવ્યું તેમાં મોડું થઈ ગયું.

મધુકર. આમ જિંદગીનાં શુભ કાર્યોમાં જ્યાની મમ્મીઓ જ મોડું કરાવતી હોય છે.

કેતકી. મધુકર!

મૂળ લેખક
સેંટ હેરન હેન્કીન્સ

રૂપાંતરકાર
શ્રી કુલીન ક. વોરા

# “હું તોડ પ્રિયા…”



ને કોઈ બીજાના માળામાં મૂકે છે, જે તેના ઉછેરની સર્વ સંભાળ લે છે. કેટલું ડાહ્યું આ પક્ષી છે!

કેતકી: [દૂર અંતરીક્ષમાં નજર નાંખતી] કોયલ મને આટલી ગમે છે છતાં મને તે બહુ સ્વાર્થી લાગે છે.

મધુકર: સ્વાર્થી ખરી પણ ચતુર, અક્કલવાળી, ક્રિનિયસ. જો પેલું બતક. એ એની રીતે ડાહ્યું પણ છે. પણ કોયલથી એ જુદું છે. બતક હંમેશાં પોતાનાં ઇંડાંનોજ વ્યાપાર કરે છે.

કેતકી: વિચિત્ર પક્ષી!

મધુકર: જરા પણ નહિ. એ હેતુપુરઃસર જ એમ કરે છે. એના સેવન કરતાં એ વધુ સહેલુ છે. એ ઇંડુ મૂકે ને તરત જ એનો સાથી એને દૂર લઇ જઇ બીજાના માળામાં મૂકે છે. હું એને પણ ક્રિનિયસ કહું છું.

કેતકી: ક્રિનિયસ!

મધુકર: હા, અન્યને વિટંબણાઓમાં મૂકવાની એ લોકોમાં અનેરી શક્તિ હોય છે.

કેતકી: એમ કદીજ કેમ શકાય!

મધુકર: હું નથી કહેતો, ખુદ કારલાઇલે જ કહ્યું છે. વિશ્વના એક ચિંતકે જ એમ કહ્યું છે.

કેતકી: હું નથી માનતી કે એ એવું કંઇ કહે, અને હું એ પણ નથી માનતી કે બતક હોંશિયાર છે. એ દેખાવમાં જ મૂર્ખ લાગે છે.



મધુકર: એ જ એની ચતુરાઇ છે. આ દુનિયામાં જે કોઇ ડાહ્યો હોય તો તેણે મૂર્ખ જ દેખાવું જોઇએ. એનાથી એ જનસમાજથી છૂટો પડી શકે છે.

કેતકી: એ બધું હોય પણ મને તો બતક અને કોયલ બંને કઠોર લાગે છે. હું તો માનું છું કે દરેક પક્ષી પોતાનાં બચ્ચાંઓને ઉછેરવામાં જ રાજી હોય છે.

મધુકર: એ એમ કરે જ છે. એની પાછળ સારી જિંદગી વિતાવે છે. માળાઓ બાંધવા, ઇંડાંઓ મૂકવાં અને તેની સંભાળ લેવી એ જ તેમનું જીવનકાર્ય બને છે. બચ્ચાં જન્મે છે ત્યારે એને ફરી એના ખોરાકમાં નીકળવું પડે છે. એમાં ને એમાં એ હેરાન થાય છે. કેતકી, સ્વસ્થ તો છે ને? આ વૃક્ષ પણ સુંદર છે ને? અઢેલીને બેસને!

કેતકી: ના, મને એ પસંદ નથી.

મધુકર: તો તારી મરજી [વળી કેતકી ઊઠીને ફૂલો ચૂંટે છે.) વાહ કેતકી, પેલાં સુંદર પુષ્પોની વચ્ચે તું ખૂબ સુંદર લાગે છે હોં! પેલાં ગુલાબ, પેલો ચંપો, જુઇ, જાઇ, ગલગોટો, એ બધાંની વચ્ચે કેતકી, તું પણ એક સુકુમાર પુષ્પ લાગે છે, તારામાં ને એનામાં તે છતાં અદ્‌ભુત ફરક છે. તારા હાથો એની ડાળીઓને પણ શરમાવે તેવા મૃદુ દેખાય છે. તારા ગાલોની લાલી પેલાં ગુલાબ કદાચ ઉછીની માગશે. નમેલી પાંપણો વચ્ચે નાં સુદીર્ઘ નયનોની નરમાશ પેલાં જુઇ ને જાઇ પાસે તો ક્યાંથી જ હોય! અને એ નયનોની તીક્ષ્ણતા તો પથ્થરને પણ ખૂંચે એવી છે. તારી અધરાવલી એના સર્જકને પણ ભુલાવામાં નાખી દે એવી છે. બિચારી પુષ્પ પાંદડીઓનું તો એની પાસે શું ગજું? તારા વાળની શ્યામલતા! રાત્રિમાં પણ નહિ હોય! તારું સ્મિત...

કેતકી: [પુષ્પ ચૂંટતાં એકદમ પાછું જોઇને] મધુકર!

મધુકર: હા. એને—મધુકર—ને પણ આકર્ષે એવું છે. નહિ? પુષ્પ ને ભમરો, કેતકી ને મધુકર!!

કેતકી: બસ કરો મધુકર, બસ કરો.

મધુકર: તું જેવી છે તેવી તને કહેવામાં પણ ગુનો?

કેતકી: [મંદ ગતિએ નજીક આવીને] ના, મને એ પસંદ છે, પણ...અલ્પપરિચયી પુરુષને મુખે એ પસંદ નથી. કોઇ પણ વ્યક્તિ કોઇ છોકરીને મોઢે જ આમ કહે એ યોગ્ય નથી.

મધુકર: જો એ સત્ય હોય તો પણ મને સ્વીકારણીય નથી. તું સુંદર છે, અને તને હું સુંદર કહું એમાં ખોટું શું છે? [થોડીવારે] હા, પણ જો તને જ એ પસંદ નહિ હોય તો લે, નહિ કહું, બસ!

કેતકી: Thank you.

મધુકર: અરે, તારી આંખોમાં ચમકાર શાનો! મારા કહેવાથી તો તને દુઃખ નથી લાગ્યું ને? તું રડે છે શા માટે? શું છે?

કેતકી: [મુખ ફેરવી] કંઇ નથી. હું સ્વસ્થ જ છું. ફક્ત તમે મને પેલાં વેણ ફરીથી ન કહેતા. નહિ કહોને?

[બન્નેએ એકબીજાના હાથમાં હાથ પરોવે છે.]

મધુકર: કેતકી, જો પેલો ભમરો.

કેતકી: મધુકર, ઉડાડો એને! [થોડીક ક્ષણો બાદ] મધુકર આપણે આમ નહોતું કરવું જોઈતું.

મધુકર: શા માટે નહિ?

કેતકી: કારણ...[ઝડપથી] કારણ કે તમારે એ ન કરવું જોઈએ, આપણો સંબંધ હજી......

મધુકર: વિવાહમાં પરિણમ્યો નથી, માટે જ ને!

કેતકી: પરસ્ત્રી, પરપુરુષ અને એક જ સપ્તાહનો સ્નેહ કે સંબંધ! સ્નેહનો ભ્રમ પણ...!

મધુકર: કેતકી, હું તને અંતરતલથી ચાહું છું. તારી દૃષ્ટિએ હું પરપુરુષ હોઈશ, પણ મારી દૃષ્ટિએ તું પરસ્ત્રી નથી, પણ મારા જ જીગરનો એક ટુકડો છે.

કેતકી: ખરેખર!

મધુકર: હા. આ સૃષ્ટિમાં પણ સ્વર્ગ છે એની સબૂત તે સ્નેહ! સ્નેહની પરાકાષ્ઠા દેવદેવીઓને પણ સ્નેહીઓ તરફ આકર્ષે તેવી હોય છે.

કેતકી: હું પણ એ જ સ્વર્ગની એક અપ્સરા છું.

[પણ થોડી ક્ષણો બાદ...સંગીતમાં કરુણાલાપ "તુમ સંગ તોડ પિયા...કોન સંગ જોડુ મૈં" મીરાંના એ ગીતની કડી ગવાય છે.] કિરણ જ્યારે આ વાત જાણશે ત્યારે તેને આ નહિ ગમે.

મધુકર: નહિ ગમે!! [સિતારની એક વધુ ઝડપી ઝલક અને પેલું ગીત પણ ચાલુ જ રહે છે.]

કેતકી: ના. કિરણ મને ચાહે છે. વર્ષોથી એ મારા પ્રેમમાં છે. બિચારો કિરણ!

મધુકર: હં. [મંદુ હસતાં] બિચારો નહિ, સુખી કિરણ, એમ કહે.

કેતકી: મધુકર, શું કહો છો તમે? મને સમજાયું નહિ.

મધુકર: વર્ષો સુધી તારા સ્નેહમાં રાચવું એ સુખ નહિ તો બીજું શું? હું તો હજી અઠવાડિયાથી જ તારા મોહપાશમાં લપેટાયો છું.

કેતકી: કિરણની અત્યાર સુધી દૃષ્ટિ જુદી હતી.

મધુકર: કારણ કે એનામાં વિચારશક્તિ નહિ હોય...હા...હા...હા.

કેતકી: મેં એને હંમેશ નકાર્યો છે.

મધુકર: બરાબર છે, અને તેથી જ એનો સ્નેહદાહ કદાચ વધુ ઉગ્ર બન્યો હશે.

કેતકી: [શરમિંદી બનીને] મને ખબર છે કે એ મને સ્વીકારવાનું ઘણીવાર કહેતો.

મધુકર: કિરણે શરદ બાબુની નવલ 'દેવદાસ' વાંચી હશે, તારા નકારે એને એવો જ સ્નેહમાં પ્રમત્ત બનાવ્યો હશે, તને જોઈ ત્યારથી મારું મન તારામાં એકાકાર થવા તલપી રહ્યું છે, કિરણે તો તને નાનપણથી જ જોઈ, એ તો તલસે જ ને! તારાં નયન કોને નહિ આકર્ષતાં હોય! અરે ભૂલ્યો કેતકી, મેં તારા રૂપનું વર્ણન તારી જ સમક્ષ કર્યું. ખોટું તો નથી લાગ્યું ને?

કેતકી: ના.

મધુકર: તું ખુશ છે?

કેતકી: ઓહ. હવે આપણે મમ્મી અને પપ્પા પાસે જઈને આ વાત કહેવી જોઈએ.

મધુકર: એવી જરૂર છે ખરી!

કેતકી: હાસ્તો.

મધુકર: તો તારી મરજી.

કેતકી: તમે મમ્મીને કહેવામાં કેમ ઉદાસીન છો?

મધુકર: એ વસ્તુને હું હંમેશ ધિક્કારું છું.

કેતકી: હંમેશ?

મધુકર: હા, વડિલો પાસે જવું મને કદિ રુચતું નથી. એ લોકો જૂનવાણી હોય છે. એ લોકોને સ્નેહ એટલે શું ખબર? વનરાજીમાં વસંત ખીલી હોય, રંગબેરંગી પુષ્પોની સુવાસ ખીલી ઊઠી હોય, કોયલનો ટહુકાર હોય, ભ્રમરનાં ગુંજન હોય, સોનેરી સંધ્યા હોય, ને પાસે એક સૌંદર્યમયી હોય, ને તેવે સમયે સ્નેહોદ્દભવ હોય ત્યારે સ્વર્ગ કંઈ શોધવા જવાય? આવા સમયે વડિલની અનુજ્ઞા લેવાનું સૂઝે પણ કેમ? તે છતાં ભલે કોઈ પોતાની માને જઈને પૂછે, પણ તરત જ મા યુવાનને પૂછવા માંડશે, "તારો ધંધો શો છે? તારી કમાણી શી છે?" અને એ આ બધું વેરણછેરણ કરી નાખશે.

કેતકી: મધુકર, મને આ સમજ ન પડી. તમે તો અનુભવીની અદાથી વાત કરો છો.

મધુકર: અનેકવારનો અનુભવ છે.

કેતકી: ઓહ. [ફરી સિતારનો ઝંકાર]

મધુકર: અરે કેતકી, બેસને ક્યાં ચાલી?



# નેપથ્ય



લેખક
**શ્રી વૈકુંઠલાલ હ. કીકાણી**

**હળવી શૈલીમાં લખાયેલો આ લેખ OFF STAGEની ઘણી હકિકત કહી જાય છે.**

"આજે તો સરસ નાટક જોયું"

"જયશ્રીનો અભિનય તો બઇ વાહ!"

પણ જયશ્રીબહેનના અભિનયમાં જો કંઇ જયવારો ન થયો તો "હાશ છૂટયા!" એવા ઉદ્‌ગારો પણ નાટક પૂરું થતાં પ્રેક્ષકગૃહ છોડતી વખતે તમારા કાને અથડાશે. અહી કે સાડાત્રણ કલાકની એ જાદુઇ દુનિયા! પરંતુ એ સૃષ્ટિના ઘડવૈયા કેવી રીતે, કેટલી મુસીબતોમાંથી પસાર થઇ એક નિર્જીવ પાનાઓ પર આલેખાયેલાં વિચારોને જીવંત કરે છે અને આપણી સમક્ષ મૂર્તિમંત કરે છે એ પણ જાણવા જેવું છે.

ચાલો આપણે એ જાદુઇ પડદાની પાછળ જરા ડોકિયું કરીએ. પ્રેક્ષકગૃહમાં જવાને બદલે ડાબી અથવા જમણી તરફના માર્ગે સી...ધા ચાલ્યા જઇએ તો એક દરવાજે દૃષ્ટિએ પડે છે જેના ઉપર લખેલું છે. "રજા વગર દાખલ થવું નહિ" પણ આપણી પાસે તો એક રજા-ચિઠ્ઠી છે. એના પર લખેલું છે STAGE PASS. એ રજાચિઠ્ઠી જોઇ દરવાજા બહાર ઊભેલો રામોશી અથવા કોઇ વોલંટિયર ભાઇ કે બહેન હોય તે તરત જ અર્ધું બારણું ઉઘાડી આપણને અંદર દાખલ થવા દે છે.

અહાહા! કેટલું અંધારું? આ તે સ્ટેજ છે કે કારાગાર!

તમે ભૂલો છો. એ સ્ટેજ નથી પણ એ જગ્યાને અભિધાન અપાયું છે. "નેપથ્ય," કલાકારો, કાર્યકરો અને સંસ્થાના અમુક જ અધિકારીઓને અહીં પ્રવેશ કરવાનો અધિકાર હોય છે. છતાં મને કહેવા દો કે આપણી ગુજરાતી (નવી કહેવાતી) રંગભૂમિનું નેપથ્યગૃહ એટલે સગાવહાલાં-સ્નેહીસબંધી (સંબધ ન હોય તો દેખાડવા ખાતર સબધ કાઢી દેખાવ દેનારા) ઓનો શભુમેળો, આવા Unwanted elements અહીં ઘણા ચાલ્યા આવે છે-ખરો શબ્દ વાપરું તો ઘૂસી આવે છે-ઠસી જાય છે. ચાલો હવે તમે આવ્યા છો તો અમારા માથા પર! આ નેપથ્યગૃહ જોઇને જ જજો. છેવટે એકાદ બે કપ ચા અને થોડાંક વેફર્સ તો જરૂર મળશે. જ.

ધીરે ધીરે તમને પ્રતીતિ થાય છે કે તમે ધારો છો એવું અંધારું અહીં નથી. ઘણાય માણસો આવા આછા પ્રકાશમાં યે બહુ ચબરાકીથી ત્વરિત ગતિએ કામ કરે છે.

"એ રામલા...પેલું ફ્લાટ આ બાજુ લાવ..."

ફૂટનો ફ્લાટ એવી રીતે ઊભો મૂકાયેલો છે કે એ એક રૂમની એક દિવાલનો ભાગ જણાય. બીજી તરફ પેલું જે રસોડું છે ત્યાં પણ એવું જ. ત્યાં નહિ મળે ચૂલો કે ચવાણુ, સગડી કે સરંજામ. ત્યાં શું છે એ તમારે જોવું છે તો હેઠા બઇસો!

"ધડાક...ધૂમ...!"

શું થયું? તમારો પગ વિજળીના 'વાયર' એટલે કે દોરડામાં ભરાઇ ગયો અને પેલી 'સ્પોટ લાઇટ' ઊંધી વળી અને એમાં ગોઠવાયેલા ૫૦૦ કેન્ડલ પાવરનો બલ્બ ફૂટયો! ચા...લો, પંદર રૂપિયાની ઊડી! તમને એની જાણ નહિ એ ખરું, પણ બહારની વ્યક્તિએ અહીં બહુ સાચવી સંભાળીને ચાલવાનું હોય છે; નહિ તો જે નાજુક કરામત છે તે ભાંગી પડે છે. અહીંના કાર્યકરો અને કલાકારો તો આ ગોઠવણીથી ટેવાયેલા છે એટલે કંઇ ઊંધું વેતરાતું નથી.

ત્યારે આ રસોડું જોયું? ત્યાં ફક્ત એક સ્પોટ-લાઇટ પડી છે, પડી છે એટલે હાલ તો તમારો પગ અડફટમાં આવી પડવાથી સૂતી છે.

## નેપથ્યે અતિ મહત્ત્વનું સ્થાન ધરાવતી

## કલા તે





નેપથ્યગૃહમાં જાત જાતની બત્તીઓ હોય છે જેમાં Spot light, flood light, focus, dimmers, footlights અને overhead seriesનો સમાવેશ થાય છે, પરંતુ એ તો પ્રકાશ આયોજનનો વિષય થયો એટલે તમારે માત્ર ટૂંકામાં બધું સમજી જવું.

Spot છે તે અમુક ચોક્કસ જગ્યાએ જ પ્રકાશ ફેંકે છે.

Floodનો વિસ્તાર વધારે હોય છે.

Focus એ પણ Spotનો એક પ્રકાર છે, પરંતુ પાત્રોના હલનચલન સમયે જરૂર પડે ત્યારે ને તે જગ્યાએ એના પ્રકાશને ફેંકી શકાય છે.

Dimmers છે તે પ્રકાશને ઓછો વધુ કરવામાં વપરાય છે.

Footlights એ રંગમંચની આગળ નીચેના ભાગમાં જે બલ્બ પતરાંથી ઢંકાયેલાં છે એ છે, પરંતુ એમાં રંગબેરંગી બલ્બો પણ છે અને જ્યાં મેન-સ્વીચ છે ત્યાંના બટનો મારફત અમુક જ રંગના બલ્બોને ઝળહળાવવાં હોય તો એટલાં જ ON થાય છે. બાકીના OFF જ રહે છે.

અને ઉપર ઝાલરમાં જે Series દેખાય છે તે Overhead lights છે એમાં પણ Footlight જેવી જ કરામત છે.

એક નવો શબ્દ કહ્યો એટલે તમે વિમાસણમાં પડયા ખરું? એ શબ્દ તે "ઝાલર." મંદિરોમાં જે ઝાલર વાગે છે એની સાથે આને કંઇ જ સબંધ નથી. આ ઝાલર એટલે રંગમચના ઉપરના ભાગનું પોલાણ ન દેખાય અને ત્યાં જે પડદાઓ એક ધરી પર ગોળ વિંટાઇને બાંધવામાં આવ્યા છે એ પ્રેક્ષકોની દૃષ્ટિએ ન પડે માટે લાંબી એક ઝૂલ નાખવામાં આવી છે. દૂરથી જોનારને આ ઝૂલ સિલિંગ જેવી પણ દેખાય છે. ત્યાં જે પડદાઓ બાંધ્યા છે એમ કહ્યું છે તે વિશેષતઃ આપણી વ્યવસાયી રંગભૂમિ ઉપર વપરાય છે. સૌથી આગળ મુખ્ય પડદો છે જેને સાહિત્યિક ભાષામાં કહીએ તો "જવનિકા" અને સાધારણ ભાષામાં કહીએ તો "ડ્રોપ." એના પછીનો પડદો તે કોમિક અથવા તો 'ફારસનો પડદો' કહેવાય છે અને તે બહુ કામનો છે, કારણ પાછળનો પ્રવેશ પૂરો થાય એ પછી આ ફારસનો પડદો નાખવામાં આવે તો જ પાછળનું દૃશ્ય ફેરવાઇ શકાય છે. દાખલા તરીકે પહેલો પ્રવેશ દિવાનખંડનો હોય અને ત્રીજો પ્રવેશ બગીચાનો હોય તો વચ્ચે ફારસનો પડદો પડે તો જ દિવાનખંડના સામાન ઉપાડી ત્યાં બગીચાનું દૃશ્ય ખડું થઇ શકે. આ બધા જે પાછળના પ્રવેશો હોય કે જે લગભગ આખી કે પોણા ભાગની જગ્યા રંગમંચની રોકે તેને Box scenes અથવા Deep scenes કહે છે. રંગમંચ પરની સામગ્રી તમે જોઇ. હવે જરા નેપથ્યગૃહના બીજા ભાગ તરફ જઇએ, જ્યાં કેટલાક ઓરડાઓ નજરે પડે છે.

જરા સબૂર...એ ઓરડાનું બંધ બારણું ઊઘાડતા

# દૂર્વાંકુર

## ગુજરાતી નાટ્ય મંડળે યોજેલી ચતુર્થ નાટ્યલેખન હરીફાઈમાં દ્વિતીય પારિતોષિક મેળવનાર નાટકની

# કથાવસ્તુ

લેખક



શ્રી શિવકુમાર જોષી

યૌવન, રૂપ, કલાથી શોભપૂર્ણ ભભી ભાસની મહર્ષિ અત્રિની પૌત્રી ઐન્દવી, આશ્રમને અનુરૂપ વસ્ત્રો પરિધાન કરી યજ્ઞશાળાની વંડી બહારની પોતાની કુટીરની પડાળીમાં વિચારમગ્ન બેઠી છે. ઐન્દવીની બે આશ્રમવાસી સખીઓ મંજુમાલતી અને મણિકુન્તલા એને ક્યારનીયે શોધી રહી છે. પણ દુર્વાંકુરો ચૂંટવાની રસિયણ એમની સાહેલી આજ છે ક્યાં? સખીઓ આર્યા લપિનાને પણ પૂછી આવી. પણ આખર ઐન્દવી તો પોતાને જ આંગણે અકથ્ય વેદના હૈયે ધરી ખોવાઈ ગયેલી મળી આવે છે. પ્રિય સખીની વ્યથા સહાનુભૂતિપૂર્વક બન્ને સમવયસ્ક ચતુરાઈથી જાણી લે છે. મહર્ષિ અત્રિની પૌત્રીના અંતરે તો પ્રેમની પહેલી વાચા ફૂટી છે. એક માસ ઓતરાદી ભોમથી, આશ્રમના અતિથિ બની, પધારેલા નાની અને અપાર્થિવ રૂપવાન આંગિર ઋષિએ અશોક વૃક્ષ નીચે દુર્વાંકુરોથી છવાયેલી ધરતી પર પગ દઈ મહર્ષિ અત્રિ વિષે પૂછ્યું, ત્યારથી જ એ મુગ્ધબાળાના હૃદયમાં પ્રેમાંકુર જાગ્યો, અને સારું એ મન આંગિરના ચારુ વ્યક્તિત્વથી સભર બની ચૂક્યું હતું. એમના પગ નીચે કચરાયેલા અને ચરણ રજે પવિત્ર થયેલાં દુર્વાંકુરોને ચૂંટી એનો ગુચ્છ ઐન્દવી પોતાને કેશકલાપે ખોસે છે. સખીઓની મજાકનો ઐન્દવી ઉત્તર વાળે છે, "હા, એમના ચરણોથી ચંપાયેલી ભૂમિમાંથી પ્રગટતાં દુર્વાંકુરો મારે માટે આશ્વાસનરૂપ બન્યાં છે. એમની હું રાહ જોઈશ. આ કાયામાં ટકી રહેવાની શક્તિ હશે ત્યાં સુધી" ઐન્દવી અહીં વિરહે પીડાય છે, ત્યારે બીજી બાજુ આશ્રમનાં જ બે વિદ્યાર્થીઓ—યશતિલક અને સોમભટ એક ઊંચાઈમાં તાડ વૃક્ષ સાથે સ્પર્ધા કરતો તો બીજો શરીરને ચારે દિશામાં સામ્રાજ્ય સ્થાપવા દેતો—મંદ બુદ્ધિ એવા બન્ને મંજુમાલતી અને મણિકુન્તલાના દર્શન એકપક્ષી માની લીધેલ પ્રેમની વેદના અનુભવે છે. પોતાના પ્રિય પાત્રને મેળવવાની કલા ગોખતા એ બન્ને ભાર્ગવની સેવા કરે જાય છે.

પ્રથમ નજરે જ હૃદય ખોઈ બેઠેલી ઐન્દવી આખી રાત પાઠશાળાના ખુલ્લા ચોકની વંડીની બહાર ઊભી રહી, દાદાજી પાસે નક્ષત્રોની ગતિ સમજીને આત્મસાત કરતાં આંગિરને આછાં અજવાળામાંયે નીરખી મન તૃપ્ત કરી રહી. આશ્રમમાં ઐન્દવીના અસ્તિત્વનો પણ જેને આભાસ નથી એવા એ પોતાના વિદ્યાના તરંગોમાં જ આવ્યા હતા તેવા જ પાછા પોતાના આશ્રમે ચાલી જાય છે. જેને જોઈ જ નથી એના હૈયાની વાત સમજવાની જ ક્યાં હોય? પણ સખીઓની વાતો અનાયાસે શ્રવણ કરી ચૂકેલાં મહર્ષિ અત્રિ પૌત્રીને સાંત્વના આપે છે. "પુત્રી, બપોરનાં વિરાટ આકાશ સમું શૂન્ય આંગિરનું હૃદય નહિ હોય, ત્યાં પણ કોઈકવાર આવી સંધ્યારંગી બિછાત વિસ્તરતી હશે, ત્યાં જરૂર એકવાર આ ધરતી પરની ઇન્દુલેખા પ્રગટ થશે." પૌત્રીની મનોવેદના સમજી મહર્ષિ અત્રિ જાતે આંગિરને આશ્રમે જઈ આંગિરને ઐન્દવીના તપની વાત કહે છે, અને દેવોને પણ દુર્લભ એવી પોતાની પૌત્રીના પતિ થવાનું કહે છે. આંગિર મહર્ષિનો આદેશ માથે ચઢાવે છે અને લગ્ન માટે કબૂલ થાય છે,

આનંદોજ્જ્વલ ઐન્દવી હર્ષથી પાગલ બને છે. દુર્વાંકુરો તોડી ગુચ્છ બનાવે છે, એની એક જ અભિલાષા છે: પતિ આંગિરને હાથે એ ગુચ્છ પોતાના કેશકલાપમાં પરિધાન કરવો. પણ આ શું? દુર્વાંકુરોની પાસે જ ધરતી પર સોનાવરણી કમલકલિકા વેરાયેલી ક્યાંથી આવી? અને એનું હૈયું અગમ્ય આશંકા સેવે છે. સખીઓ એ આશંકા હસી કાઢે છે. પણ કેટલા દિવસ? આ તો જાણે નિત્યકર્મ બની ચૂક્યું છે કોઈનું. છૂપી રીતે રોજને રોજ કોઈ વ્યક્તિ પોતાની શ્રદ્ધાંજલિ ન અર્પતું હોય!

રોજ સંધ્યા ટાણે એ સુવર્ણકલિકા દેખાય છે ને ઐન્દવીને હૈયે ભણકારા વાગે છે કે કોઈની માયાવી

નાગલોકની વેદના જેવી અસહ્ય બનતાં વરુણ ઐન્દ્રીને મુક્ત કરે છે. ને પેલી પ્રિયતમા તપોવનની ભૂમિ તરફ દોટ મૂકે છે.

હાથમાં દુર્વાંકુરનો ગુચ્છ લઈ ભાર્ગવની રાહ જોતાં આંગિર અશોકવૃક્ષ નીચે ઊભા છે. ત્યાં નિરાશ થઈને ભાર્ગવ આવી વરુણદેવનો ઇન્કાર સંભળાવે છે, પણ આંગિરને હવે બળુકાર વાગે છે, પ્રિયતમાના આગમનનો અને ત્યાં તો ઐન્દ્રી આસન્ન આવે છે. પ્રેમી આંગિર ઐન્દ્રીને સત્કારવા જાય છે. પણ પોતાથી દૂર રહેવાનું યત્ન કરતી ઐન્દ્રી ધરતી પર ફસડાઈ પડે છે. આંગિર સમજે છે કે ઐન્દ્રી અપમાન ભૂલી નથી—"ઐન્દ્રી, મારી બધી જ વિચિત્રતા ભૂલી જઈ અન્યાયને વિસરી મને ક્ષમા આપ" અને પોતાનો પ્રેમ સ્વીકારવા કહે છે—પણ આંગિરને ઝંખતા ઐન્દ્રીના આત્માએ આજ પોકારે છે હવે ઘણું મોડું થઈ ગયું, ને સાથે મારી એટલીયે વાત માની હોત તો આજે આ અજંપો, આ પશ્ચાતાપની ઘડી ન આવત," આંગિર માને છે. "તપોવનની એ પવિત્ર મૂર્તિને વરુણદેવે શું ભ્રષ્ટ કરી હશે?" તોયે શું? પોતાની પ્રિયતમા તો નિર્દોષ છે. ઉદાર આંગિર એ બધું વિસારી દઈ ઐન્દ્રીને સ્વીકારવા તૈયાર થાય છે પણ ઐન્દ્રી ખુલાસો કરે છે, "હે મારી કહાણી સાંભળતાં જ તમારી મધુર વેદના કટુ બની જશે, મુનિ, તમારા શુચિ હસ્તે દુર્વાંકુરો ગ્રહણ કરવાનો અધિકાર મેં ગુમાવ્યો છે"—આંગિરનો રહ્યોસહ્યો ભરોસો પણ ઐન્દ્રી તોડી નાખે છે, અને કહી દે છે કે "પ્રણયી બની પ્રણય પામવા, વરુણનો મધુરો પ્રણયાલાપ સાંભળી પોતે જાતે સ્વેચ્છાએ વરુણને જાત આપી હતી."

ઐન્દ્રીનો એકરાર સાંભળી આંગિર સ્તબ્ધ બને છે. એ જોઈ ઐન્દ્રી કહે છે. "આ જ તમારા અંતરે જાગેલું પ્રણયતોફાન માણવા એકવાર પેલી હતી. આજ એ સ્વપ્ન લાગે છે પણ વરુણે એ આસ્વાદ કરાવ્યો. આજે એ પ્રણય, એ રત્નાભૂષણો છોડી નાગલોકને તમારા અભિશાપથી બચાવવા નથી આવી, પણ સ્વામીના ચરણમાં મૃત્યુ પામવા આવી છું." નિખાલસ, પ્રેમીયસીનો આ એકરાર સાંભળી આંગિરને હૈયેથી ઐન્દ્રીનો દોષ વિસરાઈ જાય છે. ઐન્દ્રીને નિષ્કલંક કહી ચરણેથી ઊઠાડી હૈયાસરસી ચાંપે છે. અને વિખરાયેલા કેશકલાપમાં દુર્વાંકુરોનો ગુચ્છ મૂકે છે. પતિ પ્રિયતમના હાથમાં સ્નેહાંકિત ઐન્દ્રી સર્વસ્વનું સમર્પણ કરી દે છે.

# સખી કે સન્નારી?

(૬૩ મા પાનાથી ચાલુ)

જ્યોતિ: ઓ દયાના સાગર! મને એક વાર ફરી તક આપ,

સૌ: જરૂર આપશે અને બા, બાપુનું પ્રેમાળ વાત્સલ્યભર્યું હૃદય એમના સ્વજનોથી વિમુખ રહી જ નહીં શકે.

જ્યોતિ: અને આવશે તો તારી અપરાધી માતાને ક્ષમા કરશે?

માધવ: (પ્રવેશી) મામી, કામુબહેન મામાને લઈ પ્રતાપભાઈ આવે છે.

(પ્રતાપ અને ચન્દ્રકાન્ત આવે છે.)

બા: બાપુ

ચન્દ્ર: કેમ છો બહેન.

જ્યોતિ: આવ્યા તમે!

ચન્દ્ર: હા, મારી ઉદ્યાનવાટિકાને નવપલ્લવિત કરવા.

જ્યોતિ: દયાળુ પ્રભુ! આજે મને પુનર્જીવન પ્રાપ્ત થયું.

પ્રતાપ: મને ખાતરી જ હતી કે માધવને મળવા એ પંચગિની જ ગયા હશે એટલે ત્યાં ગયો, અનુમાન સાચું ઠર્યું અને પકડી પાડ્યા. પછી તો પાછા ગુમાવી ન બેસું એ માટે આગગાડીમાં આખી રાત ઊંઘ્યો નથી.

જ્યોતિ: પણ પ્રતાપ, બહેનની જાણ ..

ચન્દ્ર: મેં પણ છાપામાં વાંચ્યું. ઈશ્વરની ઇચ્છા, એમાં પણ વિધિનિયતાનો કોઈ અગમ્ય સંકેત હશે, જ્યોતિ. સ્વજનોનો વિયોગ મનને સ્પર્શ તો કરે, પણ અંતરમાં સદૈવ અન્તર્યામીનો વાસ છે એ વાતને હવે સદા સ્મરણમાં રાખું છું. તું પણ સંસારમાં રહેવા છતાં મનને મનમોહન સમીપે રાખ. જરૂર સુખ મળશે, શાંતિ મળશે, આનંદ મળશે. જ્યોતિ, જગતમાં પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ રાખવા એમાં જ જીવનની સાર્થકતા છે (માધવને બતાવી) જો, આ મારા પરમ મિત્રના પ્રેમનું પ્રતીક, મારી વહાલાસોયી બહેનનું એક માત્ર સંભારણું; એને પ્રેમનું કેન્દ્રિત સ્થાન બનાવી એ પ્રેમભાવનાને આપણે વિશ્વમાં વ્યાપક બનાવીએ. અણુ અણુમાં પ્રેમના સિંચન કરીએ.

(બન્ને માધવને પોતાની પાસે લે છે. પ્રતાપ રેડિયોની સ્વીચ ખોલે છે ત્યાં ગીત વાગે છે.)

'પ્રેમલ જ્યોતિ તારો દાખવી મુજ જીવન પંથ ઉજાળ'

(પડદો)

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



# ત્રિપાઠીની ઈતિહાસ-દૃષ્ટિએ

:સંપાદક:
શ્રી જયંતિલાલ અ. ર. ત્રિવેદી

## શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક કંપની

(ગયા અંકથી ચાલુ)

**સૂન** ૧૯૩૪ ના અરસામાં શ્રી જામન પોતાના સ્ટાફ સાથે છૂટા થયા અને **સૌરાષ્ટ્ર નાટ્ય કલા સમાજ** જુનાગઢ મુકામે ફરીથી ચાલુ કરી.

ગોંડળમાં પાલીતાણા કંપનીએ ચાલુ નાટકો ઉપરાંત શ્રી દામોદર સાંગાણી કૃત નવું નાટક રજૂ કર્યું. શ્રી સાંગાણીનો નાટ્યલેખનનો આ પ્રથમ પ્રયાસ હતો.

૬૩. **સતાની શમશેર યાને રાંશયઘણ**: જૂન ૧૯૩૫.

લેખક: શ્રી દામોદર સાંગાણી.

હાસ્ય તથા ગીતો: શ્રી હેમુભાઇ ભટ્ટ

સંગીત: દિગ્દર્શક: શ્રી હેમુભાઇ ભટ્ટ

પાત્રો: હેમુભાઇ ભટ્ટ (પાછળથી મસ્તાન), દલપતરામ, પ્રાણશંકર, ભગવાનજી, મગનલાલ ઉપાધ્યાય, મોહન મારવાડી, કવિ સોમેશ્વર, મૂળશંકર રાજગોર, અબદુલ, નારણ બરોટ, નટવર ચાલીં, પૃથુદાન, શંભુદાન અને બળદેવ નાયક.

**નોંધ:** ગોંડળથી કંપની રાજકોટ મુકામે ગઇ. અહીં શ્રી છોટુભાઇ ભટ્ટને ફરીથી સર્વ સત્તા સાથે વ્યવસ્થાપક તરીકે નિયુક્ત કર્યા. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

૬૪ **રણકેસરી યાને હીપાખુમાણ**: જુલાઇ ૧૯૩૫.

લેખક: દિગ્દર્શક: શ્રી મણિલાલ પાગલ

સંગીત: શ્રી હેમુભાઇ ભટ્ટ

પાત્રો: હેમુભાઇ ભટ્ટ, દલપતરામ, પ્રાણશંકર, ભગવાનજી, મૂળશંકર રાજગોર, છગાભાઇ સંઘો, નટવર ચાલીં, મોહન મારવાડી, ભોજુદાન, શંભુદાન, નારણ બરોટ અને લાલજી.

**નોંધ:** ટૂંક સમય બાદ કંપની જામનગર મુકામે ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

૬૫. **સતિ પ્રભાવ**: ઓગસ્ટ ૧૯૩૫.

લેખક: શ્રી મણિલાલ પાગલ: શ્રી દામોદર સાંગાણી.

ગીતો: કવિ કેશવલાલ (જામનગર)

સંગીત: શ્રી છોટુભાઇ ભટ્ટ.

દિગ્દર્શક: શ્રી હેમુભાઇ ભટ્ટ

પાત્રો: 'રણકેસરી' નાટકના પાત્રોમાંથી મોટા ભાગના.

**નોંધ:** ટૂંક સમય બાદ કંપની વઢવાણ અને પાલીતાણા મુકામે થોડો સમય ગાળી ભાવનગર 'વિજયરંગ થિયેટર'માં ગઇ. શ્રી છોટુભાઇ ભટ્ટ ફરીથી છૂટા થયા. ચાલુ નાટકો ઉપરાંત નવા નાટકો રજૂ કર્યાં.

૬૬. **શૂરાના સંગ્રામ**: નવેમ્બર ૧૯૩૫.

લેખક: શ્રી બાપુભાઇ કલ્યાણજી ઓઝા.

સંગીત: દિગ્દર્શક: શ્રી હેમુભાઇ ભટ્ટ.

પાત્રો: હેમુભાઇ ભટ્ટ, ભગવાનજી, મૂળશંકર, મોહન મારવાડી, લાલજી, પૃથુદાન, નારણ બરોટ, નટવર ચાલીં, બળદેવ અને ભીખુ મીર.

૭૫. સત્તાનો શોખ : ૧૯૩૮.

લેખક : શ્રી. બાબુભાઇ કલ્યાણજી ઓઝા.

સંગીત : દિગ્દર્શક : શ્રી હેમુભાઇ ભટ્ટ.

પાત્રો : ' દેવી દેવયાની ' નાટકનાં પાત્રોમાંથી મોટા ભાગના.

૭૬. રાણીનું રાજ યાને રાક્ષસી રમણી, ૧૯૩૮.

લેખક : શ્રી ગિધુભાઇ ત્રિવેદી.

હાસ્ય : સંગીત : દિગ્દર્શક : શ્રી હેમુભાઇ ભટ્ટ.

પાત્રો : ' દેવી દેવયાની ' નાટકનાં પાત્રોમાંથી મોટા ભાગના.

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની રાજકોટ મુકામે ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

૭૭. દેશ દર્શન : ૧૯૩૮

લેખક : દિગ્દર્શક : શ્રી મણિલાલ પાગલ.

સંગીત : શ્રી હેમુભાઇ ભટ્ટ.

પાત્રો : હેમુભાઇ ભટ્ટ, બાલુભાઇ પટેલ, રતિલાલ નાયક, દલપતરામ, પ્રાણશંકર, ભગવાનજી, જીવાભાઇ સંઘી, નટવર ચાર્લી, મોહન મારવાડી, શંભુદાન અને કંચન.

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની જૂનાગઢ ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવા નાટકો રજૂ કર્યા.

૭૮. અંખડ જ્યોત યાને કિંમતી કુરબાની : ૧૯૩૮.

લેખક : સંગીત : દિગ્દર્શક : શ્રી હરિભાઇ ભટ્ટ.

પાત્રો : હેમુભાઇ, હરિલાલ (કડી), ભોજુદાન, અલારખ અને મોહનલાલ.

૭૯. સ્નેહના શહીદ યાને કર્મ યજ્ઞ ૧૯૩૮.

લેખક : શ્રી દામોદર સાંગાણી.

સંગીત : દિગ્દર્શક : શ્રી હરિભાઇ ભટ્ટ.

પાત્રો : હેમુભાઇ, પ્રાણશંકર, ભગવાનજી, નારણુ બરેટા. અલારખ, હરિલાલ (કડી) અને બલદેવ.

**નોંધ :** ટૂંક સમય બાદ કંપની પોરબંદર અને જામજોધપુરમાં થોડો વખત ગાળી ભાયાવદર મુકામે ગઇ. અત્રે પાંજરાપોળના ડેલામાં ગુણપાટનો મોટો મંડપ બાંધીને ચાલુ નાટકો રજૂ કર્યા. વીસેક દિવસ બાદ મંડપમાં અકસ્માત આગ લાગવાથી પડદા, ડ્રેસિસ, સિનસિનેરી વગેરે બધો સામાન બળીને ખાખ થઇ ગયો. માણસોના કપડાંલત્તાં સુદ્ધાં ભસ્મીભૂત થઇ ગયાં. કશું જ બચ્યું નહિ. પરિણામે આ મોટી નુકશાનીને અંગે કંપની સને ૧૯૩૯ના જાન્યુઆરીની આખરે બંધ પડી.

☆ શ્રી હિરજી શામજી સોલંકી ☆



સંસ્થાના કુશળ પેઇન્ટર

શ્રી હિરજીભાઇ તથા તેમના બંધુ કાનજીભાઇએ નાની ઉમરે કંપનીમાં દાખલ થઇ પાંચેક વર્ષ કામ કરી મુંબઇ જઇ પેઇન્ટીંગનો ખાસ અભ્યાસ કર્યો અને કંપની બંધ થઇ ત્યાં સુધી એકધારી વફાદારીથી નોકરી કરી હતી. કંપનીની આકર્ષક સિનસિનેરી જેમાં મહેલ, મંદિર, જંગલ વગેરેના પડદાઓ તથા બોક્ષ-સિન તેમ જ સન્નિવેશને લગતી નેપથ્યની તમામ વ્યવસ્થા ખૂબ જ ખંતપૂર્વક કરેલ.

ખાસ નોંધ : શ્રી મણિશંકર ભટ્ટની નાટ્યપ્રવૃત્તિની શરૂઆતથી જ તેમના એક ઘણા જ નિકટના સાથી શ્રી ત્ર્યંબકલાલ ઓઘડભાઇ સોમપુરાનો આ યાદી પુરી કરતાં પહેલાં ઉલ્લેખ કરવો જોઇએ. આ કંપની ઊભી કરવામાં અને કંપની શરૂ થયા પછી તેની વ્યવસ્થાનું, લાંબા સમય સુધી પ્રધાનપણે સંચાલન કરવામાં શ્રી સોમપુરાનો અગત્યનો હિસ્સો છે. સને ૧૯૧૨ માં કંપની વનસાડ જવા ઉપડી ત્યારે તેઓ છૂટા થયા હતા.

× × ×

પોતાના સ્ટાફ અને સ્નેહી મિત્રોના આગ્રહને વશ થઇ શ્રી મણિશંકર ભટ્ટે સને ૧૯૪૯ના ફેબ્રુઆરી માસમાં જૂનાગઢ મુકામે કંપનીને પુનર્જીવન આપ્યું. વિરમગામમાં બંધ પડેલી એક કંપનીનો તાજો બનાવેલો નવો સરસામાન ખરીદ કર્યો; લગભગ તમામ જૂના કલાકારોનો સહકાર મળ્યો. શ્રી છોટુભાઇ ભટ્ટને વ્યવસ્થાપક તરીકે નિયુક્ત કર્યા અને ' કિંમતી કુરબાની ' નાટકથી શરૂઆત કરી.

## ગુજરાતી રંગભૂમિના વયોવૃદ્ધ કલાકાર

# શ્રી મણિશંકર જેશંકર ભટ્ટનો

## સન્માન સમારંભ





**ગુજરાતી** રંગભૂમિની એકધારી પાંત્રીસથી પણ વધુ વર્ષો સુધી સનિષ્ઠાપૂર્વક સેવા કરનાર અને શ્રી પાલીતાણા ભક્તિ પ્રદર્શક કંપનીના માલિક અને સંચાલક શ્રી મણિશંકર જેશંકર ભટ્ટના સન્માન માટેનો જાહેર સમારંભ સૌરાષ્ટ્ર કલા કેન્દ્ર સંસ્થાના ઉપક્રમે રાજકોટ મુકામે તા. ૫ મી મેને દિવસે કરવામાં આવ્યો. આ પ્રસંગે સભાનું પ્રમુખસ્થાન શ્રી દુર્ગાપ્રસાદ દેસાઈએ લીધું હતું અને તેઓશ્રી તેમજ શ્રી ગજાનનભાઈ જોષી, ગુજરાતી રંગભૂમિના લબ્ધપ્રતિષ્ઠ નાટ્યકાર અને કવિશ્રી મણિલાલ પાગલ તથા સંસ્થાના મંત્રી શ્રી ગુલાબચંદ શાહ વગેરેએ શ્રી મણિશંકરભાઈની કલા સાધના અને કામગીરીને અંજલી આપતા પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં અને પ્રમુખશ્રીને વરદ હસ્તે શ્રી મણિશંકરભાઈને રૂા. ૩૦૦૧ ની થેલી અર્પણ કરવામાં આવી હતી.

આ સમારંભને યશસ્વી બનાવવામાં સૌરાષ્ટ્ર કલા કેન્દ્ર સંસ્થાનો મોટો હિસ્સો હતો. તા. ૪ અને ૬ મી મેના રોજ ખ્યાતનામ લેખક, દિગ્દર્શક અને કલાકાર શ્રી હરિભાઈ ભટ્ટ કૃત નાટક 'એક જ વખત" તથા કવિ શ્રી મણિલાલ પાગલ કૃત પ્રહસન "ઢોંખનદ"ની રજૂઆત કરવામાં આવી હતી.

હિન્દુ સંસારની કરુંણકથાને વણી લેતા નાટકમાં શ્રી મંજુલા પરમાર, કુ. હર્ષલતા મહેતા, શ્રી જ્યોતિ શુક્લનો અભિનય ખાસ ઉલ્લેખનીય હતો તેમ જ પ્રહસનમાં કુ. શશી વૈષ્ણવ અને કુ. નંદિની વૈષ્ણવે સારી રંગત જમાવી હતી. વળી પુરુષપાત્રમાં લેખક, દિગ્દર્શક અને અભિનેતા જાણીતા કલાકાર શ્રી જયંત ભટ્ટે પણ અદાકારીની લાક્ષણિકતા દાખવી હતી.

પણ આ નાટ્યપ્રયોગોની સફળતાનો મદાર યશ, ગીતકારો શ્રી ઇન્દુલાલ ગાંધી, શ્રી ચન્દ્રકાંત ભટ્ટ, શ્રી નાનુભાઈ ખંભાયતા અને નરેન્દ્ર દવે તથા સંગીત નિર્દેશકો શ્રી વિષ્ણુકુમાર રાવળ, શ્રી મહેન્દ્ર ભટ્ટ અને શ્રી નાનુભાઈ ખંભાયતાને ફાળે પણ જાય છે. કુ. જયશ્રી ચોણકીયા તથા હર્ષલતા મહેતાનો સંગીતનો ફાળો પણ દાદ માગી લેતો હતો.

દ્રશ્યરચનાની સંયોજના પણ સારી હતી, એકંદરે સગવડો હોવા છતાં તે કળાને અહીં યોગ્ય રીતે ખીલવીને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું.

નાટકોની રજૂઆત બાદ મંડળના મંત્રીએ બહારગામથી વ્યક્તિઓ તથા સંસ્થાઓના આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા જેમાં કવિશ્રી પ્રેમલાલ દ્વિવેદી, શ્રી લલિતચન્દ્ર ચુનીલાલ દેવકરણ નાનજી, ગુજરાતી નાટ્ય મંડળ વગેરેનો સમાવેશ થતો હતો.

શ્રી મણિશંકર ભટ્ટની માલિકીની સંસ્થા શ્રી પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કંપનીનો ઇતિહાસ આ માસિકના છેલ્લાં ત્રણ અંકોમાં આપવામાં આવ્યો છે જેમાં જણાવ્યા પ્રમાણે તેઓશ્રીને જૂનાગઢના નવાબ સાહેબ તરફથી માસિક એલાવન્સ રૂા. ૧૦૦) તથા રહેઠાણ અને વાહનની સગવડ આપવામાં આવી હતી. આવા એક વયોવૃદ્ધ કલાકાર અને રંગભૂમિની સેવામાં પોતાનું સારું યે જીવન વ્યતિત કરનાર સાંકની મુંબઈ સરકારે પણ કદર કરવી ઘટે અને જે એલાવન્સ તથા સગવડો બંધ કરવામાં આવી છે તે ફરીથી અમલમાં આવે એ આશા અસ્થાને નથી. ★

**રંગભૂમિ:** ઑલ ઇન્ડિયા રેડિયોના સંગીત અને નાટ્ય વિભાગ તરફથી દિલ્હીના નાટ્યોત્સવમાં શ્રી પ્રાગજી ડોસા કૃત 'સહકારના દીવા' નાટકનો હિન્દી અનુવાદ 'સહયોગ દીપ' તા. ૨૭ મીએ રજૂ થયું, જેનું દિગ્દર્શન શ્રી પ્રતાપ ઓઝાએ કર્યું. મુખ્ય ભૂમિકામાં પ્રતાપ ઓઝા, સુમન્ત વ્યાસ, લીના જરીવાળા, પ્રમોદિની શેઠના વગેરે હતાં.

**ભારતીય કલા કેન્દ્ર :** શ્રી હીમી લવડિયા કૃત 'પેસ્તનજીનાં પરાક્રમો' ને 'ઓલની બંધ' રજૂ થયા ઉપરાંત શ્રી ધનસુખલાલ મહેતા કૃત નવું નાટક 'ન માન્યું મનની માયે' જુલાઈમાં રજૂ થશે. જેના દિગ્દર્શક શ્રી અદી મર્ઝબાન છે. હવે અમદાવાદમાં જૂનની ૪ થી ૭મી સુધીમાં 'રામ શબરી', "ભક્તકવિ નરસૈયો" અને "નરજહાં" રજૂ થશે.

**શ્રી સુબોધ નાટ્ય નિકેતન:** શ્રી મોહનલાલ ભોજક કૃત 'શેઠ સગાળશા' નાટક તા. ૧૭, ૧૯, અને ૨૧ મીએ ભાંગવાડીમાં રજૂ થયું, જેનું દિગ્દર્શન શ્રી ચંપકલાલજીએ કર્યું છે. મુખ્ય ભૂમિકામાં માસ્તર મૂળજીભાઈ, ચંપકલાલજી, કમલા કર્ણાટકી, માયાદેવી, મોહન ચંડુડા, શિવલાલ, સૂર્યકુમાર વગેરે હતાં.

**કલા વિજય :** તા. ૬ ઠી મેને દિવસે શ્રી પ્રાગજી ડોસા કૃત "ઘરનો દીવો" ભજવાયું.

**સંગીત લીલાવતી :** સ્વ. શ્રી કેશવલાલ અધ્યાપક કૃત પ્રથમ સંગીત-નાટક ઓલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ મથકે ધ્વનિમુદ્રણ થયું છે અને ન્યુ દિલ્હીથી રાષ્ટ્રીય કાર્યક્રમમાં બ્રોડકાસ્ટ થશે. માસ્ટર કાસમભાઈએ શ્રી પ્રાણસુખ નાયકની સહાયથી એનાં ગીતો એ વખતના લોકપ્રિય રાગોમાં ઊતાર્યાં છે. નાટકની ભૂમિકામાં માસ્તર કાસમભાઈ, શાલિની, માસ્ટર વસંત, મનોરમા, રૂપકમલ, મોતીલાલ, કેશવલાલ, મુકુંદ ગોરડિયા, આનંદ વગેરે છે.

**યુ'સ ઓન એસોસિએશન:** ને ઉપક્રમે તા. ૨૭ મે ૧૯૫૭ ની સાંજે "નવી અને જૂની રંગભૂમિ" એ વિષય પર શ્રી પ્રાગજી જ. ડોસાએ સપ્રયોગ વ્યાખ્યાન આપ્યું.

**નાટ્ય ભારતી :** ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ વખતે ૧૯૫૨ માં "સ્નેહનાં ઝેર" રજૂ કર્યા પછી આ સંસ્થા શ્રી ચન્દ્રવદન ભટ્ટના નેતૃત્વ અને દિગ્દર્શન નીચે ફરી પોતાની પ્રવૃત્તિ શરૂ કરે છે. એનું સૌથી પ્રથમ નાટ્ય શ્રી દુર્ગેશ શુક્લ કૃત "સુંદરવન" રજૂ થશે.

**નાટ્ય પલ્લવી :** શ્રી નટવર શાહ કૃત નાટક "ઉગો અને ઉગવા દો" ટૂંક સમયમાં જ રજૂ થશે. એનું દિગ્દર્શન લેખક પોતે સંભાળી રહ્યા છે અને મુખ્ય ભૂમિકામાં સૂર્યકાન્ત શુક્લ, પત્રલેખા પંડિત વગેરે છે.

**"મળેલા જીવ"** ચિત્રના નિર્માતાઓ શ્રી ચાંપશીભાઈ નાગડા અને શ્રી લાલુ શાહ જેઓ રંગભૂમિને ક્ષેત્રે પણ સુપરિચિત છે, એમનો સત્કાર સમારંભ "અજન્ટા આર્ટ્સ" ના ઉપક્રમે તા. ૧૨ મી મેના દિવસે યોજાયો, જેનું પ્રમુખસ્થાન સરદાર ચંદુલાલ શાહે લીધું હતું.

**લેખક મિલન :** તા. ૭મી મેએ રંગભૂમિ વિષે એક 'મતિવાદ' યોજાયો હતો જેમાં શ્રી જ્યોતીન્દ્ર દવે, પ્રા. મધુકર રાંદેરીયા, શ્રી પ્રાગજી ડોસા અને શ્રીમતી લીના ગાંધીએ રંગભૂમિના જૂદા જૂદા વિષયો ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ પ્રસંગે શ્રી ધનસુખલાલ મહેતા પ્રમુખસ્થાને બિરાજ્યા હતા.

## અમદાવાદ

**નટમંડળ :** અત્યારે નવું નાટક શ્રી રસિકલાલ છો. પરીખ કૃત 'માલવપતિ'નાં રિહર્સલો કરે છે જે થોડા જ વખત બાદ રજૂઆત પામશે.

**રંગમંડળ :** આ સંસ્થા શ્રી પ્રબોધ જોષી કૃત ત્રિઅંકી "પા પા પગલી"નાં રિહર્સલો કરે છે જે જૂન માસ દરમ્યાન જ રજૂઆત પામશે. વળી આ સંસ્થાએ વડોદરામાં 'પત્તાંની જોડ'ના બે પ્રયોગો રજૂ કર્યા હતા.

**જવનિકા થિયેટર્સ :** શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ કૃત 'રૂપમતિ' નવલકથાનું શ્રી શશીકાન્ત નાણાવટીએ કરેલું નાટ્ય રૂપાંતર રજૂ કરવાની તૈયારીમાં છે. આ નાટકનું દિગ્દર્શન શ્રી હસમુખ શાહ પોતે સંભાળશે.

# નાટ્ય સમીક્ષા

## શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી
કૃત
## સખી કે સન્નારી....?

દેવકરણ નાનજી ફેલોશિપ સોસાયટીના કલ્ચરલ સર્કલને ઉપક્રમે તા. ૧-૫-૫૭ને દિવસે દેના બેન્કના સભાગૃહમાં આ નાટિકા રજૂ થઇ. સ્ત્રીએ પતિનું સૌખ્ય જાળવવું જોઇએ કે પોતાના ગૃહજીવનને ભોગે સમાજ સેવિકા બની જીવન ગાળવુ જોઇએ એ મહત્વના પ્રશ્નને શ્રી પ્રાણલાલભાઇએ આ નાટિકામાં બહુ જ સુંદર રીતે ચર્ચ્યો છે. સરળતાથી વહેતો એનો વાર્તાપ્રવાહ અને ભાવાર્થની ગહનતા આ નાટિકાને સુવાચ્ય બનાવે છે તથા એમા રહેલી અભિનયક્ષમતાને સ્પષ્ટ કરે છે. આ આખીયે નાટિકા આ અંકમાં પ્રકટ કરી છે એ ઉપરથી પ્રતીતિ થશે.

આ નાટિકાની બીજી વિશિષ્ટતા હતી એની સજાવટની. દેના બેન્કના સભાગૃહમા રમકડા જેવો એક નાનો શો રંગમંચ ઉભો કરવામાં આવ્યો હતો. ૧૬×૮ ફુટનું સ્ટેજ; આગળનો એક રંગીન પડદો અને બન્ને બાજુએ વીંગ્ઝ. આખાએ સભાગૃહમાં કલાત્મક ચિત્રો, જેમાં રંગમંચની વચ્ચોવચ્ચ મહાત્મા ગાંધીજીની મોટી છબી ખાસ ધ્યાન ખેંચતી હતી. ફરનીચરમાંય નાનો સોફાસેટ, નાની ટીપાઇઓ અને રાચરચીલામાં થોડા પુસ્તકો અને એક ટેલીફોન, બાકીનુ બધું પ્રેક્ષકોએ માની લેવાનું કે આ મોટું ઘર છે, એમાં એક એડવોકેટ એની પત્ની સાથે રહે છે અને પાત્રોના સંવાદ અને ભાવ ઉપરથી એમાં શું શું હોવુ જોઇએ એ કલ્પના કરી લેવી. આવા એક "MINIATURE THEATRE"માં રંગભૂમિના પ્રથમ કક્ષાના કલાકારોએ અભિનય આપ્યો હતો જેમાં ચંદ્રકાન્ત તરીકે પ્રો. મધુકર રાંદેરિયા અને જ્યોતિર્મયી તરીકે શ્રી ચન્દ્રિકા ઠાકોર પોતાના સચોટ ભાવદર્શન દ્વારા નાટિકાની વસ્તુને પ્રેક્ષકગણના અંતર સુધી પહોંચાડી આત્મીયતા સાધી શકયા. બહેન રમાના પાત્રમાં શ્રી નિરૂપમા મહેતા અને ડૉ. મનોહર તરીકે શ્રી વ્રજલાલ પારેખ, પુત્રી તરીકે શ્રી ભાનુ ઝવેરી, પ્રતાપના પાત્રમા શ્રી વિશ્વનાથ પંડયા અને માધવ તરીકે શ્રી ભરત મોદીએ એવો વાસ્તવિક અભિનય આપ્યો કે આ નાટિકામા કૌટુંબિક વાતાવરણ દર્શાવાયુ અને નાટિકાની સફળતાની એજ પારાશીશી હતી.

## શ્રી સુબોધ નાટ્ય નિકેતનનું પ્રથમ સર્જન — શેઠ સગાળશા

ગુજરાતી રંગભૂમિને ક્ષેત્રે વ્યવસાયી મંડળીઓ ઊભી થાય એ ખાસ જરૂરી છે. પ્રૌઢ અને વયોવૃદ્ધ કલાકારોના પોષણ અર્થે તેમ જ એમના અનુભવનું જ્ઞાન આજની પેઢીને મળે એ દ્રષ્ટિએ પણ આવી મંડળીઓ ઉદય પામે એ હેતુથી **શ્રી સુબોધ નાટ્ય નિકેતનને** વધાવીએ છીએ. ચલૈયાની મશહૂર કથાને શ્રી ચિમનલાલ ભોજકે નાટ્યદેહમાં રજૂ કરી છે. કેટલાક કલ્પનાત્મક પ્રસંગો ગૂંથવા પડ્યા છે પણ નાટ્ય પ્રવાહમાં એ બધબેસતા થયા છે અને મૂળકથાને જરા પણ હાની પહોંચાડતા નથી. પ્રહસન વિભાગમાં કંજુસની કહાણી લેખકે રજૂ કરી છે અને મૂળ નાટક કરતાંય પ્રહસનનાં સંવાદો પર લેખકની હથોટી વિશેષ ખીલે છે.

આખાયે નાટકમાં ચલૈયાની માની ભૂમિકામાં શ્રી કમલા કર્ણાટકી પોતાના પુત્ર ઉપરની માયા મમતાના ભાવોને તાદ્રશ્ય રીતે રજુ કરી જાય છે જેમાંયે છેવટના દ્રશ્યમાં એમનો અભિનય અને સંવાદોમા આર્તવાણી લાવવાની કળા ખાસ ઉલ્લેખનિય બની રહે છે. શેઠ સગાળશાના પાત્રમાં રંગભૂમિના મશહૂર અભિનેતા સૂરજરામ જેઓએ વર્ષો પૂર્વે "સ્પેશિયલ સુંદરી" તરીકે નામના મેળવી છે તેમણે હજી પણ પોતાના અવાજને સાચવી રાખ્યો છે અને શબ્દોની સ્પષ્ટતા (DICTION) ધારી અસર ઉપજાવે છે. છતાં એટલું કહેવું જોઇએ કે આજની રંગભૂમિનાં પરિવર્તનને તેઓએ લક્ષમાં લીધું નથી. અવાજની જે PITCH એમણે રાખી હતી એ વધુ પડતી હતી અને વારંવાર રંગમંચના પગથીયાઓ પાસે આવી પ્રેક્ષકો સામે સંવાદો બોલી જવા એ વસ્તુ ભૂતકાળમાં હવે ભૂલાઇ જવી જોઇએ. શ્રી ચંપકલાલજીએ કોઢીયા બ્રાહ્મણનો ભાગ ભજવ્યો. દ્રશ્યમાં વાતાવરણ જમાવવા માટે એમણે ક્રોધી સ્વભાવના આવેશો લીધો એ કરતાં ભગવાન વિષ્ણુ અને એક પ્રખર યોગીની પ્રતિભા જાળવતું દર્શન કરાવ્યું હોત તો એ પાત્રને વિશેષ ન્યાય મળતે. પ્રહસનમાં માસ્તર શિવલાલ અને ચિમન (બકુડો)ની જોડીએ હાસ્ય વિભાગને ઠીક સાચવી લીધો. નાટકની સમગ્ર રજુઆતમાં જરા ઉતાવળ થઇ લાગતી હતી અને એકાદ અઠવાડિયાના વધુ રિહર્સલોની જરૂર દેખાઇ આવતી હતી.

# ગુજરાતી નાટ્ય

તંત્રી: શ્રી પ્રાગજી જ ડોસા


## સ્વ. શ્રી અમૃત કેશવ નાયક



**૧૮ મી જુલાઈ, ૧૯૫૭ ને દિને એમની ૫૦ મી મૃત્યુતિથિ ઊજવાશે**


પુસ્તક : ૪થુ
અંક : ૧૧ મો

જુલાઈ : ૧૯૫૭
કિંમત : ૫૦ નયા પૈસા



## શ્રી પ્રાણલાલભાઈની ચિંતન-માળા

આખા સમુદાયને એકસાથે અર્જન કરવાની શક્તિ નાટકમાં રહી છે, ને તેથી જ આ નવયુગમાં, નવ-ભારતના સર્જનમાં નાટકને કામે લગાડી- તેની પાસેથી સુંદર કાર્ય કરાવી શકાય એમ છે. છતાં ચિત્રપટોનો એક સૂર કાઢવો ઉચિત જણાય છે. કે, કેવળ લોકરુચિને સંતોષવા માટેનો પ્રયત્ન નાટયમંડળીઓ તરફથી કરવામાં આવશે તો નાટક અને રંગમંચ પોતાની સાચી ફરજોમાંથી એક પગલું ચૂકશે. સાહિત્યમાત્રનો અંતિમ ધર્મ સંસારને, સમાજને દેશને, ને સમગ્ર જીવનને ઉન્નત બનાવવાનો છે, એ આપણે ન ભૂલીએ.

# ઊઘડતે પડદે

## સ્વ. શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી

તા. ૨૫ જુલાઇ ૧૯૫૭ને દિને શ્રી પ્રાણલાલભાઇના દેહાવસાનને એક વર્ષ પૂરું થાય છે. ગુજરાતી નાટય શતાબ્દિ મહોત્સવથી માંડીને ગુજરાતી નાટય મંડળની સ્થાપના અને એ પછીના વર્ષોમાં મંડળે સાધેલી પ્રગતિ અને એની સર્વ પ્રવૃત્તિઓમાં તેઓશ્રીની પુણ્યસ્મૃતિ જળવાઇ રહેલી છે. ગુજરાતી રંગભૂમિના પુનર્જીવનનો ઇતિહાસ તેઓશ્રીની કામગીરીની નોંધ લીધા સિવાય અધુરો લેખાશે. બહુ સૂક્ષ્મપણે એ ભાવિના દૃષ્ટાએ જે કાર્યો ઉપાડયાં એ પ્રકાશની કેડીએ ચાલ્યા જતાં પણ આજે પ્રતીત થાય છે કે હજી તો કેટકેટલું દૂર જવાનું છે, કેટલાંયે કાર્યો સાધવાનાં છે. આજે ક્ષરદેહે તેઓ આપણી સમીપ ન હોવા છતાં બેંકીંગ, વ્યાપાર, ઉદ્યોગ, સાહિત્ય અને લલિત કલાઓની સંસ્થાઓમાં તેઓશ્રીનું નામ અંકાયેલું છે, એ દરેક ક્ષેત્રને આવરી લેતી એમની કૃતિઓ દ્વારા અક્ષરદેહે તેઓ ચિરંજીવી છે.

## ગુજરાતી નાટય:

આ માસિક એ પણ શ્રી પ્રાણલાલભાઇની પ્રેરણાનું પરિણામ છે અને આ અંકથી 'ગુજરાતી નાટય' ચોથું વર્ષ પૂર્ણ કરે છે. રંગભૂમિને સ્પર્શતું માસિક અને તેમાં પણ ગુજરાતી પ્રજામાં એનું નિયમિત વાંચન કરનારાઓની સંખ્યા મર્યાદિત છે તે છતાં આ માસિકે નાટયક્ષેત્રે પોતાનું સ્થાન નિશ્ચિત કર્યું છે. આ માસિકને લોકપ્રિય બનાવવામાં મુરબ્બીઓ અને સહૃદયી સ્નેહીઓનો સાથ મને સાંપડયો છે જેમાં મુ. શ્રી હરસિદ્ધભાઇ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'નું માર્ગદર્શન, મંડળની પ્રત્યેક પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેતા શ્રી જયંતિલાલ ત્રિવેદી અને શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી તેમ જ મારા બંધુતુલ્ય પ્રા. મધુકર રાંદેરિયાનો ઉલ્લેખ મારે કરવો જ જોઇએ. સદ્‌ભાવના ના સૂત્રને આધારેજ આ પ્રવૃત્તિ ચાલી રહી છે, એકલે હાથે એ બનવું અશક્ય છે અને મારા મદદનીશ

# પ્રાચીન ભવાઇ

: લેખક :

નટવર્ય શ્રી જયશંકર 'સુંદરી'



નટવર્ય



શ્રી જયશંકર 'સુંદરી'

**પ્રા**ચીન ભવાઇ વિષે સ્વ. મહીપતરામભાઇ "ભવાઇ સંગ્રહની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં શું કહે છે તે આપણે પ્રથમ જોઇ લઇએ:

"જુની ભવાઇમાં કેવળ કલ્પિત થોડું છે? તથાપી ઘણા ભાગમાં સંસારમાં જેવું જોવામાં આવે છે, તેનો ઘાટ દેખાડ્યો છે; સાધારણ લોકો માટે, સાધારણ માણસોએ, એ વેશ જોડેલા છે, પરંતુ એમાંનું બિભત્સ બાદ કરતાં બાકી રહે છે તે લોકોની અવસ્થા અને રૂઢીઓ બતાવનારી સાદી અને ખરી છબી છે. મહીપતરામભાઇની સુધારક દૃષ્ટિ ભવાઇના લોકદૃશ્યમાં-તેના લેખકે અંકિત કરેલી ગુજરાતીઓની કેટલીક સારી અવસ્થા, નબળાઇ અને રૂઢીઓ તથા કાળોને ચાળી કાઢી સમાજ આગળ મૂકવા તરફ ઢળેલી હતી

ત્યારે તેમના જમાનાના બીજા કેટલાકની સંકુચિત દૃષ્ટિ ભવાઇના ઉત્તમ અંશો પૈકી-સંગીત, સાહિત્ય, નૃત્ય, અભિનય અને ઇતિહાસનો જરા પણ વિચાર ન કરતાં ભવાઇને ઊતારી પાડવા કે પછી નીતિધર્મની દૃષ્ટિથી ઉપેક્ષા કરવા તરફ વળેલી હતી.

આવા ઉપેક્ષા કરનારાઓમાં ભવાઇના જોનાર કરતાં નહિ જોનારની સંખ્યા જ મોટી હતી, તેમાં કેટલાંક લબ્ધપ્રતિષ્ઠ લોકો પણ હતા તેથી વિરોધીઓની સંખ્યા અને માત્રા દિનપ્રતિદિન વધે જતી હતી. આથી ગામડામાં પોતાની ભવાઇને છેવટે હાર માનવી પડી અને સર્વ ગુજરાતમાં કોઇ ખરાબમાં ખરાબ વસ્તુનો સર્વોચ્ચ નમૂનો હોય તેમ ભવાઇ માટે ઘૃણા ઉત્પન્ન કરે તેવી લોકોક્તિ શરૂ થઇ।

પરંતુ આજના વિચારકોનો અને કલાકારોનો, ભવાઇ માટેનો દૃષ્ટિકોણ બદલાયો છે. વિરોધનો વંટોળ છતાં પણ ગામડાંમાં ભવાઇ જોનારની સંખ્યા મોટી છે, એના ધાર્મિક સ્વરૂપને લીધે આજે પણ કેટલાક ભવાઇ કરાવવાની માનતા આગળ બાધા-આખડી રાખે છે. કોઇક નાગરને માથે આજે પણ વર્ષમાં એકાદ વાર અંબાજીમાં ભવાઇ કરવાનું કરજ છે તેનું અસ્તિત્વ ગરાસ પદ્ધતિ ઉપર ટકી રહ્યું છે. ભવાઇને લગતું જેટલું સાહિત્ય બહાર પડયું છે તે ઉપરથી ભવાઇનો રચનાર અસાઇત કવિ કેટલાકને જૈનેતર કવિઓમાં ગુજરાતી ભાષાનો આદિ કવિ જણાય છે.

કેટલાકને શામળની વાર્તાનાં પાત્રોનું રંગીલાપણું અને સમસ્યાઓનું મૂળ અસાઇતમાં દેખાય છે.

કેટલાકને ગુજરાતમા નાટકના કલાસ્વરૂપ તરીકેનો ઉદ્ભવ ભવાઇમાં જણાય છે।

કેટલાકને યુરોપના "મિસ્ટરીઝ" (Mysteries) અને "મિરેકલસ" (Miracles) નાટ્ય પ્રકારોની જેમ ભવાઇ એ આધુનિક નાટકની પુરોગામિની દેખાય છે.

કેટલાકને મન ભવાઇ એ કેવળ કલા સ્વરૂપ જ નથી, પરંતુ અનેક શક્યતાઓથી ભરપૂર સંસ્થા જણાય છે.

કેટલાકને મધ્યયુગમાં પાછળથી ઘૂસી ગયેલું બિભત્સ તત્ત્વ ચાળી નાખીએ તો લોકજીવનના એક તંદુરસ્ત

શિવે લલાટે ચાંદલો મસ્તકને ચોપર વળ્યો
અસાઇત મુખ ઓચરે શશિયર ધરણી તે દિન ડગ્યો

× × ×

હવે વેશમાંથી એક બીજો પ્રસંગ લઇએ. તેમાં રંગલો રામદેવનો ભાઇઆત કેવી રીતે થયો? તેમનો સંવાદ સાંભળીએ.

રામ: હેં! રંગલા, આ ઠકરાળાં પાણી ભરવા જાય છે તે શું રજવાડામાં અમારી ફજેતી નહિ થાય? અમારા કુંવરને સામા માંગા આવે, પહેરામણીઓ લાવે તેને બદલે આથી તો ઊલટા પાંચસો અમારે ટાટવા?

રંગલો: પડ્યું! પડ્યું! ઠાકોર પડ્યું!

રામ: શું?

રંગલો: મસીઆઇ તે તો ખસીઆઇ.

રામ: ત્યારે પિતરાઇ?

રંગલો: પિતરાઇ તો લાકડીએ આવીએ.

રામ: મોખાઇ? મ્હોબોલા ભાઇ? કેવા?

રંગલો: ગદ્ધાઇભાઇ.

રામ: તે કેવા, અલ્યા?.

રંગલો: તમારો ડોસલો ને મારા દાજી.

રામ: અરે કમબખ્ત! મારાને ડોસલો કહેવાય?

રંગલો: લ્યોને તમારો દાજી ને મારો ડોસલો, એમ તમારા દાજીએ રેવાજીનો સંધ કાડ્યો.

રામ: કેવો હતો?

રંગલો: મોટો.

## સંસ્કાર પ્રવૃત્તિ અને શાળાઓ

કેટલાંકને મન નાટક–નૃત્ય એ ક્રિકેટની રમત જેમ બહુ સમય અને ઘણું ધ્યાન રોકી રાખતી પ્રવૃત્તિઓ છે. એમાં જે ભાગ્યા તેને બીજું ગમે નહિ અને એ છોડાય નહિ એવું એનું ઘેલું લઇ બેસે છે ને વિદ્યાર્થીઓ આગળ આ સ્થિતિ કેવી ઉગ્ર બની જાય એનો આપણે વિચાર કરી લેવાનો.

નાટક–નૃત્યમાં ભાગ્યા હશે તેટલા બધા એમાં ગળાડૂબ રહેવાના નથી, બહુ થોડાને એ 'કેરીઅર' આપી શકે. બીજાઓને એનો સંગ રહે તો વ્યસનરૂપે રહે અને સંસ્કાર પ્રવૃત્તિના નામે વ્યસન ઊભાં થતાં હોય તો ચેતવું સારું.

બીજા પ્રાંતોમાં એ ભય વધારે છે, ગુજરાતમાં હજુ નથી. એવો ભય ગુજરાતમાં આવે તો યે થોડો વખત નભાવવો રહ્યો, કારણ કે ગુજરાતના સ્વભાવમાં જે ભારેખમપણું, જે ઉદાસીનતા, જે ગણતરીઓ પેસી ગયાં છે એમને થોડાં પાછળ હટાવવા હોય તો નાટક–નૃત્ય મદદ કરશે. નિશાળોમાં આ સંસ્કાર પ્રવૃત્તિને રોકીએ નહિ તો ખાસ ઉત્તેજન પણ ન આપીએ. આમે ય વિદ્યાર્થીઓને અભ્યાસ-રત કરવાની મુશ્કેલી છે, તેમાં આવી ઇતર પ્રવૃત્તિનું ખેંચાણ વધ્યું તો શિક્ષણનું તો આવી જ બન્યું અને એ શિક્ષક એમાં ઘસડાયો તો પછી કોણ કોને રોકશે!

(ઊર્મિ નવરચનામાંથી–સાભાર)

રંગલો: આભલું ઉપરથી પડ્યું.

રામ: કેમ?

રંગલો: તો શું? તમે આ જુકી બેડસાઇ કોડો છો. આ પાસે ભાઇ તો વાંઢો ઊભો છે ને શીદ ગપ્પું હાંકો છો?

ઠકરાળાં: રંગજી ઠાકોર–અહીં આવો.

રંગલો: હાં, ભાભીજી. હાં ભાભીજી...હું મરી ગઉં. આ આવ્યો!

રામ: અલ્યા! તું મારો ભાઇ કિયા દાડાનો કે ભાભીજી કહે છે?

રંગલો: હું તમારો ભાઇ ખરો!

રામ: કેવો ભાઇ? મસીઆઇ?

રામ: કેટલો મોટો?

રંગલો: બહુ મોટો.

રામ: કહેને, હાથી કેટલા? ઘોડા કેટલા હતા? ઊંટ, રથ, વહેલગાડાં, પાળા, એ કેટલાં કેટલાં હતાં?

રંગલો: મસ.

રામ: મસ તે કેટલાં?

રંગલો: એકે નહિ!

રામ: તું તો કહેતો હતો ને કે સંધ કઢાડ્યો હતો?

રંગલો: એક ખેતરું હતું. તે ઘરેણે મુકી, છોકરાંને રઝળતાં કર્યાં. ત્યારે જાવા જવાયું. ફાટા ફુટા પગમાં

(અનુસંધાન પાના ૧૫ પર)

દંતકથા આજ સુધી પ્રચલિત છે. જામનગરના શ્રીકંઠ કવિએ સંસ્કૃતમાં સંગીત ગ્રંથ રચેલો છે તે આજ પણ માન્ય છે. હજુ થોડાં વર્ષો પર્વે થઈ ગયેલા જામનગરના સંગીતાચાર્ય આદિત્યરામ વ્યાસનું સંગીત જ્ઞાન અને પખવાજ કૌશલ્ય સારાયે હિંદમાં પ્રસરી ચૂક્યું હતું એ સૌ કોઈ જાણે છે. વૈષ્ણવોની હવેલીમાં અને ગુજરાતના રાજા મહારાજાઓના મહેલોમાં અનેક સંગીતકારો પોષાયા છે. વડોદરાએ મૌલાબક્ષ અને ફૈયાઝખાનને સંઘર્યા, જૂનાગઢે ખાંસાહેબ અબ્દુલ કરીમખાનને યુવાવસ્થામાં રાખ્યા, ભાવનગરે બિનકાર રહીમખાન અને ચંદ્રપ્રભાને પોષ્યાં તથા સંગીત કલાધર જેવા દળદાર ગ્રંથના રચયિતા કવિ ડાહ્યાલાલ શિવરામે પણ ભાવનગરમાં જ રાજ્યની નોકરી કરી. "ઇન્ડિયન મ્યુઝિક" જેવા પ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તકના કર્તા ભવાનરાવ પિંગળેએ વઢવાણ અને હળવદમાં જિંદગી કાઢી. ગણપતરાવ બર્વે અને પંડિત ગોવિંદપ્રસાદ બંન્ને રાજકોટની રાજકુમાર કોલેજના સંગીત શિક્ષકો હતા. વિચિત્રવીણાના ઉત્પાદક સંગીતજ્ઞ શેઠ જેસંગભાઈ અમદાવાદના હતા. આ સિવાય સૂરત, વડોદરા, ભરૂચ, ભાવનગર, જામનગર, અમદાવાદ વગેરે શહેરોમાં ઘણાંયે કુટુંબો હતાં જેમનો સંગીત શોખ હજુ પણ ઉત્તરોત્તર ચાલ્યો આવે છે. તરગાળા, નાયક, ગાંધર્વ, મીર, લંઘા વગેરે સંગીત ઉપર જ નિર્વાહ ચલાવતી કોમો ગુજરાતમાં જ જોવામાં આવે છે તેમનું અસ્તિત્વ બતાવી આપે છે કે ગુજરાત સંગીત શૂન્ય ન હતું.



પરંતુ આ તો ગુજરાતના સંગીતનો ભૂતકાળ થયો. કોઈ કહેશે કે આધુનિક ગુજરાતનું શું? આધુનિક ગુજરાતમાં સંગીતનાં ત્રણ સ્વરૂપો માલમ પડે છે. લોકસંગીત, નાટ્ય-સંગીત અને શિષ્ટ સંગીત. સંગીતના બધા પ્રકારોમાં ગુજરાત તેના લોકસંગીતમાં ઘણું જ સમૃદ્ધ છે. આ લોકસંગીત આજે હજુ પણ સૌરાષ્ટ્રમાં તદ્રુપ અવસ્થામાં જાળવી રાખવામાં આવેલ છે. દુહા, ભજનો, ગરબા, રાસ વગેરે લોકસંગીતના પ્રકારો છે. ગામડાંમાં આજે જીવનનો થાક ઉતારવા તંબુરા અને મંજીરા લઈને રાત્રે હજુ પણ ભજનમંડળીનાં ગીતો અને ભજનોની રમઝટ બોલાય છે. હજુ પણ ઘણાખરા ધાર્મિક ઉત્સવોમાં રાસ અને ગરબા મહત્ત્વનો ભાગ ભજવે છે. હાથમાં રાવણહથ્થો લઈને ગીતો લલકારતો બાવો આજે, પણ ઘેરઘેર લોકગીતોની લહાણ લ્હેરાવે છે. ગરબા અને દાંડિયારાસ માટે તો સૌરાષ્ટ્ર અને ગુજરાત પ્રસિદ્ધ છે. છેલ્લાં પાંચ વર્ષ થયા દિલ્હીનાં પ્રજાસત્તાક દિનના લોકનૃત્યોના ઉત્સવોમાં સૌરાષ્ટ્રનાં લોકનૃત્યો પ્રથમ પંક્તિનાં ગણાયાં છે. છે. આજે ગુજરાતને આંગણે કવિશ્રી દુલા કાગ અને ગઢવી મેરૂભા જેવા લોકકવિઓ લોકસંસ્કૃતિના અડીખમ પ્રતિનિધિરૂપે મોજૂદ છે, આમ લોકસંગીત અને લોકનૃત્યો ગુજરાતના ગ્રામજીવનમાં સંસ્કૃતિ સાથે વણાઈ ગયાં છે અને જ્યાં સુધી ગ્રામજીવન જીવતું છે ત્યાં સુધી એ સંગીત કે નૃત્યને જરાપણ આંચ આવવાની નથી.

ગુજરાતના સંગીતનો બીજો પ્રકાર છે, નાટ્યસંગીત. ગુજરાતનું નાટ્યસંગીત એ શિષ્ટ સંગીત અને લોકસંગીત વચ્ચેની કોઈ અકથ્ય અવસ્થા છે. મહારાષ્ટ્રનાં નાટ્યસંગીત સાથે ગુજરાતના નાટ્યસંગીતને સરખાવીએ તો ગુજરાતનું નાટ્યસંગીત ઘણું જ હળવું અને હલકી કોટિનું જણાય છે. ગુજરાતની રંગભૂમિએ બહુ સારું સંગીત પીરસ્યું છે તેવી ગુલબાંગો મારના। મહાનુભાવોને નમ્રપણે જણાવવું જોઈએ કે જેને બહુ સારું કહેવામાં આવે છે તેને હળવું સંગીત કહેતાં પણ ક્ષોભ થાય છે. સાચું કહીએ તો ગુજરાતની રંગભૂમિએ સારું કહી શકાય તેવું શિષ્ટ સંગીત કદાપિ આપ્યું જ નથી. આમાં દોષ કદાચ સંગીત નિયોજકોનો નહિ હોય, પણ કંપનીના માલિકોનો હશે કે જેઓએ સારા સંગીત કરતાં સામાન્ય માણસોનું મનોરંજન થાય તેવું સંગીત આપી લોકોની હલકી અભિરૂચિને પોષી છે. ગુજરાતનાં નાટ્ય સંગીતનો છેલ્લાં પચાસ વર્ષોનો ઇતિહાસ તપાસીએ તો સારું કહી શકાય તેવું સંગીત ગુજરાતે બહુ થોડું આપ્યું છે. બહું થોડું સારૂં અને ઘણું બધું અત્યંત ખરાબ, શરૂ શરૂમાં ઘણાં ગાયનો શુદ્ધ

શ્રી નરોત્તમદાસ તથા શ્રી અંબાલાલ સિનારીયા તથા કિશોર દેસાઇ જેવા ઉત્તમ કોટીના વાદકારો છે. આ બનાવી આપે છે કે ગુજરાત પાસે ઠીક ઠીક પ્રમાણમાં સંગીનકારો મોજૂદ છે.

ગુજરાત સંગીત પ્રત્યે બેદરકાર નહોતું તે બતાવવા ગુજરાત પાસે ગુજરાતી ભાષામાં સંગીતશાસ્ત્ર પર લખાયેલ ૧૮ સપ્રમાણ ગ્રંથો છે, જેમાં વાંકાનેરવાળા નથુરામ સુંદરજી તથા જટાશંકર ઓઝા અને જામનગરના આદિત્યરામ વ્યાસનાં પ્રકાશનો તેમ જ ભાવનગરના શિવલાલ ડાહ્યાભાઇનાં સંગીતશાસ્ત્ર ઉપરના ગ્રંથો તથા ધરમપુરના સદ્ગત કુમાર પ્રભાતદેવજી અને પંડિત વાડીલાલનાં પુસ્તકો ઉત્તમ કોટિના સંગીતશાસ્ત્ર ઉપરના ગ્રંથો છે તેમ કહી શકાય. આમ બધી રીતે તપાસશું તો સંગીતમાં પણ ગુજરાત બહુ પાછું પડે તેવું નથી. છતાં પણ એક વાત કહેવી પડે છે કે ગુજરાતમાં હજુ શિષ્ટ સંગીત જોઇએ તેવું લોકપ્રિય થયેલ નથી અને આજે ગુજરાત પાસે કહી શકાય તેવી સંગીત સંસ્થાઓ માત્ર બે જ છે. વડોદરા યુનિવર્સિટી સંચાલિત મહારાજા સયાજીરાવ સંગીત, નૃત્ય, નાટકની કૉલેજ અને સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી. આ બંને સંસ્થાઓ આજે ઠીક ઠીક વિકાસ પામી રહેલ છે અને સંગીતશાસ્ત્ર, નૃત્ય અને નાટ્યનો વ્યવસ્થિત અભ્યાસક્રમ ગોઠવી એ વિષયોનું શિક્ષણ આપવા માટે રીતસરનો પ્રયત્ન કરી રહેલ છે.

શિષ્ટ સંગીતનો સાચો વિકાસ કરવા માટે સાધારણ રીતે આપણે શાળા-કોલેજોમાં જ્યાં સુધી રીતસરનો અભ્યાસક્રમ નહિ ગોઠવીએ ત્યાં સુધી સામાન્ય સમાજમાં માત્ર જલસાઓથી શિષ્ટ સંગીત પ્રચલિત થાય તે અશક્ય છે. માટે ગુજરાત યુનિવર્સિટી તથા અન્ય યુનિવર્સિટીઓએ આ પ્રશ્ન તાત્કાલિક હાથ ધરવો જોઇએ.

છેવટે હિન્દની કલા-સંસ્કૃતિના પુનરુત્થાનમાં ગુજરાત પોતાનો લાક્ષણિક ફાળો આપવા સશક્ત અને સમર્થ બને એટલી જ અભ્યર્થના.

---

## પ્રાચીન ભવાઈ (૧૧ મા પાનાથી ચાલુ)

જોડા, માથે જૂની પાઘડી, અંગમાં થીગડાંવાળો ડગલો પહેરેલો, હાથમાં લાકડી ને કમ્મરે ખાંડુ એવા વેશે નીકળ્યા. મારો ડોસલો જોડે ચાકર થઇને ગયો. અમલ પાણી કરે, રોટલા ખાય ને હીંડ્યા જાય. ત્રણ ગાઉ રેવાજી રહ્યાં. ત્યાંના મુકામે તમારા દાજી રોટલા ઘડતાં હતાં ને મારો ડોસલો પાણી ભરવા જતાનાં. એવામાં તીરથ આવ્યું.

રામ: તીરથ તે શું?

રંગલો: તીરથ એટલે ગધેડું! તે ચોકમાં પેઠું, તે કેમે કર્યું જાય નહિ! તમારા દાજીએ પાડી બૂમ, મારો ડોસલો દોડી આવ્યો, ને ગધેડાનો એક કાન ઝાલ્યો, તમારા દાજીએ બીજો કાન ઝાલ્યો, બન્ને મળી ખેંચતા ખેંચતા વેગળે તેને મેલી આવ્યા, તે દિવસથી હું તમારો ગદ્ધાભાઇ કહેવાઉં.

રામ: ઠીક, તો મારો દાજી અને તારો ડોસલો બેએ મરી ગયા. હવે આપણી સગાઇ ઊતરી!

રંગલો: હવેને ફરીને આપણે ચડતી કરીએ.

ઠકરાળાં: સાંભળો છો રંગજી ઠાકોર! પાણી નહિ જાઇએ તો ઠાકોર પીશે શું?

આ રીતે લેખકે પાણી ભરવાના મૂળ પ્રસંગને ફરીથી જોડી દઇ વેશ આગળ લંબાવ્યો છે.

અહીં એક વાત કહેવા જેવી જણાય છે કે ભજવવા માટે લખાયેલો સંવાદ-ભજવતી વખતે જ ઉઠાવ આપે છે, માત્ર વાંચી જવાથી નહિ, એમ જુદું કહેવાની જરૂર નથી જ.

આ એકજ દૃષ્ટાન્ત ઉપરથી આપણને પ્રતીતિ થાય છે કે ભવાઇના પ્રાચીન સ્વરૂપમાં પણ ઉત્તમ પ્રકારનું નાટ્ય તત્વ હતું. લોકપ્રિય હાસ્યરસ હતો. મનોરંજનના નિર્દોષ પ્રકાર તરીકે એક કાળે ભવાઇને પ્રતિષ્ઠા પણ મળી હતી. કાળક્રમે ઘૂસી ગયેલા અશ્લિલ તત્વને એમાંથી દેશવટો આપીએ તો નાટ્યકલાના એક સર્વોત્તમ પ્રકાર તરીકે આજે ભવાઇનું ભાવિ ઘણા વિદ્વાનોને મન ઉજ્જવળ અને આશાસ્પદ છે. બદલાતા યુગને અનુલક્ષીને યોગ્ય સુધારા વધારા કરીને ભવાઇને પુનર્જીવીત કરવા માટે પ્રયત્નો થાય એ સૌ કોઇ ઇચ્છે.

# આ અંકનું એકાંકી

# ૧ માં સાત

પાત્રો : રમણ, લતા, કુમાર, ઇનામી.

સ્થળ : રમણના ઘરનો એક ખંડ. સમય : સાંજ.

રમણ અને લતા બેઠાં છે.

રમણ : લતા ! લતા !

લતા : કેમ શું છે ?

રમણ : આજે આપણે ત્યાં જમવાનું છે તો શું બનાવ્યું છે ? મેનુ શું છે ?

લતા : જાણે જાણીને પાછા એની કદર કરવાના હો તેમ મેનુ પૂછો છો ?

રમણ : ઓત્તારીની ! અરે, તું જે પણ કરે તેના મારે વખાણ કરવાં એવી પ્રતિજ્ઞા મે માબરામાંથી લીધી છે.

લતા : તેજ પંચાતી છે ને ! જાણકાર વખાણ કરે તેની કિંમત. તમે તો જે પણ હું કરું તેના વખાણ ઠોક્યે રાખો પછી એમાં મજા શી ?

રમણ : આ, લે હવે એવી રીતે કરશું. પણ કહે તો ખરી. શું મેનું છે ?

લતા : આજે તો ખાસ કશું બનાવ્યું નથી. પાપડીની મોસમ છે એટલે પૂરી, પાપડીના ઘૂઘરા, શીખંડ, એકાદ રસાદાર શાક અને ભાત કઢી.

રમણ : અરે ગ્રાન્ડ ! એથી વધારે જોઇએ પણ શું ? પેલા કુમારને તો એ બહુ ભાવશે. કમબખત મારી સાથે ભણતો હતો અને બીજા છોકરાં મારે કે ચીઢવે તો હું હંમેશાં એને બચાવી લેતો. અત્યારે ચાર-પાંચ હજાર રૂપિયા કમાતો બૅરિસ્ટર થઇ ગયો છે !

લતા : ચાર-પાંચ હજાર રૂપિયા ? સાચું કહો છો ?

રમણ : હા, હા, એથી વધારે, ઓછા નહિ.

લતા : ત્યારે તો બાઇસાબ, મારી એક અરજ છે.

રમણ : અરે તારી તે અરજ હોય ! આજ્ઞા હોય. ફરમાવી દો, રાજરાણી !

લતા : બસ, આ વિશે જ મારે કહેવું હતું. આજનો દા'ડો તમે જરા ગંભીર રહેજો.

રમણ : એટલે ?

લતા : એટલે એમ કે તમે તમારી મશ્કરીઓ રહેવા દેજો.

રમણ : મશ્કરી નહિ કરું ? અરે ગાંડી, કોઇ આપણે ત્યાં આવે ત્યારે ઘરડા ઘુવડ માફક સિરિયાઉસ થઇને બેસી રહેવાય ! એને હસાવવા તો જોઇએ જ ને ?

લતા : હું જાણું છું કે તમે નહિ માનો. પણ એટલું તો કરજો કે પેલી તમારી 'ખૂની સ્ત્રી'ની મશ્કરી અંદર લાવતા નહિ.

રમણ : પણ તારે આ મારી ખાસ સ્પેશ્યાલિટીની વાત ઉચ્ચારવી નહોતી જોઇતી. હું ભૂલી જ ગયેલો.

લતા : તો સારું ને ! ભૂલી જાઓ.

રમણ : પણ હવે તેં યાદ દેવડાવ્યું એટલે મારાથી બોલ્યા વિના નહિ રહેવાય.

લતા : એમ તમે કોઇને ખૂની કહી દો છો તે કેટલું ખરાબ ! એ બિચારી બાઇને ખોટું લાગી જાય.

રમણ : એ તો તારા મનના ધખારા છે. એમ મશ્કરી કરીએ એમાં કોઇને ખોટું લાગતું નથી—પણ કોઇ બારણું ઠોકે છે.

લતા : ઓ બાપ રે ! અને મેં તો હજી માથું પણ ઓળ્યું નથી. હું વાઘરણ માફક ફરું છું...હું જાઉં પછી બારણું ઊઘાડજો. (જાય છે)

રમણ : કોણ છે ભાઇ ? (બારણું ઊઘાડવા જાય છે. કુમાર આવે છે.) ઓહો ! હલ્લો કુમારચન્દ્ર બૅરિસ્ટર-એટ-લૉ-સાહેબ !

કુમાર : હલ્લો ! રમણલાલ દેસાઇ—મુંબઇના સૌથી મોટા ચારસો ને વીસ સૉલિસિટર સાહેબ !

રમણ : અલ્યા બ્હેકયો કે ? સ્કૂલમાં અને કૉલેજમાં ઊંચી પાટલુન પહેરતો હતો એથી પખાલી કહેવાતો તે ભૂલી ગયો કે !

કુમાર : હવે એમ તો આપ પોતે પણ રમણ ડબલ રોટીના નામથી પ્રસિદ્ધ હતા તેનું શું ?

રમણ : હવે જવા દેને. હવે તો તું ધીકતી કમાણીવાળો બૅરિસ્ટર અને હું પણ ઠીક ઠીક કમાતો સૉલિસિટર. પણ બિરાદર ! તું જરાક વહેલો આવી

— રૂપાંતરકાર —



શ્રી ધનસુખલાલ મહેતા

માતૃત્વની ભાવનાવાળી માતા કે પછી પેલી અપ્સરા કે પેલી ભૂતી! કોણ હશે? મારે ઓળખવી શી રીતે?

રમણ: અરે યાર, આવો નામાંકિત બૅરિસ્ટર થઇને આટલું શોધી નહિ શકે? શોધી કાઢજે. હું હમણાં પાછો આવું છું. (રમણ જાય છે)

(કુમાર જઇને બારણુ ઉઘાડી ઇનાક્ષીને દાખલ કરે છે)

ઇનાક્ષી : } બંને સાથે : { લતાબહેન નથી?<br>
કુમાર : } { ના–હા–એટલે કે તમે<br>
{ અંદર આવોને.

ઇનાક્ષી : એમ સાથે બોલવાનો યત્ન કરીએ છીએ એમાં આપણે બન્ને સમજી શકતાં નથી. એક પછી એક બોલીએ. પહેલાં તમે બોલો.

કુમાર: તમે પણ મારી માફક વહેલાં આવી ચડયાં લાગો છો.

ઇનાક્ષી : હા, એમ જ લાગે છે.

કુમાર: રમણ, મને એજ કહેતો હતો કે કદાચ બધાંને જ વહેલાં બોલાવ્યાં હોય.

ઇનાક્ષી : કોણે?

કુમાર: રમણની વહુએ, લતાબહેને બીજા કોણે?

ઇનાક્ષી: વાંક તો આપણો જ થયો. કેવું ખરાબ?

કુમાર: વાંક આપણો? આપણો શાનો? એમણે ખોટો ટાઇમ આપ્યો ને?

ઇનાક્ષી: એમણે કદાચ એમ કર્યું હોય, પણ વાંક તો આપણો જ ગણાય ને?

(કુમારને એમ લાગ્યું કે આવું તો આદર્શ સ્ત્રી જ બોલે)

કુમાર: ઓહ!

ઇનાક્ષી: કેમ ઓહ?

કુમાર: મારી મા આમ જ બોલતાં. પણ મારું નામ કુમાર–

ઇનાક્ષી: કુમારનું નામ કોણે સાંભળ્યું નહિ હોય? બધા ગુજરાતીઓ કુમારને લઇને મગરૂબ છે.

કુમાર: નહિ નહિ, જવા દો ને. એવી તે મેં શી મોટી ધાડ મારી છે! પણ–પણ હું પણ તમને ઓળખી શક્યો છું હોં!

ઇનાક્ષી: તમે મને ઓળખો છો! કેવી રીતે?

કુમાર: તમે દાખલ થયાં ને બોલ્યાં એ સાથે જ મને ખબર પડી ગઇ કે તમે 'આદર્શ સ્ત્રી' છો.

ઇનાક્ષી: એ વળી શું!

કુમાર: એ શબ્દ અમારા પુરુષોમાં વપરાય છે.

ઇનાક્ષી: વપરાતો હશે. પણ એનો અર્થ તો કહો.

કુમાર: અર્થ તો જાણે–સમજ્યાં ને! એટલે કે તમે વેલ જેવાં વૃક્ષને વળગી રહેતાં હો એવાં છો.

ઇનાક્ષી: એમ! વૃક્ષ કોણ? અને શા માટે વળગે!

કુમાર: હમણાં હું પરદેશ હતો એટલે અહીં સ્ત્રીઓ સાથે કેમ વર્તવું એ હું જરા ભૂલી ગયો છું.

ઇનાક્ષી: એ વાત સાચી–બધી વાતની રિયાઝ હોવી જોઇએ. આ જુઓને, મને જ પહેલાં ખાસ બોલતાં આવડતું ન હતું. પણ હવે–ગમે તે વિષય ઉપર–.

કુમાર: ઓહ! તમે તો સંસાર–સુધારક વકતા!

ઇનાક્ષી: તે કેમ? એમાં કશું ખોટું છે?

કુમાર: ના રે ના, એમાં ખોટું શું હોય?

(એટલામાં ઇનાક્ષીનો રૂમાલ પડી જાય છે. તે લેવા કુમાર જતો હતો, એટલામાં રમણનું વાક્ય યાદ આવ્યું અને એ અટકી ગયો.)

ઇનાક્ષી: મારો રૂમાલ....

કુમાર: આપુ?

ઇનાક્ષી: ના રે ના. નાહકની તસ્દી શા માટે લો છો! (પોતે લે છે.)

કુમાર: મને–મને–તમે–તમે–

ઇનાક્ષી: કેમ આમ કરો છો?

કુમાર: મને જરા વિચિત્ર લાગ્યું.

ઇનાક્ષી: તમે ધારેલી સ્ત્રી હું નહિ નીકળી?

કુમાર: હા, એમ જ–તમે તો જુદાં જ નીકળ્યાં.

ઇનાક્ષી: (હસીને) તો કાંઇ નહિ. મારી વાત છોડી દો ને.

કુમાર: નહિ, કદાપિ નહિ છોડું.

ઇનાક્ષી: હશે. એમ રાખો. પણ આ લતાબહેનનું ઘર બહુ મજાનું છે, નહિ?

કુમાર: ઘણું સરસ.

ઇનાક્ષી: પણ હજી તમે ઉપર પેલાં બેને જોયાં નથી. એ સૌથી સરસ છે.

કુમાર: કોણ?

ઇનાક્ષી: એમનાં બે નાનાં નાનાં ભૂલકાં.

કુમાર: શું? રમણ ને લતાને બે બે છોકરાં છે? પણ હું માત્ર દોઢેક વર્ષ જ બહાર રહ્યો હતો.

ઇનાક્ષી: દોઢેક વર્ષમાં તો ઘણું ઘણું થઇ શકે. મી. કુમાર, એ જોડ છે. બાબો અને બેબી.

કુમાર: એ પણ ઠીક, રમણે પણ ખૂબ કરી. (હસે છે.)

ઇનાક્ષી: બે છોકરાં હોવાં એમાં મશ્કરી લાગતી હોય તો હું કહું કે હું પણ મશ્કરીને યોગ્ય છું.

કુમાર: (ગભરાઇને) નારે ના, એવું કશું જ નથી. પણ–પણ તમને મેં કદી આ તરીકે ધાર્યાં જ ન હતાં!

ઇનાક્ષી: મી. કુમાર, હું વિનયી છું. અને ઘણાં અપમાન સહન કરી શકું છું પણ આ અપમાન હું કદી ભૂલીશ નહિ.

કુમાર: હું, હું મારા શબ્દો પાછા ખેંચી લઉં છું.

ઇનાક્ષી : ઓહ: સરસ વાત હતી. પણ એમાં તમે મારે વિશે શું જાણી શક્યા?

કુમાર: એ હું હમણાં નહિ કહું. પણ એક બીજી વાત કહું. રમણ હાથ મોં ધોવા ચાલ્યો ગયો તે પહેલાં એણે આજે જે જે યુવતીઓ જમવા આવનાર છે, તે તે યુવતીઓને વિશે મને થોડીક માહિતી આપી. પણ એ બધીમાંથી કોઇનાં એણે મને નામ નહિ કહ્યાં. એથી હું તમે કોણ છો એ જાણવાના ફાંફાં માર્યા કરું છું.

ઇનાક્ષી: તમે રમણભાઇને મારા જેટલા ઓળખતા નથી. પણ ત્યારે હવે મને તમે ઓળખી?

કુમાર: તમે કોણ છો એની મેં જે ધારણા બાંધેલી તે ન કહેતાં, તમે કોણ નથી એની મેં અટકળ કરેલી તે કહું. એક યુવતી, જેનામાં હાસ્યરસ આગળ પડતો છે.

ઇનાક્ષી: ઓહ!

કુમાર: એ યુવતી તો તમે નથી જ.

ઇનાક્ષી: તમે કેમ જાણ્યું? હં અં, પેલા ટાલિયા અને તબૂચની વાત ઉપરથી તમે નિર્ણય કરી લીધો.

કુમાર: પણ તેમાં શું થઇ ગયું? મને કાંઇ તેને લઇને તમારા પ્રત્યે તિરસ્કાર નથી આવ્યો. પછી એક બીજી બાઇ તે અપ્સરા-જબરી ફ્લર્ટ!

ઇનાક્ષી: એ હરામખોર રમણભાઇએ એ ફ્લર્ટને માટે-અપ્સરા માટે જેટલું કહ્યું હોય તેટલું મને કહો.

કુમાર: બીજું શું? દરેક દરેક પુરુષ જોડે એ યુવતી 'ફ્લર્ટીંગ' કરે છે-ખૂબ ચેનચાળા કરે છે. એ યુવતી કોણ તે તમે જાણો છો?

ઇનાક્ષી: (હસવું ખાળીને) ના રે ના, મને કેમ ખબર પડે? પણ બીજી બધી?

કુમાર: બીજીમાં તો કોણ? હા, એણે એક યુવતીની વાત કહી પણ તે તો મજાકમાં તેણે કહ્યું હશે.

ઇનાક્ષી: હા, પણ છતાં કહોને!

કુમાર: એણે એમ કહેલું કે એક ખૂની યુવતી આવનાર છે.

ઇનાક્ષી : એમ! (પછી સમજી જાય છે, અને ગંભીર થઇને બોલે છે.) ઓહ રમણભાઇ પણ!

દિલ્હીમાં ઓલ ઇન્ડિયા રેડિયોના ગીત-નાટ્ય મહોત્સવમાં



"રંગભૂમિ"એ રજુ કરેલ હિંદી નાટક "સહકાર દીપ"માં સુમન્ત વ્યાસ, નૂતન કન્યારિયા, પ્રતાપ ઓઝા, ગિરીશ વૈદ્ય વગેરે નજરે પડે છે.

કુમાર: અરે, એ તો એની બનાવટ.

ઇનાક્ષી : ના રે, એમાં બનાવટ નથી.

કુમાર: એટલે? એક ખૂની યુવતી અહીં આજે જમવા આવનાર છે એમ જાણતાં હોત તો તમે આવત જ નહિ. ખરું ને?

ઇનાક્ષી : હું જાણતી હતી.

કુમાર : શું? શું? પણ એનો કાંઇક બચાવ હશે.

ઇનાક્ષી: હા, છે તો ખરો. પહેલાં મને જરા બીક લાગી કે તમે એ બાબતમાં બહુ ચોખલિયા થશો.

કુમાર: ચોખલિયા? તમે મને એ ખૂની બાઇને માટે કશુ નહિ કહો?

ઇનાક્ષી : શા માટે નહિ? એ યુવતી પોતાની નાની છોકરી જોડે ટ્રેનમાં મુસાફરી કરતી હતી. તેવામાં એક પુરુષ આવ્યો અને તેણે કાચની બારી ઉઘાડી નાખી. પેલી સ્ત્રીએ વિનયથી તે બંધ કરવાનું કહ્યું. "મારી બેબીને શરદી થઇ છે. માટે પ્લીઝ બારી બંધ કરો." એમ એણે કહ્યું. મરદે સામુ કહ્યું કે "નહિ, બંધ બારી હોય તો મને ગુંગળામણ થાય છે."

કુમાર: જો પેલો પુરુષ પણ ખરો-પછી?

ઇનાક્ષી : પેલી બાઇએ પાછું વિનયથી બારી બંધ કરવાનું કહ્યું પણ પુરુષે તોછડાઇથી એનો એ જ જવાબ આપ્યો. પછી, તમે જ બોલો, બિચારી બાઇ બીજું કરે પણ શું?

કુમાર: તેણે-બાઇએ શું કર્યું?

ઇનાક્ષી : (બહુ જ શાંતિથી) બીજું શું! બારણું ઉઘાડ્યું અને પેલા પુરુષને ધક્કો મારીને બહાર ફેંકી દીધો.

કુમાર: (ઘણો ઉશ્કેરાઇને) બહાર ફેંકી દીધો?

ઇનાક્ષી : હા.

કુમાર: (એટલો જ ઉશ્કેરાઇને) અને-અને પેલો મરદ મરણ પામ્યો?

ઇનાક્ષી : હાસ્તો વળી. નીચે લાઇન ઉપર જ-પાટા ઉપર જ પડ્યો અને મૃત્યુ પામ્યો.

કુમાર: એ બાઇની નજર આગળ?

# પ્રકાશ
અને
# વેશભૂષા

એક વાર નાટકની પસંદગી થઈ કે એની રજૂઆતનો સવાલ ઊભો થવાનો. આ રજૂઆત રંગમંચ, સન્નિવેશ, કલાકારો, દૃશ્યસામગ્રીના વિવિધ ઉપકરણો પર અવલંબે છે. આમાંના બે તત્ત્વો, પ્રકાશ અને વેશભૂષાને એમની પોતીકી કહેવાય એવી સાદી બારખડી અને અનુભવે, અખતરાએ અને અભ્યાસે જ સાંપડતું જટિલ એવું વ્યાકરણ પણ છે. વેશભૂષા અને પ્રકાશયોજનાનો સુમેળ નાટકની રજૂઆતને જીવંત બનાવવા ઉપરાંત આખા રંગમંચને એનું વિશિષ્ટ કલેવર આપી દે છે. આનો અર્થ એવો નથી કે બીજાં તત્ત્વો ગૌણ કે ઉપેક્ષાપાત્ર છે. વાસ્તવમાં નાટકની સફળ રજૂઆત એટલે નાટકના તમામ અંગઉપાંગોનો મધુર અને સંવાદી સુમેળ જ. અને આમાં નાટકકારથી માંડી અદના પ્રેક્ષક સુધી ઘણું બધું આવી જાય છે. રંગભૂમિના જુદા જુદા કસબીઓ બીજાં અંગોનો પરિચય આપતા રહેશે, અને એમાંથી એક વાત એ જોઈ શકાશે કે રજૂઆતના અનેક તત્ત્વોને પોતાનું નિરાળું જ વ્યક્તિત્વ હોય છે, અને એની અનોખી માવજતને મિજાજ પણ હોય છે જ! એનો રિયાઝ પણ નિરનિરાળો જ હોય છે.

રંગમંચના વિવિધ અંગોના વિકાસની રૂપરેખા નિરૂપવાનો અહીં અવકાશ નથી, પરંતુ અનેક નાટકો જોઈ ચૂકેલા રંગભૂમિરસિયા એટલું તો જાણતા જ હશે

લેખક :



શ્રી દામુભાઈ ઝવેરી

કે મશાલો, કિટ્સન લાઇટ, ગેસના દીવા, ને પગદીવાથી (ફૂટલાઇટ્સ) માંડીને તે આજના નાટકની ભાવવાહી, કલાત્મક અને સમૃદ્ધ પ્રકાશયોજના ન ટકો માણવાની એક નવી જ નજરની આપણને ભેટ દઈ દે છે. આ નજર રંગમંચ ઉપરના સન્નિવેશ, પાત્રોની ગતિ અને અભિનય, ભાવ અને ભાષા, એમનાં વેશ, આભુષણો આદિથી એ સંવાદી સુમેળમાં રાખે છે. આમાનું કશુંયે, ક્યાંય પણ ખૂંચતું હોય તો તે એને ખૂંચે છે.

પ્રકાશ યોજના કહેવાય છે તે યોગ્ય જ છે. એ શાસ્ત્ર પણ છે અને કલા પણ છે. નાટકનું કથાવસ્તુ, પાત્રોનું વ્યક્તિત્વ, જે ભાવ એમને રજૂ કરવાનો છે એ ભાવ અને એની ભાષા, સ્થળ અને સમય, વાતાવરણના રૂપરંગ અને મિજાજ, આ તમામ પ્રકાશને આધારે સજીવ બને છે. નાટકના દૃશ્યોમાં બદલાતો જતો સમય–સવાર, બપોર, સાંજ, રાત–મેઘની ગર્જના, મુશળધાર વરસાદ કે પાત્રોની બદલાતી જતી મનોદશા એમનો આનંદ કે ઉન્માદ, હાસ્ય કે આંસુ, વિનોદ, કે વિષાદ આ તમામને પ્રકાશને સહારે ઊઠાવ આપી શકાય છે. સમસ્ત તખતાને આધારે રહેતા ભાવના દેહને કોઈક એક ભાગને અને એની તત્કાલીન મનોદશાને પ્રકાશની મદદે ઉચિત આકાર, રંગ અને પ્રમાણ આપી શકાય છે. સ્પોટ, ફ્લડ અને ડીમર એ પ્રકાશયોજનાની પરિભાષાના આજના પરિચિત શબ્દો છે. પ્રત્યેકને પોતપોતાનું વિશિષ્ટ કાર્ય હોય છે. આ તમામનો સમુચિત ઉપયોગ એનાં સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર રજૂઆતને સ–રસ, ભાવવાહિ ને જીવંત બનાવે છે. એનો અયોગ્ય ઉપયોગ રજૂઆતને કથળાવે છે. પ્રેક્ષકની

**મે માસની ૨૭મી તારીખે ઓલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ કેન્દ્ર પરથી આ સંભાષણ રજુ થયું હતું. જે અમે અહીં સાભાર ઉદ્ધૃત કરીએ છીએ.**

લેખક: શ્રી દામુ ઝવેરી

ગુર્જરી" ની અપૂર્વ સફળતામાં એના ભાવ અને ભાષા ઉપરાંત એના પ્રકાશ આયોજનને પણ ઘણો મોટો ભાગ ભજવ્યો હતો. નાટકના ભાવ, સમય, સ્થળ અને ગતિ આ તમામને પ્રકાશની મદદે અનેરો ઉઠાવ અપાયો હતો. બદલાતાં જતાં દૃશ્યોને એના "મૂડ" પ્રમાણે પ્રકાશ ખીલતો કે ઝંખવાતો અને કલાકારના અભિનયમાં સમરસ થઈ પ્રેક્ષકના આનંદને અનેકગણો વધારતો. લડાઈના દૃશ્યો, રાજમહેલ, બાદશાહની છાવણીનો માર્ગ, કૂવાને કાંઠે થતું મેનાની સાહેલીઓનું મિલન, આ તમામને પ્રકાશધારાએ ખૂબ અસરકારક બનાવ્યાં.

"સ્નેહનાં ઝેર"માં અર્વાચીન નાટકોની પ્રકાશકલાનું એક સુંદર શિખર જોઈ શકાશે. નાટકનો મુખ્યભાવ, "શું થશે તેનું કુતૂહલ" પ્રકાશને સહારે એવો તો ઘૂંટાયો હતો કે એની ચોટ પ્રેક્ષકના મન ઉપર ખૂબ ઘેરી બની હતી. ભિન્ન સ્થળ અને સમય એકી સાથે તખતા ઉપર બતાવવાનો એ અભિનવ પ્રયોગ કલાકારોની કલાને ઝેબ આપી ગયો. તખતાના એક ભાગમાં જેલ હતી જ્યાં રાત પ્રભાતની સંતાકૂકડી રમાતી હતી. બીજા ભાગમાં હતું દીવાનખાનું. જેમાં જીવનની બાજી હારી ગયેલી એ નારીની હતાશા, વેદના, આંસુ, ભય, શોક, ઉન્માદ જેવા નિરનિરાળા ભાવો સવાર-સાંજથી તે મોડી રાત સુધીના આથમતા જતા પ્રકાશ અને ઘૂંટાતા અંધકારના ચોકઠામાં મઢી લેવાયાં હતાં અને પેલું ટીકટીક કરતું ઘડિયાળ તેજના નાનકડા વર્તુળમાં તખતા ઉપરનું એક પાત્ર જ બની જતું હતું.

> **સ્નેહનાં ઝેર**
>
> નાટકનો મુખ્ય ભાવ, "શું થશે તેનું કુતૂહલ" પ્રકાશને સહારે એવો તો ઘૂંટાયો હતો કે એની ચોટ પ્રેક્ષકના મન પર ખૂબ ઘેરી બની હતી. ભિન્ન સ્થળ ને સમયનું એકી વખતે દર્શન પ્રકાશ-કલાને ઝેબ આપતું હતું.

"બારેલો અગ્નિ" ઘણાના સ્મરણપટ ઉપર તાજું હશે. એમાં પ્રકાશકલાની એક નવી જ ભૂમિકા સર કરવામાં આવી હતી. જુદે જુદે સ્થળે એકી સાથે બનતા બનાવોને તખતા ઉપર ડિઝ્સૉલ્વ્સ-અપ્સ એન્ડ ડાઉન્સ-સ્થિતિ દ્વારા નિરૂપવામાં આવ્યા હતા અને જ્યારે દેશ આખામાં ક્રાન્તિની ચિનગારી પ્રગટી ત્યારે કલાત્મક રીતે તખતા ઉપર ગોઠવેલો હિંદુસ્તાનનો આકાર લાલ લાલ પ્રકાશમાં નાહી રહ્યો. રુદ્રદત્તની પાઠશાળા, પાસેનું શિવાલય, સામેનું દેવળ, બહુ આઘે નહિ એવો છૂપો શસ્ત્રાગાર. આ બધું એક જ સન્નિવેશમાં થયેલું સંકલન જેટલું અપૂર્વ હતું તેટલી જ અદ્ભુત હતી અજવાળાને આધારે એમાં આણવામાં આવેલી એકવાક્યતા. પ્રત્યેક સ્થળ સાથે સંકળાયેલી વ્યક્તિ અને એના ભાવ તેટલા સમય માટે સૌનું ધ્યાન રોકી રહે એ વિશિષ્ટતા, પ્રકાશનના પ્રમાણ, વિસ્તાર, રંગ અને દિશાના સુમેળથી સાધી શકાઈ હતી. આ ઉપરાંત સૂચિત પ્રકાશધારામાં પણ નાટકનાં કેટલાંક દૃશ્યો આબેહૂબ મૂર્ત થયાં હતાં. શસ્ત્રાગાર ઉડાવવાના, મંગળ પાંડેની ફાંસીના, લડાઈનાં દૃશ્યમાં વગેરે સૂચિત પ્રકાશને સહારે ખૂબ ખૂબ અસરકારક બન્યાં હતાં.

> **અગ્નિ**
>
> કલાની નવી જ અને જ્યારે દેશ ચિનગારી પ્રગટી તખતા ઉપર સ્તાનનો આકાર શમાં નાહી રહ્યો.

પ્રકાશ આયોજનના આ કંઈક વિસ્તૃત વિવરણ બાદ વેશભૂષાનો વિચાર કરીએ. નાટકો, નૃત્ય નાટકો, સંગીત નાટકો, છાયા નાટકો જેવા જુદા જુદા પ્રકારોને પોતપોતાના સ્વરૂપ પ્રમાણેની નવી નોખી વેશભૂષા હોય છે. એમાં વળી નાટકનું વસ્તુ ઐતિહાસિક, પૌરાણિક કે આધુનિક કાલ્પનિક હોય તો તે પ્રમાણે વેશભૂષા બદલાય. વેશભૂષાનું મુખ્ય પ્રયોજન જે સ્થળ, સમય, સમાજ, કે સ્થિતિનું નાટક નિરૂપણ કરતું હોય તેમાં પ્રેક્ષકને સમરસ બનાવવાનું છે. એના આંખને રંગમંચ ઉપરના કલાકારની વાણીમાં, વસ્ત્રોમાં કે વેશમાં કશુંએ અડવું, વિચિત્ર કાળગણનાની દૃષ્ટિએ વિરોધી હોય એવું ના દેખાવું જોઈએ. નવી રંગભૂમિએ છેલ્લાં દશ પંદર વર્ષનાં ગાળામાં રજૂ કરેલી નૃત્ય, નાટિકાઓ, મીરાંબાઈ, આમ્રપાલી, નરસિંહ મહેતા, ભારત દર્શન, રામ શબરી, ગીત ગોવિંદ, નૂરજહાં કે રામાયણ, પંચતંત્ર જેવી છાયા નાટિકાઓનો ખ્યાલ કરશો તો કથાવસ્તુ ઐતિહાસિક હોય કે પૌરાણિક તે પ્રમાણે વેશભૂષા તખતો દીપાવે છે. કલાકારને ભાવદર્શનમાં ઉપયોગી બને છે. પ્રેક્ષકને નાટકનો રસ માણવા માટે આવશ્યક લાગે છે.

શું પ્રકાશ આયોજન કે શું વેશભૂષા બંને રિયાઝ માગી લે છે. વેશભૂષાના અભ્યાસ માટે જે જે સમયનું નાટક હોય તે તે વસ્તુના ઇતિહાસ ગ્રન્થો જોવા પડે, એમાં સંશોધનને પૂરતો અવકાશ છે. એક જ નાટકમાં જુદા જુદા

અત્રે પ્રકટ કરેલી યાદી તૈયાર કરવામાં, ખરી માહિતી મેળવવાનો શક્ય એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે, છતાં ભૂલ રહી જવાનો સંભવ છે. જાણકારો તે તરફ સંપાદકનું લક્ષ ખેંચશે તો યોગ્ય કરવામાં આવશે.



# નિપથ્યની દુનિયા

:સંપાદક:
શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી

આ સંસ્થાઓની માહિતી અંગે શ્રી રતિલાલ શાહના સૌજન્યથી 'ચિત્રપટ' સાપ્તાહિકના તે સમયના અંકોનો ઉપયોગ કર્યો છે, જે માટે તેમના આભારી છીએ. —સંપાદક

## શ્રી સરોજ નાટક સમાજ

અમદાવાદના એક શ્રીમંત અને નાટ્યરસિક નવયુવાન શેઠ રમણલાલ લાલભાઈએ સને ૧૯૨૮ માં અમદાવાદમાં શાન્તિભુવન થિયેટરમાં **શ્રી સરોજ નાટક સમાજ** નામે એક નાટ્યસંસ્થા શરૂ કરી. શ્રી પ્યારેલાલ વિઠ્ઠલરાય મહેતા નામની, તે વખતે નાટક કંપનીઓનું મુરબ્બીપણું ધરાવતી એક વ્યક્તિ આ કાર્યમાં તેમની સલાહકાર તરીકે હતી.

સિનસિનેરી ડ્રેસીસ વગેરે તદન નવા તૈયાર કરાવ્યાં. બંધ થયેલી શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજનાં **માયા મોહિની, સ્નેહ સુધા, પિતૃભક્ત પ્રભાકર** અને **સાગર સરિતા** આદિ નાટકો ભજવવાના હક્કો ખરીદી લીધા.

શ્રી દિનુભાઈ ચંદુલાલ મહેતાને મેનેજર તરીકે, શ્રી મૂળચંદ બ્રિજવલ્લભદાસને આસિસ્ટંટ મેનેજર તરીકે, જાણીતા કલાકાર શ્રી મોહનલાલાજીને દિગ્દર્શક તરીકે અને પેટી માસ્તર શ્રી શાન્તિલાલ કુબેરદાસ રાવળ તથા મા. બળદેવને ઓરકેસ્ટ્રા વિભાગમાં નિયુક્ત કર્યા.

શ્રી પ્રાણશંકર આચાર્ય, ગુલામ મહમદ અને પ્રેમશંકર (કુમળી કળી) જેવા નામી કલાકારોને રોકયા.

મુનશી મોહયુદ્દીન નાઝાંના લખેલા હિન્દી નાટકથી શરૂઆત કરી.

૧. **બોલતા હંસ:** (હિન્દી) ૧૯૨૮.

લેખક: મુનશી મોહયુદ્દીન નાઝાં.
સંગીત: શ્રી શાન્તિલાલ કુબેરદાસ રાવળ.
દિગ્દર્શક: શ્રી મોહનલાલાજી.

પાત્રો: મોહનલાલાજી, ગુલામ મહમદ, પ્રાણશંકર આચાર્ય, પ્રેમશંકર (કુમળી કળી), ચૂનીલાલ (કડી) અને ઝીણાભાઈ.

નાટક ઠીક વખણાયું.

ત્યારબાદ શ્રી વિદ્યાવિનોદ નાટક સમાજના શ્રી નારાયણ વિસનજી ઠક્કર કૃત **માયા મોહિની**, શ્રી મણિલાલ પાગલ કૃત **સ્નેહ સુધા**, અને રાજકવિ નથુરામ સુંદરજી શુક્લ કૃત **પિતૃભક્ત પ્રભાકર (રંગીલો યોગી** નામે) નાટકો રજૂ કર્યાં.

ટૂંક સમય બાદ કંપની વડોદરા મુકામે ગઈ. ચાલુ નાટકો રજૂ કર્યા. ધાર્યા મુજબ સફળતા પ્રાપ્ત ન થતાં કંપની અમદાવાદ પાછી ફરી.

શ્રી મણિલાલ પાગલ પાસે એક નવું નાટક લખાવવું શરૂ કર્યું, પરંતુ મોહનલાલાજી સાથે મતભેદ થતાં શ્રી પાગલ નાટક પૂરું કર્યા વિના કાઠિયાવાડ તરફ ઉપડી ગયા. પાછળથી જેમ તેમ કરી આ નાટક શ્રી નારણદાસ મોતીરામ પાસે પૂરું કરાવ્યું અને 'બેરોનેટ'ના નામથી રજૂઆત કરવાની તૈયારી કરી. નાટક બહાર પડે તે પહેલાં ગુજરાતના એકના એક બેરોનેટ સર ગિરજાપ્રસાદે ઇન્જંકશન લઈ એ નાટક અટકાવ્યું. બે માસની લાંબી વાટાઘાટ બાદ એ જ વસ્તુ **સર વસંતકુમારના** નામે રજૂ થઈ.

# શ્રી હિન્દ નાટક સંઘ

શ્રી દેશી નાટક સમાજમાંથી છૂટા થયેલ હાસ્ય રસના જાણીતા ખેલાડી શ્રી આણંદજી ભગવાનજી પંડ્યા (કબૂતર) એ તેજ કંપનીમાંથી અલગ થયેલ શ્રી કેશવલાલ (કપાતર), રાઘવજી, છબીલદાસ અને શામળજી વગેરે અન્ય નામી કલાકારોના સહકારથી સને ૧૯૩૫ના ઓકટોબર માસની શરૂઆતમાં મુંબઇમાં બાલીવાલા ગ્રાન્ડ થિયેટરમાં શ્રી હિન્દ નાટક સંઘ નામે પોતાની સ્વતંત્ર નાટ્ય સંસ્થા શરૂ કરી.

બંધ થયેલી શ્રી કાન્ત નાટક સમાજના સિનસિનેરી સીસ વિગેરે સરસામાન ખરીદી લીધો.

જાણીતા લેખક શ્રી ઉત્તમચંદ મંગળજી દોશી (કવિ મહાજન) ને મેનેજર તરીકે તથા શ્રી રાઘવજીને દિગ્દર્શક તરીકે નિયુકત કર્યા.

કવિ મહાજનના લખેલા નાટકથી શરૂઆત કરી.

**૧. વાલો નામોરી: ૩૧–૧૦–૧૯૩૫.**

લેખક: શ્રી ઉત્તમચંદ મંગળજી દોશી (કવિ મહાજન).

સંગીત: શ્રી આણંદજી પંડ્યા: શ્રી ફતુજી મારવાડી.

દિગ્દર્શક: શ્રી રાઘવજી શિવશંકર જોશી.

અભિનેતા: શ્રી મહમદ આલમ.

નૃત્ય: શ્રી રાણી દાન.

પાત્રો: મીસ એરમેલીન (ફિલ્મ સ્ટાર) રાઘવજી, આણંદજી (કબૂતર), કેશવલાલ (કપાતર), છબીલદાસ, હિંમતલાલ (કોમિક), મોહન ઠક્કર, વલીમહમદ, ત્રિકમલાલ, મોહન મારવાડી (નાનો), પ્રખ્યાત ગાયિકા હિરાસુંદરી અને બાલાસુંદરી ખાસ ભૂમિકામાં.

**નોંધ:** સૌરાષ્ટ્રમાં ભજવાયેલ વાલો નામોરી નાટકનો ઐતિહાસિક વિભાગ ચાલુ રાખી કોમિક અને કલ્પનાના ચિત્રો તદ્દન નવાજ આકારથી તૈયાર કરેલ.

જાણીતા નટ જાલેજર, મોહન સ્ટાર નર્મદાશંકર તથા પંજાબી નટી મીસ સલામતને રોકયા.

**૨. બાલસમ્રાટ વા ટીપુ સુલતાન: ૧૯–૧૨–૧૯૩૫.**

લેખક: શ્રી ઉત્તમચંદ મંગળજી દોશી (કવિ મહાજન)

સંગીત: શ્રી આણંદજી પંડ્યા: શ્રી ફતુજી મારવાડી

દિગ્દર્શક: શ્રી રાઘવજી શિવશંકર જોશી

પાત્રો: જાલેજર, આણંદજી (કબૂતર), રાઘવજી, કેશવલાલ (કપાતર), નર્મદાશંકર, છબીલદાસ, હિંમતલાલ (કોમિક), મોહન ઠક્કર, બદરીપ્રસાદ, રાણી દાન, હરિલાલ, ત્રિકમલાલ, ચમન, મોહન મારવાડી (નાનો) અને મીસ સલામત.

**૩. વિધિના લેખ: ૩૦–૧–૧૯૩૬ ગુરૂવાર.**

લેખક: શ્રી નરભેરામ ભુરાભાઇ પાંધી.
ગીતો: શ્રી મનસ્વી પ્રાંતિજવાળા.
સંગીત: શ્રી આણંદજી પંડ્યા: શ્રી ફતુજી મારવાડી.
દિગ્દર્શક: શ્રી રાઘવજી શિવશંકર જોશી.

પાત્રો: 'ટીપુ સુલતાન' નાટકના પાત્રોમાંથી,

**નોંધ:** કંપની શનિવાર તા. ૨૯–૨–૩૬થી ભાંગવાડી પ્રિન્સેસ થિયેટરમાં નાટકો ભજવવા લાગી.

કવી મહાજન તથા જાલેજર છૂટા થયા. અબદુલ રહેમાન કાબુલીને રોકયા.

**૪. અમરજી દિવાન: ૧૯–૪–૩૬**

લેખક: શ્રી ઉત્તમચંદ મંગળજી દોશી.(કવિ મહાજન)
સહાયક: શ્રી અમૃતલાલ રતનજી ત્રિવેદી
સંગીત: શ્રી આણંદજી પંડ્યા: શ્રી ફતુજી મારવાડી
દિગ્દર્શક શ્રી રાઘવજી શિવશંકર જોશી.

પાત્રો: અબદુલ રહેમાન કાબુલી, રાઘવજી, કેશવલાલ (કપાતર), આણંદજી (કબૂતર), નર્મદાશંકર, છબીલદાસ, ત્રિકમલાલ, રાણીદાન (નાચ માસ્તર), ભોજુદાન, વલીમહમદ ચમન, નારણ (મેવાડી), મા. મોહન મારવાડી (નાનો) અને બાલનટ પ્રભાશંકર.

અબદુલ રહેમાન કાબુલી છુટા થયા.: ડેનિયલ ડેવીડને મેનેજર તરીકે ની મ્યા.

**નોંધ:** ટૂંક સમય બાદ કંપની નવસારી, વડોદરા (મોરલી થિયેટર), ખંભાત, નડિયાદ અને અમદાવાદની મુસાફરી કરી ભાવનગર મુકામે વિજયરંગ થિયેટરમાં ગઇ. ચાલુ નાટકો ઉપરાંત દેશી નાટક સમાજનાં કેટલાક નાટકો રજૂ કર્યાં. ટૂંક સમય બાદ ભાવનગરથી ઉપડી કંપની લીમડી અને વઢવાણ કેમ્પ થઇને રાજકોટ મુકામે ન્યુતન થિયેટરમાં ગઇ. ચાલુ નાટકો ઉપરાંત નવું નાટક રજૂ કર્યું.

**૫. જીવન સંગ્રામ: નવેમ્બર ૧૯૩૫.**

કથાવસ્તુ: 'વીકટર હ્યુગો' નું 'લા મીઝરેબલ'
લેખક: શ્રી મંગળ કે. રાજપુરા બી. એ.
હાસ્ય: ગીતો: શ્રી મનસ્વી પ્રાંતિજવાળા.
સંગીત: શ્રી આણંદજી પંડ્યા: શ્રી ફતુજી મારવાડી.
દિગ્દર્શક: શ્રી રાઘવજી શિવશંકર જોશી.

પાત્રો: રાઘવજી, આણંદજી (કબૂતર), કેશવલાલ (કપાતર), છબીલદાસ, વલીમહમદ, મોહન ઠક્કર, શામજી (કડીયા), ત્રિકમલાલ અને મીસ રંભા.

**નોંધ:** કેશવલાલ (કપાતર) છૂટા થયા. કંપની ધોરાજી, જેતપુર અને મહુવાની મુસાફરી કરી ભાવનગર ગઇ. મોહનલાલ મારવાડી અને રોયલવાળા રતિલાલ જોડાયા.

ભાવનગરથી પાલીતાણા ગઇ અને ટૂંક સમય બાદ ત્યાં સને ૧૯૩૭ ના સપ્ટેમ્બરની આખરે બંધ થઇ.

તેમની ભૂમિકા સાથે ગુરૂવાર તા. ૩-૫-૧૯૩૪ની રાત્રે 'સત્તાના લોભ'થી શરૂઆત કરી. ચાલુ નાટકો રજૂ કર્યા.

કંપનીએ મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના અમુક નાટકો ભજવવાના હક્કો ખરીદ કર્યા.

**બલિરાજા** : ૩૦-૬-૩૪ શનિવાર.

પાત્રો :

બલિરાજા : મૂળજી ખુશાલ.

રત્નમાળા : જયંતિ.

જયંત : કેશવલાલ (સરસ્વતીચંદ્ર)

ત્ર્યંબક તડાકિયા : વિઠ્ઠલદાસ ભોજક

**નોંધ:** જાણીતા કલાકાર અને સંગીતકાર શ્રી ભગવાનદાસ, દોલત અને મા. કુબેરને રોકયા.

**સુકન્યા સાવિત્રી** : ૯-૮-૧૯૩૪ ગુરૂવાર

પાત્રો:

સત્યવાન : ભગવાનદાસ. સાવિત્રી : દોલત.

યમરાજ : મૂળજી ખુશાલ સુકન્યા : જયંતિ.

ઉગ્રસિંહ : વિઠ્ઠલદાસ ભોજક. ઝુમખી : કુબેર.

પગાર ઘટાડાને લીધે ઝવેરચંદ, દોલત, મોહનલાલ જાની અને મગન મામા વગેરે કલાકારો છૂટા થયા.

**૫. પુણ્ય પ્રભાવ:** ૧૫-૪-૧૯૩૪ શનિવાર.

લેખક: શ્રી જીવણલાલ કહાનજી અલભટ.

દિગ્દર્શક: શ્રી વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક.

પાત્રો: વિઠ્ઠલદાસ ભોજક, ભગવાનદાસ, મૂળજી ખુશાલ, જાલ સરદાર, અંબાલાલ (ચાંદની), ભીમજીભાઇ, જયંતિ, ગોવર્ધન અને કુબેર.

**નોંધ:** કુબેર છૂટા થયા. ઓકટોબરના અન્તરમાં કંપની સુરત મુકામે ગઇ. ચાલુ નાટકો રજૂ કર્યા.

વિઠ્ઠલદાસ ભોજક અને મૂળજી ખુશાલ છૂટા થયા. કંપનીનું નામ ખરાબે ચડયું. એકટરોના પગાર તથા થિયેટરનાં ભાડાં ચડી ગયાં. પરિણામે સને ૧૯૩૫ના જાન્યુઆરી માસની આખરે કંપની બંધ થઇ.

## ભારતભૂમિ એ જ સ્વર્ગ

હે નરવીર! મનમાં સાહસ રાખ અને અભિમાન ધરાવ કે, તું એક ભારતવાસી છે-અભિમાનપૂર્વક એમ કહે કે "હું એક ભારતવાસી છું, ને પ્રત્યેક ભારતવાસીજન મારો સહોદર છે" એમ પોકાર કરીને બોલ કે, "અજાન ભારતવાસી, દીન ભારતનિવાસી બ્રાહ્મણ-ભારતવાસી અને ભ્રષ્ટ ભારતવાસી સર્વ, સર્વ મારા બંધુ છે." ફાટેલાં વસ્ત્રો પરિધાન કર અને ગર્જના કરીને કહેતો જા કે "ભારતવાસી જનો મારા ભ્રાતા છે-ભારતવાસીઓ જ મારું જીવન છે, ભારતવર્ષનાં દેવદેવીઓ જ મારાં દેવદેવી છે,-ભારતવર્ષનો જનસમાજ તારી બાલ્યાવસ્થાનું પારણું છે, મારી યુવાવસ્થાનું આનંદોદ્યાન છે, અને મારી વૃદ્ધાવસ્થાનો પવિત્ર એકાંતવાસ છે" બંધો, બોલ કે, "ભારતવર્ષની ભૂમિ જ મારું ઉન્નતમાં ઉન્નત સ્વર્ગ છે; અને આર્યાવર્તનું હિત તે જ મારું હિત છે." તેમ જ દિવસ રાત એ જ પ્રાર્થના કરતો રહે કે, "હે પરમાત્માન્! હે વિશ્વમાતા! મારા મનુષ્યત્વનું રક્ષણ કર-હે શક્તિજનનિ! મારા અમાનુષત્વનો નાશ કરીને મને મનુષ્ય બનાવ!"

એમ. એ. જનાર્દ કર્યો મેરી
મિટ્ટી ખરાબ ફ્રી માંથી.

* * *

## ચોથો મુંબઈ રાજ્ય નાટય મહોત્સવ

ચોથો મુંબઇ રાજ્ય નાટય મહોત્સવ જાન્યુઆરી ૧૯૫૮ની શરૂઆતમાં યોજવામાં આવશે. આ માટેની પ્રાથમિક પ્રાદેશિક હરીફાઇઓ મુંબઇ રાજ્યનાં વિવિધ કેન્દ્રોમાં ૧૯૫૭ના નવેમ્બરના બીજા અઠવાડિયામાં શરૂ થશે. પ્રાદેશિક હરીફાઇઓમાં પસંદ કરાએલાં નાટકોને અંતિમ સ્પર્ધામાં ભાગ લેવા દેવામાં આવશે. મહોત્સવ સમય રાજ્યમાંની ગુજરાતી અને મરાઠી નાટય સંસ્થાઓ માટે ખુલ્લો છે. આ ઉપરાંત બૃહદ મુંબઇની કોલેજો તેમ જ પાઠશાળાઓને પણ વધુમાં વધુ અડધો કલાક સુધીનાં લબ્ધપ્રતિષ્ઠ સંસ્કૃત નાટકોમાંના પસંદ કરાયેલા પ્રવેશો ભજવવા દેવામાં આવશે.

નાટય મહોત્સવમાં ભાગ લેવા ઇચ્છતી સંસ્થાઓને જુલાઇ તા. ૧૦, ૧૯૫૭ પહેલાં સેક્રેટરી, રીક્રીએશન કમિટિ, પ્રકાશન કચેરી, સચિવાલય, ફોરશોર રોડ, મુંબઇ ખાતે પોતનાં નામો નોંધાવવાની સલાહ આપવામાં આવે છે. અરજી કરવા માટેનાં નિયત પત્રકો તે અધિકારી પાસેથી મળી શકશે. દરેક સંસ્થાએ ત્રણથી વધારે પ્રવેશપત્રો ભરવાં નહિં, જેથી યોગ્યતાના અભાવે સરકાર એકને પસંદગી ન આપે તો બીજું વિચારણામાં લઇ શકાય.

# ભારતની રંગભૂમિને ગુજરાતનું બહુમૂલ્ય અને વિરલ પ્રદાન



આજન્મ અભિનેતા, વિલક્ષણ દિગ્દર્શક

કાવ્ય, સંગીત અને નર્તનના જ્ઞાતા

ઉદારદિલ સજ્જન અને વેદાંતીક

## શ્રી અમૃત કેશવ નાયક

જન્મ : ૧૮૭૭ મૃત્યુ : ૧૮-૭-૧૯૦૭

ગુજરાતના 'સર હેનરી ઇરવિંગ' તરીકે જેમને અંગ્રેજ નાટ્ય વિવેચકે બિરદાવ્યા છે તે, રંગભૂમિના નામી અભિનેતા શ્રી **અમૃત કેશવ નાયકનું** નામ તો કોને અજાણ્યું હોય? **ત્રીસ વર્ષની ભરજુવાન વયે જીવનલીલા એમણે સંકેલી લીધી** પરંતુ તેજસ્વી પુરુષોનું માપ કાળને માપદંડે ઓછું જ કહાય છે? આટલી નાની ઉંમરમાંયે અમૃતે જે સિદ્ધિ ને પ્રસિદ્ધિ પ્રાપ્ત કર્યાં હતાં તે અદ્વિતીય હતાં.

### જન્મ, કુટુમ્બ, વિદ્યાભ્યાસ

**અમૃતનો જન્મ** અમદાવાદમાં તરગાળા જ્ઞાતિના કેશવલાલ નાયક નામના ગૃહસ્થ પિતાના ઘરમાં થયો હતો, **ઇ.સ. ૧૮૭૭માં.** એમનાં માતુશ્રીનું નામ સંતોકબાઇ, એમના બે ભાઇઓ પન્નાભાઇ અને વલ્લભદાસ. 'પન્નાભાઇ નાની ઉંમરે દેવલોક પામ્યા. વલ્લભભાઇ 'વલ્લાભાઇ'ના લાડીલા નામથી પ્રસિદ્ધ થયા હતા અને તેમણે પોતાના મોટાભાઇની નાટ્યપ્રણાલિ ચાલુ રાખી, મુંબઇની પારસી નાટક મંડળીના અભિનેતા અને દિગ્દર્શક તરીકે સારી કીર્તિ સંપાદિત કરી હતી.

કેશવલાલ નાયકની આર્થિક સ્થિતિ નબળી હતી છતાં વિદ્યા પ્રત્યે સ્વાભાવિક અભિરુચિ હોવાથી એમણે પાંચ વર્ષના અમૃતને અમદાવાદમાં સ્વામીનારાયણના મંદિર પાસેની કેશવલાલ મહેતાજીની નિશાળે ભણવા બેસાડયા. ત્યાં એમણે બે ગુજરાતી સુધી અભ્યાસ કર્યો. સાત વર્ષની વયે એ દરિયાપુરમાંની મ્યુનિસિપલ શાળામાં ભણવા બેઠા **ને ત્યાં પાંચ ગુજરાતી ચોપડી સુધી ભણી ગુજરાતી ભાષાના અભ્યાસને તિલાંજલી આપી.** અમૃતને નાનપણથી જ ઉર્દૂ તરફ વિશેષ અભિરુચિ હતી એટલે અમદાવાદમાં જ કાળુપુરની ઉર્દૂ નિશાળમાં બે ઉર્દૂ **ચોપડીની પરીક્ષા સાથે એમનાં શિક્ષણનાં દ્વાર બંધ થયાં.** પરંતુ ઇશ્વરી સંકેત એવો હશે કે અહીંથી જ એમણે ઉર્દૂ સાહિત્ય અને રંગભૂમિમાં પ્રવેશ કર્યો અને ખ્યાતનામ બન્યા.

### રંગભુમિ પર સફળ પ્રવેશ

નાયક અને ભોજક જાતિનાં બીજાં બાળકો માફક અમૃતે પણ **અગિયાર વર્ષની કુમળી વયે રંગભૂમિ પર પ્રવેશ કર્યો હતો અને તેને કંવરજી પાલનજી ખટાઉની આલ્ફ્રેડ નાટક મંડળીમાં માસિક રૂા. ૪૦ના પગારની નોકરી મળી હતી.** એ યુગમાં બાળકો

વિશિષ્ટતાપૂર્ણ રીતે જાળવીને, ભારતીય બનાવી, ઉર્દૂમાં ઉતારવાનો આરંભ કર્યો. તેને પરિણામે, **'ખૂને નાહક'** (હેમ્લેટ) **'બઝમે ફાની'** (રોમિયો એન્ડ જુલિયેટ), **'મુરિદે શક'** (વિન્ટર્સ ટેલ), **'શહીદે નાઝ'** (મેઝર ફોર મેઝર) **'મારે આસ્તિન'** અને તે ઉપરાંત **'અસિરે હીર્સ'** (શેરિડનનો પીઝારો) ઇત્યાદિ નાટકો રંગભૂમિ પર આવ્યાં અને મુંબઇ ઉપરાંત આખા ભારતવર્ષમાં પ્રેક્ષકોની ખૂબ પ્રશંસા પામ્યાં. એમની દિગ્દર્શકની શકિત પર અહીં ઓપ ચઢ્યો.

ખટાઉની જૂની આલ્ફ્રેડ નાટક મંડળી એમણે ૧૯૦૭માં છોડી. જૂના મિત્રો ઘણા દુઃખથી વિખૂટા પડયા અને તે જ દિવસે ફરામજી અપ્પુ આદિ ભાગિયાઓનાં નામથી પ્રસિદ્ધ થયેલી પારસી નાટક મંડળીમાં તેને ઘણા આદરથી અને મોટા પગારથી, એક સમારંભ જેવા પ્રસંગમાં ફૂલનો હાર પહેરાવીને, પૂર્ણ સત્તા સાથે, **દિગ્દર્શક તરીકે નીમવામાં આવ્યા,** તે સમયે તેમની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી. આ નવી મંડળીમાં તેમણે "દોરંગી દુનિયા"ના ઉર્દૂ રૂપાંતર 'કસોટી'માંથી પાત્રો ભજવવાનો આરંભ કર્યો. આ મંડળીમાં પણ પંડિત નારાયણપ્રસાદ બેતાબનો તેમને સહયોગ મળ્યો એટલે શેકસ્પિયરનો હિંદીકરણનો પ્રયોગ આગળ ચાલ્યો.

## કલગીરૂપ 'ઝહરી સાપ'

આને પરિણામે **'મીઠાં ઝહર'** (સિમ્બેલાઇન) તખતા ઉપર રજૂ થયું. 'મીઠાં ઝહર'ની સફળતાથી પ્રેરાઇને અમૃતે અને પંડિત બેતાબે એક મૌલિક કૃતિ હાથમાં લીધી. જેનું નામ હતું **'ઝહરી સાપ'** કે જેનો પૂર્વ પ્રયોગ ઓછામાં ઓછો એક વર્ષ ચાલ્યો હતો. 'ઝહરી સાપ'માં ઉર્દૂને ઉચ્ચ કક્ષામાં લઇ જવામાં આવી. અમૃતે અભિનયનું ધોરણ પણ ઘણું ઊંચું સ્થાપ્યું ને સર્વત્ર તેની તે કારણે પ્રશંસા થઇ. તખતાની ચાલુ પ્રણાલી પલટી તેને એક નવું નોખું સ્વરૂપ આપતાં તેમણે પોતાના દિગ્દર્શનનું સામર્થ્ય પણ દેખાડી આપ્યું. વસ્તુતઃ આ મંડળીમાં આવ્યા પછી એમની પ્રતિભા ઓર ખીલી. **'ઝહરી સાપ' અને મરતી વખતે અધૂરા મૂકેલા 'અમૃત' નાટકમાં એ પ્રતિભા પરાકાષ્ઠાએ પહોંચી હતી.**

અમૃતે 'ઝહરી-સાપ'માં પોતા માટે એક સળંગ અને કઠિન ભૂમિકાની સંકલના કરી હતી અને ક્રૂર કાવતરાંખોર શઠ નાયક 'નવાબ'ની અને એ ભૂમિકા સુંદર અને



**"મીઠાં ઝહર"માં વફાદાર તરીકે, શેકસ્પિયરના સિમ્બેલાઇન નાટકમાં 'પિસાનીઓ'ની ભૂમિકામાં.**

મૌલિકરૂપે અમૃત જ ભજવી ગયા છે. એમણે એ દ્વારા એ દૃષ્ટાંત પૂરું પાડયું કે ખરો અભિનેતા રસ કે **ભાવની મર્યાદામાં જકડાઇ રહેતો જ નથી.**

## 'ગુજરાતી' અમૃત

આ પરથી જોઇ શકાશે કે ઉર્દૂ રંગભૂમિના એક સમર્થ ઘડવૈયા તરીકે તો અમૃતનું નામ પંકાઇ જ ચૂક્યું હતું, પરંતુ તેને પડછે આ વાત ભુલાવી જોઇએ નહિ કે અમૃતે પોતાનાં પ્રથમ પહેલાં પગરણ પારસી ગુજરાતી નાટક 'ગામરેની ગોરી'થી કર્યાં હતાં. જિંદગીમાં ત્રણ જ નાટકમંડળીઓમાં એમણે કામ કર્યું હતું અને અને એ

પ્રસિદ્ધ જ્ઞાતા હતા. નાટકના આત્મારૂપ રસશાસ્ત્રના જાણકાર હતા.

દૃષ્ટાંત તરીકે સ્ત્રી પાત્રોમાં કયે ઠેકાણે કઇ નાયિકાનું વિધાન છે તે સમજીને તેને અનુરૂપ એ અભિનય એ શીખવતા. રંગભૂમિની આનુષંગિક કોઇ પણ કલા તેમને પરાઇ નહોતી. સંગીતમાં સ્વરની શ્રુતિ અને તાલમાત્રા સુધી તેમને પૂરી સમજ હતી. નર્તનકલાનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો. નર્તન શુદ્ધ શૈલીએ લાવવા માટે લખનૌમાં પંડિત કાલિકાપ્રસાદ તથા બિન્દાદીન મહારાજના સંપ્રદાયના જાતઅનુભવ મેળવવાને તેમણે થોડા તરુણોને ખાસ કરીને રામલાલને (પાછળથી જેઓ 'અભિનયશાસ્ત્રી' તરીકે પંકાયેલા) તાલીમ અર્થે મૂક્યા હતા. તેને પરિણામે નર્તન શૈલીબદ્ધ થવા ઉપરાંત, સ્ત્રી પાત્રોના અભિનય નાયિકાભેદ પ્રમાણે શાસ્ત્રીય રૂપ પામતા. આ સાથે, પ્રત્યેક પાત્રની વેશભૂષા અને વસ્ત્રાભૂષણની સજ્જતાની અનુરૂપ કલ્પના જાતે જ કરતા ને છેવટે દૃશ્ય સામગ્રીનું સંવિધાન અને રંગમેળ પર પણ સૂક્ષ્મ દૃષ્ટિ રાખતા. આમ 'શિક્ષક' પ્રકૃતિના અમૃત પોતાની મંડળીમાં સંગીત અને નર્તનની રીતસર શાળા જ ચલાવતા. સાથે સાથે મંડળીનાં નાનાબાલ–કલાકારોના પ્રાથમિક શિક્ષણની જવાબદારી પણ તેમણે સ્વીકારેલી.

## શિસ્ત પ્રેમ

નાટકના પૂર્વપ્રયોગો ચાલતા હોય તે વેળા અને રંગમંચ પર પ્રેક્ષકો સમક્ષ નાટકનો જાહેર પ્રયોગ થઇ રહ્યો હોય તે સમય દરમિયાન અમૃત ભારે શિસ્ત પાળતા ને પળાવતા. નાટ્યપ્રયોગ પૂરો થઇ ગયા પછી તે નાના મોટા સૌના મિત્ર બની જતા.

## સાહિત્યક્ષેત્રે પ્રદાન

નાટ્યલેખનમાં અમૃત વસ્તુની અને દૃશ્યોની સંકલના કરવાની સારી શક્તિ ધરાવતા હતા. લેખક સાથે સુમેળ સાધીને ઘણીવાર શુદ્ધ અને ઊંચી ઉર્દૂ ભાષામાં સંવાદો પણ જાતે લખતા. કવિ તરીકે પણ છૂટક ઘણાં કાવ્યો રચ્યાં હતાં અને તેમાંનાં થોડાંક તો તેમના અવસાન પછી નાટકોમાં ગવાયાં હતાં. "સતી ચંદ્રાવલી" (૧૯૦૮)માં તેના એક હિંદી ગીતની રચના સામિલ કરવામાં આવી હતી. તેની પ્રથમ પંક્તિ આ હતી: "સરપર ગાગર ધર કર ગજગામિની મ્હાલાતી આવે" એવી જ રીતે "માયામોહિની" (૧૯૨૧)માં તેમના એક ગુજરાતી ગીતને સામિલ કર્યું હતુ; શબ્દો : એ પંખીઓ અમે વનમાં ચરતાં'તાં."

> **શ્રી અમૃત વિશે કવિ સુંદરમ્**
>
> અમૃત કેશવ નાયકની થોડીક ગઝલો અને પ્રકીર્ણ કાવ્યો 'ભારત દુર્દશા નાટક' (૧૯૦૯)ની અંદર મળી આવે છે. ગઝલો સિવાય લેખકે પોતાના નાટકની અંદર પણ કેટલીક પદ્યરચના કરેલી છે... એનાં દુષ્ટ પાત્રો 'મદિરા', 'આળસ' વગેરેના મુખમાં મૂકેલાં કટાક્ષ અને વ્યંગ્યપ્રધાન પદ્યો ખાસ આકર્ષક છે. **લેખકની સૌથી વધુ શક્તિ ગઝલોમાં વ્યક્ત થઇ છે.** લેખકને ઉર્દૂ ગઝલો લખવાનો ઘણો સારો અભ્યાસ હતો. **ગુજરાતીમાં લખાયેલી ઉત્તમ ગઝલોમાં એની કેટલીક ગઝલોને મૂકી શકાય તેમ છે.** 'અગર તે ચર મારો તો બચો સંસાર મારો છે', 'કડી તલવારની ધમકી કડી કરમાંહી ખંજર છે,' 'મને વાગો નથી વ્હાલા, હૃદયમાં ઘર કરી બેસો', એ ગઝલો ખાસ નોંધપાત્ર છે... 'બટ અને બેનની લડાઇ' દલપતરીતિની એક રમૂજી કૃતિ છે અને **કર્તાની એ રીતની શક્તિનું સારું ઉદાહરણ છે.**

અમૃતનું ભાષાજ્ઞાન વિપુલ હતું. ગુજરાતી ઉપરાંત તેઓ મરાઠી, બંગાળી, હિન્દી ને ઉર્દૂના સારા જાણકાર હતા. પોતે કંપની સાથે ત્યાંના પ્રસિદ્ધ કવિઓ અને પંડિતોના પરિચયમાં આવેલા તેનું પણ આ એક સુભગ પરિણામ હોઇ શકે. સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદીના 'પ્રાણવિનિમય' જેવા કઠિન પુસ્તકનો સરળ ને શુદ્ધ હિન્દીમાં તેમણે કરેલો અનુવાદ આ રીતે જાણીતો છે. આ અનુવાદે મણિલાલની આ અણમોલ કૃતિને હિન્દીભાષાભાષી જનતામાં જાણીતી કરી અને એના ભાષાંતરકર્તા અમૃતનું નામ પણ એ જગતમાં વધુ પ્રસિદ્ધ થયું.

આ ઉપરાંત કાશીનિવાસી ચક્રચૂડામણિના 'હરિશ્ચન્દ્ર' નાટક પરથી ફેરફાર સાથે 'ભારત દુર્દશા નાટક' એમણે રચેલું ને તેને સંપૂર્ણ ગુજરાતી બનાવ્યું હતું. ઠક્કર નારાયણ વિસનજીએ પોતાના પત્ર 'મુસાફર'માં તે ક્રમશઃ પ્રકટ કર્યું હતું. એ પણ અમૃતની શક્તિઓનું સારું દ્યોતક છે. બીજાં નોંધપાત્ર સર્જનમાં એકાંકી નાટક 'કન્યા વિક્રયનો કેર,' 'નાદીરના દોરદમામ' નામે પાછળથી પ્રકટ થયેલી એમની નવલકથા 'નાદીરશાહ' અને હજી અપ્રકટ એવી હિંદીમાં લખાયેલી એક પારસી સંસારી નવલકથાનો સમાવેશ થાય છે. મુસ્લિમ સંસારનું ચિત્ર રજૂ કરતી પ્રેરિત

(અનુસંધાન પાના ૮થી ચાલુ)

અમૃતભાઇ આ સાંભળી ગયા. સીન પૂરો થયે મને આ વિશે પૂછ્યું. બીક લાગવાથી હું રોઇ પડયો. તેમણે મારી સત્યપ્રિયતા વખાણી અને કાવસજીશેઠને કહ્યું કે 'તમે ખોટું શબ્દ ઉચ્ચારણ કર્યું છે ને આ છોકરાએ તમારી ભૂલ કાઢી છે.' બીજા સાંભળનારાઓએ પણ સાક્ષી આપી. અમૃતભાઇએ શેઠ તરફથી મને દશ રૂપિયાનું ઇનામ અપાવ્યું.

એમનો સેવાગુણ પણ નોંધનીય છે. મુંબઇમાં મરકીના રોગથી કંપનીમાં અમારી ન્યાતના જે જે મૃત્યુ પામતા તેમને તેઓ જ અગ્નિસંસ્કાર કરતા. જ્ઞાતિભાઇઓ તરફ તેમને ખૂબ જ લાગણી હતી અને ઘણા એમની છત્રછાયા નીચે કુશળ કલાકારો બન્યા.

એક પ્રસંગે બાલીવાલાનો 'હરિશ્ચન્દ્ર' નાટક ભજવવાનું નક્કી થયું. એ વખતે કોપીરાઇટ ન હતો. પંદર દિવસમાં નાટક તૈયાર થયું. અમૃતભાઇ હરિશ્ચન્દ્ર તરીકે, માસ્ટર મોહન તારામતી તરીકે, કાવસજી શેઠ નક્ષત્ર તરીકે અને હું રોહિતની ભૂમિકા ભજવતો. શિયાળાના દિવસો હતા. છેલ્લા સીનમાં સાપ કરડવાથી રોહિતનું મૃત્યુ થાય છે એ સીન અરધો કલાક ચાલતો. મેં પહેરણ ને ઇજાર પહેરેલી હોવાથી મરી જવાનો અભિનય કરવા છતાં હું ઠંડીથી ધ્રૂજતો હતો. પ્રેક્ષકો આ ત્રુટી ક્ષમ્ય ન જ ગણે એ હેતુથી અમૃતભાઇએ તરત જ એક ગરમ કામળો મારા પર ઓઢાડી દીધો. એમની સમયસૂચકતા, ગરમ કામળાની હૂંફ અને મારી બાળ વયને કારણે હું ઊંઘી ગયો. છેલ્લે વિશ્વામિત્ર અંજલિ છાંટી કહે છે 'બેટા, ખડા હોજા.' પણ બંદા તો સૂતા હતા.

સમયસૂચકતા વાપરી અમૃતભાઇએ મને એવી ચૂંટી ભરી કે હું 'ઓ બાપ રે' કહી બેઠો થઇ ગયો. આ સંવાદ નાટકમાં ન હતો પણ અમૃતભાઇએ તરત જ જવાબ આપ્યો. 'હાં, હાં બેટા મેં તેરે પાસ હું.' નાટક પૂરા થયે અમૃતભાઇની એક થપ્પડે મારી સાન ઠેકાણે આણી કે હું નોકરી કરું છું અને સીનમાં મારે ઊંઘી ન જવું જોઇએ. છતાં મારા ઉપર એમની અપાર મમતા હતી. આગા હશ્ર મુનશી પાસે એમણે મને ઉર્દૂ શીખવા મૂક્યો. અને આજે મારી ઉર્દૂભાષા શુદ્ધ છે એ અમૃતભાઇની મહેનતને લીધે જ.

—લલ્લુભાઇ નાયક
વય ૬૪ વર્ષ

## અ-મૂન અમૃત

બાળપણથી જ મને નાટકનો શોખ અને આઠ આના નાઇટ પર હું નાટકોની ઓપેરાઓ વેચતો. નાટકમાં પાર્ટ આપવા મેં મી. બાલીવાલાને અરજ કરી પણ તેમણે ના પાડી. પ્લે હાઉસ ઉપર ખટાઉનો 'શકીદે નાઝ' ચાલતો હતો. રિહર્સલ વખતે હું ત્યાં પહોંચ્યો. વિરામ વખતે પુરુષોત્તમ નાયકે અમૃતલાલ સાથે મારી ઓળખાણ કરાવી. અમૃતલાલે ધારીને મને જોઇ લીધો. મનુષ્યને પહેલી નજરે પિછાનવાની એમનામાં અદ્દભૂત શક્તિ હતી. મને પૂછ્યું.

"નાટકનું શું કામ જાણે છે?"

મેં કહ્યું: "બાલીવાલા કંપનીના બધાં નાટકોના ગીતો મને મોઢે છે." છતાં મારી કસોટી કરવા ખાતર એમણે કહ્યું.

'તારા માબાપ વાંધો તો નહિ લે ને?'

મારે તો નાટકમાં કામ કરવું હતું એટલે મેં બનાવટ કરીને કહ્યું. 'હું તો એકલો છું, અગીઆરીમાં પડી રહું છું.' મારી હાલત ઉપર એમને દયા આવી, મને રૂપિયો આપ્યો ને બીજે દિવસે આવવા કહ્યું.

બીજે દિવસે તેઓ એક કવર તૈયાર કરી લાવ્યા હતા. ને મને એલેકઝાન્ડ્રા થિયેટ્રીકલ કંપનીના ડાયરેક્ટર મી. જોસેફ ડેવીડ પર ચિઠ્ઠી આપી. અમૃતલાલની ભલામણ એટલે ડેવીડે તરત જ મને વીસ રૂપિયાના માસિક પગારે રાખી લીધો. આ વાત મેં અમૃતલાલને કરી ને મારા મુખમાંથી સહજ બોલાઇ ગયું: "ગુરુ, તમારે પ્રતાપે મને નોકરી મળી ગઇ." એમણે બીજા મને પાંચ રૂપિયા આપ્યા ને મારા કામમાં અભ્યાસવૃત્તિ રાખવાની સલાહ આપી. એમની એ સલાહ મેં ચિવટથી પાળી. મારા કામ વખતે એમની મૂર્તિ મને યાદ આવતી અને એ પ્રેરણાથી હું આગળ વધ્યો. મારા પાઠમાં કંઇ મુશ્કેલી જણાય તો તરત હું એમની પાસે દોડી જતો અને તેઓ મને યોગ્ય સલાહ સૂચનો આપતા. અને મારા જેવા તો કેટલા યે કલાકારોને તેઓએ નામાંકિત કર્યા છે; જેમાં, જોહરા, ગૌહર, બેન્જામીન અને સોહરાબ મોદીના નામો પણ ગણાવી શકાય.

આજે હું વૃદ્ધાવસ્થામાં યે સુખી છું અને ચોક્કસ એ માનું છું કે અમારા પર એમનો હાથ છે. અમૃત હજુ યે અમારા મને જીવંત છે. સ્થૂલ દેહે નહિ તો સૂક્ષ્મ દેહે.

—જમશેદજી બી. ખાનસાહેબ
વય ૬૮ વર્ષ.

# ગુજરાતી નાટ્ય મંડળ

## પ્રવૃત્તિ અને પ્રાસંગિક નોંધ

મે માસમાં સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી તરફથી મુંબઇમાં ભારતીય વિદ્યાભવનમાં શ્રી ચન્દ્રવદન મહેતા કૃત 'શેત્રલને કાંઠે' રજૂ થયું હતું. આ પ્રસંગે અહીં આવેલ તેના કલાકારો અને અધિકારીઓને સન્માનવાનો એક સમારંભ મંડળ તરફથી શનિવાર તા. ૮મીએ દેના બેંકના સભાગૃહમાં યોજવામાં આવ્યો હતો. આ પ્રસંગે શ્રી જ્યોતીન્દ્ર હ. દવે પ્રમુખપદે બિરાજ્યા હતા.

શરૂઆતમાં જાણીતા કલાવિવેચક ડૉ. ડી. જી. વ્યાસ ગુજરાતના નાટક અને રંગભૂમિના ઇતિહાસમાં સૌરાષ્ટ્રનું કેવું અગ્રિમ અને ગૌરવભર્યું સ્થાન છે, તેનો નિર્દેશ કરીને અકાદમીએ મુંબઇ આવીને 'શેત્રલને કાંઠે' જેવું સૌરાષ્ટ્રની ધરતીની રોમાંચક અને વિરલ કથા ઉપરથી લખાયેલું નાટક પોતાના કલાકારો દ્વારા રજૂ કર્યું તેના અભિનંદન આપ્યા હતા. વધુમાં કહ્યું હતું કે આજે સ્વતંત્ર ભારતમાં બધા જ પ્રતો સમાન ટોચપર છે ત્યારે આપણે સંતોષી બનવાને બદલે અસંતોષી બનીને ગુજરાત-સૌરાષ્ટ્રની કીર્તિ અને ગૌરવ વધે અને જગતભરમાં મશહૂર બને એમ કરવું જોઇએ.

અકાદમીના મંત્રી શ્રી હરકાન્ત શુકલે મુંબઇને ભારતના સાંસ્કૃતિક અને કલાના પાટનગર તરીકે બિરદાવી હતી. તેમણે સૌરાષ્ટ્રની વિશિષ્ટતાઓ વર્ણવી હતી સૌરાષ્ટ્રમાં લોકગીત તેમ જ લોકનૃત્ય અને સાહિત્યની બાબતમાં સંશોધનનું અફાટ ક્ષેત્ર વિસ્તરેલું છે અને તે સૌરાષ્ટ્ર અકાદમી જેવી અત્યારે નાનીશી સંસ્થા પોતાના ગજા પ્રમાણે હાથ ધરી રહી છે અને એ દિશામાં ઘણું કરવા માગે છે.

શ્રી જયમલ્લ પરમારે કલાકાર ભાઇબહેનોનો પરિચય કરાવ્યો હતો, અને ગુજરાત, સૌરાષ્ટ્ર એવા ભેદ લુપ્ત થઇ જશે એવી આશા વ્યક્ત કરી હતી.

શ્રી ગુલાબદાસ બ્રોકરે કહ્યું હતું કે કલાનું એક આખું પોતાનું સ્વતંત્ર જગત છે. એમાં કોઇ જાતનો ભેદભાવ નથી, છતાં દરેક પ્રદેશને તેની કલાપ્રતિભા છે અને તજ્જન્ય કલાની જાતજાતની ભાત ઊપસી આવે છે એ કલાવૈશિષ્ટ્ય અક્ષત જાળવી રાખવું જોઇએ.

પ્રમુખપદેથી શ્રી જ્યોતીન્દ્ર દવેએ અકાદમીના અધિકારીઓ અને કલાકારોને આવકાર્યા હતાં. તેમણે કહ્યું કે, હિન્દુસ્તાનમાં રાજકીય, ધાર્મિક વિગેરે અનેક ભેદો પ્રવર્તે છે, તે છતાં સાંસ્કૃતિક, સાહિત્યિક અને કલાજન્ય અભેદ પ્રવર્તે છે. દરેકની કલા નિરનિરાળી છે, ભાત જુદીજુદી છે, પરંતુ એમાંથી જે એક આકૃતિ રચાય છે તે એક છે જે સૌંદર્ય પ્રગટે છે અને અનુભવીએ છીએ તે સમગ્ર કૃતિનું છે. અભેદનું નિર્માણ-કરનાર કલા છે. અકાદમી દર વર્ષે એકવાર આવીને નહિ પણ અનેકવાર આવીને પોતાના કલાકારો દ્વારા સૌરાષ્ટ્રની કલાનું દર્શન કરાવે એમ ઇચ્છીએ.

અંતમાં ગુજરાતી નાટ્ય મંડળના મંત્રી શ્રી પ્રાગજી ડોસાએ આભાર માન્યો હતો અને સમારંભ સમાપ્ત થયો હતો.

### ચર્ચા-સભા

ગત અંકમાં મંડળ તરફથી યોજાનાર ચર્ચા-સભાની તારીખ ૨૯ જૂન જાહેર કરવામાં આવી હતી, પણ સંજોગવશાત્ આ સમારંભ તા. ૬ઠ્ઠી જુલાઇ ૧૯૬૫ ને દિવસે યોજવાનું નક્કી કર્યું છે. આ ચર્ચા-સભાનો વિષય છે "આજની નાટ્યપ્રવૃત્તિ એટલે શ્રી, સરસ્વતી, શક્તિ અને સમયનો દુર્વ્યય."

### બોર્ડ ઓફ કન્ટ્રોલની ચૂંટણી

તા. ૬ ઠ્ઠી જુલાઇના રોજ દેના બેંકના સભાગૃહમાં મંડળના બોર્ડ ઓફ કન્ટ્રોલની નવા વર્ષની ચૂંટણીનું કાર્ય થશે. જેનું પરિણામ આવતા અંકમાં પ્રગટ કરીશું.

### સ્વ. અમૃત કેશવ નાયકની ૫૦ મી મૃત્યુતિથિ

તા. ૧૯મી જુલાઇ ને રોજ સ્વ શ્રી. અમૃત કેશવ નાયકની ૫૦ મી મૃત્યુતિથિ નિમિત્તે એક સમારંભ ભાંગવાડીના પ્રિન્સેસ થિયેટરમાં યોજવામાં આવશે.

### મંડળના નવા સભ્યો

**આજીવન સભ્ય**

શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ

**સાધારણ સભ્યો**

(૧) શ્રી હંસાબેન પ્રવીણચંદ્ર ગાંધી
(૨) ,, વાલજી ધનજી પોરેચા
(૩) ,, એરચ પાવરી
(૪) ,, કે. સી. શાહ
(૫) ,, નગીનદાસ જે. નાલાવાલા
(૬) ,, ડી. સી. નગરશેઠ
(૭) ,, ગોરધનદાસ જી. મોરારજી
(૮) ,, ચંદ્રવદન ચિમનલાલ મહેતા
(૯) ,, માણેકલાલ જે. મહેતા
(૧૦) ,, રણછોડદાસ ગોકલદાસ
(૧૧) ,, દેવળ વિનય સરૈયા
(૧૨) ,, સોરાબ અ. કલ્યાણ
(૧૩) ,, રસીકલાલ સોમાભાઇ વકીલ
(૧૪) પ્રા. મુરલી ઠાકુર

સૌરાષ્ટ્ર સંગીત નાટક અકાદમી



દેવરો
અને
આણલ દે

માર્કણ્ડ ભટ્ટ
અને
ઊર્મિલા ક્ષત્રિય

"શેતલને કાંઠે"નાં બે દશ્યો



ઢોલરો
અને
આણલ દે

બાપાલાલ રાવળ
અને
ઊર્મિલા ક્ષત્રિય